# बंकिमनिबंधमाला

## 'धर्मतत्त्व' तथा बाबु बंकिमचंद्रना
### जीवनवृत्तांतसहित



अनुवादकोः—

જગજીવન કાલિદાસ પાઠક—પોરબંદર (કાઠિયાવાડ)
કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા—મું૦ સુરત
ભીમજી હરજીવન સુશીલ—મઢડા



सस्तुं साहित्य वर्धक कार्यालय तरफथी
સંપાદક અને પ્રકાશક: ભિક્ષુ—અખંડાનંદ
સ્થળ—અમદાવાદ અને મુંબઈ



આવૃત્તિ બીજી, પૃષ્ઠસંખ્યા ૫૯૨, પ્રત ૩૩૦૦, કુલ ૭૬૦૦
અમદાવાદમાં મૂલ્ય ૧ાા અન્યત્ર ૨, પોઠ જૂદું
વિ૦સં૦ ૧૯૮૧. ઇ૦સં૦ ૧૯૨૪

# नवी आवृत्तिविषे प्रकाशकना बे बोल

આગલી આવૃત્તિ સં૦ ૧૯૭૩માં વિવિધ ગ્રંથમાળાના પુસ્તક ૮૦–૮૧–૮૨ રૂપે નીકળ્યા પછી થોડાજ સમયમાં આ પુસ્તક મળતુ બંધ પડયુ હતુ સંયોગોની અનુકૂળતા થતાં આજે તેની નવી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે. આગલી આવૃત્તિની પેઠે આમાં બે વિભાગ ન પાડતાં બધા લેખો સળંગજ અપાયા છે.

આગલી આવૃત્તિમા બંકિમ બાબુનું નાના હરીક પૃષ્ઠનુ જે છેક ટુંકુ ચરિત્ર અપાયલું, તેના કરતા આ આવૃત્તિમા અપાયલું ચરિત્ર અનેકગણા વિસ્તારવાળુ તેમજ એ પુરુષની અસામાન્ય નિડરતા, ન્યાયપ્રિયતા, દયાળુતા, સત્યપ્રત્યેનો પ્રેમ, વડિલો પ્રત્યેનો પૂજ્યભાવ, વગેરે સદ્‌ગુણોને દર્શાવનારા અનેક બોધપ્રદ તેમજ રસપ્રદ બનાવોના સમાવેશવાળુ જણાશે.

એ ઉપરાંત બંકિમ બાબુના ‘ધર્મતત્ત્વ’ નામક એક ઉત્તમ ધાર્મિક ગ્રંથનો અનુવાદ પણ આ આવૃત્તિ સાથે ઉમેરાયલો જણાશે. એ ગ્રંથ તેમજ ઉપર જણાવેલું ચરિત્ર, જૂદા પુસ્તક તરીકે પણ વિવિધ ગ્રંથમાળાના ૧૬૭–૬૮ મા અંકરૂપે હાલમાંજ બહાર પડેલ છે

આ પ્રમાણે ઉમેરો થવાથી આ પુસ્તકનું કદ આગલી આવૃત્તિ કરતાં લગભગ ચોગુણેમણું થયું છે. તેમજ કાગળો પણ આગલી આવૃત્તિ કરતા આમાં ચઢતી જાતના અને સ્વદેશી વાપરવામાં આવ્યા છે.

બંકિમચરિત્ર તો કાર્યાલયમાંજ હાથોહાથ તૈયાર કરી લેવાયલુ છે; પરંતુ ‘ધર્મતત્ત્વ’ના અનુવાદક જૂદા હોવાથી આ ગ્રંથના મુખપૃષ્ઠપર અનુવાદક તરીકે તેમના સહિત ત્રણ નામ અપાયાં છે.

અંગ્રેજી વાચી જાણનારા પાઠકો થોડાજ હોય છે, તેથી આગલી આવૃત્તિમાં અંગ્રેજી લીપીમાં છપાયલા અંગ્રેજી શબ્દો અને વાક્યોને કમી કરીને આ આવૃત્તિમાં માત્ર તેનો અનુવાદજ રહેવા દીધો છે. જ્યાં અંગ્રેજી શબ્દ રાખવા જેવું જણાયું ત્યાં પણ તે ગુજરાતીમાંજ આપેલા છે.

શરત્પૂર્ણિમા. સં. ૧૯૮૦.

# 'धर्मतत्त्व'नुं निवेदन

આ સસ્થા તરફથી જે મહાન સાહિત્યસેવકની કૃતિઓ અગાઉ (સ. ૧૯૭૩) માં 'બકિમ નિબધમાળા' રૂપે પ્રસિદ્ધ થએલી, તેઓજ આ 'ધર્મતત્ત્વ' ના મૂળ લેખક છે તેમનુ સરકારી ઉપાધિસહિત નામ "રાય બહાદુર બકિમચદ્ર ચત્રજી (ચેટરજી) સી. આઈ ઈ." હતું અસામાન્ય સાહિત્યસેવાને લીધે જનસમૂહમાં તેઓ 'બંગ સાહિત્ય સમ્રાટ્' ના નામથી વિશેષ વિખ્યાત છે તેમની વિદ્વત્તા જેમ અસામાન્ય અને બહુદેશી હતી, તેમ તેમનામા લેખનશક્તિ અને ચારિત્ર્યબળ પણ અસામાન્ય હતાં. સામાજિક બાબતોના તેઓ જેટલા ઉડા અભ્યાસી અને વિચારક હતા, તેટલોજ તેમનો ધાર્મિક અભ્યાસ અને વિશ્વાસ ઉંડો હતો. દેશના સામાન્ય જનવર્ગની અનેકવિધ અવદશા અને અજ્ઞાન તેઓને જણાઈ ચૂકયા હતાં, તેમ શિક્ષિત લોકો પણ વિદેશી અને વિધર્મી સત્તાના શિક્ષણ અને સસ્કૃતિથી અજાઇ જઇને નાજુક તેમજ આર્યધર્મથી અજ્ઞાત અને વિમુખ થતા ચાલે છે, એ પણ તેઓ જોઇ શકયા હતા. બકિમનુ દેશભક્ત હૃદય આવી સ્થિતિ જોઇને દ્રવીભૂત થાય અને ઉડા અભ્યાસ તથા લાંબા અનુભવના ફળરૂપે પોતાને પ્રાપ્ત થયેલા કલ્યાણકારી ધાર્મિક વિચારો પોતાની કુશળ લેખિનીદ્વારા પોતાના દેશબધુઓને પહોચાડવાને તેઓ પ્રેરાય એ સ્વાભાવિકજ છે.

'કૃષ્ણચરિત્ર' અને 'ધર્મતત્ત્વ' નામક તેમના બન્ને ગ્રથો એવી ઉચ્ચ પ્રેરણા અને ઉડા ધાર્મિક અભ્યાસનુજ પરિણામ છે 'કૃષ્ણચરિત્ર' માં તેમણે ભગવાન શ્રીકૃષ્ણનો મહિમા એવી અપૂર્વ રીતે દર્શાવી આપ્યો છે કે, તેવો અત્યાર સુધી બીજા કોઇએ દર્શાવેલો જણાયો નથી 'ધર્મતત્ત્વ' માં તેમણે વિશુદ્ધ પ્રભુભક્તિ તેમજ નિષ્કામ કર્મનાં ઉડાં રહસ્યો ઉકેલી બતાવવા પ્રયત્ન કર્યો છે, અને ઇશુખ્રિસ્તની અસામાન્ય શ્રદ્ધા, આત્મભોગ, સ્વાર્થત્યાગ, તેમજ લોકહિતાવહતા કરતાં ભારતીય પ્રલ્હાદની યોગ્યતા એ સર્વ બાબતોમા કેવી અનુપમ છે, તે લબાણથી તેમજ અસરકારક રીતે તેમણે સમજાવ્યુ છે

બકિમકૃત 'કૃષ્ણચરિત્ર' આ સસ્થા તરફથી પ્રસિદ્ધ કરીને વિશેષ પ્રચલિત થાય તેમ કરવાનો ઇરાદો અનેક વર્ષોથી છે, પરતુ તેનો શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીકૃત અનુવાદ લાંબા સમયથી નીકળી ચૂકેલો હોવાથી એ બાબત ત્વરાથી હાથ ધરવાની કાળજી ઉપજી નથી.

આ 'ધર્મતત્ત્વ' નો અનુવાદ શ્રીયુત સુશીલે જે કાળજીથી તૈયાર કર્યો છે તેને માટે તેઓ ધન્યવાદને પાત્ર છે

'બંકિમનિબંધમાળા'ની પહેલી આવૃત્તિ સાથે રેવરન્ડ હેરીક પૃષ્ઠનું ગ્રંથકર્તાનું જે છેક ટુંકું વૃત્તાન્ત અપાયલું, તેના કરતાં બીજી આવૃત્તિ માટે છ સાત ગણા વિસ્તારવાળું રસપ્રદ વૃત્તાન્ત યોજાયલું હોવાથી, અને એમાં તેમની અસામાન્ય નિડરતા, ન્યાયપ્રિયતા, દયાળુતા, સત્ય પ્રત્યેનો પ્રેમ, વડીલો પ્રત્યેનો પૂજ્યભાવ, વગેરે દર્શાવનારા અનેક બોધપ્રદ બનાવો વર્ણવેલા હોવાથી એ વૃત્તાંત આ ધર્મતત્ત્વની સાથે પણ જોડવામાં આવ્યું છે.

'ધર્મતત્ત્વ' અથવા તો કોઈ પણ ગ્રંથમાનો એકે એક વિચાર તો સર્વ કોઈને સંમત નજ થાય, પરંતુ બંકિમ બાબુ જેવા સમર્થ વિદ્વાને આ ગ્રંથમાં જે ઉદ્દેશથી, જે ઢબથી અને જે બુદ્ધિમત્તાથી ધાર્મિક વિચારો ગુંથ્યા છે, તે જોતાં આજે તે લખાયાને ૩૬ વર્ષ થઈ જવા છતાં પણ હિંદુધર્મના અનુયાયીઓને માટે તેમજ શિક્ષિત યુવકવર્ગને માટે તેની એકંદરે ઉપકારકતા તો પ્રત્યેક વિચારકને સ્વીકારવીજ પડે તેમ છે

આવું ઉપયોગી પુસ્તક ભેટ તેમજ લ્હાણીતરીકે પુષ્કળ ફેલાય તેવા હેતુથી તેની બેએક હજાર પ્રત વધુ છપાવી છે, અને સામટી પ્રત લેનારને તે પોણી કિંમતે અપાશે.

શુદ્ધિપત્ર મુજબ સુધારી લીધા પછીજ હરકોઈ પુસ્તક વાંચવું ઘટે.

શરત્પૂર્ણિમા સં ૧૯૮૦ ભિક્ષુ–અખંડાનંદ

---

# बंकिम बाबुनी धर्मतत्त्वनी भूमिकानो अनुवाद

પ્રસ્તાવનામાં પુસ્તક સંબંધી જે બે બોલ કહેવામાં આવે છે, તે મેં પુસ્તકની અંદર કહેલા છે જેઓ માત્ર પ્રસ્તાવના જોઈનેજ પુસ્તક વાંચવા કે ન વાંચવાના નિર્ણય ઉપર આવે છે, તેઓ આ પુસ્તક વાંચે એવો સંભવ ઘણોજ ઓછો રખાય તેટલા સારૂ ભૂમિકામાં મારે વિશેષ લખવાનું પ્રયોજન નથી

પહેલા દશ અધ્યાયજ એક પ્રકારની ભૂમિકારૂપે છે અનુશીલન તત્ત્વ સંબંધમાં મુખ્ય વાત જે લખવાની છે, તે અગિયારમા પ્રકરણથી શરૂ થાય છે. પહેલા દશ અધ્યાય નીરસ અને વચ્ચે વચ્ચે કંટાળો આપે તેવા છે એ દોષનો સ્વીકાર કરવો એજ આટલી ટુંકી ભૂમિકા લખવાનો હેતુ છે સાતમો અધ્યાય સૌથી વધારે નીરસ છે, તેથી જે વાચકોને તે અધ્યાયમાં કંટાળો આવે તેઓ તેને છોડી દેશે તો ચાલશે.

મુખ્યત્વે આ ગ્રંથ કેળવાયેલા વાચકવર્ગને સારૂ લખવામાં આવ્યો છે. તેટલા સારૂ સઘળી બાબત દરેક સ્થળે ખુલાસાવાર સમજાવી નથી.

---

# पहेली आवृत्तिना निवेदननो सारांश

આ પુસ્તકમાં નામીચા. બંગાળી લેખક સ્વ૦ બાબુ બંકિમચંદ્ર ચેટરજીના ઉપયોગી લેખો આપવામાં આવ્યા છે બંકિમ બાબુને તેમની અસામાન્ય વિદ્વત્તા, અદ્ભુત લેખનશક્તિ, ઉત્તમ ચારિત્ર્ય, તેમજ હાર્દિક લોકહિતૈષિતાને લીધે અદ્યાપિ ' બંગ સાહિત્યસમ્રાટ્"ના અતિ ગૌરવભર્યા ઉપનામથી ઓળખવામાં આવે છે

આ પુસ્તકની શરૂમાં આવેલા સાહિત્ય, નીતિ, ધર્મ, સમાજ, રૂઢિ, ઇતિહાસ વગેરે જૂદા જૂદા વિષયો ઉપરના ૨૨ લેખોના અનુવાદક શ્રીયુત જગજીવન કાલિદાસ પાઠકનો પરિચય 'વિવિધગ્રંથમાળા' ના વાચકોને પહેલીજ વાર થતો હોવા છતાં આશા છે કે તેઓનું કાર્ય વાચકબંધુઓમાં પ્રીતિપાત્ર નિવડશે

એ પછી લોકરહસ્ય, કમલાકાંતનું દફતર, કમલાકાંતના પત્રો, તેમજ કમલાકાંતની જુબાની, એ નામના વિષયો આવેલા હોઇને તેમાં બંકિમ બાબુના હાસ્ય અને કટાક્ષમય–છતાં અતિ બોધપ્રદ–લખાણોનો સમાવેશ થયેલો જણાશે. આ લખાણોને બોધપ્રદ પ્રહસનો કહીએ તોપણ ચાલે "લોકરહસ્ય" ના હિંદી અનુવાદની સમાલોચના કરતાં એક સમાલોચકે તેના વિષે આરોપેલું કથન યોગ્યજ છે કે, "વસુધામેં સુધારસ જાત બહા હૈ." આ લેખોના અનુવાદક શ્રીયુત કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતા આ અગાઉ પણ વાચકોના પરિચયમાં આવી ચૂકેલા છે આ પ્રકારના લેખોનો અનુવાદ કરી મૂળની ખુબીઓ તેમાં ઉતારવી એ કાર્ય સરળ નથી રા. કલ્યાણજીભાઇએ બનતો શ્રમ કરીને તેમજ દરેક વિષય ગુજરાતના ચિરસ્મરણીય સાહિત્યસેવક સ્વ૦ રણજીતરામ વાવાભાઈ પાસે જોવરાવી તેમના તરફની જરૂરી સૂચનાઓનો ઉપયોગ કરીને જે કાળજીથી આ કાર્ય બજાવ્યું છે તેને માટે તેઓ ધન્યવાદને પાત્ર છે.

" *કોઇ પણ ખરાબ રીતરિવાજ ઉપર આ પ્રકારના પ્રહસનો તીક્ષ્ણ શસ્ત્રનું કામ સારે છે બસો વર્ષપર વિલાયતમાં "એડીસન" કરીને એક મોટો વિદ્વાન લેખક થઇ ગયો તેણે તે સમયના ત્યાંના સામાજિક અને નૈતિક વિચારોને તેમજ મનુષ્યોના ચારિત્ર્યને ઉચ્ચ બનાવવાના હેતુથી તે સમયના સામાજિક તથા જાતીય કુવિચારોના ચિત્રો, પ્રહસનો તેમજ ટુંકી વાર્તાઓના રૂપમાં બહુજ કુશળતાથી રજુ કર્યાં હતા. પોતાના આ પ્રકારના લખાણોથી ઇંગ્લંડના સામાજિક જીવનમાં તેણે જે પરિવર્તન કર્યું છે, તે વાત તે દેશનો ઇતિહાસ વાંચનારાઓથી અજાણી નથી. પ્રહસનદ્વારા કોઇપણ કુરીતિનું ખરૂં ચિત્ર ખેંચવું એ કાંઇ સહજ નથી એને માટે અસામાન્ય યોગ્યતાની જરૂર છે બહુધા જોવામાં આવે છે કે આપણા અંગ્રેજી શિક્ષાપ્રાપ્ત યુવકો અંગ્રેજી સભ્યતાની અનેક કુરીતિઓથી રંગાઇ જાય છે કોઇનો ગુણ ગ્રહણ કરવાની અપેક્ષાએ તેનો અવગુણ ગ્રહણ કરવો બહુ સહેલો હોઇને પ્રાયઃ તેમજ થતું જણાય છે આ નવયુવકો પોતાની પ્રાચીન સભ્યતાને તિલાંજલિ આપીને

---

* આ પેરા હિંદીમાં નીકળેલા "લોકરહસ્ય"ની ભૂમિકામાંથી અનુવાદિત છે.

અહીની કોઇ સારી બાબતનો પણ ત્યાંસુધી સ્વીકાર કરી શકતા નથી, કે જ્યાં સુધી તે બાબત ઉપર તેમને વિદેશી વિદ્વાનોના પ્રમાણ ન મળે ! તેઓ પોતે પણ પ્રમાણ આપવામાં વિદેશીઓનું શરણ લેતા હોઇને તેમની વાતોને વેદવાક્ય માને છે. આવી અને બીજી કુરીતિઓ દૂર કરવા માટેજ બંકિમ બાબુએ આ પ્રકારના લેખો એડીસનના ધોરણપર લખ્યા હતા બંગાલીઓના સામાજિક જીવનપર આ લેખોનો ખૂબ પ્રભાવ પડ્યો છે. સાહિત્યની દૃષ્ટિથી પણ આ લેખો બહુજ ઉચ્ચ કોટીના છે. અંગ્રેજીમાં “ગુલીવરની મુસાફરી” અને “સ્પેક્ટેટર” જેમણે વાંચ્યા હશે તેઓને આ લેખો તેનાથી ઉતરતા નહિજ જણાય. અંગ્રેજીમાં ઉપલા બન્ને પુસ્તકોનો ઘણોજ આદર છે”

અધિક ભાદ્રપદ વિ૦ સં૦ ૧૯૭૩

# आ पुस्तकनी पहेली आवृत्तिविषे थोडा अभिप्राय

દેશી વેપારી ચેમ્બરનું માસિક–“પ્રસ્તુત પુસ્તક વ્યાવહારિક અને પારમાર્થિક બન્ને ઉપયોગિતા ધરાવે છે તે વાંચવાથી દરેક પ્રતિના વાચકને રસ મળે છે અને લાભ થવા સંભવ છે. ભાષા પણ સરળ અને ઓજસવાળી છે, એટલે અનુવાદકોએ કાર્ય સ્તુતિપાત્ર કર્યું છે એમ કહેવામાં બાધ નથી”

સરસ્વતી–“ઇસ પુસ્તકકે પ્રકાશકને બંકમચંદ્રકે વ્યંગ સાહિત્યકા રસ ગુજરાતી ભાષાકે પાઠકો કો ચૌદહહી આનેમેં સુલભ કર દિયા ખૂબ હુઆ”

પટેલબંધુ–“યૂરોપની ભાષા, આચારવિચાર, પહેરવેશ અને સંસ્કૃતિ ઉપર મોહી પડેલા વર્ગને તેમજ અહીંનુ તેજ સાચું માનનાર રૂઢિરક્ષકોને ટકોર મારીને ઠેકાણે લાવવાનો ઉપકારક પ્રયત્ન કરાયલો છે ઠેકઠેકાણે બંકિમ બાબુનું વિશાળ અને તલસ્પર્શી જ્ઞાન, દેશાભિમાન, અલૌકિક વર્ણનશક્તિ, ભાષાલંકાર, મર્મચ્છટા અને અલંકાર એવાં તો તરવરી રહે છે કે લેખકને માટે હરકોઇને ઉંચુ માન ઉપજ્યા સિવાય રહેતુ નથી નિષ્પક્ષપાતપણે જોનારને કબૂલ કરવુ પડશે કે બંકિમ બાબુ જેવો હાસ્યરસ જમાવનાર ગુજરાતમાં હજી જન્મ્યો નથી.”

મોડર્નરિવ્યુ–“બંકમ બાબુનો હાસ્યરસ અજબ રીતે આનંદ આપે છે અને ભાષાંતરમાં પણ તે રસ જળવાઇ રહ્યો છે”

સાહિત્ય–“દેશમાં જ્યારે નવા વિચારો ઘૂમે છે, ત્યારે છેક હમણાંજ સમાપ્ત થયેલા જમાનાના મહાન લેખકોએ સામાજિક જીવનના સામાન્ય પ્રશ્નો સંબંધી શું શું વિચાર્યું હતું, તે જાણવું ઉપયોગનું છે, અને તેટલા માટે બંકિમચંદ્રના આ નિબંધો વાંચી જવાથી દેશહિતના કામમાં મદદ મળશે”

# अनुक्रमणिका

# બંકિમનિબંધમાળાનું શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦ | ૧૫ | બાવાજી | બાવાજી |
| ૧૫ | ૧૩ | હિ દન | હિંદના |
| ૨૯ | ૨૮ | સા | સૌ |
| ૩૦ | ૨ | યાજકા | યોજકા |
| ૪૭ | ૧૪ | ભારતને | ભરતને |
| ૫૩ | ૭ | અધિકાર | ( અધિકાર ) |
| ૫૯ | ૨૮ | હનિ | હાનિ |
| ૬૩ | ૪ | નિયમથીા | નિયમથી |
| ૬૬ | ૧૧ | મુકાબલે | મુકાબલે |
| ૮૨ | ૧૯ | અર્ધી | અર્ધી |
| ૯૫ | ૧૨ | પગલે પગલે | પગલે |
| ૧૦૨ | ૨૫ | સહેલી | પહેલી |
| ૧૦૩ | ૭ | આવલી | આવેલી |
| ૧૩૨ | ૪ | બળવાવાળાઓ | બળવાવાળાઓ |
| ૧૩૨ | ૧૫ | ( ધી | " ધી |
| ૧૩૨ | ૧૫ | સોશીયલ | સોશીયલ " |
| ૧૩૩ | ૨૪ | સા | સૌ |
| ૧૫૧ | ૧૭ | અયે | અને |
| ૧૬૮ | ૧ | | લોકરહસ્ય |
| ૨૦૫ | ૧૦ | અશ્રપાત | અશ્રુપાત |
| ૨૧૦ | ૧૭ | પાષ | પોષ |
| ૨૧૫ | ૩૦ | પ્રસન્નના | પ્રસન્નતા |
| ૨૨૩ | ૨૫ | પશ્યાતિ | પશ્યતિ |
| ૨૨૪ | ૩૧ | જૂબકી | ડૂબકી |
| ૨૩૪ | ૧૮ | મોડા | મોટા |
| ૨૩૯ | ૧૨ | મહાત્કાર્યો | મહત્કાર્યો |
| ૨૪૦ | ૧૭ | ઉરરપૂર્તિ | ઉદરપૂર્તિ |
| ૨૪૪ | ૮ | + | * |
| ૨૪૪ | ૨૫ | + | * |

| | | | |
|---|---|---|---|
| ૨૫૬ | ૨ | પાત્રના | પૌત્રના |
| ” | ૩ | દાહિત્ર | દૌહિત્ર |
| ૨૬૦ | ૧૬ | કર્યુ | કર્યું |
| ૨૬૦ | ૧૬ | બાદ્ધ | બૌદ્ધ |
| ૨૬૩ | ૧ | વસતઋતુ કાકીલા | ચાંદનીમાં |
| ૨૯૧ | ૩૦ | આવોરે | આવો આવોરે |
| ૩૦૬ | ૬ | મથી | મળી |
| ૩૦૭ | ૯ | તીથયાત્રાએ | તીર્થ યાત્રાએ |
| ૩૧૨ | ૨૪ | મે | મો |
| ૩૩૫ | ૩૧ | કુતુહલ | કુતૂહલ |

# ધર્મતત્ત્વનું શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૬ | હોય | હાય |
| ૪ | ૧૧ | અધમની | અધર્મની |
| ૩૯ | ૨૯ | નિહર્વાંમાંથી | નિર્વાહમાંથી |
| ૪૭ | ૨૬ | પરકાળે | પરકાળ |
| ૪૮ | ૧૭ | સ્વાંગીન | સર્વાંગીન |
| ૫૫ | ૧૩ | સ | સૌ |
| ૭૧ | ૧૫ | શન | દેશના |
| ૭૭ | ૨૯ | બાદ્ધના | બૌદ્ધના |
| ૮૮ | ૧૪ | કરશે | કરશો |
| ૯૪ | ૨૧ | મ | એમ |
| ૧૧૨ | ૧૩ | એટનાજ | એટલાજ |
| ૧૧૫ | ૪ | ભક્તિવાન્ | ભક્તિવાદ |
| ૧૨૮ | ૧૬ | પછીની ત્રણ બાળબોધી પંક્તિઓજ માત્ર ટીપણીરૂપે છે, માટે તેનેજ પૃષ્ઠને છેડે મૂકીને ટીપણીતરીકે વાચવી, અને એની નીચે જે ગુજરાતી લીટીઓ છે તે ચાલુ લખાણતરીકે સમજવી. | |
| ૧૩૨ | ૧૪ | કહેવાથી | કરવાથી |
| ૧૪૬ | ૧૭ | વના | વિના |
| ૧૫૫ | ૨૫ | પોતાની | પોતાની |

# बाबु बंकिमचंद्रनुं संक्षिप्त वृत्तांत*

બંગાળાના ચોવીસ પરગણા જીલ્લામાં ગંગાકિનારે આવેલાં 'કાંટાલપાડા' નામે ગામમાં અનેક ગ્રંથરત્નોના લેખક બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયનો જન્મ ઈ૦ સ૦ ૧૮૩૮ ના જુનની ૨૭ મીએ થયો હતો બંકિમના માતાજી શરીરે બહુજ સ્થૂળ, રંગે કાળા, મધુરભાષી, દયાળુ, અને શાંત સ્વભાવના હતા બંકિમના પિતા યાદવચંદ્ર તપાવેલા સુવર્ણના જેવા રંગના, ઉંચા, પ્રતિભાશાળી, તીક્ષ્ણ બુદ્ધિવાળા, ઉદાર અને તેજસ્વી પુરુષ હતા.

બાલ્ય વયમાં બંકિમ બાબુનું શરીર ઘણે ભાગે બિમાર રહેતું હતુ, પરંતુ તેમની બુદ્ધિ તો પહેલેથીજ બહુ તીક્ષ્ણ હતી પાંચ વર્ષની ઉંમરે તેમને વિદ્યાભ્યાસનો પ્રારંભ કરાવાયો, અને બાલક બંકિમે પહેલેજ દહાડે કક્કાના બધા અક્ષરો શીખી લીધા ! સાતમે વર્ષે તેમને મેદિનીપુરની જીલ્લા સ્કૂલમાં દાખલ કરવામાં આવ્યા તે સમયે તેમના પિતા ત્યાંના ડેપ્યુટી કલેક્ટર થયા હતા એ વર્ગમાં બંકિમ હમેશાં પહેલે નંબરે રહેતા. તેમના અનુપમ ગુણો જોઈ શિક્ષકોને સાનંદાશ્ચર્ય થતુ.

બાર વર્ષની ઉંમરે બંકિમ બાબુએ હુગલી કૉલેજમાં પ્રવેશ કર્યો ત્યાં પણ તે હમેશા પોતાના વર્ગમાં ઉંચે નંબરેજ રહેતા વિદ્યાર્થી અવસ્થાથીજ તેમનામાં જ્ઞાન-તૃષા એટલી બલવાન હતી કે માત્ર શાળામાં ચાલતા પુસ્તકોના વાંચનથીજ તેમને તૃપ્તિ થતી નહિ કૉલેજના પુસ્તકાલયમાંથી તે વિવિધ વિષયના પુસ્તકો લાવીને વાંચ્યા કરતા પરીક્ષાનો સમય નજીક આવે ત્યારેજ માત્ર શાળામાં ચાલતા પુસ્તકો લક્ષ્ય દઈને વાંચી જતા, કે જેથી પોતાનો ઉપરનો નંબર ખોવો પડે નહિ. હુગલી કૉલેજમાંથી તેમણે સિનિયર સ્કોલરશીપની પરીક્ષા પસાર કરી અને પછી કલકત્તાની પ્રેસિડન્સી કૉલેજમાં કાયદાનો અભ્યાસ શરૂ કર્યો એ સમયે એટલે કે ઈ. સ. ૧૮૫૨ માં બી એ. ની પરીક્ષા લેવાનું ધોરણ નીકળ્યું. આથી બંકિમ બાબુએ કાયદાનો અભ્યાસ ઉંચો મૂકી બી એ. બનવાની તૈયારી કરવા માંડી. માત્ર ૨૦ વર્ષની ઉમ્મરે અને એજ મહિનાના પરિશ્રમે તેઓ બી. એ. ની પરીક્ષામાં પહેલા વર્ગમાં પાસ થયા. તે સમયના બંગાળાના લેફ્ટેનન્ટ ગવર્નર મિ. હૅલીડેએ બંકિમ બાબુના ગુણો જોઈ તેમને તરતજ ડે૦ માજીસ્ટ્રેટના હોદ્દા ઉપર નિમ્યા.

વિદ્યાર્થી અવસ્થાથીજ બંકિમચંદ્રના હૃદયમાં સાહિત્યસેવાનો પવિત્ર ભાવ અંકુ-

---

* સુવિખ્યાત 'સરસ્વતી'માં આવેલા પંડિત બાલદત્ત પાંડેયના લેખ ઉપરથી તેમજ કવિરત્ન રૂપનારાયણ પાંડેયરચિત ગંગા પુસ્તકમાળાના ૧૫ મા પુષ્પ "બંકિમચંદ્ર ચટર્જી" ઉપરથી આ ચરિત્ર યોજવામાં આવ્યું છે. સંપાદક

ક

રિત થયો હતો. તે સમયે નીકળતાં "સંવાદ પ્રભાકર" અને "સાધુરંજન" નામનાં પત્રોમાં તે પોતાના લેખો તથા કવિતાઓ મોકલતા, અને તેમાં તે પ્રકટ થતાં. તેમને પત્રના સંપાદક બનવાની ઘણીજ અભિલાષા હતી, પરંતુ સરકારી હોદ્દો અનાયાસે પ્રાપ્ત થયો એટલે તેનો અસ્વીકાર કરવો એ યોગ્ય લાગ્યું નહિ આ પ્રમાણે કેવળ વીસ વર્ષની કાચી ઉંમરમાંજ બંકિમચંદ્ર કર્મક્ષેત્રમાં દાખલ થયા સરકારી કામમાં નિરંતર જોડાઇ રહેવા છતાં પણ તેમનો વિદ્યાભ્યાસંગ તો દિનપ્રતિદિન વૃદ્ધિજ પામતો હતો સરકારી કામકાજમાંથી તેમને જે કાઇ અવકાશ મળતો તેમાં તે સાહિત્યસેવા કરતા જ્યારે તે અંગ્રેજી સ્કૂલમાં ભણતા હતા ત્યારે પણ કોલેજના અભ્યાસ સાથે સાથે તેમણે મુગ્ધાવબોધવ્યાકરણ તથા કેટલાક કાવ્યગ્રંથોનો અભ્યાસ કરેલો હતો.

બંકિમની કિશોરાવસ્થા બહુ સુખમાં ગઇ હતી સવારે, બપોરે, સાંજે, રાત્રે, બધો વખત તે પુસ્તકો વાંચવામાંજ મગ્ન રહેતા. તેમણે ભરયુવાવસ્થામાં તેમના એક સહાધ્યાયીને કહ્યું હતું કે "મને પુસ્તકો વાંચવાથી જેવો આનંદ મળે છે તેવો આ જગતમાં બીજા કોઇપણ કામથી નથી મળતો." એ પછી જુવાનીના અંતિમ ભાગમાં, બહેરામપુરમાં રહતી વખતે એક વાર બંકિમે મુનસફ નફર બાબુને કહ્યું હતું કે "મને પુસ્તક લખવામાં જેટલો આનંદ મળે છે, તેટલો બીજા કોઈ પણ કામથી નથી મળતો."

તેમનો પહેલો વિવાહ અગિયાર વર્ષની ઉંમરે થયો હતો, પરંતુ પાંચ છ વર્ષ પછી તેમનાં પહેલાનાં પત્નીનો સ્વર્ગવાસ થયો હતો બહુજ તપાસ કર્યા પછી એકવીશ વર્ષની ઉંમરે તેમણે પોતાનો બીજો વિવાહ એક રૂપલાવણ્યવાળી વિદુષી કન્યાની સાથે કર્યો હતો તેનાપર તેમને ઘણો પ્રેમ હતો, અને તેને પોતાનો 'નીતિગુરુ' તથા 'ધર્મગુરુ' માનતા એ પત્નીથી તેમને પોતાનું ચારિત્ર્ય ખીલવવામાં તથા ઉચ્ચ કર્તવ્યો બજાવવામાં સહાય મળી હતી, અને ત્યારથી તે સ્ત્રીજાતિના ભક્ત બન્યા હતા. તેમના પુસ્તકોમાં એ વાતો સ્પષ્ટ જોઇ શકાય છે એક સ્થળે તેમણે લખ્યું છે કે, "સ્ત્રીઓ એ સાક્ષાત્ ક્ષમા દયા અને સ્નેહની દૈવી મૂર્તિઓ છે"

બંકિમે અંગ્રેજી સાહિત્યનો અભ્યાસ દેશપ્રસિદ્ધ શિક્ષક ઇશાનચંદ્ર બંદોપાધ્યાય પાસે હુગલી કોલેજમાં કર્યો હતો અને સંસ્કૃતનું શિક્ષણ કોઇ ભટપલ્લીનિવાસી પંડિત પાસેથી લીધું હતું. સન ૧૮૫૩ થી ચાર વર્ષ સુધી તેમની પાસે બંકિમ બાબુ વ્યાકરણ અને સાહિત્ય શીખ્યા હતા, તથા એટલાજ સમયમાં દશ વર્ષનો અભ્યાસ સમાપ્ત કર્યો હતો

બંકિમે સોળ વર્ષની ઉંમર પછી કવિતા લખવાનું છોડી દીધું હતું. ત્યાર બાદ સાંભળ્યું છે કે કવિવર ઇશ્વરચંદ્ર ગુપ્તે (જેમના પ્રભાકર પત્રમાં ઘણે ભાગે બંકિમચંદ્ર

લખતા હતા ) એક દિવસ બંકિમ બાબુને કહ્યું હતું કે "તમારામાં લેખનશક્તિ સારી છે; પણ તમે કવિતા ન લખતાં ગદ્યજ લખ્યા કરો."

ઇશ્વરચંદ્રે બંકિમને ક્યારે એવો ઉપદેશ આપ્યો હતો તેની ખબર નથી. ગમે તે વખતે આપ્યો હોય, પરંતુ બંકિમે તે માથે ચઢાવ્યો હતો બંકિમચંદ્ર હમેશાં ઇશ્વરચંદ્ર ગુપ્તને ગુરુતુલ્ય ગણતા હતા પોતાના મૃત્યુ પહેલાં બે ત્રણ વર્ષ ઉપર બંકિમ બાબુ 'કાચરા પાડા' ગામમાં ઇશ્વરબાબુને ઘેર ગયા હતા. ત્યાં ઈશ્વરચંદ્રના સગાંવહાલાં પાસે બેસીને તેમણે બહુ વાર સુધી આંસુ વહાવ્યા હતા. બંકિમ બાબુ બીજી વાર પણ કવિનો તે આશ્રમ જોવા ગયા હતા. તે વખતે તેઓ ઇશ્વરચંદ્ર ગુપ્તનું જીવનચરિત્ર લખતા હતા

હુગલીમાં છેલ્લી પરીક્ષા આપ્યા પછી પણ બંકિમે હુગલી કૉલેજ છોડી ન હતી. એ સમયે તેમની ઉમર ૧૯ વર્ષની હતી સમસ્ત ભારતવર્ષમા એ સમયે અશાંતિ ફેલાઇ ચૂકી હતી ૧૮૫૭ ના બળવાની આગ બારકપુર અને બ્હેરામપુરમાં પણ સળગી ઉઠી હતી. મદ્રાસ અને અવધ એ આગમા લાકડા નાખતા હતાં દિલ્હી અને કાનપુર પણ એ આગળથી બચ્યાં ન હતા

બંગાળીઓ એ આગ સળગાવીને દૂર ખસી ગયા હતા—આઘે ઉભા રહીને પશ્ચિમ—આકાશમાં અગ્નિનુ ભયાનક રક્તવર્ણું ચિત્ર જોઇ રહ્યા હતા મોગલોની આશા પુનઃ તાજી થઇ હતી, અને મરાઠા વેર વાળવાને મથી રહ્યા હતા.

સિપાઇઓના બળવાની આગ આ પ્રમાણે ચારે બાજુ સળગી ઉઠી તે વખતે હુગલી પાસેના 'ચચુડા' સ્થાનમા માર્શલ લૉ ચાલુ કરવામાં આવ્યો. તે વખતે ચચુડામાં એક 'હાઇલેંડર'—ગોરાઓની પલટણ રહેતી હતી. ત્યાં એક ઘાટ પણ છે તેને બારિકનો ઘાટ કહે છે.

બંકિમચંદ્ર એક દિવસે સંધ્યાકાળ પહેલા તેમના નાના ભાઈ પૂર્ણચંદ્રને લઇને એજ ઘાટમાં ઉતર્યા. તેઓ નાટક જોવા જતા હતા. ચચુડાના એક ધનવાન પુરુષે એક નાટકશાળા ઉભી કરી હતી બંકિમચંદ્ર સિવાય કાંટાલપાડાના અનેક માણસોને પણ નાટક જોવા જવાનુ આમંત્રણ મળ્યુ હતુ. બધાય ભલા અને શિક્ષિત પુરુષો હતા.

બંકિમ બાબુ તેમના નાના ભાઇને લઇને એક નાનકડી હોડીમાં ગયા હતા. પૂર્ણબાબુ બંકિમ બાબુથી ત્રણચાર વર્ષ નાના હતા. બારિકના ઘાટથી તે ધનવાન પુરુષનું ઘર પાસે ન હતું. બીજા ઘાટ—ઘંટા ઘાટથી પાસે હતુ બંકિમચંદ્ર જરા ફરવાના ઇરાદાથી બારિકના ઘાટેજ ઉતર્યા. નજીકના 'કાંટાલપાડા'થી આવેલા બીજા લોકો બીજી હોડીમા હતા. તેમની હોડી ઘંટાઘાટ પાસે જઇને ઉભી રહી.

બારિકના ઘાટથી તે ધનવાન પુરુષના ઘર સુધી જે રસ્તો ગંગાને કિનારે કિનારે જતો હતો તેજ રમણીય માર્ગે બંકિમ બાબુ હોડીમાંથી ઉતરીને ચાલ્યા.

રસ્તાને કિનારે—ગંગાની તરફ વાંસનો કઠેરો બનાવેલો હતો. વચ્ચે વચ્ચે થાંભલા પણ હતા. થોડે દૂર ગયા પછી તેમણે જોયું કે કેટલાક લશ્કરી અમલદારો રસ્તાને કિનારે ઘાસપર બેઠા હતા તેમની સાથે બે એક કૂતરા પણ હતા. એક કૂતરાએ પૂર્ણચંદ્રનો પીછો પકડયો કૂતરાની ટેવ હોય છે કે જે ડરે છે તેનાપર તે વધારે હુમલો કરે છે કૂતરાને જોઈ પૂર્ણ બાબુ બીન્યા અને તેથી કૂતરો વધારે પાછળ પડયો.

કૂતરાનો ગોરો માલિક એ બનાવથી રાજી થઇને ઉલટો તે કૂતરાને ઉત્સાહિત કરવા લાગ્યો ! કૂતરો વધારે ઉત્સાહિત થઇને દોડયો અને પૂર્ણ બાબુની લગોલગ પહોચી ગયો. પૂર્ણ બાબુ બીજો ઉપાય ન હોવાથી રસ્તાના થાંભલા ઉપર ચઢવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

બંકિમચંદ્રનું ધ્યાન પ્રથમ આ બાબત તરફ ખેચાયુ ન હતુ. તેઓ બીજી બાજુ ગંગાની શોભા જોતા જોતા ચાલ્યા જતા હતા. એકાએક તેમણે પાછળ ફરીને જોયુ તો કૂતરાને પૂર્ણબાબુ પર હુમલો કરવાને ઉદ્યત થયેલો જોયો. બંકિમ બાબુનો ચહેરો લાલચોળ થઇ ગયો તેમણે ક્રોધપૂર્વક સાહેબો તરફ જોઇને કહ્યુ "સાચેજ ગમ્મત તો સારી કરી ! તમને શરમ નથી આવતી ?" બંકિમે એટલા તેજપૂર્વક આ વાક્યો કહ્યા કે સાહેબે શરમાઈ જઇને તુરતજ કૂતરાને બોલાવી લીધો.

રાત્રે નાટક પૂરૂ થતા મોડુ થઈ ગયુ. કાટાલપાડાથી જે લોકો ગયા હતા તેઓ બધા સાથે ત્યાથી પાછા ફર્યા તે ટોળામાં બંકિમબાબુ પણ હતા પહેલાં કહી ગયા છીએ કે તે વખતે ચંચુડામા માર્શલલૉ ચાલુ હતો આ યુદ્ધના કાયદા અનુસાર ચંચુડાની હદની અંદર રાતના નવ વાગ્યા બાદ જો કોઇ બહાર રસ્તાપર નીકળે તો પહેરાપર ઉભેલો ગોરો તેને ગોળી મારી શકતો હતો ઘટાઘાટ ઉપરના પહેરા પર બે ગોરા ઉભા રહ્યા હતા કાટલપાડાના લોકનુ ટોળુ જેવુ ઘટાઘાટ પાસે પહોચ્યુ કે તરતજ અંધકારમાંથી બહાર આવીને એક ગોરાએ આગલા ગૃહસ્થની છાતી ઉપર સંગીન ધરી બધા ગૃહસ્થો આનંદપૂર્વક નાટકની વાતો કરતા કરતા ઘેર જતા હતા. સામે આ વિપત્તિ આવેલી જોઇને તેઓ ગભરાઇ ઉઠયા. બંકિમચંદ્ર થોડા પાછળ હતા. બધાને ઉભા રહેલા જોઇને તેઓ આગળ ગયા, જોયુ તો એક ગોરો હાથમા બંદુક લઇને રસ્તો રોકીને ઉભો છે અને બીજો ગોરો આગળના ભલા માણુસની છાતીપર સંગીન રાખીને અંગ્રેજીમા કંઇક પૂછી રહ્યો છે ! તે વખતે બંકિમ બાબુને માર્શલલૉનો ખ્યાલ આવી ગયો તેમણે વિચાર્યું કે આ વિધાન અનુસાર ગોરો તે બધાની પણ હત્યા કરી શકે તેમ છે એટલે આગળ ઉભેલા ધ્રૂજતા ગૃહસ્થને દૂર કાઢીને ખુદ બંકિમ તે ગોરાની સામે ઉભા રહ્યા અને શાંત સંયમપૂર્ણ ભાષામા ગોરાને સમજાવી દીધુ કે અમે બધા માણુસો ગંગાને પેલે પારથી અહીં નાટક જોવા આવ્યા હતા. ગોરાએ કહ્યુ— "હુ તે કેવી રીતે જાણું ?" બંકિમે જવાબ આપ્યો " તમે જીલ્લામાજીસ્ટ્રેટને પૂછજો. તે પણ ત્યાં હાજર હતા."

ગોરાએ કહ્યું–"હું તમારું કહેલું સાચું માનું છું. તમે તરતજ ચાલ્યા જાઓ."

ગોરો રસ્તો છોડીને આઘો ખસી ગયો. ધ્રુજી રહેલા ગામના બધા માણસો વટોળીઆની પેઠે ગંગાતટ તરફ દોડયા, પરંતુ ઘાટપર પણ મહા વિપત્તિ દેખાઇ! ત્યાં હોડી મળે નહિ! ગોરો તો "ચાલ્યા જાઓ" કહીને છૂટો થયો, પણ બધા હવે જાય કેવી રીતે? તરીને જવા સિવાય બીજો કોઇ ઉપાય ન હતો જમીન ઉપર ગોરાઓનો ડર, અને પાણીમા જળજંતુઓનો ભય! કોઇ કોઇએ તો જળનેજ વધારે સલામતીભર્યું ગણીને કપડા સંકેલવા માંડયાં. ત્યારે બંકિમ તેમને એમ કરતા રોકીને પાસેના કૉલેજ ઘાટમા લઇ ગયા બંકિમે તે ઘાટ ઉપરથી ચાંદની-માં જોયુ કે સામે રેતીમા બે હોડીઓ બાંધેલી છે. બૂમ પાડીને માછીઓને બોલાવવાની પણ કોઇનામા હિંમત રહી નહોતી બંકિમે માછીઓને બૂમ મારી તેઓ આવ્યા અને બીધેલા તથા થાકેલા માણસોને હોડીમાં બેસાડીને પેલે પાર લઇ ગયા.

બંકિમચંદ્ર કિશોર અવસ્થામાં અને જુવાનીની શરૂઆતમા શરીરે દુર્બળ હતા, પરંતુ મનોબળમાં સાહસિક હતા. નહેરકિનારાના જોખમી રસ્તાઓમા સંધ્યાકાળ પછી જવાનું કોઇ સાહસ કરી શકતું ન હતું, કેમકે ત્યાં સાપ, શિયાળ, વરૂ વગેરે બહુ હતા, પણ કોઇ કોઇ દિવસ બંકિમચંદ્ર સંધ્યાકાળ થઇ ગયા પછી એકલાજ આ રસ્તેથી ઘેર આવતા. તે વખતે તેમના હૃદયમા ભયનું નામનિશાન પણ નહોતું જણાતું.

પ્રૌઢાવસ્થામા બહેરામપુરમા રહેતા ત્યારે પણ બંકિમે પોતાના અપૂર્વ તેજનો પરિચય કરાવ્યો હતો. તેની હકીકત પણ નીચે પ્રમાણે છે બંકિમને અને એક સાહેબને ઝગડો થયો હતો સાહેબ પણ કોઇ રેજીપેજી જેવો ન હતો તેનું નામ કર્નલ ડફિન હતું. તે વખતે બહેરામપુરમા લશ્કરની છાવણી હોઇને અનેક ગોરાઓ ત્યા રહેતા હતા કર્નલ સાહેબ તે સેનાના સંચાલક અર્થાત્ કમાન્ડીંગ ઑફિસર હતા.

ઝગડો ભારે હોવા છતા તેનું કારણ એટલુ ભારે ન હતું ગોરાઓ જે બરાકો-માં રહેતા હતા તેની સામે એક મેદાન હતુ તે મેદાન વચ્ચે થઇને એક નાનીશી પગડંડી જતી હતી. બંકિમ બાબુ એજ રસ્તે થઇને રોજ કચેરીમાં જતા આવતા હતા. કોઇ વાર ચાલતા જતા તો કોઈ વાર પાલખીમા જતા હતા. બીજા લોકો પણ આ રસ્તેથી આવજા કરતા હતા. બીજો પણ એક રસ્તો શહેરમા જતો હતો; પણ ત્યાથી બહુ ફરીને જવું પડતુ તેથી તે બરાકો આગળ થઇનેજ બધા લોકો આવજા કરતા હતા. આથી એ તરફની ગોરા લોકોને ચીડ થતી હતી.

એક દિવસ ત્રીજે પહોરે બંકિમચંદ્ર પાલખીમા બેસીને કચેરીમાથી આ રસ્તે થઇને ઘેર આવતા હતા. ભોઇઓ આ રસ્તેથી ચાલ્યા. પાલખીનુ એક બારણું બંધ હતું. પાલખી જ્યારે અરધે રસ્તે પહોચી ત્યારે તેના બંધ બારણા ઉપર કોઇએ જોરથી હાથ માર્યો. બંકિમ તરતજ પાલખીનું બારણું ઉઘાડીને બહાર કૂદી

પડયા જોયુ તો સામે એક ઉંચા શરીરવાળો સાહેબ બહાદુર ઉભો છે અને થોડે દૂર કેટલાક સાહેબ લોકો ક્રિકેટ રમતા હતા. બંકિમ જાણી ગયા કે પાસે ઉભેલા સાહેબે-જ પાલખીના બારણાપર હાથ માર્યો છે. બંકિમચંદ્ર કર્નલ સાહેબને ઓળખતા હતા કે નહિ તેની ખબર નથી. બંકિમે પાલખીની બહાર આવતાજ ક્રોધપૂર્વક સાહેબને કહ્યું-'હુ ધ ડેવીલ યુ આર ?" અર્થાત્ હે દુષ્ટ તુ કોણ છે ?

સાહેબે કઈ જવાબ ન આપતાં બંકિમનો હાથ પકડીને જોરથી તેમને ધક્કો માર્યો પછી બંકિમ બાબુ બીજા જે સાહેબો રમતા હતા તેમના તરફ ગયા તેમની પાસે જઈને જોયુ તો એ ત્રણ સાહેબ તો તેમના ઓળખીતાજ હતા. તેઓમા એક ન્યાયાધીશ બેનબ્રિજ સાહેબ પણ હતા બંકિમે ન્યાયાધીશ સાહેબને પૂછ્યુ-પેલો માણુસ મારી સાથે કેવી રીતે વર્ત્યા છે તે તમે જોયુ ?

સાહેબે કહ્યુ —બાબુજી ! હું ટુકી દૃષ્ટિવાળો છું, મે કશુજ જોયુ નથી.

તે સાચેજ ઓછુ જોઇ શકતા હતા. ભગવાન જાણે તે બંકિમને ઓળખી શક્યા હતા કે નહિ, પણ પાછળથી તેમણે અને કર્નલ ડફિને કહ્યુ હતુ કે તેઓ તે વખતે બંકિમચંદ્રને ઓળખી શકયા ન હતા.

બંકિમ બાબુ ન્યાયાધીશ એનબ્રિજ સાહેબ પાસેથી બીજા સાહેબો પાસે ગયા અને પૂછ્યુ કે આપ લોકોએ કઇ જોયુ છે કે નહિ ?

તેમણે પણ કહ્યુ-"અમે કશુયે જોયુ નથી"

ત્યારે "ઠીક છે, અદાલતમા આ પ્રમાણેજ કહેજો." એમ કહીને ક્રોધ અને ક્ષોભથી અધીર થયેલા બંકિમચંદ્ર ઘેર આવ્યા

બીજે દિવસે ફોજદારી અદાલતમા બંકિમે કર્નલ સાહેબના નામ ઉપર ફરિયાદ નોંધાવી વિચારક મેજીસ્ટ્રેટ ન્યાયનિષ્ઠ અને બંકિમના ગુણોને જાણવાવાળા હતા. કર્નલ સાહેબ ઉપર કોર્ટનો સમન નીકળ્યો

ગામના લોકો ઉપલા બનાવથી કર્નલ વિરુદ્ધ એટલા ઉશ્કેરાઇ ગયા હતા કે સાહેબને પોતાની ગાડીનાં બારણા બધ રાખી સતાઇને અદાલતમાં જવુ પડયું હતુ સાભળ્યુ છે કે તેમ છતા પણ સાહેબની ગાડી ઉપર કાંકરા ફેંકવામા આવ્યા હતા.

સાહેબ આવીને આરોપીના પાંજરામાં ઉભા રહ્યા. મુકર્દમો જોવાને માટે આખા શહેરના લોકો તૂટી પડયા હતા એક બંગાળીએ સાહેબ ઉપર ફરિયાદ કરી હતી, તે પણ એમે તેવા સાહેબ ઉપર નહિ પણ એક લશ્કરી અમલદાર-કર્નલના ઉપર ! તે જમાનામાં આવુ દૃશ્ય વિચિત્ર હતું-અદ્ભુત હતુ આશ્ચર્યથી ચકિત થયેલા નગરવાસીઓ આ અશ્રુતપૂર્વ મુકર્દમાનો ફેસલો જોવાને માટે અદાલતમાં એકઠા થયા હતા. કોઈ ડેપ્યુટી બંકિમચંદ્રને, કોઇ કર્નલ સાહેબને અને કોઇ ન્યાયાધીશને જોવા આવ્યા હતા. વકીલ, મુખ્ત્યાર અધિકારીઓ વગેરે બધાય પોતપોતાનુ કામ છોડીને મુકર્દમો જોવા આવ્યા

હતા, અને અદાલતનુ મકાન ખિચોખીચ ભરાઇ ગયુ હતુ.

આ મુકર્દમામા બીજી પણ એક વિશેષતા હતી બહેરામપુરમાં તે વખતે લગભગ દોઢસો વકીલ અને મુખ્ત્યાર હતા. એ બધા વકીલ અને મુખ્ત્યાર આપોઆપજ બંકિમચંદ્રના પક્ષમા ઉભા રહ્યા ! બધાએજ બંકિમચંદ્રના વકિલાતનામા ઉપર સહી કરી મોકલી ! આથી કર્નલ સાહેબ ભારે મુશ્કેલીમા આવી પડયા. તેઓ જે વકીલ પાસે જતા તે કહેતો કે–" હુ બંકિમ બાબુનો પક્ષ લઈ ચૂકયો છું" અને તે વકીલોને રહેવા દઇને મુખ્ત્યારો પાસે ગયા તો ત્યાં પણ તેમને નિરાશ થવુ પડયુ. કોઈ પણ મુખ્ત્યાર બંકિમવિરુદ્ધ ઉભો રહેવાને રાજી ન જણાયો.

હવે તો કર્નલ સાહેબ બહુજ ડર્યા. સરકારની પણ આબરૂ ઉઘડી. કમિશ્નર સાહેબ સુદ્ધાનુ આસન ડોલવા લાગ્યુ સાહેબ લોકોની મંડળીમાં ગભરાટ છવાઇ ગયો. તે વખતે બહેરામપુરમા અનેક અંગ્રેજ રહેતા હતા મુકર્દમો ખેચી લેવા માટે કમિશ્નર સાહેબ પણ બંકિમ બાબુને વિનતિ ન કરી શકયા. તેમણે અને બીજા સાહેબોએ બેનબ્રિજ સાહેબ દ્વારાજ તેમ કરવાને કહ્યું

બેનબ્રિજ સાહેબ એક સારા ન્યાયાધીશ અને ઉદાર અંગ્રેજ હતા. જે વખતની આ વાત છે તે વખતે બેનબ્રિજ સાહેબ બહેરામપુરમાજ રહેતા હતા. તેઓ બંકિમના ગુણો ઉપર મુગ્ધ હતા. સાહેબોએ જઇને જ્યારે તેમને ઘેરી લીધા ત્યારે તેમણે કહ્યું–"કર્નલ ડફિને બંકિમ બાબુનું અપમાન કર્યું છે; માટે જો તેઓ બંકિમ બાબુની માફી માગવાનુ કબૂલ કરે તોજ હુ વચ્ચે પડીને રાજીનામુ અપાવવાની કોશિશ કરી શકુ."

ડફિને તેજ વખતે માફી માગવાનુ કબૂલ કરી દીધુ. બેનબ્રિજ સાહેબે બહુ પ્રયત્નપૂર્વક, બંકિમને મનાવીને મુકર્દમો પાછો ખેચાવી લીધો. કર્નલ સાહેબે ખુલ્લી અદાલતમા બંકિમબાબુની માફી માગતા કહ્યું કે–" બંકિમ બાબુ ! તમારો જે હાથ પકડીને મે તમને બળજોરીથી પાછા હડાવ્યા હતા, તેજ હાથ પકડીને હું અત્યારે તમારી પાસે ક્ષમા માગુ છુ"

૧૮૬૦ ના નવમ્બરમાં બંકિમ બાબુની બદલી પાંચમી શ્રેણીના મેજીસ્ટ્રેટતરીકે 'ખુલના'મા થઈ હતી ખુલના શહેર તે સમયે યશોહર જીલ્લાના તાબાનો એક કસ્બો ગણાતુ હતુ. બેનબ્રિજ સાહેબ તે વખતે યશોહરના જીલ્લામેજીસ્ટ્રેટ હતા. મી. બેનબ્રિજ સાથે અહીજ પહેલવહેલો બંકિમચંદ્રને પરિચય થયો હતો અને એ પરિચય બહેરામપુરમાં થયેલી ઉપલી કર્નલ ડફિનવાળી ઘટના પછી મિત્રતાના રૂપમાં ફેરવાઇ ગયો હતો.

ખુલનામા આવીને પણ બંકિમને ઘોર અરાજકતા સામે થવુ પડયુ હતુ . એક બાજુ ગળીની ખેતી કરાવનાર સાહેબોનો અત્યાચાર હતો અને બીજી બાજુ ચોરલૂટારાઓના ભયંકર ઉપદ્રવ હતો. ગળીવાળા સાહેબોને રાજી રાખતા રાખતાં સરકાર પણ હેરાન થઇ ગઈ હતી. એ ગળીવાળા સાહેબો જમીનદાર પણ જેવા તેવા ન હતા.

કૃષ્ણનગરના હિલ્સ સાહેબને ત્રણ લાખ વીઘાં જમીન હતી!

બંકિમચંદ્ર સાથેનો ગળીવાળા સાહેબોનો ઝગડો સમજાવવા માટે અહીં કેટલીક અપ્રાસંગિક વાતોનો ઉલ્લેખ જરૂર કરવો પડશે. ગળીવાળા સાહેબોનું જોર કેટલું વધ્યું હતું તે જાણ્યા સિવાય વાચકવર્ગ આ વાત નહિ જાણી શકે કે તે સાહેબોને દબાવવામાં—તેમના અત્યાચાર મટાડવામાં—બંકિમબાબુને કેટલું હેરાન થવું પડયું હતું

આ બધા જમીનદાર ગળીવાળા સાહેબોએ સન ૧૮૬૧ ની આખરમાં સરકાર પાસે મુકર્દમો રજુ કર્યો કે જેસોર અને નદિયા જીલ્લાની પ્રજાએ મહેસુલ આપવાનું બંધ કરી દીધું છે સાથે સરકારને તે મહેસુલ વસુલ કરવાનો ઉપાય કરવા માટે પણ અરજ કરવામાં આવી. હિંદી સરકારનું આસન ડોલવા લાગ્યું. તેણે ન્યાયાધીશ મોરિસ અને સાગ્રેસરને ખાસ કમિશ્નરતરીકે નીમીને તપાસ કરવા મોકલ્યા.

કમિશ્નર સાહેબોએ તપાસ કરીને તારણ કાઢયું કે "ગળીવાળા સાહેબો સીધા, સાદા ભલા માણસો છે તેમણે કદી પણ પ્રજાના શરીરે હાથ અડકાડયો નથી કોઇ-પણ પ્રકારનો અત્યાચાર તેમણે કર્યો નથી. બધો દોષ બંગાળી પ્રજાનોજ છે તેઓ કોઇ પણ રીતે મહેસુલ આપતા નથી' આ બધા નિસ્પૃહી (!) સાહેબોના ટોળામાં મૉરેલ નામનો એક એડખા ગળીવાળો અને જમીનદાર હતો. તેની નિંદા કરવી એ ઠીક નથી કારણ કે તે સમયનાં અંગ્રેજ વર્તમાનપત્રોમા તેની પ્રશંસાના પૂલ બાંધવામાં આવ્યા હતા અને તે વખતના ગવર્નર સર જે પી ગ્રાન્ટ સાહેબે પોતાની ઈન્ડીગો મિનીટ (ગળીની નોંધ)મા મોરેલ સાહેબને આદર્શ ગળીવાળા તરીકે દર્શાવ્યા હતા (!)

પણ એજ આદર્શ જમીનદારે સન ૧૮૬૧ ના નવેમ્બર મહીનામાં એક દંગો જમાવ્યો હતો. તેની વિગત આગળ લખીશું પહેલાં તો મોરેલ સાહેબના બળ અને ઐશ્વર્યનો પરિચય આપવો જરૂરનો છે મૉરેલ સાહેબે એક નગર વસાવીને તેનું નામ મૉરેલગંજ પાડયું હતું. સાહેબ આ નગરના રાજા હતા. તેમની પાસે જે લઠધારી સેના હતી, તેની સંખ્યા લગભગ પાંચસો છસોની હશે. એમાના કોઇ કોઇ પાસે બંદુક, કુહાડી વગેરે પણ હતું

આ લશ્કરના કમાન ડેનિસ હેલી સાહેબ હતા હેલી સાહેબ પહેલાં યોમનરી કેવેલરીમાં હતા, પરંતુ ત્યા માણસોની હત્યા કરવાની અને ઘર સળગાવવાની આવી સગવડ ન હતી! વળી પગાર પણ સાધારણ હતો એટલે હેલી સાહેબે તે નોકરી છોડીને મૉરેલ સાહેબના લઠધારીઓની સરદારી સ્વીકારી હતી.

મૉરેલ સાહેબની સંપત્તિનો ઘણો ભાગ જેસોર જીલ્લામાંજ હતો. મૉરેલગંજ બંકિમચંદ્રના ઇલાકામા હતું બંકિમે ખુલનામાં આવીને જોયું કે—મોરેલ સાહેબનું જોર બહુ જામ્યું છે. તેઓ આદર્શ પ્લેન્ટર (!) તરીકે દેશનું રાજ્ય ચલાવી રહ્યા છે. બંકિમચંદ્રે ખુલનામાં ચાર્જ લીધા પછી એક વર્ષે મૉરેલ સાહેબે દંગો કર્યો. તેના

સંબંધમાં 'ફ્રેન્ડ ઓફ ઇન્ડિયા'એ જરાએ સંકોચ સિવાય લખ્યું કે–"મૉરેલ સાહેબના પોલીસે રક્ષા નહિ કરી, તેથી તેઓને આત્મરક્ષણ કરવાની ફરજ પડી." કેટલાક વખત પછી તેને પણ એ વિચાર બદલવો પડયો હતો કાગળપત્રોથી આ વિષયમાં જે કંઇ માલમ પડયું છે તે નીચે લખીએ છીએ.

૨૬ મી નવેંબર સન ૧૮૬૧ માં માણસોથી ભરેલી કેટલીક હોડીઓ બડખાલી ગામના કિનારાની આસપાસમાં ગોઠવાઇ ગઇ. તે વખતે તદ્દન સવાર પણ નહોતું થયું. ઝાંખું ઝાંખું અંધારું હતું હોડીના માણસોએ છાનામાના જઇને ગામને ઘેરી લીધું. તે માણસો લગભગ ત્રણસો હતા. કોઇના હાથમાં લઠ, કોઇના હાથમાં બલ્લમ અને કોઇના હાથમાં બંદુક હતી તેઓ બધા મૉરેલ સાહેબના માણસો હતા હેલી સાહેબ તેમના નેતા તથા જમીનદારીના સુપરિન્ટેન્ડન્ટ હતા; તેથી જમીનદારીના હિતનું રક્ષણ કરવા માટે આ પ્રમાણે લઠવાળાઓને લઇને પ્રજાનો બળવો સમાવવા આવ્યા હતા!

"બડખાલીની પ્રજા બહુજ બદમાસ છે! તે વધારાનું મહેસુલ ભરવા નથી ઇચ્છતી! ગળીની ખેતી કરવામાં પણ તેને અણગમો છે, તેથી તેને શિક્ષા કરવાની જરૂર પડી; પણ મૉરેલ સહેજમાં તેમને દબાવી શકયા નહિ પ્રજાની સંખ્યા વધારે હતી. તેમનામાં ઐક્ય પણ ખૂબ હતું અને સાહેબે તે લોકોને સખ્ત શિક્ષા કરવા માટે હેલી સાહેબની સરદારી નીચે ૧૨ હોડીઓમાં ઉપર જણાવ્યું તેમ ૩૨૦ લઠધારીઓને મોકલ્યા હતા.

બંકિમચંદ્ર અને પોલીસે પહેલેથીજ સાંભળ્યું હતું કે હેલી સાહેબ એક દંગો કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે; પણ દંગો કયાં થશે તે કોઇ જાણતું નહતું સાહેબો-ની હીલચાલ જોઇને સફલીઆ ગામપર હુમલો થશે એમ લાગ્યું એટલે પોલિસ ત્યાં જઇ પહોચી, પણ સાહેબો તો રાત્રે છુપાઇને બડખાલી જતા રહ્યા હતા.

સવારે બડખાલી ઉપર હુમલો થયો ત્યારે ગામના લોકો ઉઠી ગયા હતા. તેઓ પણ લઠ વગેરે હથિયાર લઇને 'મારો મારો' કરતા દોડયા ગામ બહાર આવ્યા પછી તેમને માલમ પડયું કે આ વખતે સાહેબના માણસો બહુ છે. ગામવાળાઓનું હૃદય ધડકવા લાગ્યું તેઓ બહુ ભયભીત થયા પણ તેમનામાથી કોઈ પણ પાછો તો ફર્યોજ નહિ રહીમ ઉલ્લા નામનો એ ગામનો એક બળવાન પઠાણ લાઠી લઇને આગળ વધ્યો. તેની લાઠીથી કેટલાય હથિયારબંધ સિપાઈ ધરતીપર ઢળી પડયા છેવટે હેલી સાહેબે તેનાપર બંદુકનો બાર કર્યો અને રહીમ ઘાયલ થઇને નીચે પડયો

રહીમ એક હિંમતવાળો માણસ હતો. તે ઘાયલ થવા છતાં પણ ત્યાંથી ચાલીને તેને ઘેર ગયો. ઘરના આંગણામાં બેસીને તે પોતાના ઘા જોવા લાગ્યો અને તેને પાટા બાંધવા લાગ્યો. ઘરની ભીંતો નાની હતી, ચારે બાજુએ ઝાડ હતા. રહીમ જે વખતે બેઠો બેઠો પાટા બાંધતો હતો તેજ વખતે બીજી એક ગોળી આવીને તેની છાતીમાં લાગી! રહીમ તેજ વખતે મરી ગયો. મુકર્દમામાં સાક્ષીઓએ કહ્યું હતું કે તે ગોળી પણ પહેલી ગોળીની પેઠે હેલી સાહેબેજ મારી હતી

રહીમ તેના ગામનો એક મુખ્ય માણસ હતો લોકો તેનું બહુ સન્માન કરતા. તે જ્યારે મરી ગયો ત્યારે ગામના લોકો ડરી જઇને પાસેના જંગલ તરફ નાસવા લાગ્યા તે વખતના દૃશ્યનું વર્ણન કરવુ અશક્ય છે. લાઠીબંધ લોકો ઉલ્લાસપૂર્વક ગામને લૂટવા અને સળગાવવા લાગ્યા. જેટલુ લૂટી શકાયુ તેટલુ લૂટી ગયા. જે લઇ જવાય તેવુ ન હતુ તેને આગમાં ફેંક્યું અને જે સળગી શકે નહિ તેને પાણીમા ફેંકી દીધુ. જે વસ્તુ સામી આવી તેનો નાશ કરી દીધો, જે માણસ સામો થયો તેને માર્યો, સ્ત્રીઓ સુદ્ધાં બચવા ન પામી. જે જુવાન હતી તેમને કેદ કરવામા આવી રહીમની તો સ્ત્રી, બહેન વગેરે કોઇને ન છોડયાં. આ પ્રમાણે વિજય મેળવનાર મૉરેલ સાહેબના માણસો લૂટેલી ચીજોને, સ્ત્રીઓને અને રહીમની લાશને પોતાની સાથે લઇ ગયા. જે ગામ અરુણોદય વખતે શાંતિપૂર્ણ, સુખી અને સમૃદ્ધ હતુ તેજ બપોર સુધીમા શ્મશાનથી પણ વધારે ખરાબ થઇ ગયુ ! આખા ગામમા સ્ત્રીઓના હાહાકાર અને આર્ત્તનાદ છવાઇ ગયા. કેટલાય કોસ દૂરથી સળગતાં ઘરોનો ધૂમાડો દેખાતો હતો. આ ઉત્પાતની ખબર બંકિમચંદ્ર પાસે પહોચતાજ તેઓ અસ્થિર થઈ ગયા

બંકિમ બાબુ પોલીસને સાથે લઇને તેજ વખતે પંચક્યાસ કરવા ગયા. મૉરેલગંજમા જઇને જોયુ તો લોકો નાસી ગયા છે. એક વાત પહેલી લખવાની રહી ગઇ લાઇટફુટ નામના એક બીજા સાહેબ મૉરેલ સાહેબના ભાગીદાર હતા. બંકિમચંદ્રના પહોચતા પહેલાજ મૉરેલ, હેલી અને લાઇટફુટ બધા નાસી ગયા. બંગાળી લઠધારીઓ પકડાયા તેઓમા દોલત ચોકીદારનુ નામ ખાસ ઉલ્લેખ કરવા જેવુ છે. બંકિમચંદ્રે હેલી સાહેબના નામનુ વારંટ કાઢીને ગુન્હેગારોને તપાસ માટે જેસોર મોકલી દીધા—પોતે કેસ ન ચલાવ્યો, કેમકે કાયદા પ્રમાણે પંચક્યાસ કરનાર કેસ ચૂકવી શકે નહિ.

આરોપીઓ સીધાદોર થઇ ગયા. ત્યાંના ફેસલામા દોલતને ફાંસીનો હુકમ થયો; અને બાકીના ૨૪ માણસોને જન્મભર દેશનિકાલની સજા થઇ. સાહેબ લોક તો છુપાઈ ગયા હતા સન. ૧૮૬૨ ના છેલ્લા ભાગમાં મૉરેલ અને લાઇટફુટ સાહેબ વિલાયત જતા રહ્યા. હેલી સાહેબ વેશ બદલીને, પોતાનું બીજું નામ પ્રસિદ્ધ કરીને નાસી છુટવાના પ્રયત્નમાજ હતા, પણ પોલીસે મુબઇમાં પકડી લીધા. તેમણે બહુ દિવસ સુધી કેદખાનાની હવા ખાધી અને સન ૧૮૬૩ ના ફેબ્રુઆરી માસમાં હાઇકોર્ટમાથી હેલી સાહેબ મુક્ત થયા કેમકે તેને કોઈ ઓળખી શકયુ નહિ. વળી રહીમની લાશનો પણ પત્તો લાગ્યો ન હતો.

સાહેબ લોક ભાગી ગયા હતા ત્યારે ખુલનામા એવી અફવા ઉડી હતી કે બંકિમચંદ્રને મારી નાખવા માટે પ્રપંચ રચવામા આવ્યો છે. જે બંકિમને મારી નાખશે

તેને એક લાખ રૂપિયા આપવામા આવશે ખબર નથી કે આવુ કોણે જાહેર કર્યું હતું અને કોણ એટલા રૂપીઆ આપનાર છે. અફવા એવી પણ હતી કે કોઇ અંગ્રેજ એક ખિસ્સામા એક લાખની નોટ અને બીજા ખિસ્સામા રિવૉલ્વર લઇને બંકિમને મળવા ગયો હતો. તેણે રિવૉલ્વર અને નોટોનુ બંડલ બંકિમ સમક્ષ ટેબલ ઉપર મૂકીને કહ્યુ હતુ –“ તમે શુ ઇચ્છો છો ? જો આ ધન લેવા રાજી ન હો તો હું હમણાંજ તમને મારી નાખીશ ”

બંકિમે શ્વાસ ખાઇને વિચારીને કહ્યુ “ હું મારી સહધર્મિણીની સલાહ લઇને જવાબ આપુ છુ.” એમ કહીને બંકિમચન્દ્ર ઉઠીને બીજી ઓરડીમાં ગયા, અને અંદરથી બારણું બંધ કરીને નોકરોને હાક મારી. પેલો અંગ્રેજ તો તરતજ ગભરાઇને બાગીબારા ગણી ગયો.

ઉપલા બનાવ પછીજ પૂર્વોક્ત જાહેરાતનો પ્રચાર થયો હતો પણ બંકિમને કોઇ મારી ન શક્યુ. ભગવાન તેમના રક્ષક હતા બંકિમ બાબુનો એક હજુરિયો મૅરેલગંજના બદમાસોના હાથમા પકડાઇ ગયો હતો. તેના છુટકારા માટે બંકિમે બહુજ પ્રયત્ન કર્યો અને અંતે તેને છોડાવી પણ લાવ્યા.

પણ આ કામમાં તેમને બહુ હેરાન થવુ પડયુ. જેસોર જીલ્લાના બીજા કસ્બાઓમ પણ આવાજ ઉત્પાત થતા રહ્યા, પણ બંકિમના પ્રતાપે ખુલના શાન્ત રહ્યુ હતુ. બેન્ બ્રીજ સાહેબે બંકિમના કામોથી બહુ ખુશ થઇને સરકારમા તેમના વખાણ લખી મોકલ્યાં લેફ્ટેનંટ ગવર્નર બીડન સાહેબે ૧૮૬૩ ની શરૂઆતમા બંકિમના પગારમા રૂા ૧૦૦) નો વધારો કર્યો આ રીતે ચાર વર્ષ અને પાચ મહીનામા બંકિમે બેવાર પ્રમોશન મેળવ્યુ હવે સાડીચોવીશ વર્ષની ઉમરમા બંકિમ બાબુ ચતુર્થ શ્રેણીના મેજીસ્ટ્રેટ થયા

ચાંચીઆઓને ઠેકાણે લાવવામા પણ બંકિમ બાબુએ પોતાના સાહસ અને તેજસ્વિતાનો યથેષ્ટ પરિચય આપ્યો છે, પણ મૅરેલગંજના મામલા આગળ એ બધા કામ સાધારણ છે બંગાળની અનઑફિશિયલ પાર્લમેન્ટ કહીને જે ગળીવાળા સાહેબોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે; જે ગળીવાળા સાહેબોએ લેફ્ટેનંટ ગવર્નર ગ્રાન્ટ સાહેબ ઉપર પણ લાઇબલ કેસ ચલાવવામા બાકી રાખ્યુ ન હતુ, તે વેપારી સાહેબો સહેજમાં દબાઇ જાય તેવા ન હતા. બંકિમ બાબુએ તેમને કબજામા રાખીને અક્ષય કીર્તિ પ્રાપ્ત કરી છે, તેથીજ આ ઘટનાનુ વર્ણન આટલા થોડા વિસ્તારપૂર્વક કર્યું છે.

આ પ્રમાણે જ્યારે બંકિમચન્દ્ર ચારે બાજુએ ચાંચીઆ અને બદમાસો ફરતા હતા; જ્યારે પ્રબળ ગળીવાળા સાહેબો સાથે તેમને ઝઘડો ચાલતો હતો; તે વખતે પણ તેઓ સ્થિરચિત્તે દુર્ગેશનન્દિની નામની નવલકથા લખ્યેજ જતા હતા.

બંકિમ બાબુની બી. એલ. ની કાયદાની પરીક્ષા પસાર કર્યા પછી સને ૧૮૬૯ની

૨૯મી નવેમ્બરે બહેરામપુરમાં બદલી થઈ. પહેલાં તો તેઓ કોઈની સાથે બહુ હળતા મળતા ન હતા અને લોક પણ તેમની પાસે ઓછા આવતા જતા હતા, પણ અંતે તેમ નહોતું રહ્યું. બંકિમચંદ્ર સ્વભાવથીજ જરા આત્માભિમાની હતા તેથી તેમજ તેમનું તેજ જોઈને પણ લોક તેમનાથી દૂર રહેતા હતા. તેઓ પણ લોકોની પ્રીતિના ભૂખ્યા ન હતા, પણ બેએક વર્ષ ત્યાં રહ્યા બાદ તેઓ એવા તો લોકપ્રિય થયા, કે સામાન્યરીતે એવી લોકપ્રીતિ કોઈકનાજ નસીબમાં હોય છે બંકિમચંદ્ર જ્યારે ૧૮૭૪ માં રજા લઈને બહેરામપુરથી વિદાય થયા ત્યારે તેમને ત્યાંજ રહેવા માટે લોકોએ બહુજ આગ્રહ કર્યો હતો. લગભગ દોઢસો વિનતિપત્ર તેમની પાસે આવ્યાં હતાં; પણ તેમનું સ્વાસ્થ્ય ખરાબ થઈ ગયું હતું તેથી તેઓ ત્યાં ન રહી શક્યા. તેમની વિદાય પ્રસંગે દાન કરવા માટે ત્યાંના રહેવાસીઓએ લગભગ ૫૦૦૦ રૂપીઆ એકઠા કર્યા હતા અને સાત દિવસ સુધી કંગાળ અને દુખીઓને અન્નવસ્ત્ર વહેચવામાં આવ્યાં હતાં.

માત્ર દેશબંધુઓનેજ તેમને રોકવાની ઇચ્છા નહોતી બતાવી, પણ મેજીસ્ટ્રેટ, કમિશ્નર વગેરે હાકેમોએ પણ તેમને બહેરામપુરમાં રાખવાનો ભારે પ્રયત્ન કર્યો હતો સન ૧૮૭૩ માં બંકિમે રજા માટે અરજી કરી. મેજીસ્ટ્રેટે કહ્યું "હું તમને કોઈ પણ રીતે છોડી શકું તેમ નથી." ત્યારે બંકિમે કમિશ્નર સાહેબને અરજી કરી અને કહ્યું–"સાહેબ! મારી તબીયત ખરાબ થઈ ગઈ છે. મને ત્રણ માસની રજા આપો." કમિશ્નરે હસીને કહ્યું–"તમને હું તેમજ મેજીસ્ટ્રેટ છોડી શકીએ તેમ નથી હા, તમારી ઇચ્છા હોય તો હું એટલી શરતે રજા આપું કે રજા પૂરી થયા પછી અહીંજ આવો" બંકિમે કહ્યું–"મારી ઇચ્છા હવે અહીં આવવાની નથી આપ જાણો છો કે અહીંની આબોહવા ખરાબ છે." કમિશ્નરે કહ્યું–"તો એક કામ કરો તમે ખાસ રજા લો" બંકિમે કહ્યું "ખાસ રજા લેવાથી શું? બે ચાર દિવસની રજા તો રસ્તામાંજ પૂરી થશે." કમિશ્નરે કહ્યું–"તમે ચાહો તેટલીવાર તેવી રજા માગો હું કંઈપણ અડચણ સિવાય મંજુર કરી દઈશ

બંકિમબાબુ સાહેબની કૃપા જોઈને મુગ્ધ થઈ ગયા અને જ્યાંસુધી બની શક્યું ત્યાંસુધી એક દિવસની પણ રજા લીધા સિવાય કામ કરતા રહ્યા, પણ જ્યારે અશક્ત થઈ ગયા ત્યારે ડૉકટરના પ્રમાણપત્ર સાથે તેમને રજા માગવી પડી. આ રજા ન આપવી એ કમિશ્નરના અધિકાર બહારની વાત હતી, તોપણ તેમણે અરજ દબાવી રાખી. અંતે બંકિમે ડેંપિયર સાહેબને પત્ર લખ્યો ડેંપિયર સાહેબ તે વખતે લેફ્ટેનંટ ગવર્નરના સેક્રેટરી હતા તેઓ બંકિમના ગુણ ઉપર મોહિત હોઈને તેમના પરમ મિત્ર હતા ડેંપિયર સાહેબે બંકિમની રજા તરતજ મંજુર કરાવી આપી

બહેરામપુરમાં બંકિમ બાબુ બહુ સુખી હતા. ધન, જન, માન, પ્રતિષ્ઠા સર્વ

કોઈ પ્રાસ હતું. અહીં આવ્યા પહેલા તેમનીત્રણ નવલકથાઓ પ્રગટ થઈ ચૂકી ને તેમનો યશ પણ ઠીક ફેલાયો હતો બહેરામપુરમા બદલી થવા પહેલાં છ માસની રજા લઈને એકવાર દેશની મુસાફરી કરવા નીકળ્યા હતા. બનારસમા જઈને લગભગ દોઢ માસ રહ્યા હતા. ત્યા કોઈ બીજુ કામ ન હતું. ફક્ત પોતાનાં છપાતાં પુસ્તકોનાં પ્રૂફ જોતા હતા. તે પછી પાછા બંકિમબાબુ બહેરામપુર ગયા હતા. ત્યાં બહુ દિવસ સુધી રહ્યા. ત્યાં એક બે ઘટનાઓથી બંકિમબાબુને જે કેટલુંક કષ્ટ ઉઠાવવુ પડયુ હતું, તેમાંની એક ઘટના કર્નલ ડફિનવાળી આગળ લખવામાં આવી છે. બીજી ઘટના નીચે પ્રમાણે હતી.

એ પ્રસંગે બંકિમની માતા સ્વર્ગવાસી થયા હોવાથી તેઓ ખુલ્લે પગે અને ખુલ્લે શરીરે માત્ર ખેસજ નાખીને બે એક દિવસ કચેરીમાં ગયા અને તે પછી રજા લઈને ઘેર ગયા. તેવખતે ઇ આઇ. આરની લુપ લાઇન ખુલી ચૂકી હતી; પણ આજમગંજ યા લાલ ગોલાની લાઇન નહોતી થઈ આથી બંકિમને નલહાટી સ્ટેશને જઈને ગાડીએ બેસવુ પડયુ. આ પ્રસંગે તેમને એક મુશ્કેલી સામે થવુ પડયુ બંકિમે ગાડીમા પેસતાજ જોયુ કે બે અંગ્રેજ દારૂ પીતા હતા. પાછા ઉતરીને બીજે બેસવાનો વખત ન હતો, અને વળી બીજા વર્ગનો બીજો ડબ્બો પણ ન હતો. આથી લાચાર થઈને તેઓ તેજ ડબ્બામાં બેસી રહ્યા.

સાહેબોએ જોયુ કે એક ખુલ્લા પગવાળો અને ખુલ્લા શરીરવાળો બંગાળી ગાડીમાં ચઢી બેઠો છે! તેઓ સમજ્યા કે આ દેશી માણસ ભૂલથી આ ડબ્બામા ચઢી બેઠો હશે તેઓ "ઉતર, ઉતર' કહીને બૂમ મારવા લાગ્યા આમગાડી તે વખતે પૂર જોસમા ચાલતી હતી બંકિમે જાણ્યુ કે સાહેબો બેઅદબ છે. તેમની સાથે એક નોકર હતો, તે પણ ત્રીજા વર્ગના ડબ્બામાં હતો. બે દારૂના નિશામા ચકચૂર અંગ્રેજોના મુકાબલામા ક્ષીણકાય, દુર્બળ બંકિમચંદ્ર એકલાજ હતા, છતા તેઓ બિલકુલ દબાયા નહિ. દબાવુ એ તો તેમના સ્વભાવથીજ વિરુદ્ધ હતુ. સ્પષ્ટ અને સુંદર અંગ્રેજીમા બંકિમે અંગ્રેજોને કહ્યુ–"ચાલતી ગાડીએ કેવી રીતે ઉતરાય, તે તો તમેજ પહેલા ઉતરીને બતાવો." સાહેબોએ જોયુ કે આ દેશી તો બહુ અંગ્રેજી જાણે છે. બંકિમ તેમના તરફ કટાક્ષપૂર્ણ આંખે જોઈને તીવ્ર ભાષામાં તેમની ઝાટકણી કાઢવા લાગ્યા, ત્યારેજ એ સાહેબ લોક ચૂપ થયા. એટલામા આગલું સ્ટેશન આવી પહોંચતાં બંકિમ બાબુ પ્રથમ વર્ગના ડબ્બામા જઈને બેઠા. ત્યારથી તેઓ બીજા વર્ગમા મુસાફરી નહોતા કરતા. તેઓ કહેતા કે "બીજા વર્ગમા હલકી કોટિના અંગ્રેજો મુસાફરી કરે છે. માટે આપણા લોકોએ પોતાની મર્યાદા અને પ્રતિષ્ઠા જાળવવામાટે પ્રથમ વર્ગમાં અથવા તો ઇન્ટર વર્ગમા મુસાફરી કરવી જોઈએ."

ઈ. ૧૮૭૨ ના વૈશાખ મહીનામાં બંકિમે 'બંગદર્શન' માસિકપત્ર કાઢ્યું

બંગદર્શન નીકળ્યા બાદ એકવાર બંકિમ બાબુને સ્વર્ગસ્થ રમેશચંદ્ર દત્ત મળ્યા હતા. તેઓ કદાચ બહેરામપુરમાંજ મળ્યા હતા. રમેશ બાબુએ બંગદર્શન અને કપાલકુંડલા વાંચીને ખુશ થઇને કહ્યું હતું કે-" મને પહેલા આવી ખબર ન હતી કે બંગાળી ભાષા આટલી ખુબીપૂર્વક લખી શકાય છે." તેના જવાબમાં બંકિમે કહ્યું હતું કે "બંગાળી ભાષાના સાહિત્ય ઉપર તમને આટલો બધો પ્રેમ છે તો તમે પણ બંગાળીમાં શામાટે લખતા નથી?" રમેશ બાબુએ કહ્યુ-" હુ તે બંગાળીમાં શું લખીશ! મે જીવનભરમાં કદિ પણ બંગાળી લખ્યુ નથી લખવાની રીત પણ હું જાણતો નથી." બંકિમે કહ્યુ-" લખવાની રીત વળી કેવી? તમારા જેવા શિક્ષિત પુરુષ જે પ્રમાણે લખશે તેજ રીત બની જશે"

થોડા દિવસ પછી બંકિમ બાબુએ ફરીથી એક પ્રસંગે રમેશબાબુને કહ્યુ હતું "તમારી અંગ્રેજી રચના કદી સ્થયી નહિ થઇ શકે બીજા લોકો તરફ જુઓ તમારા કાકા ગોવિંદચંદ્ર, શશીચંદ્ર અને મધુસૂદન દત્તની બંગાળીમા લખેલી કવિતાઓ કદી નાશ પામશે નહિ જ્યાસુધી બંગાળી સાહિત્ય રહેશે ત્યાસુધી તે અમર રહેશે"

આ વાતચીતને બે વર્ષ થયા પછી રમેશ બાબુની 'બંગવિજેતા' નામની નવલકથા પ્રગટ થઇ ત્યાર બાદ માધવીકંકણ, સમાજ, સંસાર, રાજપૂત-જીવનસંધ્યા વગેરે જે ઉત્તમોત્તમ પુસ્તકો તેમણે પ્રગટ કર્યા છે, તે સહજમા નાશ થાય તેવા નથી, ત્યારે તેમની 'લેઝ ઓફ એન્શિયંટ ઇન્ડિયા' (પ્રાચીન ભારતના પદો) ભૂલાતી જાય છે 'ચેરી બ્લૉસમ' અને શશીદત્તની 'વીઝન ઓફ સુમેરુ' (સુમેરુનું દશ્ય) તો લુપ્ત પણ થઇ ગયાં છે મધુસૂદન દત્તની 'કેપ્ટીવ લેડીનુ પણ હવે કોઇ નામ નથી લેતુ, પણ 'મેઘનાથ વધ' વાળી તેમની કૃતિ અમ્મર થઇ ચુકી છે

બંકિમે પણ 'રાજમોહનની પત્ની' નામની એક વાર્તા અંગ્રેજીમા લખી હતી; પણ તે પૂર્ણ કરવા પહેલાજ તેમને પોતાની ભૂલ સમજાઇ જવાથી તેમણે તે પડતી મૂકી હતી અને દુર્ગેશનંદિની લખવી શરૂ કરી હતી

'બંગદર્શન' ઇ૦ સ૦ ૧૮૭૫ સુધી પૂર્ણ તેજથી ચાલતુ હતુ બંગદર્શનનો હિસાબકિતાબ બંકિમના પિતા યાદવચંદ્ર રાખતા હતા તેમના ભાઇ સંજીવચંદ્ર છપાઇના કામપર દેખરેખ રાખતા હતા, અને બંકિમ બાબુ સંપાદનનુ કામ કરતા હતા સન ૧૮૭૬ ના માર્ચ મહીનામાં બંકિમ બાબુની હુગલીમાં બદલી થઇ. કાંટાલપાડાથી હુગલી બહુ પાસે છે એક કલાકનો પણ રસ્તો નહિ હોય બંકિમબાબુ ઘેર રહીનેજ ત્યા કામ કરવા જવા લાગ્યા,પણ આ ક્રમ થોડા દિવસ સુધીજ રહ્યો. ત્યાર બાદ ઇ૦ સ૦ ૧૮૮૩ ની શરૂઆતમાંજ કોઈ કારણથી બંકિમચંદ્રે બંગદર્શન બંધ કરી દીધુ અને તેઓ સપરિવાર ચુંચુડામાં રહેવા ગયા.

બંકિમ બાબુનું ધાર્મિક અને તત્ત્વજ્ઞાન સંબંધી વાંચન વિશાળ હતું. તેમની વય

વધતી ગઈ તેમ તેમ તેમના હૃદયમાં ધર્મભાવ પણ વધતો ચાલ્યો હતો. એક સમયે તેમની મોટી પુત્રી પ્રસવવેદનાથી અત્યંત દુઃખી થઈ રહી હતી; ત્યારે બંકિમ બાબુએ ઠાકુરમંદિરમાં પદ્માસનથી બેસીને ઉંડા હૃદયથી પ્રભુ પાસે તે દુઃખ ટાળવાની પ્રાર્થના કરી હતી. એકપ્રસંગે તેમના ઘરમાં એક બાળક એક કઠિન રોગથી પીડાઈને અત્યંત દુખી થતું હતું ત્યારે પણ બંકિમબાબુએ મોડી રાત સુધી જાગીને ભગવાનની આગળ પ્રાર્થના કરી હતી અને છેક પાછલી રાત્રે સુતા હતા. એ પછી સવારે ઉઠતાંજ તેમણે ભગવાનની મૂર્તિનું ચરણોદક લાવીને બાળકના મસ્તકપર લગાવ્યું હતું; અને બાળકનો રોગ જલદી મટી ગયો હતો આ બનાવ પછી બંકિમબાબુના હૃદયમાં ધર્મભાવની જડ પાકી જામી ગઈ અને ભક્તિનું ઝરણું ખુલી ગયું પ્રૌઢાવસ્થામાં એ ઝરણાએ એક નાની સરખી નદીનું રૂપ લીધું હતું, અને તે પછીના જીવનમાં તે નાની નદી વિશાળ તરંગમયી ગંગારૂપે બની ગઈ હતી. એક ઘટનાનું વર્ણન કરવાથી પાઠકગણને એ બાબતનો પરિચય થશે

દેહ છૂટવા પહેલાં ત્રણ ચાર વર્ષ અગાઉ એકવાર બંકિમ બાબુ બહુજ બિમાર પડી ગયા હતા. વ્યાધિ એવો વિચિત્ર હતો કે તેમાં જ્વર યા બીજી કોઈ પીડા ન હતી; પણ દાંતોમાંથી લોહી વહ્યા કરતું હતું થોડું નહિ પરંતુ પાશેર પાશેર સુધી લોહી કેટલીક વાર વહી જતું હતું. ઘરના માણસોએ એક જાણીતા યૂરોપીઅન ડૉક્ટરને તેડાવ્યા. સાહેબ આવ્યા તેમની જાણમાં આવ્યું કે બંકિમબાબુ દરરોજ બહુ વાર સુધી ગીતાનો પાઠ કરતા રહે છે. ડૉક્ટરે કહ્યું કે ગીતાપાઠ બંધ કરવો પડશે અને વાતચીત પણ બહુજ ઓછી કરવી જોઈએ. બંકિમ બાબુ એ સાંભળીને હસી પડ્યા. તેમનું એ હસવું વ્યંગનું અથવા અહંકારનું ન હતું, પરંતુ ધર્મભાવજન્ય વિશુદ્ધ આનંદનું હતું તેમના અડગ ધર્મવિશ્વાસનું એ હસવું હતું.

સાહેબ દવાનો નુસખો લખી આપીને ચાલ્યા ગયા. ઘરનો નોકર તે પ્રમાણે દવા લઈ આવ્યો. દવાની શીશી બંકિમબાબુની આગળ મૂકવામાં આવી, પરંતુ તેમણે તો શીશી ખોલીને બધી દવા પીકદાનમાં નાખી દીધી, અને ખૂબ હસી લઈને પછી ઉચ્ચ સ્વરથી ગીતાપાઠ ચાલુ કરી દીધો! ઘરનાં માણસોને તેમના માટે વધારે ચિંતા થવા લાગી અને બીજા લોકોએ પણ તેમનો ગીતાપાઠ છોડાવવાની બહુ કોશિશ કરી, પરંતુ તેમણે છેવટ સુધી ગીતાનો પાઠ બંધ કર્યો નહિ. એક દિવસે ડૉક્ટર મહેન્દ્રલાલ સરકાર તેમને જોવા આવેલા તેમણે પણ બહુજ સમજાવ્યા; પરંતુ બંકિમ બાબુ એ વિષયમાં તેમને કંઈ પણ ન કહેતાં કેવળ હસતાજ રહ્યા! છેવટે ડૉક્ટરે ખીજાઈને કહ્યું "તમે આત્મહત્યા કરી રહ્યા છો." બંકિમે કહ્યું "કેવી રીતે?"

ડૉ૦ સરકારઃ—જે દવા ખાય નહિ તે વૃથા પોતાનો જીવ ગુમાવે છે.

બંકિમઃ—કોણ કહે છે કે હું દવા નથી ખાતો?

ડૉ૦ સરકાર—ખાઓ છો? તમારી દવા કયા છે?

બંકિમે આંગળીવડે ગીતાનુ પુસ્તક બતાવ્યુ.

"તમને સમજાવવાનો પ્રયત્ન વૃથા છે." એમ કહીને ડૉક્ટર ચાલ્યા ગયા.

એ પછી બંકિમ બાબુનો રોગ થોડા દિવસ સુધી તો એટલો વધ્યો કે જીવવાની આશા પણ રહી ન હતી, પરંતુ પછી ધીરે ધીરે ગીતાપાઠથીજ× સાજા થઇ ગયા! આવા બનાવો ઉપરથી કહી શકાય છે કે તેમના હૃદયમાં ભક્તિભાવરૂપી નદી મહાન વેગવાળી ગંભીર ગંગારૂપ બની ગઇ હતી. એ ભક્તિ ગંગાની લહેરોમાંથીજ આપણને કૃષ્ણચરિત્ર અને ધર્મતત્ત્વ જેવા ગ્રંથરત્ન વાચવા મળ્યા છે. સાથે એવા બનાવો ઉપરથી એવુ પણ શિક્ષણ મળે છે કે જ્યાસુધી માણસનું ધર્મ જ્ઞાન સ્વલ્પ અથવા અધુરૂં હોય છે ત્યાસુધી તો તે અહંકાર ને નાસ્તિકતાજ ઉપજ કરે છે, અને પછી જેમ જેમ એ જ્ઞાન વધતુ જાય છે તેમ તેમ માનવહૃદય નિરભિમાન અને આસ્તિક બનતુ ચાલે છે

બંકિમ બાબુ હુગલીમા પાચ વર્ષ રહ્યા એ દરમીયાન તેમને પ્રતિષ્ઠા અને ધન પૂરતા પ્રાપ્ત થયા હુગલીના કલેક્ટર સાહેબ આખા જીલ્લાનુ કામ બંકિમ બાબુ ઉપર નિશ્ચિતપણે મૂકતા હતા ડિવીઝન કમિશ્નરે બંકિમચંદ્રના કામથી ખુશ થઇ તેમને પોતાના ખાસ મદદગાર (પર્સનલ એસિસ્ટંટ) બનાવ્યા હતા લેફ્ટેનંટ ગર્વનર એડન સાહેબે બંકિમ બાબુની ભલામણથી તેમના નાનાભાઇ પૂર્ણચંદ્રને ડેપ્યુટી કલેક્ટરનુ પદ આપ્યુ હતુ પુસ્તકોના વેચાણની પણ ઠીક આવક થતી હતી તેમનું વહાલુ બંગ દર્શન પાછુ ફરીથી નીકળવા માડયુ હતુ કમલાકાનના પત્ર, રાજસિંહ, મુચીરામ ગૌડનુ જીવનચરિત્ર, કમલાકાંતની જુબાની, આનંદમઠ, વગેરે ગ્રંથો એક પછી એક લખાતા ગયા અને બંગદર્શનમા પ્રગટ થતા ગયા બંગદર્શનમા 'આનંદમઠ' પ્રગટ થયા પહેલા થોડા દિવસે બંકિમ બાબુ હુગલી છોડીને આવ્યા હતા.

બંકિમ બાબુ સરકારી નોકરતરીકે પણ કેવા નિડર અને મજબૂત મનના હતા તે નીચલો બનાવ દર્શાવી આપે છે.

ઇ૦ સ૦ ૧૮૮૧ મા બંકિમ બાબુની નોકરી હાવરામા હતી એ સમયે મિ. બકલેંડ કરીને કલેક્ટર હતા એ સાહેબ બંકિમ બાબુ ઉપર બહુ નાખુશ રહેતા; કેમકે બંકિમ બાબુ પોલીસે ચલાવેલા કેસોમા આરોપીઓને મોટે ભાગે છોડી દેતા હતા. આવી એક ઘટનાની હકીકત નીચે આપવામાં આવે છે

એક પ્રસંગે હાવરા મ્યુનિસિપાલિટીએ અંગ્રેજીમા નોટીસ કાઢી કે કોઇએ પણ કાંમ્બ્યુસ્ટીબલ પદાર્થોથી પોતાનું ઘર છાવવું નહિ, નહિ તો સજા કરવામાં આવશે. આ

× શ્રદ્ધાવાન ભક્ત હૃદય આવી રીતે પણ આરોગ્ય પ્રાપ્ત કરી શકે, એમાં કંઇજ સંશય નથી. સંપાદક

નોટીસનું ભાષાંતર મ્યુનિસિપાલીટીના એક અંગ્રેજ સેક્રેટરીને હાથે તૈયાર થઇ આખા શહેરમાં વહેંચવામાં આવ્યું હતું. તે અંગ્રેજે કૉમ્બ્યુસ્ટીબલ શબ્દનો અર્થ બંગાળીમાં જ્વલીય (સળગી ઉઠે એવું) લખવાને બદલે "જલીય" (પાણીવાળું) એવો લખ્યો હતો.

આ 'જલીય' શબ્દે એક વૃદ્ધ સ્ત્રીને પોતાના સપાટામાં લીધી. તે બિચારીની એક નાની સરખી ઝુંપડી સુકાં પાંદડાથી છાવેલી હતી. લખવા વાંચવાનું તો એ ડોશી જાણતીજ ન હતી. નોટીસ નીકળ્યાનું સાંભળીને એક ભણેલા માણસને પૂછતાં તે વેદીયા ઢોર જેવા માણસે તેને સમજાવ્યું હતું કે પાણીવાળા પદાર્થોથી ઝુંપડી છાવવી જોઇએ નહિ. ડોશીમાને એથી શાંતિ વળી હતી. કેમકે તેમની ઝુંપડી સુકા પાનથીજ છાવેલી હતી.

થોડા દિવસમાં મ્યુનિસિપાલીટીના માણસોએ તે ડોશી ઉપર ફરીઆદ માંડી. ચેરમેન સાહેબે તે એંશી પંચાશી વર્ષની ડોશીને ફોજદારી કોર્ટમાં મોકલી આપી. જીલ્લા મેજીસ્ટ્રેટે મુકર્દમો બંકિમબાબુની કોર્ટમાં મોકલી આપ્યો. બંકિમ બાબુને જણાઈ ગયું કે ડોશીને વ્યર્થ સતાવવામાં આવી છે જે નોટીસનો અર્થ મ્યુનિસિપાલીટીના સેક્રેટરીની સમજમાં ન આવ્યો તેનો અર્થ બિચારી આ ડોશી કેવી રીતે સમજી શકે! બંકિમ બાબુએ ડોશીને છોડી દઇ ફેસલામાં લખ્યું કે નોટીસની મતલબ સમજાતી નથી; તેથી નોટીસને 'અપૂર્ણ' સમજીને આરોપીને છોડી દઉં છું ડોશી બંકિમ બાબુને આશીર્વાદ દેતી દેતી પોતાને ઘેર ગઇ.

ડોશીને છોડી મૂકવાની ખબર સાંભળીને જીલ્લા મેજીસ્ટ્રેટ બકલેંડ સાહેબના ગુસ્સાનો પાર રહ્યો નહિ બંકિમ બાબુના જજમેંટ ઉપર તેણે લખ્યું કે "બંકિમ બાબુના બંગાળી ભાષાના અભિમાને ફેસલાને ફેરવી નાખ્યો છે."

ઉપલો શેરો વાંચીને બંકિમ બાબુને પણ ક્રોધ ચડયો તેમણે સાહેબને લખ્યું કે "તમે મારા ઉપરિ નથી, માટે મારા ફેસલાપર ચર્ચા કરવાનો તમને કાંઇજ અધિકાર નથી, માટે એ વિષે કાંતો તમારે એક મહિનાની અંદર મારી ક્ષમા માગવી અથવા તો કેસના સર્વ કાગળો કમિશ્નર તરફ મોકલી આપવા."

મહીનો વીતી ગયો પણ બકલેંડ સાહેબે ક્ષમા પણ માગી નહિ તેમ કેસના કાગળ પણ કમિશનર તરફ મોકલ્યા નહિ પછી કમિશનરનું હાવરામાં આવવું થતાં બંકિમ બાબુએ તેની મુલાકાત લઇને સર્વ હકીકત કહી સંભળાવી.

આ તરફ જીલ્લા મેજીસ્ટ્રેટને ઉપલી બીના તેના એક માણસદ્વારા મળી ગઇ. જીલ્લા મેજીસ્ટ્રેટ હજી નવોસવો અને કમઅક્કલ તરીકેજ નિમાયલો હતો. તેને સમજાઇ ચૂક્યું હતું કે જજમેન્ટ ઉપર અભિપ્રાય લખવામાં તેણે અનુચિત કર્યું છે; પરંતુ આ વાતની તો તેને કલ્પના પણ નહોતી આવી કે એક દેશી ડેપ્યુટી આટલી હદ સુધી જશે! બંકિમને મળીને નિકાલ લાવવાના હેતુથી સાહેબે પોતાના શિરસ્તેદારને કહ્યું, કે

બપોર પછી બંકિમ બાબુ ઘેર જવા નીકળે ત્યારે મને ખબર આપજે. શિરસ્તેદારે તે પ્રમાણે કર્યું અને બંકિમ બાબુના ઘર તરફ જવાના સમયે સાહેબ તેમની પાસે પહોચી ગયા. બંકિમ સાથે તેમણે નીચે પ્રમાણે વાતચીત કરી.

બકલેંડ—બંકિમ બાબુ! તમે જાણો છો કે વાર્ષિક રિપોર્ટમાં મે તમારે માટે શું લખ્યુ છે?

બંકિમ:—જીલ્લા મેજીસ્ટ્રેટ પોતાના રિપોર્ટમા મારે માટે શું લખે છે તે જોવાની મને અગત્ય નથી.

બકલેંડ.—મે તમારી બહુ પ્રશંસા કરી છે

બંકિમ:—તે જાણવાની મને પરવા નથી

સાહેબ જરા મુંઝાયા. આવા આકરા જવાબોની તેમણે આશા રાખી ન હતી. બંકિમના કહેવામાં ધન્યવાદ અથવા કોમળતાનો ભાવ જરા પણ તેમણે જોયો નહિ.

બીજો ઉપાય ન જણાવાથી સાહેબે સ્પષ્ટ ભાષામા કહ્યુ કે બંકિમ બાબુ! જજમેંટ ઉપરના મારા અભિપ્રાયથી નારાજ થઇને તમે કેસના કાગળ કમિશ્નર તરફ મોકલવાનુ લખ્યુ હતુ, તે બાબતમા મારૂં એમ કહેવું છે કે તમારો તે પત્ર તમે પાછો ખેંચી લો તો સારૂં

બંકિમ—તમે ક્ષમા નહિ માગો ત્યાંસુધી કદી પણ તે પત્ર ખેંચી નહિ લઉં.

બકલેંડ—એટલુ તો તમે સ્વીકારશોજ કે જીલ્લા મેજીસ્ટ્રેટનો અમુક મોભો હોય છે.

બંકિમ:—મોભો જરૂર હોય છે, પરંતુ સર્વ કોઇ તે જાળવવા નથી માગતા.

બકલેંડ—ઠીક, બંકિમ બાબુ એક કામ કરો, હુ મારો અભિપ્રાય પાછો ખેંચુ અને તમે તમારો પત્ર પાછો ખેંચી લો.

બંકિમ બાબુ એથી રાજી થયા સાહેબે પોતાના અભિપ્રાય નીચે લખ્યું કે હું ઉપર લખેલા શબ્દો માટે દીલગીર છુ અને તે પાછા ખેંચી લઉં છું.

બંકિમ બાબુએ પણ પોતાનો પત્ર ખેંચી લીધો. આ સમયથી બંને વચ્ચે મૈત્રી બંધાઇ બકલેંડ સાહેબ બંકિમ બાબુ તરફ સદા શ્રદ્ધાની દૃષ્ટિથી જોતા, અને છેવટ સુધી તેમના હિતૈષી થઇ રહ્યા તેમણે પોતાના પ્રસિદ્ધ ગ્રંથ "બેંગાલ અંડર ધી લેફ્ટેનંટ ગવર્નર્સ"મા બંકિમ બાબુનાં મુક્તકંઠે વખાણ કર્યાં છે.

ઉપલા બનાવને લગતી હકીકત તે સમયના લેફ્ટેનંટ ગવર્નર સર એશ્લી એડનના કાન સુધી પણ પહોચી હતી. તે ઉચ્ચ હૃદયના ગવર્નર એથી જરા પણ નારાજ ન થતાં ઉલટા બંકિમ બાબુ ઉપર ખુશ થયા હતા.

બંકિમ બાબુના દેવતુલ્ય પિતા યાદવચંદ્ર ઇ૦ સ૦ ૧૮૮૧ માં સ્વર્ગવાસી થયા. યાદવચંદ્ર દિવસનો ઘણો ભાગ પોતાની પૂજાના ઓરડામાંજ બાજઠ ઉપર બેસીને ગાળતા હતા. બંકિમ બાબુના 'બંગદર્શન' માસિકની વ્યવસ્થાનું કાર્ય પણ ત્યાંજ

બેઠા બેઠા* તેઓ બજાવતા. ગામ લોકોના અંદર અંદરના ઝઘડા પણ તેઓ એજ સ્થળે બેસીને ચૂકવતા હતા. તેમના જમણા હાથ તરફ એક પાટ અને તેના ઉપર એક ગાલીચો બીછાવેલો રહેતો. જે કોઇ સાધુ બ્રાહ્મણ આવતા તે તેનાપર બેસતા હતા. ડાબી બાજુએ એક બીજી પાટ બિછાવેલી રહેતી. તેના ઉપર અન્ય સારા માણસોને બેસાડવાનું રાખ્યું હતુ. યાદવચંદ્રના પોતાના બિછાના ઉપર ઘરનાં રમતિયાળ નાનાં બાળકો સિવાય બીજુ કોઇ બેસતું નહિ. તેમના દીકરાઓ જ્યારે તેમની પાસે આવતા ત્યારે તેઓ ઘણે ભાગે ઉભાજ રહેતા અને પિતાની આજ્ઞા થાય તોપણ કંઈક સંકોચની સાથે જૂદા આસન ઉપરજ બેસતા હતા બંકિમ બાબુને કદિ પણ કોઇએ તેમના પિતાની સામે ખુરશી ઉપર અથવા તો તેમની સાથે એક આસનપર બેઠેલા જોયા નથી.

એક વખત યાદવચંદ્રની તબીયત બહુ ખરાબ થઇ ગઈ હતી. તેઓ પલંગ-પર સુતા હતા બંકિમે પોતાના પિતાની નાડી જોવાનો વિચાર કર્યો. યાદવચંદ્રની એક બાજુ ભીત હતી ભીતને અડીને તેમનો પલંગ પાથર્યો હતો. પલંગ ઉપર પગ મૂક્યા વિના યાદવચંદ્રના શરીરને અડકવુ અસંભવિત હતુ બંકિમબાબુ વિચાર-મા પડયા. પલંગપર પગ મુકાય તેમ ન હતુ અને તકલીફ થાય એટલા માટે પિતાને પણ કહી શકતા ન હતા અંતે એક બાજુનુ બિછાનુ વાળી લઇને પગ પલંગ ઉપર રાખીને તેમણે પિતાની નાડી જોઈ પિતાના પલંગને, અને પિતાની વપરાશની ચીજોને તે પવિત્ર સમજતા હતા પિતાના ઓરડામાં કોઇ દિવસ જોડા પહેરીને જતા ન હતા. પિતાના ઉપયોગની ચીજોને પોતે કદી વાપરતા નહિ.

બંકિમ માતા–પિતાના કેવા અનન્ય ભક્ત હતા તે બતાવવા માટે અત્રે બીજી બે એક ઘટનાઓનો ઉલ્લેખ કરીએ છીએ એક દિવસ બંકિમ પિતાજીને મળવા આવ્યા આવીને ઓરડામા• ઉભા રહ્યા, યાદવચંદ્ર આ વખતે માથુ નમાવીને બ્રહ્મ-દર્શનનો હિસાબ લખતા હોવાથી બંકિમચંદ્રના આવ્યાની તેમને ખબર ન પડી મરતાં પહેલાં કેટલાંક વર્ષોથી તેઓ ઓછુ સાંભળતા હતા. પગનો અવાજ સાંભળવો તો દૂર રહ્યો પણ પાસે ઉભા રહીને ધીરેથી બોલાવે તો તે પણ સાંભળી શકતા ન હતા. પિતૃભક્ત પુત્ર પિતાના કામમાં અડચણ કરતો નહિ. શિક્ષિત બંકિમ પિતાને જોરથી બોલાવવાની અસભ્યતા પણ નહોતા કરી શકતા. પિતાને મળવા આવીને એમને એમ પાછા જવુ તે પણ બંકિમને ઠીક ન લાગ્યુ; કેમકે એથી તો પિતા તરફ કંઇક અવજ્ઞાનો ભાવ દેખાય, કંઇક અધૈર્ય અને વિરક્તિનો ભાવ પ્રગટ થાય. બંકિમચંદ્ર એમને એમ ચૂપચાપ ઉભા રહ્યા. બહુ વાર થઈ ગઈ. એટલામાં યાદવ-ચંદ્રની એક વૃદ્ધ દાસી ત્યાં આવી. બંકિમને આમ વિચારમા ગરક થયેલો જોઇને તે હસી પડી. તેણે જોરથી બૂમ પાડીને યાદવચંદ્રને બંકિમ આવ્યાની ખબર આપી ત્યારેજ

યાદવચંદ્રે માથુ ઉંચુ કરીને જોયુ અને બંકિમને સ્નેહપૂર્વક બેસવાની આજ્ઞા કરી.

બંકિમબાબુ જ્યારે પહેલ વહેલા નોકરી કરવા જેસોર ગયા, ત્યારે માતા અને પિતાના પગ ધોઇને ચરણોદક બે શીશીઓમા ભરીને પોતાની સાથે લઇ ગયા હતા. બંકિમચંદ્ર યુવક છતાં પણ માતપિતાના આવા ભક્ત હતા.

સન ૧૮૮૨ મા જાજપુરમાં બંકિમબાબુ ૬ મહીના રહ્યા. જ્યારે તેઓ ત્યાંથી પાછા ફર્યા ત્યારે તેમની સાથે તેમના વચટ જમાઇ પણ હતા તે વખતે ત્યાં રેલ્વે નહોતી થઇ રસ્તો બહુજ ખરાબ હતો વળી રસ્તામાં ચોર ડાકુનો પણ બહુ ડર હતો એવે ભયવાળે રસ્તે બંકિમબાબુ પાલખીમાં બેસીને જતા હતા તેમના જમાઈ બીજી પાલખીમાં બેઠા હતા નોકર—ચાકર સરસામાન લઇને બીજે રસ્તેથી ગયા હતા. સાથે માત્ર બે માણુસ હતા. તેઓ મશાલ લઇને પાલખીઓની સાથે ચાલતા હતા રાત્રીનો સમય હતો. ચારે બાજુ શાંતિ હતી. ચંદ્ર પણ વાદળોમાં સતાકુકડી ખેલતો ખેલતો જતો હતો. દિવસે ખૂબ વરસાદ વરસ્યો હતો.

રસ્તાની બન્ને બાજુ જંગલ હતુ તે વિશાળ વનની વચમા બે મશાલના પ્રકાશમાં ભોઇ પાલખી ઉચકીને જતા હતા ટાઢ પણ ખુબ હતી બંકિમ બાબુની પાલખી આગળ અને તેમના જમાઇની પાલખી પાછળ હતી.

બે પાલખીના સોળ ભોઇ હતા. પણ તેઓ ઉડીયા ( ઉડીસા પ્રાંતના ) હતા એટલે માટીનાં પુતળાંથીયે વધારે નકામા હતા. ભોઇ તેમની ધૂનમાં જાત જાતની વાતો કરતા ચાલતા હતા, તેવામાં એકાએક તેઓ ભડકી ઉઠયા. તેઓને તેમની સામે અને આજુબાજુ બહુજ માણુસો દેખાયા તેમણે ધાર્યું કે તેઓ લૂટારા છે. ધીમે ધીમે અંદર અંદર વાત કરીને તેઓ અટકી પડયા, અને તરતજ પાલખી નીચે ઉતારી. તે વખતે બંકિમ બાબુની આંખમાં જરા ઉંઘ આવી હતી પાલખી પૃથ્વીપર ટપકાતાજ તેઓ જાગી ઉઠયા. તેમણે મોટા અવાજે કહ્યુ—" શુ થયુ છે ?"

જવાબ કોણુ આપે ? બીકણુ ભોઈ લોકો તો નાસવા લાગ્યા હતા

ભોઇઓ નાસી ગયા મશાલવાળા બે માણુસો પણ નાસી ગયા હતા. લૂટારાઓએ આવીને તેમને ઘેરી લીધા તેમના હાથમાં લાઠી સિવાય બીજુ હથિયાર ન હતુ

બંકિમચંદ્રની પાલખીનુ એક બાજુનું બારણુ બંધ હતુ બીજી બાજુનુ ખુલ્લું હતુ. બંકિમે ડોકુ બહાર કાઢીને જોયુ તો દશ પંદર ડાકુઓએ બન્ને પાલખીને ઘેરી લીધી છે. તેઓ પાલખીમાંથી ઉતરીને રસ્તામાં ઉભા રહ્યા. સાભળ્યું છે કે તેમના હાથમા પણ એક લાકી હતી. તેમણે લાઠી ઉઠાવીને સામેના ડાકુને સ્પષ્ટ ઉડિયા ભાષામાં કહ્યુ—" જે આગળ આવશે તેને ઠાર મારીશ." લૂટારૂઓ ઉભા રહ્યા. બંકિમચંદ્ર તદ્દન નિર્ભય હતા. તે નિર્જન વનમા વીસ લૂટારાની સામે દુર્બળ નિસહાય બંકિમચંદ્ર સ્થિર વિકારશૂન્ય ભાવથી ઉભા રહ્યા હતા. ફરી પાછુ તેમણે

નિર્ભયતાથી લૂટારાઓને કહ્યું–"તાકાત હોય તો આવી જાઓ" ડાકુ તેમનાથી બીધા, અને દૂર જઇને ઉભા રહ્યા.

આ વખતે મી. હૅસ્ટી સાથે બંકિમબાબુને ઘોર લેખિની–યુદ્ધ સ્ટેટ્સમેન પત્રમાં ચાલતું હતુ. બન્નેનાં લખાણો લોકો આતુરતાથી વાંચતા હતા એ લેખમાળાને લીધે સ્ટેટ્સમેનની એટલી ખપત વધી હતી કે કોઇ કોઇ દિવસે તો તે બે વાર છાપવુ પડતુ હતુ. આ ઝગડો ઉભો થવાનુ કારણ બહુજ સાધારણ હતું તે દિવસોમાં હેસ્ટી સાહેબના હાથમાં કઇ ખાસ કામકાજ ન હતુ. તેથી તેમણે હિન્દુઓને અને તેમના ધર્મને ભલુ બુરૂ કહેવાનું શરૂ કર્યું. શોભા બજારના રાજભવનમાં એક માણસનું શ્રાદ્ધ હતું, એ તેમાં કારણભૂત થયુ. મહારાજ કાલીકૃષ્ણ બહાદુરની ઓનું શ્રાદ્ધ ખૂબ ધામધૂમથી થયુ હતું. તેને લગતા સભામંડપમાં બંગાળાના પ્રસિદ્ધ અને શ્રેષ્ઠ પુરુષો એકત્ર થયા હતા. આ સભામા ૪૦૦૦ અધ્યાપક પંડિતો હતા. તે સભામંડપમાં રાજભવનના ઇષ્ટદેવ ગોપીનાથજીની મૂર્તિ ચાંદીના સિંહાસન ઉપર પધરાવવામાં આવી હતી તે જોઇને હેસ્ટી સાહેબનો ક્રોધાગ્નિ સળગી ઉઠયો. ક્રોધને ન રોકી શકવાથી તેઓ હિંદુ ધર્મ ઉપર તીવ્ર વાગ્બાણ છોડવા લાગ્યા. તેમણે હિંદુધર્મવિરુદ્ધ લેખ પણ લખવા શરૂ કર્યા બંકિમચંદ્ર જેવો વિદ્વાન અને ધાર્મિક પુરુષ આ કેમ કરીને સહન કરી શકે ? તેમણે રામચંદ્રના નામથી તેમના લેખોના સચોટ જવાબ આપવા શરૂ કર્યા. તેમની આ લેખમાલાથી તેમનુ અગાધ પાંડિત્ય જણાઇ આવે છે પોતાના લેખોના સચોટ જવાબ મળતાં હૅસ્ટી સાહેબ તેના લેખકનુ અસલ નામ જાણવાને આતુર થઇ રહ્યા હતા.

બંકિમચંદ્રની જાજપુરથી હાવરા બદલી થઇ. તે વખતે ઈ. વી. વેસ્ટ મૅકોટ સાહેબ હાવરામાં મેજીસ્ટ્રેટ હતા થોડાજ દિવસમાં ઉક્ત સાહેબ સાથે બંકિમ બાબુને તકરાર થઇ. એક રેલ્વે સબંધી મુકદ્દમો બંકિમચંદ્રની કચેરીમાં મોકલવામાં આવ્યો. તે મુકદ્દમાનુ પરિણામ જાણવા માટે મેજીસ્ટ્રેટ સાહેબ અત્યંત ઉત્કંઠિત હતા. એક દિવસ તેમણે સાંભળ્યુ, કે બંકિમચંદ્રે આરોપીને છોડી દીધો છે સાહેબને તે અસહ્ય થઇ પડયુ. તેઓ બહુજ નારાજ થઇને બંકિમ બાબુની કચેરીમાં ગયા.

બંકિમબાબુ પાસે તે વખતે એક બીજો મુકદ્દમો ચાલતો હતો. સાહેબને જોઇને બંકિમચંદ્ર ઉભાયે થયા નહિ તેમજ તેમની સાથે કઇ બોલ્યા પણ નહિ. સાહેબે કોર્ટના માનની ખાતર ટોપી ઉતારી. ત્યાર બાદ પ્લૅટફૉર્મની નીચે ઉભા રહીને બંકિમચંદ્રને સંબોધીને કહ્યું:–

"બંકિમ બાબુ! રેલ્વેવાળા મુકદ્દમામાં આપે આરોપીને છોડી દીધો ?"

બંકિમે એમને એમજ ખુરશી ઉપર બેઠાં બેઠાં કહ્યું "હા, તો—"

સાહેબ:—આપે આરોપીને સજા કરવી જોઇતી હતી.

બંકિમ.—આપ આવા શબ્દો ઉચ્ચારીને કોર્ટનું અપમાન કરી રહ્યા છો. અત્યારે હું મહારાણીનો પ્રતિનિધિ છુ.

સાહેબ—આપે ભૂલ કરી છે; તે આપને બતાવવી જોઇએ.

બંકિમચંદ્ર વધારે વાદવિવાદમા ન ઉતરતાં સાહેબ વિરુદ્ધ તુમાર લખવા લાગ્યા. સાહેબે જાણ્યુ કે આ તો ભારે આફત આવી ! જે કદી સાંભળ્યું નથી, જોયું નથી, તેજ કરવા એક હિંદુસ્તાની મેજીસ્ટ્રેટ તૈયાર થયો છે ! બુદ્ધિમાન અને કાયદો જાણનાર સાહેબ સમજી ગયા કે તેનુ આ કામ નિયમવિરુદ્ધ થયું છે. તેમણે તરતજ માફી માગી લીધી બંકિમે પણ તેમને માફી આપી.

બંકિમે પોતાના મનમાં ધાર્યું હતું કે સાહેબો સાથે ઝગડો કરતાં કરતા સંભવ છે કે કોઈ દિવસ નોકરી છોડવી પડશે. તેથીજ કાયદાની પરીક્ષા આપીને વકિલાત કરવાનો રસ્તો તેમણે પોતાને માટે કરી રાખ્યો હતો.

ઝગડા બાદ બે ત્રણ મહીનામાંજ વેસ્ટમેકોટ સાહેબની બદલી થઇ. તેઓ જો વધારે દહાડા હાવરામાં રહ્યા હોત તો જરૂર બંકિમ બાબુને થોડુ ઘણું હેરાન થવુ પડત. સાહેબે થોડા હેરાન કર્યા પણ હતા તે વખતે બંકિમચંદ્ર કલકત્તામા રહેતા હતા. તેઓ હમેશાં કલકત્તાથી હાવરા જતા હતા. સાહેબે હુકમ કર્યો કે તેમણે હાવરામાંજ રહેવુ. બંકિમચંદ્ર તેમાં સગવડ ન હોવા છતાયે કંઇ બોલ્યા નહિ અને હાવરામાંજ રહેવા લાગ્યા.

બંકિમચંદ્રના હૃદયમા કર્તવ્યજ્ઞાન બહુ પ્રબળ હતુ પોતાના પરિવારના પ્રસંગોનાં અથવા નોકરીના કામોમા કોઇએ કદી પણ તેમને કર્તવ્યવિમુખ જોયા નથી. ઉદાહરણતરીકે અહીં એક વાત લખવામાં આવે છે. તેઓ પોતાના કોઇ સગાને દર મહીને કંઇક ધનની મદદ કરતા હતા. આવી મદદ તેમના તરફથી બહુ લોકોને મળતી હતી જેને ખાવાપીવાની તંગી હોય, જેઓ અનાથ હોય, તેમને થોડા રૂપીઆ માસિક આપવા એ તેઓ પોતાનુ કર્તવ્ય સમજતા હતા જે સગાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેની તરફ બંકિમચંદ્રને બહુ તિરસ્કાર હતો. તેઓ તેને ઝેરથીયે ખરાબ સમજીને તેનાથી છેટા રહેતા હતા, તોપણ દર મહીને થોડી ધનની મદદ તો આપ્યાજ કરતા હતા. તે સગા તરફ બંકિમચંદ્રને એટલી ઘૃણા હતી કે કદી તેનુ નામ પણ જીભથી નહોતા લેતા અને તેમની કલમથી પણ લખતા ન હતા. તેને જે ધન તેઓ આપતા હતા તેને માટે પણ હિસાબમા તે સગાના નામને બદલે 'ફિઝુલ ખર્ચ' એવુ લખતા હતા

હાવરામાં બંકિમચંદ્રની ફરીથી બદલી થઇ હવે તેઓ ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટ થયા. માસિક પગાર રૂ. ૮૦૦) થયો. તે વખતે પુસ્તકોના વેચાણમાંથી પણ પૂરતી આવક થતી હતી. જીવનભરમાં તેમને પૈસાની તંગી નથી ભોગવવી પડી.

આગળ જતાં અલીપુરમાં બદલી થયા પછી એક વખત બંકિમચંદ્રની અદાલતમાં એક મુકદ્દમો ચાલતો હતો. મુકદ્દમો નજીવો—આબકારી કેસ—હતો. આબકારી-ખાતાએ મોકલેલો હતો. બંકિમચંદ્રે આરોપીને ગુનેગાર ઠરાવીને થોડો દંડ કર્યો. થોડા વખત પછી જીલ્લા મેજીસ્ટ્રેટ બેકર સાહેબે "દંડ ઓછો થયો છે." એવો અભિપ્રાય જજમેંટ ઉપર લખ્યો. બંકિમે કહ્યું "બરાબર દંડ કરવામા આવ્યો છે. એમ મને ખાત્રી છે. આસામી ગરીબ છે એટલા રૂપીઆ આપતાં પણ તે હેરાન હેરાન થઇ જશે."

સાહેબે કહ્યું "પરંતુ ગુન્હા પ્રમાણેજ દંડ તો થવો જોઇએ."

બંકિમે કહ્યું-"જનાબ, જ્યારે હું ન્યાયાધીશ થયો હતો ત્યારે આપતો પારણામાં હતા.

સાહેબ વચ્ચેથીજ અટકાવીને હસી પડયા અને ત્યાંથી ચાલ્યા ગયા. બીજો કોઇ અંગ્રેજ હોત તો બહુજ નારાજ થાત, પણ ઉદારહૃદય બેકર સાહેબે જરા પણ ખોટું ન લગાડયું.

એકવાર બીજી એક ઘટના થઈ હતી. ચોવીસપરગણાના રેવન્યુખાતાનું વાર્ષિક-સ્ટેટમેટ નંબર ૧૦ આપવાનો વખત થઇ ગયો હતો. તે વખતે મહેસુલ ખાતુ બંકિમચંદ્રના હાથમાં હતું. સ્ટેટમેટ વખતસર તૈયાર ન થઇ શક્યું. અંતે તાકીદનો હુકમ આવ્યો. બંકિમચંદ્રે તેની કંઇ પરવા ન કરી. તે માત્ર એટલુંજ જોતા હતા કે કામકરનારાઓ તૈયાર કરવાની બનતી મહેનત કરે છે કે નહિ. તે લોકોને તનતોડ મહેનત કરતા જોઇને બંકિમચંદ્ર નિશ્ચિંત રહ્યા ક્રમશઃ બોર્ડ તરફથી, સરકાર તરફથી, એમ ચારે બાજુથી તાકીદ ઉપર તાકીદ થવા લાગી. બંકિમચંદ્રે જરા પણ નહિ ગભરાતાં કંઇ પણ જવાબ ન આપ્યો અંતે મેજીસ્ટ્રેટ સાહેબનું આસન ડોલ્યુ કહેવાય છે કે સરકાર તરફથી તેમના ઉપર તાકીદની ચિઠ્ઠી આવી હતી. છેવટે બેકર સાહેબ બંકિમચંદ્રની કચેરીમા ગયા અને પૂછ્યું "સ્ટેટમેટ તૈયાર થઇ ગયું ?"

બંકિમ:— ના જી

સાહેબ:— કેમ નથી થયુ ?

બંકિમ:—અધિકારીઓ ખૂબ મહેનત કરીને કામ કરે છે. હું તેમને મારી નજ નાખી શકું.

સાહેબ ઉઠીને કામકરનારાઓની પાસે ગયા, અને આમ તેમ ફરતાં ફરતાં કામ જોવા લાગ્યા. જોઇને સંતુષ્ટ થયા અને કોઇને કંઇ પણ ન કહેતાં સરકારમાં લખી દીધુ. બેકર સાહેબની દયા અને ન્યાયપરાયણતા બતાવવા માટેજ અહી આ ઘટનાનો ઉલ્લેખ કર્યો છે. સાથે સાથે એ પણ ઉદ્દેશ છે કે વાચક સમજી શકે કે બંકિમ બાબુ ડરપોક દેશી અમલદાર ન હતા, કે જેથી ઉપરિ અમલદારોથી દબાઈ જઈ પોતાના ભાઇઓ ઉપર જુલમ કરે.

અહીં બંકિમચંદ્રની ન્યાયાધીશતરીકેની રીતભાત વિષે થોડો ઉલ્લેખ કરવામાં આવે છે. બંકિમચન્દ્રના એક સગાએ આ સબંધમાં જે લખ્યુ છે તેજ અહીં આપવામાં આવે છે તે લખે છે કે–

"બંકિમ બાબુ અલીપુરમા હતા ત્યારે હુ પણ કોઇ કોઇવાર તેમની કોર્ટનુ કાર્ય જોવા જતો હતો. એક વખત હાઇકોર્ટમાથી એક યૂરોપીઅનબેરિસ્ટર સાહેબ આવ્યા હતા, અને આરોપીના પક્ષનુ સમર્થન કરતા હતા. બીજી બાજુના વકીલ તારકનાથ પાલિત હતા તારક બાબુ બંકિમચંદ્રને સારી રીતે ઓળખતા હતા; પણ સાહેબ બહાદુર તદ્દન અજાણ્યા હતા. તેમણે ધાર્યું હશે કે એક દેશી ન્યાયાધીશ આગળ સાવધાન-તાપૂર્વક બોલવાની કંઇ જરૂર નથી તેઓ ટેબલપર હાથ પછાડીને, હાથથી જૂદી જૂદી રીતે ચાળા કરીને તથા મોંના હાવભાવ કરીને સાક્ષીને ગભરાવવા લાગ્યા. મે જોયુ કે બંકિમચંદ્રના ભવા ચઢી ગયાં હતા, આખોમાથી અગ્નિ વરસતો હતો, હોઠ દાતનીચે દબાવેલો હતો હુ સમજી ગયો કે મેઘ ગાજ્યા વિના નહિ રહે. તર-તજ વજ્રપાત થયો. સાહેબે સાક્ષીને એક પ્રશ્ન પૂછ્યો. સાક્ષીના જવાબ આપતા પહેલાજ બંકિમચંદ એકદમ બોલી ઉઠયા– " સવાલ નકામો છે. "

સાહેબે આશ્ચર્યચકિત થઇને પૂછ્યું " નકામો ? "

બંકિમબાબુએ કહ્યુ " બેશક નકામો ! "

બંકિમે તારક બાબુ તરફ જોઇને કહ્યું–"તારક બાબુ ! આપ તેની સાથે આપનો વખત નકામો ગુમાવશો નહિ."

આટલી નાની વાતથીજ સાહેબનુ મોં લાલચોળ થઈ ગયુ; પણ તેમણે વધારે વાદવિવાદ ન કર્યો. કદાચ તેઓ પોતાની ભૂલ સમજી ગયા હશે.

બંકિમ બાબુ થોડાજ શબ્દોમા જેવો સખ્ત તિરસ્કાર કરતા હતા–થોડાજ શ-બ્દોમાં મહાન ઉપદેશ આપી દેતા હતા–એવો તિરસ્કાર અને ઉપદેશ બહુ ઓછા લોક કરી શકે છે. તેઓ નાનાં નાના કામ ઉપરથી દરેક માણસના વિષે અભિપ્રાય બાંધતા હતા કોઇ કોઇવાર નાની નાની વાતોના આધારે મુકર્દમાનો પણ ફેસલો આપતા હતા તેમને એવો વિશ્વાસ હતો કે નાનાં નાનાં કામોમાંથીજ માણસનો સાચો પરિચય મળી શકે છે. કોઇ માણસની મોટી મોટી વાતો સાંભળીને અથવા તેને અમુક મોટા મંડળ કે કામમાં ભળેલો જોઇનેજ તેને મોટો ધારી લેવો ન જોઇએ.

આ વાતના ઉદાહરણતરીકે એક મુકર્દમાનો ઉલ્લેખ કરીએ છીએ. તેમની કચે-રીમાં એક દિવસ એક સાધારણ મુકર્દમો રજુ થયો. એમાં પ્રતિવાદીના વકીલના પૂછવાથી સાક્ષીએ કહ્યુ કે " મે ચેક આપતાં જોયો હતો " સાક્ષી નિરક્ષર અને નીચ જાતિનો હતો, પણ તે મુકર્દમો તેનીજ સાહેદી ઉપર આધાર રાખતો હતો. વકીલે બંકિમ બાબુને બહુ ચાલાકીપૂર્વક કહ્યુ " હજુર, લખી લ્યો, સાક્ષીએ

ચેક આપતાં જોયો હતો. "

હાકેમે વાત બરાબર સ્પષ્ટ કરવા માટે સાક્ષીને ફરીથી પૂછ્યું—" તમે શું આપતાં જોયું હતું ? "

સાક્ષી:—હજૂર, ચેક.

બંકિમ—તમને કોઇએ આ વાત શીખવીને મોકલ્યા છે કે શું ?

સાક્ષી.—કોઇએ નહિ, હજૂર !

બંકિમ—ચેક કોને કહે છે તે જાણો છો ?

સાક્ષી કંઇ જવાબ ન આપતાં વકીલ તરફ જોવા લાગ્યો.

હાકેમે ફરીથી પૂછ્યું—ચેક કોને કહે છે તે જાણો છો ?

સાક્ષી:—હજૂર, હું એટલું જાણું છું કે મહેસુલ ભર્યા પછી જમીનદાર ચેક આપે છે.

એટલે બંકિમ બાબુએ કહ્યું " સમજ્યો. તમે પોતે મુકર્દમાવિષે કશુંયે જાણતા નથી અને બીજાઓની શીખવણી પ્રમાણેજ સાક્ષી આપો છો. તમારા મુખમાથી ચેક શબ્દ ન નીકળી શકે. તમે તો ચિક બોલો છો. હવે સાચું કહી દો, તમને કોણે શીખવ્યું છે ? નહિ તો હું હમણાંજ તમારા ઉપર ફોજદારી કરીશ. "

એટલે સાક્ષીએ રડતાં રડતાં કહ્યું, વકીલ સાહેબે મને જે શિખવ્યું હતું તે પ્રમાણે મે કહ્યું છે વકીલ સાહેબે ધ્રુજતાં ધ્રુજતાં પોતાનો મુકર્દમો પાછો ખેંચી લીધો. આ રીતે એક નાની શી વાત ઉપરથી બંકિમ બાબુએ મુકર્દમાનું તત્ત્વ જાણી લીધું હતું.

બંકિમ બાબુ બહુ હોશિયારીથી તેમનું કામ કરતા હતા. પછીથી પણ ઉક્ત મેજીસ્ટ્રેટ સાહેબ જોડે તેમને ન બન્યું. અંતે બંકિમ બાબુએ નોકરી છોડીને પેન્શન લેવાનો વિચાર કર્યો. સન ૧૮૯૦ મા તેમણે પેન્શન માટે અરજી કરી, પણ અરજી નામંજુર થઈ નામંજુર થાય એવુંજ હતું. તે વખતે એમની ઉમર ત્રેપન વર્ષની હતી. પંચાવન વર્ષની ઉમર પહેલાં પેન્શન મળતું નથી. હા, જો કોઇ રોગ થયો હોય તો જૂદી વાત. બંકિમચંદ્રને બહુમૂત્રના રોગ સિવાય બીજો કોઇ રોગ ન હતો. વળી તો તેમનું શરીર તંદુરસ્ત અને બળવાન હતું. એથી સરકારે બંકિમ બાબુની અરજી નામંજુર કરી. પણ એથી તો તેમની જીદ વધારે થઇ કોઇ તેમની ઇચ્છા વિરુદ્ધ પડતું તો તેઓ ગાંડા જેવા થઈ જતા હતા. એ તેમની ટેવ હતી. જ્યાંસુધી તે આડચણને તેઓ દૂર કરતા નહિ, ત્યાંસુધી તેમની જીદ અને શક્તિ ક્રમેક્રમે વધ્યાજ કરતી.

સરકારે જ્યારે તેમની અરજી નામંજુર કરી ત્યારે તો તેમણે નોકરી છોડવાની દૃઢ પ્રતિજ્ઞાજ લીધી. રોગનું બહાનું કાઢવાથી તેઓ સહેજમાંજ છુટા થઇ શકે એમ હતું; પણ જૂઠું બોલવું એ તેમને તદ્દન નાપસંદ હતું બંકિમ બાબુ સદાયે સત્યના ઉપાસક હતા. કોઇએ તેમને કોઈ વાર મીઠું મરચું ભભરાવીને વાત કરતાં જોયા નથી કે એક અક્ષર જૂઠું બોલતાં સાંભળ્યા નથી. બંકિમ બાબુના ભત્રીજા શચીશચંદ્રે

એક વાર રમેશચંદ્ર દત્તને એક સાધારણ જૂઠી વાત કહી હતી; તેટલાં માટે તેમણે તેને કહ્યું હતું કે–" તું અત્યારથીજ જુઠું બોલતાં શીખ્યો તો આગળ જતાં શું શું નહિ શીખે ! "

બંકિમ બાબુએ નોકરીની બાબતમાં લેફ્ટેનંટ ગવર્નરની મુલાકાત લીધી તે વખતે ઇલિયટ સાહેબ બંગાળાના ગવર્નર હતા. તેઓ અને તેમની પત્ની બંકિમ બાબુ ઉપર બહુ વિશ્વાસ રાખતા. લેડી ઇલિયટના ખાસ આગ્રહથી બંકિમ બાબુએ જાતેજ "વિષવૃક્ષ" નવલકથાનો અંગ્રેજીમાં અનુવાદ કર્યો હતો, અને તે તેમને અર્પણ કર્યો હતો

એક દિવસ ત્રીજે પહોરે બંકિમ બાબુએ ગવર્નર સાહેબની મુલાકાત લીધી. સાહેબને સુખસમાચાર પૂછ્યા પછી તેમણે ગવર્નર સાહેબને પોતાની વિનતિ કરી બધી વાતો સાભળ્યા પછી સાહેબે હસીને પૂછ્યું " તમારી ઉંમર કેટલી છે બંકિમ બાબુ બંકિમે કહ્યું "ત્રેપન વર્ષ." સાહેબે કહ્યું–" આટલી ઉંમરે તમે પેન્શન લેવા ઇચ્છો છો ? " બંકિમે કહ્યુ—" તેત્રીસ વર્ષથી નોકરી કરૂં છુ. હવે કામ નથી થઇ શકતું." સાહેબે પૂછ્યું "તમારા શરીરમાં કંઇ રોગ છે ?" બંકિમે કહ્યું– " ખાસ કઇ રોગ નથી "

સાહેબે જરા બીજી બાજુનો વિચાર કરીને પૂછ્યુ–" તમે શુ પુસ્તકો લખવાનો વખત કાઢવા માગો છો ? " બંકિમે કહ્યું–" થોડું થોડુ એમ પણ ખરૂં." ગવર્નર સાહેબે કહ્યુ–" બહુ સારૂં, હું તમારી અરજી મંજુર કરીશ."

બંકિમ બાબુ ધન્યવાદ આપીને સાહેબ પાસેથી જવાને તૈયાર થતા હતા, એટલામાં સાહેબે પૂછ્યું–" બંકિમ બાબુ ! તમે તેત્રીસ વર્ષથી હોશિયારીપૂર્વક કામ કર્યું છે. સરકાર તમારા ઉપર બહુ રાજી છે. તમારી કઇ વિનતિ નથી ? "

બંકિમે ધન્યવાદ આપીને કહ્યુ " નાજી "

સાહેબ.—તમારે તમારા કોઇ સગાવહાલા માટે ભલામણ કરવી છે ?

બંકિમ:—જો આપ કૃપા કરવા ઇચ્છતા હો તો મારા નાના ભાઇ પૂર્ણચંદ્રની ડાયમંડ હારબરથી મારી પાસેની કોઈ જગાએ બદલી કરી આપો.

સાહેબ.—આ તો બહુ સાધારણ વાત છે તમારી બીજી કઇ વિનતિ નથી ?

બંકિમ —હાલ તો નથી હજૂર.

એમ કહીને બંકિમ બાબુ ચાલ્યા ગયા. એ પછી પૂર્ણ બાબુની બદલી અલીપુરમાં થઇ હતી.

બંકિમ બાબુએ પોતાને માટે કદી સરકારને પ્રાર્થના નથી કરી. સગાવહાલાં માટે માત્ર ત્રણવાર તેમને વિનતિ કરવી પડી હતી. એકવાર મોટા જમાઇને માટે, બીજી વાર ભત્રીજા બિપીનચંદ્ર માટે અને ત્રીજી વાર ભત્રીજા શચીશચંદ્ર માટે. બીજાઓ આગળ વિનતિ કરતાં તેમને બહુ સંકોચ થતો હતો.

અંતે બંકિમચંદ્રની પેન્શનની અરજી મંજૂર થઈ ગઇ. તેત્રીશ વર્ષ અને એક મહીનો નોકરી કરીને સન ૧૮૯૧ માં બંકિમ બાબુએ પેન્શન લીધું. મહીને રૂ. ૪૦૦ ) નું પેન્શન મંજુર થયું. બે વર્ષ ત્રણ મહીના અને ત્રેવીશ દિવસ સુધી એ પેન્શન તેમણે ભોગવ્યું.

બંકિમચંદ્રના પેન્શન લેવા પહેલાં એકવાર એવી વાત ઉડી હતી કે તેમને જીલ્લા મેજીસ્ટ્રેટ બનાવવામાં આવશે, પણ સિવિલિયનોએ અડચણો નાખવાથી લેફ્ટેનંટ ગવર્નર સાહેબે આ પ્રસ્તાવ ઉડાવી દીધો હતો.

બંકિમ બાબુ કલકત્તાની વિશ્વવિદ્યાલય સભા ( સેનેટ ) ના સભ્ય હતા, પણ તે સભામાં બહુજ ઓછું જતા હતા. જ્યારે જતા હતા ત્યારે કોઈ પણ પક્ષમાં સામેલ ન થતાં પોતાનો સ્વતંત્ર અભિપ્રાય આપતા હતા. ખુશામતનું તો તેઓ નામ પણ જાણતા ન હતા જીવનપર્યંત તેમણે કોઇની ખુશામત કરી નથી. જીવનના વચલા ભાગમાં ઇશ્વરની થોડી થોડી ખુશામત કરી હતી. પછીના જીવનમાં તો તેમણે ભગવાનના ચરણોમાં પોતાનુ તન-મન અને જીવન સર્વસ્વ અર્પણ કર્યું હતું.

બંકિમચંદ્ર કેટલાક દિવસ સુધી માછલી અને માસ ખાવાનુ છોડી દઇને હવિષ્યાન્ન જમતા, રામનામી દુપટ્ટો ઓઢતા; શુદ્ધ આચારથી રહેતા; અને નિત્ય ગીતા-પાઠ કરતા હતા. પણ જેમણે પચાશ વર્ષ સુધી માંસમચ્છી ખાધુ હતું તેમનુ શરીર હવિષ્યાન્નથી તંદુરસ્ત ન રહી શક્યુ. તેઓ માંદા પડી ગયા. છતાં પણ તેમણે કેટલાક વખત સુધી ટેક ન છોડી, પણ ટેક ટકી ન શકી. વૈદ્યના કહેવાથી તેમને છેવટે માંસ-ભોજન ચાલુજ કરવુ પડ્યુ.

પાદરી હેસ્ટી સાહેબે ઉપનામથી પત્ર લખનાર બંકિમ બાબુના લેખ અને તર્કકૌશલ્યથી વિસ્મિત થઇને તેમનો પરિચય કરવા ઇચ્છયુ હતું. યૂરોપીય પંડિતોની મંડળી આગળ તેઓ તેમને ઓળખાવવા માગતા હતા. તે વખતે બંકિમ બાબુએ અભિમાનપૂર્વક કહ્યુ હતું કે તેઓ અંગત માનના ભુખ્યા નથી. પોતાની જાતિની પ્રશંસાજ તેમને માટે બસ છે.

બંકિમ બાબુને સન ૧૮૯૨ માં નવા વર્ષની ખુશાલીમાં 'રાવબહાદુર' નો ખિતાબ સરકાર તરફથી મળ્યો હતો; પણ આ ખિતાબ બંકિમચંદ્રની યોગ્યતાના પ્રમાણમાં બહુજ નજીવો હતો. જે ખિતાબ પોલિસ ઈન્સ્પેક્ટર યા શાળાના શિક્ષકો પણ મેળવતા હતા તે ખિતાબ બંકિમચંદ્ર જેવા ગુણવાન અને યશસ્વી પુરુષને યોગ્ય કહી ન હોઇ શકે. તે વખતે આ વિષે થોડી ચર્ચા પણ ચાલી હતી.

પૂર્વોક્ત ઉપાધિ મળ્યા બાદ સન ૧૮૯૪ મા નવા વર્ષની ખુશાલીમાં બંકિમ બાબુને સી. આઈ. ઇ. નો ખિતાબ મળ્યો હતો. ૨૧ મી માર્ચને દિવસે ઇનવેસ્ટી-

-બર દરબાર ભરાયો; પરંતુ તે વખતે બંકિમ બાબુ મરણપથારીએ હોવાથી તેઓ તે દરબારમા જઇ શક્યા ન હતા.

ખરેખર, બંકિમચંદ્ર ભારતમાં જન્મ્યા હતા, તેથીજ તેઓ ડેપ્યુટી કલેકટર થઇને અટકી ગયા. તેમણે નવલકથાઓ દેશી ભાષામાં લખી છે તેથીજ તેઓ માત્ર સી. આઇ ઈ થઇને રહી ગયા. આ બધો ભારતની માટીનોજ દોષ !

શ્રીમતી મિરિયમ નાઇટ બંકિમકૃત કૃષ્ણકાંતના વિલનો અનુવાદ કર્યો હતો. ઑાકસફર્ડ યુનિવર્સિટીના મહા મશસ્વી બ્લુમહાર્ટ સાહેબે તે અનુવાદની જે ભૂમિકા લખી હતી. તેનો કંઇક ભાગ નીચે ઉતારવામાં આવે છે.

"બંકિમચંદ્ર ચટર્જી ભારતના નિસંદેહ સર્વોત્તમ નવલકથાકાર હતા. બંગાળી લેખનશૈલીને ઉન્નત અને બંગાળી સાહિત્યને રોચક બનાવવામાં તેમણે જે કામ કર્યું છે તે બીજો કોઇ લેખક કરી શક્યો નથી. તેમના અનેક દેશબંધુઓનાં નકામાં અને જલદી નાશ પામે એવાં પુસ્તકો ઉપર તેમણે કરેલી સખ્ત સમાલોચનાઓએ અને હિંદુ સામાજીક જીવનના દોષો અને ન્યૂનતાઓના તથા મલિન અને ફોગટિયા હિંદુધર્મથી થતાં અનિષ્ટોના તેમના નિર્ભય દિગ્દર્શને બંગાળી સાહિત્યના ઇતિહાસમા સખ્ત પરિવર્તન કરી નાખ્યુ છે."

"તેઓ પોતે એક સમર્થ લેખક હતા તેમના ગ્રંથો ઉપરથી જોઇ શકાય છે કે તેમનામાં વર્ણન કરવાની, તેમજ માનવજીવનનાં સ્વાભાવિક ચિત્ર આકવાની કેટલી અદ્‌ભુત શક્તિ હતી. એજ કારણથી તેમનાં પુસ્તકો આટલાં બધાં મનોરંજક અને શિક્ષાપ્રદ થયાં છે"

"જીવનના અંતિમ કાળમાં બંકિમચંદ્ર હિન્દુધર્મની સંશોધિત પદ્ધતિના પ્રતિપાલક અને ભગવદ્‌ગીતાના શ્રેષ્ઠ જ્ઞાનના ઉપદેશકના રૂપમાં દેખાતા હતા."

"બંકિમચંદ્ર માનસિક અને વૈજ્ઞાનિક શોધખોળના સુયોગ્ય પ્રકાશક હતા. અંગ્રેજી અને સંસ્કૃત ભાષાઓ ઉપર પણ તેમનો સંપૂર્ણ કાબૂ હતો"

પીસાઇ—રિપ્રેઝેન્ટેટીવ ઇન્ડિયન્સમાં લખ્યું છે કે—"ગદ્યરચનાના રાજમાર્ગને છોડીને નવે માર્ગે વળવા માટે બંગાળમાં મધુસદન દત્તની જેમ, બંકિમચંદ્ર ચટર્જીની પણ મશ્કરીઓ થતી હતી છિદ્ર શોધનારાઓ ઉભા થતાં કંઇ વાર લાગતી નથી. તેમાંના ઘણાએ તેમની લેખનશૈલી, રચના, વસ્તુસંકલના અને વિચિત્ર કલ્પનાઓની સખ્ત સમાલોચના કરી તેમને ભલા-બુરા કહ્યા; પણ બંકિમચંદ્ર આ બધી તીવ્ર સમાલોચનાઓને પી ગયા. તેમણે તેની કંઇ પણ પરવા ન કરી અને બંગાળમાં બંગ સાહિત્યનો નવો યુગ સ્થાપવામાં સફળ થયા."

સ્વર્ગસ્થ રમેશચંદ્ર દત્તે તેમના "બંગ સાહિત્ય" નામના કિંમતી પુસ્તકમાં લખ્યું છે કે:—

"મધુસૂદન દત્તનું પદ્યમાં જે સ્થાન છે તેજ સ્થાન ગદ્યમાં નવી લેખનશૈલીના પ્રવર્તક અને નવા ભાવના પ્રકાશક બંકિમચંદ્રનું છે કલ્પનામાં, ઉજ્જવળ વર્ણનમાં, વિચારશક્તિમાં અને વર્ણનચાતુર્યમાં મધુસૂદન દત્ત અને બંકિમચંદ્ર ચટર્જી આ સદીના બીજા લેખકો કરતાં કેટલાય ઉચ્ચતર કોટિના છે. કવિ મધુસૂદનદત્તની કલ્પનાઓ વધારે ઉંચી અને શ્રેષ્ઠ છે તો નવલકથાલેખક બંકિમની કલ્પનાઓ વધારે જૂદી, વધારે મનોરંજક અને આપણા કોમળ ભાવોપર વધારે અસર કરે તેવી છે."

'પ્રદીપ' માસિકના પહેલા અંકમાં સ્વર્ગસ્થ ચંદ્રનાથ વસુએ લખ્યુ હતુ કે— "પણ ત્યાંસુધી મે બંકિમબાબુને જોયા ન હતા જોયા વિના બધા લોકો સામાન્ય રીતે જે પ્રમાણે કરે છે તે પ્રમાણે હું પણ મનોમન તેમના સ્વરૂપ અને મૂર્તિની કલ્પના કરતો હતો. બંકિમ બાબુને જેમણે જોયા હતા તેઓમાથી કોઇ કોઇ મને કહેતા કે —"બંકિમના ચહેરામાંથી બુદ્ધિ વરસે છે" પણ જ્યારે મે તેમને જોયા તો તે પેલી કલ્પિત મૂર્તિ કરમાઇને કોણ જાણે ક્યાંય સતાઇ ગઇ ! આજથી ૨૨–૨૩ વર્ષ ઉપર એક વખત કલકત્તામા અંગ્રેજી ભણેલા પુરુષોના કૉલેજ રિયુનિયન (સ્નેહસંમેલન) નામક વાર્ષિક ઉત્સવમાં હું ગયો હતો. કૃષ્ણચંદ્ર બેનરજી, રાજેન્દ્રલાલ મિત્ર, પ્યારીચરણ, પ્યારીચંદ્ર, રામશંકર, ઇશ્વરચંદ્ર, બંકિમચંદ્ર વગેરેની પેઠે "હું પણ એક કૉલેજનો ગ્રેજ્યુએટ છુ. હું પણ તેમના જેવો છુ." એવી આત્મશ્લાઘાના ભાવથી હું ત્યાં ગયો હતો. મને વિશ્વાસ છે કે મારી માફક એવાજ અભિમાનપૂર્વક ઘણા ખરા માણસો ત્યા જતા હતા. પરસ્પર સદ્ભાવ પેદા કરવાનો અને બંધુભાવનો પ્રચાર કરવાનો ઉદ્દેશ તો બહુ થોડાજ માણસોનો હતો. હું તે સમયના કૉલેજ રિયુનિયન ઉત્સવનો સહાયક મંત્રી હતો અને રાજા સૌરીંદ્રમોહન ઠાકુર મંત્રી હતા મંત્રી મહાશયના મોટાભાઇના મરકત–કુંજ નામના પ્રસિદ્ધ બાગમા ઉત્સવસ્થાન હતું. હું મહેમાનોનું સ્વાગત કરતો હતો તેટલામાં એક વિજળી જેવા માણસે સભામાં પ્રવેશ કર્યો હું બીજાઓનું જેવી રીતે સ્વાગત કરતો હતો તેજ પ્રમાણે તેમનુ પણ સ્વાગત કર્યું. પણ તેજ વખતે કંઇક ગભરાવા લાગ્યો. એક મિત્રને મે પૂછ્યુ કે એ કોણ છે ? જવાબ મળ્યો—બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય. હુ તરતજ તેમના તરફ દોડતો દોડતો ગયો અને કહ્યુ —હુ જાણતો ન હતો કે આપ બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય છો. એકવાર પુનઃ હુ આપ સાથે હસ્તમિલન કરી શકુ ? સુંદર હાસ્ય કરતાં કરતાં બંકિમ બાબુએ હાથ લાંબો કર્યો. જોયુ તો હાથ ગરમ હતો. તે ગરમી હજુસુધી જાણે મારા હાથમાં રહી હોય એમ મને લાગે છે."

જગપ્રસિદ્ધ શ્રીયુત રવિન્દ્રનાથ ઠાકુરે 'સાધના' પત્રમાં લખ્યું હતું કે.—"એક દિવસે મારા સગા પૂજ્યપાદ શ્રીયુત સૌરીંદ્ર મોહન ઠાકુર મહોદયના નિમંત્રણથી તેમના મરકત–કુંજ બાગમાં કૉલેજ રિયુનિયન નામનું એક સંમેલન થયુ હતું.

કેટલા દિવસની વાત છે તે બરાબર યાદ નથી. હું તે વખતે બાળકજ હતો. તે દિવસે ત્યાં મારે અનેક યશસ્વી લોકો સાથે સમાગમ થયો હતો. તે પંડિત મંડળીની વચ્ચે એક સીધા ઉંચા શરીરના, ગોરા, કૌતુકથી પ્રફુલ્લ મુખવાળા, ચપકન પહેરેલા અને બન્ને હાથ બગલમાં ઘાલેલા પ્રૌઢ પુરુષ ઉભા હતા. દેખતાંજ મને તેઓ બધાથી જૂદા પડતા આત્મનિમગ્ન જેવા લાગ્યા બીજા બધા સામાન્ય માણસો લાગતા હતા, ત્યારે તેઓ એકલાજ શ્રેષ્ઠ માણસ જેવા લાગતા હતા. તે દિવસે બીજા કોઇને ઓળખવાનુ મને કૌતુહલ ન થયુ; પણ તેમને જોઇને તો હું, મારો સાથી અને બીજો એક બાળક બહુ આતુર થયા ખબર કાઢતાં માલમ પડયુ કે તેઓજ અમે જેનાં દર્શનની ઘણા દિવસથી ઇચ્છા કરતા હતા તે લોકવિશ્રુત બંકિમચંદ્ર ચટર્જી છે ”

બંકિમ બાબુની લખવાની રીત જરા વિચિત્ર હતી તેઓ પાકા પૂઠાની ચોપડીમાં વાર્તાનુ ખોખુ તૈયાર કરીને લખવા બેસતા. દરેક પ્રકરણની મોટી મોટી વાતો સવારે નક્કી કરી લેતા; જેમકે–કયા કયા બનાવોનો સમાવેશ થશે–કયાં કયાં સ્ત્રી પુરુષ પાત્રો આવશે વગેરે પણ તે નક્કી કરેલો નિયમ વારવાર ફરતો હતો એટલે સુધી કે એક બે પ્રકરણ કાઢી નાખવામાં આવતાં, તો બે એક પ્રકરણ ફેરવાઇને નવું રૂપ પણ ધારણ કરતાં. બીજો કોઇ પણ ગ્રંથકાર કદાચ આટલી કાપકુપ અને આટલુ પરિવર્તન નહિ કરતો હોય–આવી રીતે સંપૂર્ણ લખેલાં આખાંનાં આખાં પ્રકરણ ઉડાવી દેતો નહિ હોય. શચીશબાબુ આ સંબંધમાં લખે છે કે–“મે કેટલાય ખાસ ગ્રંથકારોની હસ્તલિખિત પ્રતો જોઇ છે. મારા સસરા બાબુ દામોદર મુખોપાધ્યાય કદી એક લીટી પણ ફેરવતા ન હતા, રમેશ બાબુ લખેલુ ઓછુ નહોતા કરતા પણ વધારતા હતા; હેમચંદ્ર બેનરજી બહુજ ઝડપથી લખતા હતા અને છેવટે થોડો ઘણો ફેરફાર કરતા હતા; અને માત્ર બંકિમચંદ્રજ સારી પેઠે ફેરફાર કરતા હતા. લખતી વખતે પણ તેઓ ફેરફાર કરતા, બીજે દિવસે પણ કરતા, અને છ મહીના, વર્ષ તથા બે વર્ષ પછી પણ કરતા હતા જ્યાંસુધી લેખ તેમની રુચિ અનુસાર નહોતો બની રહેતો ત્યાંસુધી તેમને સંતોષ નહોતો વળતો; અને ત્યાંસુધી તેઓ યોગ્ય ફેરફાર કર્યેજ જતા એકાદ બાબત અથવા તો ભાવને ખાતર આટલો વખત ગાળતા મેં બીજા કોઇને નથી જોયા. ”

“જ્યાસુધી તેઓ સરકારી કામ કરતા હતા ત્યાંસુધી તો તેઓ અમુક સમયેજ લખતા હતા; પરંતુ સરકારી નોકરીમાંથી પેન્શન લીધા પછી તો બંકિમબાબુ બધો વખત થોડુ ઘણુ લખ્યા કરતા. રાત્રે જાગીને લખવાની ટેવ ધીમે ધીમે તેમણે છોડી દીધી હતી. સવારે, બપોરે, ત્રીજે પહોરે, સાંજે–જ્યારે પણ વખત મળતો ત્યારે કંઇ ને કંઇ તેઓ લખતા. થોડો પણ વખત નકામો જવા દેતા નહિ.”

"લખતી વખત તેઓ કોઇવાર વરસાદની તૈયારીવાળા વાદળની પેઠે ગંભીર તો કોઇવાર બાળકના જેવા ચંચળ દેખાતા હતા. કોઇવાર તેઓ એકાદજ લીટી લખીને તેને છેકી નાખતા, વળી કંઇ વિચાર કરતા અને પાછા લખવાનો પ્રયત્ન કરતા; અને પાછા કલમ આઘી મૂકીને ઉભા થઇ જતા હતા. ઉઠીને કોઇવાર આમ તેમ ફરતા તો કોઇવાર બારી પાસે ઉભા રહીને આઘેનાં મકાનો જોતા; અને કોઇવાર કોઇ પુસ્તક યા ચીજ ઉપર હાથ ઘસતા હતા. તે વખતે તેઓ બાહ્યજ્ઞાનરહિત થઇ જઇને આંતર જગતમાંજ તલ્લીન થઇ જતા હોય એવુ મને નથી લાગ્યું. લખતી વખતે અમારામાંથી કોઇ બાળક તેમની પાસે જતું તો તેઓ કદી નાખુશ થતા નહિ. તે એટલે સુધી કે વાતચીત પણ કરતા હતા. ઘણા દિવસ એવા પણ જતા કે પ્રયત્ન કરવા છતા તેઓ એક લીટી પણ લખી શકતા નહિ; અને જો લખતા તો તેને છેકી નાખતા. વળી બીજા હાથ પર એવા દિવસો પણ જતા કે જ્યારે તેમની કલમ પૂરવાળી નદીની પેઠે ઝડપથી ચાલ્યા કરતી; અને તેઓ બાહ્યજ્ઞાનરહિત થઇને પોતાના લેખન કાર્યમાં તન્મય બની જતા હતા."

સાનકીભાંગાવાળા મકાનમા બંકિમચંદ્રને એક દિવસ તેમના જમાઈ સ્વર્ગસ્થ કૃષ્ણધન મુકરજીએ પૂછ્યુ કે "આપ આપની કૃતિઓમાંથી કયા પુસ્તકને શ્રેષ્ઠ માનો છો ?" બંકિમે કહ્યુ–"પહેલા તમેજ કહો" કૃષ્ણધન બાબુએ હસીને કહ્યુ–"હુ મુખથી નહિ કહું–લખી રાખુ છુ હું માત્ર એટલુજ જાણવા ઇચ્છુ છુ કે મારા મત સાથે આપનો મત મળે છે કે નહિ." ત્યાર બાદ જરા વિચાર કરીને બંકિમચંદ્રે કહ્યુ–"કમલાકાંતનું દફતર." કૃષ્ણધન બાબુએ પણ કાગળ ફેરવીને બતાવ્યુ. તેમાં પણ લખ્યુ હતુ કે–કમલાકાંતનુ દફતર.

બંકિમના મૃત્યુ પહેલાં બે ચાર વર્ષ ઉપર એક દિવસ તેમની મોટી કન્યા શરત્ કુમારી દેવીએ તેમને કહ્યુ હતું–"પિતાજી ! તમારા "વંદે માતરમ્" ગીતને લોકો બહુ પસંદ નથી કરતા. બંકિમે પૂછ્યુ –"શુ તું પણ પસંદ નથી કરતી ?" કન્યાએ કહ્યુ–"હા, એ તો મને પણ બહુ પસંદ નથી. એ મહાપુરુષે ગંભીર વાણીથી કહ્યુ–"એક દિવસ–વીસ ત્રીસ વર્ષ પછી–એક દિવસ એવો આવશે કે એજ ગીત આખા બંગાળાને નવીન ભાવમાં તરબોળ કરી દેશે–બંગાળીઓની આંખો ખોલી નાખશે." આ ભવિષ્યવાણી કેટલી સાચી પડી છે, તે આખો દેશ જાણે છે. હવે તો બંગાળામાંજ નહિ પણ સમસ્ત ભારતવર્ષમાં આ ગીતના સૂર ગાજી રહ્યા છે.

બંકિમબાબુ છેલ્લા દિવસોમાં જ્યારે સાનકી ભાંગાવાળા ઘરમાં રહેતા હતા ત્યારે દર રવિવારે નીચેના સાહિત્યસેવકો તેમને ત્યાં આવતા હતા.–ચંદ્રનાથ બસુ, હેમચંદ્ર બેનરજી, રામકૃષ્ણ મુકરજી, યોગેન્દ્રનાથ ઘોષ, અક્ષયચંદ્ર સરકાર, કૃષ્ણબિહારી સેન, મુરલીધર સેન, નીલકંઠ મજમુદાર, દામોદર મુકરજી. કોઈ કોઇવાર તારાપ્રસાદ

ચટર્જી,ઇન્દ્રનાથ બેનરજી, કાલીપ્રસન્ન ઘોષ, ગોવિંદચંદ્ર દાસ વગેરે મહાશયો પણ આવતા હતા. એ બધા ઉચ્ચ કોટીના લેખક ગણાતા હતા

એક દિવસ એક માણસે મહાત્મા ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર સમક્ષ બંકિમબાબુની બહુ નિંદા કરી. વિદ્યાસાગર સ્વાભાવિક મંદ હાસ્યપૂર્વક આખર સુધી બધી વાત સાંભળી રહ્યા સાંભળી રહ્યા પછી તેમણે કહ્યું–"તમારી વાતો સાંભળીને બંકિમચંદ્ર ઉપર મને બમણી શ્રદ્ધા બેઠી છે જે માણસ આખો દિવસ સરકારના કામમાં મશગુલ રહેવાની સાથે રાતદિવસ ખરાબ કામોમાં પણ રોકાયલો રહે તે માણસ પુસ્તકો લખવાનો વખત ક્યાંથી કાઢી શકે ? બંકિમ બાબુની ચોપડીઓથી તો મારા કબાટનું એક ખાનું ભરાઇ ગયુ છે" નિંદા કરનાર તો નીચુ જ ઘાલી રહ્યો !

એક દિવસ સ્વર્ગસ્થ સર ગુરુદાસ બેનરજી બંકિમચંદ્રને મળવા ગયા હતા–બન્ને વચ્ચે તે વખતે બંગાળી ભાષાની તે સમયની સ્થિતિ સંબંધી થોડો વાદવિવાદ થયો હતો. ગુરુદાસ બાબુએ તે વખતે કહ્યુ હતુ "બંગાળી ભાષાને આટલી સરળ બનાવી દેવાથી કામ નહિ ચાલે તેના ગાંભીર્યનુ પણ રક્ષણ અવશ્ય કરવુ જોઇએ" બંકિમચંદ્ર આનો કઇ પણ જવાબ નહિ આપતાં ફક્ત થોડુ હસ્યા. ત્યારબાદ બન્ને જણ ગાડીમાં બેસીને ફરવા ગયા કલકત્તાની સડક હતી–આસપાસ અનેક દુકાનો હતી બંકિમચંદ્રે તે બતાવીને કહ્યુ–" બન્ને પડખે દુકાનોની હાર છે" ગુરુદાસ બાબુ જરા આશ્ચર્યચકિત થઇને બંકિમબાબુના મુખ તરફ જોવા લાગ્યા. જોયુ તો બંકિમબાબુના હોઠપર હાસ્યરેખા હતી. એટલે ગુરુદાસ બાબુ સમજી ગયા કે બંગાળી ભાષામા ગાંભીર્યનુ રક્ષણ કરવાના ઉપદેશનો આ માર્મિક ઉત્તર છે

બંકિમચંદ્રના એક પિતરાઇ ભાઇ હતા તેમનુ નામ રાખાલચંદ્ર હતુ. તેમણે જીરેટગઢમા વિવાહ કર્યો હતો ત્યાં તેમનો એક સંબંધી હતો તેનુ નામ દ્વારકાદાસ ચક્રવર્તી હતુ તેઓ અકસર કાંટાલપાડામા આવતા જતા હતા બંકિમબાબુ સાથે પણ તેમને ગાઢ પરિચય હતો. બંકિમબાબુ જ્યારે હુગલીમાં ડેપ્યુટી મેજીસ્ટ્રેટ હતા અને નિત્ય હોડીમા બેસીને ઘેરથી હુગલી જતા હતા, તે વખતે એક દિવસ દ્વારકાદાસે પણ બંકિમની સાથે હુગલી જવાની ઇચ્છા દર્શાવી. બંકિમે સહર્ષ કહ્યું–"બહુ સારૂ બન્ને જણ હોડીમાં બેઠા રસ્તામા દ્વારકાદાસ એક મુકર્દમાની વિગત કહેવા લાગ્યા. મુકર્દમો ફોજદારી હતો. બધી વિગત કહ્યા બાદ દ્વારકાદાસે કહ્યુ:–" બંકિમબાબુ, મારા એક મિત્રે આ મુકર્દમો ચલાવ્યો છે. આપની કચેરીમાં તે મુકર્દમો છે. આસામીને શિક્ષા કર્યા વિના ન છોડશો"

બંકિમબાબુ આવો અયોગ્ય આગ્રહ સાંભળીને તપી ઉઠયા. જ્ઞાનશૂન્ય જેવા થઇ જઇને તેઓ પોકારી ઉઠયા –" હોડી ભીડાવી દો." પાસેજ રેતી હતી તેમાં માછીએ હોડી ભીડાવી દીધી. બંકિમે માછીને કહ્યુ–" આ માણસને હોડીમાંથી ઉતારી કાઢો."

દારકાદાસ તરતજ હોડીમાંથી કૂદી પડયા; અને પછી કાંટાલપાડામાં દેખાજ ન દીધી. !

ચચુડામાં પ્રતિવર્ષ ચૈત્ર મહીનાના અંતમાં બહુ ધામધૂમથી એક મેળા ભરાય છે. આજથી ચાલીશ વર્ષ પહેલાં બંકિમબાબુ હુગલીમાં ડેપ્યુટી મેજીસ્ટ્રેટ હતા. તે વર્ષે એ મેળામાં બહુ ભીડ થઈ હતી ચચુડાની સામે પારથી બહુ લોકો મેળા જોવા આવ્યા હતા એક દિવસ ત્રીજે પહોરે બંકિમચંદ્રે જોયું કે એક નાનીશી હોડીમાં બહુ લોકો ચઢી બેઠા છે; અને તેમાં હવે તલ જેટલીયે જગ્યા નહિ છતા માછી લોકો બીજા ઉતારૂઓને ચઢાવ્યે જાય છે!

બંકિમે માછીને મના કરી કાયદાની બીક બતાવી પણ તેણે કંઇ સાંભળ્યુ નહિ. તેની મરજીમા આવે તેટલા માણસો ભરીને તેણે હોડી હંકારી થોડે દૂર જતાંજ હોડી ઉંધી વળી ગઈ. હોડી બહુ ઉંડા પાણીમા ગઈ નહોતી એટલે કોઇ મર્યું નહિ. બંકિમે તેજ ઘડીએ માછીને પોલિસને સોંપી દીધો પોલિસે તેના ઉપર મુકર્દમો ચલાવ્યો માછીનુ નામ ગોવિંદ હતું, લોકો તેને ગોબો કહેતા હતા. તેનુ ઘર કાંટાલપાડાની પાસે મલ્લહપાડા (માછીવાડા) માં હતુ તેને સ્ત્રી અને બે છોકરીઓ હતી મેજીસ્ટ્રેટે તેને ગુનેગાર ઠરાવીને ત્રણ મહીનાની સજા કરી. તે અભાગીઆના ભાગ્યમાં જેલમાંથી બહાર આવવાનુ ન હતું. ત્યાંજ તેનુ મૃત્યુ થયુ મૃત્યુના સમાચાર સાંભળીને બંકિમ સ્તબ્ધ થઇ ગયા આ ઘટનાથી બંકિમના મનપર શી અસર થઇ હશે, તે તો પ્રભુ જાણે; પરંતુ એ પછીથી જ્યાંસુધી તે માછીની સ્ત્રી જીવતી રહી ત્યાંસુધી બંકિમબાબુ તેને માસિક મદદ આપતા રહ્યા

"બંગલક્ષ્મી" નામનુ શ્રેષ્ઠ પુસ્તક લખનાર બાબુ અનુકુળચંદ્ર મુકરજીનુ એક સાપ્તાહિક પત્ર હતુ તેનુ નામ 'પ્રકૃતિ' હતુ અનુકુળ બાબુજ તેના માલિક અને સંપાદક હતા સ્વર્ગસ્થ કવિ ગોવિંદચંદ્ર દાસે આ પત્રમા એક કવિતા લખી હતી. તે કવિતા ભાવલના રાજા અને સ્વ૦ કાલીપ્રસન્ન ઘોષપર કટાક્ષના રૂપમાં લખેલી હતી. કવિતા વાંચતાજ કાલી બાબુ સળગી ઉઠયા. તેમણે ઢાકાના મેજીસ્ટ્રેટની અદાલતમાં દાવો નોંધાવ્યો. સ્થાનિક વકીલ મુખ્તાર બધા કાલી બાબુના પક્ષમા ભળ્યા ખર્ચ કદાચ રાજા સાહેબનુ હશે. દરિદ્ર સાહિત્યસેવક અનુકુલ બાબુ ઉપર ભારે દુઃખ આવી પડયુ. તેમણે ફરી જઈને ડેપ્યુટી મેજીસ્ટ્રેટ બાબુ રામશંકર સેનનો આશરો લીધો. સેનબાબુએ રાજીનામા માટે બહુ પ્રયત્ન કર્યો પણ તેમનુ કાંઇ વળ્યુ નહિ.

અંતે અનુકુલ બાબુ બંકિમચંદ્રને શરણે ગયા. બંને વચ્ચે પહેલેથી કંઇ ઓળખાણ ન હતુ. વળી પરિચયનુ કંઇ કામ પણ ન હતુ. સાહિત્યસેવક કે સાહિત્યચર્ચામાં આનંદ લેનાર કોઇ પણ હોય, તો તે બંકિમને મન પોતાનો સંબંધી હતો. અનુકુલ બાબુના દુઃખની કહાણી સાંભળીને બંકિમ બાબુનું હૃદય પીગળી ગયુ. તેમણે તેજ વખતે કાલીપ્રસન્ન બાબુને લખ્યુ "સાહિત્યસેવાને લીધે અનુકુલચંદ્રપર વિપત્તિ આવી

છે તેમના વિરુદ્ધનો મુકર્દમો ઉઠાવી લેશો તો મારા ઉપર તમારો આભાર થશે."

કાલી બાબુ બંકિમ બાબુનો બોલ પાછો ન વાળી શકયા. તેમણે તરતજ મુકર્દમો પાછો ખેચી લીધો. અનુકુલ બાબુએ પોતાના પત્રમા માફી માગી લીધી.

બકિમ બાબુ પોતાની દીકરી શ્રીમતી શરત્કુમારીને બહુ ચાહતા હતા. એટલો સ્નેહ કદાચ તેમને દુનિયામા બીજા કોઈ ઉપર નહિ હોય. ઉદાહરણરૂપે એ વિષેની થોડી વિગત નીચે આપવામાં આવે છેઃ–

બકિમ બાબુને બે રસોઇઆ હતા, પણ તેઓ થાળી પીરસીને લાવતા ન હતા. આ કામ પોતાની ઇચ્છાથી શરત્કુમારી કરતી હતી. તેને પિતાની સેવા કરવામા આનદ આવતો હતો અને પિતાને પણ તે સેવા ગ્રહણ કરવામા આનદ થતો. એક દિવસ રાત્રે કન્યાએ પિતાનું ભાણુ પીરસીને બૂમ પાડી કે "પિતાજી ! થાળી પીરસી છે, જમવા ચાલો" પિતાએ કઇ જવાબ ન આપ્યો તેઓ તે વખતે ઓરડામાં આખો બધ કરીને ખુરશીપર બેઠા હતા અને કન્યા ઓસરીમાં ઉભી હતી. પિતાનો જવાબ ન મળતા કન્યાએ ફરી બૂમ મારી —"પિતાજી ચાલો" પિતા શાંતજ રહ્યા. અતે બંકિમની ભાભીએ પાસે જઇને કહ્યુ —"ઉઘી ગયા કે શુ ?" બકિમે કોમળ સ્વરે કહ્યું.—"જરા ચૂપ રહો–શરત્ બૂમ પાડે છે, મને સાંભળવા દો." એક નવલકથા લખીને જે ભાવ ન સમજાવી શકાય તે ભાવ બકિમે આ પ્રમાણે બે ચાર શબ્દોમાં પ્રગટ કરી દીધો !

બકિમચદ્રના પાછલા જીવનમા એક દિવસ તેમનો કોઈ અતરનો મિત્ર કલકત્તાના પાટલડાગાવાળો ઘેર આવ્યો હતો મુલાકાત ઘણા વખતે થઇ હતી. મિત્રે આવતાજ "ગુડ મોર્નિંગ" (સલામ) કરી અને શેકહેન્ડ (હસ્તધુનન) કરવાના ઇરાદાથી હાથ લબાવ્યો બકિમચદ્રે તેના હાથને પોતાના હાથમા ન લેતા કહ્યુ "ભાઇ ! એ સમય હવે જતો રહ્યો છે મિત્ર મહાશયે કહ્યુ—" ના, વખત બદલાયો હોય એમ લાગે છે" બકિમચદ્રે હસીને કહ્યુ'—"તમે કાયસ્થ છો, હુ બ્રાહ્મણ છુ. તમે પ્રણામ કરો, હુ આશીર્વાદ આપુ એવોજ નિયમ છે શેકહેડની શી જરૂર છે ?"

બકિમચદ્ર જે રીતે ઉપદેશ આપતા હતા તેમા પણ એક વિશેષતા હતી. ચટર્જી વશમાં કોઇ માણસ બહારના કોઇ માણસ પાસેથી મત્ર નહોતા લેતા બકિમચદ્રના કુળની પુરાણી પરિપાટી છે કે પોતાનાજ વશના કોઇ વૃદ્ધ અને યોગ્ય પુરુષ પાસેથી મત્ર મેળવવો આ પ્રથા અનુસાર બકિમના વશના કોઈ પુરુષે બકિમ પાસેથી મત્ર લીધો હતો બકિમે મત્ર આપી નવદીક્ષિત શિષ્યને કેવળ એજ ઉપદેશ આપ્યો હતો કે "હમેશાં એટલુ યાદ રાખજે કે હુ બ્રાહ્મણ છુ." ઉપદેશ ટુકો હોવા છતાં કેવો મહાન છે ! કેટલા થોડા શબ્દોમાં કેવો મહાન ઉપદેશ !

બકિમચદ્ર જ્યારે બહેરામપુરમાં હતા, ત્યારે કોઇ વર્તમાનપત્રના સપાદક મહા-

-શય પૈસા લેવા માટે કલકત્તાથી બંકિમ બાબુ પાસે ગયા. પૈસા શાને માટે જોઈતા હતા તેની ખબર નથી. સંપાદક મહાશય પહેલા જાતે પ્રયત્ન કરતાં ફળીભૂત ન થયા એટલે તેમણે બંકિમને પકડયા. બંકિમે રાણી સુવર્ણમયીને આગ્રહ કર્યો રાણીએ તેજ ઘડીએ રૂા. ૪૦૦) આપ્યા ત્યારબાદ બંકિમચંદ્રના મનમાં શંકા થઇ કે આ પૈસા યોગ્ય રસ્તે વપરાયા નથી પોતાના પ્રયત્નથીજ એ રકમ અપાયલી હોવાથી તેઓ બહુ ક્ષોભ પામ્યા. તેમણે તે રકમ દાતાને પાછી ભરી જવા આગ્રહ કર્યો. સંપાદકજી પચાવેલી રકમ પાછી આપવા કબુલ ન થયા એટલે બંને વચ્ચે સખ્ત વાતચીત શરૂ થઇ અને અંતે બંનેનો સંબંધ છૂટી ગયો

સંપાદકજીએ બદલો વાળવાનો પ્રયત્ન કર્યો તેમના હાથમા જે વર્તમાનપત્ર હતુ તેના કોલમોમાં બંકિમવિરુદ્ધ જોરદાર ભાષામાં લેખ આવવા લાગ્યા. તે વર્તમાન-પત્ર બંગાળી હતું. બંગાળના ગૌરવરૂપ બંકિમે કર્તવ્યજ્ઞાનથી માતૃભાષામાં અનેક ગાળો ખાઇને પચાવી દીધી અને કંઇ પણ જવાબ ન આપ્યો. માત્ર 'રજની'માં હીરાલાલને લાવીને 'સંપાદક–ચરિત્ર' લખ્યું.

બંકિમચંદ્રને એકજ હૃદયના ચાર મિત્રો હતા. તેમા એકનુ નામ ક્ષેત્રનાથ ભટ્ટાચાર્ય હતુ વચ્ચે બંકિમ બાબુ સાથે તેમને જરા જૂદું મન થયુ હતુ, પણ જ્યારે ક્ષેત્રબાબુ મરવા પડયા ત્યારે બન્ને મિત્રોનો પુનઃ ભેટો થયો હતો. અને બન્ને મિત્રો ખૂબ રડયા હતા.

બીજા મિત્રનુ નામ રાધામાધવ વસુ હતુ તેઓ ભવાનીપુરના રહેવાસી હતા. તેમના સદ્ગુણો ઉપર બંકિમ બાબુ એટલા મુગ્ધ હતા કે કદાચ બીજા કોઇના ઉપર એટલા નહિ હોય બંકિમના જીવનનો એક ભાગ રાધા માધવ બાબુ સાથે એવો જોડાયલો છે કે તેનો ઉલ્લેખ કરવાથી બહુ લોકોને માનસિક કષ્ટ ભોગવવુ પડે. રાધા માધવ બાબુને એક વાર એક રાવબહાદુર સાથે ઝઘડો થયો, ત્યારે બંકિમે રાધા માધવ બાબુનો પક્ષ લીધો. તેથી તેમનો એક પ્રબળ શત્રુ ઉત્પન્ન થયો હતો. તે શત્રુએ જીવનપર્યંત બંકિમ બાબુને હેરાન કર્યા હતા, પણ રાધામાધવનો છૂટકારો થયો હતો તેઓ પણ અકાળેજ બંકિમ બાબુને રડતા મૂકીને સ્વર્ગવાસી થયા. તેમનો શોક બંકિમ જીવનપર્યંત ભૂલ્યા નહિ

ત્રીજા મિત્ર બાબુ દીનબંધુ મિત્ર અને ચોથા મિત્ર બાબુ જગદીશનાથ રાય હતા. બન્ને બંકિમચંદ્ર કરતાં વયમા મોટા હતા અને નિષ્કપટી હતા એવા મિત્રો આજકાલ બહુ ઓછા જોવામાં આવે છે. આપણે સ્વાર્થી અને અભિમાનથી ભરેલા છીએ. નિઃસ્વાર્થ મૈત્રીમાં કેવુ અને કેટલું સુખ છે તે આપણે બરાબર જાણતા નથી. બંકિમચંદ્ર તે જાણતા હતા અને તેથી તેઓ જેને ચાહતા હતા તેની આતર કંઇ પણ કરવાનું બાકી નહોતા રાખતા.

બંકિમચંદ્રને વિદ્યાભ્યાસનો બહુ શોખ હતો. કલકત્તાના સુવિખ્યાત જ્યોતિષી સ્વર્ગસ્થ ક્ષેત્રમોહન બાબુ પાસેથી તેઓ થોડાજ દિવસમા જ્યોતિષશાસ્ત્ર શીખ્યા હતા અરબીનુ નજુમ શીખવા માટે મોલવી પાસેથી અરબી પણ શીખ્યા હતા. સંગીતમાં પણ તેઓ પાછળ ન હતા. કાંટાલપાડામાં એક દેશપ્રસિદ્ધ ગવૈયો રહેતો હતો. તેનું નામ યદુભટ્ટ તાનરાજ હતુ બંકિમ બાબુ તેને માસિક ૭૦) રૂપીઆ આપતા હતા. ગાયનવિદ્યા તેઓ એજ ભટ્ટ પાસેથી શીખ્યા હતા બંકિમનુ ગળુ સારૂં નહોતુ પણ તેમને તાલ વગેરેનુ જ્ઞાન બહુ સારૂ હતુ. હારમોનિયમ વગાડવામા તેઓ સિદ્ધહસ્ત હતા. એક દિવસ તેઓ નાટકશાળામાં મૃણાલિની (નાટકના આકારમાં ફેરવાયલી બંકિમ બાબુની નવલકથા)નો અભિનય જોવા ગયા હતા તેમા ગવાતા એક ગાયનનો તાલસૂર તેમને પસંદ નહિ પડવાથી તેઓ અત્યંત અસંતોષ પામીને નાટકશાળામાથી ચાલ્યા ગયા હતા; અને પછી બીજેજ દિવસે પોતાના ભાણેજ શ્રીદિવ્યેન્દુ સુંદરને આ ગાયનનો તાલ-સૂર વગેરે શીખવ્યુ હતુ.

બંકિમબાબુ ચિકિત્સાશાસ્ત્રમાં પણ અસાધારણ યોગ્યતાવાળા હતા. અલીપુરમા નોકરી કરતાં થોડા દિવસ સુધી મેડિકલ કોલેજમા એનેટોમી ( શરીરશાસ્ત્ર ) પણ શીખ્યા હતા બંકિમ જેવા તીક્ષ્ણ બુદ્ધિવાળા માણસ માટે થોડા વખતમાં શરીરશાસ્ત્ર શીખી લેવુ એ કંઇ અઘરૂં ન હતું તેઓ શરીરશાસ્ત્રમા નિષ્ણાત થયા પછી ઘેર બેઠા બેઠા, બીજાની સહાયના સિવાય જાતેજ ચિકિત્સાશાસ્ત્રનો અભ્યાસ કરવા લાગ્યા; અને પૂરેપૂરૂં શીખ્યા પછીજ અટક્યા તેમને જ્યારે કોઈ નવો વિષય શીખવાની ઇચ્છા થતી હતી ત્યારે તેઓ તે વિષય સંપૂર્ણ શીખી લેવા માટે અધીરા થઇ જતા હતા, અને જ્યાંસુધી તે વિષય સારી રીતે શીખી લેતા નહિ ત્યાંસુધી તેમને શાંતિ વળતી નહિ ચિકિત્સાશાસ્ત્ર શીખ્યા પછી તેમણે વૈદ્યકશાસ્ત્રના ઢગબંધ ગ્રંથો મંગાવ્યા હતા

બંકિમચંદ્ર કેવા સહૃદય અને ઉદાર હતા, તે બતાવવા માટે અત્રે એક ઘટનાનો ઉલ્લેખ કરવામા આવે છે. કાંટાલપાડા પાસે ગારીફા નામનુ એક ગામ હતુ ત્યાના એક ગૃહસ્થનો છોકરો ભણવા માટે સમુદ્રપાર પરદેશ ગયો હતો. પાછો આવ્યા પછી તેને સમાજે નાતબહાર મૂકવાનો ઠરાવ કર્યો છે એમ તેમણે જાણ્યુ તે વખતે બાબુ શ્યામચરણ અને બાબુ સંજીવચંદ્ર સમાજના નેતા હતા. તે ભલા છોકરાએ બાબુ શ્યામચરણનો આશરો લીધો શ્યામચરણે આશ્રય નહિ દેતાં કહ્યુ કે–"મારી પોતાની ઇચ્છા પ્રમાણે કરીને સમાજ ઉપર હુ અત્યાચાર કરી શકતો નથી તમે તમારી નાતવાળા પાસે જાઓ, અને જો તેઓ તમને નાતમાં લે તો મને કંઇ અડચણ નથી "

અંતે તે ભલા માણસે સમુદ્રયાત્રાનુ પ્રાયશ્ચિત્ત પણ કર્યું; પણ નાત કે

સમાજે તેને દાખલ કર્યો નહિ. છેવટે તે નિરુપાય થઇને બંકિમને શરણે આવ્યો. બંકિમને તેના ઉપર દયા આવી તેમણે વિચાર કરીને એક ઉપાય કાઢયો. તે ભલા માણસને કહ્યુ "તમે કોઇ રવિવારે મને આમંત્રણ આપો, હું તમારે ત્યાં આવીને ભોજન કરી જઇશ. તે ભલા માણસે તે પ્રમાણે કર્યું અને બંકિમ બાબુ રવિવારે તેમને ઘેર ગયા કાંટાલપાડાના કોઇ પણ માણસને આ વાતની ખબર ન પડી. તે ભલા માણસને ઘેર ભોજન કરી આવીને તેઓ પોતાના ભાઇને મળ્યા બંકિમે પ્રથમ આડી અવળી બે એક વાતો કરીને પછી હસતાં હસતાં કહ્યુ–"મોટાભાઇ! હું એક કામ કરી આવ્યો છુ.'

શ્યામચરણે પૂછ્યુ "શુ કરી આવ્યો છે?"

બંકિમે ખૂબ હસતા હસતાં કહ્યુ "રાય–કુટુબમા ભોજન કરી આવ્યો છુ."

શ્યામચરણ સ્તબ્ધ થઇ ગયા. રાય મહાશય પડદા પાછળ ઉભા હતા અવસર જોઇને તેઓ પણ આવ્યા. એટલે શ્યામચરણ બાબુ બીજુ શુ કહે! તરતજ તે ભલા માણસને સમાજમા લેવામા આવ્યો તે ભદ્ર પુરુષ જીવનપર્યંત બંકિમબાબુનો કૃતજ્ઞ રહ્યો

બંકિમબાબુની પ્રતિભા વિષે તેમના એક ચરિત્રમાં લખ્યું છે કે —

"બંકિમબાબુની સાધારણ વાતચીત સાંભળીને કોઇ પણ તેમની પ્રતિભાને જાણી શકતુ ન હતુ, પણ જ્યારે તેઓ કોઇ વિષયની ચર્ચામાં ઉતરતા ત્યારે તેમનુ રૂપજ બદલાઇ જતુ તેમની ચળકતી આંખો વધુ ચળકવા લાગતી, અને વખતો વખત હાથપગ વગેરે અંગ પણ થોડા થોડાં હાલતા હતાં પ્રતિભાની કોઇ ઓરજ છટા તેમના મુખમંડળ ઉપર પ્રકાશી ઉઠતી. તે વખતે આંખોની ચંચળતા, વાક્યોનો અસબદ્ધ ભાવ, તેમજ મનની અસ્થિરતા કોણ જાણે કયાય જતા રહેતાં. જાણે પાંચ વર્ષનો કોઇ છોકરો એકાએક પ્રૌઢ બની જઇને રંગભૂમિ ઉપર આવ્યો હોય ને! એમ લાગતુ હતુ."

બંકિમચંદ્ર બહુ ક્રોધી હતા તેઓ ક્રોધના આવેશમા આવતા ત્યારે ધ્રૂજી ઉઠતા, પણ કોઇને મારતા કરતા નહિ. બંકિમબાબુથી ઘરનાં નાનાં મોટાં બધાય ડરતાં હતાં પરંતુ તેમનો ક્રોધ બહુ વાર રહેતો નહિ. ઘડીભરમાં તેમનો ક્રોધ શાંત થઇ જતો; પણ ક્રોધની શરૂઆત બહુ આકરી થતી તે વખતે તેઓ આત્મસંયમ અને શિક્ષણ બધુય ભૂલી જતા હતા

બંકિમે કલકત્તામાં એક ઘર ખરીદીને જીવનની આખરનાં કેટલાંક વર્ષ તેમાજ ગાળ્યાં હતા. સન ૧૮૮૭ મા તે ઘરમાં તેઓ રહેવા આવ્યા હતા. તે ઘર પાટલડાંગામાં મેડિકલ કૉલેજની સામે છે. હાલ બંકિમ–આશ્રમના નામથી તે પ્રસિદ્ધ છે. વાઇસરાય લૉર્ડ કર્ઝનના અમલમાં સરકાર તરફથી ત્યા એક પત્થર કોતરાવીને ચોડવામાં આવ્યો છે. તેમાં લખ્યુ છે કે —"આ જગ્યામાં નવલકથાકાર બંકિમચંદ્ર રહેતા હતા. જન્મ ઇ૦ સ૦ ૧૮૩૬, મૃત્યુ ઇ૦ સ૦ ૧૮૯૪."

બંગદર્શનમાં બંકિમબાબુએ સામ્યવાદ ઉપર તેમજ વિધવાવિવાહ ઉપર જે લેખો લખ્યા હતા, તેનો થોડો થોડો ભાગ અત્રે આપવામાં આવે છે.

"રામ મોટો માણુસ કહેવાય છે, અને જીવો નાનો માણુસ આમ શામાટે છે? જીવો ચોરી નથી જાણુતો, છેતરપડી નથી જાણુતો, બીજાનુ સર્વસ્વ ધૂતી લેવાનુ નથી જાણુતો, તેથીજ જીવો નાનો માણુસ છે! રામે ચોરી કરીને, છેતરપડી કરીને, ઠગબાજી કરીને પૈસા એકઠા કર્યા છે, તેથી રામ મોટો માણુસ છે. અથવા રામ પોતે સ્વભાવથીજ ભલો માણુસ છે, પણુ તેના વડદાદા ચોરી, છેતરપડી વગેરેમા અત્યત નિપુણુ હતા; તેઓ પોતાના શેઠનુ સર્વસ્વ હરી લઇને જમીન અને પૈસા એકઠા કરી ગયા છે. અર્થાત્ રામ જુગારી અને ચોરનો પુત્ર છે, તેથી તે મોટો માણુસ છે, અને જીવાના દાદાએ જાતે કમાઇને ખાધુ છે માટે તે નાનો માણુસ છે અથવા રામે કોઇ ઠગારાની કન્યા સાથે વિવાહ કર્યો છે, તેથી તે મોટો માણુસ છે બસ! રામના માહાત્મ્ય ઉપર ફૂલના વરસાદ વરસાવો"

"વિષમતા સસારનો નિયમ છે જગત્ના સઘળા પદાર્થોમા વિષમતા છે, પરતુ બ્રાહ્મણુ અને શૂદ્રમા તો બહુજ અસ્વાભાવિક વિષમતા દેખાય છે જેમ કે બ્રાહ્મણુનો વધ કરવો એ મહા પાપ છે, ત્યારે શૂદ્રનો વધ કરવો એ નાનું પાપ છે, પરતુ આ વાત કુદરતી નિયમાનુસાર બરાબર તો નથીજ બ્રાહ્મણુ શામાટે અવધ્ય છે? શૂદ્ર શામાટે વધ્ય છે? ખેડુત દાતા છે, તો પછી બ્રાહ્મણુ શામાટે દાતા નથી? તેને બદલે એવોજ નિયમ શામાટે ન થયો કે જેને આપવાની શક્તિ છે તેજ દાતા છે, અને જેને લેવાની જરૂર છે તે લેનાર છે?"

"બધાના કરતા ધનની વિષમતા બહુ ભારે છે એ વિષમતાના પ્રતાપે કોઇ કોઇ માણુસોને રૂપીઆ ખુટાડયા ખુટતા નથી, ત્યારે બીજી બાજુ લાખો માણુસો અન્નના અભાવે મરણુ અને રોગના શિકાર થઇ પડે છે!"

"બધી જાતની ઉન્નતિનું મૂળ જ્ઞાનની ઉન્નતિ છે. પશુઆદિના જેવી ઈંદ્રિયતૃપ્તિ સિવાયનું બીજુ કોઇ પણુ એવુ સુખ તમે નહિ બતાવી શકો કે જેનુ મૂળ જ્ઞાનની ઉન્નતિમાં રહેલુ ન હોય છતા પણુ શૂદ્ર જ્ઞાનચર્ચાનો અધિકારી નથી! બસ જ્ઞાનનો તો અધિકાર માત્ર બ્રાહ્મણુનેજ! અને ભારતના ઘણુા ખરા લોક બ્રાહ્મણેતર જાતિના હોવાથી તે ઘણુા ખરા લોકોએ તો બસ મૂર્ખજ રહેવુ જોઇયે!"

"વિધવાવિવાહ" ના આ સૌથી મોટા અને વિચારણીય તથા ગહન વિષય ઉપર બંગદર્શનના ચોથા અંકમાં બંકિમચદ્રે નીચે પ્રમાણે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો હતો—

"વિધવા-વિવાહ સારો પણુ નથી ને નઠારો પણુ નથી બધી વિધવાઓના વિવાહ કરવા એ કદાપિ સારૂ નથી પણુ હા, વિધવાની ઇચ્છાનુસાર તેને વિવાહની છૂટ આપવી એ તો સારીજ વાત છે જે સ્ત્રી સાધ્વી છે, જે પોતાના પ્રથમ પતિને

હૃદયપૂર્વક ચાહે છે, તે કદિ પુનર્લગ્ન કરશે નહિ જે નાતોમાં વિધવા-વિવાહનો ચાલ છે તેમા પણ પવિત્ર સ્વભાવવાળી, સ્નેહાળ અને સાધ્વી વિધવાઓ પુનર્લગ્ન કરતી નથી; પણ જો કોઇ વિધવા-ગમે તો તે હિંદુ હોય કે ગમે તે જાતની હોય-તોપણ પતિના સ્વર્ગવાસ પછી જો તે પુનર્લગ્ન કરવા ઇચ્છે તો તેને જરૂર તેવો અધિકાર છે. જો પુરુષને પત્નીના મરણ પછી વિવાહ કરવાનો અધિકારી ગણી શકાય છે, તો સામ્યવાદ પ્રમાણે સ્ત્રી પણ પતિના મરણ પછી ઇચ્છા થતાં પુનર્લગ્નની અધિકારિણી છે. મનુષ્યમાત્રનો અધિકાર છે કે જેમાં બીજાઓનુ અનિષ્ટ ન થતું હોય એવુ દરેક કાર્ય તે કરી શકે છે. તેથી પત્નીવિયોગી પતિ, અથવા પતિવિયોગિની પત્ની બન્ને ઇચ્છા થતાં પુનર્લગ્નના અધિકારી છે. આ પ્રમાણે જોતાં વિધવાને પુન વિવાહ કરવાનો જરૂર અધિકાર છે, પણ આ નૈતિક તત્ત્વનો હજુસુધી આ દેશમા સામાન્ય જનતાએ સ્વીકાર કર્યો નથી. જે લોકો અંગ્રેજી શિક્ષણને લીધે, અથવા વિદ્યાસાગર મહાશયના યા બ્રહ્મસમાજના કહેવા પ્રમાણે આ નીતિનો સ્વીકાર કરે છે તેઓ પણ તેને વર્તનમાં ઉતારી શકતા નથી. જે મહાશયો સ્વીકાર કરે છે કે વિધવાને વિવાહનો અધિકાર છે, તેમનાજ ઘરની વિધવાઓ વિવાહ કરવાને આતુર હોય છે છતા પણ તેઓ એવા વિવાહ કરવાનુ સાહસ કરતા નથી એનુ કારણ સમાજનો ભય છે એજ ભયના કારણે આ સામ્યવાદ જનસમાજમા પ્રવેશ કરી શક્યો નથી. અન્યાન્ય પ્રકારનો સામ્યવાદ જનસમાજમા દાખલ થઇ શક્યો નથી તેનુ કારણ તો એમ સમજાય છે કે પુરુષવર્ગ તે પ્રકારના પ્રચારમાં પોતાનુ અનિષ્ટ સમજે છે; પણ આ વાત જરા પણ સમજાતી નથી કે આ પુનર્લગ્નનો સામ્યવાદ સમાજમાં કેમ દાખલ થતો નથી ? એ કાંઇ કષ્ટસાધ્ય પણ નથી; કોઇનુ અનિષ્ટ કરનાર પણ નથી; બલ્કે અનેકોને માટે સુખ-સમૃદ્ધિના કારણરૂપ થઈ શકે તેમ છે. છતાંયે સમાજમાં તેનો સ્વીકાર થવાનાં ચિન્હ જણાતાં નથી; તેનુ કારણ એજ છે કે સમાજમાં લોકાચારની ઉપરવટ થવુ એ તદ્દન અશક્યજ થઇ પડયુ છે. ”

“ બીજી એક વાત છે. ઘણા માણસો એમ માને છે કે ચિર વૈધવ્યના રિવાજને લીધે હિન્દુ-લલનાઓનુ પાતિવ્રત્ય એવુ દઢ બંધાયલું છે કે તેને માટે બીજી જાતનો વિચાર કરવો પણ ઠીક નથી. અર્થાત્ બધી હિંદુ સ્ત્રીઓ જાણે છે કે તેના એક પતિની સાથેજ તેનુ સઘળુ સુખ ચાલ્યુ જશે, તેથી તે પતિ ઉપર અનન્ય ભક્તિભાવ રાખે છે. આ સંપ્રદાયના લોકોની સમજણ પ્રમાણે એજ કારણથી હિંદુઓનાં ઘરોમાં દાંપત્યસુખ આટલું વધારે છે; તો ભલે એ વાતને આપણે સત્યજ માનીએ. પણ જો એમજ છે તો પછી જેની સ્ત્રી મરી ગઇ હોય તે પુરુષને પણ આજીવન વિધુર રહેવાનુ વિધાન શામાટે નથી ? તમારા મરણ પછી તમારી સ્ત્રીને માટે

બીજો માર્ગજ નથી તેથી તમારી સ્ત્રી તમારા ઉપર વધારે પ્રેમ રાખે છે, તો પછી તમારી પણ સ્ત્રીના મરણ પછી બીજી ગતિ ન થવા પામે એવો જો નિયમ રાખ્યો હોય, તો તમે પણ સ્ત્રી તરફ અધિક પ્રેમ રાખશો એ વાત ખુલ્લીજ છે, અને તેમ છે તો પછી તમારી—પુરુષોની—બાબતમાં પણ તે નિયમ કેમ લાગુ નથી પડતો? માત્ર કેવળ અબળા સ્ત્રીઓને માટેજ એવો નિયમ શામાટે છે? તમે કાયદાના કર્તા છો, તેથી તમારે લહેર છે તમારામાં બાહુબળ છે તેથી તમે અત્યાચાર કરી શકો છો; પણ યાદ રાખજો કે તે અન્યાયી કામ છે, મહા ધર્મવિરુદ્ધ કાર્ય છે"

બંકિમ બાબુ શ્રેષ્ઠ સમાલોચક હતા. તેઓ રદ્દી સાહિત્યની જેવી તીવ્ર વ્યંગપૂર્ણ સમાલોચના કરતા હતા, તેજ પ્રમાણે ઉપયોગી સાહિત્યની સુવિસ્તૃત અને મર્મસ્પર્શી સમાલોચના કરવામા પણ પાછા પડતા ન હતા. સમાલોચના કરતાં તેઓ પોતાના પારકાનો વિચાર નહોતા કરતા છેલ્લા એક સો વર્ષમા તો બંગાળામા બંકિમચંદ્ર જેવો વિદ્વાન સમાલોચક કોઇ પેદા થયો નથી તેમનુ સમાલોચક પદ હજુયે ખાલી જોઇને શ્રીયુત રવીન્દ્રનાથે બહુ ખેદપૂર્વક "સાધના" પત્રમાં લખ્યું હતુ કે—

"જયારથી બંકિમબાબુ સમાલોચક પદથી દૂર થયા, તે દિવસથી આજપર્યંત કોઇ તે પદનો અધિકારી પેદા થયો નથી તે સમયની સાહિત્યજગતની અરાજકતાનુ ચિત્ર હૃદયમા અંકિત કરવાથી વાચક વર્ગ સમજી શકશે કે અમારો સાહિત્ય-સમ્રાટ્ કોણ હતો? અને તેના ગયા પછી રાજ્યભાર ગ્રહણ કરવા યોગ્ય કોઇ પણ વ્યક્તિ હાજર નથી"

બંકિમચંદ્રને તીવ્ર સમાલોચક તરીકે લોકોના અપ્રીતિપાત્ર બનીને કેવી ગાળો ખાવી પડતી હતી તેનુ એક દૃષ્ટાંત આપીશુ

એક નાટક બંગદર્શનમા સમાલોચના માટે કોઇએ મોકલ્યુ. બંકિમે બંગદર્શનમા તે નાટકની જરા તીવ્ર સમાલોચના કરી. જેણે નાટક લખ્યુ હતુ તે ખાત્રીપૂર્વક માનતો હતો કે તેનુ નાટક અત્યંત સુંદર છે, તેથી બંકિમે કરેલી સમાલોચનાથી તે નાખુશ થયો. બંકિમબાબુને ગાળો દેવાના ઇરાદાથી તે પોતાના એક સગાને શરણે ગયો. તે સગાનુ એક માસિક પત્ર ચાલતુ હતુ, અને તેણે જરા ઠીક પ્રસિદ્ધિ મેળવી હતી. તેમાં વિલાયતના 'પંચ' જેવાં વ્યંગપૂર્ણ ચિત્રો પણ આવતાં હતાં વસંતકના સંપાદકે રડતા સગાનાં આંસુ લુછવા માટે વસંતકમાં એક ચિત્ર છાપ્યુ તેનું નામ "સાહિત્યક્ષેત્ર" રાખ્યુ હતુ તે સાહિત્યક્ષેત્રમા એક જબરા શરીરવાળો સાંઢ અને થોડા ઘેટા ચીતર્યાં હતાં સાંઢની નીચે બંકિમચંદ્રનુ નામ લખ્યુ અને તે સાંઢે એક નાના ઘેટાની છાતીમાં ખોસેલા શીંગડા ઉપર 'બંગદર્શન' લખ્યુ હતુ આ રીતે શ્રેષ્ઠ સમાલોચક બંકિમને કર્તવ્ય બજાવતાં ગાળો ખાવી પડતી હતી.

સૂક્ષ્મદર્શી કવિવર રવીન્દ્રનાથે સાધના પત્રમાં લખ્યુ હતુ કે—"બંકિમચંદ્રના

ઉપર એક પક્ષનો ખાસ રોષ હતો. તે પક્ષ તેમના પર ખૂબ દ્વેષ રાખતો હતો. જે ક્ષુદ્ર લેખકો તેમના અનુકરણનો વૃથા પ્રયત્ન કરતા હતા તેઓજ પોતાનુ ઋણ છુપાવવા માટે તેમને સૌથી વધારે ગાળો આપતા હતા મને યાદ છે કે જ્યારે બંકિમ બાબુ બંગદર્શનમાં સમાલોચના કરતા હતા, ત્યારે તેમના એવા ક્ષુદ્ર શત્રુઓની સંખ્યા ઓછી નહોતી. સેંકડો અયોગ્ય માણસો તેમની ઇર્ષ્યા કરતા હતા. તેમના ક્ષુદ્ર કંટો બંકિમને જરૂર દુઃખ દેતા હતા, પણ તેઓ કોઈ પણ રીતે કર્તવ્યવિમુખ થયા નથી. તેઓમાં અજેય બળ, કર્તવ્યનિષ્ઠા અને સંપૂર્ણ આત્મવિશ્વાસ હતો."

બંગદર્શનમાં તકલાદી સાહિત્યની કેવી તીવ્ર સમાલોચના થતી હતી, તે દર્શાવવા માટે અત્રે તેમની થોડીક સમાલોચનાઓનો ભાવાર્થ આપવામા આવે છે:—

"પહેલાના સમયમાં અગ્નિદેવતા મહાન પરીક્ષક હતા, મનુષ્યના ચરિત્રનીએ પરીક્ષા અગ્નિદ્વારા થતી હતી જેના સ્વભાવ કે ચરિત્રમાં જરા પણ મલિનતા હોય તો તે અગ્નિપરીક્ષામા જણાઇ જતી વાનર-પતિ રામચંદ્રે અગ્નિદ્વારા સીતાની પરીક્ષા કરી હતી. અત્યારસુધી અનેક અરણ્યવાસીઓ એજ રીતે સાધુત્વની પરીક્ષા કર્યા કરે છે. બધા લોકો હમેશા જુએ છે કે સોનાની પરીક્ષા અગ્નિદ્વારાજ બહુ સારી થાય છે તેથી અમારે પણ કેટલાક બંગાળી ગ્રંથોની પરીક્ષા અગ્નિદ્વારા કરવી એજ યોગ્ય છે. ઓછામા ઓછી નાટક, પ્રહસન, ઉપહસન વગેરે આધુનિક રસિક-રંજક ગ્રંથોની તો એવીજ રીતે પરીક્ષા કરવામાં આવે તે ઠીક છે. ગ્રંથોની આવી પરીક્ષા નવી પણ નથી સાભળ્યુ છે કે રાજા વિક્રમાદિત્યના સમયમાં આ પરીક્ષા પ્રબળરૂપે પ્રચલિત હતી. ગ્રંથને અગ્નિમા નાખતાં જો તે સળગી જતો તો રાજ્યાધિકારીઓ માનતા કે ગ્રંથ જરૂર નકામો હતો, નહિ તો તે સળગી શામાટે જાય ? અમે પણ તેજ દૃષ્ટાંતનુ અનુકરણ કરીને એ પ્રહસનની પરીક્ષા કરી. પરિણામે ગ્રંથ સળગી ગયો અમે શુ કરીએ. લેખક જરાયે ખોટું ન લગાડે લેખકનું નામ હરિહરનંદી છે"

"માધવિકા નાટક—આ નાટકની પણ એવીજ પરીક્ષા કરવાની અમારી બહુ ઇચ્છા હતી, પણ કોઇ ખાસ મિત્રના આગ્રહથી અમે અમારો વિચાર પડતો મૂક્યો. હાલના નાટકમાત્રની જો આવી રીતેજ પરીક્ષા થાય તો કંઈ બહુ નુકસાન નહિ થાય. જેટલાં નાટક જોવામાં આવે છે તે બધાંમાં લગભગ એકજ જાતના કારીગરોનો હાથ છે. બધા નાટક-લેખકોની એવી ધારણા છે કે નાટકમાં આવતા પાત્રોની વાતચીત લખી શકવાથીજ નાટક રચવાનુ કામ પૂરું થાય છે. કદાચ વાચકોમા પણ એવોજ સંસ્કાર છે કે એવા સવાલ-જવાબ વાંચી લેવાથી નાટકનુ વાંચન પૂરું થઇ જાય છે. ગમે તેમ હો પણ હવેથી અમે તો એવા ગ્રંથો માટે અગ્નિ-પરીક્ષાજ કરવાનું ઠરાવ્યુ છે."

"બંગાળી શિક્ષણ—બાબુ સિદ્ધેશ્વર રાયે અમારા ઉપર ઉપકાર કરીને

તેમના લખેલા બંગાળી–શિક્ષણ નામના પુસ્તકનો પ્રથમ ભાગ સમાલોચના માટે મોકલ્યો છે. પહેલા પૃષ્ઠમા કથી ક્ષ સુધીના બધા અક્ષરો ડબલ ગ્રેટ ટાઇપમા છાપેલા છે. બીજા પાનાર્માં ય અને ત્રીજા પાનમા વ ના જોડાક્ષરો વગેરે છે જરા પણ ભૂલ નથી લેખકની કુશળતા અદ્દભુત છે બાબુએ વિજ્ઞાપનમાં લખ્યુ છે કે "આવાં પુસ્તકોના અભાવથી ઘણા માણસોએ મને આ ખોટ પૂરી પાડવાનો આગ્રહ કર્યો." અને તેમણે એમ પણ જણાવ્યું છે કે એ ખોટ પૂરી પાડવા માટે "શ્રીયુત મીર્યાંજાન રહેમાન મહાશયે બધી સામગ્રીનો સગ્રહ કર્યો છે." હિન્દુ મુસલમાનના એકઠા થવાથી ભારતની કેટલી ઉન્નતિ થઇ શકે છે તેનુ આ એક અદ્દભુત ઉદાહરણ છે "

"એક પુરાતન ગ્રંથ—ૐ વર્ષ થયાં કોઇ દેશપ્રેમી ગ્રથકારે જ્ઞાન–દીપથી બગાળી ભાષાને પ્રજ્વલિત કરવા માટે એક ચાર આનાની કિંમતનું પુસ્તક છપાવ્યુ હતુ બંગાળને કમનસીબે કોઇએ આ પુસ્તક ખરીદ્યું નહિ એટલે હવે જાહેરખબરની જરૂર પડી છે અમારા જાણવામા આવ્યુ છે કે તેનુ ખર્ચ બચાવવા માટે તે મહાશયે તે પુસ્તક અમારી પાસે સમાલોચના માટે મોકલ્યુ છે ઘણા લોકો જાણે છે કે સમાલોચનાથી જાહેરાતનુ કામ થાય છે, તેથી ગ્રથકારને અમે એવી તક આપવા ઇચ્છતા નથી. આથી કરીને બહુ માણસો બળી ઉઠયા છે. બંગદર્શનના પૂર્વ સ પાદક જરા વધારે બુદ્ધિમાન હોવાથી તેમણે બગદર્શનમા સમાલોચના કરવાનુ બંધ કરી દીધુ હતું જે દિવસે તેમણે કહ્યુ કે હવે અમે પુસ્તકોની સમાલોચના નથી કરવાના, તેજ દિવસથી બંગદર્શન કાર્યાલયમા પેલી લાલ, લીલાં, પીળાં, વાદળી, ભુરાં પૂઠાવાળી, સુશોભિત, નાની, મોટી, જાડી, પાતળી, હલકટ ચોપડીઓની આવક બધ થઈ ગઇ! × × × ભોજન કરી રહ્યા પછી ભોજનગૃહની જેવી સ્થિતિ થઈ જાય છે એવી સ્થિતિ બગદર્શન પુસ્તકાલયની થઇ ગઈ! બ્રહ્મભોજન સમાપ્ત થઇ ગયેલું જાણીને–એએક નિમિત્રિત ભલા માણસો સિવાયના–બીજા ભિખારીઓ તો ઝાડુનો અવાજ સાંભળીનેજ ચાલ્યા ગયા ફક્ત બે એક ચુસ્ત ફકીરોએ દરવાજો છોડયો નહિ સાહિત્ય સસારના કાગડાઓ છેવટે ભીંત ઉપર બેસીને એઠું મળતુ બધ થવાને લીધે–કા, કા, કરવા લાગ્યા; અને કેટલાક કૂતરાઓએ પણ ભસવાનુ જારી રાખ્યુ, અંતે શાંતિ ફેલાઇ"

"ભાગ્ય–વિડબનામાં પડીને વર્તમાન સપાદકે સમાલોચના પુનઃ શરૂ કરી. બગ–સાહિત્ય સમાજમાં પુન ઘોષણા થઇ કે પેલે ઘેર પાછુ બ્રહ્મભોજન શરૂ થઇ ગયુ છે! એટલે ન્યાયાલકાર, તર્કાલકાર, વિદ્યારત્ન, વિદ્યાવાગીશ, વિદ્યાનવીસ, વિદ્યાખવીશ, વિદ્યાકપીશ, વગેરે બધા ચોટલી ઉપર બેલપત્ર બાંધીને સમાલોચનાના બ્રહ્મભોજનમાં પહોંચી ગયા! જોયું તો તેજ ભિખારીઓ આપવડાઇના જળમાં

આશારૂપી કેળના પાનને પીઇને યશરૂપી મિઠાઇની આશાથી દરવાજા આગળ ઉભા છે! એથીજ અમે કહ્યું છે કે બહુ માણુસો બળી ઉઠયા છે."

"અંગ જવા દઇને અમે કહી શકીએ કે સદ્ગ્રંથોની સમાલોચના કરતાં વધુ સુખ બીજું નથી, પણ જે ઢગલાના ઢગલા રદ્દી પુસ્તકો ટપાલ મારફતે અમારા કાર્યાલયમાં આવે છે તેમની સમાલોચના તો અમારે માટે બહુજ દુઃખદાયક છે તેમને વાંચવા કરતાં વધારે દુઃખપ્રદ બીજું કંઇજ નથી"

સાહિત્યક્ષેત્રમાં પ્રવેશ કરી જે સમયે બંકિમચંદ્રે ગ્રંથો લખવાનો પ્રારંભ કર્યો તે સમયે અંગ્રેજી કેળવણીનો પ્રચાર બહુ જોરથી થતો હતો કલકત્તામાં યુનિવર્સિટી સ્થપાઇ હતી, અને નગરે નગર અંગ્રેજી સ્કૂલો ઉઘડી હતી. ધનોપાર્જન માટે તથા રાજકીય સન્માન માટે પ્રજાનો સામાન્ય વર્ગ અંગ્રેજી ભાષા ભણવા તરફ દોરાયો હતો, અને ધનવાન વર્ગ પણ ઉપાધિધારી બનવા તથા રાજપુરુષોથી સન્માનિત થવા અંગ્રેજી ભાષા ભણવા લાગ્યો હતો એ રીતે સૌ લોકોનું અંગ્રેજી ભાષા તરફ પુષ્કળ લક્ષ્ય હતું અને અંગ્રેજી ભાષા ન જાણનાર માણુસ શિક્ષિતજ ગણાતો નહિ! અંગ્રેજી ભાષાની પ્રબળતાને લીધે માતૃભાષા તો ઢંકાઇજ ગઇ હતી. જે અંગ્રેજી ભાષા જાણતો તેને માટે સાહિત્યનું વિશાળ ક્ષેત્ર ખુલ્લું હતું. સાહિત્ય, વિજ્ઞાન, દર્શન, ઇતિહાસ ઇત્યાદિ જે વિષયો જાણવાની તેને ઇચ્છા થાય તે વિષયો અંગ્રેજી ભાષામા મળી શકતા હોવાથી અંગ્રેજી જાણનાર વર્ગ તેના નિશામા ચકચુર રહેતો અને માતૃભાષાની કંગાલ દશા ઉપર દુ:ખી થવાને બદલે હાસ્ય કરતો. આવી સ્થિતિમાં પોતાની માતૃભાષાની ઉત્કૃષ્ટતા તથા સ્વદેશહિતૈષિતાની મહત્તા દેખાડી અંગ્રેજીના અભિમાને અંધ બનેલા બંગાળીઓને વાસ્તવિક રસ્તે દોરવાને માટે બંકિમબાબુએ કમર કસી.

જણાય છે કે બંકિમચંદ્રનો જન્મ જાણે બંગાળી ભાષાની સેવાને માટેજ થયો હતો! આખા જીવનપર્યંત તેમણે અસત આગ્રહપૂર્વક બંગાળીભાષાની સેવા કરી. તેમની અસાધારણ શક્તિથી બંગાળીભાષાની અસાધારણ ઉન્નતિ થઇ એમનો એ મહામંત્ર હતો કે "માતૃભાષામાં વિવિધ જ્ઞાન આપનારા ગ્રંથોનો પ્રચાર થયા વિના કોઇ પણ પ્રજા ઉન્નતિ પામી શકતી નથી અને જાતીય-ભાવના (સ્વદેશપ્રીતિ) પણ મેળવી શકાતી નથી." આ મહામંત્રનો સતત જાપ જપી તેમણે બંગાળીભાષાના ભંડારમાં ગ્રંથરત્નોનો વધારો કરવા પુષ્કળ શ્રમ કર્યો. એમનાં અસાધારણ ઉત્સાહ તથા અસાધારણ વિદ્વત્તાથી બંગાળા-માં જાણે યુગજ ફેરવાઇ ગયો! બંકિમચંદ્રમાં સ્વજાતિપ્રેમ અને સ્વદેશભક્તિ અપાર હતાં. એ ગુણોને લીધેજ આજે લાખો સ્ત્રીપુરુષો તેમનાપર શ્રદ્ધા અને ભક્તિ ધરાવે છે. બંકિમચન્દ્ર કહેતા કે, "પુસ્તકો લખવાનો ઉદ્દેશ સ્વદેશવાસીઓને

સદ્બોધ અને શુભ વિચારો આપવા એજ છે જે લખાણુ દેશબંધુઓ સમજી શકે તેવુ ન હોય અથવા જે લખાણથી દેશને કશો ઉપકાર થાય તેમ ન હોય તે લખવુ નકામુ છે ”

બંકિમચંદ્રે ગ્રંથલેખનની પ્રવૃત્તિ શરૂ કરી તે સમયે બંગાળી ભાષાની દશા તદ્દન કંગાળ હતી, પરંતુ તેમના સતત પ્રયત્ન અને ઉત્સાહનુ પરિણામ એ થયું કે ભારતવર્ષની તમામ ભાષાઓમાં બંગાળી ભાષા સર્વોત્કૃષ્ટ પદ પામી! બંકિમચંદ્રની ભાષા સરળ, રસપૂર્ણ અને મર્મને સ્પર્શ કરનારી હતી તેઓ પોતાના લેખમા નવીનતા, સ્વાધીનતા અને સ્વદેશપ્રેમ છલોછલ ભરી દેતા બંકિમચંદ્ર સૌંદર્યના પણ ઉપાસક હતા. પોતાના ગ્રંથોમાં ભાષાસૌન્દર્ય તથા ભાવસૌન્દર્ય ભરવા ઉપરાંત તેઓ પોતાનાં પાત્રોનાં હૃદયોનુ સૌંદર્ય પણ બહુ ઉત્તમતાથી અંકિત કરતા.

ઈ૦ સ૦ ૧૮૬૪ મા તેમની ‘ દુર્ગેશનંદિની ’ નામની નવલકથા પ્રકટ થઈ. માત્ર એ એકજ પુસ્તકથી તેમની યોગ્યતા અને વિચારશીલતાનો સારી રીતે ખ્યાલ આવી શકે છે. એ નવલકથાની અગાઉ ભારતવર્ષની તે સમયની પ્રચલિત ભાષાઓમા એવી સરસ નવલકથા એક પણ લખાઇ નહોતી. જો કે તે વખતે એ પુસ્તકનો એટલો બધો આદર થયો નહોતો; પણ તેનુ કારણ તે સમયના સમાજની અયોગ્યતાજ હતુ આજે પણ એવી નવલકથાઓ ગણી ગાંઠીજ મળી આવશે કે જે દુર્ગેશનંદિનીના જેટલી લોકપ્રિયતા પામી હોય!

સાહિત્ય–ઉદ્યાનના ચતુર માળી થવાનુ સુભાગ્ય જેને પ્રાપ્ત થયુ છે અથવા જેનુ મન સદૈવ સાહિત્ય–સરોવરના કમળોની મધુર સુગંધીથી મસ્ત બનવા લાગ્યુ છે, તેને તો સાહિત્ય સિવાયના સ્વર્ગીય સુખો પણ તુચ્છજ લાગે છે. આ નિયમ પ્રમાણે બંકિમબાબુ પણ સરકારી નોકરીથી સદૈવ ઉદાસ રહ્યા કરતા તેઓ વારંવાર કહેતા કે, “ સુખપૂર્વક નિર્વાહ ચાલે એટલી સગવડ થતાંજ હું નોકરી છોડી દઇશ. ” છેલ્લે તેમને પોતાની દીર્ઘકાળની મનોવાંછના પૂર્ણ કરવાનો યોગ મળ્યો. સરકારી નોકરીમાથી પેન્શન લઇ તેમણે પોતાનો ઇચ્છિત વિષય હાથમાં લીધો

ઈ૦ સ૦ ૧૮૭૨ મા બંગાળીઓનુ જીવનસર્વસ્વ ‘ બંગદર્શન ’ બંકિમબાબુ તરફથી પ્રકટ થતાંજ બંગાળીઓની મોહનિદ્રાનો ભંગ થયો હતો અંગ્રેજી ભાષા જાણનાર જે જે બંગાળીઓને માતૃભાષામા ચિત્તને વિનોદ આપે એવી સામગ્રી મળતી નહોતી, તેમજ જેઓ માતૃભાષાની ઉપેક્ષા કરતા હતા, તે બધા ‘ બંગદર્શન ’ નુ સરસ મનમોહક સ્વરૂપ જોઇ દંગ થઈ ગયા, અને પોતાના મિથ્યાભિમાનપર તેમને પશ્ચાત્તાપ થવા લાગ્યો ‘ બંગદર્શન ’ માં આવતા દર્શન, વિજ્ઞાન, ઇતિહાસ, વાર્તા વગેરે વિવિધ પ્રકારના વિષયો વાચીનેજ રસ્તો ભૂલેલા અનેક લોકો માતૃભાષામાં ગ્રંથસામગ્રી વધારવા–માતૃભાષાની સેવા કરવા તત્પર થયા હતા

બંકિમે પોતાની નવલકથાઓની ગુંથણી ઐતિહાસિક બનાવોપર કરેલી હોવા છતાં તેમાં સ્વતંત્ર કલ્પનાનું પ્રાધાન્ય છે તેમનામાં કલ્પનાશક્તિ પ્રબલ હોવાથીજ નવલકથાનાં પાત્રોનાં વિવિધ ચિત્રો ચીતરવામાં તેઓ સફળ થયા છે ઉત્તમ નવલકથાકાર પોતાની કલ્પનાશક્તિના બળે સત્યનું મહત્ત્વનુ સરસ રીતે દર્શાવી શકે છે, અને તેવુજ બંકિમચંદ્રની નવલકથાઓ વાંચતાં આપણે આબેહુબ અનુભવીએ છીએ. કોઈ ચતુર ચિત્રકાર જેમ પોતાની કુશળતાને લીધે નિર્જીવ ચિત્રને આબેહુબ સજીવ જેવુ દર્શાવે છે, તેમ ઉત્તમ નવલકથાકાર પણ જનસ્વભાવનુ ખરેખરૂં ચિત્ર પાડી ઉત્તમ શિક્ષકની ગરજ સારે છે ઉત્તમ નવલકથાકારનુ દરેક માનવચરિત્ર સ્વાભાવિકતાથી પરિપૂર્ણ હોય છે, એટલુજ નહિ પણ તે પવિત્રતા તરફ દોરનારૂં હોય છે જે વાર્તાલેખક આ ઉદ્દેશ ભૂલી જાય છે તે સમાજનો શિક્ષક બની શકતો નથી. માણસોનો મોટો ભાગ વાર્તા અને નવલકથાના વાચન તરફ પ્રીતિવાળો હોવાથી વાર્તા અને નવલકથાના લેખકે હમેશાં એટલું સ્મરણમા રાખવુ જોઇએ કે “ આપણે દૃષ્ટાંતદ્વારા શુભ કાર્યોનો ઉત્કર્ષ પ્રદર્શિત કરવો છે ” બસ, આટલું સ્મરણમાં રાખી તે વાર્તાલેખનનુ પવિત્ર કાર્ય ઉત્તમતાથી કરશે તો તેનો શ્રમ સફળ થશે. કદિ ભૂલેચૂકે પણ બંકિમચન્દ્રે પોતાની નવલકથાઓનુ ઉચ્ચ લક્ષ્યસ્થાન વિસ્મૃત કરેલુ નથી, અને તેથીજ તેમનો લેખકતરિકેનો શ્રમ સફળ થઈ તેઓ હાલ બંગાળામા ‘ સાહિત્યસમ્રાટ્ ’ ને નામે અમર થયા છે.

તેમનુ હૃદય સહૃદયતા, સત્યવાદિતા, તેજસ્વિતા અને નિર્ભયતાથી ભરપૂર હતું. આથીજ તેમનો ઉપદેશ અસરકારક અને મર્મસ્પર્શી થઇ રહેતો.

બંકિમચંદ્રને હિંદુધર્મપર સંપૂર્ણ વિશ્વાસ હતો. ધાર્મિક કાર્યોમા તે બહુજ ઉત્સાહ દર્શાવતા. ભગવાન્ કૃષ્ણચંદ્રના તે મહાન ભક્ત હતા અને તેમને તે પોતાના ઇષ્ટદેવ માનતા. ગોપીઓની પ્રેમવાર્તાને તે માત્ર કવિકલ્પના માનતા છેલ્લી અવસ્થામાં તેમનો ધર્મભાવ બહુજ વધ્યો હતો, અને મોટે ભાગે ધાર્મિક ગ્રંથોના પઠનપાઠનમાંજ સમય ગાળતા.

તેમનુ હૃદય અત્યંત કોમળ અને સરળ હતું તે હમેશાં પ્રસન્ન મુખે રહેતા. સરળતા, સહૃદયતા અને હૃદયની પવિત્રતાને લીધે તે સૌને પ્રિય લાગતા . તેમના પાસે અનેક દીન અને દુઃખી માણસો આવી પોતાની રામકહાણી ગાઇ બતાવતાં. બંકિમચંદ્ર ધ્યાનપૂર્વક તે સાંભળતા, કોઇ ગદગદ બનતા અને પછી તેનું દુઃખ દૂર કરવા આશ્વાસનથી તેમજ ધનાદિથી યત્ન કરતા. તેમણે અનેક ઉત્સાહભંગ થએલા નવયુવકોને રસ્તો દર્શાવ્યો છે, તથા અનેક નિરાશ્રિતોને આશ્રય આપેલો છે.

બંગાળી લોકો આધુનિક સાહિત્યની બંગાળી ભાષાના જન્મદાતા બંકિમ બાબુને ગણીને તેમના તરફ બહુજ માન રાખે છે. બંગાળી ભાષા બંકિમના પહેલાંથી લખાય

છે, પણ તેને સુંદર રૂપ આપનાર, તેને સ્વચ્છ કરીને તેમાં ઉચ્ચ સાહિત્ય લખી તેને લોકપ્રિય બનાવનાર તો મહાત્મા બંકિમચંદ્રજ છે; જેથી બંગાળી લોકો બંગાળી સાહિત્યમાં બંકિમને સૌથી ઉંચુ સ્થાન આપે છે બંકિમના હાથમાં પડીને બંગાળી ભાષાએ નવું જ રૂપ ધારણ કર્યું છે. જે સુંદર ભાષામા હાલ બંગાળીઓ પોતાનું સાહિત્ય વધારી રહ્યા છે, અને બંગાળી લેખકો જેમનું અનુકરણ કરવાનો પ્રયત્ન કરે છે; તે ભાષા બંકિમેજ રચેલી છે આવિષે જગપ્રસિદ્ધ કવિવર રવીંદ્રનાથ ઠાકુર 'સાધના' પત્રમા લખે છે કે —

"અમારી બંગાળી ભાષા માત્ર એકતારાની પેઠે એક તારથી બંધાયલી હતી. ફક્ત સહજ 'સુર'માં ધર્મસંકીર્તન કરવાના ઉપયોગમાજ તે આવતી બંકિમે પોતાના હાથે તેમાં એક એક તાર ચઢાવીને આજ તેને વીણાનું રૂપ આપી દીધું તેથી પહેલાં જેમાથી માત્ર સ્થાનિક ગ્રામ્ય સૂરજ વાગતો હતો, તેમાંથી આજ વિશ્વસભામા સંભળાવવાયોગ્ય ધ્રુપદની કલાવતી રાગિણી ગાઈ શકાય છે. × × × માતૃભાષાનું વંધ્યત્વ ટાળીને જેમણે તેને એવી ગૌરવશાળી બનાવી છે, તેમણે બંગાળીઓ ઉપર કેટલો મહાન અને ચિરસ્થાયી ઉપકાર કર્યો છે, એ વાત પણ જો કોઇને સમજાવવાની જરૂર હોય તો તેનાથી વધારે દુર્ભાગ્ય બીજું હોઈ શકે નહિ"

બંકિમ બાબુના લગભગ બધા બંગાળી ગ્રંથોના અનુવાદ ગુજરાતી, હિન્દી તેમજ મરાઠીમાં થઈ ચુક્યા છે, અને તેથી તે તે ભાષાનો વાચકવર્ગ બંકિમ બાબુના પ્રગાઢ પાંડિત્ય, ગંભીર સંશોધન શક્તિ, અપ્રતિમ કલ્પના અને લેખનપદ્ધતિથી પરિચિત થયેલો છે એટલે વિશેષરૂપે બતાવવાની જરૂર નથી કે સાહિત્યસમ્રાટ્ બંકિમ બાબુનું સ્થાન સમગ્ર ભારતમા પણ કેટલું ઉંચુ છે

બંકિમ બાબુના સમકાલીન, સહયોગી, ઉત્તમ લેખકોમાં મેઘનાદવધ કાવ્યના રચનાર બાબુ મધુસૂદન દત્ત, નીલદર્પણ નાટકના લેખક સુકવિ બાબુ દીનબંધુ મિત્ર, પ્લાસીનું યુદ્ધ, પ્રભાસ, રૈવતક, કુરુક્ષેત્ર, બુદ્ધ વગેરે ગ્રન્થરત્નોના લેખક પ્રતિભાશાળી કવિ બાબુ નવીનચંદ્ર સેન; શ્રેષ્ઠ લેખક બાબુ હેમચંદ્ર બેનરજી, શ્રેષ્ઠ સમાલોચક ચંદ્રનાથ વસુ અને અક્ષયકુમાર દત્ત, એ મુખ્ય હતા. એ વિદ્વાનોએ પણ પોતાની માતૃભાષાને જે શ્રેષ્ઠ ગ્રંથરત્નો ભેટ કર્યા છે તે પણ બંગાળી સાહિત્યની અમૂલ્ય અને ચિરસ્થાયી સંપત્તિ છે.

બંકિમ બાબુ પછી તેમનું સ્થાન તો નજ પૂરાયુ પણ બાબુ રવીન્દ્રનાથ ઠાકુર અને દ્વિજેન્દ્રલાલ રાયે તેમની ઘણી ખરી ખોટ પૂરી પાડી છે

બંકિમચંદ્રનો કયો ગ્રંથ ક્યારે પ્રગટ થયો તેનું નીચે એક સૂચીપત્ર આપવામાં આવે છે, જેથી વાચકોને તેમના ગ્રંથોની પ્રથમાવૃત્તિનો વખત અને બંકિમના જીવનપર્યંત તેની કેટલી આવૃત્તિ નીકળી હતી તેની સંખ્યા માલૂમ પડશે.

| નામ | ઈ૦ સ૦ | આવૃત્તિ |
|---|---|---|
| ૧ દુર્ગેશનન્દિની | ૧૮૬૫ | ૧૧ |
| ૨ કપાલ કુંડલા | ૧૮૬૭ | ૭ |
| ૩ મૃણાલિની | ૧૮૬૯ | ૭ |
| ૪ વિષવૃક્ષ | ૧૮૭૩ | ૭ |
| ૫ ઈંદિરા | ૧૮૭૩ | ૫ |
| ૬ લોકરહસ્ય | ૧૮૭૪ | ૧ |
| ૭ યુગલાંગુરીય | ૧૮૭૪ | ૫ |
| ૮ વિજ્ઞાન રહસ્ય | ૧૮૭૫ | ૧ |
| ૯ રાધારાણી | ૧૮૭૫ | ૪ |
| ૧૦ ચંદ્રશેખર | ૧૮૭૫ | ૨ |
| ૧૧ કમલાકાંતનું દફતર | ૧૮૭૬ | ૨ |
| ૧૨ વિવિધ સમાલોચના | ૧૮૭૬ | ૧ |
| ૧૩ રજની | ૧૮૭૭ | ૨ |
| ૧૪ ઉપકથા | ૧૮૭૭ | ૨ |
| ૧૫ કવિતા પુસ્તક | ૧૮૭૮ | ૨ |
| ૧૬ કૃષ્ણકાંતનું વીલ | ૧૮૭૮ | ૪ |
| ૧૭ પ્રબંધ પુસ્તક | ૧૮૭૯ | ૧ |
| ૧૮ રાજસિંહ | ૧૮૮૨ | ૪ |
| ૧૯ આનંદમઠ | ૧૮૮૨ | ૫ |
| ૨૦ દેવી ચોધરાણી | ૧૮૮૪ | ૫ |
| ૨૧ મોચીરામ ગૌડનું જીવનચરિત્ર | ૧૮૮૪ | ૧ |
| ૨૨ કૃષ્ણચરિત્ર | ૧૮૮૬ | ૨ |
| ૨૩ સીતારામ | ૧૮૮૭ | ૨ |
| ૨૪ વિવિધ પ્રબંધ | ૧૮૮૭ | ૨ |
| ૨૫ ધર્મતત્ત્વ | ૧૮૮૮ | ૧ |
| ૨૬ બંગાળી સિલેકશન્સ. | ૧૮૯૨ | ૧ |
| ૨૭ સંજીવની સુધા. | ૧૮૯૩ | ૧ |

બંકિમકૃત ધાર્મિક ગ્રંથ "કૃષ્ણચરિત્રં" તેમની અક્ષય કીર્તિરૂપ છે. આ ગ્રંથ વાંચતાં વાંચતાં સેંકડો વાર એવો વિચાર આવે છે કે જેણે ઝેબુન્નિસાના વિલાસ-મંદિરનું ચિત્ર દોર્યું છે; અને કમલમણિના ગાલની શાહી શ્રીશચંદ્રના મોં ઉપર લગાવી દીધી છે, તેમણે મહાભારત, પુરાણ આદિનું મંથન કરીને કેવી રીતે આવો ગંભીર સંશોધનપૂર્ણ ગ્રંથ લખ્યો હશે !

“ધર્મતત્ત્વ” પુસ્તક બંકિમચંદ્રનો બીજો કીર્તિસ્થંભ છે, અને ત્રીજી ભગવદ્દગીતાની ટીકા, પણ આ ટીકા તેઓ સંપૂર્ણ ન કરી શક્યા આને અમે આપણું દુર્ભાગ્ય માનીએ છીએ. ચોથા અધ્યાય સુધી લખી શક્યા હતા. સંપૂર્ણ થઇ હોત તો આજ તે પણ બંકિમના સર્વોત્તમ કીર્તિસ્થંભરૂપ ગણાત.

આ રીતે માતૃભાષા તથા માતૃભૂમિની સેવા કરતાં કરતા ઇ૦ સ૦ ૧૮૯૪ માં ૫૬ વર્ષની ઉંમરે બંગાળી સાહિત્ય–સેવકોના સમ્રાટ બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાયે પોતાની માનવલીલા સમાપ્ત કરી હતી

મહારાજા વિક્રમાદિત્યનો રાજ્યવૈભવ અત્યારે ભૂંસાઇ ગયો છે તો પણ હજુ જેમ કાલિદાસનાં ‘અભિજ્ઞાન શાકુંતલ’ ‘રઘુવંશ’ ઇત્યાદિ પુસ્તકો અમર છે, અને તે નિત્ય નવા નવા ભાવોથી વાચકોના મન રંજન કરે છે, તેજ પ્રમાણે વિદેહ થએલા મહાશય બંકિમચંદ્રના ગ્રંથો અને લેખો પણ ચિરકાલ રહેશે, અને વાચકોના મનને આનંદ આપી ઉન્નતિના માર્ગે પ્રેરશે



# बंकिमनिबंधमाला

## गौरदास बावानी भिक्षाझोळी

### ૧–રામવલ્લભ બાબુનુ ભિક્ષાદાન

હું બાવાજીનો ચેલો છુ, તેમની ઝોળીનો વર્તમાન સમયે અધિકારી છુ બાવાજીનો વૈકુંઠવાસ થઇ ગયો છે. તેમણે ભિક્ષામા ઘણા રત્નો પ્રાપ્ત કર્યાં છે, પરતુ મારા વિના બીજો કોઇ તેનો વારસ ન હોવાથી તેઓ તે મને આપી ગયા છે, ને હું પણ એ રત્નોની ખેરાત કરવાની ઇચ્છા રાખુ છુ. આજે તમને એનો નમુનો આપુ છુ.

એક વાર બાવાજી સાથે હુ રામવલ્લભ બાબુને ઘેર ભિક્ષા માગવા ગયો. અમે બને ગુરુશિષ્ય "રાધેગોવિદ" બોલી બારણે ઉભા રામવલ્લભ બાબુએ મર્મમા કહ્યુ "બાવાજી! હરિનામ રટો"

હુ મારા મનમા વિચાર કરવા લાગ્યો કે આ બાબુને હરિનામ શુ આટલુ બધુ વહાલું છે? પણ અહીંઆ બાવાજી તો હરિપ્રેમમાં ગદ્‌ગદ બની એકતારો વગાડી ગાવા લાગ્યા

> દર્શન દ્યોની દયાળ! અમોને દર્શન દ્યોની દયાળ!
> કરુણાસાગર! ક્યાં સતાયા? ભક્તતણા પ્રતિપાળ! અમોને૦ ૧

બાવાજીનુ ગીત આટલુ ગવાયુ એટલામાં તો બાબુએ બ્યંગમા બાવાજીને પૂછ્યું "બાવાજી! તમારો હરિ ક્યા છે?" મે ધાર્યું કે પ્રલ્હાદની પેઠે ઉત્તર આપુ કે "આ સ્તંભમા" છે ને ત્યાંથી નીકળી હે પ્રભુ! આ બીજા હિરણ્યકશિપુનુ પેટ ફાડી નાખો. નૃસિંહ ભગવાનના હાથથી આ નરવાનરનો વિનાશ થયો જોઇ મારી આંખો ટાઢી થશે; પરતુ હુ પ્રલ્હાદ નહોતો તેથી ચૂપ રહ્યો. બાવાજીએ નમ્રભાવે ઉત્તર આપ્યો. "હરિ ક્યાં છે તે હું શુ જાણું? જો જાણતો હોત તો તમારી પાસે શું આવત? તેની પાસે ન જાત?"

બાબુ—તો શુ તેને રહેવાને કોઇ સ્થાનજ નથી ? હરિને રહેવાને ક્યાંય ઘર-બારજ નથી ?

બાવાજી—હોય કેમ નહિ ? એ વૈકુંઠમાં રહે છે

બાબુ—વૈકુંઠ અહીથી કેટલુ છેટુ હશે બાવાજી ?

બાવાજી—તમારાથી તો ઘણુ દૂર

બાબુ—તો પાસે કોની ?

બાવાજી—જેની કુંઠા નથી તેની

બાબુ—કુંઠા શુ ?

બાવાજી—એટલુ પણ સમજ્યા નહિ ? કોલેજના સાહેબોએ રૂપીઆ ફોકટમાજ લીધા ? એ જો મને આપ્યા હોત તો ઘણો ઉપકાર થાત હુ હરિનામ શીખવત. બાબુજી ! હવે કોશ* ખસેડી તપાસો.

બાબુ—મારા ઘરમાં કોશજ નથી એક આદમી માગી ગયો છે

બાવાજી—મારે ત્યા કોશ છે એટલુ સ્વીકારવામા પણ તમે આવા કુંઠિત કેમ થાઓ છો ?

બાબુ—અહો ! એ કુંઠા ? કુંઠા–કુંઠિત જ્યા કોઇ કુંઠિત ન થાય તે વૈકુંઠ × શુ એવી જગો પણ ક્યાંય છે ?

બાવાજી—બહાર નહિ પણ અંદર છે.

બાબુ— અંદર ? શેની અંદર ?

બાવાજી—મનની અંદર જ્યારે તમારૂ મન જગતમાં કોઇ રીતે કુંઠિત ન થાય, જ્યારે ચિત્ત વશીભૂત થાય, ઇંદ્રિયો સંયમિત થાય, ઇશ્વરમાં ભક્તિ, મનુષ્યોપ્રતિ પ્રીતિ અને હૃદયમા શાંતિ સ્થિત થાય, સર્વત્ર વૈરાગ્ય અને સર્વત્ર સમાન સુખનો અનુભવ થાય ત્યારે તમે પૃથ્વીમાં રહો કે ન રહો, સંસારમાં રહો કે ન રહો પણ સમજજો કે વૈકુંઠમા પહોચી ગયા

બાબુ—તો શુ વૈકુંઠ કોઇ શહેર નથી અને તે માત્ર મનની અવસ્થાજ છે, ને વિષ્ણુ ત્યા રહે છે એમ સમજવુ ?

બાવાજી—હા કુંઠારહિત નિર્વિકાર ચિત્તમાજ તે રહે છે વિરક્તનુ હૃદય એને રહેવાનુ સ્થાન છે ને તેથીજ તે વૈકુંઠનાથ છે

બાબુ—પણ આ શુ ? એ તો શરીરધારી છે, ને જે શરીરધારી છે તેને રહેવાને

* કોશ–આત્મા અવિદ્યાના પાંચ કોશોથી વીંટાએલો છે, એ વેદાંતસિદ્ધાંતનું અહી સૂચન છે એના નામ અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય.

× મને સમજાયુ નહિ કે બાવાજીની વ્યાકરણમા કેટલી ગતિ હતી ? વૈકુંઠ પણ વિષ્ણુનુ એક નામ છે પંડિતો વૈકુંઠ શબ્દની વ્યુત્પત્તિ કરે છે કે **विविधा कुण्ठा माया यस्य स वैकुण्ठ** । એટલે કે જેની માયા વિવિધ પ્રકારની છે તે વૈકુંઠ.

મારે તો કોઈ સ્થાન હોવુંજ જોઈએ ને ?

બાવાજી —ભલા, કહો એનુ શરીર કેવા પ્રકારનુ છે ?

બાબુ.—તમે લોકો એને ચતુર્ભુજ કહો છો.

બાવાજી —વાહ ! એને ચતુર્ભુજ કહ્યા છે પણ વિચાર કરો કે એની ચારે ભુજાઓમાં કયી કયી વસ્તુઓ છે ?

બાબુ —શંખ, ચક્ર, ગદા અને પદ્મ.

બાવાજી —એક એકે સમજો. પહેલાં પદ્મને લ્યો, પણ પહેલાં એ જુઓ કે ઈશ્વર શુ કરે છે ?

બાબુ —શુ કરે છે ?

બાવાજી —ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રલય સૃષ્ટિના સબધે બે મત છે. એક મત એ કે આરભમા જગતનુ ઉપાદાન* કાંઈ પણ નહોતુ. ઈશ્વરે પહેલાં ઉપાદાન (પચતત્ત્વ) ઉત્પન્ન કરીને પછી ફરી એનાથી સૃષ્ટિરચના કરી છે વળી બીજો મત એવો છે કે ઉપાદાન નિત્ય છે, ઈશ્વર કલ્પે કલ્પે એમાંથી નામરૂપની રચના કરે છે. એ બીજા પ્રકારની સૃષ્ટિની શક્તિ જગતનુ કેન્દ્ર છે સાંભળ્યુ છે કે સાહેબ લોકોનો પણ એ પ્રકારનો એક મત છે સૃષ્ટિનુ મૂળરૂપ એ જગત્કેન્દ્ર, તેજ હિંદુઓનાં શાસ્ત્રોમાં નારાયણનું નાભિપદ્મ નામે કહેલુ છે. આથી વિષ્ણુના હાથનુ પદ્મ સૃષ્ટિક્રિયાનુ સૂચક છે.

બાબુ —ઠીક, બીજી ત્રણ વસ્તુઓ ?

બાવાજી —'ગદા' એ પ્રલયક્રિયાની નિશાની છે શખ અને ચક્ર બંને સ્થિતિક્રિયાની નિશાની છે જગતની સ્થિતિ દેશ અને કાળરૂપે છે. દેશરૂપે આકાશ છે. આકાશ શબ્દગ્રાહી ને શબ્દમય છે આથી શબ્દમય શખ આકાશની પ્રતિમારૂપે વિષ્ણુના હાથમાં સ્થાપિત કરેલ છે

બાબુ —અને ચક્ર ?

બાવાજી —ચક્ર એ કાલચક્ર છે. કલ્પો, યુગો ને મન્વન્તરો એવાં નામોએ કાલ પરિવર્તન કર્યા કરે છે. એ કારણથી કાલને ચક્રરૂપે ઇશ્વરના હાથમાં સ્થાન આપેલુ છે જગદીશ્વરે પોતાની ભુજાઓમાં આકાશ, કાલ, શક્તિ અને સૃષ્ટિને ધારણ કરેલ છે હવે સમજશો કે તમે ધારો છો તેવુ વિષ્ણુનુ શરીર નથી. વિષ્ણુ વૈકુઠના ઇશ્વર છે એનુ તાત્પર્ય એ કે કુઠારહિત નિર્ભય વિરક્ત પુરુષ પોતાના હૃદયમાં વારવાર ઇશ્વરનુ સરજાવનાર, પાલન કરનાર ને સહાર કરનારરૂપે ધ્યાન કરે છે.

બાબુ.—જો એટલું કહેવુ બસ હોય તો એ તો સૌ સ્વીકારે છે, આવી રૂપકરચનાની શી જરૂર હતી ?

બાવાજી —સૌ સ્વીકારે છે કે કલકત્તા અંગ્રેજોનુ છે તો પછી આ કિલ્લા ઉપર

*ઉપાદાન એટલે કે જેનાવડે જૂદા જૂદા નામરૂપવાળા પદાર્થો બનાવી શકાય તે મૂળ વસ્તુ, જેમ કે 'માટી' એ ઘડો, ગાગર ૪૦ પાત્રોનુ ઉપાદાન છે. -

મોટા થાભલો ઉભો કરી વાવટો ચડાવવાની શી જરૂર હતી ? દુનિયાનાં બધા કામોમાં આવા પ્રકારની કલ્પના દેખાય છે તો પછી મારા જેવા મૂર્ખની ભક્તિના માર્ગમા આવીને કાંટા વેરવાની ક્રિયા કાં કરો ભાઇ !

બાબુ—ઠીક તમે કહો છો એવા શરીરધારી વિષ્ણુ ન હોય તો શ્યામ વર્ણ કોનો છે ? જેને શરીરજ નથી તેને પછી રગ કેવો ?

બાવાજી.—આકાશનો પણ શ્યામ વર્ણ છે, પરતુ શુ આકાશને શરીર છે ? ઠીક. તમારૂ અગ્રેજી શાસ્ત્ર શું કહે છે ? જગત્ અધકારમય છે કે પ્રકાશમય ?

બાબુ:—જગત્ અધકારમય છે.

બાવાજી·—તેથી વિશ્વરૂપ વિષ્ણુનો રગ શ્યામ છે

બાબુ—પરંતુ જગતમાં વારે વારે સૂર્યોદય તો થાય છે-પ્રકાશ પણ છે

બાવાજી—વિષ્ણુના હૃદયમાં કૌસ્તુભમણિ છે, એ કૌસ્તુભ–સૂર્ય છે અને વન માળા ગ્રહ નક્ષત્રોને સ્થાને છે

બાબુ—તો શુ આ જગતજ વિષ્ણુ છે ?

બાવાજી—નહિ, જે જગતમાં સર્વત્ર વ્યાપક છે તેજ વિષ્ણુ છે જગત્ શરીર છે અને એ એનો આત્મા છે.

બાબુ—પરમેશ્વર અશરીરી છે તો તેને વળી બે સ્રીઓ શુ ? વિષ્ણુને લક્ષ્મી અને સરસ્વતી સ્રીઓ કહી છે તે શુ ?

બાવાજી—કોશ ખુલ્લો કરી જુઓ લક્ષ્મીનો અર્થ શોભા કે સૌંદર્ય છે શ્રી, રમા, ઇત્યાદિ લક્ષ્મીનાં ભિન્ન ભિન્ન નામોનો પણ એજ અર્થ છે સરસ્વતીનો અર્થ જ્ઞાન છે. વિષ્ણુ સત્ છે, સરસ્વતી ચિત્ છે ને લક્ષ્મી આનન્દ છે, આથી રે મૂઢો ! સચ્ચિદાનન્દ પરબ્રહ્મને પ્રણામ કરો

સત્યાનાશ ! રામવલ્લભ બાબુના ઘરમાં ઉભીને રે મૂઢ ! એવુ સબોધન કરવુ ? બાબુના મિજાજનુ થર્મોમીટર ૧૦૫ ડીગ્રીએ પહોચ્યુ હાંક મારી તે બોલ્યા—"મારો બદજાતને."

હું બાવાજીની ઝોળી પકડી તેને ઘર બહાર તાણી લાવ્યો, ને બહાર આવી મેં બાવાજીને કહ્યુ "બાવાજી ! આજ ભિક્ષામાં શુ મળ્યું ?"

બાવાજી—જન્ ધાતુની આગળ બદ ઉપસર્ગ મૂકો; અને પાછળ ક્તિ પ્રત્યય લગાડો તેથી જે રૂપ+ બને તે ભિક્ષામાં મળ્યું એ ભિક્ષાદાનને ઝોળીમા નાખી દો.

## ૨–રાધાકૃષ્ણ

હું એક જૂનુ ગીત મારા મનમાં ગણગણતો હતો કે—

વ્રજ તજી નવ જાઓ નાથ !

+બદજાત.

એ ટુક પૂરી થઇ એટલામાં તો એ સાંભળતાં આહ! કહી બાવાજી રોવા લાગ્યા આથી મારાથી રહી શકાયુ નહિ ને હું હસી પડયો. બાવાજી ઉભા થઇ જઇ બોલ્યા.—હસે છે કેમ બેટા!

હું —તમે જરા જરામાં રોઇ પડો છો તેથી મારાથી હસી પડાયુ

બાવાજી —તુ જેને જરા જેટલી વાત જાણે છે તેમાં કાંઈ પણ સમજે છે, કે પોપટની માફક ખાલી બોલીજ રહ્યો છે?

હું:—સમજું કેમ નહિ? રાધાકૃષ્ણને કહે છે કે "હે સ્વામી! તમે વ્રજ છોડીને જાઓ નહિ"

બાવાજી:—વ્રજ એટલે શું? કહે જોઇએ.

હુ:—કૃષ્ણ જ્યાં ગાયો ચરાવે છે અને ગોપીઓની વચ્ચે બસી બજાવે છે તે વ્રજ.

બાવાજી.—શો અધ પાત! વ્રજ ધાતુનો અર્થ શો?

હું:—વ્રજ ધાતુ? આઠ ધાતુ તો મને આવડે છે પણ વળી વ્રજ ધાતુ કેવો?

બાવાજી—વ્રજ ગમને અર્થાત્ વ્રજ એટલે ગમન કરવુ—જવુ.

હુ.—જે જાય છે તે વ્રજ? ગાય જાય છે, વાછડુ જાય છે, તમે જાઓ છો, ને હુ પણ જાઉં છું, એ બધાં વ્રજ?

બાવાજી—હા. બધાં વ્રજ છે. તું જાણે છે કે જગત્ કોને કહે છે?

હુ.—આ વિશ્વબ્રહ્માંડ જગત્ છે.

બાવાજી—જગત્ શબ્દ કયા ધાતુથી બન્યો છે?

હુ—તમે ધાતુને છોડીને જે પૂછશો તે કહી શકીશ. ધાતુની વાત સાંભળતાંજ મને એક જાતનો ભય લાગે છે.

બાવાજી—ગમ્ ધાતુથી જગત્ શબ્દ બન્યો છે. જે જાય છે તે જગત્ છે, અને વિશ્વબ્રહ્માંડ નાશવત છે એટલે તે પણ જગત્ છે. વ્રજ શબ્દ અને જગત્ શબ્દ એકજ અર્થ સૂચવે છે.

હુ—તો શું વ્રજ એ કોઇ જગ્યા નથી? હુ કહું છુ કે વૃંદાવનજ વ્રજ છે.

બાવાજી—વૃંદાવન નામનુ જે એક ગામ છે તે તો વૈષ્ણવોએ બનાવી દીધુ છે.

હુ—તો પુરાણમાં વૃંદાવન કોને કહે છે?

બાવાજી:—"**वृंदा यत्र तपस्तेपे तत्र वृंदावनं स्मृतम्**" વૃંદા જ્યાં તપ કરતી હતી (અથવા કરે છે કહેવુ વધારે ઠીક પડશે) તેજ વૃંદાવન છે.

હુ.—વૃંદા કોણ?

બાવાજી—**राधा षोडशनाम्नां च वृंदानाम श्रुतौ श्रुतम्। तस्याः क्रीडा-वनं रम्यं तेन वृंदावनं स्मृतम्।** તાત્પર્ય રાધાજ વૃંદા છે.

હુ—રાધા કોણ?

બાવાજી—રાધ્ ધાતુ—

કુ:—ધાતુની વાત છોડો બાવાજી

બાવાજી—રાધ્ ધાતુ साधने प्राप्तौ तोषे पूजायां वा । એટલે જે ઈશ્વરની સાધના કરે છે, તેને મેળવે છે ને પૂજા તથા આરાધના કરે છે તે રાધા છે ઈશ્વર-ભક્તમાત્ર રાધા છે તમે બધા ઈશ્વરના સાચા ભક્ત થશો ત્યારે રાધા થઇ શકશો

કુ—તો શું એ કોઇ ગોપિની નથી?

બાવાજી:—ગોપિની શબ્દજ નથી ગોપી શબ્દ છે તું જાણે છે ગોપી કોને કહેલ છે?

કુ—ગોપની સ્ત્રી હોય તે ગોપી.

બાવાજી:—ગો શબ્દનો અર્થ પૃથ્વી છે જે ધર્માત્મા છે તેજ પૃથ્વીનો રક્ષક છે, ને તેજ ગોપ છે સ્ત્રીલિંગે તે ગોપી છે.

કુ:—તો ગોલોક શુ?

બાવાજી—આ પૃથ્વીજ ગોલોક–ભૂલોક–છે

કુ—તમે બધુ ઉલટાવી નાખ્યુ ઠીક, એ બધુ રૂપક છે તો નદ એટલે શુ?

બાવાજી—નન્દ્ ધાતુ હર્ષ અથવા આનન્દના અર્થમા છે આપણે ઉપસર્ગ વિના વાત નથી કરતા એટલે આનન્દજ નન્દ છે

કુ—ભગવાન શુ આનદમાં જન્મે છે કે એને નન્દનન્દન કહે છે?

બાવાજી:—કૃષ્ણને કોઇ નદના પુત્ર માનતુ નથી. એ વસુદેવના પુત્ર છે નન્દને ઘેર તો એ થોડા દિવસ માટેજ જઇ રહ્યા હતા

કુ—એ વાતનો અર્થ શો?

બાવાજી—પરમાનન્દ ધામજ ઈશ્વરનુ નિવાસસ્થળ છે, અર્થાત્ એ આનદમાંજ વિદ્યમાન છે

કુ—તો હવે યશોદા કયાં જશે? એમણે કૃષ્ણને પાળ્યા પોષ્યા હતા એનુ તાત્પર્ય શુ?

બાવાજી—ઈશ્વરનો યશ એટલે મહિમાને જે કીર્તનદ્વારા પોતાના હૃદયમાં સ્થાપે અથવા વધારે તે યશોદા

કુ.—બધાજ રૂપક છે? શુ કૃષ્ણ પણ રૂપક છે?

બાવાજી—મારૂં દઢ માનવુ છે કે પરમેશ્વરે પૃથ્વીપર શરીરીરૂપે અવતાર લઇને જગતમાં ધર્મ સ્થાપન કર્યો હતો ને તેજ એમણે પોતે ગીતામાં કહ્યુ છે કે 'धर्म-संस्थापनार्थाय संभवामि युगे युगे ।' એ રૂપક નથી. પુરાણ લખનારાએ એને મધ્યમાં સ્થાપીને આ ધર્મસબધી રૂપક રચ્યાં છે વળી કૃષ્ણ નામમાં બીજો પણ એક અર્થ છે, તેથી એ રૂપકની રચનામા એક સરળતા થઇ છે. કૃષ્ ધાતુ કર્ષણ અથવા આકર્ષણના અર્થમાં છે જે મનુષ્યના ચિત્તને પોતાની ભણી ખેચે તેજ કૃષ્ણ છે.

કુ—બાવાજી! એ તો કઠિનતાવાળી કલ્પના છે

બાવાજી—એમ તો છે. કૃષ્ણ પોતે રૂપક નથી, તેથી કઠિન કલ્પના કરીને આમ અર્થ કાઢવો પડે છે કૃષ્ણ પોતે શરીરધારી થયા છે અને અનેક મનુષ્યોની સાથે કાર્યપ્રદેશમાં વિદ્યમાન હતા, તથાપિ એ અશરીરી જગદીશ્વર છે. તેમને પ્રણામ કરો.

હુ—પરંતુ રૂપકનું શું થશે? શું રાધાકૃષ્ણની ઉપાસના કરવી જોઇએ?

બાવાજી—ઈશ્વરની સાથે તેના ભકતોની ઉપાસના કરવી પણ યોગ્ય છે, કેમકે ભક્ત તન્મય થાય છે, એટલે તે પણ ઈશ્વરનો અંશ થઇ જાય છે. જગત્ ઈશ્વરનું ભક્ત છે, વળી જગત્ ઈશ્વરમય છે એટલે ઈશ્વરની સાથે જગત્‌ની પણ ઉપાસના કરવી જોઇએ બોલો "શ્રીરાધાવલ્લભાય નમો નમ"

હુ—"રાધાવલ્લભાય નમો નમઃ"

---

## ૩–શક્તિદેવીનો પ્રસાદ

આસો મહિનાની નવરાત્રિની ધામધૂમમાં–દુર્ગાપૂજાને દિવસે બાવાજી શોધતાં પણ દેખાયા નહિ સંભવિત હતું કે તેઓ કોઇ દુર્ગામંદિરમાં બેસી હરિભજન કરવા મંડયા હોય, અથવા તો અમૂલ્ય અમૃતમય પ્રભુનામને બદલે મીઠાઇરૂપી માટી લઇ વૈષ્ણવોની ઉદારતાનો મહિમા સાબિત કરતા હોય! એક ચપટી લોટને બદલે જે હરિનામ સંભળાવે છે એનાથી મોટો દાતાર બીજો કોણ છે? આવી અનેક વાતોનો મનમાં ને મનમાં વિચાર કરતો હુ પૂજ્યપાદ ગૌરદાસ બાવાને શોધવા નીકળી પડયો. જે જે ઘેર દુર્ગાપૂજાની ધામધૂમ મચી હતી ને દરવાજાપર ઝુંડેઝુંડ માગણો ઉભા હતાં, ત્યાં ત્યાં જોયુ પણ સફેદ દાઢીનો વાયરો ફરકાવતા બાવાજી ક્યાંય દેખાયા નહિ. છેવટે એક મંદિરમાં જોયુ તો બાવાજી ભોજન ઉપર બેઠેલા દેખાયા.

તેમને જોતા મને બહુ સંતોષ થયો નહિ. વૈષ્ણવ થઇ શક્તિનો પ્રસાદ જમવો એ મને ઠીક લાગ્યુ નહિ. પાસે જઇ મે બાવાજીને કહ્યું.–પ્રભુ! જણાય છે કે ધર્મ કરતાં ભૂખની ઉદારતા વધારે છે!

બાવાજીઃ—એમ હોય તો ચોરનો ધર્મ ઘણો ઉદાર! એવી વાત કાં કરે બાપુ?

હુઃ—વૈષ્ણવે શું શક્તિનો પ્રસાદ ખાવો જોઇએ?

બાવાજી—એમાં દોષ શો?

હુ.—આપણે કૃષ્ણના ઉપાસક છીએ તો શકિતનો પ્રસાદ શામાટે ખાઇએ?

બાવાજી—શક્તિ શું છે તે તું જાણે છે?

હુ.—દેવતાની સ્ત્રીઓને તેમની શક્તિ કહે છે, જેમ નારાયણની શક્તિ લક્ષ્મી, શિવની શક્તિ દુર્ગા, બ્રહ્માની શક્તિ બ્રહ્માણી એ પ્રમાણે.

બાવાજી.—દૂર હઠ પાપી, ઉઠી જા. તારૂં મો જોઇ ભોજન કરતાં પણ પાપ લાગે. શું દેવો પણ તારી પેઠે વૈષ્ણવી રાખી ગૃહધર્મ કરે છે? દૂર થા.

હું—તો શક્તિ વળી શું?

બાવાજી—ઠીક આ જળનો ઘડો ઉપાડી લે

આથી મે પાણીનો ઘડો પકડી ઉંચો કર્યો બાવાજીએ પાણીનું એક ટીપું ભોંયપર નાખી કહ્યુ, આ ટીપાને ઉપાડી લાવ.

હું—એવુ કાંઈ બની શકે છે ?

બાવાજી—તારામાં પાણીનો ઘડો ઉપાડવાની શકિત છે પણ ટીપુ ઉપાડવાની શકિત નથી, કેમ ? તુ ભાત ખાઇ શકે છે ?

હુ—કેમ ખાઇ ન શકુ ? રોજ ખાઉં છુ.

બાવાજી.—ઠીક. આ સળગતું લાકડું ખાઈ શકે છે ?

હુ—સળગતું લાકડુ તે ખવાઇ શકે ?

બાવાજી—તારામાં ભાત ખાવાની શક્તિ છે પણ સળગતુ લાકડુ ખાવાની શકિત નથી હવે તું સમજ્યો કે દેવતાની શક્તિ એટલે શુ ?

હુ—ના

બાવાજી.—દેવતા પોતાના સામર્થ્યવડે પોતાનાં કરવાના કામો કરે છે, એ સામર્થ્યનુ નામ શક્તિ છે અગ્નિમા બાળવાનુ સામર્થ્ય એ એની શકિત છે, તેનુ નામ 'સ્વાહા' છે ઇંદ્રિ વૃષ્ટિ કરે છે, વૃષ્ટિ કરવાની શકિતનુ નામ 'ઇંદ્રાણી' છે. પવન વાયુ-દેવતા છે વહન કરવાની શકિતનુ નામ 'પવનાણી' છે રુદ્ર સહાર કરે છે એની સહારશકિતનું નામ 'રુદ્રાણી' છે

હુ—એ બધુ આપ શું વર્ણવો છો ? જે શકિતથી મે ઘડો ઉપાડયો અથવા જે શકિતથી હુ ભાત ખાઉ છું એ શકિત તો કદિ મને નજરે પડતી નથી. મારી એ શકિત દુર્ગાદેવીની પેઠે લૂગડાંલત્તા પહેરી બણીઠણી મારી પાસે કદિ બેસતી નથી, પણ મારી વૈષ્ણવી એમ કરે છે. આથી હુ મારી વૈષ્ણવીનેજ શકિત કહુ છુ.

બાવાજી—મૂર્ખ લોકો એમજ સમજે છે. તુ શરીરધારી છે તેથી તારી શકિત તારા શરીરમાં છે તે સિવાય બીજુ કોઇ તારી શકિતરૂપે થઇ શકે નહિ ?

હુ:—દેવતાનુ કેમ ? એ શુ શરીરધારી છે ? તો શુ એની શકિત પણ નિરાકાર છે ?

બાવાજી—શરીરધારી કે શરીરરહિત બનેની શકિત નિરાકારજ હોય છે, પણ એક એક સમજે પ્રથમ એટલુજ સમજ કે ઇંદ્રાદિ તમામ દેવો શરીરધારી નથી.

હું—એ શુ ? ઇંદ્રને જો શરીર ન હોય તો સ્વર્ગના સિહાસનપર બેસીને અપ્સરાઓનુ નૃત્યગાન કોણ દેખે સાભળે છે ?

બાવાજી—એ તમામ રૂપક છે એના ગૂઢ અર્થો બીજે કોઈ દિવસે સમજાવીશ. આ વખતે તો આટલુ સમજ કે જેથી વર્ષા થાય છે તે ઇંદ્ર છે. જે સળગાવે છે તે અગ્નિ છે જેથી જીવો અથવા પદાર્થોનો નાશ થાય છે તે રુદ્ર છે.

હુ:—એમાં હુ સમજ્યો નહિ. કોઇ રોગથી મરે છે, કોઇ ડૂબીને મરે છે, કોઇ સળગીને મરે છે, કોઇ પડીને મરે છે, કોઇ કપાઇને મરે છે; કોઇ જીવ કોઇને

ખાઇ જાય છે, કોઇ જીવ કોઇને મારી નાખે છે, કોઇ વસ્તુ ગળાઇ ગળાઇને નાશ પામે છે, કોઇ વસ્તુ સકાઇને નષ્ટ થાય છે, કોઈ કચરાઇને નાશ પામે છે તો કોઇ શોષાઇને નષ્ટ થાય છે, આમા રુદ્ર કોણુ ?

બાવાજી—બધાનો જે સમષ્ટિભાવ એટલે કે સર્વને એકઠાં વિચારતાં જે નાશ-શક્તિ સમજાય છે તે રુદ્ર છે

હુ—તો રુદ્ર એક છે કે અનેક ?

બાવાજી:—એક છે જેમકે આ ઘડામાં જે જળ છે, આ ટીપામા જે જળ છે; અને ગંગામા જે જળ છે તે તમામ એકજ જળ છે, તેમ જ્યાં જ્યાં ધ્વસ—નાશનું જે કારણુ છે તે રુદ્ર છે

હુ:—રુદ્રને શરીર નથી ?

બાવાજી:—એ તો કહુ જ છું ના ?

હુ.—તો પછી મહાદેવની મૂર્તિ ઘડીને તેની ઉપાસના શામાટે કરે છે ? એ શુ એનુ રૂપ નથી ?

બાવાજી.—ઉપાસના કરવા માટે ઉપાસ્યના સ્વરૂપનુ ધ્યાન કરવુ જોઇએ; નહિ તો ઉપાસનામાં મન લાગતુ નથી તુજ આ નિરાકાર વિશ્વવ્યાપી રુદ્રના સ્વરૂપનુ ધ્યાન કરી શકશે

મે ધ્યાન કરવાનો પ્રયત્ન કર્યો, પણુ તેમ થઈ શક્યુ નહિ ત્યારે બાવાજીની વાતનો સ્વીકાર કર્યો.

બાવાજી:—જેઓએ આ રીતે ધ્યાન કરવુ શીખી લીધુ છે તેઓ કરી શકે છે; પરંતુ તેને માટે જ્ઞાનની આવશ્યકતા છે, પણુ જેને જ્ઞાન નથી તે શુ ઉપાસનાથી વિમુખ રહે ? એ તો યોગ્ય ન કહેવાય જેને જ્ઞાન નથી તે જે રૂપે રુદ્રનું ધ્યાન કરી શકે, તે રૂપે રુદ્રની ઉપાસના કરે. એ અવસ્થામાં રૂપની કલ્પના કરીને ધ્યાન કરવુ સહેલુ છે તુ એક એવી મૂર્તિની જો કલ્પના કરે કે તેવડે રુદ્રની સંહાર ક્રિયાનો આદર્શ સમજી શકાય તો તે રુદ્રનીજ મૂર્તિ છે એ માટેજ રુદ્રના કાલભૈરવ રૂપની કલ્પના કરવામાં આવી છે, નહિ તો રુદ્રને કશુ રૂપ છેજ નહિ.

હુ.—એ તો સમજ્યો, પરતુ જેમ મારી શક્તિ મારામાં છે તેમ રુદ્રની શક્તિ રુદ્રાણી પણુ રુદ્રમા છે, તો શિવ અને દુર્ગાની જૂદી જૂદી મૂર્તિ બનાવીને શામાટે પૂજે છે ?

બાવાજી:—તારૂ ધ્યાન કરવાથી તારી શક્તિનુ જ્ઞાન થઇ શકતુ નથી. જેણે અગ્નિમાં કદિ હાથ નાખ્યો નથી તે અગ્નિને જોઇને પણુ એમ નહિ સમજી શકશે કે અગ્નિમા હાથ દાઝી સળગી જશે. જેણે કદિ ભટ્ઠી સળગતી નહિ જોઈ હોય તે સમજી શકશે નહિ કે અગ્નિમા પ્રકાશ આપવાની પણુ શક્તિ છે. આથીજ શક્તિ અને શક્તિવાનનો જુદો જુદો વિચાર કર્યા વિના શક્તિને સમજવાનો સંભવ નથી.

રુદ્ર પણ નિરાકાર છે ને રુદ્રની શક્તિ પણ નિરાકાર છે. ચિત્તમા દોષ હોવાને લીધે જે નિરાકાર સ્વરૂપનુ ધ્યાન કરવામા અશક્ત છે તેને ઉપાસના વાસ્તે શક્તિ અને દેવતાના જૂદાં જૂદાં રૂપોની કલ્પના કરવી પડે છે

હુ —પરતુ વૈષ્ણવો વિષ્ણુનીજ ઉપાસના કરે છે, રુદ્રની નહિ. આથી રુદ્રાણીનો પ્રસાદ ખાવો એ આપણે માટે સર્વથા અયોગ્ય છે

બાવાજી:—વિષ્ણુએ પેટ આપીને મને એવી આજ્ઞા નથી કરી કે રુદ્રાણીના પ્રસાદથી તારે પેટ ન ભરવુ, પરતુ એ વાત રહેવા દે. વિચારીએ તો રુદ્રાણી પણ વિષ્ણુનીજ શક્તિ છે

હુ —એ વળી શુ ? રુદ્રાણી તો રુદ્રની શક્તિ છે

બાવાજી —વિષ્ણુજ રુદ્ર છે

હુ:—આપની આ વાત શ્રદ્ધા ન ઉપજે એવી છે બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વર કે રુદ્ર એ ત્રણે દેવો જૂદા જૂદા છે. એક સૃષ્ટિ કરે છે, બીજો પાલન કરે છે ને ત્રીજો પ્રલય કરે છે તો વિષ્ણુ રુદ્ર શી રીતે હોઇ શકે ?

બાવાજી:—જે બાબુને ઘેર બેસીને હુ ભોજન કરૂ છુ તે શુ કામ કરે છે તે તુ જાણે છે ?

હુ:—જાણુ છુ એ જમીનદારી કરે છે.

બાવાજી —બીજુ કાંઇ કરે છે ?

હુ:—એમની કાપડની દુકાન પણ છે

બાવાજી —બીજુ કાંઇ કરે છે ?

હુ —રૂપીઆ ધીરી વ્યાજ મેળવે છે

બાવાજી—ઠીક હવે હુ બહાર જઇને રામને કહુ કે હુ આજ એક જમીનદારને ત્યા ખાઇ આવ્યો. શ્યામને કહુ કે હુ આજ એક કાપડના વેપારીને ત્યાં જમી આવ્યો, અને ગોપાળને કહુ કે હુ આજ એક મહાજનને ત્યા મારૂ પેટ ભરી આવ્યો, તો એ ત્રણ જૂદા જૂદા આદમીઓના સબધની વાત થઇ કે એક આદમીના સબધની ?

હુ:—એકજ આદમીની, કેમકે અહીંઆં આ ત્રણે એકજ છે

બાવાજી:—તેમજ બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વર એકજ છે એકજ ઇશ્વર ઉત્પત્તિ, પાલન અને સહાર કરે છે હિદુધર્મમા એક ઇશ્વરનીજ વાત છે, ત્રણ ઇશ્વર કદિ સભવેજ નહિ

હુ:—તો ત્રણ રૂપોની જૂદી જૂદી ઉપાસના કેમ કરવામા આવે છે ?

બાવાજી —તારે આ બાબુની સપૂર્ણ રીતે માહિતી મેળવવી હશે તો તેનાં બધાં કામોને જૂદાં જૂદાં સમજવાં પડશે એ જમીનદારને રૂપે શી રીતે જમીનદારી કરે છે તે જાણવુ જોઇશે, વેપારી રૂપે કેવો વેપાર કરે છે તે જાણવુ જોઇશે ને નાણાવટી રૂપે કેવી ધીરધાર કરે છે તે પણ સમજવુ પડશે. તેમજ ઇશ્વરની ઉપાસનામાં તેનાં

સૃષ્ટિ, સ્થિતિ ને પ્રલયનાં કામોને જૂદા જૂદાં સમજવાં પડશે. આથી આપણામાં ત્રણ દેવોની ઉપાસના પ્રચલિત છે, ને જૂદાં જૂદાં કામોને અનુસારે એકનાંજ ત્રણ જૂદાં જૂદાં નામો રાખેલા છે એ ત્રણે નામો જૂદા જૂદા ત્રણના નથી

હુ:—એ તો હુ સમજી ગયો, પરતુ એક બીજી ગડબડ ન મટી. વૃષ્ટિ થઇ અને તેથી અન્ન ઉપજ્યુ જે ખાઇને બધા જીવ્યા, તો બચાવ્યાં કોણે? પાલન કરનાર વિષ્ણુએ કે વૃષ્ટિ કરનાર ઈંદ્રે?

બાવાજી—મે કહ્યુ તે જો તુ સમજી ગયો હોય તો તને આ સમજાવવાની જરૂર નથી કે ઈંદ્ર, વાયુ, વરુણ વગેરે કોઇ દેવો જૂદા છેજ નહિ જે સૃષ્ટિ રચે છે તે જેમ પાલન કરે છે તેમ સહાર પણ કરે છે. એજ સળગાવનાર અગ્નિ, વૃષ્ટિ કરનાર ઈંદ્ર, વાવાઝોડુ કરનાર પવન તથા પ્રકાશ કરનાર ને અધકાર કરનાર છે. જે બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વર છે, તેજ ઇંદ્ર, તેજ અગ્નિ ને તેજ સર્વ દેવતારૂપે છે, પરતુ જેમ આપણે સમજવાની સહેલાઇ માટે એકજ જળને ક્યાંક નદી, ક્યાંક સમુદ્ર, ક્યાંક ઝરણુ, ક્યાંક તળાવ, ક્યાંક ધરો ને ક્યાંક કૂવો કહીએ છીએ, તેમજ ઉપાસનાની સહેલાઇ માટે એકજ પરમેશ્વરને કયાક ઇન્દ્ર, કયાક અગ્નિ, ક્યાંક બ્રહ્મા અને ક્યાંક વિષ્ણુ એમ અનેક નામોએ ઓળખીએ છીએ

હુ —તો એનુ યથાર્થ નામ શુ છે?

બાવાજી—ઇશ્વરની ઉપાસના બે રીતે થાય છે જ્યારે એને અવ્યકત, અચિત્ય, નિર્ગુણ અને સર્વ જગતનો આધાર માનીને ઉપાસના કરે છે ત્યારે તેને બ્રહ્મ, પરબ્રહ્મ કે પરમાત્મા કહે છે, પણ જ્યારે એને વ્યકત, ઉપાસ્ય અને તે વાસ્તે ધ્યાન કરવા યોગ્ય સગુણ કહેવામાં આવે છે ને જગતની સૃષ્ટિ, સ્થિતિ ને સહારનુ કારણ માની તેની ઉપાસના કરવાનુ કહેવામાં આવે છે ત્યાં તેને બીજા નામો આપવામાં આવેલા છે જેમકે તેને વાતચિતમાં ઇશ્વર, વેદમા પ્રજાપતિ અને પુરાણ તથા ઇતિહાસમા વિષ્ણુ અને શિવ કહે છે. જ્યારે એક સાથેજ તેનાં બને રૂપોનુ ધ્યાન કે ઉપાસના કરવાનુ હોય છે, અર્થાત્ અમારા હૃદયમા જ્યારે બંને રૂપો ભાસમાન થાય છે ત્યારે તેને અમે શ્રીકૃષ્ણ કહીએ છીએ

હુ:—"શ્રીકૃષ્ણ" કેમ કહો છો?

બાવાજી:—ગીતામાં શ્રીકૃષ્ણે પોતાનાં બંને રૂપોથી ધ્યેય બતાવેલ છે, અને એમનો દાસાનુદાસ હોવાથી હું એમને એ નામથી સભારૂં છુ બોલો એક વાર "શ્રીકૃષ્ણચન્દ્રકી જે." બોલો "કૃષ્ણ, કૃષ્ણ, હરે કૃષ્ણ."

એટલામાં પીરસનાર એક બ્રાહ્મણે બાવાજીને પૂછ્યુ:—બાવાજી! વળી કૃષ્ણભજન કરવા ક્યાં મડયા? એટલુ તો સમજાવો કે અહિંસા વૈષ્ણવોનો ધર્મ ખરો કે નહિ?

બાવાજી.—અહિસા એ અવશ્ય વૈષ્ણવકન્યા છે, પણ એ કુલત્યાગ કરી બૌદ્ધોને

ચેર ચાલી ગઇ છે, એથી તે જાતિભ્રષ્ટ થઇ ગઇ છે.

હુ —આપની એ પહેલી વાત સમજાઈ નહિ

બાવાજી—સાંભળ વત્સ ! વૈષ્ણુવ બનતાં પહેલાં એટલુ સમજી રાખવુ જોઇએ કે વૈષ્ણુવધર્મ એટલે શું ? કંઠી બાંધવાથી, તુલસીની માળા ધારણ કરવાથી, તિલક કરવાથી, *નિરામિષ ભોજન કરવાથી, પંચ સંસ્કારથી કે મરજાદણુ સાથે રહેવાથી કોઇ વૈષ્ણુવ બની શકતો નથી તું કહે જોઇએ કે જગતમાં સૌથી શ્રેષ્ઠ વૈષ્ણુવ કયા કયા થયા છે ?

હું—નારદ, ધ્રુવ, પ્રલ્હાદ

બાવાજી:—પ્રલ્હાદ સર્વમાં શ્રેષ્ઠ છે તો સાભળ પ્રલ્હાદે વૈષ્ણુવધર્મની વ્યાખ્યા કેવી કહી છે ?

**सर्वत्र दैत्याः समतामुपेत्य समत्वमाराधनमच्युतस्य ॥**

અર્થાત્ " હે દૈત્યગણુ ! તમે સર્વત્ર સમદર્શી બનો સમત્વ એટલે સર્વને સમાનભાવે જોવા એજ વિષ્ણુની આરાધના છે " કંઠી, તિલક, માળા, છાપાં એમાં શી વિશેષતા છે ? આ સમદર્શી ભાવજ અહિંસા ધર્મનું યથાર્થ તાત્પર્ય છે સમદર્શી થતાં હિંસાનું નામમાત્ર પણુ રહી શકતુ નથી જે વિષ્ણુનુ નામ પણુ જાણુતો ન હોય છતાં સમદર્શી હોય તો તે મનુષ્ય વૈષ્ણુવ છે. જે ખ્રિસ્તી કે મુસલમાન મનુષ્યમાત્રને પોતાની સમાન સમજતો હોય તે ભલે ઇસુની પૂજા કરે કે ન કરે અથવા પીર પેગંબરને માને કે ન માને પણુ તે સાચો વૈષ્ણુવ છે, અને તમારા કંઠી તિલકધારીના સમૂહમાં જે સમદર્શી થયો નથી તેને તમે વૈષ્ણુવ કહો તોપણુ તે વૈષ્ણુવ નથી.

* * * *

# भारत–कलंक

## ભારતવર્ષ પરાધીન કેમ છે ?

ભારતવર્ષ ઘણાં શતકો થયાં પરાધીન કેમ છે ? એ પ્રશ્નના ઉત્તરમાં બધા લોકો કહે છે કે ભારતના લોકો નિર્બળ છે યૂરોપિયનોની જીભપર એ કારણુ(એફીમીનેટ હિન્દુઝ) હમેશાં સંભળાય છે એ ભારતનું કલંક છે, પરંતુ બીજી તરફ જોઇશું તો યૂરોપિયનોને મોઢેથીજ ભારતવર્ષના સૈનિકોના બળ અને હિંમતનાં વખાણુ પણુ સંભળાય છે, સ્ત્રીસ્વભાવવાળા હિંદુઓના બળથીજ કાબુલ જીતાયું છે એમાં કશોજ સંદેહ નથી કે સ્ત્રીસ્વભાવવાળા હિંદુઓની સહાયતાથીજ એમણે ભારતવર્ષ જીત્યો છે, અને એ ભલે સ્વીકાર કરે કે ન કરે તોપણુ સ્ત્રીસ્વભાવવાળા હિંદુઓ સાથેનાં–મરેકા અને

* માંસરહિત.

શીખો સાથેનાં—અનેક યુદ્ધોમાં એમને કેટલીક વાર પરાજય પણ પામવો પડયો છે

એમાં તો કાંઇ સંદેહજ નથી કે આધુનિક હિંદુઓમાં બળ ને હિંમત ગમે તેટલાં હો, પરંતુ પ્રાચીન હિંદુઓને મુકાબલે તો તે ઓછાંજ છે હજારો વર્ષની પરાધીનતાથી તે અવશ્ય ઘટયાંજ હશે બીજી જાતિઓથી જીતાયાં પહેલાં પ્રાચીન ભારતના લોક વિશેષ બળવાન હતા, પરંતુ એમ સમજવાના પણ અનેક કારણો છે કે શરીરબળમાં દુર્બળ થવાને લીધે એઓ પરાધીન થયા નથી

અમે સ્વીકારીએ છીએ કે આ વાત સિદ્ધ કરવી સહેલી નથી, તેમ એ વાતનાં સંપૂર્ણ પ્રમાણો પ્રાપ્ત કરવાં પણ દુસ્સાધ્ય છે. આ તર્કની મીમાંસા કેવળ ઇતિહાસથીજ યથાર્થ થઇ શકે છે, પરંતુ દુર્ભાગ્યયોગે બીજી જાતોની પેઠે ભારતવર્ષના લોકો પોતાની કીર્તિ લખીને મૂકી ગયા નથી પ્રાચીન ભારતનો ઇતિહાસજ નથી એને લીધે ભારતવર્ષના લોકોની જે પ્રશંસનીય યુદ્ધકીર્તિ હતી તે પણ લુપ્ત થઈ ગઇ છે જે ગ્રંથ પુરાણને નામે પ્રસિદ્ધ છે તેમાં સ્પષ્ટ ઇતિહાસ જેવું જે કાંઇ છે તે અમાનુષી અસ્વાભાવિક વાતોથી એવું ઢંકાઈ ગએલ છે કે યથાર્થ બનાવોનો નિશ્ચય કરી શકાતો નથી.

ભાગ્યયોગે બીજા દેશના ઇતિહાસના ગ્રંથોમાં બે સ્થળે પ્રાચીન ભારતવર્ષના લોકોના યુદ્ધ વગેરેના ઉલ્લેખો મળે છે. પહેલો ઉલ્લેખ મેસીડોનિયાનો અલેકઝાંડર દિગ્વિજયની યાત્રા કરવા હિંદમાં આવી લડયો ત્યાં છે. રચનાકુશળ યવન લેખકોએ એ યુદ્ધનું વર્ણન કરેલું છે. બીજો ઉલ્લેખ મુસલમાનોએ ભારતને જીતવાને જે યત્ન કરેલો હતો તેનું વર્ણન મુસલમાન લેખકોએ પોતાના ગ્રંથમાં કરેલ છે ત્યાં છે, પરંતુ પહેલું તો કહેવાનું એ છે કે એવા લખાણોમાં પણ પક્ષપાતની ભારે સંભાવના છે. ચિત્રકાર મનુષ્ય હોવાથી તેણે ચિત્રમાં મનુષ્યને હાથે પરાજય પામેલો એ દષ્ટાંત જાણીતું છે એવા ઇતિહાસકારોની સંખ્યા ઘણી ઓછી મળી આવશે કે જેઓએ સત્યની પ્રીતિને લીધે પોતાની જાતિનો પરાજય દર્શાવી શત્રુપક્ષના યશનું યથાર્થ વર્ણન કર્યું હોય. સ્વાભિમાની મુસલમાનોની વાત બાજુ રાખતાં સુશિક્ષિત અને સત્યનિષ્ઠાના અભિમાની યૂરોપી ઇતિહાસલેખકો પણ આ દોષથી એટલા કલંકિત છે કે એમના લખેલા ગ્રંથો વાંચતાં પણ કદિ કદિ કંટાળો ઉપજે છે આથી આ દેશના અને શત્રુ તરફના—બને બાજુના— ઇતિહાસલેખકોની સહાયતા વિના કોઇ બનાવના યથાર્થ સ્વરૂપનો નિર્ણય કરી શકાય નહિ. ભલે ગમે તેમ હો. નીચે લખેલી બે વાતો મુસલમાન લેખકોના ગ્રંથોમાથીજ વિચારદ્વારા સિદ્ધ થાય છે.

એક તો એ કે અરબસ્તાનના લોક એક પ્રકારે દિગ્વિજયી થયા હતા. તેમણે જે દેશપર ચડાઇ કરી હતી તેને જીતીને પોતાનું સામ્રાજ્ય સ્થાપ્યું હતું; પરંતુ તેઓને બે દેશ સાથે લડતાં હારવું પડ્યું હતું. પશ્ચિમમાં ફ્રાન્સથી ને પૂર્વમાં ભારતવર્ષથી. મહંમદ પેગંબર સાહેબના મરણ પછી આરબ લોકોએ ૭ વર્ષમાં સીરીઆ

જીત્યો, દશ વર્ષમાં ઇરાન જીત્યું, એક વર્ષમાં આફ્રિકા ને સ્પેન જીત્યાં. અઢાર વર્ષના સગ્રામને અતે કાબુલ જીત્યુ ને આઠ વર્ષના શ્રમને અતે આખુ તુર્કસ્તાન સ્વાધીનતામા લીધુ, પરતુ ભારતવર્ષ જીતવા માટે ત્રણસો વર્ષ મહેનત કરી છતાં તેને હસ્તગત કરી શક્યા નહિ મહમ્મદ કાસિમે સિધ જીત્યો ખરો, પણ તે થોડાં વર્ષોને માટેજ. કાસિમના મરણ પછી રજપૂતોએ મુસલમાનોને સિધમાંથી હરાવી નસાડી મૂક્યા હતા તાત્પર્ય કે દિગ્વિજયી આરબ લોકો પણ હિદને જીતી શક્યા નહોતા એલ્ફીન્સ્ટન કહે છે કે સ્વધર્મપ્રતિ દૃઢ પ્રીતિ હોવાને કારણે હિદુઓ મુસલમાનોવડે જીતાયા નહોતા, પણ એ વાત સત્ય નથી, યુદ્ધનિપુણતા તથા લડવાની શક્તિજ એના કારણરૂપ હતાં જો સ્વધર્મપ્રીતિજ કારણ હોય તો હજુ પણ હિદુઓને પોતાના ધર્મપર એવોજ પ્રેમ છે, પણ લાગલાગટ સાતસો વર્ષથી તેઓ બીજી જાતિને અધીન કેમ છે?

બીજું એ જ્યારે કોઈ વિજયની અભિલાષાવાળી નવીન અભ્યુદય પામેલી જાતિ પ્રાચીન દેશ પાસે જઇ પહોંચે છે ત્યારે એ પ્રાચીન દેશ પેલી વિજયેચ્છુ જાતિના તાબામાં આવી જાય છે દાખલાતરીકે જોઇશુ તો આવી વિજયેચ્છુ જાત યૂરોપમા રોમન અને એશિયામા આરબ કે તુર્ક થઇ છે જે જાત એના સબધમા આવી તે પરાજય પામી એને આધીન બની છે પહેલાંજ કહેવાયુ છે કે આરબ લોકોએ કેટલી ટુકી મુદતમાં મિસર, ઉત્તર આફ્રિકા, સ્પેન, ઈરાન, તુર્કસ્તાન અને કાબુલને પોતાના તાબામાં લીધાં હતા! રોમન જેવુ મહાન સામ્રાજ્ય પણ આવી ઝડપે વિજય મેળવી શક્યુ નથી તે વાત નીચેના ઇતિહાસથી સાક્ષી આપે છે

રોમન લોકોએ ઇ સ પૂર્વે ૨૦૦ વર્ષ પહેલા ગ્રીસપર ચડાઇ કરી અને તે પછી લાગટ ૫૨ વર્ષની મહેનતે આખા ગ્રીસને પોતાના તાબામાં લીધુ, સુપ્રસિદ્ધ કાર્થેજના રાજ્ય સાથે રોમન પ્રજાને ઇ૦ સ૦ પૂર્વ ૨૬૪ થી લડાઇ શરૂ થઇ ને ઇ૦ સ૦ પૂર્વે ૧૪૬ માં કાર્થેજને જીત્યુ અર્થાત્ કાર્થેજના રાજ્યને જીતતાં તેને ૧૧૮ વર્ષ થયાં તુર્કોએ ગ્રીક સામ્રાજ્યપર ઈ૦ સ૦ ૧૪૦૦ લગભગમાં ચડાઈ કરી અને ૫૦ વર્ષ પછી મહમ્મદના હાથથી તેનો પરાજય કર્યો પશ્ચિમ રોમન સામ્રાજ્ય જેના વીરદર્પની ધ્વજા જગતમા ફરકતી હતી તેનાપર બર્બર લોકોએ ઇ૦ સ૦ ૨૮૬ માં હલ્લો કર્યો અને ૧૯૦ વર્ષના ઝગડા પછી ઇ૦ સ૦ ૪૭૬ મા રોમન સામ્રાજ્યનો ધ્વસ કર્યો ઇ૦ સ૦ ૬૬૪ માં આરબોએ હિદુસ્તાનપર ચડાઇ કરી અને ત્યાર પછી ૫૨૯ વર્ષો પછી શાહબુદ્દીન ગોરી હિદુસ્તાનનો ઉત્તરનો થોડો ભાગ મેળવી શક્યો, પરતુ શાહબુદ્દીન ગોરી કે તેનો સેવક કુતબુદ્દીન આરબ જાતિના નહોતા હિદ જીતવાને જેવો આરબોનો શ્રમ નિષ્ફળ થયો હતો તેવોજ ગીજનીના રહેવાસી તુર્કોનો શ્રમ પણ વ્યર્થ ગયો હતો. પૃથ્વીરાજ અને જયચન્દ્રાદિ રાજાઓ પાસેથી જેણે ઉત્તર હિદ જીત્યુ હતુ તે પ્રજા તો પઠાણ કે અફગાની હતી. હિદ સાથે આર-

ઓએ લડાઇ આરંભી તે પછી ૫૨૯ વર્ષે અને તુર્કોએ ભારત સાથે લડાઇ આરંભી તે પછી ૨૧૩ વર્ષે પઠાણો હિંદ ઉપર અધિકાર મેળવવા શક્તિમાન થયા હતા. પઠાણ લોકો આરબો અને તુર્કો જેવા પરાક્રમી કે સમૃદ્ધિવાળા નહોતા. તેમણે તો આરબો તથા તુર્કોએ સૂચવેલા કામને પ્રાપ્ત કર્યું હતુ મતલબ કે આરબ, તુર્ક અને પઠાણ લોકોએ લાગલાગટ સાડાપાંચસો વર્ષ યત્ન કર્યો ત્યારેજ તે ભારતવર્ષને તાબામાં લઈ શકયા હતા.

આ પ્રમાણે મુસલમાન ઇતિહાસકારો સાક્ષી આપે છે, પણ એટલુ સ્મરણ રાખવુ જરૂરનુ છે કે મુસલમાન પ્રજા સમીપમા આવી ત્યાર પહેલાંજ હિંદુસ્તાનનો શુભ દિવસ તો આથમવાની સ્થિતિપર પહોચેલો હતો તેની રાજલક્ષ્મી નિસ્તેજ થવા લાગી હતી ને ઇસ્વીસન પૂર્વે જેવા તેઓ બલવાન હતા, તેવા ઇસ્લામી પ્રજા લડવા આવી તે સમયે નહોતા

જે સમયે હિંદના લોકો સાથે ગ્રીક લોકોનો પરિચય થયો તે સમયે ગ્રીકો અદ્વિતીય બલવાન પ્રજા હતી, પરંતુ તેમણે વારવાર ભારતવર્ષના લોકોની યુદ્ધનિ-પુણતા તથા હિંમતની પ્રશંસા કરી છે. મેસિડોનિયાના યુદ્ધ પ્રસંગનાં વર્ણનો વખતે ગ્રીક લેખકોએ વારવાર લખ્યુ છે કે ભારતવાસીઓ જેવી યુદ્ધનિપુણ જાતિ એશિયામાં બીજી કોઇ અમે દીઠી નથી. વળી એમ પણ લખ્યુ છે કે હિંદુઓએ ગ્રીક સેનાનુ યુદ્ધમાં જેટલુ નુકસાન કર્યું છે એટલુ કોઇ કરી શકયુ નથી પ્રાચીન ભારતવર્ષના લોકોની યુદ્ધનિપુણતાના સબંધમાં જો કોઇને સંદેહ રહેતો હોય તો તેણે ભારતવર્ષની હકીકત લખેલા ગ્રીક લોકોના ગ્રંથો વાંચવા

આર્યાવર્ત અનેક પ્રકારના રત્નોની ખાણ હોવાથી બીજા દેશના રાજા તેના તરફ હમેશા લોભની નજરથી જોતા, ને તેથીજ અનેક જાતના લોકોએ હિંદના વાયવ્ય ખૂણાને રસ્તેથી પ્રવેશ કરી તેનાપર સત્તા સ્થાપવાને મહેનત કરી હતી. ઇરાની, બાલ્હિક, શક, હૂણ, આરબ, તુર્ક વગેરે અહી આવ્યા હતા, અને સિંધુને એક કાંઠે કે બને કાંઠે થોડો સમય કાઇક જમીન મેળવવા પામ્યા હતા, પણ તેમને પાછા હરાવી નસાડી મૂકવામા આવ્યા હતા. પંદરમા શતકલગી આર્ય લોકોએ આ પ્રમાણે તમામ જાતોને હઠાવતા રહી પોતાના દેશનુ રક્ષણ કર્યું હતુ. મતલબ કે પૃથ્વીપર એવી કોઇ જાત છે નહિ ને થઇ પણ નથી કે જેણે પંદરસો વર્ષ લગી પ્રબલ જાતોના હલ્લા અટકાવી પોતાની સ્વતંત્રતાનુ રક્ષણ કર્યું હોય ! એટલાં બધાં વર્ષોલગી હિંદુઓની સમૃદ્ધિ અક્ષય રહેવાનુ કારણ અવસ્ય એમનું બાહુબલજ હતુ. બીજુ કોઇ કારણ કહી શકાય તેમ નથી.

આવાં આવાં પ્રમાણો હોવા છતાં સદા સાભળવામા આવે છે કે હિંદુ લોક પ્રથમથી રણવિમુખ છે–યુદ્ધ કરવામા અસમર્થ છે, પરંતુ અમને જણાય છે કે એમ બોલનાર અદૂરદર્શી લોકોને ભારતવર્ષને શિરે એવુ મિથ્યા કલંક લગાડવાનાં ત્રણ કારણો છે.

પહેલુ કારણ:—હિંદુઓનો ઇતિહાસ નથી. પોતાના ગુણો પોતે ન ગાય તો બીજુ કોણ ગાશે? સંસારની એ રીતજ છે કે જે માણસ પોતાને મહાપુરુષ કહીને ઓળખાવે નહિ તેને કોણ માણુસમાં ગણે છે? ક્યારે અને કયી જાતિએ બીજી જાતના ગુણ ગાયા છે? રોમન લોકો ઘણા યુદ્ધપ્રવીણ હતા તેનુ પ્રમાણ જોઇશુ તો તેમનાજ લખેલા ઇતિહાસ છે ગ્રીક લોકોના વીરપણાની સાબિતી પણ ગ્રીક લોકોના લખેલા ગ્રંથોમાજ મળે છે. મુસલમાનોની બહાદુરીની હકીકતો પણ આપણે મુસલમાનોના લેખથીજ જાણીએ છીએ માત્ર હિંદુઓએ પોતાની બહાદુરીના ઇતિહાસો લખેલા નથી ને તેથી તેની મહત્તા કોઇ માનતું નથી, કેમકે એ વાતનુ બીજુ પ્રમાણ શું'

બીજુ કારણ.—જે જાતોએ બીજા રાજ્યોપર હલ્લા કે ચડાઇઓ કરી તેનુ ઝૂંટાવી લેવાનો યત્ન કર્યો છે તેઓજ પોતાને યુદ્ધનિપુણ કહીને બીજી જાત પાસે પોતાના વખાણ ગાય છે, પણ જેમણે માત્ર પોતાનુ સાચવવામાંજ સંતોષ પકડ્યો હોય અને બીજાનુ ઝૂંટાવી લેવા યત્ન કર્યો ન હોય તે જગતમા વીરપણાના માનને પામી શકતા નથી! હજુલગી અમારી ભાષામા "ભલો માણુસ" એનો અર્થ બીકણ કે માલ વિનાનો માણુસ એવોજ થાય છે

અમારૂં કહેવુ એવુ નથી કે હિંદુ રાજાઓ બીજાનુ રાજ્ય જીતવાના લોભથી તદ્દન રહિત હતા, તેઓ પણ પરસ્પર ચડાઇઓ કરતા, પરંતુ ભારતવર્ષ હિંદુઓના રાજ્ય સમયે નાના નાના વિભાગોમા વહેચાયેલો હતો. વળી ભારતવર્ષ એવડો તો મોટો દેશ છે કે નાના નાના માડલિક રાજા કદિ દેશ જીતવાને હિંદ છોડીને બહાર જતાજ નહિ હિંદુ રાજાઓ હિંદને પણ ભાગ્યેજ સર્વાંશે પોતાના સામ્રાજ્યમાં મેળવી શકતા, તો પછી બહારના દેશ જીતવાની તો વાતજ શી? આ સિવાય હિંદુ લોકો બીજા ધર્મવાળાને યવન કે મ્લેચ્છ માની તેમના તરફ તિરસ્કારની લાગણીથી જોતા હોવાથી પણ તેમના ઉપર સ્વામીત્વ સ્થાપવાનો તેઓ યત્ન કરે એવી સંભાવના નહોતી ઉલટુ તેમના મનમાં તે યવન લોકોના દેશો જીતવા જતા પોતાનો ધર્મ નાશ પામવાની બીક રહેતી આવા આવાં કારણોથી હિંદુ રાજાઓ વિજયયાત્રા વાસ્તે હિંદ બહાર ગયા નથી તે સમયે અફગાનિસ્તાનનો ઘણો ભાગ હિંદુઓના તાબામા હતો, પરંતુ તે તો હિંદુસ્તાનનો એક ભાગજ ગણાતો

ત્રીજુ કારણ:—હિંદુ લોકો બહુ વર્ષોથી પરાધીન છે. જે જાત અનેક વર્ષોથી પરાધીન હોય તેનુ વળી વીર-ગૌરવ શુ? પરંતુ આ સમયના હિંદુઓની નબળાઇ ઉપરથી પ્રાચીન હિંદુઓને નબળા માની અપમાન આપવુ એ યોગ્ય નથી એવા અનેક દેશો મળી આવશે કે તેના પ્રાચીન અને અર્વાચીન લોકોના ચરિત્રમાં સરખાપણુ નહિ હોય દાખલાતરીકે ઇટાલી અને ગ્રીસમા મધ્યકાળના રોમન લોકોના ચરિત્ર ઉપરથી તેમજ અત્યારના ગ્રીકોના ચરિત્રપરથી પ્રાચીન સમયના રોમનોને કે ગ્રીકોને કાયર સિદ્ધ કરવા એ જેવો અન્યાય છે તેવોજ અન્યાય હાલના ભારતવાસીઓની

પરાધીનતાથી પ્રાચીન આર્યોને બળહીન માનવામા છે

આધુનિક ભારતવર્ષના લોકો કાયર અને નામર્દ હોવાથી આટલાં વર્ષોથી તેઓ પરાધીન છે એમ નથી. એ પરાધીનતાના બીજા પણ કારણો છે. જેમાનાં એક બે અમે આ જગ્યાએ વિસ્તારથી વર્ણવીએ છીએ

એક તો એ કે અહીના લોકોના સ્વભાવમાંજ સ્વાધીનતાની ઇચ્છા નથી. ભારતવર્ષના લોકોના મનમા એ ખ્યાલજ નથી કે આપણા દેશપર આપણી જાતના લોકોનોજ અમલ હોવો જોઇએ. આપણે પરદેશી કે પરજાતિની અધીનતામા શા માટે રહેવુ ? વળી ભારતવર્ષના લોકોના મનમા એ વિચાર પણ જન્મેલો નથી કે પોતાની જાતના રાજાનુ રાજ્ય સારૂં અને સુખકર છે અને વિદેશી વિજાતીય રાજાનો દંડ દુખદ અપમાનરૂપ છે જો કે તેઓ એટલુ તો સમજે છે કે પરતંત્રતા કરતાં સ્વતંત્રતા સારી છે, પણ તે જ્ઞાન કહેવામાત્રજ છે એ કહેવુ આચરણમાં મૂકાય તેવુ ફળદાયી થયેલુ નથી. અનેક વસ્તુઓના સંબંધમા આપણને એવુ થયેલુ છે કે સ્વતંત્રતા એ સારી વાત છે પણ તે ગ્રહણ કરવાની ઇચ્છા હૃદયને થયેલી હોતી નથી. રાજા હરિશ્ચંદ્રનુ દાનીપણું અને કાર્શિયસનુ સ્વદેશભક્તપણુ વખાણવા યોગ્ય છે એમ કોણ નથી કહેતુ ? પરંતુ એ વખાણનારામાંથી કેટલાએ હરિશ્ચંદ્રની પેઠે સર્વસ્વ ત્યાગ કરવાની ઇચ્છા બતાવી ? અથવા કેટલાએ કાર્શિયસની પેઠે આત્મઘાત કરવાની ઇચ્છા બતાવી? યૂરોપી જાતિઓમાં સ્વાતંત્ર્યપ્રિયતાનો પ્રેમ નસેનસમા પ્રબલ ઇચ્છારૂપે પરિણામ પામેલો હોય છે તેમની એવી માન્યતા છે કે જો સ્વતંત્રતા છોડવી પડે તો તેના પહેલાં તો પ્રાણ કે સર્વસ્વ છોડવુ એ અમારૂં કર્તવ્ય છે, પરંતુ હિંદુઓમા એ માન્યતા રહી નથી તેઓ તો એમજ સમજે છે કે "અમારા ઉપર ભલેને જેની મરજી હોય તે આવીને રાજ્ય કરે, એમા અમારે શુ ?"

સ્વતંત્રતાપ્રિય અંગ્રેજો પાસેથી શિક્ષણ મેળવી અમે અમારા ઉપરના વિચારોને ભૂલવાળા સમજ્યા છીએ, પરંતુ કોઇ જાતનુ બીજી જાતને તાબેદાર થઇને રહેવુ એ અસ્વાભાવિક નથી.

પરંતુ ઘણા લોકો એ વાત સમજતા નથી હિંદુઓ પરાધીન થવાનુ અને સ્વાધીનતા મેળવવાને ઉત્સુક ન હોવાનુ કારણ તે એમ ધારે છે કે હિંદુ લોકો કમજોર છે, લડાઇથી બીએ છે, સ્વાધીનતા મેળવવાને તે અશક્ત છે એ એમ સમજતા નથી કે સાધારણ રીતે હિંદુ લોકો સ્વાધીનતા મેળવવાની ઇચ્છા કે યત્નજ કરતા નથી, પણ જો તે એ વિષયની ઇચ્છા ને યત્ન કરે તો અવશ્ય સ્વાધીનતા મેળવી શકેજ.

ભારતવાસી લોકોની આ પ્રમાણે સ્વતંત્રતા તરફ સ્વભાવસિદ્ધ ઉદાસીનતાનાં કારણો ન જાણી શકાય એમ નથી. ભારતભૂમિની ફળદ્રૂપતા અને વાતાવરણમા ઉષ્ણકટિબંધની ઉષ્ણતા એ તેનાં પ્રકટ કારણો છે. હિંદની ભૂમિ રસાળ છે, દેશ

તમામ પ્રકારનાં ધનધાન્ય ને ધાતુરત્ને પરિપૂર્ણ છે, અને થોડી મહેનતે લોકોનો ઉદરનિર્વાહ ચાલે છે વળી લોકોને વધારે શ્રમ કરવાનો ન હોવાથી નવરાશનો સમય પણુ યથેષ્ટ મળી શકે છે, ને એવા સમયમા મનની ગતિ આભ્યન્તરિક થાય છે એટલે ધ્યાન તથા વિચારમાં વૃદ્ધિ થાય છે એના ફળરૂપે જોશો તો હિંદમાં કવિત્વ તથા તત્ત્વજ્ઞાનમા પંડિતપણુ જણાશે હિંદુ લોકો એજ કારણથી અદ્વિતીય કવિઓ તથા દર્શનવેત્તાઓ થયા છે મનના આવા આંતરિક વલણુ બીજુ ફળ એ થાય છે કે તે બાહ્ય પદાર્થો ભણી આસ્થારહિત થાય છે, અને તેમ થવાથી નિશ્ચેષ્ટપણુ આવે છે આ સ્વાભાવિક નિશ્ચેષ્ટતાના અંશરૂપે જોઇશુ તો સ્વતંત્રતાભણીની તેમની અનાસ્થા જણાશે આર્યોના દર્શનશાસ્ત્રોમાં ને ધર્મતત્ત્વોમા નિશ્ચેષ્ટભાવ સર્વત્ર વ્યાપક છે વેદધર્મ, પુરાણુધર્મ, કે બૌદ્ધધર્મ ગમે તે લ્યો પણ તે તમામ ધર્મો નિશ્ચેષ્ટભાવ વધારવાની વાતોથી પરિપૂર્ણ છે +

હવે પ્રશ્ન એ થાય છે કે જો હિંદુજાતિ પહેલાંથી સ્વતંત્રતાનો આદર કરવાનુ જાણુતી નહોતી તો આ દેશમા મુસલમાનો આવ્યા પહેલાં સાડાપાંચ હજાર વર્ષો સુધી તેણે પરદેશીઓને લડાઇમા હરાવી સ્વાધીનતાની રક્ષા શી રીતે કરી ‘ એ પરદેશીઓ સહેલાઇથી તો અહીથી પાછા ગયા નહિ હોય, મહામુશ્કેલીએ તેઓ પાછા હટયા હશે તો જે સુખ તરફ આસ્થા નથી તે માટે—સ્વતંત્રતા માટે—હિંદુસમાજે આટલુ બધુ કષ્ટ શા સારૂ સહન કર્યું ?

એનો ઉત્તર એ છે કે શક, યવન ઇત્યાદિ લોકોને પાછા હડાવવા માટે હિન્દુ સમાજે ઘણો શ્રમ લીધો હોય એવુ પ્રમાણુ ક્યાંય મળતુ નથી માત્ર હિંદુ રાજાઓએ પોતાની સંપત્તિ સાચવવા માટે શ્રમ કર્યો હતો ગજાઓએ એકઠી કરેલી સેના યુદ્ધ કરતી હતી ને બની શકતુ તો શત્રુઓને પાછા હડાવતી હતી, ને તેથી

---

+ આ પ્રમાણે છે ખરૂ, પણુ ચિત્તશુદ્ધિની એટલે કે મનોબળની અમુક દશાએ પહોચેલા યોગ્ય અધિકારીઓ માટેજ તેમ કહેવામા આવેલુ હોઇને તેથી ઉતરતા અધિકારીઓ માટે તો સ્પષ્ટ રીતે અર્થ અને કામની પ્રાપ્તિ માટે ધર્મપુરઃસરનો પ્રયત્નજ ઉપદેશાયલો જણાય છે વેદના સારરૂપ અને હિંદુઓનો સર્વમાન્ય ગ્રંથ એજ આદેશથી પરિપૂર્ણ છે ઉચ્ચતર વિરલ અધિકારીને યોગ્ય ધર્મને માટે પરધર્મ કહીને તેની પ્રાપ્ત ક્ષાત્રપ્રકૃતિને યોગ્ય યુદ્ધધર્મ એજ કારણુસર ભગવાન શ્રીકૃષ્ણે ઉપદેશેલો છે ભારતવાસીઓ આ અધિકારભેદનુ અને તેના ઉપર મોટો આધાર રાખતા ધર્મભેદનુ રહસ્ય ભૂલીને વિના અધિકારે માત્ર પરમાર્થરૂપ મોક્ષનીજ વાટે ચડયા, પણુ એથી તો ઉલટ બેઉ તરફથી લટકવુ પડયુ છે " ન મિલ્યા રામ આર ન મિલી માયા ! "

મંત્રી. સ. સા.

દેશની સ્વતંત્રતાની રક્ષા થતી એ ઉપરાત સાધારણ લોકો " અમે અમારા દેશમાં કદિ પરદેશી રાજાને પેસવા દઈશુંજ નહિ " એવાં ઉત્સાહનાં વચનો બોલી લડયા હોય એવું ક્યાંય બન્યુ નથી, પરંતુ એનાથી ઉલટુંજ દેખાયુ છે. જ્યારે હિંદુ રાજા કે હિંદુ સેનાપતિ વિજયલક્ષ્મીની અકૃપાને લીધે રણમાં પડતો તો હિંદુ સેના યુદ્ધ છોડી ભાગી જતી, અને યુદ્ધ કરવા એકત્ર ન થતી તેની સમજણ એ હતી કે હવે લડવુ કોને માટે ? રાજા મરી જાય અથવા ગમે તે કારણે રાજ્યરક્ષણનો ઉદ્યોગ તે છોડી દે તો હિંદુ સેનાનું યુદ્ધ સમાપ્ત થતું રાજાને સ્થાને ઉભા રહીને સ્વતંત્રતાની રક્ષા માટે કોઇએ યત્ન કર્યો હોય અથવા તો અરક્ષિત રાજ્યની રક્ષાનો ઉદ્યોગ કર્યો હોય એવુ બન્યુ નથી ભાગ્યયોગે જ્યારે યવન, ઇરાની, શક કે બાલ્હિક કોઇ પણ જાતનો રાજા અહીંઆ જીત મેળવી રાજસિંહાસનપર બેસતો ત્યારે પ્રજા પોતાના પહેલા ધણીની પેઠે એ અનાર્ય રાજાનો પણ સત્કાર કરતી ને રાજ્ય હરનાર પરદેશીને પણ કોઇ જાતની મુશ્કેલી ન ઉપજાવતી ત્રણ હજાર વર્ષથી વધારે વર્ષોલગી આર્યો સાથે આર્યોની, આર્યો સાથે અન્ય જાતિની, અન્ય જાતિ સાથે અન્ય જાતિની, મગધ સાથે કનોજની, કનોજ સાથે દિલ્હીની, દિલ્હી સાથે લાહોરની, હિંદુઓ સાથે પઠાણની, પઠાણ સાથે મોગલોની, ને મોગલો સાથે અન્ય જાતિની લડાઇની આગ લાગ્યા કરી અને દેશને બેદાનમેદાન કરી ભસ્મીભૂત કરી દીધો, પરંતુ એ તમામ લડાઇઓ રાજા સાથે રાજાની હતી હિન્દુસમાજે કદિ સ્વદેશરક્ષા કે સ્વાતંત્ર્યરક્ષા માટે પોતે લડાઈ ઉઠાવી હોય એવુ બન્યુ નથી હિંદના રાજાઓને વારવાર બીજી જાતોએ જીત્યા છે એ ખરૂ છે, પણ તે પરથી એમ કહી શકાતુ નથી કે સાધારણ હિંદુસમાજ કદિ કોઇ અન્ય જાતિથી જીતાયો છે, કેમકે સાધારણરીતે હિંદુસ્તાનનો જનસમાજ તો કદિ કોઇ અન્ય જાતિ સાથે લઢયોજ નથી ત્યાં જીતાયાની વાત શી ?

આ પરથી હિંદુજાતિની લાબા કાળની પરાધીનતાનુ બીજુ કારણ સમજાયુ હશે એ કારણને હિંદુસમાજની ફૂટ કહો, જાતીયભાવનાનો અભાવ કહો, જાતિ-હિતેચ્છુતાની ખામી કહો કે જે ગમે તે કહો, અમે અહી તે વિસ્તારથી સમજાવ-વાને યત્ન કરીએ છીએ

હું હિંદુ છુ, તમે હિંદુ છો એ હિંદુ છે, બીજા લાખો પણ હિંદુ છે એ લાખો હિંદુઓનુ જેમાં હિત છે તેમાં મારૂ હિત પણ સમાએલુ છે. જેમા એ સૌનું અહિત છે તેમા મારૂ પણ અહિત છે. આથી સર્વે હિંદુઓનુ જેમા હિત છે તેજ મારૂ કર્તવ્ય છે ને અહિત હોય તે અકર્તવ્ય છે આ પ્રમાણે જેવુ મારૂં કર્તવ્ય અકર્તવ્ય છે તેવુ જ તમારૂ છે, તેનું છે અને બધા હિંદુઓનુ છે. આમ જ્યારે તમામ હિંદુઓનુ કર્ત-વ્ય અને અકર્તવ્ય એકજ છે ત્યારે તમામ હિંદુઓએ એકત્ર થઇ, વિચાર કરી, એકમત થઇ હરેક કામ કરવુ જોઇએ એવુ જે જ્ઞાન તે જાતિ ( નેશન )ની સ્થાપ-નાના પહેલો ભાગ–અર્ધો અંશ–છે.

હિંદુજાતિ સિવાય પૃથ્વીપર અન્ય અનેક જાતો છે તેમના બધાજ હિતનાં કામોમાં અમારૂં હિત હોવાનો અસંભવ છે ઘણા કામો તો એવાં પણ હોય કે તેમના હિતમા અમારૂ અહિત પણ હોય. જે કામોમાં એમનાં હિતમા અમારૂ અહિત હોય તે સ્થળે અમે એમ વર્તીશુ કે જેથી તેમનુ હિત ન થાય એવે પ્રસંગે એને દુઃખ થાય એવુ કરવુ પડશે તો તે પણ કરીશુ જેવી રીતે એમના હિતમાં અમારા અહિતની સંભાવના છે તેમ અમારા હિતમા એમના અહિતની સંભાવના છે પણ એમ હોય તો ભલે હો. અમે એ જાતને માટે અમારૂં હિત સાધવાને અટકીશુ નહિ. બીજી જાતનું અહિત કરીને પણ અમારી જાતનુ હિત કરવુ પડશે તો કરીશું. જાતિની (નેશનની) સ્થાપનાનો આ બીજો ભાગ છે

પરંતુ આવા પ્રકારની મનોવૃત્તિ પવિત્ર કે નિષ્પાપ છે એમ સ્વીકારાશે નહિ એમા ભારે દોષપૂર્ણ વિકારો છે એ વિકારોને લીધે જાતિઓ (નેશનો) માં સાધારણ-રીતે એવી ભ્રાંતિ ઉપજેલી જોવાય છે કે બીજી જાતોના હિતમા અમારૂ અહિત છે, અને બીજી જાતના અહિતમાજ અમારૂ હિત છે આવા ભ્રમમા—કુસંસ્કારોમાં—પડીને યૂરોપની જાતિઓએ ઘણા દુઃખો વેઠ્યા છે, વિના કારણે ઘણીવાર યુદ્ધાગ્નિ સળગાવી યૂરોપને તેમાં સળગાવી મૂક્યો છે

પરંતુ સ્વજાતિપ્રતિષ્ઠા સારી હોય કે નઠારી હોય તોપણ જે જાતિમાં એ લાગણી બળવાન હોય છે તે જાત બીજી જાતોને મુકાબલે પ્રબલ થાય છે આજકાલ યૂરોપમાં જાતિ ( નેશન ) ભાવનાનુ જ્ઞાન પ્રધાનપણે વિસ્તરી રહેલ છે એના પ્રભાવથીજ ઇટાલીમાં એક રાજ્યની સ્થાપના થઇ છે, એના પ્રભાવથીજ અપાર પ્રતાપવાન જર્મન સામ્રાજ્યની સ્થાપના થઇ છે અને એના પ્રભાવથીજ યૂરોપમા આજ ઘોર યાદવાસ્થલી મચી રહી છે અને હજુ શુ શુ થશે તે કહી શકાતું નથી

અમારૂ એમ કહેવુ નથી કે ભારતવર્ષમા કોઇ સમયે પણ આવી જાતિપ્રતિષ્ઠાની ભાવના નહોતી. યૂરોપીય પંડિતોએ એવો નિર્ણય કર્યો છે કે આર્ય જાતિના લોક મૂળથીજ ભારતવર્ષના રહેવાસી નથી બીજે સ્થળેથી તેઓ અહિં આવેલા છે ને અહીં આવી સત્તા જમાવી છે આર્યોના વૈદિક કાળમા એનાં ઘણા પ્રમાણો મળે છે. વેદના અનેક મંત્રો આર્યોની જાતિપ્રતિષ્ઠાની ભાવના સ્પષ્ટ દર્શાવે છે એ સમયે સમાજના નિયામક બ્રાહ્મણોએ જે રીતે સમાજનાં બંધનો નક્કી કર્યાં તેમાં પણ આ જાતિપ્રતિષ્ઠાનો ભાવ સહજે જોઇ શકાય છે આર્યની ત્રિવર્ણોના ને શૂદ્રોના કાયદામાં જે ભેદભાવ દેખાય છે, આકાશ પાતાળ જેટલો તફાવત જોવામાં આવે છે, તે પણ આર્યોની સ્વજાતિપ્રતિષ્ઠાની ભાવનાનુજ ફળ છે, પરંતુ ક્રમે ક્રમે આર્યજાતિનો વિસ્તાર ઘણો વધ્યો, એટલે જાતિપ્રતિષ્ઠાનો ભાવ શિથિલ થતો ગયો. આર્ય લોકોએ વિશાળ ભારતવર્ષના અનેક દેશોપર પોતાની સત્તા જમાવી એમ ઠેકાણે ઠેકાણે વિભાગો સ્થપાયા એ પ્રમાણે ભારતવર્ષ ઘણા કકડામાં વહેંચાઇ ગયો. સમાજ-

ભેદ, ભાષાભેદ આચારવ્યવહારનો ભેદ ને એવા એવા અનેક ભેદો જાતિભેદરૂપે પરિણામ પામ્યા કાશ્મીરથી માંડી દક્ષિણના ચોલ ને પાણ્ડયના રાજ્ય લગી અને બાલ્હિકથી માંડી પૌણ્ડ્રના રાજ્ય લગી આખી ભારતભૂમિ મધમાખીના મધપૂડા પેઠે ભિન્ન ભિન્ન જાતિ ને ભિન્ન ભિન્ન સમાજોમા વિભક્ત બની ગઇ છેલ્લે કપિલવસ્તુના રાજકુમાર શાક્યસિંહે એક નવાજ ધર્મની સ્થાપના કરી પહેલાં અનેક પ્રકારના ભેદો તો મોજૂદ હતા તેમા ધર્મભેદ પણ ઉત્પન્ન થયો. દેશભેદ, ભાષાભેદ, રાજ્યભેદ અને ધર્મભેદ એ તમામ પાસે બિચારી સ્વજાતિપ્રતિષ્ઠા (નેશન ભાવના ) ક્યા ટકી શકે ? સાગરમાં રહેનારા મત્સ્યની માફક ભારતવર્ષના લોક એકતારહિત બની ગયા ત્યાર પછી મુસલમાનો આ યા તેમનો વંશ પણ અહી વધવા લાગ્યો જેમ સાગરના એક મોજા પાછળ બીજા મોજા જોવામાં આવે છે તેમ નવી નવી મુસલમાન જાતો પશ્ચિમની પર્વતમાળા ઓળગી આવવા લાગી આ દેશના હજારો માણસો પણ રાજાની કૃપાને લોભે કે ભયને લીધે મુસલમાન થવા લાગ્યાં હવે ભારતવર્ષના રહેવાસીઓમાં હિન્દુ અને મુસલમાન એવી બે જાતો થઇ. હિન્દુ, મુસલમાન, મોગલ, પઠાણ, રજપૂત, મરેઠા તમામ બળો સામસામા અથડાવા લાગ્યાં, ત્યા એકતાનુ જ્ઞાન શી રીતે રહે ?

એ રીતે ભારતવર્ષમાં નિવાસસ્થાનના ભેદથી, ભાષાના ભેદથી, વંશના ભેદથી, અને ધર્મના ભેદથી અનેક જાતિઓ થઇ ગઇ. બંગાલી, મરેઠા, રજપૂત, જાટ, હિન્દુ, મુસલમાન એમાં કોણ કોની સાથે ઐક્ય કરે ? જ્યા ધર્મની એકતા હોય ત્યા જાતિની એકતા ન હોય, જાતિની એકતા હોય ત્યા ભાષાની એકતા ન હોય,ભાષાની એકતા હોય ત્યા નિવાસસ્થાનની એકતા ન હોય, રજપૂતો અને જાટોનો ધર્મ એક છે, તો વંશભેદને કારણે તેઓમાં એકતા નથી,બંગાળા અને બિહારના લોક એક વંશના છે, પણ તેમની ભાષા ભિન્નભિન્ન હોવાથી એકતા નથી કેવળ એટલુંજ નથી, ભારતવર્ષનું એવુ દુર્ભાગ્ય છે કે જ્યા લોકો ધર્મમા, ભાષામાં ને દેશમા એકતા ધરાવે છે ત્યાં જાતિમા ભેદ છે બંગાળીઓમાં બંગાળીપણાની, શિખોમાં શિખપણાની, ગુજરાતીઓમા ગુજરાતીપણાની ને દક્ષિણીઓમા દક્ષિણીપણાની એકતા નથી. ભિન્ન ભિન્ન નદીઓનો જળરાશિ જ્યારે સમુદ્રમા આવી એકઠો થાય છે, ત્યારે પછી એવુ જ્ઞાન નથી થતું કે આ જળ અમુક નદીનુ છે એજ પ્રમાણે મોટા સામ્રાજ્યની અંદર જ્યારે ભિન્ન ભિન્ન જાતિઓ દીર્ઘ કાળ રહે છે ત્યારે તેમનુ જાતિજ્ઞાન ક્રમે ક્રમે લુપ્ત થાય છે–તેમનો ભેદભાવ લુપ્ત થાય છે, પરંતુ તેથી ઐક્ય ઉપજતુ નથી રોમન સામ્રાજ્યની અંદર આવેલી અનેક જાતિઓની એવીજ દશા થઇ હતી અને એવીજ દશા હિંદુઓની પણ થઈ છે ભારતવર્ષમા અનેક કારણોથી બહુ દિવસો થયાં જાતિપ્રતિષ્ઠા શમી ગઇ છે, ને તેથીજ હિન્દુઓના રાજ્યાસનપર વગર હરકતે અન્યજાતિના ગમે તે રાજાઓ ચડી બેઠેલા છે, છતાં સ્વતંત્રતાની રક્ષામાટે હિંદુસમાજે

ક્યારે પણ પોતાની આંગળી ઉંચી કરેલી નથી

ઇતિહાસમાં આળેખેલા સમયમા માત્ર બેવાર હિંદુસમાજે પોતાની જાતિપ્રતિષ્ઠા (નેશન પ્રીતિ) નો ઉદય કરેલો છે એકવાર મહારાષ્ટ્રમા શિવાજી મહારાજે એ મહામંત્રનો પાઠ કર્યો હતો અને એમના સિંહનાદે મહારાષ્ટ્રભૂમિ જાગ્રત થઇ હતી એ વીર કેસરીના સમયમા મરેઠામા ભ્રાતૃભાવ દેખાયો હતો, ને તેથી હિંદના તમામ રાજાઓએ મરેઠાના ચરણોમા શિર ઝુકાવ્યું હતું મોગલસામ્રાજ્ય નષ્ટ થયુ હતુ ને આખુ ભારત મહારાષ્ટ્રીઓના હાથમા આવી ગયુ હતું

બીજીવાર "ખાલસા" નો મહામંત્ર જપી પંજાબ કેસરી રણજિતસિંહે એવોજ ચમત્કાર દેખાડયો હતો જાતીયબંધન મજબૂત હોવા છતાં પઠાણોનો પોતાનો દેશ પણ થોડે અંશે હિંદુઓના હાથમાં આવ્યો હતો અને સતલજને કાંઠે થતી સિંહગર્જના સાંભળી નિર્ભય અંગ્રેજ સૈનિકો શંકાશીલ બન્યા હતા દૈવયોગે એ સિંહ મરી ગયો અને લૉર્ડ ડેલ્હૌસીએ પોતાની નિપુણતાથી એ "ખાલસા" મહામંત્રનો ચમત્કાર મટાડી દીધો, પરંતુ રામનગર અને ચિલિયનવાળાની લડાઇ ઇતિહાસમાં પ્રસિદ્ધ બની ગઇ. જ્યારે હિંદના કોઇ એક ભાગમા—મહારાષ્ટ્રમા કે પંજાબમાં—જાતિપ્રતિષ્ઠા (દેશભાવના કે નેશન ભાવના) નો ઉદય થતાં આટલુ જોર જણાયું હતું તો જો આખુ ભારતવર્ષ એકજાતિ બની સ્વદેશપ્રેમે પરિપૂર્ણ બને તો શુ ન બની શકે ?

આ ભારતવર્ષ અંગ્રેજ પ્રજાનુ પરમ ઉપકારી છે એ પ્રજાએજ અમને આ સમયમા હિતકારી વાતો શીખવી છે. જે અમૂલ્ય રત્નો અમને અંગ્રેજોના જ્ઞાનભંડારમાથી મળ્યા છે તેમાથી એક બે રત્નોનો ઉલ્લેખ અમે આ નિબંધમા કર્યો છે એ બે રત્નો આ છેઃ—૧ સ્વાતંત્ર્યપ્રિયતા અને ૨ જાતિપ્રતિષ્ઠા ×

## लोक–शिक्षा

વસ્તીની ગણત્રીપરથી નક્કી થયુ છે કે હિંદુસ્થાનમાં રહેવાસીની સંખ્યા ૩૨ કરોડ છે આ ઉપરથી વિચારીશુ તો તુરત સમજાશે કે આ પૃથ્વીપર એવુ કોઇ કામ નહિ હોય કે જે કામ આટલાં માણસો એકઠા મળીને કરી શકે નહિ આમ છતાં અમારા હિંદુસ્થાનવાસીઓથી કોઇ પણ કામ સંપૂર્ણ થઇ શકતુ નથી એનુ કારણ શુ ? લોઢાનુ જો ઓજાર બનાવવામા આવે તો તેનાથી પત્થર પણ કાપી શકાય છે, પરંતુ લોઢામાં એટલુ બળ આવવુ એ શુ એનો સ્વાભાવિક ગુણ છે ? ના લોઢાને અનેક પ્રકારની સામગ્રીઓથી તૈયાર કરવુ પડે છે, સતેજ કરવુ પડે

× આ નિબંધમાં જ્યાં જાતિ શબ્દ વપરાયો છે ત્યા તે નેશનાલિટિ કે નેશન એ અર્થમા સમજવાનો છે

છે, ને તેમ કર્યા પછીજ તે પોલાદ બની પત્થરને પણ કાપી શકે છે. એજ પ્રમાણે માણસોને પણ ઉત્તેજિત, શિક્ષિત અને તત્પર કરવાં પડે છે, ને ત્યાર પછીજ તેમનાથી કામ થાય છે ભારતવર્ષમા કરોડો માણસો છે છતાં તેમનાથી કોઇ કાર્ય બની શકતુ નથી તેનુ કારણ એજ છે કે ભારતમા લોકશિક્ષાનો અભાવ છે જે માણસો ભારતવર્ષની તરેહ તરેહની ઉન્નતિ કરવા ઇચ્છે છે તેઓ પણ લોકશિક્ષાની વાતપર ધ્યાન આપતા નથી, અને પોતપોતાની વિદ્યા અને બુદ્ધિ પ્રકટ કરવા મંડી પડે છે. એ ઓછા આશ્ચર્યની વાત નથી

આ કરોડો માણસોને કોલેજોમા લઈ જઇને વ્યાકરણ, સાહિત્ય ને ભૂમિતિ વગેરે ગ્રથો ભણાવી શકીએ એવો તો સભવ નથી. વળી એ કેળવણી એ ખરી કેળવણી પણ નથી, એટલે એ ઉપરથી યથાર્થ શિક્ષા મળવાનો પણ અસભવ છે અને તે સ્થિતિમા પણ એઓને જેનાવડે પોતપોતાના કાર્યમાં એકતાનતા, નિપુણતા અને કર્તવ્ય કાર્યમાં ઉત્સાહ પ્રકટે તેજ ખરી શિક્ષા—તેજ ખરી કેળવણી છે. મારી એ દઢ માન્યતા છે કે વ્યાકરણ અને ભૂમિતિથી એ કેળવણી મળતી નથી. આમ છતા પણ મોટા મોટા સુશિક્ષિત નામધારીઓથી માંડીને સાધારણ લખી વાંચી જાણે તેવા અગ્રેજી ભણેલાઓમાંના કોઇના મુખમાંથી આ વિષયની કશી વાતજ આજલગી અમે સાંભળી નથી!

યુરોપમા આ પ્રકારની લોકશિક્ષા અનેક ઉપાયોવડે અપાય છે જર્મની આદિ અનેક દેશોમાં સામાન્ય માણસોને પણ આ પ્રકારની શિક્ષા અપાય છે એ દેશોમા વર્તમાનપત્રો એ લોકશિક્ષાનો મુખ્ય ઉપાય છે એ છાપાદ્વારા લોકશિક્ષા કેવી રીતે મળે છે એ વાત આ દેશના લોકો સહજમાં સમજી પણ નહિ શકે.

આપણા દેશમાં આપણી માતૃભાષામાં વધારેમા વધારે ૨૦–૨૫ માસિકપત્રો નીકળે છે, તેમા કોઇનાં ઘરાક ૨૦૦ તો કોઇના ૫૦૦! વર્તમાનપત્રો વાંચનારની સખ્યા પાંચ દશ હજાર કે તેથી કાંઇક વધારે હશે, પરતુ યૂરોપ। દરેક દેશમાં સેકડો નહિ પણ હજારો વર્તમાનપત્રો નીકળે છે, અને એક એક પત્રના ગ્રાહકોની સખ્યા હજારો અને લાખોની તથા વાંચનારની સંખ્યા તો કરોડોની હોય છે આ ઉપરાંત દરેક શહેર અને ગામડાઓમાં કેટલી કેટલી સભાઓ હોય છે. ગામે ગામ ભાષણો થયા કરે છે. જેને જે કહેવાનુ હોય તે આસપાસના માણસોને એકઠા કરી વગર સકોચે તેમને સમજાવે છે. એ હકીકત સેકડો પત્રોમા છપાય છે, સેકડો જૂદા જૂદા ગામો અને નગરોમાં ફેલાય છે ને વિચારાય છે. લાખો માણસો એ વાત વાંચી શિક્ષા મેળવે છે એક એક ભોજન (ખાણા) ના નિમત્રણમાં સ્વાદિષ્ટ ભોજન જમતે જમતે પણ યૂરોપના લોકો જે શિક્ષણ મેળવે છે તે શિક્ષાનો લેશ પણ આપણને મળતો નથી આપણા દેશમાં જે વર્તમાનપત્રો છે તેની દુર્દશાની વાત તો પહેલાંજ કહેવાઈ ચૂકી છે હવે બાકી રહી આપણી સભાઓ;

પણ એ સભાઓ તો લોકશિક્ષાના માર્ગપર દૃષ્ટિપાત પણ કરતી નથી આપણી મહાન ગણાતી સભાઓમાં પણ જોશો તો બધાં ભાષણો પરભાષામાં! માતૃભાષામાં તો નહિજ! આથી તે બહુજ ઓછા લોકો સાંભળે છે, બહુજ ઓછા લોકો વાંચે છે અને બહુજ ઓછા લોકો સમજે છે વળી ઘણા ભાષણોનો મોટો ભાગ સારરહિત હોવાથી પણ એથી ઘણીજ ઓછી શિક્ષા બીજાઓને મળે છે.

આ સમયે આપણી આ સ્થિતિ છે, પરતુ આગળથીજ આપણામા લોકશિક્ષાનો અભાવ હતો એમ તો કહી શકાશે નહિ જો લોકશિક્ષાના ઉપાયોનો અભાવ હોત તો આખા ભારતવર્ષમાં શાક્યસિહ બાદ્ધધર્મની શિક્ષા શી રીતે ફેલાવી શકત? તેનો વિચાર કરી જુઓ. બૌદ્ધધર્મના કૂટ (કઠણ) તર્કો જે સમજવામાં અમારા અત્યારના દર્શનવેત્તાઓનો માથાનો પરસેવો પગે ઉતરે છે, ને જે તર્કો સમજવાને પડિત મેક્ષમૂલર પણ શક્તિમાન નથી, જેનુ પ્રમાણ જોવુ હોય તો કલકત્તા-રિવ્યુ મોજુદ છે, તે કઠણ તર્કો, નિર્વાણવાદ અને અહિસાપ્રધાન દુર્બોધ બૌદ્ધધર્મ શાક્યસિહ ને તેના શિષ્યો આખા ભારતવર્ષમા શી રીતે સમજાવી શકત? ભારતવર્ષના ગૃહસ્થ, ત્યાગી, પડિત, મૂર્ખ વિષયી, ઉદાસીન, બ્રાહ્મણ અને શદ્ર તમામને શી રીતે સમજાવી શકત? શુ લોક શિક્ષાના ઉપાયોનો તે સમયે અભાવ હતો? વળી એવા ઉડા મૂળવાળા દિગ્વ્યાપી બૌધધર્મનો લોપ કરીને શકરાચાર્યે વૈદિક મત ફેલાવ્યો તે સમયે પણ શુ લોકશિક્ષાના ઉપાયોનો અભાવ હતો? વળી થોડા સૈકાની વાત કરીએ તો બગાળાના ચૈતન્યદેવે ઓઢીઆને ઘેરઘેર વૈષ્ણુવ ધર્મની દીક્ષા આપી હતી, તેમ હોવાથી એમ તો કેમ કહી શકાય કે એ સમયમા લોકશિક્ષાના કોઇ પ્રકારના ઉપાયો નહોતા?

આપણા દેશમા લોકશિક્ષાનો એક સુદર ઉપાય છે, ને તે કથા વાંચવાની પ્રથા છે જો કે આજકાલ એ પ્રથાનો પ્રચાર તદ્દન નાશ તો પામ્યો નથી પણ તે દિનપ્રતિદિન ઘસાતો જાય છે પહેલા ગામે ગામે ને શહેરેશહેરમાં સ્થળે સ્થળે કથા વાચનારા વ્યાસો મસ્તકે ચદન ચર્ચી, ગળામા સુગધી પુષ્પોની માળા ધારણ કરી વ્યાઘ્રાસનપર બેસી સીતાના સતીત્વની, અર્જુનના વીરધર્મની, લક્ષ્મણના બન્ધુપ્રેમની, ભીષ્મના ઇદ્રિયજયની, રાક્ષસીના પ્રેમપ્રવાહની, દધીચિના આત્મસમર્પણની ને હરિશ્ચન્દ્રની કઠોર પરીક્ષાની મધુર રાગે સુદર વ્યાખ્યા કરતા, ને સામે બેસીને ખેડુતો, મજુરો, સ્ત્રીઓ ને નીચ જાતિના લોકો પણ સહેલાઇથી સચ્છિક્ષા પામી સમજતા કે "ધર્મ નિત્ય છે, ધર્મ દેવ છે, પોતાનોજ સ્વાર્થ જોવો તે ન ઇચ્છવાયોગ્ય છે, આ જીવન પરમાર્થમાટે મળેલુ છે, ઈશ્વર છે, તે જગતની સૃષ્ટિ, સ્થિતિ ને સહાર કરનાર છે તે આપણાં પાપપુણ્ય જાણે છે, પાપ માટે દડ આપે છે ને પુણ્ય માટે યોગ્ય લાભ આપે છે, અહિસા પરમધર્મ છે, લોકહિત એ પરમ સત્કાર્ય છે" આવી આવી શિક્ષા દેનારા કથાકારો હવે ક્યાં છે? જો કોઈ થોડાઘણા દેખાય છે તે પણ પોતાનુ કામ છોડી દેવા ચાહે છે કે છોડી દે છે તેનુ કારણ શુ? એ દોષ આજકાલના

નવા અંગ્રેજી ભણનારાની અરુચિનો છે તેઓ કથા વાચનારને ધૂર્ત ને હરામખોર કહેતાં પણ અચકાતા નથી. તેઓ પ્રાચીન ઇતિહાસ પુરાણોની બધી વાતોને ગપ્પાં માની તેનાપર અશ્રદ્ધા પ્રકટ કરે છે "દક્ષયજ્ઞમાં શંકરને માટે પાર્વતીએ આત્મસમર્પણ કર્યું એ વાતમાં શો માલ ? " ચાલ ભાઇ એમ કહી ખસી નીકળે છે તેઓ વીસ્કી પીએ ને વારાંગનાના મુખની "ભોલા સિપહીયા મે તો સાથ ચલુંગી રે, મેરા ભોલા૦ " એ ચીજ સાંભળવામાં લાભ અને ઉપર જણાવ્યા જેવી લોકશિક્ષા ફેલાવનારી કથામાં હાનિ સમજે છે ! આ અર્ધદગ્ધ યુવાનો સ્વધર્મ-ભ્રષ્ટ, દુરાચારી ને દુરાગ્રહી થવાથી તેમના દોષને લીધે આ કથાની અતિ ઉપકારક પ્રથા ઉઠી જવાને ઝાઝો વિલંબ નથી અંગ્રેજી શિક્ષાના પ્રભાવે ભારતવર્ષમા ક્રમથી ચાલ્યો આવતો લોકશિક્ષાનો આટલો ઉપાય પણ લોપ થવાનો સંપૂર્ણ ભય લાગે છે.

અંગ્રેજી શિક્ષાને હું એટલા માટે દૂષિત ગણું છું કે આ લખેલા દોષ ઉપરાંત તેમાં એક બીજો પણ મહાન દોષ છે, ને તે એ કે શિક્ષિત અને અશિક્ષિત વચ્ચે સહાનુભૂતિ–સમાનભાવ કે સમાન લાગણી રહેતી–નથી હાલતાં ચાલતા અંગ્રેજી-માંજ વાતચિત કરવાની ટેવવાળા શિક્ષિત યુવકો અશિક્ષિતનાં હૃદયો શી રીતે જાણે ? આ શિક્ષિતો તો અશિક્ષિતોના તરફ દૃષ્ટિપાત પણ કરતા નથી. રાંક કણબી શી રીતે ખેતી કરી પોતાના દિવસ નિર્ગમન કરે છે ? શ્યામા મજુરની શી દશા છે ? તેને શું દુ ખ ને શી મુશ્કેલી છે ! તેના પ્રતિ અમારા નવશિક્ષિત યુવકોનું જરા પણ ધ્યાન નથી અમારા યુવકો એમ માને છે કે અમારે એની મહેનતના ફળનું જ પ્રયોજન છે ! એનું ગમે તે થાઓ, તેનું અમને શું પ્રયોજન છે ? આવા યુવકોનાં લાંબા પહોળા ભાષણો સાંભળીને કદિ વિલાયતના મોટા મોટા અંગ્રેજો મુગ્ધ થાય કે પ્રસન્ન થાય તોપણ તેથી કશું ફળ નથી એ શિક્ષિતોના મનની વાત અંગ્રેજી ભાષામા બોલાએલી હોવાથી–આપણા દેશના ખેડુત કે મજુર સમજી શકે તેમ નથી–નકામી છે. તેને યશ મળ્યો, વાહવાહ બોલાઇ પણ તેથી શું ? અંગ્રેજો મુગ્ધ થયા કે ચકિત થયા પણ તેથી લાભ શો ? જ્યાં લગી પોતાને કહેવાનું દેશી ભાષામાં કહીને સ્વદેશી ગરીબ બંધુઓને સમજાવી " લોકમત " ન કેળવ્યો ત્યાં લગી તેનો કશો ફાયદો નથી. આપણા દેશમાં જે કરોડો અશિક્ષિત લોકો છે તેમના મૂગા રોદનધ્વનિથી આકાશ ચીરાઇ જાય છે, પણ તે બિચારાં શું કરે ? તેમને શિક્ષા મળી નથી પોતાનો ભાવ પ્રકટ કરવા માટે તેમની પાસે ભાષા નથી–ભાષાજ્ઞાન નથી અમારા સુશિક્ષિત નવયુવકો તેની સાથે હળતામળતા નથી અને દેશી ભાષામા પોતાને કહેવાનું છે તે તેને કહીને સમજાવતા નથી !

સુશિક્ષિત લોકો જે જે સમજે છે, તે જો તેઓ અશિક્ષિતોને એકઠા કરીને પોતાની માતૃભાષામા થોડે થોડે સમજાવે તો એ અશિક્ષિતો પણ સહજમાં સમ-

જતા થાય લોકશિક્ષાનો આ પણ એક સારો ઉપાય છે. આ વાત ભારતવર્ષ સર્વ સ્થળે ફેલાવવાની જરૂર છે, ને તે માટે સુશિક્ષિતોએ અશિક્ષિત સાથે હળ મળવુ અને સહાનુભૂતિનો ભાવ વધારવો એ જરૂરનુ છે

# सुशिक्षित देशीओ अने देशी भाषा

જે લોકો દેશી ભાષાના ગ્રંથો અથવા દૈનિક, સાપ્તાહિક કે માસિક વગેરે પ્ર કરે છે તેમનુ દુર્ભાગ્ય કહેવુ જોઇએ તેઓ ભલે ગમે તેટલો યત્ન કરે તોપ દેશનો શિક્ષિતવર્ગ તે વાચવા વિલોકવાથી વિમુખજ રહેલો છે અંગ્રેજી લખી વા જાણનાર શિક્ષિત લોકોએ પૂરી ખાત્રીથી નિશ્ચય કરેલો છે કે તેમને વાચવાલા કોઇ પણ લખાણ માતૃભાષામાં લખાતુ જ નથી તેમની માન્યતા પ્રમાણે મા ભાષાના તમામ લેખકો વિદ્યાહીન, બુદ્ધિહીન તેમજ લેખનચાતુરીથી શૂન્ય છે! અથ તો અંગ્રેજી ગ્રથોના અનુવાદ કરવાવાળાજ છે તેમને ખાત્રી છે કે જે કાઇ મા ભાષામા લખાય છે, તે કા તો કચરો અથવા તો કોઇ અગ્રેજી ગ્રથની છાયારૂપ હે છે, માટે જે અગ્રેજીમાં છે તેને માતૃભાષામા વાંચી પોતાનુ પોઝીશન ખોવુ શામાટે પોતાનુ અપમાન કરાવવુ શામાટે? અમે સહજે કાળી ચામડીએ વીટાયાના અ રાધમાં તો આવ્યા છીએ, એ ચામડાને ધોળુ કરવાનો યત્ન તો કરીએજ છી તેમ છતાં વળી તેનો અનુવાદ વાંચીને એક દોષનો વધારો કર્યા કરીએ?

અગ્રેજીના ઉપાસકોની આ સ્થિતિ છે બીજી બાજુ સસ્કૃત જાણનારા પડિત ભિમાની લોકોમા દેશી ભાષાપર જે શ્રદ્ધા છે (!) તેના સબધમા તો વધારે લ વાની જરૂરજ નથી

**વેપારના કે એવાજ વ્યવસાયમા રહેનારા લોકોને માટે તો બધી ભાષાઓ સરખીજ છે, કેમકે એમને તો કોઈ ભાષાનુ પુસ્તક વાંચવાનો અવકાશ નથી.** વિદ્યાર્થીઓ સ્કૂલનાં પુસ્તકો વાંચવામાંથી નવરા નથી આમ હોવાથી દે ભાષાના ગ્રથો કે અન્ય પત્રો વાચનારો વર્ગ જોઇશુ તો ટ્રેનિગ કોલેજના વિદ્યાર્થીઓ પ્રાથમિક શાળાના શિક્ષકો, કામકાજ વગરના કોઇ રસિક કહેવરાવતા પુરુષો કે નોક ચાકરવાળી ભણેલી કોઇ ગૃહસ્થના ઘરની નવરી સ્ત્રીઓ જણાશે ક્વચિત્ ક્વચિ થોડા શુભ વિચારના શિક્ષિત વિદ્વાનો પ્રકટ થયેલા દેશી ભાષાના ગ્રથની અનુક્રમણિ કે વિજ્ઞાપન વાચી લે છે, ને તેટલા ઉપરથીજ પોતાને વિદ્યાભિલાષીને નામે ઓ ખાવતા પણ જોવામા આવે છે ખરા.

ગ્રથો કે પત્રો વાચવા વિચારવાની વાત રહેવા દઇએ, પરતુ આ સમય અગ્રેજી ભણેલા યુવકો તો દેશી ભાષામા કશુ કામજ કરતા નથી. એઓ વિ

વિષેના વિચારો પણ અંગ્રેજીમાંજ કરે છે, સર્વ સાધારણ કાર્ય, મીટીંગ, લેક્ચર, એડ્રેસ, પ્રોસિડિંગ વગેરે તમામ કામ અંગ્રેજીમાંજ કરે છે જો બે જણ અંગ્રેજી જાણનારા ભેગા થાય તો વાતચીત પણ અંગ્રેજીમાંજ ચલાવે છે. જો બંગાળી ભાષા પર રહેમ આવે તો તેમાં પણ ચૌદ આના કે બાર આના અંગ્રેજી અને બેચાર આનાજ દેશીભાષામાં બોલે છે, ને એટલુ પણ વાતચિતમાંજ, બાકી કાગળપત્ર તો અંગ્રેજીમાંજ ! અમે અત્યાર સુધીમાં ક્યાંય જોયુ નથી કે કોઇ પણ અંગ્રેજી જાણ-નારા બે જણાઓએ પરસ્પર માતૃભાષામાં ચિઠ્ઠીપત્રી લખી હોય ! અમને તો એવો પણ ભય લાગે છે કે વખતે ગાયત્રીના મંત્રો પણ અંગ્રેજીમાંજ અનુવાદિત કરીને તેઓ પઢી જશે (!)

આમાં નવાઇની કશી વાત નથી. પહેલુ તો અંગ્રેજી રાજભાષા છે, વળી ધન કમાવાની ભાષા છે, બીજુ એમાં અનેક વિદ્યાઓના ગ્રંથો હોવાથી જ્ઞાન પ્રાપ્ત કરવાનુ પણ એ દ્વાર છે, એટલે દેશીઓએ બાલ્યકાળથી તેનુંજ સેવન કરીને તેનેજ માતૃ-ભાષાને સ્થાને મૂકી છે ! વળી વિશેષે કરીને અંગ્રેજીનો આટલો બધો પ્રચાર થવાનું કારણ એજ છે કે આપણે જે કહેવાનું છે તે અંગ્રેજીમા કહ્યા વિના અંગ્રેજો સમજી શકતા નથી, અને અંગ્રેજો ન સમજે તો માન મળતુ નથી અને જો અંગ્રેજોથી માન ન મળ્યુ તો બીજા લોકોથી માન મળ્યુ કે ન મળ્યુ તે સરખુજ (!)

અમે અંગ્રેજી ભાષાના કે અંગ્રેજોના દ્રોહી નથી અમારી એ દૃઢ માન્યતા છે કે અમારા દેશપર અંગ્રેજોએ જે અપાર ઉપકારો કર્યા છે તેમા અંગ્રેજી ભાષાનો પ્રચાર એ સૌથી મહાન ઉપકાર છે અનંત રત્નોની માતા અંગ્રેજી ભાષાનું જેટલુ સેવન થાય તેટલુ સારૂં છે અમારી એ પણ સંમતિ છે કે સમાજના હિતને માટે રાજભાષામાં નિપુણ થવાની જરૂર છે વળી આપણે અનેક બાબતો રાજનેતાઓને સમજાવવી પડશે અને તે વાસ્તે એ વાતો અંગ્રેજીમા કહેવી પડશે. તેમ એવી પણ ઘણી હકીકતો છે કે જે કેવળ એકાદ પ્રાન્તને માટેજ નહિ પણ આખા હિંદને માટે બોલવી પડશે. એ વાતો અંગ્રેજીમાં કહ્યા વિના આખુ હિંદ સમજશે નહિ, ને જ્યાંસુધી આખુ હિંદ સમજશે નહિ ત્યાંસુધી વિવિધ જાતિઓના વિચાર અને ઉદ્યોગ એક પ્રકારના થશે નહિ, ને ભારતવર્ષની ઉન્નતિ થશે નહિ. એ મત, સલાહ ને ઉદ્યોગની એકતા કેવળ અંગ્રેજી ભાષાદ્વારાજ થશે, કેમકે આ વખતે આપણી સંસ્કૃતભાષા તો મોટે ભાગે લુપ્ત થયેલી છે એટલે બંગાળીઓ, પંજાબીઓ, ગુજરાતીઓ, દક્ષિણીઓ ને મદ્રાસીઓ વગેરેની સાધારણ ભાષા તરીકે અંગ્રેજી ભા-ષામાંથીજ કામ લેવાનુ છે એ ભાષાસૂત્રથી ભારતની ગાઢ મજબૂત થઇ શકે તેમ છે, એટલે જરૂર પડતો અંગ્રેજી ભાષાનો વ્યવહાર થાય એ ઠીક છે, પણ એકદમ અંગ્રેજ બની જવાથી પણ કામ નહિ ચાલે ! ભારતીઓ કદિ પણ અંગ્રેજ થઇ શકશે નહિ જો કે ભારતીઓ કરતા અંગ્રેજોમા ઘણા ગુણો છે તેમ તેઓ કરતા

અગ્રેજો સુખી પણ છે, પરંતુ જો એટલા વિચાર ઉપરથી તેત્રીસ કરોડ ભારતીઓ એકદમ તેત્રીસ કરોડ અગ્રેજ બની જઈ શકે તેમ હોય તો કોઇ ના પણ પાડતુ નથી, પણ એવું થઈ શકવાનો સભવજ નથી હિંદવાસીઓ કે બગાળીઓ ભલે ચાહે તેટલુ અગ્રેજી જાણે, અગ્રેજીમાંજ લખે ને અગ્રેજીમાંજ બોલે, પરંતુ સિંહનુ ચામડુ ઓઢનાર શિયાળ તે શિયાળજ રહેનાર છે. એ શિયાળવુ જ્યારે પણ અવાજ કરશે ત્યારે તેનું મૂળ રૂપ ઢાંકયુ રહેવાનું નથી પાંચસાત હજાર નકલી સાહેબો સિવાય બાકીના ત્રણ કરોડ બગાળી માણસો કદિ અગ્રેજ બની શકવાના નથી. ગિલ્ટ ચડાવી બીજી ધાતુ દેખાડયા કરતાં મૂળ પિત્તળજ સારૂં છે પત્થરની બનાવેલી કૃત્રિમ સ્ત્રીની પ્રતિમા કરતાં ઘરકામની બાબતમા કાળી, કદરૂપી કે જગલી સ્ત્રી પણ સારી છે. તેજ પ્રમાણે નકલી સાહેબ બનવા કરતાં મૂળ દેશીરૂપે રહેવુ એજ વધારે સારૂં છે અગ્રેજીમાજ લખવાનો ને વાંચવાનો રિવાજ ધારણ કરવાથી શુદ્ધ અગ્રેજ પણ થવાશે નહિ તેમ શુદ્ધ દેશી પણ રહી શકાશે નહિ, માટે જ્યાંલગી સુશિક્ષિત જ્ઞાનસપન્ન બગાળીઓ તેમજ બીજા પ્રાન્તવાળાઓ પણ પોતપોતાની ભાષામા પોતાના વિચાર પ્રકટ નહિ કરે ત્યા લગી દેશની ઉન્નતિ થઇ શકશે નહિ

અમને નવાઇ લાગે છે કે ભારતવાસીઓ આ વાતોને સમજતા કેમ નથી ? એક વાત તેઓ અગ્રેજીમાં લખે તેથી કેટલા દેશીઓ તે સમજશે ? અને જો એજ વાત તેઓ દેશી ભાષામાં લખે તેથી કેટલા દેશીઓ તે સમજશે ? જો કોઇ એમ કહેતુ હોય કે સુશિક્ષિતોની વાતો સમજવી તે સુશિક્ષિતોને માટેજ જરૂરનુ છે તો એ સમજવુ ભૂલભરેલુ છે **તમામ દેશવાસીઓની ઉન્નતિ થયા વિના દેશનો ઉદય થવાનો નથી.** તે સાથે એટલુ પણ નક્કી સમજી રાખવુ કે દેશના તમામ લોકો અગ્રેજી સમજતા પણ નથી ને સમજી પણ શકશે નહિ આથી એ વાત નિ-ર્વિવાદ છે કે જે વાત દેશી ભાષામા કહેવાતી નથી તે વાત કરોડો દેશવાસીઓ કદિ પણ સાંભળી કે સમજી શકવાના નથી અને જે વાત દેશના તમામ લોકો સાંભળતા કે સમજતા નથી તેથી સમાજની ઉન્નતિ પણ થઇ શકતી નથી

એક વાત એવી પણ કહેવામાં આવે છે કે કેવળ ઉચી પક્તિના લોકોનેજ સુશિક્ષિત થવાની જરૂર છે. નીચેની પક્તિના લોકોને સુશિક્ષિત કરવાની જરૂર નથી તેઓ તો ઉચ્ચ પક્તિના લોકોના સહવાસમાત્રથીજ વિદ્યાવાન બની જશે. જેમ કોઇ શોષક પદાર્થના ઉપરના ભાગમાં પાણી ભરવાથી નીચે લગીનો ભાગ પણ ભીજાઈ જાય છે, તેમ ભારતવાસીઓરૂપી શોષક પદાર્થના ઉપલા ભાગરૂપ તેમાના ઉચ્ચ પક્તિના લોકોમાં વિદ્યારૂપી જળ ભરાશે તો પછી નીચે લગી—નીચેની પક્તિના લોકો લગી તે વિદ્યા પ્રસરી જશે જળનુ દૃષ્ટાંત આપવાથી નિ સદેહ આ વાત સરસ લાગે છે, ને અંગ્રેજી સાથે આવો જળયોગ થયા વિના અમારા દેશની આટલી ઉન-તિની આશા પણ કદિ કરી શકાતી નહોતી. જળ પણ ઘણુ છે, ને તેને શોષનારા

પણ ઘણા છે. આજ લગી શુષ્ક બ્રાહ્મણ પંડિતો દેશને ઉજ્જડ કરતા હતા; પણ હવે નવા શિક્ષિત લોકો જળયોગ કરીને દેશનો ઉદ્ધાર કરશે (!) કેમકે તેમનામાં છિદ્રો-પોલ હોવાથી નીચી પંક્તિના લોકો લગી જળ પહોંચાડી શકશે (!)

પરંતુ અમને એવી આશા નથી કે આ જળમયી વિદ્યા આ પ્રમાણે કરી શકશે. વિદ્યા એ પાણી કે દૂધ નથી કે ઉપર નાખવાથી નીચે લગી અસર કરે. કેવળ એટલું કહી શકાય કે કોઇ જાતનો એક ભાગ લખી વાચી શિક્ષિત થયો હોય તો તેના સહવાસે બીજા ભાગની પણ શોભા વધે, પરંતુ જો જાતિના બંને ભાગની ભાષામાં એવો તફાવત હોય કે વિદ્વાનની ભાષાને મૂર્ખ ન સમજી શકે, તો સહવાસનું ફળ શી રીતે થઈ શકે?

મોટી વાત તો એ છે કે આ સમયે આપણા લોકોમા ઉચ્ચ પંક્તિના ને હલકી પંક્તિના લોકોની અંદર પરસ્પર જરા પણ સહૃદયતા નથી. ઉચ્ચ શ્રેણીના સુશિક્ષિતો મૂર્ખ દરિદ્ર લોકોના દુઃખે લેશ પણ દુઃખી થતા નથી. મૂર્ખ દરિદ્ર લોકો ધનવાળા કે સુશિક્ષિત લોકોના સુખે જરા પણ સુખી નથી એમ પરસ્પર સહૃદયતાનો અભાવજ દેશોન્નતિમાં મહાન અડચણરૂપ છે એ સહૃદયતાને અભાવે બંને પંક્તિઓ વચ્ચે દિનપ્રતિદિન નોખાપણું વધતુ જાય છે જ્યાં આવુ નોખાપણુ વધતું હોય ત્યાં સહવાસનુ ફળ શુ થાય? જે અલગ છે તેનો વળી સહવાસ કેવો? જો શક્તિવાળા માણસો અશક્ત માણસોને દુઃખે દુઃખી ને સુખે સુખી નજ થાય તો પછી તેમને ચાહશે પણ કોણ? જો સર્વ પ્રકારે તમામ લોકોનો ઉદ્ધાર નજ થયો તો પછી શક્તિવાળા લોકોની ઉન્નતિ ક્યાં થઇ? કોઇ દેશમાં કદિ એવુ તો બનતું નથી કે નીચી પંક્તિના લોકો સદા એજ દશામા પડયા રહેવા છતાં ઉચ્ચ પંક્તિના લોકોની નિરંતર ઉન્નતિ થયા કરે, જે જે સમાજોની વધારે ઉન્નતિ થઇ છે તે તે સમાજોમા બંને પંક્તિના લોકો સમાન સ્થિતિના, હળતા મળતા થયેલા ને પરસ્પર સહૃદયતાવાળા થયેલા જોયા છે. જ્યા લગી એવુ થયુ નથી ને બંનેમા અંતર રહ્યાં કર્યું છે ત્યાં લગી કોઇ દેશની ઉન્નતિ થઇ શકી નથી. કોઇ પણ દેશમાં ઉંચી અને નીચી બંને પંક્તિના લોકોમાં એકતા થાય છે ત્યારેજ તેના ઉદયના ગણેશ બેઠા છે, એમ સમજવું. રોમ, એથેન્સ, ઈંગ્લાંડ, અમેરિકા વગેરે દેશો એનાં ઉદાહરણ છે એ દેશોના ઇતિહાસને સૌ સારી રીતે જાણે છે. એથી ઉલટુ જોવુ હોય તો જ્યાં સમાજની અંદર ભિન્ન ભિન્ન જાતિઓ ભેદભાવે રહેલી છે તેનાં અનિષ્ટો તપાસો એનાં ઉદાહરણો સ્પાર્ટા, મિસર, ભારતવર્ષ વગેરે છે. એથેન્સ ને સ્પાર્ટા બંને પ્રતિસ્પર્ધી નગરો હતાં. એથેન્સમાં સૌ સમાન હતા. સ્પાર્ટામા એક જાતિ ધણીરણી ને બીજી જાતિ દાસ હતી. એથેન્સમાંથી પૃથ્વીની સુધારણાની શરૂઆત થઇ. જે વિદ્યાના પ્રભાવે હાલના યૂરોપનુ આટલુ ગૌરવ છે તેનું જન્મસ્થાન એથેન્સ છે અને સ્પાર્ટા પરસ્પર કલહને લીધે નાશ પામી ગયું. મિસ-

રમા સાધારણ પ્રજાસમૂહની સાથેના ધર્મમાર્ગોના જૂદાપણાને લીધે ઉન્નતિનું ગળું અકાળેજ દબાઈ ગયું ! પ્રાચીન ભારતવર્ષમાં પણ વર્ણવ્યવસ્થાનો ખરો આશય ભૂલાઈ જઈને વૃથા ભેદ હલકા સ્વાર્થ અને મિથ્યાભિમાન ઘુસી જઈને ઉચ્ચ વર્ણ તથા નીચ વર્ણ વચ્ચે એટલો મહાન ભેદ પડી ગયો કે જેવો ભેદ કોઈ પણ દેશમાં પડયો નહિ હોય, આના સ્વાભાવિક ફળરૂપ તેવું અનિષ્ટ પણ કોઈ દેશમાં થયું નહિ હોય ! આ સ્થળે એ અનિષ્ટનું વિશેષ વર્ણન કરવાની જરૂર નથી આ સમયે વળી દુર્ભાગ્યને યોગે શિક્ષિત અશિક્ષિત વચ્ચેનો નવો ભેદભાવ ઉમેરાયો છે, ને ધનિક તથા નિર્ધન વચ્ચેનો ભેદ પણ વધતોજ જાય છે !

સુશિક્ષિત દેશીઓના હૃદયનો ભાવ સાધારણ રીતે જ્યાંલગી દેશી ભાષામાં પ્રગટ ન થાય, ત્યાંલગી સામાન્ય પ્રજાવર્ગ તેને કદિ પણ સમજી કે જાણી શકે નહિ, ને તેથી તેઓ એકબીજાના સહવાસમાં આવી શકયા પણ ગણાય નહિ ને આવી શકે પણ નહિ, અને તેથી એકતા પણ થાય નહિ વાંચનાર તથા સાંભળનાર તરફ લખનાર તથા ભાષણ કરનારની સ્વાભાવિક રીતે સહૃદયતા ઉભરાય છે લખવા તથા બોલવામા એ ગુણ એની મેળે આવી જાય છે જ્યા લેખક તથા વક્તાને નક્કીપણે જણાય કે તેની પોતાની જાતના લોકો વાચનાર કે સાંભળનાર નથી ત્યા તરતજ તેનામાં સહૃદયતાનો અભાવ આવી જાય છે

સુશિક્ષિત ભારતવાસીઓએ દેશી ભાષાઓમાંજ લેખન વાચન કરવાનાં જે જે કારણો છે તે અમે વિસ્તારપૂર્વક લખ્યાં છે હાલમા દેશી ભાષામા સારા ગ્રંથો ન લખાવાનુ જે એક મહા વિઘ્ન છે તે હવે અમે જણાવીએ છીએ કે સુશિક્ષિત લોકો દેશી ભાષાના પુસ્તકો વાંચતા નથી તેથી વિદ્વાનો દેશી ભાષામા લખતા પણ નથી.

# रामधन पोद

બંગાળાના સાહિત્યમા સર્વત્ર એકજ પ્રકારનુ રોદન સંભળાય છે કે " બંગાળીઓના બાહુમાં બળ નથી " આ નવા ઉદયના સમયમા બંગાળીઓના મુખમાંથી એજ સંભળાય છે કે " બંગાળીઓના બાહુમાં બળ નથી " આ પ્રમાણે બંગાળીઓનાં બધાં દુઃખોનુ મૂળ " બાહુમાં બળ નથી. " એ છે. ×

પરંતુ આનુ કારણ શોધવામા આવે કે બંગાળીઓના બાહુમાં બળ કેમ નથી ?

× આ લેખ બંગાળીઓ વિષેનો હોવા છતા ગુજરાતીઓ અને સામાન્ય રીતે સમસ્ત ભારતવાસીઓમાટે પણ તે તેટલોજ અથવા બહુ અંશે લાગુ પડે તેવો હોવાથી આ સંગ્રહમાં લેવાયો છે, હવે પછી પણ આ પ્રકારના લેખો આવે તે લેવામાં પણ એજ ઉદ્દેશ સમજવો મંત્રી.

તો એનો એજ ઉત્તર મળશે કે બંગાળીઓને પેટપૂર ખાવાનું મળતું નથી. બંગાળામાં અન્ન નથી. જેમ એક ગાયને બહુ વાછડાં થતાં તે સર્વને પેટપૂર દૂધ મળતું નથી, એ રીતે અમારી જન્મભૂમિ પણ ઘણા સંતાનોની જનેતા થવાને લીધે તેમાંથી નીપજતા અન્નથી બધાને પૂરેપૂરો આહાર મળી શકતો નથી. વળી બંગાળાના જેવી પ્રજાવૃદ્ધિ તો પૃથ્વીના કોઇ પણ દેશમાં થતી નથી આમ હોવાથી બંગાળાની પ્રજાવૃદ્ધિજ તેની પડતીનું કારણ છે પ્રજાના વધારાથી અન્નની તાણ પડે, અન્નની તાણે શરીર અપુષ્ટ રહે, શરીર ક્ષીણ થાય, જ્વર આવે અને એ સિવાય માનસિક દુર્બળતા વગેરે અનેક દોષોની ઉત્પત્તિ થાય.

ઘણા જણ એમ કહેશે કે દેશમાં અનેક ધનાઢ્યો છે, તેમને જરા પણ દુખ નથી! પરંતુ ખરૂં જોતાં તેઓ તો રંક પોદ જાતિ (બંગાલાની એક હલકી જાતિ) ના કરતાં પણ દુર્બળ છે તેઓના શરીરના ઘાટ જુઓ તો વાનરાકાર. અન્નના અભાવથી જે દોષ જન્મે છે તે કાંઈ એક પેઢીમા ઠીક અન્ન મળવાથી નિવૃત્ત થતો નથી જે પ્રજા પેઢી દરપેઢી વાનરાકાર બનતી ગઇ છે તે એક પેઢી પેટપૂર ભોજન પામતાં મનુષ્યાકાર બની શકતી નથી, માટે એવા મોટા માણસોની વાત તો જવાજ દો. એઓ હાલીચાલી કે કાંઇ કામ કરી શકતા નથી, ને ભૂખ ન લાગવાને કારણે તૈયાર ભોજન પણ ખાઇ શકતા નથી અને ખાધેલુ પચાવી શક્તા નથી. આથી બધા દેશમાં મોટા માણસનો સમૂહ તો વાનરાકારજ થયા કરે છે. તાત્પર્ય એ છે કે મહેનત કરી જીવનાર સાધારણ દરિદ્ર લોકોનું બાહુબળજ દેશનુ બાહુબળ છે.

આથી અનેક માણસો અમારાપર ગુસ્સે થઈ કહેશે કે તમારી આ વસમી માન્યતા રહેવા દો અમે સાભળ્યુ છે કે અહીંથી યૂરોપના દેશમાં ઘઉ અને ચોખા પુષ્કળ જાય છે. જો આ દેશમાજ ખાવા જેટલું અન્ન ન હોય તો તે પરદેશમાં જાય શી રીતે? પરતુ આ મતના લોકો એટલુ સમજતા નથી કે દેશમા જોઇએ તેટલો માલ ન હોય છતાં પણ તે પરદેશમા તો મોકલી શકાય જે વધારે પૈસા આપે તેના હાથમાં માલ જાયજ, એ નિયમ છે.

બંગાળામાં જો કોઇ ચીજ વિશેષ પાકતી હોય તો તે ચોખા છે. ચોખા વિના બીજો આહાર મેળવી શકે એવા માણસની સંખ્યા આ દેશમાં ઘણી ઓછી છે. બંગાળાના લોકોનો મોટો ભાગ વરસ અનુકૂળ હોય તો પેટપૂર ભાત તો મેળવી શકે છેજ, પરતુ પેટપૂર ભાત ખાવાથી આહારની પૂરણી થઇ શકતી નથી. એકલો ભાત ખાવાથી જીવન નભે ખરૂ, પણ તેથી શરીરની પુષ્ટિ થતી નથી ચોખામાં બળ આપનારૂ તત્ત્વ માત્ર સેંકડે સાત ટકા છે. ચરબી કે જે મહેનતુ માણસોના શરીરની પુષ્ટિને માટે ઉપયોગી વસ્તુ છે તે તો ચોખામાં છેજ નહિ.

કેવળ ભાત ખાનારા લોકો અહીં ઓછા નથી, તેમ બધા નથી; પરંતુ બંગાળાનો મોટો ભાગ ભાત સાથે થોડી દાળ, માછલીનો ટુકડો, શાકમાં આલુ અથવા

કાચા કેળાની તરકારી એ પ્રમાણે આહાર લે છે, ને તેને સારી રીતે ભોજન કર્યું એમ સમજે છે આ ભોજનમાં પોણુસોળ આના એક પાઈ જેટલો ભાત ને બે પાઇ જેટલો અન્ય વસ્તુઓનો ભાગ હોય છે. આવા ભોજનને એક રીતે તો સૂકો રોટલો ખાવોજ કહી શકાય. બંગાલીઓનો ચૌદ આના જેટલો વર્ગ આ પ્રકારનો આહાર લે છે કોઇ પ્રકારની હરકત આવી ન પડે તો આટલાથી જીવનરક્ષા તો થાય છે, પરંતુ એથી શરીરમા રોગ બહુજ સહેલાઇથી પોતાનુ ઘર કરી શકે છે, (મેલેરિયાનો તાવ આ વાતની સાક્ષી છે) અને આવા શરીરમાં બળ રહી શકતુ નથી આ કારણથીજ બંગાલીઓમાં બાહુબળ નથી

આ બધી વાતોપર ઉંડો વિચાર કરી ઘણા લોક કહેશે કે જ્યાલગી બંગાળીઓ સાધારણ રીતે માંસાહાર કરશે નહિ, ત્યાંલગી તેમનામાં બાહુબળ આવશે નહિ અમે આ વાત કહેતા નથી માંસનુ ખાસ પ્રયોજન નથી દૂધ, ઘી, લોટ, દાળ, ચણા, શાક એજ ઉત્તમ આહાર છે એનુ દૃષ્ટાન્ત જોવુ હોય તો પશ્ચિમ હિંદુસ્તાનીઓ જુઓ. એ લોકો બળદાયક આહાર, પેટપૂર રોટલી કે રોટલા ખાવા સાથે નૈવેદ્યમા તુલસીપત્ર પેઠે થોડો ભાત ખાય છે. બંગાળીઓ પણ ભાતનુ વજન ઘટાડી રોટલા રોટલીનુ વજન વધારે લે તો તેઓ એક પેઢીમા નીરોગ થાય અને ત્રણ પેઢીની અંદર બલિષ્ઠ શરીરવાળા બને

હું આ બધી વાત રામધન પોદને સમજાવતો હતો, તેનુ આખુ કુટુંબ રોગગ્રસ્ત હતુ, તે આ સાભળી મારી પાસે હાથ જોડીને બોલ્યો. "મહાશય! તમે જે આજ્ઞા કરી તે બરાબર છે, પણ બાપા! ઘી, દૂધ, લોટ એ બધી વસ્તુઓ અમારા નશીબમાં કયાંથી? એવો વખત આવી ગયો છે કે પેટપૂર ભાતનો ખર્ચ પણ ઉઠાવવો ભારે પડે છે"

મે વિચારી જોયુ તો મને એ વાત સત્ય લાગી રામધન પોદને ત્યાં ધાન્ય ખાંડવાની જે ખાંડણી હતી તેના લાકડાપર હુ બેઠો હતો પાસે એક પાળેલો કૂતરો પડયો હતો તેથી હુ આગળ વધી શકુ તેમ ન હતુ અહી બેઠાં બેઠાં રામધન પોદના કુટુંબની હકીકત હુ જાણી શકુ તેમ હતું રામધને પોતાના એકે એક પુત્રને દેખાડીને મને કહ્યુ કે "મારે ચાર પુત્ર અને પાચ પુત્રીઓ છે જેમાંના એક પુત્રના ને ત્રણ પુત્રીઓના વિવાહ કરવા બાકી છે અમારી હલકી કોમમા છોકરાના વિવાહમાં પણ ખર્ચ થાય છે, તેમ છોકરીના વિવાહમાં પણ ખર્ચ થાય છે; પણ છોકરીને પરણાવવામાં કાંઇક થોડો ખર્ચ થાય છે. જ્યાં છોકરાને પરણાવવાનુજ ઠેકાણુ નથી ત્યા આપ દૂધ, ઘી, ને લોટની વાત કર્યા કરો છો?" મે મનમા ને મનમાં કહ્યુ કે "બેશક મારી આ વાત તો અસંગત છે" મને લાગ્યુ કે ત્યાં જમીન ઉપર સૂતેલો કૂતરો પણ મારાપર ગુસ્સે થઇ જાણે ભસવાને ઉદ્યોગ કરતો હોયની! જાણે તે કહેતો હોય કે મને કોળીઓ ભાત તો એંઠોજૂઠો મળતો નથી. ત્યા તમે

બૂટ સ્ટોકીંગ લગાવી ખાંડણીપર બેસી ઘી, દૂધ ખાવાની વાત કર્યા કરો છો ? એટલામાંજ એક રૂવાડા વિનાની બિલાડી પણ મારી તરફથી નીકળી, પોતાની પુછડી ઉંચી કરી બીજી બાજુ ચાલી ગઇ. રામધનના રસહીન ઘરમાં ઘી, દૂધ ને માખણ ખાવાની વાતો સાંભળી એ પણ જાણે મારી મશ્કરી કરી ચાલી ગઇ હોય એમ લાગ્યું

મે રામધનને કહ્યુ " તમારે ચાર પુત્ર ને પાચ પુત્રીઓ છે. ને તે ઉપરાત બે વહુઓ લાવ્યા છો ? "

રામધને હાથ જોડીને કહ્યુ " જી હા, આપના આશીર્વાદથી બે વહુઓ પણ આવી છે "

મે કહ્યુ –" એને કાંઇ બાલબચ્ચાં પણ થયા હશે ? "

રામધન –" જી હા, એક વહુને બે છોકરીઓ છે ને બીજીને એક છોકરો છે "

મે કહ્યુ –" શત્રુની આંખોમા રાઇમીઠુ પડે એટલો પરિવાર તો તમે પ્રાપ્ત કર્યો છે, પણ આ પરિવાર થયા પહેલાં પણ તમને ખાવાપીવામા મુશ્કેલી તો આવતી હશે ને હવે એ મુશ્કેલી વધી હશે નહિ વારૂ ? "

રામધન.–" જી હા ! હવે ખાવાપીવામાં મુશ્કેલી ભારે આવે છે "

મે પૂછ્યુઃ–" તો તમે આટલો બધો પરિવાર કાં વધાર્યો ? "

રામધન કાંઇક વિસ્મય પામીને બોલ્યોઃ " શુ બોલ્યા મહાશય ! પરિવાર શુ મે વધાર્યો ? વિધાતાએ વધાર્યો ! "

મે કહ્યુઃ–" બિચારા વિધાતાને નકામો દોષ ન દો. છોકરાઓના વિવાહ તમેજ કર્યા છે એટલે તમેજ બે વહુઓનો વધારો કર્યો છે, ને એ વિવાહ કરવાથીજ બે પૌત્રીનો તથા એક પૌત્રનો પણ વધારો થયો છે "

રામધન બહુજ કાયરપણાનો ભાવ ધરીને બોલ્યો " મહાશય ! આપ આ પ્રમાણે મારા પરિવારને વખોડો મા, હમણાંજ થોડા દિવસ પહેલા મારો એક મહીનાનો પૌત્ર મરી ગયો છે "

મે દુઃખ પ્રકટ કરીને કહ્યુ –" એ શાથી મુઓ રામધન ? "

રામધન કશો ઉત્તર આપતો ન હતો છતાં મે યુક્તિપ્રયુક્તિવાળા સવાલોથી જાણી લીધુ કે એની માને ધાવણુ આવતુ નહોતુ તેથી એનું મોત થયુ છે. પોષણને અભાવે તેની માતાને દૂધ આવતુ નહોતુ. વળી બીજી બાજુ રામધનની ગાય પણ મરી ગઇ હતી. દૂધ વેચાતુ લઇ પાવાની શક્તિ નહોતી, આમ પોષણને *અભાવે પેટની પીડા ઉપડી ને તેમા બાળક મરી ગયુ

ફરી મે રામધનને પૂછ્યુ —" હજુ તમે નાના છોકરાના વિવાહ કરશો ? "

રામધન બોલ્યો.—" રૂપિયાનો જોગ થશે તો એ કામ પણ કરી નાખીશ. "

* અનાહારનુ એક પરિણામ પેટની પીડા પણ છે, એ વાત ઘણા લોકો જાણતા નહિ હોય.

મે કહ્યુ —"જે બે વહુઓ આવી છે તેને તો પેટપૂર ખાવાનુ નથી, છતાં બીજા માણુસો કાં વધારો છો? વિવાહ કરશો તો વહુ આવશે, તેને ખાવાનુ આપવુ પડશે, વળી તેને પણ બેચાર બચ્ચાં કચ્ચાં થશે તેને પણ ખાવાનુ જોઇશે. હમણુાંજ પૂરૂ થતુ નથી છતાં તમે છોકરાનો વિવાહ કરશો?"

રામધન ગુસ્સે થઇ બોલ્યો —"છોકરાંના વિવાહ કોણ નથી કરતુ! જેને ખાવાનુ મળે છે તે પણ કરે છે ને જેને ખાવાનુ નથી મળતુ તે પણ કરે છે."

મે કહ્યુ —"જેને ખાવાનુ નથી મળતુ તેણે છોકરાનો વિવાહ કરવો ઠીક છે?"

રામધન બોલ્યોઃ—"આખા જગત્મા તો એમજ થાય છે"

મે કહ્યું —"આખા જગત્માં નહિ રામધન! કેવળ આપણા દેશમાંજ એવી મૂર્ખ જાતિ બીજા કોઈ દેશમાં નથી"

રામધન બોલ્યો —"જો આખા દેશના લોકો એમ કરે છે તો હુ એમ કરૂ એમાં દોષ શો?"

આવા મૂર્ખને શી રીતે સમજાવવો? મે કહ્યુ —"રામધન! આખા દેશના લોકો જો ગળામાં ફાંસો ઘાલી જીવ કાઢી નાખે તો તુ પણ એમ કરીશ?"

રામધન પોકાર કરી બોલ્યો —"આપ શુ બોલ્યા મહાશય! ગળામાં ફાંસો ઘાલવો ને છોકરાને પરણાવવો એ શુ સમાન છે?"

મને પણ જરા ક્રોધ આવી ગયો એટલે હુ બોલ્યો "સમાન છે એમ કોણ કહે છે? આવી રીતે છોકરાના વિવાહ કરવા કરતા તો ગળામાં ફાંસો નાખવો એ ઘણુ સારૂ છે પોતાના ગળામા ફાંસો ન ઘલાય તો છોકરાના ગળામા ઘાલવો"

આટલું કહી લાકડા પરથી ઉઠી હુ ચાલ્યો આવ્યો. ઘરમાં આવી ગુસ્સો દૂર થતાં હુ વિચાર કરવા લાગ્યો કે આમાં બિચારા રામધનનો વાક શો છે? બંગાળામા આવા અનેક રામધનોજ ભર્યા છે આ તો બિચારો હલકી જાતનો માણુસ છે, વળી તે વિદ્યાહીન તેમજ બુદ્ધિહીન છે, પરતુ જે લોકો વિદ્વાન અથવા તો સુશિક્ષિત હોવાનો દાવો રાખે છે તેઓ પણ રામધનથી બે ચઢતા વધી જાય તેમ છે ઘરમાં ખાવાનુ હો કે ન હો, પણ છોકરાનો વિવાહ તો પહેલો કરવો, કેવળ થોડી દાળ અને ખૂબ ભાત ખાઇ સૂકા લાકડા જેવાં શરીર થયાં હોય—તાવ ને બરોળથી હેરાન થાય—તોપણુ હલકો ખોરાક ખવરાવવા માટે, ભૂખના ભાગીદાર થવા માટે કે તાવ અને બરોળનો ફેલાવો કરવા માટે ગાંઠના રૂપીઆ ખરચી પારકી છોડી પોતાના ઘરમા લાવવીજ લાવવી! મનુષ્યજન્મમાં એને માટે એજ સુખ છે. "જે બંગાળી થઇને છોકરાનો વિવાહ ન કરી શકે તેનો તો જન્મજ વૃથા છે' આમ તેઓ સમજે છે, પણ આટલો વિચાર કરવાની તેઓ જરૂર જોતા નથી કે બિચારો છોકરો વિવાહ પછી પોતાનાં સ્ત્રીછોકરાનું

ભરણુ પોષણુ કરી શકશે કે નહિ ? નિશાળ છોડતાં પહેલાં તો તે બિચારો એક નાની સરખી છોકરાની પલટણુનો બાપ થઈ બેસે છે ! બિચારો પરણેલો યુવક ભણુવાનાં પોથા બાધી દઇ ઉમેદવારીમા વળગે છે, હાથ જોડી ગમે તેને બારણે હાય નોકરી ' હાય નોકરી ' કરતો ફરે છે એક છોકરો જો પરિપકવ ઉમરનો થઇ પોતાની કર્તવ્યની દિશા નક્કી કરી જીવનક્ષેત્રમા પ્રવેશ કરે તો તે પોતાના જીવિતને સાર્થક પણુ કરી શકે ! પરતુ કર્તવ્યની દિશા નક્કી કર્યા પહેલાંજ તે આશા તો જતી રહે છે. ઉમેદવારીની પીડાથી, ચાકરી શોધવાની ચિંતાથી ને સસારની ઉપાધિઓની જ્વાળાથી તેનુ શરીર અને મન બેબાકળા થઇ જાય છે વિવાહ થયો, છોકરાં થયા, હવે કર્તવ્યની દિશા નક્કી કરવાનો વખતજ કયાં રહ્યો ? આવે વખતે તો માત્ર એકજ રસ્તો ખુલ્લો હોય છે, ને તે રસ્તો ઉમેદવારીનોજ છે આવા માણુસોદ્વારા કશો લોકોપકાર થવાની સભાવના નથી, કેમકે સ્ત્રીપુત્રાદિનુ પોષણુ કરવામા તેને બીજો ફુરસદનો સમયજ મળતો નથી દેશહિત કરવાની તો એનામાં શક્તિજ રહેતી નથી લખવુ', ભણુવુ અને ધર્મ વિચાર સાથે પણુ એને કશો સબધ રહેતો નથી. છોકરાને છાનાં રાખવામાં અને ખવરાવવામાંજ એનો સર્વ સમય પૂરો થાય છે જે રૂપિયા એ પેટ્રિયાટિક એસોસિએશનના ચાંદમા દઇ શકત તેનાથી તેને સ્ત્રીપુત્રના ઘરેણાં કરાવવાં પડે છે આમ હોવા છતાં પણુ આ બગાળી રામધન છોકરાના વિવાહ નાનપણુમાં કરી ન શકે તો છોકરાનો સર્વનાશ અને પોતાનો પણુ સર્વનાશ થયો સમજે છે ! " છોકરો આવ્યો તો તેનો વિવાહ કરવોજ જોઇએ–હરેક માણુસનો વિવાહ તો કરવોજ જોઇએ–અને છોકરાનો નાનપણુમાં વિવાહ કરવો એજ આપણુ મુખ્ય કર્તવ્ય છે ' એવો ભયકર ભ્રમ જે દેશમા ચારે તરફ ફેલાએલો હોય તે દેશનુ કલ્યાણુ શી રીતે થઇ શકે ? જે દેશમા માબાપો છોકરાંને તરવાનુ' શીખવવા પહેલાંજ સ્ત્રીરૂપી શિલા ગળે બાંધીને તેને દુસ્તર સસાર સાગરમાં નાખી દે છે તે દેશની ઉન્નતિ શી રીતે થાય ? ×

---

× આતો ભરણુ પોષણુ વગેરે પીડાની વાત થઇ, પરતુ આવાં બાળલગ્નોથી અપકવ વયે વીર્યહાનિ થવાથી આખી ઉમ્મર માટે શરીરબળ અને મનોબળને જે ધક્કો પહોંચે છે, એટલુંજ નહિ પણુ એવા નિર્બળ માતપિતાનાં સતાનોની પરપરા પણુ નિર્બળ થતી ચાલે છે તેના નુકશાનો તો વળી એથી પણુ વિશેષ ખરાબ હોય છે.

મંત્રી.

# संगीत

સંગીત એટલે શું ? બધા જાણે છે કે સૂરવાળા શબ્દોજ સંગીત છે, પણ અહીં પ્રશ્ન એ છે કે સૂર એટલે શું ?

કોઇ પદાર્થ સાથે બીજો પદાર્થ અથડાવાથી શબ્દ ઉપજે છે, ને જે પદાર્થને આઘાત લાગે છે તેનાં રજકણોમાં કંપ કે ધ્રુજારી ઉપજે છે એ ધ્રુજારીને લીધે તેની આજુબાજુના વાતાવરણમાં પણ કંપ થાય છે દૃષ્ટાંતતરીકે જેમ એક તળાવના સ્થિર જળમાં કોઇ વસ્તુ નાખીએ તો તેના જળમાં જેમ કુંડાળાં થાય છે તેમ અહીં વાતાવરણમાં થાય છે, અને વાતાવરણની લહરીઓ ચારે તરફ ફેલાય છે એ લહરીઓ કાનમાં પેસે છે કાનમાં એક ઝીણી ચામડીનો પડદો છે તેની સાથે વાયુની એ લહરીઓ અથડાય છે, પછી તેનું પડદાની સમીપના સ્નાયુમાં રહેલા જ્ઞાનતંતુવડે મગજને ભાન થાય છે, અને એ રીતે આપણને અવાજનો અનુભવ થાય છે, એટલે કે શબ્દ સંભળાય છે

આમ વાયુનું કંપવું એજ શબ્દજ્ઞાનનું કારણ છે વિજ્ઞાનવેત્તાઓએ નક્કી કર્યું છે કે જે શબ્દે કરીને એક સેકંડમાં ૪૫૦૦૦ વાર વાયુનું કંપવું થાય ત્યાંસુધી આપણે તે અવાજ સાંભળી શકીએ છીએ, તેથી વધારે વાર વાયુકંપન થાય તો આપણે તે સાંભળી શકીએ નહિ એક બીજા વિજ્ઞાનવેત્તાએ નક્કી કર્યું છે કે દર સેકંડમાં ૧૪ થી ઓછી વાર વાયુનું કંપવું થાય તે શબ્દ પણ આપણે સાંભળી શકીએ નહિ એ વાયુના કંપ વચ્ચેનો સમાન સમય એજ સૂરનું કારણ છે વાયુના બે વખતના કંપવાની અંદર જેટલો સમય લાગ્યો તેટલોજ સમય વારંવાર લાગે તો સૂર પેદા થાય છે આ વચગાળાના સમયનું નામ માત્રા છે હવે સમજાયું હશે કે ગીતમાં જેમ તાલની સમાનતા છે તેમ અહીંઆં માત્રાની સમાનતા છે સમાન માત્રાએ કંપ થતાં સૂર પેદા થાય છે. જે અવાજમાં આવી સમાનતા નથી ત્યાં સૂર પેદા થતો નથી, જે શબ્દમાં માત્રાની સમાનતા નથી તે "બેસૂરૂ" કહેવાય છે, અર્થાત્ તે ઘોંઘાટમાત્ર છે. સૂરજ સંગીતનો સાર છે.

એ સૂરનું એકપણું કે બહુપણુંજ સંગીત છે બહારની સૃષ્ટિમાં સંગીતની શી ક્રિયા છે તે અમે અત્યારલગીમાં કહ્યું, પરંતુ સંગીતથી અંતઃસૃષ્ટિમાં—મનમાં—શી ક્રિયા થાય છે ? અને શી રીતે સુખ ઉપજે છે ? તે હવે બતાવીએ છીએ.

સંસારમાં કોઇ પણ વસ્તુ અથવા સ્થિતિ સંપૂર્ણ રીતે ઉત્તમ નથી. બધી વસ્તુઓમાં ઓછાવત્તા પ્રમાણમાં ન્યૂનતા અથવા દોષ છે, પરંતુ દોષરહિત ઉત્તમતાની આપણે આપણા મનથી કલ્પના કરી શકીએ છીએ, અને એ કાલ્પનિક મૂર્તિની સ્થાપના કરીને તેનું પ્રતિબિંબ પણ સરજી શકીએ છીએ. દાખલાતરીકે

જોઇશું તો સંસારમાં ક્યાંય પણ નિર્દોષ સુંદર મનુષ્ય મળી શકતું નથી જેટલાં મનુષ્યો જોઇએ છીએ તેમાં કોઈ ને કોઇ દોષ રહેલો હોય છેજ. આમ છતાં પણ તે તમામ દોષોનો ત્યાગ કરી આપણે માત્ર સુંદર કાંતિનેજ મનમાં રાખીને એક નિર્દોષ મૂર્તિની કલ્પના કરીએ છીએ કારીગર શિલ્પીઓ મનમાં આવી કલ્પના કરીને પત્થરની એક નિર્દોષ પ્રતિમા ઘડે છે, અને કવિઓ શબ્દચિત્રની પ્રતિમા ખડી કરે છે આ પ્રકારે ઉત્કર્ષની છેલ્લી સૃષ્ટિ તેજ કાવ્યનો ને ચિત્રનો ઉદ્દેશ છે.

જેમ બધી વસ્તુઓના ઉત્કર્ષની હદ છે તેમ શબ્દના ઉત્કર્ષની પણ હદ છે. બાળકોની વાતો કાનને મીઠી લાગે છે. યુવતીઓનો કંઠધ્વનિ મનને મુગ્ધ કરે છે. કંઠની મધુરતા એજ વક્તાની વક્તૃતાનો સાર છે વક્તાનું ભાષણ સાંભળતાં જેટલી મીઠાશ આવે છે તેટલું તે વાંચી જતાં મીઠું લાગતું નથી; કેમકે એમ વાંચી જવામાં સ્વરોચ્ચારણની મીઠાશ મળેલી હોતી નથી જે વાત સાદી રીતે કહેવામાં કશો રસ આવતો નથી તેજ વાત કોઈ રસિકના મોએ સાંભળતાં ભારે રસ પડે છે આ પ્રકારથી ક્યારેક ક્યારેક તો એક સાધારણ વાત પણ એટલો શોક, એટલો આલ્હાદ ને એટલો પ્રેમ પ્રદર્શિત કરે છે, કે એટલો તો શું પણ તેનો શતાંશ પણ લાંબાં લાંબા ભાષણો ઉપજાવી શકતાં નથી આમ શાથી થાય છે? સ્વરના ઉચ્ચારણનોજ એ પ્રભાવ છે, પરંતુ એ સ્વરના ઉચ્ચારણનો પણ ઉત્કર્ષ છે. સાધારણ સ્વરનું ઉચ્ચારણ પણ મનને ચંચલ બનાવે છે તો પછી ઉત્તમ સ્વરોચ્ચાર આલ્હાદકારક થાય એમાં નવાઈ શી ' સ્વરના ઉચ્ચારણનો સંપૂર્ણ ઉત્કર્ષ એજ સંગીત છે સ્વર એ મનોભાવનું ચિન્હ હોવાથી સંગીતદ્વારા તમામ પ્રકારના માનસિક ભાવ પ્રકાશિત થાય છે.

ભક્તિ, પ્રેમ ને આલ્હાદ દર્શાવનાર સંગીત બધા સમયમાં, બધા દેશોમાં ને બધા લોકોમાં ગવાય છે માત્ર ખલપણું દર્શાવનારૂં સંગીત જણાતું નથી જેમાં દ્વેષના ભાવો વ્યક્ત થતા હોય તેવા શબ્દો સંગીતમાં નથી રણવાદ્યમાં પણ સંગીત છે એ સત્ય છે, પરંતુ એ હિંસામાટે ઉત્તેજીત કરનારૂં અને માત્ર અંતરનો ઉત્સાહ વધારનારૂં છે કલ્પનાવડે આપણે દ્વેષ, અહંકાર ઈત્યાદિ દુષ્ટ ભાવોનું વર્ણન ગીતમાં ઉતારવાને યત્ન કરીએ છીએ, પણ તે વર્ણન કેવળ કલ્પનામાંજ રહી જાય છે. સમજાવ્યા વિના તે સમજી શકાતું નથી. આથી આવા ગીતો સ્વાભાવિક નથી જો કે શોક પ્રકટ કરવાવાળાં ગીતો છે, ને તે ગીતો અત્યંત મનોહર છે; પરંતુ શોક એ ક્રૂર અથવા આસુરી ભાવ નથી, એ તો ભક્તિ ને પ્રેમવાચક ભાવ છે.

હવે રાગ અને રાગિણીસંબંધે કાંઇક કહેવું છે જેમ તેત્રીસ દેવતામાંથી તેત્રીસ કરોડ દેવતા થયા છે, તેમ ૭ રાગ અને છત્રીસ રાગિણીમાંથી અદ્ભુત કલ્પનાને પ્રભાવે અનેક ઉપરાગ અને ઉપરાગિણીઓ તથા તેના પુત્ર અને પૌત્રોનો પરિવાર હિંદુ સંગીતમાં બિરાજમાન થયો છે એમાં એક મહાન રહસ્ય છે, ને તે એ કે

હિંદુઓની બુદ્ધિ અપાર કલ્પનાકુતૂહલથી પૂર્ણ છે ! તેઓ અર્થવાળા તમામ શબ્દોને મનુષ્યના જેવા બનાવી દે છે પ્રાકૃતિક વસ્તુઓ તથા પ્રાકૃતિક શક્તિઓને તેમણે દેવપદવી આપી દીધી છે પૃથ્વી દેવી, વાયુ પણ દેવ, ને તેજ પ્રમાણે આકાશ, ઇંદ્ર, વરુણ, અગ્નિ, સૂર્ય, ચંદ્ર, એ તમામ દેવો છે નદ અને નદીઓ પણ દેવ અને દેવીઓ છે તમામ દેવદેવીઓ મનુષ્ય પેઠે શરીરધારી છે તે તમામને સ્ત્રી, પતિ, પુત્ર અને પૌત્રો વગેરેનો પરિવાર પણ કલ્પેલો છે તર્કદ્વારા પહેલાં એમ થયું કે આ જગતને બનાવનાર કોઇ પણ છે, ને તે બ્રહ્મા છે, પણ વળી એમ પણ લાગ્યું કે ઘડો, લૂગડું વગેરેને બનાવનારો જેમ કોઈ હાથપગવાળો મનુષ્ય છે તેમ જગતના બનાવનારને પણ શરીર તથા હાથપગ હોવા જોઇએ ' વળી તે વિશેષ શક્તિમાન છે માટે તેને ચાર મોઢાં માન્યાં. વળી તેને માટે એક સ્ત્રીની પણ જરૂર લાગી, એટલે એક બ્રહ્માણી પણ માની. ઋષિઓ તેના પુત્રરૂપે થયા. હંસને તેનું વાહન પણ માન્યું, કેમકે તેના વિના તે આવજાવ શી રીતે કરી શકે ? બ્રહ્માના લોકમાં ગાડી ને પાલખીઓ તો છે નહિ ! પરંતુ કેવળ આટલેથીજ કલ્પના કરનારાઓને સંતોષ થયો નહિ મનુષ્યો જેમ કામક્રોધાદિને વશ થાય છે તેમ બ્રહ્માને પણ તેવા માન્યા, ને તેમને પણ વિષયવાસનાને વશ થઇ કન્યાની પાછળ દોડનારા ઠરાવ્યા !

જ્યા જગત્કર્તા જેવા અપ્રમેય પદાર્થને, આકાશ, નક્ષત્ર, પહાડ નદી વગેરે પ્રાકૃતિક પદાર્થને, અગ્નિ, વાયુ વગેરે પ્રાકૃતિક ક્રિયાઓને, કામાદિ માનસિક વૃત્તિઓને અને તમામને મૂર્તિવાળા માન્યા, સ્ત્રીપુત્રાદિ પરિવારવાળા માન્યાં ને મનુષ્યના જેવા સ્વભાવવાળાં માન્યા ત્યાં સ્વરસમૂહરૂપ રાગને વાસ્તે પણ એવી કલ્પના થાય તેમાં નવાઇ શી ? એ રાગોને પણ સાકાર ગૃહસ્થ માનવામાં આવ્યા રાગની સાથે રાગિણીઓની પણ કલ્પના ઉપજી વળી એક રાગને માટે એકેક રાગિણી હોય એટલુંજ બસ માન્યું નહિ. બંગાલી કુલીન બ્રાહ્મણની પેઠે એક એક રાગને છ છ રાગિણીઓ માની, સંગીતના રસિકોનો એટલેથી પણ સંતોષ થયો નહિ તેમણે તો રાગોને પૂરેપૂરા બાગુ બનાવી દીધા એક એક રાગને છ છ રાગિણીઓ અને તેના ઉપરાંત ઉપરાગિણીઓ વળગાડી ! ઉપરાગિણીઓને માટે ઉપરાગોની પણ કલ્પના કરવામાં આવી આમ રાગરાગિણી અને ઉપરાગ ઉપરાગિણી એ તમામના સુખનો ગૃહસ્થધર્મ કલ્પાયો, તેને ત્યાં પુત્રપૌત્રાદિ પણ જન્મ્યા !

પરંતુ આ કેવળ ગમ્મતનીજ વાત નથી એ ગમ્મતની અંદર વિશેષ સાર પણ સમાએલો છે. રાગરાગિણીનો આકાર કલ્પવો કેવળ વિનોદજ છે એમ નથી. શબ્દશક્તિને કોણ નથી જાણતું ? એ તો સૌ જાણે છે કે કોઇ ખાસ શબ્દ સાંભળતાં મનમાં કોઇ ખાસ ભાવની ઉત્પત્તિ થયા કરે છે, કોઈ દશ્ય વસ્તુને જોતાં પણ તે ભાવનો ઉદય થાય છે ધારો કે આપણે કાને કોઇ પુત્રશોકે રડતી માતાના

રોદનનો અવાજ પડયો. રોનારને તો આપણે જોઇ પણ નથી, આપણે તો માત્ર તેના રુદનનો ધ્વનિજ સાભળ્યો છે, અને માત્ર તેટલાથીજ આપણા હૃદયમાં શોકનો ઉદય થયો હવે ફરી આપણે જ્યારે જ્યારે એવો રોવાનો શબ્દ સાભળીશુ ત્યારે આપણને એ શોક યાદ આવશે, ને એ રીતે શોકનો ઉદય થશે

હવે ધારો કે આપણે બીજે સ્થળે એક પુત્રશોકે આતુર થયેલી માતાને બેઠેલી દીઠી. તે રોતી નથી, પરંતુ તેનો ચહેરો જોવાથી આપણને એના મનની મહાપીડાનો અનુભવ થાય છે. એ સતાપવડે મ્લાન થએલા મુખમડળનો ભાવ આપણા હૃદયમાં દૃઢપણે છવાઇ ગયો. હવે જ્યારે જ્યારે એવો મલિન શોકાર્ત ચહેરો દેખીશુ ત્યારે આપણને એ શોક યાદ આવશે ને હૃદયમાં એવા શોકનો ઉદય થશે.

આથી તે ધ્વનિ ને તે મુખમડળનો ભાવ, એ બંને આપણા મનમા શોકના ચિન્હસ્વરૂપ છે. એ ધ્વનિથી એજ શોક યાદ આવશે માનસ પ્રકૃતિના નિયમને અનુસરીને એનું એક બીજુ પણ વિચિત્ર ફળ ઉપજે છે રોદનનો ધ્વનિ ને મ્લાન મુખકાંતિ એ બંને શોકના ચિન્હો હોવાથી પરસ્પર એકબીજાનુ સ્મરણ કરાવે છે એ રોદનધ્વનિ સાભળતાંજ પેલો મ્લાન ચહેરો યાદ આવે છે, ને મ્લાન ચહેરો દેખતા પેલો રોદનધ્વનિ સાભરે છે આ રીતે બનેનુ વારવાર એકસાથે સ્મરણ થવાથી બંને એકબીજાની પ્રતિમા બને છે એ શોકસૂચક ચહેરો પેલા શોક સૂચક ધ્વનિની સાકાર પ્રતિમારૂપે જણાય છે

ધ્વનિ અને મૂર્તિનો આમ પરસ્પર સબધ હોવાથી પ્રાચીન આર્યોએ રાગરાગિણી ની સાકાર કલ્પના કરીને તેના ધ્યાનની પણ રચના કરેલી છે. એ ધ્યાનથી પ્રાચીન આર્યોની વિચિત્ર કવિત્વશક્તિ તથા કલ્પનાશક્તિનો આપણને પરિચય થાય છે. જેમ જેમ આપણે પૂર્વ પુરુષોની કીર્તિનો વધારે વધારે ઉડા ઉતરી અભ્યાસ કરીએ છીએ, તેમ તેમ તેમની મહાનુભાવતા વધારે વધારે દેખાતાં આપણે વિસ્મિત થઇએ છીએ.

એક બે દૃષ્ટાંતો આપીએ ટોડી રાગિણી તો ઘણા લોકોએ સાભળી હશે સહૃદય પુરુષો એ સાભળીને જે એક અનિર્વચનીય ભાવમા મગ્ન થાય છે તે સહેલા-ઇથી દર્શાવી શકાય તેમ નથી સાધારણરીતે જેને "આવેશ" કહીએ છીએ તે તો તેના અશનો પણ અશ છે. ધારો કે એની સાથે ભોગની અભિલાષા પણ મળેલી છે, પરંતુ એ ભોગની અભિલાષા નીચ પ્રવૃત્તિવાળી નહિ પણ ઉત્તમ પ્રવૃત્તિ-વાળી સમજવી જે ભોગ પવિત્ર અને સુખદાયક છે, જે ભોગમા બીજા માણસની જરૂર નથી, ને જે કેવળ આધ્યાત્મિક છે એ ભોગનીજ એ અભિલાષા સમજવી. એ ભોગની અભિલાષાને હદ નથી, તૃપ્તિ નથી, અટકાવ નથી તથા શાસન પણ નથી ભોગ અને ભોગસુખની અભિલાષા એકરૂપ બની ગયાં છે. હવે પ્રાચીન લોકોએ આ ટોડી રાગિણીની મૂર્તિ આ રીતે કલ્પેલી છે. ટોડી રાગિણી એ પરમ-સુદરી યુવતી છે. તે વસ્ત્રાલકારે સજેલી છે, પરંતુ વિરહિણી છે. અભિલાષા નિવૃત્ત

ન થવાને લીધે તેને વિરહિણી કલ્પેલી છે એ વિરહિણી સુંદરી વનવિહારિણી છે. તે વનમાં એકાંતમાં એકલી બેઠી છે ને મદ્યપાનથી ઉન્મત્ત જેવી દેખાય છે તે પોતાના હાથમાં રહેલી વીણા વગાડીને ગાઇ રહી છે, તેનાં વસ્ત્રાભૂષણો પોતપોતાને સ્થાનેથી ખસી ગયેલાં છે, છતાં તેનું તેને ભાન નથી વનની મૃગલીઓ તેની આગળ આવી મૌનપણે સ્થિર થઇ ઉભી છે।

આ ચિત્ર એટલું સુંદર છે કે તેનુ વર્ણન થઇ શકે નહિ, પરંતુ સુંદરતા ઉપરાંત તેમાં એક અદ્ભુત ગુણ છે. એ ચિત્ર તે ટોડી રાગિણીની યથાર્થ પ્રતિમા છે. ટોડી રાગિણી સાભળતાં મનમાં જે ભાવનો ઉદય થાય છે, તેજ ભાવ આ પ્રતિમાને જોતાં પણ ઉપજે છે

આ પ્રમાણે બીજી રાગરાગિણીનાં પણ ધ્યાન છે. મુલતાની રાગિણી દીપક રાગની સ્ત્રી છે એ ગૌરાગી સુંદરી લાલ કપડાંથી સુશોભિત બની દીપક રાગની પાસે બેઠેલી કલ્પેલી છે ભૈરવી રાગિણીને અનેક અલંકારોએ સજાવેલી છતા શ્વેત વસ્ત્રો પહેરાવેલાં છે. ઈત્યાદિ

આ બધા ધ્યાનોના સબધમા મતભેદ છે, એમા શક નથી, પણ જ્યારે વિજ્ઞાનવેત્તાઓનો વિજ્ઞાનના વિષયમાં પણ મતભેદ જોવાય છે, ત્યારે આ કાલ્પનિક વિષયમા અનેક મુનિઓના ભિન્ન ભિન્ન મતો હોય એમા કશુ આશ્ચર્ય નથી. માત્ર નેત્રો મીચી, વિચારી, મનમાંથીજ રાગરાગિણીનાં સ્વરૂપોની ને અલંકારોની સૃષ્ટિ રચવી, એમા મતભેદ થાય તો તેમાં આશ્ચર્યની વાત શી છે ? પરંતુ આટલુ તો સૌએ સ્વીકારવું પડે છે કે અમુક શબ્દોદ્વારા અમુક ભાવનો ઉદય થાય છે. તાર્કિકો કહે છે કે:–કોમલ સ્વરવડે જેમ શોક સૂચવાય છે, તેમ પ્રેમ અને ઉન્માદ પણ સૂચવાય છે. આથી સ્વરવડે એકજ ભાવની પ્રાપ્તિ શી રીતે થઇ શકે ? આનો ઉત્તર એ છે કે કયો ભાવ પ્રાપ્ત થવો તે કેવળ સસ્કારને આધીન છે આપણી સગીતવિદ્યામાં સ્વર પણ ઘણા છે ને તેના ભેદ પણ ઘણા છે, પરંતુ કેવળ શિક્ષા અને અભ્યાસથીજ તેના ભેદ સમજાય છે સાધારણ અભ્યાસનોજ દાખલો લઇએ. શરણાઇનો અવાજ સાંભળતા બાળકો પ્રેમથી નાચે છે, બપ પાઇપનો અવાજ સાભળી હાઇલેડરો શરીરો ફૂલાવે છે અને ડાકલું સાંભળતાં હલકાં નિર્બળ મનનાં માણુસો ધૂણે છે । એ તમામ અભ્યાસનુંજ ફળ છે અભ્યાસને લીધે સુશિક્ષાના ફળરૂપે ભાવસચયની અધિકતા જન્મે છે, અને તેનો બારીકીથી અનુભવ કરી શકાય છે. જે ગાયન સાંભળતા અભ્યાસરહિત મૂઢ લોકો હસે છે તેજ ગાયનથી સસ્કારી ભાવવાળા માણસને ભાવનો ઉભરો આવી રોવુ આવે છે.

આમ હોવાથી લોકની માન્યતા છે કે ' સુખનો અનુભવ કરાવનારું હોવાથી સગીત મનુષ્યોને સ્વભાવસિદ્ધ છે ' એ ધારણા ભ્રમજનક છે હા, એટલુ સાચુ કે સારો અવાજ સૌને વહાલો લાગે છે સ્વાભાવિકરીતે તાલનુ જ્ઞાન સૌને થાય છે;

પરતુ ઉચ્ચ પંક્તિના સંગીતનો અનુભવ કેળવણીવિના લઇ શકાતો નથી. જેને મહાવરો ન હોય તે જેમ ડુંગળી કે લસણ ખાવા ઇચ્છતાં નથી, તેમ અશિક્ષિત માણસ ઉચ્ચ પ્રતિનું સંગીત સાંભળવા ચહાશે નહિ. આ બને વાતો મહાવરાને આધીન છે સંસ્કારરહિત લોકો રાગરાગણીથી પરિપૂર્ણ એવું ઉસ્તાદી સંગીત સાંભળવા મહાશે નહિ, તેમજ બહુ અનુપ્રાસવાળુ યૂરોપી સંગીત પણ હિન્દુસ્તાનીઓને માટે અરણ્યરોદન બરાબર છે, પરતુ એ બને પ્રતિ અનાદરભાવ એ અસભ્યતાનુ ચિન્હ છે જેમ રાજનીતિ, ધર્મનીતિ, વિજ્ઞાન, સાહિત્ય વગેરે વિષયો જાણવા એ તમામ મનુષ્યોને ઉચિત છે, તેમ શરીરના આરોગ્યને માટે કસરત ને મનને રંજન કરવા માટે મનોમોહક સંગીતવિદ્યા શીખવી એ પણ ભલા માણસોનું કર્તવ્ય છે. અભ્યાસની બાબતોમાં સંગીત એ પ્રધાનપદ ભોગવે છે આપણા લોકો પોતાના ઘરમા પુત્ર અને પુત્રીઓને સંગીતની શિક્ષા આપવી એ ખરાબ સમજે છે, એ અસભ્યતાનું ચિન્હ છે. સ્ત્રીઓ સંગીતનિપુણ થઇ હોય તો ઘરમાં નિર્મળ આનંદની ગંગા વહેવા લાગે છે સંગીત વિદ્યાનો આનદ પ્રાપ્ત થતાં મદ્યપાનાદિ અનેક દોષોથી શોખીનો અટકે છે. આપણા દેશમા નિર્મળ આનંદના અભાવથીજ અનેક લોકો મદ્યપાનાદિ કરી ક્ષુદ્ર આનંદમા ખેચાયા છે, અને સંગીતના શોખને લીધેજ ઘણા લોકો વારાંગનાને ત્યા જઇ બગડ્યા છે, ને બગડે છે

# स्नेहनो जुलम

લોકોની માન્યતા એવી છે કે "જે કેવળ શત્રુ છે અથવા તો જેઓ અમારા તરફ સ્નેહ, દયા અને અનુકૂળ ભાવવાળા નથી તેઓ અમારાપર જુલમ કરે છે; પણ તેમને એ વાત ધ્યાનમાં નથી આવતી કે તેના કરતાં પણ વધારે જુલમ તો એક બીજી જાતના લોકો તેમનાપર કરે છે." જેઓ સ્નેહ કરનારા છે તેઓજ જુલમ કરનારા છે. સ્નેહ કરવાથી જુલમ કરવાનો અધિકાર તેમને પ્રાપ્ત થાય છે. જો હું તમારા પર સ્નેહ રાખુ છુ તો મારો મત તમારે માનવોજ પડશે, મારી વાત સાંભળવીજ પડશે ને મારો આગ્રહ કબૂલ કરવોજ પડશે પછી ભલે તેમાં તમારૂ હિત હો કે અહિત, પણ તમારે મારૂ કહ્યુ કરેજ છૂટકો. આટલુ તો સ્વીકારવુંજ પડશે કે જે સ્નેહ કરે છે તે જાણી બૂઝીને તમારા અહિતને માટે તમને આગ્રહ નહિ કરે, પણ કયુ કાર્ય હિત ઉપજાવનારૂ નિવડશે અને કયું કાર્ય અહિત ઉપજાવનારૂ થશે, એનો નિર્ણય કઠણ છે આ બાબતમા તો બે માણસોનો મત પણ એક થવો કઠણ છે, માટે આવી બાબતમા તો કાર્યનો કરનાર ને તેના ફળનો ભોગવનારજ એ વાતનો પૂર્ણ અધિકારી છે. તેણે પોતાના મતને અનુસરીને કાર્ય કરવું

ને તેનુ જે ફળ આવે તે ભોગવવુ પોતાના મતથી વિરદ્ધ કામ કરાવવાનો હક્ક માત્ર રાજાનો છે માત્ર રાજાજ એ હક્કને અધિકારી છે, કારણ કે લોકોએ રાજાને સમાજનુ હિત અહિત સમજનારો સમજીને રાજ્યાસનપર બેસાડેલો છે "સારા નઠારાનો વિચાર કરવામા માત્ર રાજાજ ભ્રાન્તિરહિત છે" એમ માનીનેજ લોકોએ રાજાને પોતાની પ્રવૃત્તિઓનો દમન કરનાર નીમ્યો છે અને એવી સમજણપૂર્વક જે અધિકાર લોકોએ રાજાને આપ્યો છે તેટલી યોગ્યતાથી તે કાર્ય કરે તો તેનાથી કોઇના ઉપર જુલમ થવાનો પણ સભવ નથી આમ છતા બધા વખતમા ને બધી બાબતોમા અમારી પ્રવૃત્તિઓને અટકાવવાનો અધિકાર તો રાજાનો પણ નથી અમારા જે કામથી બીજા કોઇનુ અહિત થવાનો સભવ તેને લાગે તેજ કામને અટકાવવાનો તેને હક્ક છે, પરતુ જે કામથી મારૂ પોતાનુજ માત્ર અહિત થવાનુ હોય તે કામ અટકાવવાનો તો કોઇને પણ હક્ક નથી × માત્ર મારૂજ અહિત કે અનિષ્ટ હોય તે બાબતમા જેમ મને અટકવાની સલાહ આપવાનો મનુષ્યમાત્રનો હક્ક છે, તેમ રાજા પણ મને સલાહ આપી શકે, પરતુ સલાહ ઉપરાત મને મારી મરજી વિરુદ્ધ કામ કરતો અટકાવવાને કોઇને હક્ક નથી. સમાજના તમામ માણસોને એવો હક્ક છે કે તે પોતાનુ હરેક કામ બીજાનુ અહિત ન કરીને પોતપોતાની મરજી પ્રમાણે કરી શકે બીજાનુ અનિષ્ટ કરવુ એમાં સ્વેચ્છાચારીપણુ કહેવાય, અને બીજાનુ અનિષ્ટ થતુ ન હોય ત્યાં તેને સ્વતત્રતાનુ નામ અપાય. જે માણસ અમારી સ્વતત્રતામાં વિઘ્ન નાખે છે, જ્યા કોઇ બીજાનુ અહિત થવાનુ નથી ત્યા પણ અમારા મતની વિરદ્ધ પોતાના મત પ્રમાણે અમને ચલાવે છે ત્યાં જુલમ છે રાજા, સમાજ અને સ્નેહી એ ત્રણ આ પ્રકારના જુલમો કરી શકે છે

રાજાના જુલમને અટકાવવાનો રસ્તો તો ઘણા વર્ષો પહેલાથી નીકળી ચૂકેલો છે સમાજનો જુલમ અટકાવવા માટે પૂર્વકાળમા કોઇ કોઇ પડિતોએ શસ્ત્રો ધારણ કરેલાં છે આ વિષયમાં જોન સ્ટુઅર્ટ મીલનો યત્ન ને પડિતાઈ તેના માહાત્મ્યનો આપણને પરિચય કરાવે છે, પરંતુ સ્નેહનો જુલમ અટકાવવાને કદિ કોઇએ યત્ન કર્યો હોય એવી વાત આજલગી દીઠી કે સાભળી નથી કવિઓ સર્વ તત્ત્વોને દર્શાવનારા ને અગાધ જ્ઞાનવાળા હોય છે તેઓ કશી વાત છોડતા નથી તેમણે સ્નેહનો જુલમ પણ વર્ણવવો છોડયો નથી કૈકેયીના જુલમથી દશરથે કરેલો રામનો વનવાસ, દ્યૂતમા આસક્ત યુધિષ્ઠિરે પોતાના ભાઇઓ, પત્ની, માતા વગેરેને અપાવેલાં દુ:ખો ઇત્યાદિ અનેક સ્થાનોમા કવિઓએ સ્નેહના જુલમની વાતોનુ–આ મહાન નીતિ (!)

× જો રાજાનો એવો પણ હક્ક સ્વીકારવામા આવે તો રોગનો ઉપાય ન કરનારને તથા બાળપણમા કે વૃદ્ધપણમા વિવાહ કરનારને પણ રાજા સજા કરી શકે, પણ જો રાજાનો એવો હક્ક સ્વીકારવામા ન આવે તો સતી થતી અટકાવવાના હક્કનુ સમર્થન થઇ શકશે નહિ.

નું પ્રતિપાદન કરેલું છે, પરંતુ કવિ લોકો નીતિવેત્તા હોતા નથી. નીતિવેત્તાઓએ પ્રકટરૂપે આ વિષયમાં કયાય હાથ નાખ્યો નથી જો કોઈ ધ્યાન લગાડીને લૌકિક વ્યવહારો ઉપર નજર નાખશે, તો આ વિષયમા ઉંડા ઉતરવાનું તેને અતિશય પ્રયોજન છે એમ સમજાશે એમાં સંદેહ નથી, કેમકે સંસારમાં સ્નેહનો જુલમ કરનારા જુલમીઓ અનેક છે પિતા–માતા, ભાઈ–બહેન, પતિ–પત્ની, પુત્ર–પુત્રી, સગા–કુટુંબી, સુહૃદો–ચાકરો ઇ જે જે સ્નેહ કરે છે તે તે જુલમ અને અનિષ્ટ કરે છે. તમે એમ ચાહતા હો કે સારાં લક્ષણોવાળી, સારા આચરણોવાળી ને સારા કુળની કન્યા પસંદ કરીને તેની સાથે વિવાહ કરવો, પરંતુ તે પહેલા તો તમારા પિતાએ તમને પૂછ્યા વિનાજ કોઇની કન્યાની સાથે તમારા વિવાહની વાત ચોક્કસ કરી દીધી હોય છે તમે કદિ વાળીપણાની વયમા હશો તો પિતાની આજ્ઞા માનવામાં સંમતજ થશો, પણ કદિ તેમ નહિ હોય તો પણ તમારા પિતાના સ્નેહને લીધે તમારે એ વિવાહ કબૂલ કરવોજ પડશે બીજો દાખલો લો. એક માણસ ગરીબ હાલતમા છે, દૈવજોગે તેને પરદેશમાં કોઇ સારા પગારની નોકરી મળી ગઇ હવે ત્યાં જઇ તેણે ગરીબાઇની પીડા દૂર કરવા યત્ન કરવા માંડયો, પણ તેટલામાં તો તેની માતાએ રોવું કકળવું આરંભી દીધું અને પુત્રને પરદેશમા જતો અટકાવ્યો. માતાના સ્નેહને લીધે તેણે સદાને માટે ગરીબીની બેડી પગમાં પહેરી લીધી ! લાયક ભાઇઓની કમાણીના નાણા નકામા નાલાયક ભાઇઓ ખાઇ જાય છે, ને ખરચ કરી નષ્ટ કરી નાખે છે એ પણ સ્નેહનોજ જુલમ હિંદુ સંસારમા એ જુલમ હમેશા નજરે પડે છે પતિની ઇચ્છા વિરુદ્ધ સ્ત્રીઓ તેને વર્તન કરાવી જે જુલમ કરે છે તેનાં ઉદાહરણો આપવાની જરૂર નથી, કેમકે તેનો તો ઘણેભાગે સૌને અનુભવ છે. સ્ત્રીઓના ઉપર સ્વામીના જુલમના સંબંધમા વાસ્તવિકપણે અમારે કહેવું પડશે કે તે જુલમનો જેટલો ભાગ સ્નેહનો હોય છે તેના કરતાં મોટો ભાગ તો બાહુબળનો ( હાથ–ચાલાકીનો ) હોય છે ! કેમકે 'ધોકે નાર પાધરી" એવીજ કેટલાક બાળક બુદ્ધિવાળાઓની સમજ હોય છે !

વિચાર કરતા જણાય છે કે મનુષ્યજીવન જુલમથીજ ભરેલું છે, ને તે અનાદિ કાળથીજ છે એમ કહેવામા કશી અતિશયોક્તિ નથી પહેલાના સમયમા જ્યારે મનુષ્યજાતિ અણસુધરેલી હાલતમાં હતી ત્યારે બાહુબળનો જુલમ હતો. અણસુધરેલી જાતિ હતી ત્યારે જે બળવાન હોય તે બીજાને પીડા આપતા કાંઇક સુધારો થયો ને સમાજની તથા રાજ્યની સ્થાપના થઇ ત્યારે તે જુલમ બદલાઇ રાજાનો જુલમ અને ધનિકોનો જુલમ એ રૂપે પરિણામ પામ્યો એ જુલમ કેઈ સમાજમાંથી કદિ પણ દૂર થઈ શકતો નથી. બીજી અવસ્થામા ધર્મનો જુલમ પણ ભૂલવાનો નથી, જાતિ બંધાતા જાતિનો જુલમ પણ ખરો, ને બધી અવસ્થામાં સ્નેહનો જુલમ તો ખડોજ છે. આ ચાર પ્રકારના જુલમો ગણાવ્યા તેમા સ્નેહનો જુલમ

બીજા જુલમો કરતાં ઓછા બળવાળો કે ઓછું અહિત કરવાવાળો છે એમ ધારવાનું નથી બધાં કામોમાં ને બધા સમયમાં સ્નેહીના જેવું હાથ નાખનારૂ બીજું કોઇજ હોતું નથી. આથી અમે કહીએ છીએ કે સ્નેહનો જુલમ સૌથી વધારે હાનિકારક છે, બીજા તમામ જુલમોની હદ હોય છે અને તે અટકાવી શકાય છે, કેમકે બીજા જુલમોની સામે વિરોધ કરવો સહેલો છે પ્રજા પીડનાર રાજાને પ્રજાએ ગાદીપરથી ઉઠાડી મૂકયાના અને તેનો પ્રાણ લીધાના દાખલા પણ મળી આવે છે આમ રાજાનો જુલમ અટકાવાયો છે જો સમાજના બંધનમા રહેતા પીડા થતી હોય તો તે સમાજનો ત્યાગ કરીને તેના જુલમથી પણ છૂટકારો મેળવી શકાય છે આ પ્રમાણે સમાજનો જુલમ પણ દૂર થઇ શકે છે,પરંતુ ધર્મ અનેસ્નેહના જુલમથી છૂટકો થઇ શકતો નથી, કેમકે એની સામે થવાની પ્રવૃત્તિજ થતી નથી.

મનુષ્ય આ જુલમોને અધીન રહે છે તેનું કારણ મનુષ્યોની જરૂરીઆતોજ જણાય છે જડ વસ્તુઓને તાબામાં લીધા વિના મનુષ્યના જીવનનો નિર્વાહ ચાલતો નથી આથી માણસને બાહુબળની આવશ્યકતા છે. બાહુબળ ઝાઝું એકઠું કરવાને સમાજ સ્થાપવાની આવશ્યકતા છે તેને લીધે સમાજનો જુલમ પણ ઉભો થાય છે. જેમ પરસ્પર સમાજના બંધનમા બંધાયા વિના મનુષ્ય પોતાના જીવનનો ઉદ્દેશ સહેલાઇથી સિદ્ધ કરી શકતો નથી, તેમ પરસ્પર સ્નેહબંધને બંધાયા વિના પણ મનુષ્યજીવનનો સારી રીતે નિર્વાહ ચાલી શકતો નથી આથી જેટલું સમાજબંધન અવશ્યનું છે તેટલુંજ કે તેથી પણ વધારે સ્નેહબંધન અવશ્યનું છે આથી સમાજનો જુલમ હોવાના કારણથી માણસો સમાજને તજવા યોગ્ય કે અનાદર કરવા યોગ્ય માનતા નથી. સ્નેહનો પણ જુલમ હોવા છતાં માણસો સ્નેહને તજવા યોગ્ય કે અનાદર કરવા યોગ્ય માનતાં નથી જેમ માણસો બાહુબળના જુલમનો કે સમાજના જુલમનો ત્યાગ ન કરતાં ધર્મદ્વારા તેને શાંત કરવાનો શ્રમ કરે છે તેમ સ્નેહના જુલમનો પણ તેઓ ત્યાગ ન કરતાં તેને ધર્મદ્વારા શાંત કરવાનો શ્રમ કરે છે. ધર્મનો જુલમ પણ અવશ્ય કરીને છે; પણ તે જુલમ અટકાવવાને જો કોઇ બીજી શક્તિનો પ્રયોગ કરાશે તો જરૂર એ શક્તિનો પણ જુલમ તો આવવાનોજ, કેમકે જુલમની શક્તિ સ્વાભાવિક છે જો ધર્મનો જુલમ શાંત કરવાવાળી કોઇ શક્તિ હોય તો તે વસ્તુ જ્ઞાન છે, પરંતુ જ્ઞાનનો પણ જુલમ છે, એનું દૃષ્ટાંત પરિણામવાદ અને પ્રત્યક્ષવાદ છે એ બંને વાદોના વેગને લીધે હૃદયસાગરનો મોટો ભાગ સુકી રેતીના બેટ જેવો બની રહે છે આથી આપણને એટલું તો સમજાય છે કે જ્ઞાનના જુલમની સામે મનુષ્ય કોઇ પણ શક્તિનો ઉપયોગ કરવા સમર્થ નથી

આથી એમ પણ કહી શકાય કે સ્નેહદ્વારાજ સ્નેહનો જુલમ શાન્ત કરી શકાય. આ વાત સાચી છે, એનો અમે સ્વીકાર કરીએ છીએ, પણ એ સ્નેહ જો સ્વાર્થ રહિત હોય તોજ એમ બની શકે છે સાધારણ રીતે મનુષ્યપ્રકૃતિજ એવી છે કે

સ્વાર્થ વગરનો સ્નેહ મળવો દુર્લભ છે આ વાતનુ ખરેખરૂ તાત્પર્ય ન ગ્રહણ કરતાં મનમા ને મનમા એની સામે સવાદ કરવા ઘણા તત્પર થાય છે તેઓ એમ કહે છે કે જે માતાએ સ્નેહવશ બની પુત્રને ધન કમાવા પરદેશ જવા ન દીધો, એ માતા શુ સ્વાર્થી કહેવાય ? જો એ સ્વાર્થી હોત તો પુત્રને ધન કમાવા પરદેશ જવાને ના નજ કહેત, કેમકે કયી માતા પુત્રની કમાઇથી સુખ લેવુ નથી ઇચ્છતી ? આથી આવા દર્શનસુખની ઇચ્છાવાળા સ્નેહને ઘણા લોકો સ્વાર્થરહિત સ્નેહ માને છે, પરતુ ખરૂ જોતાં આ વિચાર પણ વાસ્તવિક નથી. આ માતાનો સ્નેહ સ્વાર્થ-રહિત નથી જે લોકો આ માતાના સ્નેહને સ્વાર્થરહિત કહે છે તેઓ ધનપરાયણતાનેજ સ્વાર્થ માને છે,અને તે સિવાયની બીજી લાલચોને સ્વાર્થતરીકે સમજી શક્તા નથી.તેઓ સમજતા નથી કે ધનલાભસિવાય પૃથ્વીપર બીજા પણ સુખસાધનો છે અને એમાંનાં કેટલાંક સુખોની ઇચ્છા તો ધનની ઇચ્છા કરતાં પણ વધારે બલવાન છે જે માતાએ ધનનો મોહ છોડીને પુત્રનુ મોં જોવાની લાલસાને લીધે પુત્રને સદાને માટે ગરીબીમા ફેકી દીધો, અથવા પુત્રને પોતાની દશા સુધારવાની આવેલી તક હાથમાથી ગુમાવરાવીને પણ પોતાનુ સુખ તાક્યું, એ માતા ધનના સુખને ચાહતી નથી પણ પુત્રને સદા જોવાનુ સુખ ચાહે છે એ સુખ માતાનુ પોતાનુ છે, પુત્રનુ નથી. માતાને જોવાથી જો પુત્રને સુખ થતુ હોય તો તે જૂદી વાત છે, પણ તેમાં પુત્રની ઇચ્છા હોવી જોઇએ. અહીઆં તો માતાએ એટલુ ચાહ્યુ કે મારે નિત્ય પુત્રનુ મોં જોવુ. એની ઇચ્છાને લીધે એણે પુત્રને દરિદ્રતાના દુખવડે દુખી બનાવવાનુ ચાહ્યુ, એટલે માતા સ્વાર્થ-પરાયણ છે, કેમકે એણે પોતાના સુખને માટે બીજાને દુખી કર્યો

મનુષ્યના સ્નેહનો ઘણો ભાગ આ રીતે સ્નેહી ને સ્નેહપાત્ર બનેના ચિત્તને સુખદાયક થતો નથી, કેમકે તેમા પશુચરિત્રની સ્વાર્થપરાયણતા રહેલી છે ખરેખરો સ્નેહી સ્નેહપાત્રના સુખને માટેજ પોતાના સ્નેહસુખની અભિલાષા રાખે છે આવો સ્નેહ તેજ સ્વાર્થરહિત સ્નેહ કહેવાય છે સ્નેહનુ વાસ્તવિક સુખ સ્નેહવાળા થવામાજ છે, પણ જ્યારે સ્નેહવાળો માણસ પોતાના સુખની અભિલાષા કરે છે ત્યારે તેવા સ્નેહને—સાધારણ મનુષ્યના એ સ્નેહને—આપણે સ્વાર્થવૃત્તિનુ નામ આપવુ અયોગ્ય નથી.

પોતાનો સ્વાર્થ સાધવા સારૂજ કાંઇ મનુષ્યહૃદયમા સ્નેહ સ્થાપવામાં આવેલો નથી, પરતુ મનુષ્યનુ ચરિત્ર હજુલગી એવી ઉચ્ચ હદ લગી પહોચેલુ નહિ હોવાથી મનુષ્યોનો સ્નેહ હજુ લગી પશુ જેવોજ રહ્યો છે. પશુ જેવો એટલા માટે કે પશુ-ઓમાં પણ સતાન પ્રતિનો સ્નેહ, દામ્પત્ય સ્નેહ અને તે ઉપરાંત અન્ય પ્રકારનો પરસ્પર સ્નેહ પણ છે, અને તે મનુષ્યના સ્નેહ કરતાં લેશ પણ ઓછો નહિજ.

સ્નેહનુ યથાર્થ સ્વરૂપજ સ્વાર્થરહિતપણુ છે. મનુષ્યહૃદયમાં જેટલી જેટલી વૃત્તિઓ છે તેમા સ્નેહવૃત્તિ સૌથી પવિત્ર ને મગળકારી છે; પણ તે સ્વાર્થરહિત હોય તોજ. જે માતાએ પુત્રના સુખને માટે પુત્રનુ મુખ જોવાના સુખની લાલસાનો ત્યાગ કર્યો,

તે માતાજ યથાર્થ સ્નેહવાળી છે જે સ્નેહી પોતાના સ્નેહપાત્રના ભલાને માટે પોતાના સ્નેહસુખના ભોગને છોડી શકે તેનેજ સાચો સ્નેહી સમજવો

સાધારણ મનુષ્યનો સ્નેહ જ્યા લગી આવો પવિત્ર બની શકે નહિ, ત્યાં લગી તેમના સ્નેહમાંથી સ્વાર્થપરાયણતાનુ કલક દૂર થઇને સ્નેહનો પૂરેપૂરો વિકાસ થશે નહિ જે ઠેકાણે સ્નેહ આવી રીતે વિશુદ્ધ થયો હશે અથવા જેના હૃદયમાં એવો વિશુદ્ધ સ્નેહ વસેલો હશે ત્યાંજ સ્નેહવડે સ્નેહના જુલમનો અટકાવ થઇ શકે છે અને થયો છે એવા વિશુદ્ધ સ્નેહવાળાં મનુષ્યો દુર્લભ નથી; પરતુ અમે આ નિબધમાં એવાં મનુષ્યોની વાત કરવા ચાહુ નથી, કેમકે એવા મનુષ્યો એવો સ્નેહનો જુલમ પણ કરતા નથી અમે તો સ્નેહના જુલમની વાત કરવા ચાહુ છે હવે કહેવાનુ એ છે કે સ્નેહને ધર્મના અમલ નીચે રાખવાથીજ સ્નેહનો જુલમ અટકી શકે છે. સ્નેહના જુલમને અટકાવવાનો એ એકજ ઉપાય છે. તો એ ધર્મ કેવો છે?

ધર્મની કોઈ ગમે તેવી વ્યાખ્યા કરે, પણ ધર્મ એક છે માત્ર બેજ મૂળ સૂત્રોમાં તમામ નીતિશાસ્ત્રો કહી શકાય. એમાંનું એક સૂત્ર પોતાસબધી છે ને બીજુ પર-સબધી છે જે પોતાસબધી છે તેને આત્મસસ્કારનીતિનુ મૂળ કહી શકાય છે પોતાના ચિત્તની શુદ્ધિની રક્ષા ને ચિત્તનો વિકાસ, એ પહેલા સૂત્રનો હેતુ છે, બીજુ સૂત્ર પરસબંધી હોવાથી તેને યથાર્થ ધર્મનીતિનુ મૂળ કહી શકાય છે (૧) બીજાનુ અનિષ્ટ ન કરવુ. અને (૨) યથાશક્તિ બીજાનુ ભલુ કરવુ એ મહાન વાકયમાં જગત્ આખાનાં ધર્મશાસ્ત્રોનો સાર સમાઇ જાય છે તમામ ધર્મશાસ્ત્રોનુ એજ મૂળ છે ને એજ ફળ છે બીજા નીતિવાકયો તમે ગમે તેટલાં બોલશો, પરતુ તેનો આ એક વાકયમાંજ આદિ ને અત સમાઇ જશે આત્મસસ્કારનીતિનાં તમામ તત્ત્વોની સાથે આ મહાનીતિવાકયનુ ઐકય છે બીજી રીતે કહીએ તો પરહિતનીતિ અને આત્મસસ્કારનીતિ એ બને એકજ તત્ત્વની ભિન્ન ભિન્ન વ્યાખ્યાઓ છે પરો-પકારમાં પ્રવૃત્તિ કરવી અને બીજાનુ અહિત કરતા અટકવુ, એજ તમામ નીતિશા-સ્ત્રોના ઉપદેશનો સારાંશ છે

આથીજ આ ધર્મનીતિના મૂળ સૂત્રોના આધાર લેતાં સ્નેહનો જુલમ અટ-કાવી શકાય છે જ્યારે કોઇ સ્નેહ કરવાવાળો માણસ સ્નેહપાત્રના કોઇ કામમા હાથ નાખવા તૈયાર થાય ત્યારે તેણે પોતાના મનમા એવો દઢ સકલ્પ કરી રાખવો જોઇએ કે હુ કેવળ મારા પોતાના સુખને માટે એમા હાથ નાખીશ નહિ. મને પોતાને જેટલુ દુખ સહન કરવુ પડશે તે કરીશ, પરતુ મારા સ્નેહપાત્રને કોઇ પણ અનિષ્ટ કાર્યમા જોડીશ નહિ

આ વાત સાંભળવામા બહુજ નાની અને સાધારણ લાગે છે, અને જૂની કહે-વત ફરી કહેવાતી હોય એમ જણાય છે, પરતુ સમય આવતાં તે પ્રમાણે ચાલવું એ એટલુ સહેલુ નથી ઉદાહરણ લેવા માટે રામના વનવાસની વાતજ લઇએ

એટલે આ નિયમને આચારમા મૂકવામાં કેટલી મુશ્કેલી છે તે વાત ઘણાં માણસોના સમજવામાં આવશે ત્યા કૈકેયી અને દશરથ બને સ્નેહના જુલમમાં પ્રવૃત્ત થયાં છે. કૈકયી દશરથ ઉપર અને દશરથ રામના ઉપર સ્નેહનો જુલમ કરવા તત્પર થયેલ છે આમાં કૈકેયીનુ કામ સ્વાર્થપરાયણતાવાળું અને નીચતાવાળું જગત્મા દીર્ઘ કાળથી જાણીતુ છે. કૈકેયીનુ કામ સ્વાર્થવાળુ ને નીચ છે એ સત્ય છે, પણ તેના તરફ એટલાં બધાં કડવા વચનોનો વરસાદ થાય છે તે યોગ્ય નથી કૈકેયીએ પોતાના હિતની કોઈ યાચના કરી નહોતી, તેણે પોતાના પુત્રનુ હિત ચાહ્યુ હતુ એ વાત સાચી છે કે પુત્રના હિતમાંજ માતાનુ હિત છે; પરતુ એમાં સદેહ નથી કે આપણા દેશનાં માતાપિતાઓ પોતાની જ્ઞાતિના ગુસ્સાના ભયને લીધેજ પોતાના પુત્રને વિલાયત અભ્યાસ કરવાને જવા દેતાં નથી, તેનો મુકાબલો કરતાં કૈકેયીનુ કાર્ય સ્વાર્થરહિત છે

એ વાતને જવા દો. કૈકેયીના ગુણદોષનો વિચાર કરવા માટે આપણે અત્યારે બેઠા નથી, દશરથે સત્ય પાળવા માટે રામને વનમા મોકલી ભારતને રાજ્ય આપ્યુ, તેથી એને પોતાને પ્રાણાધિક પુત્રનો વિયોગ સ્વીકારવો પડયો ને પોતાના પ્રાણ પણ ખોવા પડયા આથી ભારતવર્ષના ઇતિહાસના પાનાંમાં તેમનો યશ છવાઈ ગયો, પરંતુ ધર્મનીતિના વિચારથી એ સિદ્ધ થાય છે કે દશરથે પોતાના પુત્રને અધિકારથી-રાજ્યપદવીથી દૂર કર્યો ને વનવાસ આપી પોતાના સત્યનુ પાલન કર્યું, તો એમા એમણે ઘોર અધર્મ પણ કર્યો છે

અમે પૂછીએ છીએ કે સત્ય (પ્રતિજ્ઞા) માત્ર પાળવા યોગ્યજ હોય છે ? કોઇ કુળવતી સતી મુશ્કેલીમા આવી જતાં અથવા ઉંડો વિચાર ન રહેતાં કોઇ લંપટ પાસે પોતાના સતીત્વ ધર્મનો ત્યાગ કરવાને વચને બધાઇ ગઇ, તો શુ એ સત્ય (પ્રતિજ્ઞા) નુ તેણે પાલન કરવા તત્પર થવુ કે ? જો કોઇ માણસ પોતાના મિત્રને મારવાની પ્રતિજ્ઞા કોઈ ઠગના ભરમાવ્યાથી કરે તો શુ તેનુ પણ પાલન કરવુ કે ? જો કોઈ વેર મહા પાપ કરવાને પ્રતિજ્ઞા લે તો શુ તે પ્રતિજ્ઞા પણ પાળવાયોગ્ય હોઇ શકે કે ?

જ્યાં પ્રતિજ્ઞાનું ઉલઘન કરવાથી થનાર અહિત કરતાં પ્રતિજ્ઞાને પાળવામા વધારે અહિત થતું હોય ત્યાં તેનુ ઉલઘન કરવુ કે પાલન કરવુ ? ઘણા એમ કહેશે કે ત્યાં પણ પ્રતિજ્ઞાનુ પાલનજ કરવુ, કેમકે સત્ય એ નિત્યધર્મ છે. અવસ્થાભેદે પુણ્ય કાંઇ પાપ થઇ જતુ નથી પરતુ જો આપ પુણ્ય અને પાપનો આવો નિયમ કરશો કે જ્યાં કાર્ય કરનારની મરજીમાં ઠીક લાગ્યુ તે કર્તવ્ય છે ને અઠીક લાગ્યુ તે અકર્તવ્ય છે, તો પછી જગત્મા પુણ્ય અને પાપ વચ્ચેનો ભેદજ રહેશે નહિ. પછી તો લોકો પાપને પણ પુણ્યકર્મ માનીને ઘોરતર મહા પાપોમાં પ્રવૃત્ત થશે અમે આ તત્ત્વનો વિચાર અહીં કરીશુ નહિ; કેમકે પરિણામી હિત-

વાદના લખનારાઓએ તેનો નિર્ણય કરેલો છે, માટે સ્થૂલ વાર્તારૂપેજ તેનો ઉત્તર આપીશુ.

જ્યા આવી રીતે નિર્ણય કરવામા મુઝવણ આવી પડે, ત્યા ધર્મનીતિનાં ઉપર અમે જે બે મૂળ સૂત્રો કહ્યા છે તે વડેજ પાપપુણ્યની પરીક્ષા કરવી.

"સત્યજ હમેશાં પાળવા યોગ્ય છે?" એ પ્રશ્નનો નિર્ણય કરવા પહેલાં આ પ્રશ્નનો નિર્ણય કરવો જોઇએ, કે "સત્ય પાળવા યોગ્ય શામાટે છે?" સત્ય· પાલનનુ એક મૂળ ધર્મનીતિમાં છે અને એક મૂળ આત્મસસ્કારનીતિમાં છે. આપણે આત્મસસ્કારનીતિને ધર્મનીતિનો અશ ગણેલો નથી, એટલે આપણે ધર્મ-નીતિનું મૂળજ જોઇએ ધર્મનીતિનુ મૂળ સૂત્ર એ છે કે "જે વડે બીજાનુ અનિષ્ટ થાય તે અકર્તવ્ય છે" સત્યનો ભગ કરતાં બીજાનુ અનિષ્ટ થાય છે માટેજ સત્ય પાળવા યોગ્ય છે, પણ જ્યાં એવુ બનતુ હોય કે સત્યનુ પાલન કરતાં બીજાનુ ઘણુજ અનિષ્ટ થતુ હોય અને સત્યનો ભગ કરતા બીજાનુ અનિષ્ટ થતુ ન હોય ત્યા સત્ય પાળવા યોગ્ય નથી. દશરથે સત્યનુ પાલન કરતા રામનુ બહુજ અનિષ્ટ થયુ, પણ સત્યનો ભગ કર્યો હોત તો કૈકેયીનુ તેવુ કશુ અનિષ્ટ થયુ નહોત કોઈ કહે કે દશરથ રાજાનુ દૃષ્ટાન્ત લઇને પ્રજાસમાજ પણ સત્યનો ભગ કરતાં શીખે, માટે પ્રજા વર્ગમા એવુ અનિષ્ટ આચરણ ન પ્રવર્તે તે સારૂજ દશરથને વચન પાલન કરવાની આવશ્યકતા હતી, તો તેને અમે કહીશુ કે વિના વાંકે રામને પોતાના અધિકારથી ભ્રષ્ટ કરવાનો દાખલો જોતા પ્રજામાં તેના કરતા પણ વિશેષ અનિષ્ટ આચરણ પ્રવર્તવાનો સભવ છે, કેમકે દશરથનુ એ કામ તો રાક્ષસી કામ જેવુ છે, ને પ્રજાવર્ગને એવો દાખલો પૂરો પાડવો એ તો વિશેષ હાનિકારક છે આથી એમ લાગે છે કે આ સ્થળે દશરથે સત્યનુ પાલન કર્યું એ એક મહાપાપજ કરેલુ છે *

અહીં દશરથ રાજા સ્વાર્થપરાયણતાથી રહિત નથી સત્ય ભગ કરવાથી જગ-ત્માં એમનુ કલક ગવાશે, એ બીકેજ એમણે રામને પોતાના અધિકારથી ભ્રષ્ટ કરી વનવાસ આપેલો છે આથી યશની રક્ષારૂપી સ્વાર્થને વશ થઇનેજ તેમણે રામનુ અનિષ્ટ કરેલુ છે આ વાત સાચી છે કે એને ખાતર તેમણે પોતાના પ્રાણની હાનિનો પણ સ્વીકાર કરેલો છે, પરતુ તેમને પ્રાણ કરતા પણ યશ વધારે વહાલો હતો તેથી પોતાના ઇષ્ટરૂપ તે યશનુ રક્ષણ કરવારૂપ સ્વાર્થજ એમાં તેમણે સાધ્યો છે સ્વાર્થપરાયણતાના આવા દોષ સાથે જોડાઇને બીજાનુ અહિત કરવું તે ઘોરતર પાપ છે.

સ્વાર્થરહિત પ્રેમની અને ધર્મની એકજ ગતિ અને એકજ પરિણામ છે. એ

* કેમકે परोपकारः पुण्याय पापाय परपीडनम् । એજ સૂત્ર પુણ્ય અને પાપના નિર્ણયમા મુખ્ય છે

બંનેનુ લક્ષ બીજાનુ કલ્યાણ છે વસ્તુત પ્રેમ અને ધર્મ એકજ વસ્તુ છે. બધો સસાર જ્યારે પ્રેમનો વિષય બને છે, ત્યારે એ પ્રેમજ ધર્મ નામને પ્રાપ્ત થાય છે. ધર્મ જ્યાંલગી સાર્વજનિક પ્રેમના રૂપને ધારણ કરતો નથી ત્યાંલગી તે પૂર્ણતાને પામતો નથી, પરતુ માણસોએ સ્નેહને ધર્મથી નોખો પાડી દીધેલ છે. આથી સ્નેહનો જુલમ રોકવા માટે ધર્મના અકુશ નીચેજ સ્નેહનુ શાસન જરૂરનુ છે.

# बाहुबळ अने वाणीबळ

સમાજના દુખો દૂર કરવા માટે ઇતિહાસમા બે જાતના ઉપાયો વર્ણવેલા છે. (૧) બાહુબળ અને (૨) વાણીબળ એ બને બળવિષે અમારે જે કહેવાનુ છે તે કહેવા પહેલા સમાજનાં દુખોની ઉત્પત્તિવિષે કાંઇક બોલવુ જરૂરનુ છે.

મનુષ્યનાં દુઃખોનાં કારણ ત્રણ છે

(૧) કેટલાક દુઃખો જડવસ્તુઓના ગુણદોષથી ઉપજે છે. બાહ્ય જગત્ કેટલાક નિયમોના તાબામા વર્તે છે. મનુષ્ય પણ એ બાહ્ય જગતનોજ એક ભાગ હોવાથી તે પણ એવા તમામ નિયમોને આધીન છે નૈસર્ગિક (કુદરતી) નિયમોનુ ઉલ્લઘન કરતા અને રોગાદિક ઉપજતાં તેને અનેક પ્રકારનાં શારીરિક ને માનસિક કષ્ટો થાય છે

(૨) બાહ્ય જગત્‌ની પેઠે આંતર જગત્ પણ અનેક મનુષ્યોનાં દુ.ખનુ કારણ છે. કેટલાક માણસો બીજાની લક્ષ્મી કે સપત્તિ જોઇને દુખી થાય છે, તો કેટલાંક તેવુ જોઇને સુખી પણ થાય છે કોઇ ઈંદ્રિયોનો સંયમ રાખવામા સુખી દેખાય છે તો કોઇને ઈંદ્રિયોના સયમમાં મહાન દુખ લાગે છે.

(૩) મનુષ્યના દુખોનુ મૂળ સમાજ છે મનુષ્ય સુખી થવા માટેજ સમાજમાં જોડાય છે પરસ્પર સહાયતા મળવાથી સૌને ઘણુ સુખ થશે એવા વિચારથી સર્વ માણસો સાથે નિવાસ કરે છે, એથી જો કે ઘણે ભાગે ઉન્નતિ પણ થાય છે પરતુ અનેક જાતનાં અમગલ પણ તેથીજ થાય છે. દારિદ્યનુ દુ.ખ એ પણ સામાજિક દુઃખ છે, જ્યાં સમાજ નથી ત્યાં દારિદ્ય પણ નથી

કેટલાંક સામાજિક દુખો માત્ર સમાજસસ્થાપનાનાજ ફળરૂપ છે, જેમકે દારિદ્રય; જેમ પ્રકાશ હોય ત્યાં * અધકાર પણ તેની છાયારૂપે સાથે સાથે હોયજ હોય તેમજ

* પ્રકાશ અને અધકારની ઉપમા સપૂર્ણ અને શુદ્ધ છે. એ સત્ય છે કે આપણે આપણા મનમાં એવા એક જગતની કલ્પના કરી શકીએ કે જ્યા પ્રકાશમાન સૂર્ય વિના બીજુ કશુ હોયજ નહિ. માત્ર ત્યાં પ્રકાશજ હોય, અધકાર નહિ. તેમ આપણે મનમાં એક એવા સમાજની પણ કલ્પના કરી શકીએ કે જ્યાં માત્ર સુખજ હોય, દુઃખ નહિ; પરતુ એવુ જગત્ ને એવો સમાજ એ બંને કેવલ મન કલ્પિતજ હોઇ શકે, વાસ્તવિક નહિ.

ગરીબાઇ આદિ દુખો પણ સમાજ બંધાયો એટલે હોયજ હોય. એ તમામ સામાજિક દુખનો નાશ કદી પણ થવાનો સંભવ નથી, પરંતુ કેટલાક એવાં સામાજિક દુખો કે જે સમાજના નિત્યફળ જેવા નથી હોતા, તેનું નિવારણ થઇ શકે તેમ હોય છે, અને તેથી તેનો નાશ કરવો એ સામાજિક ઉન્નતિનો મોટો ધર્મ છે. સમાજનાં માણસો એવાં તમામ સામાજિક દુખોનો નાશ કરવાને ઘણાં વર્ષોથી મહેનત કરે છે એ મહેનતનો ઇતિહાસ એજ સભ્યતાના ઇતિહાસનો પ્રધાન અંશ છે સમાજનીતિ ને રાજનીતિ એ બંને પ્રકારનાં નીતિશાસ્ત્રોનો માત્ર એજ એક ઉદ્દેશ છે.

એ બંને પ્રકારનાં સામાજિક દુખો હું કેટલાક ઉદાહરણોવડે સમજાવવાની મહેનત કરીશ સ્વાધીનતાનો નાશ, એ એક દુ:ખ છે એમાં સંદેહ નથી, પરંતુ સમાજમાં રહેતાં જરૂર સ્વાધીનતાનો કાંઇક નાશ તો સ્વીકારવોજ પડશે. હું સમાજમા છુ એટલે જેટલાં મનુષ્યો સમાજમા છે તેને કાંઈક કાંઇક અધીન છુ, અને સમાજના ચાલકોને વિશેષ રીતે આધીન છું આથી સ્વાધીનતાની હાનિ એ પણ એક સામાજીક નિત્ય દુખ છે.

સ્વાધીનતા એક પરમ સુખ છે, ને તેનો નાશ એ પરમ દુખ છે પરમેશ્વરે આપણને જે તમામ શારીરિક અને માનસિક વૃત્તિઓ આપી છે, તેની સ્ફૂર્તિથીજ આપણને શારીરિક અને માનસિક સુખ મળે છે. એણે આપણને આપેલી આખોવડે જોવાથી આપણને આખોનુ સુખ મળે છે આખો મળ્યા છતાં આપણે હમેશા તે બધ કરી રાખીએ તો આંખોના સબધમા હમેશાં દુ:ખીજ રહેવાય. જો હું કયાક કયાક ક્યારે ક્યારે આખો મીંચી જવા માટે બધાએલો છુ તો તેટલા અશમાં આખના સબધમા હું દુ:ખી ઠરૂ છુ મને બુદ્ધિ મળી છે, તો તે બુદ્ધિની સ્ફૂર્તિ રહે તેમાજ મારૂ સુખ છે, પરંતુ મને મારી બુદ્ધિનો વિકાસ કરવામાં અથવા મારી બુદ્ધિ પ્રમાણે ચાલવામા જેટલો અટકાવ થાય છે, તેટલો બુદ્ધિના સબધમા હુ દુ:ખી છુ. સમાજમા રહેતાં હુ તમામ જોવા જેવી વસ્તુઓ જોઇ શકતો નથી, અને તમામ બાબતોમા બુદ્ધિ ચલાવી શકતો નથી. મનુષ્યપર વાઢકાપ કરીને હું વિજ્ઞાન મેળવી શકતો નથી અથવા રાજમહેલમાં પેસીને મારી જોવાની અભિલાષાને તૃપ્ત કરી શકતો નથી, એ વાતો સમાજમાટે લાભકારી હોવા છતા પણ સ્વાધીનતાનો નિષેધ કરનારી છે આથી એ પણ સામાજિક નિત્ય દુખ છે.

દારિદ્રની વાત તો હુ પહેલાજ બોલી ગયો છુ અસામાજિક અવસ્થામાજ કોઈ પણ દરિદ્ર નથી. વનના ફ્ળમૂલ ઇત્યાદિ પદાર્થો ઉદર નિર્વાહ માટે સૌને મળી શકે તેવા છે, તેમજ નદીનુ જળ ને ઝાડોની છાયાનો ઉપભોગ પણ સૌ લઈ શકે તેમ છે. શરીરરક્ષાને માટે ખાન, પાન, ને રહેઠાણની જેટલી જરૂર હોય તેથી વધારે જ્યાં કોઈ ઇચ્છતું નથી, સગ્રહ કરવાની કોઇ આવશ્યકતા સમજતું નથી, ને યત્ન પણ કરતું નથી, ત્યાં એકને મુકાબલે બીજો ગરીબ હોય એમ છેજ નહિ. આથી

સમજી શકાય છે કે સામાજિક અવસ્થામાં દારિદ્ર નથી. દારિદ્ર એ એકનો બીજા સાથે મુકાબલો થતાંજ ગણાય છે, ને એ મુકાબલો થવો એ સમાજમાં રહેવાનુ નિત્યફળ રૂપ હોવાથી દરિદ્રતા એ સામાજિકતાથી ઉપજેલુ નિત્ય દુઃખ છે

આ બધાં સામાજિકતાના ફળ હોઇને જ્યાંલગી મનુષ્યો સમાજના રૂપે મળીને રહે ત્યાં લગી એ ફળો નિવારણ કરી શકાય તેમ નથી, પરંતુ કેટલાંક સામાજિક દુઃખો એવા પણ છે કે જે અનિત્ય છે અને નિવારણ કરી શકાય તેવા છે આપણા દેશમાં અમુક કોમમાં બાલવિધવાઓ ફરી વિવાહ કરી શકતી નથી. તે સામાજિક રિવાજને લીધે ઉપજેલુ સામાજિક દુઃખ છે, કુદરતી નથી સમાજનો ધારો ફરે તો એ દુઃખ દૂર થઇ શકે તેવુ છે. હિંદુસમાજ સિવાય અન્ય સમાજમાં એ દુઃખ નથી. સ્ત્રીઓ સંપત્તિની અધિકારિણી થઇ શકતી નથી, એ વિલાયતી સમાજનુ એક સામાજિક દુઃખ છે સમાજના વ્યવસ્થાપકોની કલમને એકજ ઝપાટે તે નિવારણ થઇ શકે તેમ છે અનેક સમાજમાં એ દુઃખ નથી ભારતવર્ષના લોકો સ્વદેશમાં રાજકાજના ઉંચા હોદ્દાઓ પામી શકતા નથી એ પણ નિવારણ થઇ શકે તેવા સામાજિક દુઃખનુંજ ઉદાહરણ છે

જે સામાજિક દુઃખો અનિવાર્ય છે તેના નાશને માટે પણ મનુષ્યો યત્નવાન બનેલાં છે સામાજિક દરિદ્રતા નિવારવાને માટે જેઓ યત્ન કરે છે, તેઓ યૂરોપમાં સોશિયાલિસ્ટ, કમ્યુનિસ્ટ ઇત્યાદિ નામોથી ઓળખાય છે સ્વાધીનતાની સાથે સમાજને જે વિરોધ છે તેને ઓછો કરવા માટે મિલે "સ્વાધીનતા" (લીબર્ટી) નામક અપૂર્વ ગ્રંથ પ્રકટ કર્યો છે ઘણાઓ એ ગ્રન્થને દેવકૃપાએ પ્રાપ્ત થયેલી વાણી જેવો માને છે જે અનિવાર્ય છે તેનુ નિવારણ થવુ સંભવે નહિ, પરંતુ તે અનિવાર્ય દુઃખનુ પ્રમાણ તો ઓછુ કરી શકાય છેજ મૃત્યુજનક રોગની પણ ચિકિત્સા હોય છે, ને તેથી દરદ કાંઇક ઓછું પણ થાય છેજ, માટે જેઓ સામાજિક નિત્ય દુઃખોના નિવારણ માટે યત્ન કરે છે તેમનો પરિશ્રમ પણ નકામો માનવાનુ કારણ નથી.

નિત્ય અને અપરિહાર્ય દુઃખોનો નાશ થવો સંભવે નહિ, પણ બીજા સામાજિક દુઃખોનો ઉચ્છેદ સંભવિત હોઇને તે કાર્ય મનુષ્યથી બની શકે તેવુ છે. એવાં દુઃખોના નિવારણ માટે જનસમૂહ સદા યત્નવાન રહે છે મનુષ્યોનો ઇતિહાસ તે એ યત્નનાજ ઇતિહાસ છે.

પૂર્વે કહેવાઇ ગયુ છે કે સામાજિક નિત્ય દુઃખો એ સમાજની સ્થાપનાનાંજ અનિવાર્ય ફળ છે સમાજ બંધાયો ત્યારથીજ તે ફળ તેની સાથે જોડાયલાં છે; પરંતુ બીજા દુઃખો ક્યાથી આવ્યા ? એ દુઃખો સમાજનુ અપરિહાર્ય ફળ ન હોવા છતાં પણ તે આવ્યાં ક્યાંથી ? આ પ્રશ્નનો વિચાર એ દુઃખોના નિવારણ માટે અવશ્ય કરવા યોગ્ય છે.

એ દુઃખો સમાજના અત્યાચારથી ઉપજેલા છે. પહેલા અત્યાચારના સંબંધે

થોડું સમજાવવું જરૂરનું છે, નહિ તો અનેક વાચકો કહેશે કે વળી સમાજ ઉપર અત્યાચાર શો ને કોનો ? શક્તિનો અયોગ્ય ઉપયોગ એ અત્યાચાર કહેવાય. જુઓ ગુરુત્વાકર્ષણ ઇત્યાદિ કુદરતી શક્તિઓ નિયમિત રીતે ચાલે છે, અને તેમા ક્યારે પણ વધઘટ કે ફેરફાર થતો નથી એવા નિયમો મૂળમાથીજ સ્થાપિત અને અનુલ્લંઘનીય હોય છે, પરંતુ જે શક્તિ મનુષ્યના હાથમાં છે તેની એ રીતે સ્થિરતા નથી. મનુષ્યના હાથમા શક્તિ આવતાં તે તેનો રીતસર ઉપયોગ પણ કરે અને ગેરરીતે પણ કરે જેટલી શક્તિનો ઉપયોગ કરતા કાર્યની સિદ્ધિ થાય અને બીજાનું કાંઇ અનિષ્ટ ન થાય તેને રીતસર ઉપયોગ–વિહિત પ્રયોગ કહીશું, પણ તેનાથી વધારે ઉપયોગ તે અવિહિત પ્રયોગ છે. દારૂની શક્તિના વિહિત પ્રયોગે શત્રુનો નાશ થાય છે ને અવિહિત પ્રયોગે તોપ ફાટી જાય છે. શક્તિનો આવો વધારા પડતો પ્રયોગ તેનુજ નામ અત્યાચાર છે

મનુષ્ય એ શક્તિને રહેવાનું સ્થળ અથવા આધાર છે, અને સમાજ એ મનુષ્યોનુ સ્થળ અથવા આધાર છે, એટલે સમાજ પણ ઘણી શક્તિનુ એકત્ર થયેલુ બળ છે. એ એકત્ર થયેલા બળનો વિહિત પ્રયોગ થાય તો તેમાં મનુષ્યોનુ કલ્યાણ છે–દિન દિન સમાજની ઉન્નતિ છે, પણ અવિહિત પ્રયોગ થાય તો સમાજને દુઃખ છે સામાજિક શક્તિનો આવો અવિહિત પ્રયોગ તેનુજ નામ સામાજિક અત્યાચાર છે

પરંતુ વાત હજુલગી સ્પષ્ટ થઇ નહિ સામાજિક અત્યાચાર એટલે શુ તે સમજાયું, પરંતુ તે અત્યાચાર કરે કોણ ? અને કોના ઉપર અત્યાચાર કરે ? સમાજ એ મનુષ્યોનો સમૂહ છે એ ભેગાં મળેલા મનુષ્યો શુ પોતે પોતાનાપર અત્યાચાર કરે ? અથવા પરસ્પર સહાય કરવાના હેતુથી જેમણે સમાજબંધનોનો સ્વીકાર કર્યો તેઓજ શુ પરસ્પર અત્યાચાર કરે ? છે તો તેમજ, પણ હા 'એમજ' એમ પણ કહી શકાતુ નથી એટલુ સ્મરણમા રાખવાનુ છે કે અત્યાચાર શક્તિનોજ થાય છે જેના હાથમા સામાજિક શક્તિ છે તેજ અત્યાચાર કરે છે જેમ ગ્રહ વગેરે જડ પદાર્થોની ગુરુત્વાકર્ષણશક્તિ એક કેંદ્રમા એકઠી થયેલી છે, તેમ સમાજની પણ પ્રધાન શક્તિ એક કેંદ્રમાં એકઠી થએલી છે. એ શક્તિનુ નામ શાસનશક્તિ છે, ને તે એક કેંદ્રમાં–રાજા અથવા શાસન કરનારાઓમાં–રહેલી છે સમાજની રક્ષાને માટે શાસકની આવશ્યકતા છે. બધાજ શાસનકર્તા બને તો અનિયમ થાય અને મતભેદ ઉપજી શાસન થવુ અસંભવિત બને તેથીજ હરેક સમાજમાં શાસનનું કામ એક અથવા એકથી વધારે વ્યક્તિઓને સોંપાયુ હોય છે તેઓ સમાજનીજ આપેલી શાસનશક્તિને ધારણ કરનારા છે તેઓ સમાજનુજ કેંદ્ર છે, છતાં તેઓ મનુષ્ય છે, અને મનુષ્યમાત્રમાં ભ્રાંતિ ને સ્વમાન હોય છે આથી ભ્રમવશ થઇને પણ તેઓ સમાજે આપેલી શક્તિનો સમાજની ઉપર અયોગ્ય પ્રયોગ કરે છે, અને આત્મમાનને કારણે પણ કદિ કદિ તેવો પ્રયોગ કરે છે

ઉપલા દાખલાથી એક એવા સામાજિક અન્યાચારીનો પત્તો મળ્યો કે તે રાજ-પુરુષ છે, અને તેનાથી અત્યાચાર પામનાર તે સમાજનો બાકીનો અંશ છે, પરંતુ અસલમાં આ પ્રકારના અત્યાચારી કેવળ રાજા અથવા રાજપુરુષજ નહોતા. લોક-સમાજ ઉપર જેનુ શાસન ચાલતુ હોય છે તેજ સપ્રદાયોપર અત્યાચાર કરે છે. પ્રાચીન ભારતવર્ષમા બ્રાહ્મણો રાજપુરુષ ગણાતા નહિ, તથાપિ પ્રધાનપણે શાસક અધિકાર ચલાવનાર ) સમાજમાં તેઓજ હતા. આર્યોના સમજને તેઓ ચલાવે તેમ તે સમાજ ચાલતો. સમાજને તેઓ બેડીઓ પહેરાવે તો તેને પણ સમાજ અલંકાર સમજીને પહેરી લેતો. મધ્યકાળમા યૂરોપનો ધર્માચાર્ય વર્ગ પણ એવોજ હતો રાજપુરુષ ન હોવા છતા પણ તે યૂરોપીઅન સમાજનો શાસક હતો—ઘોર અત્યાચારી હતો પોપો યૂરોપના રાજા નહોતા, માત્ર થોડી જમીનનાજ માલિક હતા તેમ છતા તેઓ આખા યૂરોપના ઉપર ઘોર અત્યાચાર કરી ગએલા છે. ગ્રેગરી અને ઇનોસેંટ, લિઓ અને આડ્રિઅન યૂરોપમાં જેટલો અત્યાચાર કરી ગયા છે, તેટલો અત્યાચાર તો બીજો ફિલિપ, ચૌદમો લુઈ, આઠમો હેત્રી ને પહેલો ચાર્લ્સ પણ કરી શકયા નથી.

કેવળ રાજપુરુષો કે ધર્માચાર્યોનેજ દોષ દઇ શકાય એમ નથી વર્તમાન સમય-માં ઇંગ્લાડનાં રાજા કે રાણી કોઇ રીતનો અત્યાચાર કરવાને શક્તિવાન નથી. શાસનશક્તિ આ સમયે એમના હાથમા નહિ પણ વર્તમાનપત્રના એડીટરોના હાથમા હોવાથી એડીટરો અત્યાચાર કરનારા છે જ્યા સામાજિક શક્તિ એકત્ર હોય ત્યાથીજ સામાજિક અત્યાચાર પણ થઇ શકે છે

પરંતુ કેવળ સમાજના શાસનકર્તા ને વ્યવસ્થાપકોજ અત્યાચારી હોય છે, એમ નથી બીજી રીતનો સામાજિક અત્યાચાર પણ હોય છે જે વિષયમાં રાજશાસનની સત્તા નથી, જે વિષયમાં ધર્મશાસનની સત્તા નથી ને જે વિષયમાં કોઇ પ્રકારના શાસનની સત્તા નથી તે તમામ વિષયમાં સમાજ કોને મતે ચાલે છે ? એવે સ્થળે સમાજ ઘણા લોકોના મતપર ચાલે છે. જે સ્થળે બધા સમાજનો એક મત છે ત્યાં કાંઇ પણ ગડબડ નથી, તેમ કંઇ પણ અન્યાચાર પણ થતો નથી, પણ એવી રીત તમામ લોકોનો એકમત થવો બહુ દુર્લભ છે સર્વ સ્થળે મતભેદ સંભવે છે. મતભેદ થતા ઘણા લોકોના મત પ્રમાણે સર્વને ચાલવુ પડે છે, અને એવી રીતે ભિન્ન મતવાળો થોડો વર્ગ પોતાને બહુમતિ પ્રમાણે ચાલવુ પડે તેને મહાન દુ ખ કે અત્યાચાર માને છે. તેમને ઘણા લોકોના મત પ્રમાણે ચાલવુજ પડે છે, નહિ તો સમાજનો મોટો ભાગ એ નાના ભાગને પોતાથી નોખો કરી દે છે, અથવા બીજી રીતે સામાજીક દંડ દઇ પીડા પહોંચાડે છે એ પણ એક ઘોરતર સામાજિક અત્યાચારજ છે, કે જેને નાના વર્ગપર મોટા વર્ગના અત્યાચારના નામે ઓળખાય છે.

આપણા દેશના ઘણા લોકોનો મત એવો છે કે હિંદુ વંશની ઉચ્ચ જાતિમાં જે

જન્મે તે સ્ત્રી વિધવા થતા તેનાથી પુનર્વિવાહ થાય નહિ તેમજ કોઇ હિંદુ સંતાનથી સમુદ્રપાર જઇ શકાય નહિ થોડાનો મત એ છે કે વિધવાવિવાહ કર્તવ્ય છે ને દેશોન્નતિ માટે ઇંગ્લાંડયાત્રા, યુરોપયાત્રા કે અમેરિકાગમન અવશ્યનુ છે, પરંતુ જો એ અલ્પાંશના લોકો પોતાના મત પ્રમાણે કામ કરે–વિધવાવિવાહ કરે કે ઇંગ્લાંડ જાય તો તેને બહુમતીવાળો સમાજ બહાર–નાતબહાર–કરી મૂકે એ બહુમતીએ કરેલો થોડા મતવાળા ઉપરનો અત્યાચાર છે.

ઇંગ્લાંડનો મોટો ભાગ ઇસુખ્રિસ્તનો ભક્ત છે અને ઈશ્વરવાદી છે. તેથી ત્યાં જે ખ્રિસ્તી ધર્મમાં શ્રદ્ધા ધરાવનારો અથવા ઇશ્વરને ન માનનારો થોડો ભાગ છે તે હિંમત કરીને પોતાનો મત દર્શાવી શકતો નથી. જો દર્શાવે તો સમાજની વિવિધ પ્રકારની પીડામાં તે આવી પડે છે મિલ મરણપર્યંત પોતાની ભક્તિશૂન્યતા પ્રસિદ્ધ કરી શકયો નહોતો, ને તે પ્રસિદ્ધ ન કર્યા છતાં માત્ર સંદેહ દર્શાવતાંજ તેને પાર્લામેંટમાં દાખલ થતાં અનેક વિઘ્નો આવી પડયાં હતા, ને મૃત્યુ પછી પણ તેણે અનેક ગાળો ખાધી છે આ પણ સામાજિક ઘોર અત્યાચાર સમજવો

આથી સામાજિક અત્યાચારીઓને બે પ્રકારમાં વહેંચી શકાય (૧) સમાજના શાસક અથવા વ્યવસ્થાપક, અને (૨) સમાજના અધિકાંશ લોક આ બંનેના અત્યાચારથીજ સામાજિક દુઃખોની ઉત્પત્તિ થાય છે, ને તે સામાજિક દુઃખો સમાજની અવનતિના કારણ બને છે આ દુઃખોનુ નિવારણ કરવુ એ મનુષ્યનુ આવશ્યક કર્તવ્ય હોઇ તે થઇ શકે તેમ છે એ બધા અત્યાચારોનુ નિવારણ કયા કયા ઉપાયોવડે થઈ શકે ? એના બે ઉપાય છે (૧) બાહુબળ અને (૨) વાણીબળ

બાહુબળ કોને કહે છે ને વાણીબળ કોને કહે છે ? તે પહેલા સમજાવાશે. તે પછી તેનો પ્રયોગ સમજાવાશે, તથા તેના જૂદા જૂદા ભેદ દર્શાવીને તેનો મુકાબલો પણ કરી બતાવાશે

કોઈને એ સમજાવવુ પડે તેમ નથી કે જે બળથી વાઘ હરણના બચ્ચાને મારી ખાઇ જાય છે, અને જે બળે નાદિરે દિલ્હીમા કતલ ચલાવી હતી એ બંને બાબતોમાં બાહુબળ એકજ પ્રકારનુ છે હુ લખતા લખતા જોઉ છુ તો એક ગરોળી, માખીને પકડી આનંદે ખાય છે ! સેસોસ્ટ્રીસથી સિકંદર લગી જેઓએ સામ્રાજ્ય સ્થાપન કર્યા છે—સંસારમા મોટા મોટા ખલીફા અને પાદશાહોમાંથી જેઓએ સામ્રાજ્યો સ્થાપી સાચવ્યાં છે, તેમનુ બળ અને આ ભૂખી ગરોળીનુ બળ એકજ પ્રકારનુ હોઇને તેનુ નામ બાહુબળ છે સુલતાન મહમ્મુદ સોમનાથનુ મંદિર લૂટીને લઇ ગયો અને આ કાળા મોંવાળી બિલાડી ઉંદરને પકડી નાસી ગઈ, એ બંને શૂરવીર છે– બંનેમા બાહુબળ છે સોમનાથનુ મંદિર લૂટનાર મહમ્મુદ અને મારૂં કપડુ કરડી ખાનાર ઉંદર એ બંનેમા ઘણું અંતર છે એ હું કબૂલ કરૂં છુ. વળી મહમ્મુદના લાખો સિપાઇઓ અને એકલી બિલાડી એમાં પણ બહુ અંતર

છે સખ્યા અને શરીરમા અતર હોવા છતા પણ પરાક્રમમાં બહુ અતર દેખાતુ નથી સાગર પણ જળરૂપ છે અને ઝાકળનુ ટીપુ પણ જળરૂપ છે. મહમ્મુદનું પરાક્રમ અને એ બિલાડીનું પરાક્રમ એકજ રીતનુ છે બને કામો બાહુબળનાં પરાક્રમ છે. પૃથ્વીના વીર પુરુષોને પણ ધન્ય ! અને તેમનાં ગુણગાન કરનારા ઇતિહાસલેખકાને પણ ધન્ય !

કોઇ કોઇ કહેશે કે માત્ર બાહુબળેજ કદિ કોઈ સામ્રાજ્ય સ્થપાતુ નથી માત્ર બાહુબળેજ પાણીપત કે સેડન જીતાયુ નથી. કેવળ બાહુબળથીજ નેપોલિયન કે માર્લબરો વીર નથી હું કબૂલ કરૂં છુ કે કંઇક કુશળતા—બુદ્ધિબળ—મળ્યા વિના એકલા બાહુબળે કોઇ સિદ્ધિ થતી નથી, પરતુ એવુ કુશળપણું માત્ર મનુષ્ય વીરોમાંજ હોય છે એમ નથી. શુ આપ એમ સમજો છો કે ગરોળી વગરકુશળતાએ માખીને પકડી શકે છે ? અથવા વગરકુશળતાએ બિલાડી ઉદર પકડે છે ? બુદ્ધિબળના સયોગવિના બાહુબળની સ્ફૂર્તિ થતી નથી. અરે, બુદ્ધિબળ વિના કોઇ પણ જાતના બળની સ્ફૂર્તિ નથી.

આથી સ્વીકારવુ પડે છે કે જે બળથી મનુષ્ય અને અન્ય પ્રાણીઓ સ્વાર્થસિદ્ધિ કરે છે તે બાહુબળજ છે. એને પશુબળ કહેવુ જોઇએ, અને કાર્યસિદ્ધિનો એ છેલ્લો ઉપાય છે જે કાર્યની સિદ્ધિ બીજી કોઇ રીતે થતી ન હોય તેની સિદ્ધિ બાહુબળે સત્વર થાય છે × એવી કોઇ ગાંઠ નથી કે જે છરીથી કપાય નહિ, ને એવો કોઈ પત્થર નથી કે જે ઘા મારતા ભાગે નહિ. બાહુબળ એજ સસારમાં સૌથી છેલ્લી કોર્ટ છે બધી અપીલો પછી છેલ્લી અપીલ ત્યાંજ છે. પછી એના ઉપર બીજે કયાંઈ અપીલ નથી. બાહુબળ પશુનું બળ છે, પરતુ મનુષ્ય પણ હજી લગી કોઇ કોઇ અશમા પશુજ હોવાથી બાહુબળજ મનુષ્યને પ્રધાન આધારરૂપ છે.

પરતુ પશુઓના બાહુબળમા ને મનુષ્યોના બાહુબળમાં એક મહાન ભેદ છે. પશુઓ બાહુબળનો વ્યવહાર નિત્ય કરે છે, પરતુ માણુસોને બાહુબળનો ઉપયોગ નિત્ય કરવો પડતો નથી એના બે કારણો છે પહેલું કારણ અનેક પશુઓનો ઉદર ભરવાનો ઉપાય માત્ર બાહુબળજ હોય છે. બીજુ કારણ એ છે કે બાહુબળનો પ્રયોગ થયા સિવાય તેને એ પ્રયોગની સભાવના પણ નથી, એટલે તે માત્ર બાહુબળનેજ વશ થાય છે જો પશુઓ પણ મનુષ્યની પેઠે સમાજબદ્ધ થાય, તોજ તેઓ બાહુબળના પ્રયોગનુ નિવારણ કરી શકે. તે વિના નિવારણ કરવાનો સભવજ નથી.

× અતર્બળ અથવા અધ્યાત્મબળ એ પશુબળ કરતાં ચડીઆતુ છતા હિન્દની વર્તમાન દશામાં તે બળનો અભાવ હોવાને લીધેજ—"**असमर्थो भवेत्साधुः**" ની પેઠે "હશે એનું કર્યું એ ભોગવશે" ૪૦ ફિલ્સુફી નબળાઇને ઢાંકવાના બહાનાતરીકે વપરાય છે, અને તે જોતા બકિમબાબુ શરીરબળને અહિ પ્રાધાન્ય આપે છે તે પણ સારૂજ કરે છે મત્રી

એક પુસ્તકમા ( પચતત્રમા ) એવી વાત લખેલી છે કે એક જગલમાં પશુઓએ જોયુ કે સિહ તેમાનાં અનેક પશુઓને રોજ મારી ખાય છે, ત્યારે તેમણે સિહ સાથે એવો નિયમ કર્યો કે —" તમારે હમેશા પશુઓપર અત્યાચાર કરવાની કાંઇ જરૂર નથી, તમારે વાસ્તે રોજ એક પશુ મોકલાવી આપીશુ " અહિં પશુઓએ સમાજ-બદ્ધ થએલા મનુષ્યોના જેવુ કામ કર્યું, ને સિહવડે થનો હમેશના બાહુબળનો પ્રયોગ અટકાવ્યો. મનુષ્યો બુદ્ધિવડે સમજે છે કે કયા પ્રસગે બાહુબળ આવી પડવાનો સભવ છે? ને સામાજિક બધનદ્વારા શી રીતે તેનો અટકાવ થઇ શકશે'

રાજામાત્ર બાહુબળેજ રાજા છે, પરતુ હમેશાં બાહુબળનો ઉપયોગ કરી પ્રજાને તેઓ પીડતા નથી, તેનુ કારણ એ છે કે પ્રજા સમજે છે કે આ એક હજાર કે એક લાખ સિપાઇઓ રાજાને તાબે છે, એટલે જો રાજાની સામા થઇશુ તો આપણો જરૂર નાશ થશે આમ બાહુબળના પ્રયોગનો સભવ વિચારી પ્રજા રાજાની આજ્ઞા સામે થતી નથી, ને બાહુબળ પણ વપરાતુ નથી, છતા બાહુબળનુ જે ફળ છે તે સિદ્ધ થાય છે આ બાજુ લાખોની સેના જે રાજાને તાબે છે તેનુ કારણ પણ પ્રજાનુ ધન ને પ્રજાનોજ અનુગ્રહ છે પ્રજાનુ ધન જે રાજાના ખજાનામા છે અને પ્રજાનો અનુગ્રહ જે રાજાને મળ્યો છે તેનુ કારણ સમાજનો નિયમ છે. આથી આ જગતપર બાહુબળનો પ્રયોગ ન થવાનુ મુખ્ય કારણ મનુષ્યોની દૂરદર્શિતા ને ગૌણ કારણ સમાજબધન છે

આ નિબધમાં અમે ગૌણ કારણો છોડી દીધા છે ને છોડી દઇશુ. સામાજિક અત્યાચાર જે જે બળે દૂર કરી શકાય તે વિચારવાનેજ અમે પ્રવૃત્ત છીએ સમાજ-બધન સ્વીકાર કરેલુ ન હોય તો સામાજિક અત્યાચારનુ હોવાપણુ નથી. સમાજ-બધનજ તમામ સામાજિક અત્યાચારનુ નિત્ય કારણ છે, અને તેથી સુધારાવધારા માટે જરૂરનુ લાગે તો તે કારણને છોડી પણ શકાય છે

એમ સમજી શકાય છે કે—"આમ કરીશ તો મારાપર શાસનકર્તાના બાહુબળનો પ્રયોગ થશે " એ માન્યતાજ બાહુબળનો પ્રયોગ અટકવાનુ મૂળ કારણ છે, પરતુ મનુષ્યની દૂરદર્શિતા સૌ વખતે એકસરખી રહેતી નથી—તે બધે વખતે બાહુબળનો ભય રાખતી નથી સમાજમા જેઓ ઝીણી બુદ્ધિવાળા છે તેઓ સમજી શકે છે કે અમુક સયોગોમાં બાહુબળનો પ્રયોગ થવાની સભાવના છે, એટલે તેઓ બીજાને એ વાત સમજાવે છે. લોકો તે ઉપરથી જાણીતા થઇ જાય છે કે જો અમે આ વખતે અમુક કર્તવ્ય નહિ કરીએ તો જરૂર અમારાપર બાહુબળનો પ્રયોગ થવાનો સભવ છે આમ અશુભ ફળના ભયની બીકે અવળે માર્ગે ચાલનાર લોકો સીધા રસ્તાપર ચાલે છે

જ્યારે સમાજનો એક ભાગ બીજા ભાગને પીડે ત્યારે તે દુ:ખ મટાડવાના બે રસ્તા છે, બાહુબળ અને વાણીબળ. જ્યારે રાજા પ્રજાને પીડા કરતા સહજમાં

અટકે નહિ ત્યારે પ્રજા બાહુબળનો ઉપયોગ કરે છે કદિ કદિ જો કોઇ રાજાને એમ સમજાવે કે તમે આ રીતે પીડા કરશો તો પ્રજા તરફથી બાહુબળનો પ્રયોગ થવાનો ભય છે, તો રાજા અત્યાચારથી અટકી પણ જાય છે

ઇગ્લાંડનો રાજા પહેલો ચાર્લ્સ, પ્રજાના બાહુબળથી અધિકાર પામ્યો હતો એ વાત સૌ જાણે છે. તેનો પુત્ર બીજો જેમ્સ, પ્રજાનો બાહુબળનો ઉદ્યોગ જોતાંજ દેશ છોડી નાસી ગયો હતો, પરંતુ એ રીતે બાહુબળના પ્રયોગનું પ્રયોજન સર્વ ઠેકાણે ઘટતું નથી. બાહુબળનો ભયજ બસ છે પ્રતાપશાળી અગ્રેજો જે બાબતમાં એમ સમજે છે કે " આ કામમાં હાથ નાખતાં પ્રજા અસતુષ્ટ થશે " તે કામમા હાથ નાખવાના નહિજ. ૧૮૫૭–૫૮ ની સાલમા તેઓને સમજાયુ છે કે બાહુબળમાં હિંદનો પ્રજાવર્ગ તેમના જેવો બળવાન નથી તોપણ પ્રજાની સાથે બાહુબળની પરીક્ષા કરવી સુખકારક નથી આથીજ બાહુબળના પ્રયોગની આશકા લાગતાંજ તેઓ સ્વેચ્છિત માર્ગે ગતિ કરવાના નહિ.

આથી કેવળ ભાવી ( ભવિષ્યમા થવાનો સભવ હોય તેવુ ) ખરાબ ફળ સમજાવી શકાવાથી બાહુબળનો પ્રયોગ કર્યા વિના પણ તેનુ કામ સિદ્ધ થાય છે એ સમજાવવાની પ્રવૃત્તિ પણ બાહુબળના પ્રયોગની નિવૃત્તિ કરનારી એક શક્તિ–એક બળ–છે એ પ્રવૃત્તિમાં વાણીવડેજ કામ કરવાનુ હોવાથી આ સ્થળે તે વાણીબળને નામે ઓળખાવાય છે

એ વાણીબળ અતિ આદરયોગ્ય પદાર્થ છે બાહુબળથી અનેક મનુષ્યોનો સંહાર થાય છે, તેમ બીજા પણ ઘણાં અનિષ્ટ થાય છે, પરંતુ લોહીનુ ટીપુ પણ પડયા વિના તથા હથિયારનો ઘા થયા વિનાજ બાહુબળથી થનારૂ કામ વાણીબળ સિદ્ધ કરે છે, આથી વાણીબળ એટલે શુ ? તેનુ લક્ષણ, પ્રયોગ ને વિધાન શી રીતનાં હોય છે ? તે વિષે વિશેષ વિચાર કરવો જરૂરનો છે આ અમારા દેશમાં આ સમયે એવી રીતના પ્રયોગની કાંઈ સભાવના પણ નથી, તેમ તે કર્તવ્ય પણ નથી, જેથી સામાજિક અત્યાચારનિવારણ માટે વાણીબળની ઉન્નતિ જેમ બને તેમ કરવી એ પણ પ્રયોજન ઠરે છે

વાસ્તવિક રીતે બાહુબળ કરતાં વાણીબળ સર્વ પ્રકારે શ્રેષ્ઠ છે બાહુબળે તો આજલગી સસારની કેવળ અધોગતિજ કરેલી છે સમાજની જે કાંઇ ઉન્નતિ થઇ છે તે વાણીબળેજ સમાજનીતિ, રાજનીતિ,ધર્મનીતિ, સાહિત્ય, વિજ્ઞાન, શિલ્પ ઇત્યાદિમાં જે જે ઉન્નતિ થઇ છે તે વાણીબળેજ. જે વક્તા, જે કવિ, જે લેખક, જે દાર્શનિક, વૈજ્ઞાનિક, નીતિવેત્તા, ધર્મવેત્તા, વ્યવસ્થાપકો વગેરે જણાય છે, તે તમામ વાણીબળવડેજ બળવાન છે

આથી કોઇએ એમ ન સમજવુ કે બાહુબળનુ નિવારણ થવુ એજ કેવળ વાણીબળનુ ફળ છે, અથવા તે માટેજ વાણીબળની યોજના છે માણસો કાંઇક કાંઇક પણ

ભાગનો ત્યાગ કરીને ઉન્નત દશામા આવી ઉભાં છે અનેક વાર માણુસો ભયનુ કારણુ ન હોય તોપણુ સત્કર્મોના અનુષ્ઠાનમાં જોડાય છે. જો સમગ્ર સમાજમાં કોઇવાર એકસાથે કોઈ બાબતના સારા અનુષ્ઠાનની પ્રવૃત્તિ ઉપજે તો તે સત્કાર્ય અવશ્ય સિદ્ધ થાય છે. એવા સત્કાર્યમાં સાધારણુ જનસમાજની પ્રવૃત્તિ સુજ્ઞ પુરુષોના ઉપદેશ વિના કદિ થતી નથી. સાધારણુ મનુષ્યવર્ગ અજ્ઞ હોય છે, તેમને વિચારશીલ મનુષ્યો શિખામણુ આપે છે, એ શિખામણુ દેનારી ઉપદેશ-માળા જો યથાયોગ્ય ને બળવત હોય તોજ તે સમાજના હૃદયમા ઉતરે છે, ને જે સમાજના હૃદયમા સજ્જડપણે ચોટી જાય છે, તેને સમાજ છોડે પણુ નહિ, તે કામમા તે જોડાયજ ઉપદેશના વાણીબળે હલમલી રહેલો સમાજ ફેરવાતો જાય છે અને સમાજનુ ઇષ્ટ આ રીતે વાણીબળે જેવુ સિદ્ધ થાય છે તેવું કદિ પણુ બાહુબળે સિદ્ધ થતુ નથી

મુસા, ઇસા, શાક્યસિહ, શકરાચાર્ય વગેરે મહાત્માઓએ માત્ર વાણીબળે પૃથ્વીનુ જે હિત કર્યું છે, તેનો સોમો ભાગ પણુ બાહુબળવાળાથી થઇ શકેલ નથી. કોઇ પણુ સમયે કોઇ સમાજમાં બાહુબળે હિત કર્યું જ નથી એમ કહેવાનો આશય નથી આત્મરક્ષામાટે બાહુબળજ શ્રેષ્ઠ છે અમેરિકાનો મહાન ઉન્નતિ કરનારો વીર વૉશિંગ્ટન બાહુબળવાળો હતો હોલાંડ ને ઇંગ્લાંડનો મહાન ઉન્નતિ કરનાર વીર વિલિયમ બાહુબળશાળી હતો, અને ભારતવર્ષની આધુનિક દુર્ગતિનુ કારણુ બાહુબ-ળનો અભાવ પણુ છે, પરતુ સાધારણુ રીતે દેખી શકાય છે કે બાહુબળ કરતા વાણીબળેજ મોટે ભાગે જગતનુ હિત સાધ્યુ છે બાહુબળ એ પશુનુ બળ છે. વાણી-બળ એ મનુષ્યનુ બળ છે, પરતુ ગમે તેમ બકબકાટ કરવો એનુ નામજ કાંઈ વાણીબળ નથી વાણીમા જે બળ જણાય છે, તેનેજ હુ વાણીબળ કહુ છુ વિચાર-શીલ મનુષ્યો વિચારવડે લોકોપકારક તત્ત્વો મનમાંથી પ્રકટ કરે અને તે તત્ત્વોને વક્તાઓ તથા લેખકો લોકોના હૃદયમા છાપે, એ બંને બળના એકત્ર થવાનેજ હુ વાણીબળ કહુ છુ

ઘણીવાર એ બને રીતનુ બળ એક માણુસમા પણુ જોવાય છે, અને ક્યાક ક્યાંક એ બને બળો જૂદા જૂદા પણુ હોય છે. એકત્ર હો કે જૂદાં જૂદા હો, પરતુ બંને બળોનુ એકઠુ થવુ તેનું નામજ વાણીબળ છે

---

## चित्तशुद्धि

હિદુધર્મનો સાર ચિત્તશુદ્ધિ છે આથી જે લોકો હિદુધર્મ ઉપર વિશેષ અનુરાગી હોય અથવા જે લોકો હિદુધર્મના યથાર્થ મર્મને સમજવાને ઇચ્છા રાખતા હોય

તેઓને હુ આગ્રહ કરૂ છુ કે તેમણે આ તત્ત્વપર વિશેષ ધ્યાન આપવુ ચિત્તશુદ્ધિના જેટલુ બીજુ કોઈ તત્ત્વ હિંદુધર્મના મર્મમાં રહેલુ જણાતુ નથી સાકારની ઉપાસના હોય કે નિરાકારની ઉપાસના હોય, એકેશ્વરવાદ હોય કે બહુ દેવોનુ મડન હોય, દ્વૈતવાદ હોય કે અદ્વૈતવાદ હોય, કર્મમાર્ગ, ભક્તિમાર્ગ કે જ્ઞાનમાર્ગ ગમે તે હોય, પરતુ ચિત્તશુદ્ધિ પાસે એ બધા ગૌણ છે એ સર્વે ચિત્તશુદ્ધિ થઇ હોય તો સાર્થક છે, અને નહિ તો નિરર્થક છે. જેનુ ચિત્ત શુદ્ધ નથી તેને કોઇ ધર્મ લાભપ્રદ નથી, પરતુ જેનુ ચિત્ત શુદ્ધ છે તેને બીજા કોઇ ધર્મનુ પ્રયોજન નથી ખરી રીતે જોઇએ તો ચિત્તશુદ્ધિ કેવળ હિંદુધર્મનોજ સાર છે એમ નથી, તે તમામ ધર્મોનો સાર છે. ચિત્તશુદ્ધિ એ હિંદુધર્મનો સારાંશ છે, મુસલમાની ધર્મનો સારાંશ છે, ખ્રિસ્તી ધર્મનો સારાંશ છે, અને ટુકામા પૃથ્વીપર ચાલતા તમામ ધર્મો તથા સપ્રદાયોનો સાર છે જેનુ ચિત્ત શુદ્ધ છે તેજ શ્રેષ્ઠ હિંદુ, શ્રેષ્ઠ ખ્રિસ્તી, શ્રેષ્ઠ બૌદ્ધ, શ્રેષ્ઠ મુસલમાન અને શ્રેષ્ઠ ધાર્મિક છે, પરતુ જેનુ ચિત્ત શુદ્ધ નથી તે કોઇપણ ધર્મમાં ધાર્મિક ગણાતો નથી. ચિત્તની શુદ્ધિ એજ ધર્મ છે અને ખાસ કરીને હિંદુધર્મમા એની પ્રબલતા છે એટલે જેનુ ચિત્ત શુદ્ધ નથી તે હિંદુજ નથી. ભલે તે મનુસ્મૃતિ આદિ ધર્મશાસ્ત્રોમા કહેલી સપૂર્ણ વિધિઓ પ્રમાણે કામો કરે તેમ છતા તે હિંદુ કહી શકાય નહિ

એ ચિત્તશુદ્ધિ તે શુ છે ? એ વાત એક બે લક્ષણોદ્વારા સમજાવવાને યત્ન કરીએ ચિત્તશુદ્ધિનુ પહેલુ લક્ષણ ઇંદ્રિયસયમ છે. ઇંદ્રિયસયમનો અર્થ એવો કરવાનો નથી કે તમામ ઇંદ્રિયોનો એકદમ વિધ્વસ કે ઉચ્છેદ કરવો, એનો અર્થ એટલોજ છે કે ઇંદ્રિયોને કાબૂમા લેવી. ઉદાહરણ તરીકે ઉદરભરિતાની વાત કરીએ. ઉદર ભરવાની વૃત્તિ એ એક જાતની ઈંદ્રિયપરતા છે હવે એ ઇંદ્રિયના સયમનો અર્થ એવા ન સમજવો કે કદિ ખાવુજ નહિ અને વાયુભક્ષણ કરીને ચલાવવું; અથવા ક્ષુદ્ર કે ખરાબ અન્નનુ ભક્ષણ કરવુ શરીર પોષણ અને આરોગ્ય રક્ષણ માટે જેટલા અને જેવા આહારની જરૂર છે તે તો અવસ્ય લેવોજ, એથી ઇંદ્રિયસંયમમાં કાંઇ હરકત થતી નથી. ઈંદ્રિયસયમ એ એવો કઠણ વિષય પણ નથી વિશેષમા એમ પણ કહી શકાય કે જિતેદ્રિય માણસ આસક્તિરહિત થતાં સારાં સારા ભોજનો લે તોપણ હનિ નથી * તાત્પર્ય એજ છે કે વિષયમા આસક્તિનો અભાવ એજ ઈંદ્રિયસયમ છે આત્મરક્ષા કે ધર્મરક્ષા અર્થાત્ ઇશ્વરી નિયમની રક્ષા માટે જે ઇંદ્રિયભોગ આવશ્યક છે તેના કરતાં વધારે જે ઈંદ્રિયપરિતૃપ્તિની અભિ-

* रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् । आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥ (गीता अ. २ श्लो ६४ ) રાગદ્વેષથી રહિત આત્મા—મનને વશ એવી ઈંદ્રિયોવડે વિષયોને આચરતો—વશ અત કરણવાળો પુરુષ ચિત્તની શુદ્ધિને—ચિત્તપ્રસાદને પામે છે.

લાષા કરે તેનાથી ઈંદ્રિયસયમ થઈ શકે નહિ, જે એવી અભિલાષા ન કરે તેજ જિતેંદ્રિય છે જેને ઈંદ્રિયપરિતૃપ્તિમાં સુખ નથી, લાલસા નથી, કેવળ ધર્મરક્ષા એજ લક્ષ્ય છે તેજ સયતેદ્રિય છે

એવા અનેક માણુસો દેખાય છે કે જેઓ ઉપરથી જોઇએ તો ઇંદ્રિયપરિતૃપ્તિથી તદ્દન વિમુખ જણાય છે, પરતુ તેઓ મનની મલિનતા ધોઇ શકયાં હોતાં નથી. લોકલજ્જા માટે, આબરૂ સપાદન કરવા માટે, ઐહિક ઉન્નતિ માટે કે ધાર્મિક-પણાના ઢોંગ માટે તેઓ જિતેદ્રિય મનુષ્ય જેવુ આચરણ રાખે છે, પરતુ અતઃકરણમાં ઈંદ્રિયભોગની લાલસા બહુ પ્રબળપણે વસેલી હોય છે જન્મથી મરણલગી તેઓ ભોગી થયા ન હોય તોપણ ઇદ્રિયસયમથી તેઓ બહુ દૂર હોય છે. આવા ધર્મઢોંગીઓમાં અને ઈંદ્રિયપરાયણ રહેનારાઓમા ઘણોજ થોડો ફેર છે એ બન્ને પ્રકારનાં માણુસો આ લોકના નરકના અગ્નિમાં સળગ્યા કરે છે ઈંદ્રિયોને તૃપ્ત કરો કે ન કરો પણ ઈંદ્રિયસયમ ત્યારેજ સિદ્ધ થશે કે જ્યારે ભૂલે ચૂકે પણ મનમાં ઈંદ્રિયપરિતૃપ્તિનો વિચાર આવશે નહિ, શરીરરક્ષા અથવા ધર્મરક્ષા માટે ઈંદ્રિયોને કૃતકાર્ય કર્યા છતા પણ તેને દુઃખજ સમજાઇ ખરૂં સુખ અનુભવાશે નહિ, એવુ ન બને તો કઠોર યોગ અને કઠોર તપશ્ચર્યા સર્વે વૃથા છે

પરતુ ચિત્તશુદ્ધિની અપેક્ષાએ ઈંદ્રિયસંયમ પણ તુચ્છ વાત છે ઈંદ્રિયસયમ કરતા ચિત્તશુદ્ધિ અતિ કઠણ લક્ષણવાળી છે. ઘણા લોકો એવા હોય છે કે જેઓ જિતેદ્રિય હોય પણ અનેક કારણોથી તેમના ચિત્ત શુદ્ધ હોતાં નથી એમના મનમાં ઇંદ્રિયસુખોની ઇચ્છા ન હોવા છતાં પણ એવી એવી પ્રબળ વાસનાઓ હોય છે, કે " હુ સારો કહેવાઉં, મારૂ બધુ સારૂંજ કહેવાય, મને ધન મળે, મને આબરૂ મળે, મને સપત્તિ, ધન અને સૌભાગ્ય મળે, હુ મોટો માણુસ થાઉં અને બીજા સૌ મારા કરતાં નાના રહે " જેઓના અતઃકરણોમાં આવી આવી વાસનાઓ હોય છે તેઓ હમેશાં એવીજ ચેષ્ટા ને ઉદ્યોગમા મડ્યા રહે છે કે એવુ કોઇ કામ નથી કે જે તેઓ ન કરે અને એવો કોઇ વિષય નથી કે જે છોડીને તે એમાં મન ન લગાડે. આવાં માણુસો ઈંદ્રિયાસક્ત માણુસો કરતાં પણ અતિ હલકા છે, તેમની પાસે તો ધર્મ, કર્મ, જ્ઞાન અને ભક્તિ એ કોઇ વસ્તુજ નથી ! ઇશ્વરને માનતા છતાં પણ એમને હિસાબે ઇશ્વર કાંઇજ નથી અને જગત્ છતા પણ એના મનથી તે કાંઇજ નથી, કેવળ તેના પોતાના સિવાય અન્ય કશુજ નથી ! આવી આત્મસભાવના અને સ્વાર્થપરતા, ચિત્તશુદ્ધિમાં ઈંદ્રિયાસક્તિ કરતા પણ વધારે વિઘ્નરૂપ છે પરોપકારભાવ ઉપજ્યા વિના કદિ ખરી ચિત્તશુદ્ધિ થતી નથી જ્યારે એમ સમજાશે કે જેવો હું છુ તેવોજ બીજો છે, જેમ હું મારા સુખને શોધું છુ તેમ બીજો પણ પોતાના સુખને શોધેજ, જ્યારે પોતાનાથી બીજાને જૂદા ન સમજે, જ્યારે પોતાના કરતાં પણ બીજાને વધારે આત્મીય ગણે, જ્યારે ધીરે ધીરે પોતાનું

પોતાપણું ભૂલી જઇ બીજાનેજ સર્વસ્વ સમજે, જ્યારે બીજામાં પોતાપણાને લીન કરી શકે અને જ્યારે તેનો પોતાનો આત્મા વિશ્વવ્યાપક-સમગ્ર વિશ્વમય-બની જાય ત્યારેજ ખરી ચિત્તશુદ્ધિ થશે. જો એમ ન થાય તો લંગોટી લગાવી, સંસાર છોડી,આંગણે આંગણે હરિને નામે ભીખ માગી રખડયા કરવાથી ચિત્તશુદ્ધિ થશે નહિ. બીજી તરફ જોઇશું તો હીરાજડિત આભૂષણો પહેરી, રાજસિંહાસને બેઠેલો રાજા જો પોતાની એક રાંકડી રૈયતના દુ:ખને પોતાનુંજ દુ:ખ સમજે તો તેનું ચિત્ત શુદ્ધ ગણવું જોઇએ જે રાજા વિશ્વામિત્ર જેવા ઋષિને એક ગાય દઇ ન શક્યો તેનું ચિત્ત શુદ્ધ થયું ન ગણાય અને જે રાજાએ શરણે આવેલા હોલાને બદલે પોતાનું માંસ કાપીને બાજને દીધું તેનું ચિત્ત શુદ્ધ થયું કહેવાય

પરંતુ આની અપેક્ષાએ પણ ચિત્તશુદ્ધિના મોટા સાધનરૂપ અથવા લક્ષણરૂપ એક વસ્તુ છે, તે જાણવી જોઇએ જે તમામ પ્રકારની શુદ્ધિને ઉપજાવનારી છે, જે પોતેજ શુદ્ધિરૂપે છે, જેની કૃપા, ધ્યાન અને અનુકંપા વિના શુદ્ધિ થતી નથી, જેમાં ગાઢ ભક્તિજ ચિત્તશુદ્ધિનું પ્રધાન લક્ષણ છે, ઇંદ્રિયસંયમનું બળ અને પરાર્થપરતા પણ જેની મહત્તાના ચિંતન અને ગાઢ અનુરાગવડે સરળતાથી પ્રાપ્ત થઇ શકે છે, એવી ઇશ્વરભક્તિજ ચિત્તશુદ્ધિનું સર્વોત્તમ સાધન અને સર્વ ધર્મનું મૂળ છે.

ચિત્તશુદ્ધિના પ્રથમ લક્ષણ સંબંધે જે કહ્યું છે તેનું સ્થૂલ તાત્પર્ય હૃદયશાંતિ છે, ને બીજા લક્ષણસંબંધે જે કહ્યું છે તેનું સ્થૂલ તાત્પર્ય મનુષ્યોપ્રતિ પ્રીતિભાવ છે ત્રીજા લક્ષણસંબંધે જે કહ્યું છે તેનું સ્થૂલ તાત્પર્ય ઇશ્વરભક્તિ છે આથી ચિત્તશુદ્ધિનાં સંપૂર્ણ લક્ષણ કહીએ તો હૃદયમાં શાંતિ, મનુષ્યપ્રીતિ અને ઇશ્વરભક્તિ છે. હિંદુધર્મનો મર્મ એજ છે.

ભક્તિ, પ્રીતિ ને શાંતિના લક્ષણવાળી ચિત્તશુદ્ધિ હિંદુશાસ્ત્રકારો કેવી રીતે સમજાવે છે, તેના દષ્ટાંતસ્વરૂપે શ્રીમદ્ભાગવતના ત્રીજા સ્કંધમાંથી ભગવાન કપિલદેવના વચનો અહીં ઉતારીએ છીએ

लक्षणं भक्तियोगस्य निर्गुणस्य ह्युदाहृतम् ।
अहैतुक्यव्यवहिता या भक्तिः पुरुषोत्तमे ॥१२॥
सालोक्य-सार्ष्टि-सामीप्य-सारूप्यैकत्वमप्युत ।
दीयमानं न गृह्णन्ति विना मत्सेवनं जनाः ॥१३॥
स एव भक्तियोगाख्य आत्यन्तिक उदाहृतः ।
येनातिव्रज्य त्रिगुणान् मद्भावायोपपद्यते ॥१४॥
निषेवितेनानिमित्तेन स्वधर्मेण महीयसा ।
क्रियायोगेन शस्तेन नातिहिंस्रेण नित्यशः ॥१५॥
मद्धिष्ण्यदर्शनस्पर्शपूजास्तुत्यभिवन्दनैः ।
भूतेषु मद्भावनया सत्त्वेनासंगमेन च ॥१६॥

महतां बहुमानेन दीनानामनुकम्पया।
मैत्र्या चैवात्मतुल्येषु यमेन नियमेन च ॥१७॥
आध्यात्मिकानुश्रवणान्नामसंकीर्तनाच्च मे।
आर्जवेनार्यसंगेन निरहंक्रियया तथा ॥१८॥
मद्धर्मणो गुणैरेतैः परिसंशुद्ध आशयः।
पुरुषस्त्वञ्जसाऽभ्येति श्रुतमात्रगुणं हि माम् ॥१९॥
यथा वातरथो घ्राणमावृङ्क्ते गन्ध आशयात्।
एवं योगरतं चेत आत्मानमविकारि यत् ॥ २०॥
अहं सर्वेषु भूतेषु भूतात्मावस्थितः सदा।
तमवज्ञाय मां मर्त्यः कुरुतेऽर्चाविडम्बनम् ॥२१॥
यो मां सर्वेषु भूतेषु सन्तमात्मानमीश्वरम्।
हित्वाऽर्चां भजते मौढ्याद्भस्मन्येव जुहोति स ॥२२॥
द्विषतः परकाये मां मानिनो भिन्नदर्शिनः।
भूतेषु बद्धवैरस्य न मनः शान्तिमृच्छति ॥२३॥
अहमुच्चावचैर्द्रव्यैः क्रिययोत्पन्नयाऽनघे।
नैव तुष्येऽर्चितोऽर्चायां भूतग्रामावमानिनः ॥२४॥
अर्चादावर्चयेत्तावदीश्वरं मां स्वकर्मकृत्।
यावन्न वेद स्वहृदि सर्वभूतेष्ववस्थितम् ॥२५॥
आत्मनश्च परस्यापि यः करोत्यन्तरोदरम्।
तस्य भिन्नदृशो मृत्युर्विदधे भयमुल्बणम् ॥२६॥
अथ मां सर्वभूतेषु भूतात्मानं कृतालयम्।
अर्हयेद्दानमानाभ्यां मैत्र्याभिन्नेन चक्षुषा ॥२७॥
(श्रीमद् भागवत तृतीयस्कंध २९ अध्याय.)

ભાવાર્થઃ—કપિલદેવ પોતાની માતા દેવહૂતિને કહે છે કે, ભગવાનમાં સ્વાર્થ-રહિત અને ભેદભાવરહિત ભક્તિજ નિર્ગુણ ભક્તિયોગનુ લક્ષણ છે (૧૨) મારા એવા ભકતો મારી સેવા વિના મે આપેલી સાલોક્ય ( મારી સાથે એક લોકમાં વસવુ તે ), સાર્ષ્ટિ ( મારા જેટલું ઐશ્વર્ય પામવુ તે ), સામીપ્ય ( મારી પાસે રહેવુ તે ), સારૂપ્ય ( મારા જેવુ રૂપ પામવુ તે ) અને એકત્વ ( સાયુજ્ય ) વગેરેમાથી કોઇ પણ પ્રકારની મુક્તિને મેળવવા ઇચ્છતા નથી (૧૩) આજ આત્યતિક ભક્તિયોગ છે, કે જેવડે ત્રિગુણથી અતિશય મુક્ત થઇને ભક્ત મારા ભાવને પામે છે આ પ્રકારના ભક્તિયોગનાં સાધનો અહી કહ્યાં છે (૧૪) નિમિ-ત્તરહિત ( નિષ્કામપણે ) અને શ્રદ્ધાવડે સેવેલા સ્વધર્મથી, જેમાં અતિ હિસા ન હોય એવા નિરતરના નિષ્કામ ક્રિયાયોગથી (૧૫) મારી મૂર્તિનાં દર્શન, સ્પ-

ર્શન, પૂજા, સ્તુતિ, અભિવંદન, ભૂતોમાં મારી ભાવનાથી, સત્યથી અને અસંગથી (૧૬) મોટા પુરુષોને બહુ માન આપવાથી, દીનજનો ઉપર દયાથી, સમાન પુરુષો સાથે મૈત્રી રાખવાથી, યમથી અને નિયમથી (૧૭) મારૂં અધ્યાત્મજ્ઞાન શ્રવણ કરવાથી મારા નામના સંકીર્તનથી, આર્જવથી, આર્યોના સંગથી તથા નિરહંકારીપણાથી (૧૮) મારા ધર્મના આ ગુણોને ધારણ કરવાથી જેને ચિત્તશુદ્ધિ થઈ હોય છે તે પુરુષ મારા ગુણોનુ શ્રવણ કરતાંજ અનાયાસે મને પામે છે. (૧૯) જેમ વાયુવડે ગંધ વગરશ્રમે એની મેળેજ નાકલગી પહોંચી જાય છે, તેમ ભક્તિયોગવડે શુદ્ધચિત્ત થયેલો ભક્ત વગરશ્રમે પરમાત્માને પામે છે (૨૦) હું આત્મારૂપે સદા તમામ પ્રાણીઓમાં રહેલો છુ તેની અવજ્ઞા કરીને મૂઢ મનુષ્યો વૃથા બાહ્ય અર્ચાનો શ્રમ લે છે (૨૧) સર્વ પ્રાણીઓમા રહેલા આત્મારૂપ હું ઇશ્વરની સેવા છોડીને એવી અર્ચા કરે છે તે રાખમાજ હોમ કરે છે (૨૨) બીજાઓના શરીરોમાં પણ હુજ રહેલો છતાં તે શરીરોમા મારો દ્વેષ કરવાવાળો, અભિમાની, ભેદભાવે જોનારો અને પ્રાણીઓ ઉપર વેર બાંધનારો પુરુષ મનની શાંતિ મેળવી શકતો નથી (૨૩) હે નિષ્પાપ ! જે વ્યક્તિ પ્રાણીઓ સાથે વેર રાખે છે તે અનેક સામગ્રીઓથી અને ક્રિયાઓથી પૂજા કરે તોપણ હું તેના પર સંતુષ્ટ થતો નથી (૨૪) પોતાનુ કાર્ય કરનાર પુરુષ ત્યાંલગીજ મારી પૂજા અર્ચા કરે કે જ્યાંલગી તેને પોતાના હૃદયમાં એવુ જ્ઞાન પ્રાપ્ત થયુ નથી કે સર્વ પ્રાણીઓમાં હું ભગવાનજ રહેલો છુ (૨૫) પોતાનામા અને બીજામા જે કોઇ જરા પણ ભેદભાવના કરે છે તે ભેદભાવ રાખનાર પુરુષને હું મૃત્યુરૂપે ઘોર ભય ઉપજાવુ છુ (૨૬) માટે મનુષ્યનુ કર્તવ્ય છે કે તેઓ મને સૌ પ્રાણીઓનો અંતર્યામી અને સૌ પ્રાણીઓમાં રહેલો જાણીને દાન, માન, મૈત્રી અને સમદૃષ્ટિ રાખવારૂપે મારી પૂજા કરે. (૨૭)

ચિત્તશુદ્ધિસંબંધે તમામ હિંદુશાસ્ત્રોમાથી આવા પ્રકારનાં અનેક વચનો ઉતારી શકાય તેમ છે, પણ એમ કરવાની જરૂર જણાતી નથી હિંદુઓએ એટલુ સ્મરણ રાખવુ કે ચિત્તશુદ્ધિ વિના પ્રતિમાપૂજામા વિશેષ લાભ નથી ચિત્તશુદ્ધિ થવા પછીની અવસ્થામાં પ્રતિમાપૂજા એ તો વિડંબનામાત્ર છે

એ ચિત્તશુદ્ધિ મનુષ્યોની તમામ સદ્વૃત્તિઓની ખીલવણી, પરિણતિ અને મેળવણીનુ ફળ છે ભક્તિ ને પ્રીતિ એ તો માત્ર કામ કરનારી વૃત્તિઓ છે માત્ર એ વૃત્તિઓની ખીલવણીથીજ સંપૂર્ણ ધર્મ પ્રાપ્ત થતો નથી. જ્ઞાન મેળવવાની વૃત્તિની ખીલવણી વિના ધર્મના સ્વરૂપનુ યથાર્થ જ્ઞાન થાય નહિ, ને ચિત્તરંજની વૃત્તિઓની ખીલવણી વિના ધર્મનુ માહાત્મ્ય તથા સૌંદર્યનું સ્વરૂપ જાણી શકાય નહિ, કે ચિત્તશુદ્ધિના તમામ રસ્તા સ્વચ્છ કરી શકાય નહિ. વળી શારીરિક વૃત્તિઓની યોગ્ય ખીલવણી થયા વિના ધર્મે અનુમોદન કરેલાં કામો કરવામાં ઉપયોગી થાય એટલી શક્તિ આવે નહિ, ને હૃદય પણ શાંતિ મેળવે નહિ. આથીજ તમામ સદ્વૃત્તિઓની

સારી રીતની ખીલવણી અને બંધબેસતી આવે એવી મેળવણીનુ ફળ તે ચિત્તશુદ્ધિ છે.

ॐ ॐ ॐ ॐ ॐ

# चंद्रलोक

આપણા ભારતવર્ષના સાહિત્યમા ચદ્રદેવે ઘણાં કામ કર્યાં છે વર્ણનમાં ઠેકાણે ઠેકાણે તેનો ઉપયોગ થયો છે ઉપમામા, સયોગમા, વિયોગમાં અને અલકારોમાં તેને કવિઓએ પુષ્કળ વાપર્યો છે 'ચદ્રવદન,' 'ચદ્રરશ્મિ,' 'ચદ્રકરલેખા,' ઇત્યાદિ વર્ણનો સાધારણ રીતે તમામ લેખકો કરે છે કોઇ ઠેકાણે કાન્તાના સ્કધ ઉપર ચદ્રને મૂકવામાં આવેલ છે, તો કયાંક નખ સાથે પણ *ચદ્રને અથડાવવામા આવેલ છે ! 'સુધાકર' 'હિમકર' 'કરનિકર' તેમજ 'મૃગાંક' 'શશાંક' 'કલક' વગેરે અનુપ્રાસો આપણાં બાળકોના મનને મુગ્ધ બનાવે છે, પરતુ આ વીસમી સદીમાં સાહિત્યકુજ-માંજ માત્ર રમતગમત કરીને ચદ્રનો છુટકો થવાનો નથી વિજ્ઞાન રાક્ષસ બધા રસ્તા બધ કરીને ઉભો છે, ને તે અત્યારે આ લેખમાં ચદ્રને પકડે છે ચદ્રે સાહિ-ત્ય—વૃદાવનમાં આજલગી પુષ્કળ વિહાર કર્યો છે, પરતુ અત્યારે તેના કુજદ્વાર-મા અક્રૂર કાકો રથ લઈ ઉભેલ છે ચદ્રદેવ ! વિજ્ઞાનમથુરામાં ચાલો, તમારે હવે કસવધ કરવાનો છે

અભિમન્યુના મરણના શોકમાં જ્યારે સુભદ્રા અને અર્જુન ઘણા ઉદાસ બન્યા ત્યારે તેમને સમજાવવા માટે કૃષ્ણે કહ્યું હતુ કે "અભિમન્યુએ તો ચદ્રલોકમા ગમન કરેલુ છે." આપણે પણ જ્યારે શ્યામ ગગનસમુદ્રમાં ચદ્રરૂપી રૂપેરી બેટ નિહાળીએ છીએ ત્યારે સમજાય છે કે એ રૂપેરી લોકમાં, રૂપેરી વર્ણનાં મનુષ્યો, રૂપાના પાત્રોમાં, રૂપેરી રગનાં પકવાન્નો આરોગતા હશે સ્ફટિક જેવા રસનુ પાન કરતાં હશે, તેમજ રૂપેરી રગની સુદર શય્યામા શયન કરીને સ્વપ્નરહિત નિદ્રા લેતાં હશે ! પરતુ વિજ્ઞાનશાસ્ત્ર કહે છે કે તેવુ ત્યાં કશુજ નથી એ જવલત લોકમાં કોઇ જતુજ નથી એ ચદ્રપ્રદેશ તો માત્ર શુષ્ક મરુભૂમિ જેવો છે આ વિષયમાં અમે કાંઇક લખીશુ.

નિશાળીઆઓ નિશાળમા ભણે છે કે 'ચદ્ર એ ઉપગ્રહ છે' પરતુ 'ઉપગ્રહ'

* આપણી ગુર્જર ગિરામા તો કેટલાક કવિઓએ ચદ્રમાની નરજાતિ રદ કરી તેને નારીજાતિ આપેલી છે. એક કવિએ તો તેને એક 'કન્યકા' કલ્પી આકાશમાં સોનારૂપાનાં ફૂલડાં વીણતી, હોડકાપર ચઢી આકાશસરોવરમાં ખેલ કરતી, નીચેના સમુદ્રમાં પોતાનુ પ્રતિબિબ જોતી અને મસ્તીખોરા મેઘની સાથે રમત રમતી ચીતરી છે. ( જુઓ ન. ભો. કૃત ચદા નામનુ કાવ્ય. )

કહેવાથી સૂર્યમંડળ સાથે તેનો વાસ્તવિક સંબંધ સમજી શકાતો નથી. પૃથ્વી અને ચંદ્ર એ બંને પરસ્પર સબંધવાળા ગ્રહો છે. બંને એકસાથે સંપીને એક રસ્તે સૂર્યને ફરતી પ્રદક્ષિણા કરે છે. તેઓ બંને એકબીજાના ગુરુત્વાકર્ષણને આધીન છે; પરંતુ પૃથ્વી ચંદ્રના કરતા વિસ્તારમા ૮૧ ગણી મોટી છે, તેથી પૃથ્વીની આકર્ષણ-શક્તિ ચંદ્રની આકર્ષણશક્તિ કરતાં તેટલાગણી વિશેષ છે. એ આકર્ષણને બળે ચંદ્ર પૃથ્વીની પ્રદક્ષિણા કરે છે તેથીજ ચંદ્ર ઉપગ્રહ કહેવાય છે. સાધારણ વાચકો સમજે છે કે ચંદ્ર એક નાનકડી પૃથ્વી છે. તેનો વ્યાસ ૨૧૦૦ મૈલનો એટલે કે પૃથ્વીના વ્યાસનો ચોથો ભાગ કરીએ તો તેથી થોડો વધારે છે. હાલના કવિઓને પોતાની નાયિકાના વર્ણનમાં "શશિમુખી" "ચંદ્રવદની" વગેરે પ્રાચીન પદ્ધતિથી સંતોષ થતો ન હોય તો તેને અમે નવી ઉપમા દર્શાવીને સલાહ આપીએ છીએ કે હવેથી તેમણે પોતાની નાયિકાને 'પૃથ્વીમુખી' કહેવરાવવાનો આરંભ કરવો! આમ કરવાથી અલંકારમાં વધારે ગૌરવ આવશે, અને સમજાશે કે તેની નાયિકાના મુખ-મંડળનો વ્યાસ ૨૦૦૦ મૈલનોજ નહિ પણ લગભગ ૮૦૦૦ મૈલનો હશે!

આ નાનકડી પૃથ્વી આપણી પૃથ્વીથી ૨ લાખ ૪૦ હજાર મૈલ એટલે ત્રીશ હજાર જોજન છેટે છે આકાશી લાંબી લાંબી ગણત્રીઓ પ્રમાણે તો આ અંતર બહુજ થોડુ ગણાય. ત્રીશ પૃથ્વીઓને સાથે સાથે અડાડીને મૂકી હોય તો ચંદ્રલગી પહોંચી શકે જો ચંદ્રલગી રેલ્વે બાંધી હોય અને તે દર કલાકે ૪૦ મૈલની ઝડપે ચાલતી હોય તો રાત્રિદિવસ ચાલતાં પૃથ્વીપરથી ૨૫ દહાડે ચંદ્રલોકમાં પહોંચાય.

આ ઉપરથી હાલના ખગોળવેત્તાઓ ચંદ્રને ઘણોજ પાસે સમજે છે. હાલ એવી દૂરબીનો બની છે કે તેનાથી ચંદ્ર ચોવીશ સો (૨૪૦૦) ગણો મોટો દેખી શકાય છે, એનું પરિણામ એ છે કે જો ચંદ્ર આપણાથી ૧૦૦૦ મૈલજ દૂર હોત તો આપણે તેને નરી આંખે જેવો દેખત તેવો અત્યારે દૂરબીનની મદદથી જોઇ શકાય છે.

નરી આંખે જોતાં ચંદ્ર કેવો દેખાય છે? તે હાથપગવાળો દેવ નથી, તેજવાળો પદાર્થ નથી, પરંતુ તેનું વાસ્તવિક સ્વરૂપ આ પ્રમાણે છે:—તે કેવળ પત્થરમય, જ્વાળામુખી પર્વતવાળો અને જડ ગોળો છે. તેમાં ક્યાંક ક્યાંક અતિ ઉંચા પર્વતોની હારો અને ક્યાંક મોટી ગુફાઓનો સમૂહ છે. ચંદ્રમાં જે ઉજ્વળતા જણાય છે તે સૂર્યને લીધેજ છે. આપણને પૃથ્વીપર જોતાં સમજાય છે કે જે વસ્તુ સૂર્યને તાપે પ્રકાશિત હોય તે દૂરથી જોતા ઉજ્જવળ દેખાય છે, અને જે ઠેકાણે સૂર્યનો તડકો પડતો ન હોય તે સ્થાન પ્રકાશવાળું દેખાતુ નથી પણ શ્યામતાપૂર્ણ જણાય છે. બધા સમજે છે કે ચંદ્રની કળામાં વધારો ઘટાડો દેખાય છે તે સૂર્યના પ્રકાશને લીધે તથા તેની ગતિના કારણે થાય છે આ બીના વિસ્તારથી અહિં સમજાવવાની આવ-શ્યકતા નથી, પરંતુ ચંદ્રનુ જે સ્થાન ઉંચું છે તેનાપર સૂર્યનો તાપ પડે છે તેથી તે ઉજ્જવળ દેખાય છે; અને જે સ્થાને ગુફાઓ અથવા પર્વતોની છાયા છે તે સ્થાને

તડકો પડી શકતો નથી તેથી તે આપણને શ્યામ રંગનું દેખાય છે તેજ વિનાના એ શ્યામસ્થાન એજ ચંદ્રનું કલંક અથવા મૃગલું છે. જૂના માણસોની વાતો પ્રમાણે "ડોસી રેંટીઓ કાંતે છે" તે એજ છે.

ચંદ્રના બહારના ભાગો આ રીતે સૂક્ષ્મપણે તપાસાયા છે. કોઇ કોઇ ખગોળવેત્તાએ ચંદ્રની ઉંચાઈના નકશાઓ બનાવ્યા છે ચંદ્રની પર્વતોની હારો, પ્રદેશો વગેરેના નામો પણ પાડવામાં આવ્યાં છે, અને ત્યાંના પર્વતોની ઉંચાઇઓ પણ મપાઇ છે તેમાના જે પર્વતનુ નામ ખગોળશાસ્ત્રીઓએ 'ન્યૂટન' રાખેલુ છે. તેની ઉંચાઈ ૨૨,૮૨૩ ફુટ છે આટલુ ઉંચુ શિખર આપણી પૃથ્વીમાં "આડોઝ" અને "હિમાલય" સિવાય બીજા પર્વતમાં નથી. ચંદ્ર પૃથ્વીનો પચાસમો ભાગ છે, અને વજનમા એકાશીમો ભાગ છે, એટલે પૃથ્વીને મુકાબલે ચંદ્રના બધા પર્વતો ઘણા ઉંચા છે. ચંદ્રના પ્રમાણમાં "ન્યૂટન"ની જેટલી ઉંચાઇ છે, તેટલી ઉંચાઇ પૃથ્વીમાં કરવી હોય તો "ચીમ્બોરેઝો"ના શિખરને પચાશગણું ઉંચુ કરવુ જોઇએ.

ચંદ્રના પર્વતો બહુ ઉંચા છે એટલુજ બસ નથી, તેમાં અનેક જ્વાળામુખીઓ છે, અને અગણિત જ્વાળામુખીની હારો ને હારો પોતાનાં વિશાળ જ્વાળા ફેંકતા મુખોવડે પ્રકાશિત થયેલી દેખાય છે જેમ કોઇ તપેલો, ઓગળેલો રસ કઢાઇ તોડી ફોડી બહાર નીકળીને જામી ગયો હોય તેવુ ચંદ્રનુ પૃષ્ઠ દેખાય છે ચંદ્રનુ પૃષ્ઠ હજારો ઠેકાણે છિન્નભિન્ન થયેલું, હજારો ખાડાખડીયાવાળુ, પાષાણમય, ચીરાએલુ ને સળગતુ દેખાય છે. હાય! એવા ચંદ્રની સાથે હવે સુંદરીના મુખની તુલના કરવાની પદ્ધતિ યોગ્ય ગણાય?

જો આવો સળગતો ચંદ્રલોક છે તો જિજ્ઞાસા થાય છે કે ત્યાં મનુષ્યોની વસ્તી હશે? અમારી સમજ પ્રમાણે પાણી ને વાયુ વિના પ્રાણીઓ રહી શકે નહિ જ્યાં પાણી અને પવન નહિ ત્યાં પ્રાણી કેવાં? હવે ચંદ્રપર પાણી ને પવન છે કે નહિ? તે વિષે જરા તપાસીએ.

સમજો કે ચંદ્ર પૃથ્વીની પેઠે વાતાવરણે વીંટાએલો છે. હવે ધારો કે કોઇ નક્ષત્ર ચંદ્રની પછવાડે ગતિ કરે છે. (આને જ્યોતિષમાં સમાવરણ 'ઓકલ્ટેશન' કહે છે) એટલે પહેલા તો એ સમાવરણીય (ચંદ્રની પાછળથી નીકળનારૂ) નક્ષત્ર ચંદ્રના વાતાવરણ પાછળથી પસાર થશે, ને પછી તે ચંદ્રની આકૃતિ પાછળ આવીને ઢંકાશે. જ્યારે વાતાવરણ પાછળ નક્ષત્ર જશે ત્યારે તે નક્ષત્ર પહેલાંના જેટલુ પ્રકાશિત દેખાશે નહિ, કેમકે વાતાવરણ કઇંક અંશે પ્રકાશનો અટકાવ કરે છે. દાખલાતરીકે જોશો તો પાસે રહેલી વસ્તુ આપણે જેટલી સ્પષ્ટ જોઇ શકીએ તેટલી સ્પષ્ટ દૂર રહેલી વસ્તુ આપણે જોઇ શકતા નથી. તેનુ કારણ વચ્ચે વાતાવરણનો થર આવે છે તે છે. આ રીતે સમાવરણીય નક્ષત્ર ધીમે ધીમે ઘટતા તેજવાળું થઇ ચંદ્રની પાછળ અદૃશ્ય થવુ જોઇએ, પરંતુ આ રીતે બનતુ નથી. સમાવરણીય નક્ષત્ર એક-

ક્રમ ઢંકાઈ જાય છે ઢંકાયા પહેલાં તેના પ્રકાશનો જરા પણ ઘટાડો થતો નથી. જો ચદ્રમા વાતાવરણમાં હોત તો આમ કદિ બાત નહિ

ચદ્રમાં પાણી નથી તેનાં પણ પ્રમાણો છે, પરતુ તે દુર્ઘટ પ્રમાણો સાધારણ વાંચકોને સમજાવી શકાય તેમ નથી. આ પ્રમાણે વર્ણરેખાપરીક્ષક ( સ્પેક્ટ્રોસ્કોપ ) યત્રની વિવિધ પરીક્ષાઓથી સાબિત કરેલા છે.

મતલબ કે ચદ્રમાં પાણી પણ નથી અને વાયુ પણ નથી. જ્યારે પાણી પવન નથી ત્યારે આપણી પૃથ્વીપર રહેનારા પ્રાણીઓની પેઠે ત્યાં કોઈપણ પ્રાણીની વસ્તી હોવી ન જોઇએ.

હવે એકાદ વાત કહી આ વિષય પૂરો કરીશુ. ચદ્રની ઉષ્ણુતા પણ નક્કી થયેલ છે આપણા એક પખવાડીઆ જેટલા સમયમા ચદ્ર પોતાની ધરીપર એક આંટો ફરે છે, એટલે આપણુ એક પખવાડીઉ ચદ્રના એક દિવસ બરાબર થાય છે. આપણે યાદ રાખવુ કે પોષ માસ કરતા જેઠ માસમા તાપ વધારે પડે છે. પોષ માસનો દિવસ નાનો ને જેઠ માસનો દિવસ પાચ ૭ ઘડી મોટો છે. આ પ્રમાણે દિનમાન માત્ર પાંચ ૭ ઘડીનુ વધારે હોય છે તોપણ આટલો સખત તાપ લાગે છે, ત્યારે પદર દહાડા જેટલો દિવસ હોય તે જગામાં—ચદ્રમાં–કેટલી ભયાનક ઉષ્ણુતા હોવી જોઇએ ? વળી પૃથ્વીમાં તો પાણી, વાતાવરણુ ને વાદળા પણ છે, એટલે સૂર્યનો તાપ તેથી પણ ઓછો લાગે છે, પરંતુ ચદ્રમાં નથી પાણી, નથી વાતાવરણ, નથી વાદળા અને પૃષ્ઠ પણ કેવળ પાષાણમય છે, વળી તેમા સળગતા જ્વાળામુખીઓ છે તેથી ચદ્રલોક અત્યત ઉષ્ણુતાવાળોજ હોવાનો સભવ છે. એક પ્રખ્યાત દૂરબીન બનાવનારના પુત્ર લૉર્ડ રસે ચદ્રની ઉષ્ણુતા માપી છે. તેણે નિર્ણય કર્યો છે કે ચદ્રનો કોઈ કોઇ ભાગ એટલો ઉષ્ણ છે કે અહી વરાળ નીકળવા માટે પાણીને જેટલી ગરમી જોઈએ છે તેટલી ગરમી તો ત્યાં શીતળતા સમાન ગણાય છે. આવા ઉષ્ણુતા-વાળા પ્રદેશમાં કોઇ પાર્થિવ જીવો જીવી શકે નહિ ને મુહૂર્ત પણ રહી શકે નહિ. ત્યારે આનુ નામ ‘ શીતરશ્મિ ’ ‘હિમકર’ કે ‘સુધાંશુ’ શી રીતે કહેવાય ?

આ ઉપરથી ચદ્રલોકમાં કેવાં વિવિધ પ્રકારનાં સુખો હશે તે આપણે સમજી શકીશું ! ચદ્રલોક છિન્નભિન્ન થયેલો, ચીરાએલો, સળગતો, ખડબડઆડો ને પાષાણુમય છે. વળી તે સાગરરહિત, નદીઓરહિત, તળાવરહિત, વાયુરહિત ને વૃષ્ટિ-રહિત છે તેમજ તે જનહીન, જીવહીન, તરુહીન, તૃણુહીન ને શબ્દહીન છે. તાત્પર્ય કે સળગતા નરકકુડના જેવો ચંદ્રલોક છે.

આમ વિજ્ઞાનશાસ્ત્ર સાથે કાવ્યશાસ્ત્રનો મેળ મળે તેમ નથી. કાવ્ય કલ્પનાઓ ઘડે છે; ને વિજ્ઞાન તેનો નાશ કરે છે.

# सूर्य उपरना आश्चर्यजनक उत्पातो

માહે સપ્ટેમ્બર સને ૧૮૭૧ મા અમેરિકાવાસી અદ્વિતીય જ્યોતિર્વેત્તા પ્રયગ સાહેબે સૂર્ય ઉપરના જે આશ્ચર્યકારક ઉત્પાતો જોયા છે, તેવા અદ્ભુત બનાવો ભાગ્યેજ મનુષ્યોની નજરે પડશે. વિસુવિયસ કે એટ્નાના જ્વાળામુખીઓ પણ તેના મુકાબલામાં બરોબરી કરી શકશે નહિ. જેમણે હાલના યૂરોપી જ્યોતિર્વેત્તાના અભ્યાસનો પરિચય કર્યો નથી તેમને આ ભયંકર બનાવો સમજાવવા માટે સૂર્યના ઉત્પાતોની આ વાત લખાય છે.

સૂર્ય એ ઘણો મોટો તેજસ્વી ગોળો છે. અહીં પૃથ્વીપરથી આપણે એ ગોળાને બહુ નાનો દેખીએ છીએ, પરન્તુ વાસ્તવિક રીતે એ કેટલો મોટો છે તે પૃથ્વી સાથે સરખાવ્યા સિવાય સમજાશે નહિ

સૌ જાણે છે કે પૃથ્વીનો વ્યાસ ૭૯૨૬ મૈલ છે. જો પૃથ્વીમાંથી એક મૈલ પહોળા, એક મૈલ લાંબા અને એક મૈલ ઉંચા, એવા વિભાગ કરીએ તો બે નિખર્વ, ૭ ખર્વ, અઠ્ઠોતેર કરોડ, એકોતેર લાખ, એકાશી હજાર ને ચોરાશી (૨,૬૦,૭૮,૭૧,૮૧,૦૮૪) થાય વિજ્ઞાનશાસ્ત્રને બળે પૃથ્વીનુ વજન પણ કરાયું છે, તેમા પૃથ્વીનુ વજન (૬૦,૬૯,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦) સાઠ હજાર છસો નેવુ પરાર્ધ ટન થાય છે ટન એટલે ૫૪॥ મણ છે

આ આંકડા જોતા મનને આશ્ચર્ય થાય એ સહજ છે, અને તે પરથી સમજાશે કે પૃથ્વી એ કેવડો મોટો પદાર્થ છે ! કલ્પના કરતાં પણ એ વાત બરાબર લક્ષ્યમાં ભાગ્યેજ આવશે હવે કોઇ કહે કે એક બીજો એવો ગ્રહ કે તારો છે, કે જે પૃથ્વીના કરતા ૧૩ ગણો મોટો છે, તો કેટલુ આશ્ચર્ય થશે ! પરંતુ વાસ્તવિક રીતે સૂર્ય પૃથ્વીના કરતાં તેર લાખ ગણો મોટો છે, એટલે કે તેર લાખ આવી પૃથ્વીઓ એકઠી કરવામાં આવે તોજ તેનો વિસ્તાર સૂર્યના જેટલો થાય !

ત્યારે આપણે સૂર્યને આવડો નાનો કેમ દેખીએ છીએ ? તે આપણાથી ઘણો દૂર છે માટેજ હાલની ગણત્રીથી નક્કી થયુ છે કેઃ—સૂર્યની ને પૃથ્વીની વચ્ચે એક કરોડ, અઢારલાખ, પચોતેર હજાર યોજન છેટુ છે આ અદ્ભુત છેટું કાંઈ કાલ્પનિક નથી, પણ ખરેખરૂં છે. એ ત્રિકોણમિતિના હિસાબોએ સાબીત થઇ શકે છે.

આ અંતરનો બરાબર ખ્યાલ કરવા એક ઉદાહરણ આપીએ છીએ જો પૃથ્વીથી સૂર્ય લગી રેલવે બાંધી હોય તો સૂર્યમાં પહોંચતાં વાસ્તવિક કેટલો સમય લાગે વારૂ ? ઉત્તરમા કહેવાનુ કે બિલકૂલ અટકયા સિવાય રાત ને દહાડો, ચોવીશે કલાક ટ્રેન દર કલાકે ૨૦ મૈલની ઝડપે ચાલ્યા કરે તો સૂર્યમા પહોંચતા તેને ૨૬૦ વર્ષ

૩ માસ ૬ાા દિવસ લાગે, એટલે કે જે માણસ ટ્રેનમાં બેઠો હોય તેના દીકરાના દીકરાનો દીકરો એમ ક્રમે તેના વંશનો સત્તરમો પુરુષ સૂર્યલોકમાં પહોંચે.

આથી વાચકવર્ગ સમજી શકશે કે સૂર્યમાં જો એક અણુ કે બિંદુ જેટલી નાની આકૃતિ દેખાય તોપણ વાસ્તવિકરીતે ઘણી મોટી હોવી જોઇએ. એટલે જેને આપણે સૂર્યમાં એક અણુ જેટલુ જોઇએ તે ત્યાં લાખો ગાઉના વિસ્તારનુ હોય છે.

પરંતુ સૂર્ય એવો પ્રચંડ તેજસ્વી પદાર્થ છે કે તેમા બિંદુ જેવુ કાંઇ દેખાવાનો સંભવ નથી. સૂર્ય સામે જોતાંજ દૃષ્ટિ અંધ બની જાય છે. માત્ર સૂર્યગ્રહણ વખતે સૂર્યના તેજ આડો ચંદ્ર આવતાં તેજ દબાઈ જતું હોવાથી તેના પ્રતિ નજર કરી શકાય છે, પરંતુ ત્યારે પણ સાધારણ લોકો આંખ પાસે કાળો કાચ રાખીનેજ ઝાંખા સૂર્યને જુએ છે.

ગ્રહણસમયે દૂરબીનની સહાયથી જો સૂર્ય જોવામાં આવે તો આશ્ચર્યકારક બનાવો દેખાય છે. જ્યારે ખગ્રાસ સૂર્યગ્રહણ હોય ત્યારે સૂર્યની ચારે બાજુ તેજોમય અપૂર્વ કિરીટમંડળ તેને ઘેરીને રહેલુ દેખાય છે, પરંતુ આ કિરીટમંડળ સિવાય બીજી પણ એક અદ્ભુત વસ્તુ સૂર્યમાં દેખાય છે કિરીટના મૂળમા ને ઘેરાએલા સૂર્યની આકૃતિ ઉપર સંલગ્ન થએલો એવો કોઇ પદાર્થ સૂર્યમાંથી બહાર નીકળતો હોય તેમ દેખાય છે. એ બહાર નીકળતો પદાર્થ જોતા તે એવો તો સૂક્ષ્મ છે કે તે દૂરબીન સિવાય નરી આંખે તો જોઇ શકાતોજ નથી. દૂરબીનવડે પણ તે જેવડો દેખાય છે તેના કરતાં તો તે ઘણો મોટો હોવો જોઇએ એ સિદ્ધ વાત છે. એમ અનુમાન થાય છે કે એ પદાર્થ કદિ કદિ તો સૂર્યથી અર્ધો લાખ મૈલ ઉંચો દેખવામાં આવે છે. એટલે કે ઉપરાઉપરિ ૭ પૃથ્વીઓ ગોઠવી હોય ને જેટલી ઉંચાઈ થાય તેટલો તે પદાર્થ સૂર્યથી ઉંચો ચડે છે, આ સૂર્યમાંથી બહાર નીકળતા પદાર્થના આકારો ક્યારેક પર્વતોના શિખર જેવા, ક્યારેક બીજા આકારના અને ક્યારેક સૂર્યથી તદ્દન નોખાજ પડેલા દેખાય છે. તેના રંગો ક્યારેક ધોળા, રાતા, ગુલાબી અને કાળાશ પડતા જણાય છે

પંડિતોએ વિશેષ શોધ કરી નક્કી કર્યું છે કે એ બધા સૂર્યના અંશો છે. પહેલાંના કેટલાક વિદ્વાનોએ એમ નક્કી કર્યું હતુ કે એ બધા સૂર્યના પર્વતો છે, પણ સૂર્યથી તેમને નોખા પડેલા જોતા તેમણે એ મત છોડી દીધો છે.

હમણાં નિસંશયપણે સિદ્ધ થયુ છે કે આ બધા પદાર્થો સૂર્યની અંદરથી ફેંકાય છે જેમ પૃથ્વીના જ્વાળામુખી પર્વતમાંથી વરાળ, અથવા વાતરૂપ પદાર્થો બહાર નીકળીને પર્વતના શિખર ઉપર વાદળાં જેવા દેખાય છે, તેમ આ સૂર્યના મેઘો પણ દેખાય છે. સૂર્યમાંથી ફેંકાએલા એ પદાર્થો પાછા સૂર્યમા જ્યાંલગી આવી મળતા નથી ત્યાંલગી તે હગલાને આકારે પૃથ્વીપરના જોનારને દેખાય છે.

વાંચનારને એવો વિચાર સહેજે થશે કે એ રીતે દૂરબીનમાંથી દેખાતા સૂર્યપ-

રના ઢગલા તે શુ છે ? શુ એ મેઘ છે ? એનો દેખાવ જોતાં શુ લાગે ? જાણે એક મોટા પ્રદેશમાં મહા ભયકર ઉત્પાત થયો હોય તેવા તે જણાય છે. એ ઢગલાઓ ઉલ્કાપાતકાલે સૂર્યમાંથી નીકળી એટલા બધા વિસ્તારવાળા બને છે કે આ પૃથ્વીના જેવી બીજી અનેક પૃથ્વીઓ તેમાં સમાઈ શકે

આવા સૂર્યપરના ઉલ્કાપાતો પ્રોફેસર ઇયગ પહેલા પણ બીજા અનેક પ્રોફેસરોએ જોયા છે, પરતુ પ્રોફેસર ઇયગે જે જોયુ છે તે ઘણું વિસ્મયકારક છે. તેણે એકવાર મધ્યાહ્ન સમયે દૂરબીનથી સૂર્યને જોવા માંડયો, ત્યારે સૂર્યનુ ગ્રહણ હતું નહિ. પહેલાંના કોઇપણ પ્રોફેસરો સૂર્યગ્રહણ સિવાય આ રીતે જોઇ શકયા નહોતા, પરતુ એક બીજા પ્રોફેસર ડૉકટર હાગ્નિસે સૂર્યગ્રહણ સિવાય આ રીતે સૂર્યને જોવાનો યત્ન કર્યો હતો. વિજ્ઞાનમા કુશળ પ્રોફેસર ઇયગે સૂર્યના ઉગ્ર તેજ સમયે પણ આ બધા સૂર્યના ઢગલાઓના ફોટોગ્રાફ લીધા હતા.

ઉપર કહેલે વખતે પ્રોફેસરને જોતાં જણાયુ હતુ કે સૂર્યના ઉપરના પ્રદેશમા એક વાદળા જેવો પદાર્થ દેખાય છે પ્રોફેસરોના એકત્ર મતથી એ તો નક્કી થયું છે કે જેમ પૃથ્વી વાતાવરણે વીંટાએલી છે તેમ સૂર્ય પણ વીંટાએલ છે. પ્રોફેસરે જોયુ ત્યારે એ વાદળાં જેવો પદાર્થ સૂર્યના વાતાવરણપર પાચ થાંભલા ઉપર રહેલો દેખાયો હતો. પ્રોફેસરે મધ્યાહ્નને આ રીતે જોયુ ત્યારપછી તેમાં કાંઈ ફેરફાર ઘણીવારલગી દેખાયો નહોતો એ થાંભલા ધોળા રગના હતા અને વાદળાં વિશાળ હતાં. તેમાં ઝીણા ઝીણા સૂતરના તાંતણાના આકારના કાંઇક પદાર્થો દેખાતા હતા. આ અપૂર્વ વાદળા સૂર્યના વાતાવરણમાં પચાશ હજાર મૈલ ઉચે તરતા હતા કહેવાની જરૂર નથી કે પ્રોફેસર ઇયગ સાહેબે આ વાદળાંની લંબાઇ માપી હતી તેની લબાઈ એક લાખ મૈલ અને પહોળાઈ ૫૪૦૦૦ મૈલ હતી. આ પૃથ્વીના જેવડી અનેક પૃથ્વીઓ એકઠી કરી હોય તો ભાગ્યેજ તેની બરાબર થઇ શકે.

કેટલાક વખત પછી એ વાદળાં અને તેના મૂળકારણરૂપ થાભલાની સ્થિતિમાં ફેરફાર થવાનાં ચિન્હો દેખાવા લાગ્યાં દૂરબીન ગોઠવી રાખીને કાંઇક કામ આવી પડતાં પ્રોફેસર સાહેબ બહાર ગયા, ને પાછા આવી જોયું તો ઘણો ફેરફાર થયેલો લાગ્યો તેને લાગ્યુ કે નીચેથી કે કાતા કોઇ ભયકર બળને વેગે એ વાદળાં છિન્નભિન્ન થઇ ગયાં છે, અને સૂર્યના આકાશમાં તે વાદળાં ધોળા સૂતરના તાંતણારૂપે તરી રહ્યાં છે, અને એ સૂતરના તાતણાના આકારના પદાર્થો મહા પ્રબલ વેગે ઉચે ચડતા જાય છે.

આ પદાર્થોનો વેગ પણ ભારે ચમત્કારી હતો તેને મુકાબલે આપણા પ્રકાશ અથવા વિદ્યુત્‌ના વેગને મુકી શકાય, પણ વજનવાળી કોઇ વસ્તુનો વેગ એવો સાંભળ્યો નથી. ઇયગ સાહેબ જ્યારે પાછા આવ્યા ત્યારે સૂત્રના આકારના એ પદાર્થો લાખ મૈલ ઉચે ચડેલા હતા. પછીની દશ મિનિટમાં વળી તે લાખ મૈલ ઉંચે ગડયા.

દર મિનિટમાં લાખ મૈલની ગતિને હિસાબે એક સેકંડમાં ૧૬૫ મૈલની ગતિ થઈ

આ ગતિ કેટલી ત્વરાવાળી કહેવાય? એ વિચારમાં આવવુ પણ મુશ્કેલ છે. તોપનો ગોળો અતિ વેગવાન છતાં પણ તે કદિએ એક સેકંડમાં અર્ધા મૈલથી વધારે દૂર જઈ શકતો નથી, પરંતુ સૂર્યના આ પદાર્થોનો વેગ તો અતિ બળવાળા તોપના ગોળાના કરતાં પણ ૩૦૦ થી વધારે ગણો હતો એમ કહેવામા અતિશયોક્તિ નથી.

બે લાખ મૈલ ઉંચે ચડતાં પણ જે પદાર્થનો વેગ આટલો બલવાન હોય તેનો નીચે પડતી વખતનો વેગ કેટલો હોય? સૌ જાણે છે કે આપણે એક પથરો ઉંચે ફેંકીએ તો જે ગતિએ તે ઉંચે ચડે તેમા ક્રમે ક્રમે ઘટાડો થઈ છેલ્લે તે પાછો ભોંય ઉપર પડે છે. ઉંચે જનાર પદાર્થનો વેગ નાશ પામવાનાં બે કારણો છે. ૧. પૃથ્વીનુ ગુરુત્વાકર્ષણ, અને ૨. વાયુથી થતો અટકાવ. આ બને કારણો સૂર્યમા પણ છે જે વસ્તુ જેટલી વજનવાળી તેટલુંજ તેનાપર ગુરુત્વાકર્ષણ શક્તિનુ ખેચાણ. પૃથ્વીના કરતાં સૂર્યમાં ગુરુત્વાકર્ષણનું બળ ૨૮ ગણુ વધારે છે, પરંતુ આટલા વેગે કોઈ વસ્તુ ફેંકેલી હોય તો લાખ મૈલ ગયા પછી તે દર સેકંડે ૧૬૫ મૈલ ચાલે એમ બને નહિ. ઉંચે ચડતાં તેનો વેગ ઘણોજ ઓછો થઈ જાય. એક વિજ્ઞાનવેત્તા કહે છે કે જો કોઈ એમ કહે કે સૂર્યમાં વાતાવરણ નથી તો ત્યાંથી–સૂર્યમાંથી– ફેંકાએલો પદાર્થ પહેલવહેલો જે વેગે નીકળે તે વેગ દર સેકંડે ૨૫૫ મૈલનો હોવો જોઇએ. કર્ન્હિલ નામના વિજ્ઞાનવેત્તાના લેખપર કોઇએ એવુ વિવેચન કરેલુ છે, કે સૂર્યમાંથી ફેંકાતો આ પદાર્થ દર સેકંડે ૫૦૦ મૈલથી વધારે ગતિનો હોવો જોઇએ

પરંતુ સૂર્યમાં વાતાવરણ નથી એમ કહી શકાય નહિ, કેમકે સૂર્ય ઘાટાં વાદળાંથી વીંટાએલો દેખાય છે. પ્રોક્ટર સાહેબે આ તમામ બાબતોનો વિચાર કરી નક્કી કર્યું છે કે પૃથ્વીના વાતાવરણમાં જેટલું અટકાવ કરવાનું બળ છે તેટલુંજ સૂર્યના વાતાવરણમાં હોય તો તે પદાર્થ સૂર્યમાંથી નીકળે ત્યારે તેનો વેગ દર સેકંડે આશરે એક હજાર મૈલ હોવો જોઇએ.

આ વેગ મનથી પણ અચિંત્ય છે એટલા વેગે ફેંકાએલો પદાર્થ એક સેકંડમાં આખો ભારતવર્ષ ઉલ્લંઘી શકે પાંચ સેકંડમાં તો કલકત્તાથી વિલાયત પહોંચી જાય અને ૨૮ સેકંડ અર્થાત્ અર્ધાં મિનિટ ન થાય ત્યાં તો પૃથ્વીનું પરિક્રમણ કરી પાછો આવી શકે.

બીજી પણ એક નવાઇ જેવી વાત આ છે–આપણે માટીનો ગોળો ઉંચો ફેંકીએ તો પાછો આવીને તે પૃથ્વીપર પડે છે. તેનુ કારણ એ છે કે પૃથ્વીના ગુરુત્વાકર્ષણના બળે અને વાયુના અટકાવના બળે, ફેંકાએલા પદાર્થની ગતિ ક્રમે ક્રમે નાશ પામે છે, ઉંચે જવાનું બળ નાશ પામતાં ગુરુત્વાકર્ષણને બળે તે પૃથ્વીપર પડે છે. સૂર્યમા પણ અવશ્ય એવું થવાનો સંભવ છે, પરંતુ ગુરુત્વાકર્ષણ શક્તિ તથા વાયુની અટકાવવાની શક્તિને પણ હદ હોય છે. અવશ્ય એવી પણ એક વેગવાળી ગતિ છે કે

જેનાથી આ બને શક્તિઓ પરાભવ પામે છે અનુત્રીથી નક્કી થયું છે કે પ્રથમ નીકળતી વખતે જે વસ્તુ દર સેકંડે ૩૮૦ મૈલની ઝડપે ચાલે તેને ગુરુત્વાકર્ષણનું બળ અને વાયુનું અડચણ કરવાનું બળ અસર કરી શકે નહિ. તેથીજ ઉપર વર્ણવેલો દર સેકંડે ૧૦૦૦ મૈલના વેગે સૂર્યમાંથી નીકળતો પદાર્થ પાછો સૂર્યમાં આવી શકે નહિ મતલબ કે પ્રોફેસર યંગ સાહેબે સૂર્યમાંથી ફેંકાતા જે પદાર્થો જોયા છે, તે પદાર્થો પાછા સૂર્યમાં જવાના નહિ, તેઓ તો અનન્ત આકાશમાં અનંતકાળ લગી ફર્યા કરવાના તે ધૂમકેતુ ગણાશે, આકાશી પદાર્થો કહેવાશે, કે શું કહેવાશે તે તો કોણ કહી શકે?

એક ખગોળવેત્તાએ એવો સિદ્ધાંત કરેલો છે કે સૂર્યમાંથી ફેંકાતા આ પદાર્થો લાખ મૈલ સુધી દેખાય છે પણ તેથી વધારે દૂર તે જતા નથી. એમ સમજવાનું નથી જ્યાં સુધી તે સળગતા કે તેજવાળા રહે છે ત્યાંસુધી તે આપણી નજરે પડે છે, પરતુ જ્યારે ઠંડા પડી પ્રકાશરહિત થાય છે ત્યારે તે જોઈ શકાતા નથી આથી સૂર્યમાંથી ફેંકાતા આ પદાર્થો અતિ અદ્દભુત વસ્તુ છે એમાં કશો શક નથી એ પદાર્થો લાખો મૈલમાં વિસ્તાર પામનારા છે, મનના જેવી અપાર ગતિવાળા છે અને નવી નવી અનેક સૃષ્ટિઓના આદિકારણરૂપ છે

## आकाशमां तारा केटला छे?

ગાઢા અંધારાવાળી રાતે ગગનમંડળમાં જે અસંખ્ય ચળકતાં બિંદુઓ જણાય છે તે શું હશે?

એ બધા તારા છે ત્યારે તારા એટલે શું? આ પ્રશ્ન પૂછતા સ્કૂલના બધા વિદ્યાર્થીઓ તુરતજ ઉત્તર આપશે કે એ બધા તારા સૂર્યો છે પરતુ સૂર્ય તો સમગ્ર જગતને ઉષ્ણતા આપનારો, પ્રચંડ કિરણોવાળો છે, તેની સામે નજર નાખવાને પણ મનુષ્ય શક્તિમાન નથી, અને તારાઓ તો બિંદુમાત્ર છે. વળી તેમાંના કેટલાક તો એવા છે કે જે નરી આંખે તો જોઇ પણ શકાતા નથી. આ રીતે બન્નેનો પરસ્પર વિરોધ હોવાથી તારાને સૂર્યો કેમ કહી શકાય? કયા પ્રમાણોથી નિશ્ચય કરાય કે તે સૂર્ય છે? આનો ઉત્તર સ્કૂલોના વિદ્યાર્થીઓ તો આપી શકશેજ નહિ. જેમને યૂરોપીય વિજ્ઞાનસંબંધી વિશેષ અનુભવ નથી તેઓ પણ આ વાત સાંભળીને વિસ્મય પામશે તેમને અમે એમજ કહીશું કે આ વાત પ્રમાણોથી સિદ્ધ થાય તેવી છે, પરતુ તે પ્રમાણોનું અહીં વિવેચન કરવું તે અમારો ઉદ્દેશ નથી. જેઓએ યૂરોપની જ્યોતિષવિદ્યાનો સારો અભ્યાસ કર્યો છે તેઓને માટે આ વિષે વિવેચન કરવું નિરુપયોગી છે, ને જેઓએ એ વિષે કશું જાણ્યું નથી તેઓને માટે

અહીં એ પ્રમાણો સમજાવવાં તે પણ કઠણ છે. અહી માત્ર એકાદ બે કઠણ વિષ-યોનું વિવેચન તેમને માટે કરીશું. પહેલું આકાશની અંદર રહેલા તારાઓનું અંતર શી રીતે માપી શકાય તે, અને બીજું પ્રકાશમાપક નામનું આશ્ચર્યકારક યંત્ર કેવી રીતનું છે, તથા તેનો ઉપયોગ શી રીતે થાય છે તે.

આ વિષયમાં અમે વિશેષ ઉંડા ઉતરવાને પ્રયત્ન કરીશું નહિ; પરંતુ અમે જિજ્ઞાસાવાળા વાચકોને એવી ભલામણ કરીએ છીએ કે તેઓ યૂરોપીય વિજ્ઞાન-શાસ્ત્રમાં વિશ્વાસ રાખી સમજશે તો જણાશે કે દેખાતા ઘણાએક તારા વાસ્તવિક રીતે સૂર્યો છે, પરંતુ બહુ દૂર છે માટે તે તેજનાં ટપકા જેવા જણાય છે.

આ જગતમાં અત્યારે કેટલા સૂર્ય છે ? એ પ્રશ્નનો જવાબ આપવો એ અમારો ઉદ્દેશ છે. ચંદ્ર તથા વાદળા વગરની રાત્રે ગગનમંડળમાં જોતાં નક્ષત્રો તો જાણે માતાજ નથી આપણે કહીએ છીએ કે નક્ષત્રો અસંખ્ય છે. વાસ્તવિક રીતે શું નક્ષત્રો અસંખ્ય છે ? નજરે જોતાં સામાન્ય રીતે જે નક્ષત્રો દેખાય છે તેની શું ગણત્રી કરી શકાય નહિ ?

આ તો અતિ સહેલી વાત છે. જે કોઇ પ્રયત્ન આરંભી સ્થિર મને ગણત્રી કરવાને તૈયાર થાય તે તારા ગણવામાં સફળ થાય, કેમકે દૂરબીનની મદદવિના જે તારાઓ દેખાય છે તે અસંખ્ય નથી પણ સંખ્યામાં છે ત્યારે તારાઓ ઘણા જણાય છે તે શાથી ? તે ગમે ત્યાં વિખરાયલા છે તેથી. વળી જે તારાઓ હારે-હાર ને ક્રમે સ્થાપિત છે તેના કરતા જે હારબંધ નથી ને ગમે તે ઠેકાણે વિખરા-યલા છે તેની સંખ્યા વધારે છે.

વસ્તુત. જે તારાઓ દૂરબીનની મદદવિના દેખાય છે તે તારાઓની યુરોપી ખગોળવેત્તાઓએ ફરી ફરી ગણત્રી કરી છે. બર્લિનમા જે તારાઓ દેખાયા હતા તેની ખગોળવેત્તાએ ગણત્રી કરી ટીપણી તૈયાર કરી છે આ ટીપણીમાં ૩૨૫૬ તારાની સંખ્યા મૂકી છે. પારીસમાં જેટલા તારા જણાયા હતા તે હેમ્બોલ્ટને મતે ૪૧૪૬ ની સંખ્યામા છે. એક ખગોળવેત્તાના ગ્રંથમાં આકાશમંડળના આંખે જોવા-એલા તારાઓની જે ટીપણી થઇ છે તે આ પ્રમાણે છે —

| | | |
|---|---|---|
| પહેલા વર્ગમાં . . ... | ૨૦ | તારા. |
| બીજા વર્ગમાં... ... .. | ૬૫ | " |
| ત્રીજા વર્ગમાં ... ... ... | ૨૦૦ | " |
| પાંચમા વર્ગમાં ... | ૧૧૦૦ | " |
| છઠ્ઠા વર્ગમાં ... ... ... | ૩૨૦૦ | " |
| | ૪૫૮૫ | |

આ ટીપણીમાં ચોથા વર્ગના તારાની ગણત્રી નથી, તેમાં ભૂલખાં છે, તેને

પણ સાથે મેળવી ગણત્રી કરતાં આશરે ૫૦૦૦ પાંચ હજાર તારાઓ થાય છે

આપણે જેમ જેમ વિષુવવૃત્તની વધારે વધારે પાસે જતા જઇએ તેમ તેમ વધારે તારાઓ નજરે પડે છે. બર્લિંન ને પારીસમાં જેટલા તારાઓ દેખાય છે તેના કરતા હિંદુસ્તાનમાં વધારે દેખાય છે, કેમકે તે વિષુવવૃત્તની નજીક છે, પરતુ અહીં પણ તેની સખ્યા ૭ હજારથી તો વધારે નથી.

એકી સમયે આકાશના અર્ધા ભાગના તારાજ આપણે જોઈ શકીએ તેમ છીએ. બીજા અર્ધા ભાગના તારા બીજી બાજુના આકાશમાં હોય છે. મનુષ્યની નજરે એકીસમયે દેખાતા તારાની સખ્યા ૩૦૦૦ ત્રણ હજારથી વધારે હોતી નથી.

અત્યાર સુધી અમે આંખેથી દેખાતા તારાનુ વર્ણન કર્યું, પરતુ જો દૂરબીનની સહાયથી ગગનમડળ જોવામાં આવે તો આશ્ચર્ય ઉપજ્યા વિના રહેતું નથી, અને અવસ્ય કબૂલ કરવુ પડે છે કે આકાશમાં તારા અસખ્ય છે એ સિદ્ધ વાત છે આંખે જોતાં જ્યા એક કે બે તારા દેખાય છે, ત્યા દૂરબીનવડે જોતાં હજાર તારા દેખાય છે.

એક ખગોળવેત્તાએ આ વિષય સિદ્ધ કરવાને મિથુનરાશીના કાંઇક ભાગનાં એક બે ચિત્રો આપેલાં છે. દૂરબીન વિના જે રીતે દેખાયુ છે તે પહેલા ચિત્રમા આપેલું છે એ પહેલા ચિત્રમા માત્ર પાચ નક્ષત્રો ચીતરેલાં છે બીજા ચિત્રમાં દૂરબીનવડે જે દેખાયુ તેને પણ ચીતરેલું છે. આથી પહેલા ચિત્રમાં જે ઠેકાણે પાચ તારા દેખાતા હતા ત્યાં ૩૨૦૫ તારા દેખાયા છે

દૂરબીનવડે જેટલા તારા દેખાયા છે તેની સખ્યા અને ટીપણી થઇ છે સુવિખ્યાત સર વિલિયમ હર્સલે આ કામમાં પ્રથમ પ્રયત્ન કર્યો છે તે હમેશાં રાતે પોતાના દૂરબીનવડે દેખાતા તારાની ગણત્રી કરી ટીપણી કરતો ચદ્રથી આકાશ જેટલુ ઢકાય છે તેવડા તેવડા ગગનના આકડો ખડો તેણે પોતાના ૩૪૦૦ વારના પ્રયત્ને તપાસી નકી કર્યાં છે. એટલે કે તેણે નિરીક્ષણ કરેલો આકાશી ભાગ આખા આકાશનો અઢીસોમો ભાગ હતો આકાશના આ ·૦૦૪ મા ભાગમાં નેવુ હજાર એટલે લગભગ એક લાખ તારાની ગણત્રી થઇ છે બીજા એક વિખ્યાત ખગોળવેત્તાએ એવી ગણત્રી કરી છે કે આવી રીતે આખા આકાશમડળને તપાસી તેની જો ટીપણી કરી હોય તો એંશી વર્ષ લાગે.

ત્યાર પછી સર વિલિયમના પુત્ર સર જોન હર્સલે આકાશ તપાસવાનો નિશ્ચય કર્યો અને ૨૩૦૦ વાર આકાશનું નિરીક્ષણ કરી તેણે બીજા પણ ૭૦,૦૦૦ તારાની ગણના કરી છે.

બીજા એક ખગોળવેત્તાએ પોતાની ટીપણીમાં નવ વર્ગ સુધીના તારાઓ દાખલ કરેલા છે. જેમાં સાતમા વર્ગમાં ૧૩૦૦૦ તારા, આઠમા વર્ગમાં ૪૦,૦૦૦ તારા, ને નવમા વર્ગમાં ૧,૪૨,૦૦૦ તારાઓ મૂકેલા છે. આ વિના બાકીના

વર્ષની સંખ્યા આગળ અપાયેલી છે; પરંતુ આ બધી સંખ્યા તો સામાન્ય છે. વાદળાં વિનાની રાત્રે નદી જેવો મોટો પીળો લીસોટો ગગનમાં દેખાય છે, જેને આપણે આકાશગંગા કહીએ છીએ, એ આકાશગંગા દૂરબીનથી જોતાં તારાનો સમુદાય લાગે છે. તે ઘણે છેટે હોવાથી તેના બધા તારા દેખાતા નથી; પરંતુ તેના તેજના એકત્ર થવાથી આકાશગંગા પીળા રંગની દેખાય છે. તેમાં દૂરબીનથી જોતાં નાના નાના તારા દેખાય છે. સર વિલિયમ હર્સલે ગણત્રી કરી નક્કી કર્યું છે કે આ આકાશગંગામાં એક કરોડ એંશી લાખ તારા છે

એક ખગોળવેત્તાએ લખ્યું છે કે આખા આકાશમંડળમાં બે કરોડ તારા છે.

બીજો એક ખગોળવેત્તા લખે છે કે "મે સર વિલિયમ હર્સલનાં આકાશના તથા રાશિચક્રનાં ચિત્રો જોયાં છે, તેમજ બેસેલે કટિબદ્ધ થઇ કરેલી બધી ટીપણીઓની ભૂમિકામાં કરેલી ભૂલો પણ જોઈ છે, અને છેવટે આ સંબંધી વિસેરના બાંધેલા નિયમોનો આધાર લઇ ગણત્રી કરી તો આખા આકાશમંડળમાં સાત કરોડ સત્તર લાખ તારા જણાયા છે.

આટલી સંખ્યા સાંભળતાં બુદ્ધિ કુંઠિત થાય છે આપણે જ્યાં આકાશમાં ત્રણ હજાર તારા જોઇને અસંખ્ય ધારતા હતા ત્યાં સાત કરોડ સત્તર લાખની સંખ્યાને તો બાજુપર મૂકીએ અને માત્ર બે કરોડની સંખ્યા લઇએ તોપણ કેટલો વિસ્મય થાય?

પણ આટલેથીજ તારાની સંખ્યા પૂરી થતી નથી. દૂરબીનની મદદવડે આકાશમાં ધૂમાડા જેવા કેટલાક પદાર્થ દેખાય છે, જેનું નામ "નીહારિકા" આપેલું છે. અત્યંત શક્તિવાળા દૂરબીનવડે અત્યારે જણાયું છે કે એ "નીહારિકા" કેવળ તારાઓનો સમૂહ છે. ઘણા ખગોળવેત્તાઓ કહે છે કે આંખવડે જોવાથી અથવા દૂરબીનની મદદથી જે તારાઓ આકાશમાં છૂટાછવાયા દેખાય છે તે પણ એક એક તારામંડળનો સમૂહ છે. આવી અનંત તારાવાળી આકાશગંગામાં એ મંડળો સમાએલાં છે, ને એવો સમૂહ તેજ આકાશગંગા છે. વળી દૂરથી દેખાતી તારાના સમૂહવાળી આ 'નીહારિકા' એ પણ ભિન્ન ભિન્ન તારામંડળો છે. જેમ સમુદ્રને કાંઠે રેતી, ને વનમાં પાંદડાં, એ અગણિત છે, તેમ 'નીહારિકા' માં અસંખ્ય તારામંડળો છૂટાંછવાયાં પડેલાં છે નીહારિકાની અંદર આવેલાં આ બધાં તારામંડળની ગણત્રી કરતાં તો સાત કરોડ ને સત્તર લાખની સંખ્યા ક્યાંય તણાઇજ જાય ! તાત્પર્ય કે કરોડો કરોડો તારા આકાશમંડળમાં ગતિ કર્યા કરે છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. આ આશ્ચર્યકારક બનાવ જોતાં અને તે સંબંધે વિચાર કરતાં મનુષ્યબુદ્ધિ મંદ અને અશક્ત બને છે. ચિત્ત વિહ્વળ બને છે. ગગનની અગાધ સીમા પાસે માનવબુદ્ધિબળ અસ્તમાય લાગે છે.

આ કરોડો તારા બધાજ સૂર્યો છે. આપણે જે એક વસ્તુને સૂર્યને નામે ઓળખીએ છીએ તે પદાર્થ કેટલો મોટો છે ? તે સંબંધે "સૂર્ય ફરતાં

ઉત્પાતો" માં આપણે જોયું છે એ સૂર્ય આપણી આ પૃથ્વી કરતાં ૧૩ લાખ ગણો મોટો છે, ને એ સૂર્ય કરતાં તારામંડળમાં રહેલા અનેક તારાઓ અનંતગણા મોટા છે આ વાત ગણિતથી સિદ્ધ થયેલી છે. "સીરિયસ" નામનો એક તારો જે ઘણોજ નજીકમાં છે તે સૂર્યના કરતા ૨૬૬૮ ગણો મોટો છે. કેટલાક તારાઓ જે અહીંથી સૂર્યના પ્રમાણમાં ઘણાજ ઝીણા દેખાય છે તેની ગણત્રીથી સિદ્ધ થયેલુ છે કે એ તારાઓનો વિસ્તાર અતિ વિસ્મયકારક છે, અને તેનુ તેજ પણ અતિ વિસ્મયકારક છે આવા કરોડો સૂર્ય હમેશા આકાશમાં ગતિ કર્યા કરે છે. આપણા સૂર્યને મધ્યમાં રાખી જેમ સૂર્યમંડળના ગ્રહો અને ઉપગ્રહો તેની આસપાસ ભ્રમણ કરે છે, તેમજ આ બધા સૂર્યોને ફરતાં ગ્રહો અને ઉપગ્રહોના મંડળો છે, એ નિસંદેહ વાત છે. ત્યારે આ જગતમાં કેટલા કરોડ સૂર્યો ને કેટલા કરોડ પૃથ્વીઓ છે તે કોણ સમજી શકે ? આ આશ્ચર્યજનક વાત કોની મતિમા ઉતરી શકે ? પૃથ્વીના પ્રમાણમાં જેમ તેની રેતીનો એક કણ છે, તેમ બ્રહ્માંડના પ્રમાણમા આપણી આ સમુદ્રવેષ્ટિત પૃથ્વી છે, અથવા તે રેતીના કણ કરતાં પણ તુચ્છ છે. એ પૃથ્વીના ઉપર વળી એક પામર મનુષ્ય ! અહા બ્રહ્માંડમાં તેની શી ક્ષુદ્રતા ! આ વાત વાંચતા કયો જીવ પોતાના મનુષ્યત્વનો ગર્વ કરી શકે ?

# गगनविहार

આપણા પુરાણ ઇતિહાસમાં લખેલું છે કે, પ્રાચીન સમયમાં ભારતવર્ષના રાજાઓ આકાશમાર્ગે રથ ચલાવતા, પરંતુ આપણા પ્રાચીન પુરુષોની વાતો તો નોખી હતી તેઓ તો એક શેરીએથી બીજી શેરીએ જાય તેમ સહેલાઇથી સદેહે સ્વર્ગલોકમા પણ જતા સહજમાં અંજલિમાં સમુદ્રને લઇ પી જતા. કોઇ ભગવાનને શાપ આપતા, તો કોઇ તેને યુદ્ધમાં હરાવતા. આ પ્રમાણે પ્રાચીન પુરુષોની કથાઓ તો નોખી હતી, એટલે એ વાતોને છોડી અહીં તો અમે સામાન્ય મનુષ્યોની કથા કહીશુ.

સામાન્ય માણસોમાં એવી એવી જૂની વાતો ચાલે છે કે પહેલાં માણસો આકાશમાર્ગે ગમન કરતાં. કહેવાય છે કે ટૅરાંટો નગરનો રહેવાસી આર્કાઇટસ નામનો એક માણસ ઇ સ. ૮૦૦ માં એક લાકડાનું પખી બનાવી તેવડે આકાશમાં ઉડયો હતો ઇ સ ૬૬ માં સાયમન નામનો એક માણસ રોમના એક મહેલ ઉપરથી બીજા મહેલ ઉપર ઉડીને જવા સમર્થ થયો હતો. વળી 'કૉન્સટાન્ટીનોપલ'ના એક મુસલમાને એવોજ શ્રમ કર્યો હતો ઈ સ. ૧૫૦૦ માં ડાન્ટે નામના એક ગણિતવેત્તાએ પાંખો બનાવી, પોતાને શરીરે વળગાડી, એક જળાશય ઉપરથી આકાશમાર્ગે મુસાફરી કરી હતી, પણ એમ કરતા કરતા એક દહાડો તે ઉંચી મેડી ઉપર પડયો અને તેનો પગ ભાગ્યો. ઑલીવર નામનો એક ઇંગ્રેજ પણ એવીજ દશા પામ્યો હતો.

ઇ. સ. ૧૬૩૮ માં વૅાલ્કેવીન નામના એક માણસે કેળવેલા હંસોની મદદથી ઉડવાનો યત્ન કર્યો હતો. ઇ સ. ૧૬૭૮ માં બૅનીયર નામનો એક ફ્રેંચ હાથે પગે પાંખો બાંધી ઉડયો હતો. ઇ. સ. ૧૭૧૦ માં ગુજમાન નામનો એક ફ્રેંચ લાકડાનું એક પક્ષી બનાવી તેમાં વાયુ ભરી, તેની પીઠપર બેસી આકાશમા ઉડયો હતો, માર્કવીસ ડે પોતાની મેડીપરથી ઉડવાની મહેનત કરતાં નદીમાં પડયો હતો, અને એવીજ દશા એક બીજો માણસ પણ પામ્યો હતો.

ઇ. સ. ૧૭૬૧ માં રસાયનવિદ્યામા વિખ્યાત ડૅાક્ટર વૅાકે જાહેર કર્યું કે હાઇડ્રોજન વાયુ ભરેલી ચીજ આકાશમાં ઉડી શકે. પ્રોફેસર કોબાર્લોએ એનો પ્રયોગ કરી નક્કી કર્યું, પરંતુ ત્યારે પણ વિમાનની કલ્પના આવી ન હતી

વિમાનને સૌ પહેલો બનાવનાર મૅાન્ટ ગૅાલ્ફીર નામનો ફ્રેંચ હતો, પણ તેણે હાઇડ્રોજનની મદદ લીધી ન હતી. તેણે પહેલા એક શણુની કોથળી બનાવી અંદર કાગળ ચોટાડયા, અને અંદર ઉનો વાયુ ભર્યો ઉનો વાયુ હલકો હોય છે, એટલે કોથળી ઉંચે ઉડી. પ્રોફેસર ચાર્લ્સે હાઇડ્રોજન ભરેલુ પહેલવહેલુ વિમાન બનાવ્યુ; અને એંગ્લેબ નામના વિમાનમા કહેલો વાયુ પૂરી વિમાન ઉડાડયુ. તે વિમાનમાં હિંમત કરી કોઇ માણસ બેઠુ ન હતું. રાજપુરુષો જીવહત્યાની બીકે કોઇને વિમાનમાં બેસવા દેતા નહિ. એ વિમાન કેટલુંક ઉંચુ ઉડી ફાટયુ, અને હાઇડ્રોજન નીકળતા તે ભોંયપર પડયુ અને ગોનેસ નામના ગામડામાં પડયુ. આવુ કદિ ન દીઠેલુ પખી જોઇ ગામડીયા ભય પામ્યા, અને કોલાહલ મચાવી મૂકયો.

અનેક ગામડીયાઓ તેને જોવા એકઠા થયા, અને કહેવા લાગ્યા કે, " શી રીતે આ જંતુ આકાશમાંથી નીચે આવ્યુ ? " બે પાદરીઓ બોલ્યા કે " આ તો કોઇ અલૌકિક જીવના દેહનુ ચામડુ છે." આ સાંભળી ગામવાસીઓ તેનાપર ઢેફાં અને ગોદા મારવા લાગ્યા, ને માન્યુ કે તેમાં ભૂત કે રાક્ષસ છે. આથી ગામના માણસો ભૂતને શાંત કરવા ટોળેટોળાં મળી મંત્રપાઠ સાથે ગામની પ્રદક્ષિણા કરવા લાગ્યાં, કે જેથી મંત્રબળે ભૂત ભાગી જાય ! હવે ભૂત છે કે નહિ ? એ જાણવા માટે ફરી ધીરે ધીરે બધા ત્યાં આવ્યા, તથાપિ ભૂત જાય નહિ. વાયુના સ્પર્શે તે જરા જરા હાલતુ હતું. આથી એક ગામડીયા વીરે આવી હિંમત કરી તેના ઉપર બંદુક છોડી એટલે વિમાનમાં છિદ્ર પડતા વાયુ ધીરે ધીરે બહાર નીકળવા માંડયો અને ભૂતનુ શરીર સંકોચાવા લાગ્યુ ! આથી વધારે હિંમતવાન કોઇ બીજાએ શસ્ત્રનો ઘા કર્યો, ત્યારે ચીરામાંથી વધારે પ્રમાણમા હાઇડ્રોજન બહાર નીકળ્યો, તેની ગંધથી ભય પામી પેલો બહાદુર રણક્ષેત્ર છોડી પલાયન કરી ગયો ! પરંતુ આ રાક્ષસનું લોહી તો વાયુ હતો, તે ચીરામાંથી તમામ બહાર નીકળ્યો અને ભૂત છિન્નમસ્તક બકરાની પેઠે તરફડી મરી ગયું. પછી પેલો બહાદુર પુરુષ પાછો આવી તેને પોતાના ઘોડાના પૂંછડા સાથે બાંધી ઢસડી ગયો ! જો આપણા દેશમાં આવું બન્યું હોય

તો દેવદેવીઓની માનતાઓ થાત, અને ચંડીપાઠ કરતાં બ્રાહ્મણોને પણ કંઇક લાભ થાત. ત્યાર પછી મૉન્ટ ગોલ્ફીરે ફરી ઉષ્ણ વાયુ ભરેલું વિમાન બનાવી બર્સેલથી છોડયું તેમાં હાલનાં વિમાનોની પેઠે એક રથ વળગાડવામાં આવ્યો હતો, પરંતુ ત્યારે પણ સાથે માણસ નહોતું. એ રથમાં એક ઘેટો, એક કુકડો અને એક હંસ ઉંચાં ચડયાં હતાં તેઓ આનંદે આકાશવિહાર કરી પાછાં સહેલે મર્ત્યલોકમાં આવ્યા હતા. તેઓ પુણ્યવાન જીવો એમાં તો સંદેહ નહિ !

હવે વિમાન સાથે માણસો ઉડવા તૈયાર થયા, પણ જીવહત્યાની શંકાએ ફ્રાંસનો અધિપતિ તેમને રજા આપતો નહિ. તેનો મત એ થયો કે જેને ન્યાયની કોર્ટે પ્રાણદંડની સજા કરી હોય તેને વિમાનમાં ચડાવવો, એટલે મરે તો ભલે મરે. આ સાંભળી એક વિજ્ઞાનવેત્તાને તો બહુજ માઠું લાગ્યું કે " આકાશમાર્ગે પ્રથમ સફર કરવામાં શું આવું ગૌરવ છે ? ને તે શું આવા દુરાચારી નરાધમના કપાળમાં ઘટે " આ પછી એક માણસ રાણીની મદદથી રાજાની રજા મેળવી વિમાનમાં ચડયો હતો, અને નિર્વિઘ્ને પાછો ઉતર્યો હતો, પરંતુ બે વર્ષ પછી વિમાનમાં ચડતાં નીચે પડીને મરણ પામ્યો હતો. એ ભલે, પણ પહેલવહેલો ગગનમાં જનાર તેજ માણસ કહી શકાય દુષ્યન્ત, પુરૂરવા, કૃષ્ણ, અર્જુન વગેરેને મનુષ્યો કહેવા એ તો અતિ ધૃષ્ટતાનું કામ છે. વળી લંકાથી વિમાનમાં બેસી સમુદ્ર પાર કરી પાંચમા વાયુના રસ્તાવડે અયોધ્યામાં આવનાર રામચંદ્ર પણ મનુષ્ય નહિજ, નહિ તો તેમને આ માન આપવામાં અમને હરકત ન હતી

ત્યાર પછી ચાર્લ્સ અને રૉબર્ટસ એ બે જણા ૭ લાખ માણસોની સમક્ષમાં રાજમહેલ પાસેથી હાઇડ્રોજન ભરેલા વિમાનથી ઉંચે ચડયા, અને ૧૪૦૦૦ હજાર ફુટ લગી ઉંચા ચડયા

આ પછી વિમાનમાં બેસવું સાધારણ થયું, પરંતુ વિજ્ઞાનનાં તત્ત્વોની તપાસ માટે જેઓએ આકાશમાર્ગે મુસાફરી કરી હોય તેજ આપણે માટે વિશેષ ઉપયોગી છે તેમાં ઇ સ ૧૮૦૪ મા ઉંચે ચડેલ ગાઇ લુકાસની મુસાફરી વધારે પ્રસિદ્ધ છે. તે એકલો ૨૩૦૦૦ હજાર ફુટ ઉંચે ચડી ઘણાં વિજ્ઞાનનાં તત્ત્વોની તપાસ કરી આવ્યો હતો ઈસ ૧૮૩૬ મા ગ્રીન અને હૉલાંડ સાહેબ પંદર દિવસનો ખોરાક વગેરે વિમાનમાં લઈ ઈંગ્લાંડમાંથી આકાશમાં ચડયા હતા. તેઓ સમુદ્ર ઓળંગી અઢાર કલાકમાં જર્મનીના વિલ્બર્ગ નામના શહેર પાસે ઉતર્યા હતા. ગ્રીન ઘણો પ્રસિદ્ધ વિમાની હતો. તેણે લગભગ ૧૪૦૦ વાર ગગનપ્રયાણ કર્યું હતું અને ત્રણ વાર સમુદ્ર ઓળંગ્યા હતા. એટલે કળિયુગમાં પણ રામાયણમાં વર્ણવ્યા પ્રમાણે દૈવી બળવાળાં કાર્યો ફરી કરાયાં છે. ગ્રીન બે વાર સમુદ્રમાં પડયો હતો અને નિપુણતાથી બચ્યો હતો, પરંતુ જણાય છે કે–જેમ્સ–ગ્લેસર કરતાં કોઈ વધારે ઉંચો ચડી શકયો નથી. તે ઇ. સ. ૧૮૬૨ માં વુલવરહામ્પ્ટનથી ચડી સાત માઇલ

ઉંચો ચડયો હતો. તેણે સેંકડો વાર ગગનમાં ભ્રમણ કરી અનેક વૈજ્ઞાનિક તત્ત્વોની તપાસ કરી હતી. હાલમાં અમેરિકાના વિમાની વાઇઝ સાહેબે અમેરિકાથી એટ્લાંટીક મહાસાગર ઓળંગી યૂરોપમાં આવવાના પ્રયાસે વિમાનયાત્રા કરી હતી, પરંતુ માર્ગમાં વાવાઝોડામાં પડવાથી તેને નીચે ઉતરવું પડયું હતું, છતાં એ સાહસ વિસ્મયકારક હતું.

વાચકોને વિમાનયાત્રાનું સુખ જાતે અનુભવ કર્યા વિના યથાર્થ સમજાય તેમ નથી, પરંતુ વિમાનીઓએ આકાશમાં ચડી શું શું જોયું ? તે તેમના રચેલા ગ્રંથો-માંથી સંગ્રહ કરી આ સ્થળે કહેતા વાચકોનો કંઇક અસંતોષ ઓછો કરાશે. સમુદ્રનો અર્થ આપણે અપાર પાણીનો સમૂહ સમજીએ છીએ, પરંતુ જે વાતાવરણે પૃથ્વી વીંટાએલી છે તે પણ મહાન વિશાળ મહાસાગર છે, અને પાણીના સમુદ્ર કરતાં તે અનંતગણો છે. આપણે એ વાયુસમુદ્રના તળીયાના જીવો છીએ. આ વાયુસમુદ્રમાં પણ વાદળાના અનેક બેટ, વાયુનાં ઝરણો વગેરે છે, તે બાબતમાં કાંઇક જાણવું હાનિકારક નથી.

વિમાન થોડું ઉંચે જતા તે વાદળાને ભેદીને ઉડે છે. વાદળાનું આવરણ આવતા વિમાનીઓથી પૃથ્વી દેખાતી નથી, અથવા કદાચિત્ દેખાય તો નીચે અખંડ અનંત બીજી પૃથ્વી જેવી વાદળાંએ વીંટાએલી દેખાય છે. આ પૃથ્વીનો ગોળો વરાળ ભરેલા વાતાવરણે વીંટાએલો છે. જો બીજા ગ્રહોમાં જ્ઞાનવાળા પ્રાણીઓ વસતા હોય તો તેઓ પૃથ્વી ઉપરનું વાદળાનું આવરણજ દેખી શકે, પરંતુ પૃથ્વી તેમને ઘણે ભાગે ન દેખાય. તે રીતે આપણે પણ બૃહસ્પતિ વગેરે ગ્રહોનાં વાદળાનાં આવરણો કે જે તડકાથી તેજસ્વી થયેલાં હોય છે તેનેજ દેખી શકીએ છીએ. હાલના ખગોળવેત્તા-ઓનું આ રીતે અનુમાન છે

આ રીતે પૃથ્વીથી સંબંધરહિત થઇ વાદળાંના ઉપર સ્થિર થઇને જોઇએ તો સર્વત્ર જીવરહિત અને ગતિરહિત લાગે. મથાળે આકાશ ગાઢ અંધકારમય ! એ અંધ-કાર પણ આશ્ચર્યમય છે. આકાશ વસ્તુત ગાઢ અંધકારમય છે. એનો રંગ ઘાટો કાળો છે અમાવાસ્યાની રાત્રિએ દીપરહિત ઘરમાં તમામ બારીબારણાં બંધ કરી જોતા જેવો અંધકાર જણાય છે તેવોજ આકાશનો વાસ્તવિક રંગ છે. તેમાં સ્થળે સ્થળે પ્રચંડ તેજવાળા તારાઓ છે, પરંતુ તેના પ્રકાશથી અનંત આકાશનો અનંત અંધકાર નષ્ટ થતો નથી, કેમકે એ બધા તારાઓ અત્યંત દૂર રહેલા છે. આમ છતાં પણ આપણે આકાશને અંધકારમય ન દેખતાં ઉજ્જવળ દેખીએ છીએ તેનું કારણ વાયુ છે. સૌ જાણે છે કે સૂર્યનો પ્રકાશ સાત રંગવાળો છે. પાસાવાળા લોલકના કાચથી એ રંગો જૂદા દેખાય છે. વાયુ જડ પદાર્થ છે, પરંતુ એ પદાર્થ પ્રકાશને રોકતો નથી. વાયુ સૂર્યપ્રકાશના બીજા સાતે રંગોને આવવા દે છે; પરંતુ કાળા રંગને અટકાવે છે. એ અટકાવાયેલો કાળો રંગ વાયુથી પ્રત્યાઘાત પામે છે. એ પ્ર-

ત્યાઘાત પામેલા રંગવાળી પ્રકાશરેખા આપણી આંખોમાં પેસવાથી આપણને આકાશ ઉજ્જવળ નીલરંગનું દેખાય છે, અંધકારમય દેખાતું નથી પરંતુ * પૃથ્વીથી જેટલું ઉંચે ચડાય તેટલા વાતાવરણના થરો ઓછા થતા હોવાથી ગગનનો ઉજ્જવળ નીલ વર્ણ તેટલા પ્રમાણમાં ઓછો દેખાય છે, અને આકાશનો કાળો રંગ તે પ્રમાણે વધારે વધારે દેખાતો જાય છે. આથી ઉંચે ચડતાં ગાઢ અંધકાર દેખાય એ વાત સ્પષ્ટ છે

એ રીતે માથા ઉપર ગાઢ અંધકાર, પગતળે મોટાં શિખરવાળી પર્વતમાળાઓ પર શોભતાં વાદળાંઓ, તે પર્વતમાળાઓ પણ વાદળાંઓ જેવી અને વાદળો પણ પર્વત ઉપર પર્વત અને તેના ઉપર પર્વતની પેઠે દેખાય છે આ વાદળોના પર્વત કોઇ તો વચ્ચેથી કાળા અને પડખાએ તેજવાળા, કોઈ તેજે બીજાઇ રહેલા, કોઇ શ્વેત પત્થરે બનાવ્યા હોય તેવા, કોઇ જાણે હીરાથી બનાવેલા, આવા આવા વાદળોના પર્વત (મેઘો) મા થઇને વિમાન ચાલે ત્યારે નીચે મેઘ, ઉપર મેઘ, દક્ષિણે મેઘ, ઉત્તરે મેઘ, સમુખમાં મેઘ, અને પાછળ પણ મેઘ જોવાય છે ક્યાંક વળી વિજળી પણ ચમકે છે, ક્યાંક વાવાઝોડું થાય છે ક્યાંક વૃષ્ટિ થાય છે, તો ક્યાંક બરફ પણ પડે છે. મૉન્સ્યોર ફ્રૅાન્વીલ, એક વાર એક મેઘમાંથી વિમાનમાં થઇ પસાર થનો હતો તેનું કરેલ વર્ણન વાચતાં સમજાય છે કે જેમ મોગીરને રસ્તે પર્વતમાં પસાર થતાં વાદળાંનાં વૃંદોમાં ચાલવું પડે છે તેમ વાદળામાં વિમાનથી પસાર થતાં અનુભવવું પડે છે.

વિમાનથી આ વાદળાના વૃન્દોમા સૂર્યોદય અને સૂર્યાસ્ત અતિ આશ્ચર્યકારક દેખાય છે. પૃથ્વીમા તેવો દેખાવ ક્યાંય દેખાવાનો સંભવ નથી વિમાનમાં બેઠેલા અનેક માણસોએ એક દહાડામાં બે વાર સૂર્યાસ્ત જોયો છે, અને કોઇ કોઇએ એક દહાડામા બે વાર સૂર્યોદય જોયો છે. એક વાર સૂર્યાસ્ત અને રાત્રિનો આરંભ દેખીને ફરી તેથી વધારે ઉંચે ચડતાં બીજીવાર સૂર્યાસ્ત દેખી શકાય, અને એક વાર સૂર્યોદય જોઇ ફરી નીચે ઉતરતાં તેજ દિવસનો ફરી વાર સૂર્યોદય દેખી શકાય.

વિમાન ઉપરથી જ્યારે પૃથ્વી ઉપર નજર નાખીએ છીએ ત્યારે તે મોટા ચિત્રપટ જેવી સપાટ દેખાય છે ઉંચી મેડીઓ, વૃક્ષો, ટેકરા, ટેકરીઓ અને નીચેનાં વાદળાંઓ એ બધાંજ, જાણે સપાટ જમીન ઉપર ચિત્ર ચિતર્યાં હોય તેના જેવાં લાગે છે મોટા મોટાં શહેરો જાણે ગોઠવેલા નાના નાના ફોટોગ્રાફો ચાલ્યા જતા હોય એવો ભાસ થાય છે મોટા મોટા દેશો નાનકડા નેસડા જેવા દેખાય છે. નદીઓ ધોળા લાંબા લુગડા જેવી અને કોઇક તો કાળા સર્પો જેવી દેખાય છે મોટાં વહાણો અને આગબોટો બાળકોએ રમત માટે બનાવેલાં હોડકાં જેવાં દેખાય છે, જેઓ લંડન અથવા પારીસ

*કોઈ કોઇ કહે છે કે વાયુમાં રહેલી વરાળથી પરાવર્તન પામતાં નીલ રંગનાં કિરણોને લીધે આકાશ ઉજ્જવળ નીલ રંગનું દેખાય છે

ઉપર ઉડેલા છે, તેઓ નીચેનુ દશ્ય જોઇ મુગ્ધ થયા છે, અને તે દેખાવની પૂરેપૂરી પ્રશંસા કરવા શક્તિમાન થયા નથી ગ્લેશર સાહેબ લખે છે કે–"મે લંડન ઉપર ઉડતાં ઉડતા જોયુ તો એકજ વખતે ત્રીશ લાખ માણુસોનાં નિવાસગૃહો મને દષ્ટિએ પડયાં. રાત્રિસમયે એ મહા નગરીઓના રાજરસ્તા ઉપર પ્રકટેલી દીપમાળાઓ અત્યંત મનોહર લાગતી હતી."

જેઓ પર્વત ઉપર ચડયા છે તેઓ જાણે છે કે જેમ જેમ ઉંચે ચડાય તેમ તેમ ગરમી ઘટતી જાય છે. સીમલા, દાર્જીલીંગ વગેરે ટેકરીપર આવેલા સ્થાનોની શીતળતાનુ કારણુ એજ છે, અને હિમાલય બરફનુ અલય છે તે પણુ તેજ કારણુથી આથી વિમાનમાં જેમ જેમ ઉંચે ચડતા જઇએ તેમ તેમ શીતળતા અનુભવાય છે ગરમી, ઉષ્ણુતામાપક–યંત્ર (થરમા–મીટર) વડે મપાઈ શકે છે, તે યંત્રમા અંશો પાડેલા હોય છે. માણુસના શરીરની ગરમીનુ માપ ૯૮ાા અંશ (ડીગ્રી) છે ૨૨૦ ડીગ્રી ગરમીએ પાણીની વરાળ થાય છે અને ૩૨ ડીગ્રી ગરમીએ પાણી બરફરૂપ બને છે

પૂર્વના વિજ્ઞાનશાસ્ત્રીઓ કહેતા કે, ૩૦૦ ફૂટ ઉંચે ચડતા ગરમી એક ડીગ્રી ઓછી થાય છે ૬૦૦ ફૂટ ચડતા બે ડીગ્રી ઓછી થાય છે, પરંતુ ગ્લેશર સાહેબે બહુ વારની પરીક્ષાએ નક્કી કર્યું છે કે ઉંચે ગરમી ઘટવાનુ પ્રમાણુ આવા સરળ નિયમાનુસાર નથી આસપાસની સ્થિતિ પ્રમાણે ગરમીની વધઘટ થાય છે જેમકે વાદળાં હોય તો ગરમીનો ઘટાડો ઓછો થાય છે, કેમકે વાદળા તાપ અટકાવી તેને શોષી લે છે વળી દિવસના ભાગમાં જે રીતે ગરમીનો ઘટાડો થાય છે તેવી રીતે રાત્રિમા બનતું નથી. ગ્લેશર સાહેબે પરીક્ષાનુ પરિણામ નીચે પ્રમાણે જણાવ્યુ છેઃ–

પૃથ્વી ઉપરથી ૧૦૦૦ ફૂટ લગીમા વાદળાવાળી સ્થિતિમા ગરમી ૪.૫ ડીગ્રી ઓછી થાય છે, પણુ વાદળાં ન હોય તો ૬ ૨ ડીગ્રી ઘટે છે ૧૦,૦૦૦ ફૂટ લગીમાં વાદળાંવાળી સ્થિતિમા ગરમી ૨ ૨ ડીગ્રી ઘટે, પણુ વાદળા ન હોય તો ૨ ડીગ્રીજ ઘટે છે. ૨૦,૦૦૦ ફૂટ ઉંચાઇએ વાદળાંવાળી સ્થિતિએ ગરમી ૧ ૧ ડીગ્રી ઘટે, પરંતુ વાદળાં ન હોય તો ૧ ૨ ડીગ્રી ઘટે છે ૩૦,૦૦૦ ફૂટ ઉંચાઇએ કુલ ગરમી ૬ ૨ ઘટે છે. ગરમી ઘટવાનો હેતુ ઉંચે જતા ઠેકાણે ઠેકાણે બરફના કણો દેખાય છે, અને ક્યારેક તો તે વિમાનમા પડે છે ઉંચે ચડતા શીતળતા ઘણીવાર વિમાનીઓને દુઃખદાયક થઈ પડે છે, એટલુંજ નહિ પણુ ઘણીવાર તેમના હાથપગ અશક્ત બની જઇ તેમાંનુ ચેતન હરાઇ જાય છે.

વાતાવરણુના ઉપરના ભાગમા તાપ ઓછો હોવાના કારણો જેતા તપેલા અથવા તપી શકે એવા પદાર્થોનો અભાવ એજ તેનું કારણુ છે એમ સમજાય છે નહિ તો ઉપલક નજરે જોતા એમ લાગે કે જેમ જેમ ઉપર ચડીએ તેમ તેમ સૂર્ય નજીક આવતો હોવાથી ગરમી વધારે લાગવી જોઇએ, પણુ વિચાર કરતાં જણાય છે કે

ત્યાં તપે એવી વસ્તુ કયી ? ભૂમિ તો ઘણે છેટે રહી, વાયુ પણ ઘણો પાતળો રહ્યો, ત્યાં તપે શું ? દશબાર રૂના ધોકડા એક બીજા ઉપર ગોઠવીને જોઇશું તો સૌથી ઉપરના ધોકડા કરતાં નીચેનું ધોકડું દબાઇ વધારે ઘાટું થયું હશે. તે પ્રમાણે નીચેનો વાયુ પણ ઉપરના વાતાવરણના થરોને લીધે ઘાટો રહે છે, અને ઉપરનો વાયુ હલકો રહે છે પૃથ્વી ઉપર એક ચોરસઈંચ જગો ઉપર વાયુનો ભાર સાડાસાત શેર છે. આપણા માથા ઉપર રાતદહાડો એ હિસાબે વાયુનો ભાર આપણે વહન કરીએ છીએ, ત્યારે તેની કશી પીડા આપણને કેમ જણાતી નથી ? એનો ઉત્તર એ છે કે—અગાધ જળમા ફરતાં માછલાને તેની ઉપર રહેલા અપાર જળનો ભાર જેમ લાગતો નથી, તેમ આપણને વાતાવરણનો ભાર જણાતો નથી જે વાયુ ઘાટો હોવાથી ભારે હોય તે નીચે રહે છે, અને જે વાયુ પાતળો હોવાથી હલકો હોય તે ઉપર ચડે છે વિમાનીઓએ પરીક્ષા કરીને જાણ્યું છે કે સાડાસાત માઇલ ઉંચે ચડ્યા પછી વાયુનો ભાર અર્ધો ઓછો થાય છે, અને પાચ માઇલની ઉંચાઇએ બેત્રતીયાશ ભાર લાગે છે આથી જેમ જેમ ઉંચે જવાય તેમ તેમ શ્વાસોચ્છ્વાસ માટે અત્યત કષ્ટ વધતુ જાય છે મોન્સ્યુર-ફ્લૅમોરી, દશ હજાર ફૂટ ઉંચે ચડ્યો હતો તેથી તેને જે કષ્ટનો અનુભવ થયો, તે તે નીચે પ્રમાણે વર્ણવે છે—

"સાત વાગે મારા શરીરમા કદિ ન અનુભવેલી એવી શીતળતા જણાવા લાગી તેની સાથે મને તદ્રા આવવા લાગી શ્વાસોચ્છ્વાસ પણ મહા કષ્ટે લેવાતા કાનમાં શ શ અવાજ થવા લાગ્યો, અને અધી મિનિટમા તો મને હૃદ્રોગ થયો હોય એમ જણાવા લાગ્યુ કઠ સુકાતો હતો આથી મે એક પ્યાલો પાણી પીધુ તેથી કાંઇક લાભ થયો જે સીસામાં જળ હતું, તેનો બૂચ ખોલતાં જેમ શૅંપનના સીસાનો બૂચ ખોલતાજ અવાજ થઇ બૂચ ઉડી દૂર જઇ પડે તેમ અહીં પણ થયુ આનુ કારણ સહેલાઇથી સમજી શકાશે, તે ઠેકાણે માથાપરના વાતાવરણના થરોનો એક ભાગ ઓછો થયો હતો, અને તેથી વાયુનુ દબાણુ ઓછુ થતા સીસામાં રહેલા વાયુના બળે બૂચ ઉડી પડયો હતો."

બે ત્રણવાર ગગનમાર્ગમા જા-આવ કરવાથી, આ બધાં કષ્ટો ટેવથી સહન થઇ શકે છે, પરતુ વધારે ઉંચે જતા સહનશીલ માણસને પણ કષ્ટ થાય છે ગ્લેશર સાહેબ આ બધાં કષ્ટોમા બહુ સહનશીલ હતો, પરતુ છ માઇલ ઉંચે જતાં તે પણ મરવા જેવો ચેતનારહિત થઇ ગયો હતો ૨૯૦૦૦ ફૂટ ઉંચે જતા તેની દૃષ્ટિ જોવામા અશક્ત થવા લાગી, અને થોડીવારમાં તો તે ઉષ્ણતામાપક યત્રમાંની ડીગ્રીઓના આંકડા અને સામેની ઘડીયાળના કાંટાઓ જોવાને પણ શક્તિમાન્ રહ્યો નહિ તેણે ટેબલ ઉપર પોતાનો એક હાથ રાખ્યો, જ્યારે હાથ રાખ્યો ત્યારે શક્તિ-પૂર્ણ હતો, પણ થોડીવાર પછી તે હાથ ઉડાવવા અશક્ત બન્યો, તેની શક્તિ જાણે દબાઇ ગઇ. તેણે જોયુ તો બીજો હાથ પણ આવીજ રીતે પરવશ દશામાં હતો. તેણે

પોતાનું શરીર હલાવ્યું, પરંતુ જણાયું કે તેને હાથપગજ નથી! ધીમે ધીમે તેના અંગો અશક્ત થઇ ગયા, ડોક ભાંગી ગઇ હોય તેમ માથું ઢળી પડ્યું, અને આંખો એકદમ આંધળી બની ગઇ આ રીતે તેને એકદમ મૃત્યુનો ભય લાગ્યો. પછી વિમાન ચલાવનારે વિમાન નીચે ઉતાર્યું, ત્યારે તે પાછો ચેતના પામ્યો.

વિમાન નીચે શી રીતે ઉતરે છે? તે હવે વિચારીએ—વિમાનની ગતિ બે પ્રકારની છે. પહેલી ઉંચેથી નીચે અથવા નીચેથી ઉપર બીજી ગતિ આસપાસની દિશાઓમાં. જેમ ગાડું, ઘોડું વગેરે આપણી ધારેલી દિશા તરફ ચાલે, તેમ વિમાન પણ ઇચ્છિત દિશાઓ ભણી ચાલી શકે એવાં અધીન બન્યા નથી. × વાયુજ એનો ખરેખરો સારથી છે તે જે દિશામા વાતો હોય તે દિશાએ વિમાન ચાલે છે, છતા ઉંચેથી નીચે કે નીચેથી ઉપર જવાની ગતિ મનુષ્યના હાથમા રહે છે. વિમાનમાંનો ભાર ઓછો કરતાં તે ઉંચે ચડે અને આસપાસના વાયુ કરતાં ભારે થતાં વિમાન નીચું ઉતરે છે વિમાન નીચેની હોડીમા કેટલીક રેતીની થેલીઓ રાખે છે, તેમાંની કેટલીક ફેંકી દેતાં, પહેલાં કરતા વિમાન હલકું થાય છે એટલે તેને ઉંચે ચડાવાય છે, અને જે હલકા વાયુથી વિમાન ભરેલુ છે તેમાંનો કંઇક ભાગ કાઢી નાખતાં વિમાન નીચે ઉતરે છે. વાયુ કાઢવા માટે વિમાનના ઉપરના ભાગમા એક છિદ્ર રાખે છે, અને તેનુ મો બાંધી રાખે છે એ બાંધેલું મો છોડતાં હલકો વાયુ થોડે થોડે બહાર નીકળે છે, અને વિમાન નીચે ઉતરે છે ૧

આસપાસની દિશાઓમાં વિમાનને ચલાવવું એ મનુષ્યને સ્વાધીન વાત નથી; પરંતુ તે વાયુની મદદ મેળવવા શક્તિવાન્ છે આશ્ચર્યની વાત એ છે કે વાતાવરણના જૂદા જૂદા થરોમાં જૂદી જૂદી દિશા ભણી વાયુના વહનો નિરંતર ચાલ્યા કરે છે જ્યારે વિમાની પૃથ્વી ઉપર વાયુ દક્ષિણ તરફ વાતો જોઇ વિમાનમા ચડે છે, ત્યારે થોડેજ ઉંચે ચડતાં તે જોઇ શકે છે કે એ થરનો વાયુ ઉત્તર દિશા ભણી વહે છે, વળી થોડે ઉડતાં પૂર્વ કે પશ્ચિમના વાયુના વહન આવે છે કયા થરમા કયે વખતે કયી દિશા ભણી વાયુ વહે, એ જો માણસો જાણી રાખે તો વિમાન મનુષ્યનુ આજ્ઞાધીન થાય. જેઓ આ વિષયમાં નિપુણ છે તેઓ ક્યારેક ક્યારેક વાયુની ગતિ નક્કી કરી ઇચ્છેલી દિશાએ ગતિ કરી શકયા છે. ઇ૦ સ૦ ૧૮૬૮ ના ઑગસ્ટમા મોન્સ્યુર—ડીસોન્દર, કેલે નગરથી "નેપત્યુન" નામના વિમાનમા ચડયો હતો. થોડે ઉંચે જતાં જોયું કે તેના વિમાનની ગતિ ઉત્તર સમુદ્ર તરફ થાય છે. આવા

× હવે તો આસપાસ કે નીચે ઉપર જવા આવવાની ગતિ ઉપર પણ કાબુ મેળવવામાં આવ્યો છે અને થઇ ગયેલા મહાન યુદ્ધમાં દરેક રાજ્યે એવાં હજારો વિમાનોના કાફલાનો ઉપયોગ કર્યો હતો

૧ વિમાનને ચલવવાની એ આગલી રીતોમા તેમજ વિમાનોની રચનામા પણ આ નિબંધ લખાયા પછીથી બહોળા ફેરફારો થઇ ગયેલા છે. મંત્રી

અનંત મહાસાગર ઉપર સાંજને વખતે મુસાફરી કરવી યોગ્ય ન હતી, પરંતુ ત્યાં બીજો એક પણ ઉપાય ન હતો આ સંકટમાં તેણે નીચે જોયુ તો નીચેના વાદળા દક્ષિણ દિશામાં જતા જોયાં, એટલે તેણે એકત્રીશ માઇલ સમુદ્ર ઉપર ગયા છતા પણ વિમાનનો હલકો વાયુ થોડો ઓછો કરી વિમાનને નીચે ઉતાર્યું વાયુના એ થરમા દક્ષિણ દિશા ભણીનુ વહન હતુ તેમાં આવતાંજ વિમાન સડસડાટ દક્ષિણ દિશા ભણી ચાલ્યુ, અને ફરી પાછુ ભૂમિપર આવ્યુ, પરતુ જો તેણે બુદ્ધિ ચલાવીને નીચે ઉતાર્યું ન હોત અને સધ્યા થઇ રાત્રિનો અધકાર આવ્યો હોત તો વાદળાની ઘટનામા નીચેનુ ભૂમિતળ દેખી શકત નહિ એ દિશામા તેનુ વિમાન કયાં જાત ! અકસ્માત્ નીચે આવતા તે ગભીર સાગરમાજ આવી પડત

ઉત્તર સમુદ્રમાં ઉડતા તેને કેટલાક અદ્ભુત પ્રતિબિંબો દેખાયા તેણે જોયુ કે સમુદ્રમાં જે બધી આગબોટો ચાલે છે તેનાં પ્રતિબિંબો ઉંચેના વાદળોમા દેખાય છે, એ વાદળોમા જાણે એવોજ સમુદ્ર ચીતરેલો છે એ ચીતરેલા સમુદ્રમા નીચેની વાસ્તવિક આગબોટો જેવી આગબોટો ચાલે છે, એ આગબોટોના તળીઆ ઉપર છે, અને મથાળાં નીચે છે જાણે ઉંધી આગબોટો ચાલતી ન હોય ! આ પ્રમાણે એ મોટા દર્પણ જેવો મેઘરાશિ સમુદ્રનુ પ્રતિબિંબ પણ ગ્રહણ કરી રહેલો છે

મોન્સ્યુર ફ્લોમારિયે એક વધારે આશ્ચર્યકારક ચિત્ર પ્રતિબિંબમા જોયુ હતુ દિવસના ભાગમા તે વિમાનમાં ચડયો હતો, અને પાચ હજાર ફૂટની ઉંચાઇએ તેનુ વિમાન હતુ તેણે પોતાનાથી સો ફૂટ દૂરનાં વાદળામાં એક બીજુજ વિમાન જોયુ એ બીજા વિમાનનો આકાર પણ પોતાના વિમાનના જેવોજ હતો જેવો પોતાના વિમાનની નીચે સામાન અને હોડી બાંધેલી, તેવોજ પેલા બીજા વિમાનમા પણ એ વિમાનમા પણ બે માણુસો બેઠેલા હતા વળી વધારે નવાઇની વાત તો એ હતી કે એ બે માણસના અવયવો પણ તેના વિમાનના માણસોના જેવાજ આથી મોન્સ્યુર ફ્લોમારિયે આશ્ચર્ય પામી પોતાનો જમણો હાથ ઉંચો કર્યો તો સામે રહેલા વિમાનના ફ્લોમારિયે ડાબો હાથ ઉંચો કર્યો આ વિમાનના બીજા માણસે પતાકા ઉડાવી તો સામેના વિમાનના બીજા માણસે પણ તેમ કર્યું વળી વધારે આશ્ચર્યની વાત તો એ હતી કે એ સામેના વિમાનની હોડીની ચારે બાજુ અપૂર્વ રગનુ તેજ દેખાતુ હતું વચ્ચેના ભાગમા લીલુ અને શ્વેત રગનુ પ્રભામડળ ચળકતુ હતું તેની પાસે ઓછુ આસમાની પ્રભામડળ ને તેની સમીપ પીળા રંગની ચટકીઓ તેની પછી નારગી અને લાલ રગના પટા. એ પ્રમાણે રગો દેખાઈ છેલ્લે તે વાદળોમાં મિશ્રિત થઈ ગયા

આ વૃત્તાન્ત વિસ્તારથી સમજાવવાનુ આ નાના નિબધમા સ્થાન ન હોવાથી અહીં તો એટલુજ કહેવુ યોગ્ય છે કે વાદળામા રહેલા જળકણોની અદર સૂર્યનાં કિરણો પડવાથી આ રંગોની છટા જેવામાં આવતી હતી.

આ પૃથ્વીના શબ્દો સહેલાઇથી ગગનમાં ગતિ કરે છે, પણ તે બધી વખતે તો નહિજ. તેમજ બધા શબ્દોની ગતિ પણ સરખા પ્રમાણમાં ઉંચે થતી નથી. વાદળાં અવાજની ગતિનો રોધ કરે છે. ગ્લેશર સાહેબે ચાર મૈલ ઉંચેથી રેલવે ટ્રેનનો અવાજ સાંભળ્યો હતો, અને ત્રીશ હજાર ફૂટની ઉંચાઇએથી તોપનો અવાજ તેને કાને પડયો હતો એક કૂતરાનો અવાજ તેણે બે મૈલ ઉપરથી સાંભળ્યો હતો, પરંતુ ચાર હજાર ફૂટ ઉપરથી મનુષ્યોનો કોલાહલ સંભળાતો નથી. મોન્સ્યુર ફ્લેમારિય આકાશમાંથી પૃથ્વી પરના વાજીત્રોનો નાદ તો ઘણીવાર સાંભળતો, અને તેને એમ ભાન થતું કે જાણે વાદળોમાંથી કોઇ સુંદર પ્રકારનું સંગીત ચાલી રહ્યું છે!

ઘણાને માલૂમ છે કે જ્યારે પારીસને ઘેરો ઘાલ્યો હતો, ત્યારે વિમાન રસ્તે પારીસમાંથી ગામડાના પ્રદેશમાં ટપાલ જતી કેળવેલાં કબૂતરો એ વિમાનમાં ચડાવાતા તેને પૂછડે ઉત્તરો બધાઇ આવતા ભારના ઓછાપણા માટે એ બધા પત્રો ફોટોગ્રાફની મદદથી ઝીણા અક્ષરે લખાતા, એટલે એક મોટો પત્ર પણ જરીકમાં સમાઇ જતો એ પત્રો વાચતી વખતે સૂક્ષ્મદર્શક યંત્રનો ઉપયોગ થતો આ સ્થળે સ્થળસંકોચને લીધે એ આશ્ચર્યકારક તત્ત્વો વિસ્તારથી અમે લખી શકતા નથી

છેલ્લે એ કહેવાનું કે વિમાનો હજુ જવા આવવાના સાધારણ ઉપયોગમાં લેવાય, કે મરજી પડે તે સ્થળે લઇ જવાય એટલાં બધાં સ્વાધીન બન્યાં નથી. ગ્લેશર સાહેબ કહે છે કે વિમાનવડે હજુલગી એ ઉદ્દેશ સિદ્ધ થયો નથી મનુષ્ય કદિ ઉડી શકશે કે નહિ? તે વિષેનાં તત્ત્વોનું મોન્સ્યુર ફ્લેમારિયે વિસ્તારથી વિવેચન કરેલું છે એક દહાડો મનુષ્યો અવશ્ય પક્ષી પેઠે ઉડી શકશે એમ તે જણાવે છે, પરંતુ તે પોતાને બળે તો નહિજ જ્યારે મનુષ્યો પાંખો અથવા પાંખોનું કામ કરનારા યંત્રો બનાવશે અને તેને વરાળ કે વિજળીના બળથી ચલાવશે, ત્યારે તે પંખીઓની પદવીને પ્રાપ્ત કરશે એવો સંભવ છે દેલોમ નામના એક ફ્રેંચે માછલીના આકારના એક વિમાનની કલ્પના કરેલી છે તેણે વિવેચન કરેલું છે કે તેની મદદથી મનુષ્યો ઇચ્છા પ્રમાણે આકાશમાર્ગે જા આવ કરી શકશે, પરંતુ એ જાતના વિમાનથી હજુલગી કશું ફળ પ્રાપ્ત થયું નથી* તેથી અત્ર તેનું વર્ણન કરેલું નથી.

---

* આગળ ટીપણીઓમાં જણાવવામાં આવ્યા પ્રમાણે આ સર્વ બાબતો બની ચુકી છે, એટલુંજ નહિ પણ હિંદથી ઇંગ્લાંડ માત્ર બે દિવસમાં વિમાનોદ્વારા ટપાલ પહોંચાડવાની યોજના પણ એક વિદ્વાને જાહેર કરી હતી અને તેનો અમલ પણ કરવામાં આવ્યો હતો. આ પ્રમાણે સર્વ હકીકત છતાં આ લેખ આ પુસ્તકમાં લેવો માત્ર એટલા માટે પણ સાર્થક છે કે એમાં વિમાનોની શોધનો પ્રથમથી અને જાણવા જેવો ઇતિહાસ હોવા સાથે વિમાનમાં ઉડનારને દેખાતા દેખાવો તથા અનુભવાતી બીજી બાબતોનું વર્ણન પણ સારૂં આપેલું છે. - મંત્રી

# ધૂલિ ( ધૂળ )

ધૂળના જેવો સાધારણ પદાર્થ વિશ્વમા બીજો નથી પ્રોફેસર ટીન્ડોલે ધૂળના ઉપર એક લેખ લખ્યો છે આ લેખ મોટો ને મુશ્કેલીથી સમજાય તેવો છે તેને ટુકમાં સહેલાઇથી સમજાવવો એ કઠણ કામ છે, જેથી અમે માત્ર ટુકામાં ટીન્ડોલ સાહેબે કહેલા સિદ્ધાતોનેજ અહી લખીશુ એ વિષે જેને વધારે જાણવાની ઇચ્છા થાય તેણે એ મૂળ નિબધ વાંચવો

૧–ધૂળ એ પૃથ્વીમાં સર્વવ્યાપક પદાર્થ છે. આપણે બધુ ગમે તેટલુ સ્વચ્છ રાખીએ તો પણ ધૂળ તેને છોડે તેમ નથી. ગમે તેટલી તમે મોટાઇ કરો પણ ધૂળથી તમે જરા પણ છૂટો નહિ જે પવનને અત્યત ચોકખો કહી વર્ણવે છે તે પણ ધૂળથી પરિપૂર્ણ છે છાંયડામાં પડતા ચાદરણામાં જોશો તો જે ધુમાડા જેવુ દેખાય છે તે શુ છે ? જે વાયુને તમે સ્વચ્છ કહો છો તેમા પણ તે ધૂળનાં રજકણો તો ઉડતાંજ હોય છે બધે વ્યાપેલુ વાતાવરણ એ રીતે ધૂળથી ભરેલુ છે આ હકીકત જાણવા માટે પ્રોફેસર ટીન્ડોલના ઉપદેશની જરૂર નથી, કારણ તે સૌએ જોયેલી છે પ્રોફેસર ટીન્ડોલે ઘણા ઉપાયોવડે વાયુને સ્વચ્છ કર્યો હતો અનેક યત્રોમા પ્રવાહી-દ્રાવક પદાર્થો ભરી તેમાથી વાયુને પસાર કરી–ગાળી–પરીક્ષા કરી હતી, પરતુ છેલ્લે જણાયુ કે એમ સ્વચ્છ કરેલો વાયુ પણ ધૂળથી પરિપૂર્ણ હોય છે એ રીતે ધૂળ એ સર્વત્ર વ્યાપેલો અદશ્ય પદાર્થ છે, કેમકે તેના કણો બહુજ સૂક્ષ્મ છે. તાપમા પણ તે દૂરબીનવડે જોઇ શકાતા નથી, પરતુ તેનો રંગ વિજળીના દીવાના પ્રકાશ કરતા પણ ઉજળો છે જેણે વાયુમા પ્રકાશના કિરણો નાખીને જોયુ છે તેમને ધૂળના રજકણોનો ચળકાટ દેખાયો છે. ગમે તેટલા યત્ને લોકો સાફસૂફ કરે, પણ જ્યા વાતાવરણજ ધૂળભરેલુ છે, ત્યા શી રીતે ધૂળને અટકાવી શકે ? આથી ધૂળ નિવારણ કરવી અશકય છે, એમ કહેવાની જરૂર નથી. છાયડામાં તેજનુ ચાદરણું પડતુ ન હોય તો ઉડતી ધૂળ દેખાતી નથી, પરતુ ત્યા વિજળીના પ્રકાશનાં કિરણો નાખવામા આવે તો ધૂળ દેખી શકાય છે આપણે વાતાવરણમાથી ક્ષણે ક્ષણે જે શ્વાસ લઇએ છીએ તે પણ ધૂળથી ભરપૂર હોય છે. વાયુમા રહેલો ધૂળનો સમૂહ રાત્રિદિવસ બધી વસ્તુઓ ઉપર વરસ્યાજ કરે છે પીવાનુ પાણી આપણે ગમે તેટલુ સ્વચ્છ કરીએ તોપણ ધૂળવાળુજ રહેવાનું નળમાંથી આવનારૂ પાણી ગમે તેટલી ગરણીઓ કે ફિલ્ટરો મૂકીને સ્વચ્છ કરવામા આવે તોપણ તે ધૂળ રહિત બનતુ નથી.

૨–એ ધૂળનો સમૂહ વાસ્તવિકરીતે ધૂળ નથી. તેનો મોટો ભાગ જીવન્ત પદાર્થો છે ઉપર જે અદશ્ય ધૂળની વાત કહી, તેમાંનો ઘણો ભાગ ઝીણા ઝીણા જીવોનોજ છે જે કણો જીવવાળા નથી તે ઘણે ભાગે ભારવાળા હોય છે અને તેથી

તે વાયુમાં ઉંચે ઉડી શકતા નથી આપણે દરેક શ્વાસે સેંકડો આવા ઝીણા જીવો શરીરમાં લઇએ છીએ પાણી સાથે હજારોને પી જઇએ છીએ રાક્ષસની પેઠે અનેક જીવોને આપણે ખોરાકમા લઇએ છીએ. લંડનમા આઠ ગરણીઓ (ફીલ્ટરો) માં થઇને ગાળેલા પાણીને ટીન્ડોલ સાહેબે તપાસ્યુ હતુ, એ પરથી તેમણે એવો સિદ્ધાંત કર્યો છે કે "પાણીને સપૂર્ણ રીતે ચોકખુ કરવુ, એ મનુષ્યની શકિતબહારનુ કામ છે, જે પાણી સ્ફટિકના પ્યાલામાં હીરાની કણીઓ જેવુ સ્વચ્છ લાગતુ હોય તે પણ ધૂળ અને જીવોથી પૂર્ણ હોય છે "

૩—આ સર્વવ્યાપક ધૂળના રજકણો રોગોના મૂળ છે હમણા એવો મત પ્રચલિત થયો છે કે એક જાતના જીવન્ત રજકણોથી ચેપી રોગો ફેલાય છે આ મત ભારતવર્ષમાં હજીલગી પ્રબળ છે યૂરોપમા એ હજી પ્રસરતો જાય છે પ્રોફેસર ટીન્ડોલની ખાત્રી થઈ છે કે ચેપી રોગ ફેલાવાનુ કારણ સજીવ રોગોત્પાદક જતુઓ (મેલેરીયા) છે આ રોગોત્પાદક જીવન્ત જતુઓ વાયુમા અને પાણીમા મળેલા હોય છે ને તેદ્વાર શરીરમાં પ્રવેશ કરે છે પ્રાણીઓનુ શરીર અસખ્ય જતુઓનુ રહેઠાણ છે, જેમકે વાળમા લીખો, પેટમાં કરમીઆ, અને ક્ષતમાં કીડા, એ મનુષ્યશરીરમાં રહેલાં અનેક જંતુઓનુ ઉદાહરણ છે પશુઓના ગાત્રમા પણ જતુઓનો નિવાસ છે જીવતત્ત્વવેત્તાઓએ નકકી કર્યું છે કે પૃથ્વીમાં, પાણીમાં ને વાયુમા જેટલી જાતિના જીવો છે, તેના કરતાં વિશેષ જાતિના જીવો બીજા પ્રાણીઓના શરીરમાં વાસ કરીને રહેલ છે જેને આપણે રોગોત્પાદક જીવત જતુઓ (જર્મ્સ) કહ્યા છે. પ્રાણીના શરીરમાં પેઠેલા રોગોત્પાદક જીવંત જતુઓમાંથી તેવાજ બીજા જતુઓ પેદા થાય છે એ જીવોની ઉત્પાદકશકિત પણ અતિ ભયાનક હોય છે. જે પ્રાણીના શરીરમા એ રીતે રોગોત્પાદક જીવત જતુએ પ્રવેશ કર્યો હોય તેને ચેપી રોગો થાય છે જૂદા જૂદા રોગોના જૂદા જૂદા જતુઓ છે પ્લેગના જતુઓ પ્લેગ ઉપજાવે છે, શીતળાના જતુથી શીતળા નીકળે છે, ક્ષયના જતુથી ક્ષય થાય છે, ને મેલેરિયાનાં જતુથી મેલેરિયા જ્વર આવે છે

૪—રોગોત્પાદક જીવત જતુઓથી માત્ર ચેપીરોગોનો ફેલાવો થાય છે એમજ નથી, પરતુ ક્ષત (ઘા કે ચાંદુ) રૂઝાય નહિ, પરૂ પેદા થાય, દુર્ગંધી ઉપજે, ને છેવટે રોગો અસાધ્ય જેવા થાય એ પણ જતુઓનોજ પ્રભાવ છે એ જતુઓ ધૂળમા રજકણોરૂપે રહેલા છે ક્ષતનુ મો એવી રીતે ઢાંકી રાખવુ કે જેથી અદૃશ્ય ધૂળનાં રજકણો તેમાં પ્રવેશી શકે નહિ. વાસ્તવિક રીતે કહીએ તો ડૉક્ટરોનાં શસ્ત્રોની ધારદ્વારા પણ ક્ષતમાં ધૂળના કણ પ્રવેશ કરે છે ડોક્ટરો ગમે તેટલાં શસ્ત્રો સ્વચ્છ કરે, પરતુ અદૃશ્ય ધૂળના કણો તો કોઇ રીતે અટકાવી શકાતાંજ નથી. આનો એક સરસ ઇલાજ છે, ને ઘણે ભાગે ડોક્ટરો તેનોજ આધાર લે છે. એ ઇલાજ તે કાર્બોલિક એસિડ નામે એક પ્રવાહિ પદાર્થ છે. એ એસિડ રોગોત્પાદક

જંતુનો નાશ કરે છે આ એસિડને પાણી સાથે મેળવીને જો ક્ષતના મોપર સીચવામા આવે તો તેમાં પેડેલા તમામ રોગોત્પાદક જીવત જંતુઓ મરણ પામે છે. ક્ષતના મોપર ચોકખુ રૂ બાધવાથી પણ ઘણો લાભ થાય છે, કેમકે રૂ એ વાયુને સ્વચ્છ કરવાનો અને જંતુને અટકાવવાનો એક સરસ ઇલાજ છે

# आर्यजातिनुं सूक्ष्म शिल्प

કોઇ મનુષ્ય કહે છે કે આ સસારમાં સુખ નથી વનમાં ચાલો, ભોગ મૂકી દો ને મુક્તિ પ્રાપ્ત કરો કોઈ કહે છે કે એમ નથી. સસાર સુખમય છે. ધૂર્તોની ધૂર્તવિદ્યાપર ધ્યાન ન દેતાં ખાઓ, પીઓ ને આનંદ કરો જે લોકો સુખના અભિલાષી છે તેનામાં પણ મતભેદો છે કોઇ કહે છે કે ધનમા સુખ છે, કોઇ કહે છે કે મનમા સુખ છે, કોઇ કહે છે કે ધર્મમાં સુખ છે, તો કોઈ કહે છે કે અધર્મમા સુખ છે કોઈને કાર્યમાં સુખ લાગે છે તો કોઇને જ્ઞાનમાં સુખ લાગે છે, પરતુ એવો મનુષ્ય એક પણ નહિ હોય કે જેને સુદરતામા સુખ લાગતુ ન હોય સસારમા સૌ કોઈ સુદર સ્ત્રીની ઇચ્છા કરે છે સુદર કન્યાનુ મુખ જોતા સૌનુ મન પ્રસન્ન થાય છે સુદર બાળકને જોતા સૌનુ મન મુગ્ધ થાય છે સુદર પુત્રવધૂ મેળવવાને કોઇ કોઈ તો માથે કરજ કરે છે સુદર ફૂલો ચુટી શય્યામાં રાખવાનુ મન સૌને થાય છે બહુ મહેનતે જે ધન મેળવ્યુ હોય તે ખરચીને સુદર મકાન બધાવવાની અભિલાષા સૌ કોઇને હોય છે, અને એ મકાનમાં સુદર સુદર સામાન રાખી મકાનને સુદર દેખાડવાને ઇચ્છતા ઘણાને જોયા છે એને માટે કેટલાક તો દેવા પણ કરે છે સુદર લૂગડાલત્તાથી સૌ કોઇ સુદર દેખાવાનો યત્ન કરતાં જણાય છે. પખીઓ પણ સુદર દેખીને પળાય છે બાગમાં પણ સુદર વૃક્ષો વવાય છે ને સુદર બાગ બનાવાય છે સુદર મુખનુ સુદર હાસ્ય જોવાને માટે સોના અને રત્નોના સુદર આભૂષણો સુદરીઓને પહેરાવાય છે આમ સૌ રાતદહાડો સૌંદર્યની તૃષ્ણાએ પીડાતા જોવાય છે, પરતુ કોઇએ કદિ પણ એ બાબતપર ધ્યાન આપેલુ નથી, માટે અમે આ વાત અહીં આટલા વિસ્તારથી વર્ણવી છે

આ સૌંદર્યની તૃષ્ણા જેવી બળવાન છે તેવીજ વખાણવા યોગ્ય અને પોષણ કરવા યોગ્ય છે મનુષ્યનાં જેટલા પ્રકારનાં સુખો છે તેમાં આ સુખ સર્વથી ઉત્કૃષ્ટ છે, કેમકે પહેલાં તો તે પવિત્ર, નિર્મળ અને પાપના સસર્ગ વિનાનું છે. સાૌંદર્યનો ઉપભોગ એ કેવળ માનસિક ઉપભોગ છે, માનસિક સુખ છે ઇંદ્રિયસુખની સાથે તેનો જરા પણ સબધ નથી એ સત્ય છે કે સુદર વસ્તુ અનેક વખતે ઇંદ્રિયતૃપ્તિની સાથે સબધ રાખે છે, પરતુ સૌંદર્યથી ઉપજેલુ સુખ ઇંદ્રિયોની તૃપ્તિથી ભિન્ન છે.

રત્નજડિત સુવર્ણના પ્યાલાથી પાણી પીતા જેવી રીતે તરસ મટી જાય છે તેવીજ રીતે માટીની કૂલડીથી કે રામૈયાથી પાણી પીતાં પણ તરસ મટે છે, પરતુ સુવર્ણના પ્યાલાથી જે કાઇ આનદ થાય છે તે સૌદર્યજનિત માનસિક સુખ છે. બીજુ તીવ્રતામા જે સુખ છે તે સર્વના કરતા ચડતુ છે, જેઓને કુદરતી પદાર્થોની શોભા જોવાનો શોખ છે અથવા જેઓ કાવ્યરસના ભોગી છે, તેઓ આ વાતના ઉદાહરણો છે. સૌદર્યનો ઉપભોગ કરતા જે સુખ ઉપજે છે તે એટલુ તો તીવ્ર છે કે ઘણી વાર અસહ્ય પણ લાગે છે. વળી બીજા સુખો વારવાર ભોગવતાં તે પર કટાળો આવે છે, પરતુ સૌદર્યજનિત સુખ તો વારવાર ×નવુ નવુજ લાગી આનંદ આપ્યા કરે છે

આથી જે મનુષ્યજાતિ માટે આ જાતનુ સુખ વધારનારા છે તેમને મનુષ્ય જાતિના ઉપકાર કરનારામાં સર્વથી ઉચ્ચ સ્થાન મળવુ જોઇએ. એ સત્ય છે કે જે ભિખારી ખજરી વગાડી, ભજન ગાઇ, મુઠી ભીખ લઈ ચાલ્યો જાય છે તેને કોઈ પણ માણસ મનુષ્યજાતિના ઉપર ઉપકાર કરનારો માનશે નહિ, પરતુ જે વાલ્મીકિએ રામાયણ લખી કરોડો મનુષ્યોના અક્ષય સુખને માટે–ચિત્તના ઉત્કર્ષને માટે–દીર્ઘકાળ માટે ઉપાય કરેલો છે, તેને યશના મદિરમા યૂરોપના ન્યૂટન, હાર્વી, વૉટ અને જેનરથી નીચુ આસન આપવુ યોગ્ય ગણાય તેમ નથી. લેકી, મૅકાલે, વગેરે અનેક અસારગ્રાહી લેખકોના અનુયાયી થઇને ઘણાં માણસો કવિના કરતા તો જોડા શીવનાર મોચી ઘણુ ઉપકારક છે એમ માનીને તેને ઉચે આસને બેસારે છે, અને એવા મૂર્ખાના દલમા હાલના કેટલાક અહીના અર્ધશિક્ષિત યુવાનો પણ ભળે છે, પરતુ તેઓએ સમજવુ જોઇએ કે વિલાયતમા રાજપુરુષમણિ ગ્લેડસ્ટન, સ્કોટલાડમા હ્યુમ, સ્મિથ, હટર અને કાર્લાઇલ હોવા છતાં પણ વૉલ્ટર સ્કોટને સર્વના કરતાં ઉચે સ્થાને બેસાડેલ છે

મનુષ્યના અભાવોની પૂરણીને વાસ્તે જેમ નોખી નોખી શિલ્પવિદ્યાઓ છે, તેમ સૌદર્યની આકાક્ષાઓ પૂર્ણ કરવાને માટે પણ અનેક વિદ્યાઓ છે. સૌદર્ય ઉત્પન્ન કરવાના વિવિધ ઉપાયો છે એ ઉપાયોના ભેદ પ્રમાણે એ વિદ્યાઓએ ભિન્ન ભિન્ન રૂપો ધારણ કરેલા છે

આપણે જે જે સુદર વસ્તુઓ જોઇએ છીએ તેમાં કેટલીક તો કેવળ રગમાત્ર છે અન્ય કાંઈજ નથી, જેમકે આકાશ કેટલીક વસ્તુઓમા રગ ઉપરાત આકાર પણ હોય છે, જેમકે પુષ્પ. કેટલીક વસ્તુઓમા રગ ને આકાર ઉપરાત ગતિ પણ હોય છે, જેમકે હરિણ કેટલીક વસ્તુઓમાં રગ, આકાર, ગતિ ને તે ઉપરાંત

× સૌદર્યનું લક્ષણ બાંધતાં મહાકવિ માઘ પણ કહે છે કે:–'**क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः**" ક્ષણે ક્ષણે જે નવુ નવુ લાગે છે તેજ રમણીયતા ( સૌદર્ય ) નું સ્વરૂપ છે.

શબ્દ પણ છે, જેમકે કોયલ. મનુષ્યોમાં તો વર્ણ, આકાર, ગતિ શબ્દ અને તે ઉપરાત અર્થયુક્ત વાણી પણ છે આથી સૌદર્ય ઉત્પન્ન કરવાની જે સામગ્રીઓ છે તેમા વર્ણ, આકાર, ગતિ, શબ્દ અને અર્થવાળી વાણી શ્રેષ્ઠ છે

જે સૌંદર્ય ઉપજાવનારી વિદ્યાનો આધાર કેવળ વર્ણ ( રગ ) માત્ર છે તે 'ચિત્રવિદ્યા' કહેવાય છે

જે સૌદર્ય ઉપજાવનારી વિદ્યાનો આધાર આકાર છે, તેના બે ભેદ છે, સ્થાપત્ય, અને ભાસ્કર્ય જડ વસ્તુઓના આકારનુ સૌદર્ય જે વિદ્યાનો ઉદ્દેશ છે તે 'સ્થાપત્ય' કહેવાય છે, અને ચેતન કે ઉદ્ભિજ્જ ( વનસ્પતિ ) નુ સૌદર્ય જે વિદ્યાનો ઉદ્દેશ છે તે 'ભાસ્કર્ય' કહેવાય છે

જે સૌદર્ય ઉપજાવનારી વિદ્યાનો આધાર ગતિ છે તે વિદ્યા 'નૃત્ય' વિદ્યા છે

જે સૌદર્ય ઉપજાવનારી વિદ્યાનો આધાર શબ્દમાત્ર છે તેને 'સગીત' કહે છે

વાક્યજ જેનો આધાર છે તે સૌદર્ય ઉપજાવનારી વિદ્યાનુ નામ 'કાવ્ય' છે

આ રીતે કાવ્ય, સગીત નૃત્ય, ભાસ્કર્ય, સ્થાપત્ય અને ચિત્ર, એ છ સૌદર્યને ઉપજાવનારી વિદ્યાઓ છે એ છએ સૌદર્ય ઉપજાવનારી વિદ્યાઓનુ જે સમૂહવાચક નામ પ્રચલિત છે તેને "સૂક્ષ્મ શિલ્પ" એવુ નામ આપવામા આવેલુ છે

સૌદર્ય ઉપજાવનારી આ છ વિદ્યાઓ મનુષ્યજીવનને શોભાવી સુખપૂર્ણ બનાવે છે ભાગ્યહીન વર્તમાન ભારતવાસીઓના નસીબમાં આ સુખનો ઉપભોગ હજી લખેલો જણાતો નથી આ 'સૂક્ષ્મ શિલ્પ' સાથે તેમને મહાન વિરોધ લાગે છે આ વિદ્યાઓ પ્રતિ આ દેશના લોકોનો બહુજ અનાદર કે તિરસ્કાર જણાય છે આથી આપણા દેશના લોકો વાસ્તવિકરીતે સુખી થતુજ જાણતા નથી

અમે સ્વીકારીએ છીએ કે આમા બધો દોષ દેશના લોકોનો પોતાનોજ છે એમ નથી, એમાં કેટલોક દોષ અમારા સમાજની રીતિઓનો તથા સમાજની નીતિઓનો પણ છે અમે બાપદાદાની ડહેલી છોડીને બહાર નીકળતાજ નથી અમે અમારી ડહેલીમાંજ અનેક સતાનોની ટુકડી લઈને કીડીઓની પેઠે ઉભરાયા કરીએ છીએ આથી મુસાફરીના અભાવને લીધે સદ્રાઇ અને સૌદર્યનાં સાધનો અમે જોયાં પણ નથી કે જાણતા પણ નથી કેટલોક દોષ અમારી ગરીબ હાલતનો પણ છે. સૌદર્યનાં સાધનો ધનવિના મળી શકતાં નથી, અને ઘણાની પાસે ઘરસસાર ચલાવવા પૂરતાં પણ નાણાં નથી. તેમા વળી સમાજબધનોને લીધે સ્ત્રીઓને પલ્લાં, માબાપના દહાડા ને વરસીઓ, તેમનાં શ્રાદ્ધો ને સવત્સરીઓ, સ્ત્રીની અઘરણી ને છોકરાનુ જનોઇ વગેરે કરવા પડે છે. એવા વ્યાવહારિક ખર્ચો કર્યા વિના અમને ચાલતુ નથી પછી ભલે ભાડે લીધેલુ મકાન શ્વાનશાળા જેવુ હોય અને ગદકીમાં દિનરાત પડ્યું રહેવુ પડતુ હોય ! પણ વ્યવહારમા એક રતિમાત્ર પણ કરકસર કરે તો માઠુ લાગે ! એવી સામાજિક રીતિ છે મરજી હોય તોપણ સમાજના

નિયમોનું હિંદુઓથી ઉલ્લંઘન બની શકતું નથી કાંઇક દોષ હિંદુ આચારનો પણ છે, જેથી કિંમતી આરસપહાણનો ચોકો પણ ગાયના છાણે લીંપ્યા વિના પવિત્ર ગણાતો નથી ! એ આચારની કૃપાવડે સૂક્ષ્મ શિલ્પની દુર્દશા થાય તો તે સંભવિત છે

આ બધી વાતો સ્વીકારતા છતાં પણ અમે દોષથી મુક્ત થઇ શકીએ તેમ નથી જે યૂરોપીઅન ક્લાર્કનું કામ કરી મહીને સો રૂપીઆના પગારમાં ગુજારો કરતો હશે તેના ઘરની શોભા અને સ્વચ્છતા જુઓ, અને બીજો એક વાણીઓ ગૃહસ્થ દર વર્ષે દુકાનમાં ૨૦,૦૦૦ નફો મેળવે છે તેના મકાનની શોભા ને સ્વચ્છતા નિહાળો એટલે આપણા લોકોની સૌંદર્ય પ્રતિ કેટલી પ્રીતિ છે ને સમજાશે. આપણામાંથી પણ અત્યારે કોઇ કોઇ ધનાઢયો અંગ્રેજોની નકલ કરીને અંગ્રેજોની પેઠે મકાનો શણગારતાં શીખ્યા છે—કેમકે હિંદવાસીઓ નકલ કરવામાં તો સરસ છે—પરંતુ તેમના ચિત્રો, સ્થાપત્યો ને ભાસ્કર્યો જોતાજ સમજાશે કે આ તે સૌંદર્ય-પ્રીતિના અંતરના સ્નેહે કામ કરેલું છે કે દેખાદેખીએ ભપકો મારેલો છે ? આપણા લોકોને સૌંદર્યનો અનુરાગ નથી ને તેને લીધે સારા માઠાની પિછાન પણ નથી અહી તો સમજ એટલીજ કે મોંઘી વસ્તુઓ પ્રદર્શન માટે ભેગી કરવી, અને તે જેમ બને તેમ પુષ્કળ ભેગી કરી એટલે બસ ભાસ્કર્ય ને ચિત્રની વાતને જવા દો કાવ્યના સંબંધે પણ આપણા લોકોમા ઉત્તમ કે અધમ પારખવાની શક્તિ જણાતી નથી. આ વિષયમા તો શિક્ષિત અને અશિક્ષિત બંને સરખાજ જણાય છે, અથવા તો બહુજ થોડો ફેર છે. નૃત્ય અને ગીતની વિદ્યા તો હિંદમાંથી જાણે ચાલીજ ગઇ છે સૌંદર્યનો વિચાર કરવાની શક્તિ તથા સૌંદર્યરસનો સ્વાદ લેવાનું સુખ જાણે વિધાતાએ આ દેશના હાલના લોકોના લલાટમાં લખ્યુંજ ન હોય એમ લાગે છે.



# प्राचीन भारतवर्षनी राजनीति

મહાભારતના સભાપર્વમા દેવર્ષિ નારદે યુધિષ્ઠિરને પ્રશ્ન પૂછવાને બહાને કેટલીક રાજનીતિનો ઉપદેશ કરેલો છે તે ઉપરથી પ્રાચીન ભારતવર્ષમા રાજનીતિ કેટલી ઉન્નતિ પામી હતી તે સમજાય છે વળી મુસલમાનો કરતાં હિંદુઓ ઉત્તમ રાજનીતિજ્ઞ હતા, એ સમજવામાં પણ સંદેહ નથી. પ્રાચીન રોમનો અને હાલના યૂરોપિયનો સિવાય બીજી કોઇ જાતિએ એટલી ઉન્નતિ એ વિષયોમાં મેળવી નથી. ભારતવર્ષના રાજાઓ બીજી બધી જાતો કરતા વધારે સમય પોતાના ગૌરવની રક્ષા કરી શકયા હતા તેનુ કારણ પણ તેઓની આ રાજનીતિજ્ઞતાજ હતુ હિંદુઓનો ઇતિહાસ જોઇએ તેવો મળતો નથી, એટલે એક એક રાજકર્તાનાં ગુણગાન કરી સો સો પાના લખવાનો બીજો કોઇ ઇનાજ નથી, પરંતુ તેમનાં કરેલાં કાર્યો આપણે જે જોઇએ છીએ તે પરથી અનેક વાતો કરી શકાય તેમ છે મૌર્યવંશી ચંદ્રગુપ્ત સાથે પૃથ્વીના કયા રાજપુરુષની તુલના કરી શકાય તે વિષે વિચારીએ. અલેક્ઝાંડર–સીકંદરે જીતેલા ભરતખંડના એક ભાગનો પુનરુદ્ધાર કરી તક્ષશિલાથી તામ્રલિપ્ત સુધીનુ સામ્રાજ્ય મેળવી તેણે મહાન કીર્તિ સ્થાપેલી છે. વિશ્વવિખ્યાત સેલ્યુકસે પણ તેની તાબેદારી સ્વીકારી તેને પોતાની પુત્રી પરણાવી હતી (વિવાહ તો હિંદુ હોઇને તેણે ઠીક કર્યો લાગે છે!) જગતના ઇતિહાસમાં સામ્રાજ્ય સ્થાપન કરનારતરિકે ત્રણ જણા મશહૂર છે શાર્લમાન, બીજો ફ્રેડરિક અને પહેલો પીટર આ ત્રણ રાજાઓની પંક્તિમા અલેક્ઝાંડર, નેપોલિયન કે ક્રોમ્વેલ બેસી શકે નહિ, કેમકે તેમની કીર્તિ તો તેમના મરણલગીજ ટકી છે અથવા તો ત્યાંલગી પણ નહિ મહમ્મુદ ગીજનીનુ પણ તેમજ સમજવુ વળી આરબનુ સામ્રાજ્ય તથા મોગલ સામ્રાજ્ય કોઇ એકજ માણસનાં સ્થાપેલા હતાં નહિ, પરંતુ મગધનુ સામ્રાજ્ય તો એક ચંદ્રગુપ્તેજ સ્થાપેલુ ને તેના વારસોમાં સ્થાયી ટકેલુ હતું, જેથી આપણે ચંદ્રગુપ્તને શાર્લમાન, ફ્રેડરિક અને પીટરની પંક્તિમાં ઉંચે સ્થાને બેસાડી શકીએ છીએ

અમે ઉપર નારદના ઉપદેશવાક્યોસબંધી જે ઉલ્લેખ કર્યો છે તેમા એવા અનેક તત્ત્વો છે કે રાજનીતિકુશળ અંગ્રેજો પણ જો તેને ગ્રહણ કરીને વર્તન કરે તો તેમને અવશ્ય લાભ થાય આ બધાં રાજનીતિવચનોને અનુસારે હિંદુઓ સર્વત્ર સર્વ પ્રકારે ચાલતાજ, એવુ કદાપિ કહેવાય નહિ, પરંતુ આવાં નીતિતત્ત્વો તેઓને સ્ફુર્યાં હતા એ પણ થોડુ વખાણવાયોગ્ય નથી જે ઠેકાણે તેની ઉત્પત્તિ થઇ હોય તે ઠેકાણે તેનો કાંઇક ભાગ આચરણમાં પણ હોય એમા સંશય કરવો યોગ્ય નથી. પ્રાચીન ભારતવર્ષમા રાજનીતિની કેટલે સુધી ઉન્નતિ થઇ હતી, તેની અહી થોડી તપાસ કરવામા હાનિ નથી આ વિષે અમે નારદના વચનોમાંથી થોડુ ઉતારશું.

આ હકીકત કોઇ કોઇ વાચકોએ કદાચ વાચી હશે તોપણ એના ફરી વાચનમાં આનંદ આવશે

નારદે પૂછ્યું "મહારાજ ! તમારા રાજ્યમાં ખેતી, વેપાર, કિલ્લાઓની મરામત પૂલો બાંધવા, આવકખર્ચ તપાસવાં, પ્રજાને ન્યાય આપવો, અને રાજ્યમાં ફરી પ્રજાની સ્થિતિ તપાસવી, એ આઠ પ્રકારનાં રાજ્યકાર્યો તો સારી રીતે ચાલે છે ને ? +તમારા પ્રધાનોની ગુપ્ત મસલતો શત્રુના કપટી દૂતો જાણી જતા તો નથી ને ? મિત્ર, શત્રુ અને તટસ્થ રાજાઓની બધી હીલચાલો તમે જાણતા તો રહો છો ને ? સંધિ કે વિગ્રહની પ્રવૃત્તિ કરવામાં તમે સમય જોઇને વર્તો છો કે ? ઉદાસીન અથવા તટસ્થ રાજાઓ તરફ મધ્યસ્થ ભાવ ગ્રહણ કરો છો કે ? તમને અનુસરે એવા, વૃદ્ધ, ઉચ્ચ કુળ ને જાતના, પવિત્ર સ્વભાવના, શકિતવાળા અને નિમકહલાલ માણસોને મંત્રિપદે રાખો છો કે ?"

સર જ્યોર્જ કેમ્પબેલ સાહેબે પોતાને અનુસરતા માણસને મંત્રી તરીકે પસંદ કર્યો હતો, જેથી દેશના લોકો તેનાપર નારાજ થયા હતા, પરંતુ તે કહેતો કે નારદવાક્ય મારી તરફેણમાં છે હાલના ભારતવર્ષના નેતાઓને એવા દીર્ઘદર્શી વૃદ્ધ મંત્રીઓ દેશને નસીબે મળી શક્તા નથી, પરંતુ યૂરોપમાં નારદવાક્યનું પાલન થતું જણાય છે. પ્રિન્સ બિસ્માર્ક, ગ્લેડસ્ટન, ડીઝરાઇલી વગેરે તેનાં ઉદાહરણો

વળી નારદે પૂછ્યું :—

"એકલા અથવા બહુ માણસો સાથે મળીને તો મસલતો કરતા નથી ને ? રાજ્યની મસલતો (મંત્રો) રાજ્યમાં ફેલાઇ જતી તો નથી ને ? ×"

આપણા રાજકર્તાઓ આ રાજનીતિ પ્રમાણે કાર્ય કરે છે ફેરમાત્ર એટલો છે તેમની મસલતો (મંત્રો) નો દેશમાં ઝાઝો ફેલાવો થાય તે તેઓ ઠીક માને છે ને તેથી તેને ન્યુસોમાં પ્રસિદ્ધ કરે છે.

વળી નારદે પૂછ્યું કે —

"તમે – થોડી મહેનતે મહાલાભ તરત મેળવો છો કે ?"

અમારો એ આગ્રહ છે કે પ્રાચીન ઋષિઓનું આ વાક્ય હાલના પ્રત્યેક રાજકર્તાએ સુવર્ણના અક્ષરે લખાવી પોતાના કાર્યાલયોમાં નજરે પડે તેમ ચોટાડવું જોઇએ.

---

+ कच्चिन्न कृतकैर्दूतैर्ये चाप्यपरिशंकिताः ।
त्वत्तो वा तव चामात्यैर्भिद्यते मंत्रितं तथा ॥
मित्रोदासीनशत्रूणां कच्चिद् वेत्सि चिकीर्षितम् ।
कच्चित् संधिं यथाकालं विग्रहं चोपसेवसे ॥(सभापर्व अ.५।२४।२५)

× कच्चिन्मंत्रयसे नैकः कच्चिन्न बहुभिः सह ।
कच्चित्ते मंत्रितो मंत्रो न राष्ट्रं परिधावति ॥ ५ । ३०॥

– कच्चिदर्थान् विनिश्चित्य लघुमूलान् महोदयान् ।

વળી નારદ પૂછે છે કે—

"બેહુતો પોતાની મુશ્કેલીઓ કે દદ ફરિયાદો તમને રૂબરૂ મળીને સીધી રીતે કહી શકે છે કે ?" *

સ્વામી તરફ સ્નેહ ન હોય તો આ રીતે બનવુ અસભવિત છે એમા સદેહ નથી હાલના ઘણાખરા રાજ્યકર્તાઓ અને અમલદારો હજુસુધી આ નીતિનુ તત્ત્વ અનુભવવા શક્તિમાન થયેલા નથી

તે પછી નારદ પૂછે છે કેઃ—

"આરભવાના કાર્યોની તપાસ માટે પહેલેથી ધર્મ અને શાસ્ત્રને જાણનારા વિચક્ષણ પડિતોનો મત લઇને તે પછીજ કાર્યો આરભાય છે કે ?"

અગ્રેજો આ નીતિતત્ત્વને સારી રીતે અનુસરે છે. બધાં કાર્યો આરભતા પહેલાં કમીશન નીમાય છે તેઓ એમ શામાટે કરે છે ? એ પ્રશ્નનો ઉત્તર ઉપરનુ નારદ-વાક્ય આપે છે

વળી નારદ પૂછે છે કેઃ—

"હજારો મૂર્ખ આપીને તેના બદલામાં તમે એક વિદ્વાનને ખરીદો છો ?" ×

અમે આ વાતને અનુમોદન આપી શકતા નથી પૃથ્વીના કાર્યોનો નિર્વાહ મૂર્ખો-દ્વારાજ થાય છે એક વિદ્વાન શા ખપમા આવે ? મીલ પાર્લામેન્ટમા ફતેહમદ થઇ શકયો નહોતો, અને વેસ્ટમિનિસ્ટરમાંથી તેને દૂર જવુ પડ્યુ હતુ. બોનાપાર્ટે લા-પ્લાસને વિદ્વાન જાણી ઉચ્ચે હોદ્દે બેસાડયો હતો, પરતુ લાપ્લાસ કાર્ય કરવામા અશક્ત નીવડી દૂર કરાયો હતો લોકોમા વિનોદવાર્તા ચાલે છે કે એક વિદ્વાન પોતાની વધ્યા સ્ત્રી આપી તેને બદલે દૂઝણી ગાય લાવ્યો હતો ! વળી રાજપુરુષો, અપ્રિય બોલનારા તથા પોતાના મતને વળગી રહેનારા વિદ્વાનને રજા આપીને આજ્ઞા પાળ નારા મૂર્ખોનેજ ગ્રહણ કરવાના નારદે કહ્યું છે કે કોઇ વાર વિપત્તિ આવી પડે તો વિદ્વાન માણસ અનાયાસે તેનો ઉપાય કરવા સમર્થ થાય છે. એ વાત ભલે સત્ય હો, પરતુ વિદ્વાનનો ઉપયોગ તો વિપત્તિ વખતેજ હોય છે સુખના દિવસોમાં મૂર્ખો ખપના છે ને દુખના દિવસોમા પડિત ખપનો સમજવો

આગળ જતા નારદ પૂછે છે કેઃ—

"તમે તમારા બધા કિલ્લાઓ ધન, ધાન્ય, પાણી ને શસ્ત્રોથી પરિપૂર્ણ રાખો છો કે ? તેમાં કારીગરો તથા યોદ્ધાઓ હમેશાં સાવધાનતાથી રહે છો કે ? +"

---

* कच्चिन्न सर्वे कर्मांताः परोक्षास्ते विशंकिताः ।
सर्वे वा पुनरुत्सृष्टाः संसृष्टं चात्र कारणम् ॥५ । ३२॥

× कच्चित् सहस्रैर्मूर्खाणामेकं क्रीणासि पंडितम् ॥
पंडितो ह्यर्थकृच्छ्रेषु कुर्यान्निःश्रेयसं परम् ॥५।३५॥

\+ कच्चिद्दुर्गाणि सर्वाणि धनधान्यायुधोदकैः ॥

બ્યુટીની હાર પહેલાં અંગ્રેજોએ જો આ વાતનુ સ્મરણ રાખ્યુ હોત તો તેઓ આવી વિપત્તિમાં આવત નહિ. સર હેન્રી લૅારેન્સ આ વાત સમજતો હતો તેથીજ તે લખનૌની રેસીડન્સીનુ રક્ષણુ કરી શકયો હતો

વળી આગળ પૂછે છે કે —

"પ્રચંડ શિક્ષા કરીને પ્રજાને તમે ઉશ્કેરતા તો નથી ને ?– "

યૂરોપીઅનો થોડા વખતથીજ આ વાત સમજ્યા છે, ને તેથી ફક્ત એક પૈસાની ચોરી માટે પ્રાણદંડ લગીની જે ભયંકર સજાઓ થતી તે ઈંગ્લાંડમાંથી હમણાજ બંધ કરાઈ છે

વળી આગળ પૂછે છે કે —

"સેનાને બરાબર વખતે પગાર ચૂકવવામાં વિલંબ તો કરતા નથી ને ?+"

વિલંબ કરવાથી લાભ થવો તો બાજુપર રહ્યો, પરંતુ સેનાદ્વારાજ પગલે પગલે પગલે અનિષ્ટ થવાનો સંભવ છે, ને તેથી કેટલીકવાર હુલ્લડ થવાનો પણ સંભવ છે. આ નીતિથી વિપરીત આચરણે ચાલવાથીજ કાર્થેજનુ રાજ્ય નષ્ટ થયું, નહિ તો રોમ કદિ પણ કાર્થેજનો નાશ કરી શકત નહિ

વળી પૂછે છે કે —

"તમારા રાજ્યમાં ઉચ્ચ કુળના મોટા મોટા માણસો તમારા તરફ પ્રીતિવાળા છે કે ? તેઓ તમારે માટે યુદ્ધમાં પ્રાણત્યાગ કરવાને પણ સંમત છે કે ?×"

આ નીતિવાક્યનુ ઉલ્લંઘન કરવાથી સ્ટુઅર્ટ વંશ નાશ પામ્યો છે. ભારતના રાજપુરુષોને આ તત્ત્વ નવાઈ જેવુ લાગશે, પરંતુ લૅાર્ડ કોર્નવૅાલિસે આ તત્ત્વ સમજીનેજ જમાબંધી સ્થાયી કરી છે, લૅાર્ડ કેનિંગે હિંદના રાજાઓને દત્તક પુત્ર લેવાની સંમતિ આપી છે, અને લૅાર્ડ લીટન બીજુ કાંઈ કરી શકયો નહિ તો ચાહ વહેંચીને પણ પ્રસન્નતા મેળવવાની પદ્ધતિ યોજી ગયો છે

પછી નારદ પેન્શન આપવાની સલાહ આપતાં પૂછે છે કે:—

"મહારાજ ! જેઓ તમારા ભલા માટે કાળનો કોળીઓ થયા છે અથવા દુર્દશાગ્રસ્ત થયા છે, તેમનુ તથા તેમનાં સ્ત્રીપુત્રોનુ તમે ભરણપોષણ કરો છો કે ?*"

---

कच्चित्प्राणाँस्तवार्थेषु संत्यजन्ति सदा युधि ।।५।५०।।

– कच्चिन्नोग्रेण दंडेन भृशमुद्विजसे प्रजाः ।।–५।४७।।

\+ कच्चिद् बलस्य भक्तं च वेतनं च यथोचितम् ।
संप्राप्तकाले दातव्यम् ददासि न विकर्षसि ।।५।४७।।

× कच्चित्सर्वेऽनुरक्तास्त्वां कुलपुत्राः प्रधानतः।
यंत्रैश्च परिपूर्णानि तथा शिल्पिधनुर्धरैः ।।५।३६।।

* कच्चिद् दारान् मनुष्याणां तवार्थे मृत्युमीयुषाम् ।
व्यसनं चाभ्युपेतानाम् बिभर्ति भरतर्षभ ।।५।५४।।

ક્ષિપ્રકારિતા (ત્વરાથી હલ્લો કરવા) વિષે પૂછે છે કે—

"તમે તમારા શત્રુને વ્યસનમાં આસક્ત જોઈ, તથા તમારો પોતાનો ભંડાર, સેના ને વિચાર (મસલત) નું બળ તપાસીને ત્વરાથી શત્રુ ઉપર હલ્લો કરો છો કે?–"

ઘણા પ્રધાનોવાળા રાજ્યકર્તાએ આ તત્ત્વ સારી રીતે સમજવાનું છે "ત્વરા' કોને કહેવી? એ વાત પહેલો નેપોલિયન સમજ્યો હતો. તેણે મેળવેલા વિજયો તેની આ બુદ્ધિનું જ ફળ હતું. ત્રીજો નેપોલિયન ત્વરાથી પ્રુશીઆ ઉપર ચડી ગયો ખરો, પરંતુ પહેલા નેપોલિયનની પેઠે પોતાનો ભંડાર, સેના ને મસલતો, એ ત્રણ પ્રકારના બળનો તેણે બરાબર ઉપયોગ કર્યો નહોતો, તેથી નારદવાક્યનો ભંગ થતાં તે નાશ પામ્યો.

સમદૃષ્ટિ રાખવાવિષે નારદ પૂછે છે કે—

"જેમ માતાપિતા પોતાના બધાં સંતાનો ઉપર સમાન સ્નેહ રાખે છે તેમ તમે પણ સમદૃષ્ટિ રાખીને સમુદ્રરૂપી મેખલાવાળી પૃથ્વીનું રક્ષણ કરો છો કે? +"

ભારતવર્ષના રાજ્યકર્તાઓએ આ નારદ વાક્યનો બહુજ આદરપૂર્વક અભ્યાસ કરવો જોઇએ નીચે લખેલી વાત પ્રિન્સ બિસ્માર્કને ઉપયોગી થઇ શકત.

નારદ પૂછે છે કે—

"પોતાના સૈન્યનું સામર્થ્ય અને ચંચળતા જોઇને તથા તેને પહેલેથીજ પગાર વગેરે ચૂકાવીને તમે યોગ્ય વખતે શત્રુ સાથે વિગ્રહ આરંભો છો કે?'

નીચેની વાતને અમે સંમતિ આપતા નથી, પરંતુ ચૌદમા લુઇએ તે સાંભળી હોત તો તે અવશ્ય સંમતિ આપત

"શત્રુના પક્ષમાં ફુટ (ભેદ) પાડવા માટે તેના મોટા મોટા સેનાપતિઓને તમે યોગ્ય ધન આપો છો કે?"

નીચેની વાત જો ગ્રેગરીના ધ્યાનમાં હોત તો તેને અવશ્ય લાભ થાત

"*જિતેંદ્રિય બની તમે પહેલાં તમારા મનને જીતી પછીજ તમારા ઇંદ્રિયાસક્ત શત્રુઓને પરાજિત કરવા પ્રયત્ન કરો છો કે?"

વળી પૂછે છે કે—

"શત્રુના રાજ્યપર ચડાઇ કરતાં પહેલાં તમે તમારા પોતાના દેશનો દૃઢતાથી બંદોબસ્ત કરો છો કે?"

---

– कच्चिद् व्यसनिनं शत्रुं निशम्य भरतर्षभ ।
अभियासि जवेनैव समीक्ष्य त्रिविधं बलम् ॥५।५७॥

+ कच्चित्त्वमेव सर्वस्याः पृथिव्याः पृथिवीपते ।
समश्चानभिशंक्यश्च यथा माता यथा पिता ॥५।५६॥

* कच्चिदात्मानमेवाग्रे विजित्य विजितेंद्रियः ।
परान् जिगीषसे पार्थ प्रमत्तानजितेंद्रियान् ॥५।६०॥

× × × × ×

પૃથ્વીમાં જે જે સરદારો થયા તેમા હાનીબલ સર્વોત્તમ સરદાર હતો; પણ આ વાત યાદ ન રાખવાથી તે સર્વસ્વ ખોઇ બેઠો હતો

વળી પરાજિત શત્રુ સાથેના વ્યવહારસબંધમા નારદે પૂછ્યુ છે કે:—

"પરાજય પમાડેલા રાજાને ફરીને તમે તેના સ્થાન ઉપર સ્થાપન કરો છો કે?—"

રોમનો એમ કરતા અને ભારતવર્ષમાં અગ્રેજોએ તેમ કર્યુ છે, ને તેથીજ એ બને સામ્રાજ્યોનો આટલો બધો વિસ્તાર થયો છે

નીચેનાં વાક્યો રાજાની દેહરક્ષા માટે પૂછેલાં છે નારદ પૂછે છે કે —

"+ તમે પોતે જાતે તમારી આતરિક સ્થિતિદ્વ, અગરક્ષકોથી તમારા અગનુ અને સેનાથી અગરક્ષકોનુ રક્ષણ કરો છો કે?"

ત્યારપછી "બજેટ" અને "એસ્ટીમેટ" વિષે નારદ પૂછે છે કે:—

"*આવક ને ખર્ચ નોંધનારા તથા સાચવનારા માણસો પાસેથી તમે રોજ રોજ હિસાબ તપાસો છો કે?"

આપણે જાણતા હતા કે આ પદ્ધતિ ભારતવર્ષમાં વિલ્સન સાહેબેજ ઉપજાવી છે, પણ તેમ નથી

વળી પૂછે છે કે:—

"તમારા રાજ્યમાં રહેલા ખેડુનો સતોષપૂર્વક જીદગી ગાળે છે કે?"

નારદ જેમ આ પ્રશ્ન યુધિષ્ઠિરને પૂછે છે તેમ અમે આ પ્રશ્ન ભારતવર્ષના રાજ્યપ્રતિનિધિઓને પૂછીએ છીએ

બધા જાણે છે કે "ઇરીગેશન ડીપાર્ટમેન્ટ" ભારતવર્ષમાં એક નવુજ ખાતુ ખોલાએલુ છે, પણ તેમ નથી.

એ સબધમાં પણ નારદ પૂછે છે કે —

"× રાજ્યમાં ઠેકાણે ઠેકાણે જળ ભરેલા તળાવો અને સરોવરો તમે ખોદાવેલાં છે કે? ખેતીનુ કામ વરસાદ ન હોય તોપણ ચાલી શકે છે કે?"

આ વાત હાલના રાજ્યકર્તાઓ લક્ષ્યમા રાખતા હોય તો દુકાળમા દેશની દુર્દશા થાય છે તે ન થાય.

— कच्चिद् भयादुपगतं क्षीणं वा रिपुमागतम् ।
युद्धे वा विजितं पार्थ पुत्रवत्परिरक्षसि ॥५।५५॥

+ कच्चिदाभ्यंतरेभ्यश्च बाह्येभ्यश्च विशांपते ।
रक्षस्यात्मानमेवाग्रे तांश्च स्वेभ्यो मिथश्च तान् ॥५।६८॥

* कच्चिदायव्यये युक्ताः सर्वे गणकलेखकाः ।
अनुतिष्ठंति पूर्वाह्णे नित्यमायं व्ययं तव ॥५।७२॥

× कच्चिद्राष्ट्रे तडागानि पूर्णानि च बृहंति च ।
भागशो विनिविष्टानि न कृषिर्देवमातृका ॥५।७७॥

નીચેના વાક્યો પ્રતિ બ્રિટિશ ગવર્નમેન્ટ ધ્યાન આપશે તો અમારા વિવેચનથી લાભ થશે. નારદ પૂછે છે કે —

"તમારા ખેડુતોના ઘરમા બી અને અનાજનો અભાવ તો નથી ને? આવશ્યકતા હોય તો ખેતીવાડીની વૃદ્ધિનેમાટે અનુગ્રહરૂપે તેમને નિર્વાહ જેટલુજ ધીરો છો કે?"

અત્યારે આ નિયમનો અભાવ હોવાથી આ દેશના ખેડુતો વેપારીઓ પાસે વેચાયેલા છે વળી વેપારીઓ પણ વખતોવખત તેમને ધીરતા નથી આથી ઘણા ખેડુતો અન્નના અભાવે ટળવળે છે. ખેતીની નબળાઇને યોગે તેઓ શાખરહિત થયા છે. વળી બે પગો (મનુષ્યો) અશક્ત થતાં ચાર પગો (પશુઓ) પણ કામ કરી શકતાં નથી ઘણાકો (જેઓ અર્થશાસ્ત્ર જાણતા નથી તેઓ) કહેશે કે રાજાઓ જો વેપાર કરે તો કેમ? પણ રાજાઓ ધીરધારનો વેપાર કરે તેમાં પ્રજાનુ અનિષ્ટ છે અર્થશાસ્ત્રની રીતે પણ તેમા મુશ્કેલી છે, તે આપણે સમજીએ છીએ.મહાભારતકાર આ વાત જાણતા હતા એટલા માટે તેમણે આ વાક્યમાં મહાન ત્રણ નિયમો મૂકેલા છે પહેલુ "આવશ્યકતા હોય તો" ધીરવાનુ કહ્યુ છે. એનો અર્થ એ છે કે જે અટકી બેઠેલો હોય તેનેજ આપવુ જેને વેપારીની પાસેથી દેવારૂપે રકમ મળી શકે તેવુ હોય તેને આપવાનુ અહી કહેલુ નથી એટલે રાજાએ એવો વેપાર કરવાનો નથી રાજા ન આપે તો જેઓની દુર્દશા થાય તેમ હોય તેવાઓનેજ આપવાનુ છે. બીજુ "અનુગ્રહરૂપે" આપવું એની મતલબ એ છે કે વેપારીઓની પેઠે વ્યાજવટાવનો ફાયદો મેળવવાની ઇચ્છાથી ધીરધાર કરવાનુ નથી આવા લેણાનો કાઇક ભાગ વસુલ ન થાય તો છૂટ મૂકવાનો પણ તેમા આશય છે "ખેતીવાડીની વૃદ્ધિને માટે' ધીરવુ એમ શામાટે? જો આવો નિયમ ન હોય તો ગમે તે માણસો બીજા પ્રયોજને દેવુ કરે એવો સભવ છે લુચ્ચાઓનું બધે સ્થળે અસ્તિત્વ છે, એટલે નાણા લઇને પાછાં દેવા છે કોને? આવા વિચારના માણસો પણ હોવાનો સભવ છે ત્રીજુ નિર્વાહ જેટલુજ નાણુ આપવુ વધારે નહિ મતલબ કે પ્રજાના જીવનનિર્વાહ માટે જેટલી આવશ્યકતા છે તેટલુજ રાજાએ ઋણરૂપે આપવુ. તેથી વધારે ધીરવુ તે તો વેપારીનું કામ છે આ ત્રણ નિયમોવડે અર્થશાસ્ત્રવેત્તાઓની બધી શકાઓનુ સમાધાન થશે. પ્રાચીન હિદુઓ અર્થશાસ્ત્રમાં વિચક્ષણ હતા એમ આ ઉપરથી સમજાય છે.

નીચેનુ નીતિતત્ત્વ અંગ્રેજો હજુ શીખ્યા નથી એ ન શીખવાથી તેમને હાનિ છે. નારદ પૂછે છે કે:—

"× હે મહારાજ! બરાબર વખતે જાગૃત થઇને, યોગ્ય વસ્ત્રાલંકારો સજીને, મત્રીઓથી વીંટાઇને દર્શનની ઇચ્છા રાખનાર પ્રજાવર્ગને દર્શન તો આપો છો ને?"

× कच्चिदर्थयसे नित्यं मनुष्यान्समलंकृतः ॥
उत्थाय काले कालज्ञैः सह पांडव मंत्रिभिः ॥५।८६॥

જે રાજાને પ્રજાવર્ગ ક્યારેય દેખી શકતો નથી તેના તરફ પ્રજાનો પ્રેમભાવ શી રીતે જાગૃત થાય ? વિશેષે કરી આ દેશના લોકોનો તો એ સ્વભાવજ છે. રાજાનુ દર્શન પ્રજાને દુર્લભ થતા તેમના બધા પ્રકારના દુખો અને તેમની દશા રાજા બરાબર જાણી પણ શકતા નથી હિંદુ રાજાઓની પેઠે મુસલમાન બાદશાહો પણ આ વાત સમજતા હતા. અત્યારે આખા વરસમાં જ્યા એકજ દરબાર કે ' લેવી ' ભરાય છે ત્યા હિંદુ અને મુસલમાન રાજાઓ હમેશા દરબાર ભરતા

વળી નારદ પૂછે છે કે —

" દુર્બળ શત્રુને તમારા બળે અતિશય પીડતા તો નથી ને + ? "

તેમ કરવાથી દુર્બળ શત્રુ પણ મરણીઆ થઈ ઉઠે છે આજ દોષને લીધે સ્પેનનો બીજો ફિલિપ ઈંગ્લાડથી "નીચેના પ્રદેશ"મા ભાગી ગયો હતો ઈંગ્લાંડ અમેરિકાથી બહિષ્કૃત થયુ તે પણ આજ કારણને યોગે

પછી નારદ પૂછે છે કે —

" દુષ્ટ, નુકસાન કરનારા, લોભી સ્વભાવના અને શિક્ષાપાત્ર ચોરો મુદ્દામાલ સાથે પકડાયા હોય તેઓ ક્ષમાનો લાભ તો મેળવી શકતા નથી ને ? × "

જે દેશમા જ્યુરીનો રિવાજ છે તે દેશના રાજપુરુષોને પણ આ પ્રશ્ન પૂછીએ છીએ

નારદ જે ચૌદ રાજ્યદોષો વર્ણવે છે તે પણ સ્મરણમા રાખવા યોગ્ય છે

" નાસ્તિકતા, અસત્ય, ક્રોધ, પ્રમાદ, દીર્ઘસૂત્રતા, જ્ઞાનવાન સાથે ન મળવુ, આલસ્ય, ચિત્તની ચંચળતા, નિરંતર દ્રવ્યચિંતા, નિરર્થક વાર્તાલાપ, નિશ્ચિત કરેલી બાબતોનો આરંભ ન કરવો, ગુપ્ત મસલતો ન સાચવવી, માગ કામોનો આરંભ ન કરવો કે તે બંધ કરવા. " આ ચૌદ* રાજદોષો છે.

હવે માત્ર એકાદ વાત કહી આ વિષય બંધ કરીશ, નારદ પૂછે છે કે —

+ कच्चिन्न दुर्बलः शत्रुर्बलेन परिपीडितः ॥
मंत्रेण बलवान्कश्चिदुभाभ्यां च कथंचन ॥५।९४॥

× दुष्टो गृहीतस्तत्कारी तज्ज्ञैर्दृष्टः सकारण ।
कच्चिन्न मुच्यते स्तेनो द्रव्यलोभान्नरर्षभ ॥५।१०५॥

* नास्तिक्यमनृतं क्रोधं प्रमादं दीर्घसूत्रताम् ।
अदर्शनं ज्ञानवतामालस्यं पंचवृत्तिताम् ॥
एकचिन्तनमर्थानामनर्थज्ञैश्च चिंतनम् ।
निश्चितानामनारंभं मंत्रस्यापरिरक्षणम् ॥
मंगलाद्यप्रयोगं च प्रत्युत्थानं च सर्वतः ।
कच्चित्त्वं वर्जयस्येतान् राजदोषांश्चतुर्दश ॥५।१०७।१०८।१०९॥

"+ આંધળા, મૂગા, અપગ, બુદ્ધિહીન, ત્યાગી અને અનાથોનુ તમે પિતા જેવા બની પાલનપોષણ કરો છો કે ?"

આવાં સુદર તત્ત્વોવાળી અને આ સમયે પણ આદર આપવા યોગ્ય અનેક વાતો એમા કહેલી છે

# पृथ्वी उपर माणसो केटलां वर्षोंथी वसे छे ?

જેમ પાણીના પરપોટા પાણીમાજ લય પામે છે, તેમ પૃથ્વીમા મનુષ્યો જન્મે છે અને મરે છે અત્યારે પૃથ્વી ઉપર જે મનુષ્યો છે તેમને પિતા છે અથવા હતા, તે પિતાઓને પિતા હતા અને તેઓના પણ પિતા, પ્રપિતા અને પ્રપિતામહ હતા એ રીતે અનત મનુષ્યોની પૂર્વજ પરપરા થઇ છે, અને ગઇ છે. વળી ભવિષ્યમાં પણ જ્યાસુધી સમજાય છે ત્યાંલગી થયાજ કરશે એનો આરભ ક્યાથી ? જગત્‌ના આરભ સાથેજ મનુષ્યોનો આરભ છે, કે પૃથ્વી થયા પછી મનુષ્યની ઉત્પત્તિ થઇ છે ? પૃથ્વીમા મનુષ્ય ક્યારથી વસે છે ?

ખ્રિસ્તીઓના પ્રાચીન ગ્રથ પ્રમાણે તો જગત્ ઉત્પન્ન થયા પછી ચારપાચ દિવસે મનુષ્યની ઉત્પત્તિ થઈ છે જે દહાડે પરમેશ્વરે કુભારની પેઠે કાદવ લઇને પૃથ્વી ઘડી, તેને છઠ્ઠેજ દહાડે તેણે મનુષ્ય વગેરેના પૂતળાં ઘડ્યાં ! યૂરોપીય વિદ્વાનો અનુમાન કરે છે કે તે આજથી ૬૦૦૦ વર્ષ પહેલાંની વાત છે, પરતુ એ વાત ઉપર બીજા ખ્રિસ્તીઓ પણ વિશ્વાસ કરતા નથી અમારા ધર્મપુસ્તકોની વાતોપર અમે પણ એ રીતે શ્રદ્ધાહીન બન્યા છીએ વિજ્ઞાનના પ્રવાહમા બધે સ્થળે ધર્મ-પુસ્તકો ડૂબી ગયા છે, પરતુ અમારા ધર્મગ્રથમા ક્યાંય એવી વાત નથી કે, આજે કાલે, ૬૦૦ વર્ષ પહેલા, કે ૬૦૦૦ હજાર વર્ષ પહેલા આ બ્રહ્માંડ રચાયુ છે ! હિદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે કોટાનકોટી વર્ષો પહેલા પણ જગત્ હતુજ. હાલના યૂરોપીય વિજ્ઞાનનો પણ એજ મત છે.

ત્યારે પહેલા કદિ જગત્‌નો પ્રારભ થયેલો કે નહિ ? કોઇ કોઇ કહે છે કે સૃષ્ટિ અનાદિ છે એટલે કે પૃથ્વીનો પ્રારભ નથી, પરતુ જગત્ એક ક્રિયામાત્ર છે કોઇ વખતે કાંઇ કાંઇ ક્રિયા થવી એટલોજ તેનો અર્થ છે આથી જગત્ અનાદિ એમ કહેવામા કશો અર્થજ નથી જેઓ કહે છે કે "જગત્ થયુ છે, નાશવત છે, વળી થશે, એવી રીતે અનાદિ કાળથી થયા કરે છે" તેઓ પ્રમાણરહિત વિષયમા વિશ્વાસ કરે છે એ વાતનુ કશુ નૈસર્ગિક પ્રમાણ નથી.

"असृजच्च जगत्सर्वं सह पुत्रैः कृतात्मभिः"

+ कच्चिदंधांश्च मूकांश्च पंगूल्व्यंगानबांधवान् ।
पितेव पासि धर्मज्ञ तथा प्रव्रजितानपि ॥५।१२६॥

"પોતાના પુત્રો સાથે સર્વ જગત્ સર્જ્યું"

ઈત્યાદિ વચનોવડે સૂચવેલુ છે કે–"જગત્સૃષ્ટિ અને માનવસૃષ્ટિ એકજ વખતે થઈ છે" એવા વાક્યો હિંદુ ગ્રંથોમા ઘણા જોવાય છે જો એ વાત યથાર્થ હોય, તો જે વખતે ચંદ્ર અને સૂર્ય વગેરે રચાયાં, તે વખતે પણ મનુષ્યો હોવા જોઇએ. વિજ્ઞાનવેત્તાઓએ આ બાબતમા શાં શાં પ્રમાણો એકઠા કર્યા છે? તેજ કહેવાનો આ નિબંધમાં ઉદ્દેશ છે

હજુ સુધી વિજ્ઞાનમા એટલી શક્તિ પ્રાપ્ત થઇ નથી કે, જગત્ અનાદિ છે કે સાદિ, તેનો તે નિશ્ચય કરી શકે. કોઇ કાળે આ નિશ્ચય થશે કે નહિ, તે પણ સંદેહની વાત છે. તોપણ "જગત્ અત્યારે દેખાય છે તેવે રૂપે તો આગળ તે નહોતુ" એટલુ કહેવાને વિજ્ઞાન શક્તિમાન્ છે. વિજ્ઞાન કહી શકે છે કે "આ પૃથ્વી અત્યારે જેમ ધાન્યવાળી, વૃક્ષવાળી, સાગરવાળી, પર્વતવાળી, જીવોવાળી અને ગામો તથા નગરોવાળી દેખાય છે, તેવી પહેલાં નહોતી, તેમજ ગગન પણ અત્યારે સૂર્ય, ચંદ્ર અને તારાગણોથી ભરપૂર દેખાય છે, તેવુ એક દિવસે નહોતુ ત્યારે દિવસ નહોતો, જળ નહોતુ, જમીન નહોતી, વાયુ નહોતો, સૂર્ય નહોતો, ચંદ્ર નહોતો, પરંતુ જેવડે આ ચંદ્ર, સૂર્ય તારા વગેરે થયાં છે તે હતું જે વડે સમુદ્ર, નદી, વન અને વૃક્ષો થયા છે અને જે વડે તૃણ, લતા, પુષ્પો, પક્ષીઓ અને માનવો થયાં છે, તે એ સમયે હતું તેનુ રૂપાંતર થઇને આ બધુ થયુ છે." ક્યારે થયુ? શી રીતે થયુ? એ વિજ્ઞાન કહી શકતુ નથી, છતાં તે સબંધે એટલુ કહી શકે છે કે "એ બધુ નિયમ પ્રમાણે થયુ છે ક્ષણિક ઇચ્છા પ્રમાણે નહિ" જે નિયમોમા હજુલગી જડ પ્રકૃતિ વશવર્તી રહેલી છે, તે બધા નિયમોના ફળરૂપે આ તમામ રૂપાંતરો થયેલા છે અને હજુ એ રીતે રૂપાતરો થયાજ કરે છે, જે આપણે જોઈ શકીએ છીએ. ક્ષણે ક્ષણે જગત્મા રૂપાતર થયા કરે છે તે જોતા કરોડો વર્ષ પછી પૃથ્વી અત્યારે છે તે રૂપે શુ રહેશે? ના નહિ

શી રીતે એ રૂપાંતરો થાય છે? એ પ્રશ્નનો ઉત્તર ઘણો જાણીતો હોય છે અમે લાપ્લાસના મતની વાત કહીએ છીએ લાપ્લાસનો મત નાનકડી નિશાળના વિદ્યાર્થીઓ પણ જાણે છે અહી અમે તે ટુંકામાજ વર્ણવીશુ. સૂર્ય અને તેની આસપાસ ફરતા ગ્રહો, ઉપગ્રહો અને ધૂમકેતુઓ વગેરેની ઉત્પત્તિ વર્ણવતા લાપ્લાસ કહે છે કે, 'પહેલા સૂર્ય, ગ્રહ, ઉપગ્રહ વગેરે નહોતાં, પરંતુ સૂર્યમાળાની સીમા પર્યંત સર્વ સ્થળે વ્યાપેલા તેના પરમાણુઓ રહેલાં હતાં જડ પરમાણુઓમા જે આકર્ષણ, સંકોચન વગેરે ગુણો છે તે તમામ ગુણો એ પરમાણુઓમાં રહેલા હતા એ પરમાણુઓનો સમૂહ તેના મધ્યકેન્દ્રને વીંટાઇને ચારે તરફ ફરતો હતો, અને પોતામાં રહેલી ગરમીનો ઘટાડો થતા ક્રમે ક્રમે સંકોચ પામતો હતો. સંકોચન વખતે આ પરમાણુઓ પોતાના મધ્યભાગને જોડાઇ રહેલાં હતાં, એટલે કે મધ્ય-

બિન્દુ ઉપર જેમ કોઇ વસ્તુ ભ્રમણ કરે છે તેમ આ તમામ પરમાણુઓ મધ્યબિન્દુ ઉપર ભ્રમણ કરતાં હતા વળી એ પરમાણુમાથી જે ભાગો વિયુકત થયા તે પણ પોતાની પહેલાનીજ દિશાના વેગ પ્રમાણે મધ્યબિન્દુ ઉપર ભ્રમણ કરતા હતા જે કારણથી વરસાદનુ ટીપુ ગોળ બને છે તેજ કારણે આ નોખા પડેલાં રજકણુના વિભાગો ગોળાકાર થતા હતા એ રીતે એ પરમાણુઓમાથી આ ગોળાકાર સૂર્ય, ગોળાકાર ગ્રહો અને ગોળાકાર ઉપગ્રહો ઉત્પન્ન થયા છે

જો એમ માનીએ કે આદિમા આકાર વિનાના પરમાણુઓથી જગત વ્યાપેલુ હતુ અને બીજુ કશુ નહોતુ તો તેનાથી એ વાત સિદ્ધ થાય છે કે પ્રચલિત નૈસર્ગિક નિયમને આધારે સૂર્ય, ગ્રહ, ગ્રહ, ઉપગ્રહ ધૂમકેતુ એ તમામ એ રજકણોમાંથીજ બનેલાં છે, અને ઇશ્વરની સ્વૈચ્છિક આજ્ઞા પ્રમાણે બનેલા નથી આ બીના વિસ્તારથી સમજાવવાનુ આ સ્થળ નથી, પણ જેઓએ હર્બર્ટ સ્પેન્સરનો "નિહારિકામાથી ઉપજતા પદાર્થો" વિષેનો આશ્ચર્યકારક નિબંધ વાચ્યો હશે તેઓ સમજ્યા હશે કે સ્પેન્સરે માત્ર આકારરહિત પરમાણુઓને સ્વીકારી તેમાથીજ જગતના તમામ પદાર્થો સિદ્ધ કરેલા છે હર્બર્ટ સ્પેન્સરની બધી વાતો પ્રમાણવાળી ન હોઇ શકે, પરંતુ તેનુ બુદ્ધિકૌશલ્ય તો આશ્ચર્યકારકજ છે

આજ રીતે જગતની ઉત્પત્તિ થઈ છે એવુ નૈસર્ગિક પ્રમાણ મળતુ નથી તેમ આ રીતે સૃષ્ટિ થઇ નથી એવુ પણ નૈસર્ગિક પ્રમાણ મળતુ નથી. એટલે લાપ્લાસને મતે એ વાત પ્રમાણવિરુદ્ધ ન *મનાય, તેમજ તે અસંભવિત પણ નથી. એ મત સંભવિત અને યુક્તિવાળો છે, તેથી તે પ્રમાણ વિનાનો હોય તોપણ ગ્રહણ કરવા યોગ્ય છે

આ મત સ્વાભાવિક હોવાથી સ્વીકારવામા આવેલુ છે કે આદિમા પૃથ્વી હતી કે નહિ, સૂર્યમાથી પૃથ્વી કે કાઇ વિખૂટી પડી છે જ્યારે પૃથ્વી સૂર્યમાથી નીકળી નોખી પડી, ત્યારે તે બાષ્પરાશિ (વરાળનો જથ્થો)રૂપ હતી, નહિ તો તે કોઈ નોખી પડી શકે નહિ, આથી પૃથ્વીની સહેલી સ્થિતિ તપેલા વરાળના ગોળારૂપે હતી

એક તપેલો વરાળનો ગોળો આકાશમા બહુ કાળ ભ્રમણ કર્યા કરે તો શુ થશે? પહેલા તેમાથી ગરમી ઓછી થશે જ્યા જરા પણ ગરમી હોતી નથી, જ્યાં ગરમીને આધાર આપનાર કશી વસ્તુ હોતી નથી, જે ભાગ અસહ્ય ઠંડીવાળો છે, તેવા આકાશમાં ફરતા ફરતા એ તપેલા બાષ્પરાશિમાંથી અવશ્ય ગરમીનો નાશ થશે, અને ગરમીનો નાશ થતા શુ થશે?

પાણીની વરાળ તો સૌ કોઇએ જોઇ છે, સર્વ જણે જોયુ છે કે વરાળ ઠંડી થતાં પાણી થાય છે, અને પાણી ટાઢુ થતા બરફ થાય છે બધા પદાર્થોનો આ સાધા-

*કૉન્ટ, મીલ, સ્પેન્સર વગેરે આ મતને અનુમોદન આપે છે, પણ સર જૅાન હર્સલ કહે છે કે આ મત પ્રમાણવિરુદ્ધ છે

રણુ નિયમ છે. જે પદાર્થ બહુ તપેલી અવસ્થામાં અને વરાળરૂપે હોય, તેમાંથી જો ગરમી ઓછી થાય તો તે પ્રવાહીરૂપે થાય છે, અને પ્રવાહી રૂપમાથી પણ ગરમી ઓછી થતા ઘનરૂપ થાય છે આ નૈસર્ગિક નિયમ પ્રમાણે પૃથ્વીનો એ વરાળ-રૂપી ગોળો કાળક્રમે ગરમી ઘટતાં પ્રવાહી બન્યો, અને બહુ કાળે ઘનરૂપ થયો.

પૃથ્વીનો ગોળો ઘનરૂપ થયા છતા પણ કેટલોક કાળ તે લાલચોળ સ્થિતિમા હતો હાલના પ્રાણીઓ રહી શકે તેટલી તેમાં શીતળતા આવલી નહોતી. કાળે કરીને પૃથ્વી ઉપરનુ પડ અત્યારે ટાઢુ થયું છે, તોપણ હજુ પૃથ્વીના ઉંડાણુના ભાગમા અત્યત ગરમી છે, ભૂસ્તરવેત્તાઓએ અનેક ઉદાહરણોથી આ વાત સિદ્ધ કરેલી છે.

પૃથ્વીનો (બાષ્પરાશિ) ગોળો ઠરીને, તથા ઘનરૂપ બનીને, તેનાપર પ્રાણીઓ રહી શકે તેવી સ્થિતિમાં આવતાં લાખો યુગો ચાલ્યા ગયા છે; એમાં સદેહ નથી. સૌને એ વાત તો અનુભવથી વિદિત છે કે કડાયામાં તૈયાર કરેલા દૂધપાકને ચૂલા-પરથી ઉતાર્યા પછી તેનાપર બાઝી શકાય તેવી ઠડી તર જામતાં પણ કેટલો વખત ચાલ્યો જાય છે ? આથી સમજાયુ હશે કે પૃથ્વીની ઉત્પત્તિ પછી પણ તેનાપર લાખો યુગોલગી જીવસૃષ્ટિ તથા વનસ્પતિ હતી નહિ.

જેઓ ભૂસ્તરવિદ્યા સહજસાજ જાણે છે તેઓને માલૂમ છે કે પૃથ્વીના પૃષ્ઠ ઉપર અનેક પ્રકારની માટી અને પત્થરના પડો રહેલાં છે આ પડોને ખોદતા ખોદતાં આપણે નીચે ઉતરીએ તો સૌની નીચે એક જાતના પથ્થરો નીકળે છે, તેમાં પડની રચના હોતી નથી

પડની રચના વિનાના આવા પથ્થરો ઉપર બીજા પ્રકારના પથ્થરના, માટીનાં, ગેરૂનાં કે કોલસાનાં પડો બધાયાં હોય એવુ જોવાય છે આવા થરોની રચના જોતા એવાં પ્રમાણો મળી આવે છે કે તેના ઉપર કોઇ કાળે સમુદ્ર હતો. આ પડોમાંનાં કેટલાક તો સમુદ્રતળે વસનારાં ઝીણાં ઝીણાં જીવડાંનાં શરીરસમૂહનાજ બનેલાં દેખાય છે. ચાક અથવા ચૂનાના પથ્થરનુ જે પડ યૂરોપમાં અને એશિયાના ભાગમાં નીકળે છે તે આ જાતના સમુદ્રતળના જીવડાની રચના છે. અત્યારે જોવામા આવતા અનેક પર્વતો પણ કેવળ ચૂનાના પથ્થરના છે, ને આગળ કહ્યું તેમ એ પથ્થર તે સમુદ્રતળ-નાં જીવડાના મૃત શરીરનો સમૂહમાત્ર છે.

આ પ્રમાણે ચાક, ગેરૂ વગેરેના થરો એક વખતે સમુદ્રને તળીએ હતા વખત જતાં ત્યાંથી સમુદ્ર ખસી ગયો અને તળીઆનો ભાગ સુકાઇ જમીન બની. પૃથ્વીની અદર ઊનો ઓગળેલો જે રસ રહેલો છે તે જ્યારે બહાર નીકળવાનું જોર કરે છે ત્યારે જમીનને ઉચી કરે છે, અને કોઇ વાર જ્વાળામુખીરૂપે દશ્ય થાય છે. આવી રીતે જે જમીન ઉચી થાય ત્યાંથી દરીઓ દૂર ખસી જાય છે. નીચાણુના ભાગમાં સાગરનું જળ ભરાય છે. વળી સમુદ્રમાં રહેલી માટી, જીવજતુઓ વગેરે જામી ત્યાં નવા થરો રચાય છે. જે સ્થળેથી સમુદ્ર ખસી ગયો ત્યાં વૃક્ષો ઉગે, જીવજતુ અને પ્રાણીઓ પેદા

થાય અને ત્યા તેવી જાતના થરો બધાય. વળી એવા થરોપર જે જાતનાં વૃક્ષો અને પ્રાણીઓ રહેતાં હોય તેના દેહાવશેષવાળા નવા થરો થાય આ થરોમાં જે પ્રાણીઓ ચગદાયા કે દટાયાં હોય તેના હાડકાં નાશ પામતાં નથી, પરંતુ દીર્ઘ કાળના દબાણને લીધે તે એક જાતના પત્થર જેવાં બની જાય છે. એવા અસ્થિ–પાષાણોને ફૉસિલ કહેવામા આવે છે.

ઉપર જે વાત કહી તે પરથી સમજાયુ હશે કે.—

(૧) સૌની નીચે પડરહિત પથ્થરનુ તળીયુ છે, અને તેના ઉપર ચાક, ગેરૂ વગેરેના થરો જામેલા છે.

(૨) થરની પરંપરા એ પાછળ પાછળનો સમય સૂચવે છે, જે થર સૌની નીચે તે પહેલાના સમયનો, અને જે થર તેની ઉપર તે પાછળના વખતનો બનેલો સમજવો.

(૩) જે થરમા જે પ્રાણીઓનાં ફૉસિલો મળી આવે, તે થરની રચનાકાળે તેવી જાતનાં પ્રાણીઓ વર્તમાન હતાં એમ સમજવુ. જો કોઇ થરમાં કોઇ એવા પ્રકારના પ્રાણીનુ ફૉસિલ ક્યાંય પણ મળી શકતુ ન હોય તો તે થરોની રચનાકાળે તેવાં પ્રાણી હતાં નહિ એમ સમજવુ.

(૪) ધારો કે કોઇ થરમાં क નામના પ્રાણીનુ ફૉસિલ મળતુ હોય, પણ ख નામના પ્રાણીનુ ફૉસિલ મળતુ ન હોય, પરંતુ ख નામના પ્રાણીનુ ફૉસિલ તો ઉપરના થરમા મળતું હોય તો એ વાત સિદ્ધ છે કે ख નામનુ પ્રાણી क નામના પ્રાણી પછી ઉપજ્યુ.

સૌથી નીચેના પડવિનાના પથ્થરોમાં કોઈ પણ જાતના પ્રાણીનુ ફૉસિલ મળતું નહિ હોવાથી સિદ્ધ થાય છે કે પૃથ્વીના પહેલા પડવખતે કોઇ પ્રાણીઓ હતાં નહિ. તે સમયે પૃથ્વી પ્રાણીરહિત હતી. નીચેના થરોમા જ્યાં જ્યાં બીજા પ્રાણીઓના ફૉસિલ દેખાય છે ત્યા પણ મનુષ્યના અસ્તિત્વનુ કશું ચિન્હ મળતુ નથી મનુષ્ય તો શું પણ નાનાં મોટાં ચોપગા પ્રાણીઓના ફૉસિલ પણ મળતા નથી. સૌથી નીચેના પછીના થરોમાં પહેલાં ઝીણાં ઝીણાં જીવડાંના ફૉસિલો મળે છે. તેમા મુખ્ય ભાગે સીપોનાં ફૉસીલ મળે છે આથી આદિ પ્રાણિ તરીકે વિચારીએ તો પૃથ્વી ઉપર સૌ પહેલા સીપમા રહેનારા જંતુઓની સૃષ્ટિ થઇ

તે પછીના થરોમા માછલાનાં ફૉસિલ દેખાય છે. વળી ક્રમે ક્રમે ઉપલા ઉપલા થરોમાં જતા સર્પ જાતિના ફૉસિલો નજરે પડે છે. પૂર્વકાળના સર્પો બહુજ ભયકર દેખાય છે એવા આશ્ચર્યજનક લબાઇવાળા અને ભયકર સર્પો અત્યારે આપણા જોવામાં આવતા નથી સર્પોની સૃષ્ટિ પછી આંચળવાળાં પ્રાણીની સૃષ્ટિ દેખાય છે. ક્રમે ક્રમે હાથી, રીંછ, ગેંડા, સિંહ અને હરિણ જાતિની ઉત્પત્તિ દેખાય છે, તથાપિ ત્યા મનુષ્યોનાં ફૉસિલ દેખાતા નથી મનુષ્યનુ ચિન્હ તો સૌથી ઉપરના થરમાં અર્થાત્ હાલની માટીમાં દેખાય છે, અથવા તેની નીચેના એકાદ થરમા કદાચિત્ મનુષ્યનુ

ચિન્હ દેખાય છે આથી સમજાય છે કે મનુષ્યની સૃષ્ટિ સર્વની પાછળ થયેલી છે. સૌ પ્રાણીઓના કરતા મનુષ્ય એ આધુનિક પ્રાણી છે

આ ઠેકાણે 'આધુનિક' શબ્દથી શું સમજવુ ? તેનુ વિવેચન કરવુ ઉચિત છે. જે બધા થરોની વાત કહી તે થરોનો સમૂહ જાણે પૃથ્વીની ત્વચાનાં જૂદાં જૂદાં પડોરૂપે છે એક એક પડની ઉત્પત્તિ અને સમાપ્તિમા કેટલાં લાખ અથવા કેટલા કરોડ વર્ષો લાગ્યા છે તે કોણ કહી શકે ? એની ગણત્રી કરવાનુ સાધન પણ નથી. માત્ર એટલુજ કહી શકાય કે તે કાળથી અપરિમિત છે, માનવબુદ્ધિની ધારણાથી અગમ્ય છે સૌથી ઉપરના થરમાં મનુષ્યનું ચિન્હ છે, એમ કહ્યુ તેપરથી એમ સમજવુ નહિ કે " મનુષ્ય આજકાલજ પૃથ્વીપર આવ્યાં છે; અને મનુષ્યને પૃથ્વીપર આવ્યે હજારો વર્ષો થયા નથી " આ તો પૃથ્વીની ઉંમર સાથે મનુષ્યસૃષ્ટિનો મુકાબલો કરતાં તેને માત્ર એક મુહૂર્ત થયુ છે, અને તેથીજ મનુષ્યને આધુનિક પ્રાણી કહેલ છે.

મિસરના રાજાઓની જે વંશાવળીઓ પ્રચલિત છે, તેને જો સાચી માનીએ તો, મિસર દેશમાંજ ૧૦,૦૦૦વર્ષથી રાજઅમલ ચાલુ છે હોમરે ઇ૦ સ૦ પૂર્વે ૯૦૦માં જગવિખ્યાત બે મહા કાવ્યોની રચના કરી છે, એ વાત સૌને માન્ય છે. એ કાવ્યમાં મિસરની રાજધાની ૧૦૦ દરવાજાવાળી થિબ્સ નગરીનો મહિમા ગાયો છે. મનુષ્યજાતિ સુધરેલી દશામાં એક વાર ઉન્નતિને રસ્તે ચડે તો ઘણી ત્વરાએ ઉન્નતિ પ્રાપ્ત કરી શકે છે, એ વાત સત્ય છે, પરંતુ અણસુધરેલી અવસ્થામાંથી સ્વતઃ સુધરેલી અવસ્થામાં આવવુ અને ઉન્નતિ પ્રાપ્ત કરવી તેમા તો ન ધારી શકાય તેટલો વખત લાગે છે ભારતવર્ષના અનાર્યો ૪૦૦૦ વર્ષથી સુધરેલા આર્યોની પાસે રહ્યા છતા પણ કશી વિશેષ ઉન્નતિ મેળવી શક્યા નથી. આથી સહજમાં સમજાય છે કે મિસર દેશના રહેવાસીઓમાં સુધારો સ્વત ઉપજ્યો અને જે વખતે તેઓ ૧૦૦ દરવાજાવાળી નગરી સ્થાપવા શક્તિમાન થયા તેની ગણત્રીએ તો હજારો વર્ષો થવાં જોઈએ મિસરના શોધકો કહે છે કે " મેમ્ફીજ નામની નગરી તો થિબ્સ કરતાં જૂની છે." આ બધી નગરીઓમાં જે દેવાલયો–પિરામીડો–વર્તમાન છે, તેમાં યુદ્ધના વિજયોત્સવનાં ચિત્રો છે * એક પ્રાચીન શોધક સર જ્યોર્જ લુઇસ લખે છે કે, " મિસરવાસીઓને ઐતિહાસિક સમયમા તો કદિ યુદ્ધપરાયણ જોયા નથી, છતાં પહેલાં કોઇ કાળે તેઓ યુદ્ધપરાયણ ન હોત તો પિરામીડોમા યુદ્ધના વિજયોત્સવના ચિત્રો ચીતરવાનો સંભવ ન હતો." આથી સ્પષ્ટ થાય

* પોલેકના જૂના ગ્રંથો, ભારતના પુરાણો અને મિસરની દંતકથાઓ વગેરે ઉપરથી મજબૂત સાબીતીઓ મળી છે કે મિસરની વસ્તી અને રાજ્ય ભારતના કોઇ એક રાજવંશી ત્યાં જઇને સ્થાપિત કર્યાં હતા અને પિરામીડો પણ તેણેજ બંધાવ્યા હતા. મંત્રી

છે કે ઐતિહાસિક કાળની પૂર્વે પણ મિસરવાસીઓ ઘણી ઉન્નતિ મેળવી શકયા હતા, અને પોતાના અદ્‌ભુત પિરામીડોમાં જાતીય કીર્તિરૂપે તેમણે તે ચીતરેલ છે. અણુસુધરેલી જાતિ માત્ર પોતાનાજ બુદ્ધિબળે આટલી બધી ઉન્નતિ મેળવે એમાં હજારો વર્ષો જોઇએ તેની પછી હજારો વર્ષનો ઐતિહાસિક કાળ આવ્યો. આથી મિસરવાસીઓ સમાજબદ્ધ થઇ નિવાસ કરતા, તેને ૧૦૦૦૦ વર્ષો કે તેથી પણ વધારે વર્ષો લાગ્યા હોય એમ કહી શકાય

મિસર દેશની જમીન નીલ નદીના કાંપથી બનેલ છે વર્ષોવર્ષ નીલ નદીના જળમાં આવેલો કાંપ જામી જઈ એ દેશનાં પડો બધાયા છે. થિબ્સ, મેમ્ફીઝ વગેરે નગરીઓ નીલ નદીની (કાંપવાળી) મૃત્તિકા ઉપર સ્થાપવામાં આવી હતી. આ પ્રદેશ ઇ૦ સ૦ ૧૮૫૧ થી ૧૮૫૪ સુધીમાં પ્રાચીન શોધકોએ શોધખોળ માટે ખોદાવ્યો હતો તેમાં ૬૦ ફૂટ નીચેથી ભાગેલા માટીના વાસણો અને ઈંટો મળી આવ્યાં હતાં. આ ઈંટો પૂર્વકાળમા કૂવા વગેરે બાંધવા માટે વપરાએલી જોવામાં આવી છે. એક બીજા પ્રાચીન શોધકને ૭૨ ફૂટ નીચેથી ઈંટો મળી આવી છે

મોનસ્યુર ગિરાર્ડ અનુમાન કરે છે કે, " ૧૦૦ વર્ષે નિલ નદીનો કાંપ મિસર ઉપર પાચ ઈંચ ઉંચાઇનો થર પાથરે છે " જો ૧૦૦ વર્ષે પાંચ ઈંચ થર પથરાતો હોય તો ૬૦ ફૂટ ઈંટને નીચે પહોચતા ૧૪૦૦૦ થી વધારે વર્ષો લાગે. બીજો પ્રાચીન શોધક હિસાબ કરી કહે છે કે, " નીલ નદીનો કાંપ ૧૦૦ વર્ષે માત્ર ૨ાા પોણાત્રણ ઈંચ જામે છે " જો આ વાત સાચી હોય તો ૭૨ ફૂટ નીચે રહેલી ઈંટ ઉપરથી મિસરમા માનવજાતિનુ અસ્તિત્વ આજથી ત્રીશ હજાર વર્ષ પહેલાંનું નક્કી થાય છે, અને એ વાત પણ પ્રમાણરહિત નથી

અત્યારે પૃથ્વીમાં જે જાતના પ્રાણીઓ છે તે જાતનાં પ્રાણીઓનાં ફૉસિલોજ મિસરની જમીનના ખોદાણમાથી મળી આવે છે, પરતુ જે જાતના પ્રાણીઓ અત્યારે પૃથ્વીમા જોવાતાજ નથી તેવાં કોઈ ફૉસિલો મિસરમા મળતાં નથી આથી જ્યાં લોપ થઇ ગએલી પ્રાણીની જાતના ફૉસિલો મળે છે તેના કરતાં મિસરનો નીલ નદીનો આ થર આધુનિક થરમા ગણી શકાય છે, પરતુ કેટલાક સ્થળ એવાં છે કે જેમાં લોપ થઇ ગએલી પ્રાણીની જાતનાં ફૉસિલો સાથે મનુષ્યોનાં ફૉસિલો પણ મળી આવ્યા છે બેલજીઅમ અને ફ્રાંસની ભૂમિ આવા ફૉસિલોના ઉદાહરણો છે



# ज्ञान

ભારતવર્ષમાં 'દર્શન' કોને કહે છે ? એનો ઉત્તર આપવા પહેલાં એ સમજવું પડશે કે યૂરોપમાં જે અર્થમાં "ફિલસૂફી" શબ્દ વપરાય છે તે અર્થમાં 'દર્શન' શબ્દ વપરાતો નથી. વાસ્તવિકરીતે "ફિલસુફી" શબ્દનો કોઈ નિશ્ચિત અર્થ નથી. કદિ એનો અર્થ અધ્યાત્મતત્ત્વ, કદિ એનો અર્થ પ્રાકૃતિક વિજ્ઞાન, કદિ એનો અર્થ ધર્મનીતિ અને કદિ એનો અર્થ વિચારવિદ્યા થાય છે. આમાંનો એક પણ અર્થ દર્શન શબ્દના અર્થને મળતો નથી. 'ફિલસુફી'નો ઉદ્દેશ કોઈ પણ પ્રકારનું જ્ઞાન મેળવવાનો છે. તે સિવાય એનો બીજો કોઈ ઉદ્દેશ નથી દર્શનનું ઉદ્દેશ્ય પણ જ્ઞાન ખરૂં, પરન્તુ એ જ્ઞાનનું પણ ઉદ્દેશ્ય છે એ ઉદ્દેશ્ય મુક્તિ. નિર્વાણ, નિઃશ્રેયસ અથવા એવાં બીજા નામવાળી પારલૌકિક અવસ્થા છે. યુરોપની ફિલસુફીમાં જ્ઞાનજ પરમ પ્રાપ્ય મનાયલું છે, પરન્તુ દર્શનમાં તો એ જ્ઞાનમાત્ર સાધનજ છે. આ સિવાય બન્નેમાં એક બીજો મોટો ભેદ છે. ફિલસુફીનો ઉદ્દેશ કોઈ વિશેષ જ્ઞાન છે. પછી તે નૈતિક હો, ભૌતિક હો, સામાજિક હો, કે આધ્યાત્મિક હો, પરન્તુ દર્શનનો ઉદ્દેશ પદાર્થમાત્રનું જ્ઞાન હોવાથી દર્શનમાં બધા પ્રકારના જ્ઞાનનો સમાવેશ થાય છે

સંસાર દુઃખમય છે પ્રકૃતિનું બળ હમેશાં મનુષ્યના સુખનું પ્રતિસ્પર્ધી છે તમે જે કાંઈ સુખ ભોગવો છો તે બાહ્ય પ્રકૃતિની સાથે યુદ્ધ કરીને મેળવો છો. મનુષ્યનું જીવન એ વિચારી જોઈએ તો પ્રકૃતિ સાથેની લાંબી લડાઈમાત્ર છે જ્યારે તમે લડાઈમાં જય મેળવશો ત્યારેજ તમને કાંઈક સુખ પ્રાપ્ત થશે, પરન્તુ માનવબળના કરતાં પ્રકૃતિનું બળ અનેકગણું જોરાવર છે મનુષ્યની જીત તો કોઈ વારજ થાય છે, અને પ્રકૃતિના જીત તો નિરંતર થયા કરે છે. આથી મનુષ્યજીવન ક્લેશમય છે વળી આર્યલોકોના મત પ્રમાણે જન્મ વારંવાર થાય છે આ જન્મમાં મહા મુશ્કેલીએ અનંત દુઃખો ભોગવી યુદ્ધમાં પ્રકૃતિથી પરાજય પામી જો જીવે દેહ છોડયો તો એટલેથી છુટકો નથી. ફરી જન્મ ગ્રહણ કરવો પડશે, ફરી એ અનંત દુઃખો ભોગવવા પડશે, ફરી મરવું પડશે, વળી જન્મ ધારણ કરવો પડશે અને ફરી એને એ દુઃખ સામું આવી ઉભું રહેશે આ અનંત દુઃખની શું કદિ નિવૃત્તિ નથી ? મનુષ્ય એનાથી છૂટી શકે તેમ નથી ?

એના બે ઉત્તર છે. એક ઉત્તર યૂરોપીય પદ્ધતિ પ્રમાણે છે, અને બીજો ઉત્તર આર્યાવર્તની પદ્ધતિ પ્રમાણે છે. યૂરોપિયન લોકો કહે છે કે પ્રકૃતિને જિતી શકાય છે. જેથી પ્રકૃતિને જિતી શકીએ તેવો ઉદ્યોગ કરવો. આ જીવનસંગ્રામમાં પ્રકૃતિને પરાજય પમાડવા માટે શસ્ત્રોનો સંગ્રહ કરવો. તે શસ્ત્રો કયાં ? આના ઉત્તરરૂપે યૂરોપનું વિજ્ઞાનશાસ્ત્ર છે, અને તેનો પાયો એ વાતપર છે કે પ્રકૃતિને પૂછવાથી અર્થાત્

પ્રકૃતિના તત્ત્વાનો અભ્યાસ કરીને અને તે ગુપ્ત તત્ત્વોને જાણીને તેના બળવડે પ્રકૃતિને જિતવી અને મનુષ્યજીવન સુખમય બનાવવુ. યૂરોપના વિજ્ઞાનશાસ્ત્રનો આ ઉદ્દેશ અને આ ફળ છે.

આર્યાવતવાસીઓનુ કથન એ છે કે પ્રકૃતિ અજિત છે. જ્યાંસુધી પ્રકૃતિની સાથે સબધ રહેશે ત્યાંસુધી દુખ પણ રહેશે, માટે પ્રકૃતિની સાથે સબધ તોડી નાખવો એજ દુખનિવારણનો ઉપાય છે. એ સબધ તોડવાનુ કામ માત્ર જ્ઞાનદ્વારાજ થઇ શકે છે. આ કથનનુ ફળ ભારતવર્ષનાં દર્શનશાસ્ત્રો છે.

એ જ્ઞાન કયુ ? 'આકાશકુસુમ' એ શબ્દ કહેવાથી પણ એક જાતનુ જ્ઞાન થાય છે, કેમકે આકાશ શુ ? તે આપણે જાણીએ છીએ, અને કુસુમ શું ? તે આપણે જાણીએ છીએ. મનની શક્તિદ્વારા બન્નેનો સયોગ કરી શકીએ છીએ, પરતુ એવુ જ્ઞાન મેળવવુ એવો દર્શનનો ઉદ્દેશ નથી. એ તો ભ્રાંતિજ્ઞાન છે. યથાર્થ જ્ઞાનજ દર્શનનો ઉદ્દેશ છે એ યથાર્થ જ્ઞાનને પ્રમાજ્ઞાન અથવા પ્રમાપ્રતીતિ કહે છે એ યથાર્થ જ્ઞાન શુ છે ? જે જાણીએ છીએ તેનુ નામ જ્ઞાન છે તે શી રીતે જણાય છે ?

કેટલાક વિષયો ઇંદ્રિયોના સાક્ષાત્ સયોગથી જાણી શકાય છે. આ ઘર, આ વૃક્ષ, આ નદિ, આ પર્વત એ અમારી સામે રહેલા છે એને અમે આંખોએ જોયાં છે, એથી અમે જાણીએ છીએ કે એ ઘર, એ વૃક્ષ, એ નદી, અને એ પર્વત છે. આથી જ્ઞાતવ્ય પદાર્થની સાથે ચક્ષુ ઇંદ્રિયનો સયોગ થવાથી અમને જ્ઞાન પ્રાપ્ત થયુ – આને ચાક્ષુષપ્રત્યક્ષ કહે છે. એ રીતે ઘરમા બેઠાં બેઠા અમે સાંભળ્યુ કે મેઘ ગાજી રહ્યો છે, મોર ટહુકી રહ્યો છે, અહી મેઘની ગર્જના અને પક્ષીનો અવાજ અમે કાનવડે પ્રત્યક્ષ કર્યો એ શ્રાવણપ્રત્યક્ષ છે એ રીતે પાચે ઇંદ્રિયોદ્વારા પાંચ પ્રકારનું પ્રત્યક્ષજ્ઞાન થાય છે. આર્ય દર્શનકારોએ મનની ગણત્રી પણ ઇંદ્રિયોમાં કરેલી છે આથી તેઓ માનસપ્રત્યક્ષ પણ માને છે મન એ કાંઇ બાહ્ય ઇંદ્રિય નથી, પણ આંતર ઇંદ્રિય છે એ અતરની ઇંદ્રિય સાથે બહારના વિષયોનો સયોગ થવો અસંભવિત હોવાથી માનસપ્રત્યક્ષવડે જો કે બાહ્ય વિષય જાણી શકાતો નથી, પરતુ આંતર જ્ઞાન તો તેથી થાય છેજ

જે પદાર્થ પ્રત્યક્ષ થાય છે તેનુ જ્ઞાન તો અમને થાય છેજ, પરતુ પ્રત્યક્ષવિના પણ અમને વિષયોનુ જ્ઞાન થઇ શકે છે. હું એક બધ બારણાવાળા ઓરડામાં સૂતો હુ તે વખતે મેઘની ગર્જના સાંભળી આથી 'શ્રાવણપ્રત્યક્ષ' થયુ, પરતુ એ પ્રત્યક્ષ ધ્વનિનુ થયુ, મેઘનુ નહિ અહી મેઘ અમારા પ્રત્યક્ષનો વિષય ન હતો,

– ઘર, પર્વત વગેરે દૂર હોય, છતા આપણને દેખાય શી રીતે ? આપણી આંખો તો તેનો સ્પર્શ કરી શકતી નથી ! તેનો ઉત્તર એ છે કે એ પદાર્થો ઉપર પડેલા કિરણો ફેંકાઇને આપણી આંખોમાં આવે છે ને તેને લીધે આપણે તે પદાર્થો જોઇ શકીએ છીએ

છતાં અમે જાણી શક્યા કે આકાશમાં મેઘ છે. આમ ધ્વનિના પ્રત્યક્ષથી મેઘના અસ્તિત્વનું જ્ઞાન શાથી થયુ ? અમે પહેલાં અનેકવાર જોઈ ચૂક્યા છીએ કે આકાશમાં મેઘ સિવાય કોઇનો આવો અવાજ થતો નથી વળી એવુ કદિ પણ થયુ નથી કે મેઘ ન હોય છતાં આવો ધ્વનિ સંભળાયો હોય. આથી બારણાં બંધ કરેલા ઓરડામાં બેઠાં બેઠાં પ્રત્યક્ષ જ્ઞાનવિના પણ અમે જાણી ગયા કે આકાશમાં મેઘ છે આને અનુમિતિ જ્ઞાન કહે છે મેઘનો ધ્વનિ અમે પ્રત્યક્ષ સાંભળ્યો અને તે ઉપરથી અનુમિતિ કરીને મેઘને અમે જાણ્યો

ધારો કે એક બંધ બારણાવાળા ઓરડામાં અંધકાર છે અને તેમાં તમે એકલા બેઠા છો. એ વખતે તમારા શરીરની સાથે બીજા કોઇ 'માણસના શરીરનો સ્પર્શ થયો એ વખતે કશુ જોયા વિના તેમજ કશુ સાંભળ્યા વિના પણ તમે જાણી લીધું કે આ ઓરડામાં કોઈ માણસ આવ્યું છે ત્યાં સ્પર્શનુ જ્ઞાન ત્વાચ ( ત્વચાનુ ) પ્રત્યક્ષ છે, પરંતુ ઓરડામાં મનુષ્ય હોવાનુ જ્ઞાન તો અનુમિતિજ્ઞાનજ છે. એ અંધકારવાળા ઓરડામાં તમને ગુલાબના ફૂલની સુગંધી આવે તો તમે સમજી જશો કે ઘરમા ગુલાબનાં પુષ્પ વગેરે પણ છે અહી ગંધ પ્રત્યક્ષનો વિષય છે, અને પુષ્પ અનુમિતિનો વિષય છે

મનુષ્યો બહુજ થોડી બાબતોમાં પોતે પ્રત્યક્ષ કરી શકે છે મોટે ભાગે જ્ઞાનનો આધાર અનુમિતિ ઉપરજ છે. અનુમિતિજ્ઞાનજ સંસાર ચલાવે છે. અનુમિતિ શક્તિ ન હોય તો અમે કોઈ કાર્યજ કરી શકીએ નહિ વિજ્ઞાન, દર્શન, વગેરે અનુમાનની ઉપરજ નિર્માયાં છે

પરંતુ જેમ કોઇ માણસ પોતે બધા વિષયોને પ્રત્યક્ષ કરી શકતો નથી, તેમજ કોઇ માણસ પોતે બધી બાબતો માત્ર અનુમિતિવડે પણ સિદ્ધ કરી શકતો નથી. અનેક વિષયો એવા પણ છે કે જેને અનુમિતિવડે જાણવામાં જેટલા શ્રમની જરૂર છે એટલો શ્રમ એક માણસ પોતાના આખા જીવનમા પણ કરી શકતો નથી. એવા અનેક વિષયો છે કે તેને અનુમિતિદ્વારા સિદ્ધ કરવા માટે જેટલી વિદ્યા, જેટલું જ્ઞાન, જેટલી બુદ્ધિ અને જેટલી તૈયારીની જરૂર છે તે સર્વ ઘણા મનુષ્યો સંપાદન કરી શકે એવો સંભવજ નથી આથી એવા વિષયોને ઘણા ખરાં માણસો પોતે પ્રત્યક્ષ પણ કરી શકે નહિ અને અનુમિતિમાં પણ આણી શકે નહિ. એવે પ્રસંગે શુ થાય છે ? જેણે એ વિષયનો જાતે પ્રત્યક્ષ અનુભવ કર્યો છે અથવા અનુમિતિ કરેલ છે એની વાત સાંભળીને તેનાપર વિશ્વાસ રખાય છે ઇટાલી દેશમાં 'આલ્પ્સ' નામની જે પર્વતની હાર છે તેને તમે પ્રત્યક્ષ જોએલ નથી તેમ અનુમિતિદ્વારા પણ જાણી શકો તેમ નથી, પરંતુ જેમણે તે જોએલી છે તેનાં લખેલાં પુસ્તકો વાંચીને તેનું જ્ઞાન તમે પ્રાપ્ત કરો છો. સર્વ પરમાણુઓ એક બીજાં પરમાણુઓની તરફ સામસામાં આકર્ષાય છે. આ વાત પ્રત્યક્ષ જોઇ શકાય તેમ નથી; અને તમે કોઇ ગણની-

વડે એ વાત સિદ્ધ કરી શકશો નહિ. આથી તમે 'ન્યૂટન'ની કહેલી વાતપર વિશ્વાસ રાખીને એ જ્ઞાન (ગુરુત્વાકર્ષણનુ જ્ઞાન) પ્રાપ્ત કર્યું છે

ન્યાય, સાંખ્ય વગેરે આર્યોનાં દર્શનશાસ્ત્રોમા આ કારણને લીધે એક બીજુ પ્રમાણુ માન્યુ છે. એ પ્રમાણુ તે શાબ્દપ્રમાણુ છે ફક્ત દર્શનકારોએ વેદની પ્રામાણિકતાપર વિશ્વાસ રાખીને તેનાં વચનોને શાબ્દપ્રમાણુ તરીકે સ્વીકારેલાં છે આપ્તવાક્ય અથવા ગુરુનો ઉપદેશ સાધારણુ રીતે વિશ્વાસયોગ્ય હોય છે જેથી આર્ય-લોકોને મતે એ પણ એક સ્વતંત્ર પ્રમાણુ છે અને એનુ નામ ઉપર જણાવ્યુ તે શાબ્દપ્રમાણુ.

પરતુ ચાર્વાકાદિ કોઇ કોઈ આર્ય દર્શનકારો આ શબ્દપ્રમાણુને સ્વીકારતા નથી યૂરોપીઅનો પણુ એનો એક સ્વતંત્ર પ્રમાણુતરીકે સ્વીકાર કરતા નથી

આ વાત તો ખરીજ છે કે બધાની વાતો ઉપર વિશ્વાસ રાખવો અયોગ્ય છે. જો કોઇ પ્રસિદ્ધ ગપ્પીદાસ આવીને કહે કે "ત્યાં પાણીમાં અગ્નિ સળગતો હું જોઇ આવ્યો" તો એ વાત ઉપર કોઈ ભરોસો કરશે નહિ આથી યોગ્ય માણુસનો ઉપ-દેશજ પ્રમાણુરૂપ અને ગ્રાહ્ય ગણી શકાય એ જ્ઞાન લેતા પહેલા એટલો વિચાર કરવો આવશ્યક છે કે કોણુ વિશ્વાસ રાખવા યોગ્ય છે અને કોણુ વિશ્વાસ રાખવા યોગ્ય નથી. હવે પ્રશ્ન એ રહે છે કે કઇ વાત ઉપર આધાર રાખીને આ પ્રમાણુનો નિશ્ચય કરવો ' શા આધારથી ' મનુ ' આદિનાં વચનોને " આપ્તવાક્ય ' સમજીને ગ્રહણુ કરવાં અને 'રામલા' તથા 'શ્યામલા' ની વાણીને અગ્રાહ્ય ગણવી ? 'મનુ' ની સાથે અમારા ગામના પાદરી સાહેબનો મતભેદ છે, પરતુ તમે તો પહેલાંથીજ સાંભળતા આવ્યા છો કે 'મનુ' અભ્રાન્ત ઋષિ હતા, અને પાદરીસાહેબ સ્વાર્થપરાયણુ સાધા-રણુ માણુસ છે આથી તમે અનુમાન કર્યું કે 'મનુ' ની વાત ગ્રાહ્ય છે, ને પાદરી-ની વાત અગ્રાહ્ય છે મનુ જેવા અભ્રાન્ત ઋષિએ ગોમાંસભક્ષણુનો નિષેધ કર્યો છે માટે તમે અનુમાન કર્યું કે 'ગોમાંસ' અભક્ષ્ય છે પરતુ આ ઉપરથી એ પ્રશ્ન ઉઠે છે કે શાબ્દપ્રમાણુને અનુમિતિ પ્રમાણુનું અંતર્ગત (પેટામાં) ન માનતા સ્વતંત્ર પ્રમાણુતરીકે શાથી માન્યુ હશે ?

આનો ખુલાસો એમ છે કે જે માણુસના કેટલાક ઉપદેશો તમે ગ્રાહ્ય કરો છો, તેનાજ કેટલાક ઉપદેશો અગ્રાહ્ય પણુ સમજો છો ગુરુત્વાકર્ષણુ વિષે ન્યૂટનનો જે મત છે તેને તમે સ્વીકારો છો, પરતુ પ્રકાશવિષે તેનો જે મત છે તેનો અસ્વીકાર કરી યંગ અને ફ્રેનેલ સાહેબ જેવા સાધારણુ બુદ્ધિવાળા માણુસોનો મત સ્વીકારો છો. એનું કારણુ અનુમિતિજ છે અનુમિતિવડેજ તમે જાણી શકો છો કે ન્યૂટનનો જે મત છે તે ગુરુત્વાકર્ષણુની બાબતમાં સાચો છે, પરતુ પ્રકાશની બાબતમાં ભૂલ ભરેલો છે. જો આમ ન કરતા શાબ્દપ્રમાણુને એક જૂદુ પ્રમાણુજ માનીએ તો ન્યૂટનની બધી વાતો આપણે સ્વીકારવી પડે.

પરંતુ ભારતવર્ષમાં એવુંજ થયું છે. ભારતવર્ષમાં જેનો એક મત ગ્રાહ્ય છે તેના બધાજ મતો ગ્રાહ્ય સમજાય છે. તેનું કારણ એજ કે અહીં શાબ્દપ્રમાણ એક નોખું પ્રમાણ મનાયું છે. આર્યોના દર્શનશાસ્ત્રોની આજ્ઞા છે કે 'આપ્તવાક્ય' માત્ર વગરવિચારે ગ્રાહ્ય છે. આ રીતે વિશેષ વિચારવિના ઋષિઓ અને પંડિતોની હરેક વાતોને ગ્રાહ્ય ગણવી એ ભારતવર્ષની અવનતિનું એક કારણ છે, એ કહેવાની જરૂર નથી

પ્રત્યક્ષ, અનુમિતિ અને શાબ્દપ્રમાણ સિવાય નૈયાયિકો ઉપમિતિને પણ એક સ્વતંત્ર પ્રમાણ ગણે છે વિચાર કરતાં એ સિદ્ધ થશે કે ઉપમિતિ એ અનુમિતિ પ્રમાણનો એક ભેદમાત્ર છે. એથી સાંખ્ય વગેરે દર્શનોમાં ઉપમિતિને જૂદું પ્રમાણ માન્યું છે આ કારણને લીધે ઉપમિતિનું વિસ્તારથી વિવેચન કરવાની જરૂર નથી, વાસ્તવિકરીતે પ્રત્યક્ષ અને અનુમિતિજ જ્ઞાન મેળવવાનાં પ્રમાણો છે.

અનુમિતિ પણ પ્રત્યક્ષ ઉપર આધાર રાખનારૂં છે. જે વિષયનું કદિ પ્રત્યક્ષજ્ઞાન થયું નથી હોતું તેની અનુમિતિ થઈ શકતી નથી જો તમે પહેલાં કદિ મેઘને જોયો ન હોત, અગર બીજા કોઇએ પણ કદિ જોયો ન હોત, તો બંધ બારણાંવાળા ઘરમાં બેસી મેઘની ગર્જના સાંભળતાં કદિ પણ મેઘની અનુમિતિ ન કરી શકત. તેમજ ગુલાબની સુગંધીનું તમને પ્રત્યક્ષજ્ઞાન ન હોત તો અંધકારવાળા ઘરમાં સુગંધપરથી તમે કદિ અનુમિતિ કરી શકત નહિ કે આ ઘરમાં ગુલાબનું ફૂલ છે. ઘણીવાર એવું જણાય છે કે એક અનુમિતિનો આધાર ઘણી જાતિનાં પહેલાં મળેલાં પ્રત્યક્ષ પ્રમાણો ઉપર રહેલો હોય છે વિજ્ઞાનશાસ્ત્રનો એકેક નિયમ હજારો પ્રકારના પ્રત્યક્ષ જ્ઞાનનું ફળ હોય છે

આથી પ્રત્યક્ષપ્રમાણજ જ્ઞાનનું એક મૂળ છે એજ બધાં પ્રમાણોનું મૂળ છે.* ઘણા લોકો આ વાત સાંભળી વિસ્મય પામશે કે દર્શનશાસ્ત્ર બે ત્રણ હજાર વર્ષ ફરી ફરીને આજે પાછું ચાર્વાકના મતની પાસેજ પહોંચી ગયું કે શું ? ધન્ય છે, આર્ય લોકોની બુદ્ધિને ! આટલાં વર્ષો પછી હ્યુમ, મીલ અને બેઇન વગેરેએ જે સિદ્ધ કર્યું છે, તે આજથી બે હજાર વર્ષ પહેલાં પણ બૃહસ્પતિ પ્રતિપાદન કરી ગયા છે ! પ્રત્યક્ષ સિવાય બીજું પ્રમાણ નથી એમ અમારે કહેવું નથી; પણ અમારૂં કહેવું એ છે કે બધા પ્રમાણોનું મૂળ પ્રત્યક્ષપ્રમાણ છે.

બૃહસ્પતિના બધા ગ્રંથો લુપ્ત થઇ ગયા હોવાથી બૃહસ્પતિનું કહેવું બરાબર એમજ છે કે નહિ ! એ વાતનો નિશ્ચય કરવો કઠણ છે.

પ્રત્યક્ષજ જ્ઞાનનું એક માત્ર મૂળ છે, પરંતુ એ બાબતમાં યૂરોપના દાર્શનિકોની વચ્ચે એક ભારે ઝગડો છે, કોઇ કોઈ કહે છે કે આપણાં અનેક જ્ઞાનો એવાં છે કે જેનાં પહેલેથી પ્રત્યક્ષ પ્રમાણો મળી શકતાં નથી; જેવાં કે કાળ, આકાશ વગેરે.

* આ વિષે વધારે ઉંડા વિચારોનો અહીં અમે ત્યાગ કર્યો છે.

આ વાત સમજવી જરા કઠણ છે આકાશ વિષે એક સાધારણ વાત લઈએ. જેમકે બે સમાન્તર લીટીઓ બન્ને બાજુએ ગમે તેટલી લબાવીએ તો તે કદિ મળી શકતી નથી આ બીનાને આપણે નક્કીપણે જાણીએ છીએ, પરતુ એ જ્ઞાન આપણે કયાથી મેળવ્યુ ? પ્રત્યક્ષવાદીઓ કહેશે કે " પ્રત્યક્ષદ્વારા મેળવ્યુ. અમે જેટલી જેટલી સમાન્તર લીટીઓ દીઠી છે તે કદિ એકઠી થઇ નથી." ત્યારે પૂર્વપક્ષના લોકો કહેશે કે " જગતમાં જેટલી સમાન્તર લીટીઓ છે તે તમામને તમે જોઇજ નથી. હા, તમે જે લીટીઓ દીઠી છે તે મળી નહિ હોય, પરતુ તમે એ શી રીતે જાણ્યુ કે કોઇ ઠેકાણે કદિ એવી બે સમાન્તર લીટીઓ દોરાઈ નથી કે દોરાશે નહિ ? તમે જે પ્રત્યક્ષ જોયુ છે તેથી તમે અપ્રત્યક્ષ વિષયવિષે શી રીતે નિશ્ચય કર્યો ?" તથાપિ અમે એ જાણીએ છીએ કે જે તમે કહ્યુ તે સત્ય છે કે " કદિ કયાંય એવી બે સમાન્તર લીટીઓ દોરી શકતી નથી કે જે મળી જાય." ત્યારે એ માનવુ પડશે કે પ્રત્યક્ષ સિવાય જ્ઞાનનુ કોઇ બીજુ મૂળ તમારામાં છે. નહિ તો તમે પ્રત્યક્ષ સિવાય બીજુ ' વિશેષ જ્ઞાન ' ક્યાંથી મેળવી શકો ?"

આવો તર્ક કરીને લૉક અને હ્યુમના ' પ્રત્યક્ષવાદ ' ની વિરુદ્ધમા પ્રસિદ્ધ જર્મન દાર્શનિક કૅાન્ટે ' પ્રતિવાદ ' ઉભો કરેલો છે. એ વાદને ' પ્રત્યક્ષ–પ્રતિવાદ ' નામ આપી શકાય. પૂર્વોક્ત ' વિશેષ જ્ઞાન'નુ મૂળ શામાં રહેલુ છે, એ વાત સમજાવતાં તે વિદ્વાન્ કહે છે કે, આપણી ઇંદ્રિયોની અંદર તથા બાહ્ય વિષયોની અદર એક 'અવર્ણ્ય તત્ત્વ' છવાઈ રહેલુ છે, કે જે પ્રત્યક્ષ પ્રમાણોથી અતીત હોઇ જ્ઞાનને અધીન છે. બાહ્ય વિષયોનુ ' ઉપલક જ્ઞાન ' આપણને ઇંદ્રિયોદ્વારા થાય છે, પરતુ ' વિશેષ જ્ઞાન ' કાંઇ ઇંદ્રિયોદ્વારા થતુ નથી એ વિશેષ જ્ઞાન તો ઇંદ્રિયોની અદર રહેલા એ 'અવર્ણ્ય તત્ત્વ' દ્વારા થાય છે. તાત્પર્ય કે બાહ્ય વિષયોની અદર વ્યાપેલા એ અવર્ણ્ય તત્ત્વની, ઇંદ્રિયોની અદર વ્યાપેલા 'અવર્ણ્ય તત્ત્વ' સાથે એકતા હોવા-થીજ આપણે ' વિશેષ જ્ઞાન ' મેળવી શકીએ છીએ. આ કારણને લીધેજ આપણે કાળ, આકાશ વગેરેનો × સમવાય સમજી શકીએ છીએ. એ જ્ઞાન આપણામાંજ રહેલુ છે, તેથી કૅાન્ટે એને ' સ્વત પ્રાપ્ત ' અથવા ' આભ્યતરિક ' જ્ઞાન કહેલુ છે.

વાચકો ફરી જોઈ શકશે કે આધુનિક યૂરોપનુ દર્શન ફરી ફરીને પાછુ પ્રાચીન ભારતીય દર્શનમા મળી જાય છે ! ચાર્વાકના 'પ્રત્યક્ષવાદ'ની સાથે જેમ મીલ અને બેઇનનો 'પ્રત્યક્ષવાદ' મળતો આવે છે, તેમ વેદાતના 'માયાવાદ' સાથે કૅાન્ટનો આ 'પ્રત્યક્ષ–પ્રતિવાદ' મળે છે યૂરોપમાં આધ્યાત્મિક વિષયનાં એવાં તત્ત્વો બહુજ ઓછા સ્પષ્ટ થયાં છે,કે જે તત્ત્વોની સૂચના પ્રાચીન આર્યોએ પોતાના ગ્રથમા કરેલી ન હોય.

કૅાન્ટનો આભ્યતરિક જ્ઞાનવિષેનો જે મત છે તેનો મોટો પ્રતિસ્પર્ધી જોન સ્ટુ-

× સમવાય–નિત્ય સબંધ. પટનો તતુ સાથે, ગુણીનો ગુણ સાથે, દ્રવ્યનો ક્રિયા સાથે અને વ્યક્તિનો જાતિ સાથે જે સબંધ તેનુ નામ 'સમવાય' છે. (વૈશેષિકદર્શન)

બર્ટ મીલ છે. તેણે કાર્યકારણ સંબંધની નિત્યતાનો આશ્રય લીધો છે. તે કહે છે કે આપણે પ્રત્યક્ષદ્વારા એક અખંડિત સંસ્કાર પ્રાપ્ત કર્યો છે. જ્યાં કારણ વર્તમાન છે ત્યાં તેનું કાર્ય વર્તમાન રહેશે જ્યાં પહેલા જોયું કે क વર્તમાન છે ત્યાં ख પણ રહેલો છે, તો ફરી આપણે જો क ને દેખીએ તો જાણી શકીએ કે ત્યાં ख પણ છે. કેમકે આપણે પ્રત્યક્ષદ્વારા જાણ્યું છે કે જ્યાં કારણ રહે છે ત્યાં તેનું કાર્ય રહે છે સમાન્તરાલ-ભાવ કારણ છે અને સંમિલન-વિરહ તેનું કાર્ય છે, કેમકે આપણે સમાન્તરાલ-ભાવ જ્યાં જ્યાં જોયો છે ત્યાં ત્યાં સંમિલન-વિરહ જોયેલ નથી. આથી સમાન્તરાલભાવ હમેશા સંમિલનવિરહની પહેલાં રહે છે એથી આપણે જાણીએ છીએ કે જ્યા બે સમાન્તર લીટીઓ દોરેલી હશે ત્યાં તેનું સંમિલન થશે નહિ. આથી એ જ્ઞાન પ્રત્યક્ષમૂલક છે

છેલ્લો મત હર્બર્ટસ્પેન્સરનો છે તે પણ પ્રત્યક્ષવાદી છે, પરંતુ તે કહે છે કે "અમારૂં જે જ્ઞાન અમે જાતે પ્રત્યક્ષ કરીને નથી મેળવેલું, તે અમને અમારા પૂર્વ પુરુષોના પ્રત્યક્ષ જ્ઞાનના જે સંસ્કારો મળેલા છે, તે સંસ્કારોદ્વારા ઉપજેલું છે મારા પૂર્વ પુરુષોમાં પ્રત્યક્ષ જ્ઞાનથી જે સંસ્કારો ઉપજેલા, તેના કેટલાક અંશો મને પણ મળેલા છે. હું એ સંસ્કાર લઇનેજ જન્મેલો નથી જો એમ હોત તો તુર્તનું જન્મેલું બાળક પણ સંસ્કારવાળું હોત, પરંતુ જન્મતી વખતે પણ એ સંસ્કારોના બીજ મારા શરીરમાં (મન શરીરની અંદર સમાયેલું છે તેથી મનમા) હતા. જરૂર પડતા એ બીજો જ્ઞાનરૂપે પરિણામ પામ્યાં છે" આ રીતે કૉમ્ટને મતે જે આભ્યંતરિક અથવા સ્વતપ્રાપ્ત જ્ઞાન છે તેજ હર્બર્ટ સ્પેન્સરને મતે પૂર્વજ-પરંપરાગત-પ્રત્યક્ષ જાત જ્ઞાન છે એ વાત ઉપલક જોતા અયથાર્થ જેવી લાગે છે, પરંતુ સ્પેન્સરે એવી યુક્તિથી તે સિદ્ધ કરી છે કે આ વખતે યૂરોપમા તે પ્રચલિત થયેલ છે *

---

* ઘણા માણસો કૅમ્ટના "પોઝીટીવ ફીલોસોફી" એ દર્શનશાસ્ત્રનો અનુવાદ 'પ્રત્યક્ષવાદ' કહે છે અમારી માન્યતા પ્રમાણે એ ભ્રમ છે. જેને "ઇમ્પીરીયલ ફીલોસોફી" કહે છે અર્થાત્ લૉક, મીલ, હ્યુમ અને બેઇનનો મત છે તેનેજ 'પ્રત્યક્ષવાદ' કહેલો છે, આ નિબંધમાં અમે એજ અર્થમાં 'પ્રત્યક્ષવાદ' શબ્દનો પ્રયોગ કરેલો છે.

# अनुकरण

પરમેશ્વરની કૃપાથી આ શતકમા "નવા બાબુ" એવા નામવાળા એક અદ્ભુત પંક્તિનાં જંતુઓ જગતમા નજરે પડે છે પ્રાણિવિજ્ઞાનવેત્તા પંડિતોએ પરીક્ષા કરી નિર્ણય કર્યો છે કે, પશુઓ પણ બાહ્ય દેખાવમાં મનુષ્યલક્ષણોવાળા છે, હાથે અને પગે પાચ પંચ આંગળીઓ, પૂછડાનો અભાવ, હાડપિંજર અને મગજની રચનાનુ સરખાપણું ઇત્યાદિ લક્ષણોમાં ×વાનરજાતિ પણ મનુષ્યલક્ષણોવાળી જણાય છે તો પણ આતરલક્ષણો વિષે એ રીતે નિશ્ચય હજુ લગી થયો નથી કોઈ કોઇ કહે છે કે–'આતરલક્ષણમા મનુષ્ય ચડે છે,' તો કોઇને એવુ બોલતાં સાંભળીએ છીએ કે– "આ માણસ તો બહારથી મનુષ્ય છે, પણ અદરથી તો પશુ જેવો છે" આ તત્ત્વનો વિચાર કરવા માટે શ્રીમાન્ બાબુ રાજનારાયણ બાસુએ શાકે—ના ચૈત્રમાસમાં વ્યાખ્યાન આપ્યુ હતું અને અત્યારે તે છપાયુ છે એ વ્યાખ્યાનમા તેમણે સિદ્ધ કર્યું છે કે, "નવાબાબુ" એ અદરથી મનુષ્ય નહિ પણ પશુ છે

અમે ક્યા મતના અનુયાયી છીએ? અમે પણ શુ નવા બાબુઓને પશુ માનનાર છીએ? અમે અંગ્રેજી વર્તમાનપત્રોમાથી આ પશુતત્ત્વનો અભ્યાસ કર્યો છે. કોઇ કોઇ મહાશયોનો મત એવો છે કે વિધાતાએ ત્રણે લોકની સુદરીઓમાથી સૌંદર્યનાં કણેકણ સગ્રહીત કરી જેમ તિલોત્તમાને સરજી હતી, તેમ પશુવૃત્તિઓના કણેકણો સગ્રહીત કરી આ "નવા બાબુ"ની સૃષ્ટિ કરી છે શિયાળમાથી શઠતા, કૂતરામાથી ઈર્ષ્યા, ઘેટામાથી બીકણપણું, વાનરમાથી અનુકરણશક્તિ અને ગર્દભોમાથી ગર્જનશક્તિ એવાં એવાં કણો એકત્ર કરી, આ ભારતવર્ષને ઉજ્જવળ કરનાર 'નવા બાબુ' ની જાતિ ભગવાને ભારતવર્ષમા ઉદય પમાડી છે! જેમ સુદરીઓમાં તિલોત્તમા, ગ્રથોમાં રિચર્ડ સન્સનુ સીલેક્શન, પોશાકમા ફકીરની કથા, ભોજનમા ખીચડી, તેમ મનુષ્યોમાં આ નવા બાબુ છે! જેમ ક્ષીરસાગરનુ મથન કરતાં ચદ્રે ઉદય પામી જગતને પ્રકાશિત કરેલું છે, તેમ પશુચરિત્રના સાગરનું મથન કરતા આ "નવા બાબુ" રૂપી અનુપમ ચદ્રો ઉદય પામી ભારતવર્ષને પ્રકાશિત કરનારા છે! રાજનારાયણ બાસુની પેઠે આ બધા અમૃતાકાંક્ષી લોકો હાથ ઉંચા કરી કરી એ કલકશૂન્ય ચદ્રોને ઢકી દેશે અમે તેને તેમ કરવા નિષેધ કરીએ છીએ વિશેષે કરી અમે રાજનારાયણ બાસુને કહીએ છીએ કે, આપે આપના ગ્રથમા ગોરસ ખાવાનો નિષેધ કર્યો છે તો પછી આપે આપના વ્યાખ્યાનમાં આ "નવા બાબુ" ઓ ઉપર તલવાર કેમ ચલાવી છે? બાબુ લોકો ગાય કે બેલ કરતા

---

×ઉરાંગ ઉટાંગ જાતિના વાનરને પુચ્છ હોતુ નથી એ વાત અહી સૂચવાઈ છે

અનુવાદક

કયી વાતમા ઉતરતા છે ? બેલો જેવો ઉપકાર કરે છે તેવો આ નવા બાબુઓ પણ ઉપકાર કરે છે. આ વર્તમાનપત્રોરૂપ વાસણોમા જે સ્વાદિષ્ટ દૂધ દેખાય છે તે આ "નવા બાબુ" નીજ કૃતિ છે. ચાકરીરૂપી હળ ખાંધે ચડાવી, જીવનના ક્ષેત્રમા જોડાઇ 'નવા બાબુ'ઓ પણ બેલના જેવી મજુરી કરે છે. વિદ્યાનો બોજો કાલેજોમાંથી પીઠ ઉપર ચડાવી તેઓ છાપખાનાઓમાં લાવી ઢગલો કરે છે. સમાજસુધારાના ગાડી ઉપર વિલાયતી વિચારોરૂપી માલનો બોજો ભરી વ્યાખ્યાનદ્વારા કે વર્તમાનપત્રોદ્વારા બજારમા પહોંચાડે છે દેશહિતની ઘાણીમાં સ્વાર્થરૂપી સરસવો પીલીને યશરૂપી તેલ આ નવા બાબુરૂપી બેલો પણ કાઢે છે આવા જીવો ઉપર તે કોઇ તલવાર ઉગામતુ હશે ? આવા ગાયો અને બેલો જેવા ગુણવાળા "નવા બાબુ" ઓ ઉપર આમ તલવાર ચલાવવી યોગ્ય કહેવાય ?

અમારા દેશના આ "નવા બાબુ" ઓની લોકો જેટલી નિંદા કરે છે, તેટલી નિંદાને તેઓ લાયક નથી. ઘણા સ્વદેશાભિમાની લોકો જે હેતુઓથી બાબુઓની નિંદા કરે છે, એજ હેતુથી રાજનારાયણ બાસુએ પણ "નવા બાબુ" ઓની નિંદા કરી છે. બાબુઓના કલ્યાણને માટે તેમની નિંદા કરેલી છે. પોતાના "ત્યારે અને અત્યારે" એ મથાળાના લેખમાં નિરપેક્ષપણે ભૂત અને વર્તમાનની આલોચના કરવાનો એમનો ઉદ્દેશ નથી, પરંતુ વર્તમાન સમયના દોષો દેખાડવા એજ તેમનો ઉદ્દેશ છે. તેમણે વર્તમાનકાળના બાબુઓના ગુણો ઉપર દૃષ્ટિપાત કર્યો નથી, વળી દૃષ્ટિપાત કરવો પણ નકામો છે, કેમકે અત્યારના "નવા બાબુ" ને પોતાના ગુણોમાં તો લેશ પણ સંદેહ નથી માત્ર તેઓ પોતાના દોષોજ જોઇ શકતા નથી.

એમ કોઈ નથી કહેતુ કે નવી ઉછરતી પ્રજામાં દોષો નથી, પણ એ બધા દોષોમાં અનુકરણની પ્રીતિ એ દોષ ઉપર અત્યારે સૌનો કટાક્ષ છે. સ્વદેશી કે પરદેશી બધાજ આ એક દોષને માટે નવી ઉછરતી પ્રજાનો તિરસ્કાર કરે છે રાજનારાયણ બાસુએ એ બાબતમાં જે જે કહ્યુ છે તેનો ઉતારો કરવાની આવશ્યકતા નથી, કેમકે એ બધી વાતો આજકાલ બધાં જૂના માણસોને મોઢે થઇ ગએલી છે.

અમે એ વાતોનો સ્વીકાર કરીએ છીએ, અને એ પણ માનીએ છીએ કે રાજનારાયણ બાસુએ જે કહ્યુ છે તે ઘણુ ખરૂ સત્ય છે, પરંતુ અનુકરણની બાબતમા અમે એમના વિચારોની સાથે સમ્મત નથી અનુકરણવિષે લોકોમા કાંઇક ભ્રમના વિચારો પેઠેલા છે

શુ અનુકરણ કરવુ દોષરૂપજ છે ? ના, એવુ કદિ હોઈ શકેજ નહિ. અનુકરણ સિવાય કેળવણી પ્રાપ્ત કરવાનો બીજો ઉપાયજ નથી. જેમ નાનુ બાળક મોટા માણસનુ અનુકરણ કરીને બોલતા શીખે છે, જેમ નાનુ બાળક મોટા માણસના કામો જોઈ અનુકરણ કરી કામ કરતા શીખે છે તેમ અસભ્ય અને અશિક્ષિત જાતો સભ્ય અને શિક્ષિત જાતોનુ અનુકરણ કરી તેવીજ બને છે. આથી નવી ઉછરતી હિંદુ-

સ્તાનની પ્રજા ઈંગ્રેજોનું અનુકરણ કરે તો તે યુક્તિયુક્ત છે એ વાત સત્ય છે કે પહેલાની સભ્ય જાતો કોઇનુ અનુકરણ કર્યા વિના પણ સભ્ય અને શિક્ષિત બનેલી છે. પ્રાચીન ભારતવાસીઓ અને પ્રાચીન ગ્રીસરવાસીઓની સભ્યતા ( સુધારો ) કોઇના અનુકરણના ફળરૂપ નથી, પરતુ હાલના યૂરોપનો સુધારો જે બધી જાતો કરતા શ્રેષ્ઠ સમજાય છે, તે કયાંથી આવ્યો ? તેનો ઉત્તર એ છે કે " અનુકરણ કરવાથી " આવ્યો રોમન અને ગ્રીકોની સભ્યતાનું અનુકરણ કરવાથી યૂરોપીય સુધારો આ દરજ્જે પહોચેલો છે. રોમનોનો સુધારો પણ ગ્રીકોના અનુકરણનુ ફળ હતો. ઇતિહાસ જાણનારાઓને માલૂમ છે કે, આજકાલના હિદુસ્તાનના નવા બાબુઓ ઈંગ્રેજોનુ જેટલુ અને જેવુ અનુકરણ કરે છે તેટલુ અને તેવુ અનુકરણ પહેલાંનો યૂરોપીયનો રોમનોનુ કરતા, અને તેથીજ આજ તેઓ ઉન્નતિને એટલે ઉચે પગથીએ ચડી વિજયપતાકા ફરકાવતા ઉભા છે બાલ્યવયમા જે બાળક બીજાનો હાથ પકડી પાણીમા ઉતરવાનુ શીખતો નથી તે કદિ પણ તરવાનુ કામ શીખવાનો નહિ મારતરના લખેલા અક્ષરો જોઇ જે નિશાળીઓ લખતા શીખશે નહિ તે કદિપણ લખી શકવાનો નહિ આથી ભારતવાસીઓ ઈંગ્રેજોનુ અનુકરણ કરતા જણાય તો તે તેમને માટે આશારૂપ છે

પરતુ લોકોની માન્યતા એવી છે કે અનુકરણવડે કદિ પણ ઉચ્ચ પ્રકારની ઉન્નતિ પ્રાપ્ત થઈ શકતી નથી. પણ એ શુ સત્ય છે ?

પહેલા સાહિત્યને લઇએ. પૃથ્વી ઉપર પ્રથમ પક્તિના ગણાતા કેટલાક મહાકાવ્યો કેવળ અનુકરણ માત્રજ છે પોપે ડ્રાઇડન અને બૅાયાલોનુ અનુકરણ કરેલુ છે, અને જોન્સને પોપનુ અનુકરણ કરેલુ છે અમે નાના લેખકોના દૃષ્ટાત આપી અમારી વાત સિદ્ધ કરવા માગતા નથી. મોટા લેખકો વિષેજ માબળો વર્જીલનુ મહાકાવ્ય હોમરના પ્રસિદ્ધ મહાકાવ્યનુ અનુકરણ છે રોમનોનુ બધુ સાહિત્ય યુનાની સાહિત્યનુ અનુકરણ છે કહેવાની મતલબ એ છે કે રોમનોનુ જે સાહિત્ય અત્યારે યૂરોપવાસીઓના સુધારાના આધારભૂત છે તે પણ અનુકરણમાત્ર છે હવે પરદેશી ઉદાહરણોને મૂકી દઇએ, અને અહીનાજ ઉદાહરણો લઇએ આપણા દેશમા બે મહાકાવ્ય છે આપણે એને મહાકાવ્ય ન કહેતા મહત્ત્વને કારણે ઇતિહાસ કહીએ છીએ એ પૃથ્વીના બધા કાવ્યોમા શ્રેષ્ઠ છે ગુણમા એ બન્ને મોટે ભાગે સમાનજ છે, અને તફાવત છે તે બહુજ જૂજ છે સાહિત્યની દૃષ્ટિથી તેમાનુ એક કાવ્ય બીજા કાવ્યનુ અનુકરણ છે.

મહાભારત જે રામાયણની પછી રચાયુ છે, તે વાતનો તો વિલર સાહેબ સિવાય બીજો કોઇ અસ્વીકાર ભાગ્યેજ કરશે. અનુકરણ કરવાની વસ્તુ અને અનુકરણ, એટલે કે અસલ અને નકલ એ બન્ને જાતના નાયકોમાં જેટલુ અતર હોવુ જોઇએ તેથી વધારે અતર રામ અને યુધિષ્ઠિર વચ્ચે નથી. રામાયણના અપાર બળવાન, વીર, જીતેદ્રિય, ભ્રાતૃવત્સલ લક્ષ્મણ મહાભારતમાં અર્જુન બની ગયેલ છે, અને ભરત,

શત્રુઘ્ન તે નકુળ, સહદેવ બનેલા છે. ભીમ નવીન રચના છે. તોપણ અનેક પ્રસંગોમાં તેના ઉપર હનુમાનની છાયા પડેલી છે. રામાયણનો વિભીષણ મહાભારતમાં વિદુર બન્યા છે રામાયણનો રાવણ મહાભારતમાં દુર્યોધન છે. ઇદ્રજીતનાં હાડકાં ચામડાં લઇ, અભિમન્યુને ઉપજાવેલ છે અહી જેમ રામ, ભાઇ અને સ્ત્રી સાથે વનવાસી થાય છે તેમ ત્યાં યુધિષ્ઠિર પણ ભાઇ અને સ્ત્રી સાથે વનવાસી થાય છે અને લાંબો કાળ વનવાસ ભોગવે છે. બને રાજ્ય પામતા પામતાં વંચિત થયા છે. એકની સ્ત્રી હરાઇ છે ત્યારે બીજાની સ્ત્રી ભરીસભામાં અપમાન પામી છે બન્ને મહાકાવ્યોનો સારાંશ જે યુદ્ધનો દાવાનળ તે એકમાં સ્પષ્ટરૂપે અને બીજામાં અસ્પષ્ટરૂપે સળગે છે. બન્ને કાવ્યોનુ વસ્તુ (પ્લૉટ–કથાભાગ) એ છે કે યુવરાજ રાજ્યભ્રષ્ટ થઇ ભાઇ અને સ્ત્રી સાથે વનવાસી થાય અને પછી જીત મેળવી ફરી પોતાનુ રાજ્ય સ્થાપે. નાના પ્રસંગોમા પણ એવુજ મળતાપણુ છે લવકુશનું કામ મણિપુરમા બભ્રુવાહને કરી દેખાડયુ છે મિથિલામાં ધનુર્ભંગ થયો, તેવોજ પાંચાલમાં ધનુષ્યવડે મત્સ્યવેધ થયો છે દશરથ અને પાણ્ડુના પાપમાં અને શાપમા બહુજ મળતાપણુ છે. તમને મહાભારતને રામાયણનુ અનુકરણ કહેવાની ઇચ્છા ન હોય તો ભલે અનુકરણ ન કહો, પરતુ અસલ અને નકલમાં આનાથી વધારે સમાનતા આપણને બહુ ઓછી મળશે. મહાભારત રામાયણનું અનુકરણ હોવા છતાં પણ પૃથ્વીમાં અદ્વિતીય ગ્રંથ છે. જો જગત્‌ના કોઇપણ ગ્રંથની સાથે એની તુલના થઇ શકતી હોય તો કાંઇક અંશોમા રામાયણ સાથેજ થઇ શકે તેમ છે આથી સર્વ અનુકરણ ત્યજવા યોગ્ય છે એમ સમજવાનુ નથી.

સાહિત્યને તપાસ્યુ, હવે સમાજ વિષે બોલીએ. જ્યારે રોમનોને યુનાનીઓની સભ્યતાનો પરિચય થયો ત્યારે તેઓ મન, વચન અને કાયાથી યુનાનીઓનુ અનુકરણ કરવા લાગ્યા. એનુ ફળ એ થયુ કે સિસિરો જેવા વકતા, તાસિતસ જેવા ઇતિહાસલેખકો, વર્જીલના જેવા મહાકવિઓ, પ્લાટસ અને ટિબીન્સ જેવા નાટકકારો, હોરેસ અને આબીડ જેવા ગીતિકાવ્ય લખનારા, પેપીનીયન જેવા વ્યવસ્થાકારો, સેનેકા જેવા ધર્મનીતિપ્રણેતાઓ, આતનૈન જેવા રાજ્યધર્મલેખકો અને લુકાલસ જેવા ભોગાસકત પુરુષો, રોમમા પેદા થયા સાધારણ પ્રજા વર્ગનુ ઐશ્વર્ય પણ પુષ્કળ વધ્યુ, અને સમ્રાટોએ પોતાની સૌંદર્યપ્રિયતા સિદ્ધ કરતી ભવ્ય ઇમારતો બંધાવી. આધુનિક યૂરોપની હકીકત પહેલાજ લખાઇ છે. ઈટાલી અને ફ્રાન્સનું સાહિત્ય ગ્રીસ અને રોમના સાહિત્યનુ અનુકરણ છે. યૂરોપની શાસનપદ્ધતિ પણ રોમના અનુકરણરૂપેજ ગુંથાઇ છે. કયાંક એ ઇમ્પીરેટર છે, ક્યાંક સેનેટ છે, કયાક એ 'પ્લેબ' પદ્ધતિ છે, ક્યાંક 'ફોરમ' અને ક્યાંક 'મ્યુનીસિપીયમ' છે. હાલના યૂરોપનુ સ્થાપત્ય (ઇજીનિયરી) અને ડ્રોઇંગ (ચિત્રવિદ્યા) નુ મૂળ પણ યુનાન અને રોમમા રહેલુ છે. પહેલાંની શરૂઆત અનુકરણરૂપે હતી, પણ અત્યારે અનુકરણ

અવસ્થાનો ત્યાગ કરી, ઉન્નતિ પ્રાપ્ત કરી, એ બધી બાબતોમાં યૂરોપિયનો 'ગુરુથી ચેલા આગળા' જેવા બન્યા છે. એમ થવામાં પ્રતિભાશકિતની આવશ્યકતા છે. પ્રતિભાવાળા લોકો પહેલાં અનુકરણ કરે છે, અને પછી તેનો મહાવરો અને અવલોકન થતા અનુકરણની વસ્તુ કરતાં ઉન્નતિ મેળવે છે. જે બાળક પહેલુ લખતાં શીખે છે, તેને શરૂઆતમા તો બીજાના લખેલા અક્ષરોનુ અનુકરણ કરવુ જ પડે છે, પણ છેલ્લે તેના હસ્તાક્ષરો સ્વતત્રરૂપ ધારણ કરે છે, અને પ્રતિભા હોય તો અભ્યાસ કરતાં કરતા તે ગુરુના કરતાં પણ સારા અક્ષરો લખી શકે છે

પરતુ એમા તો કાંઇ સદેહ નથી કે પ્રતિભાશૂન્ય મનુષ્ય જે અનુકરણ કરે તો તેનુ ફળ સારૂ આવતું નથી જેની જે વિષયમા શક્તિ નથી અથવા જે દીર્ઘકાળ અનુકરણજ કર્યા કરે તેની સ્વાભાવિક શક્તિ કદિ જોઇ શકાતી નથી. યૂરોપનાં નાટકો આનું એક ઉત્તમ ઉદાહરણ છે યૂરોપની તમામ જાતિઓમા જે જે નાટકકારો થયા છે તેમણે સર્વેએ યુનાની નાટકોનુ શરૂઆતમા અનુકરણ કરેલુ છે, પરતુ પ્રતિભા હોવાથી સ્પેન અને ઇગ્લાડમા નાટકો તુરતજ સ્વતત્રરૂપે લખાયા છે. ઇગ્લાંડે આ વિષયમાં ગ્રીસની બરાબરી કરી છે, અને એ વિષયની પ્રતિભા અર્થાત્ સ્વાભાવિક શક્તિ ન હોવાથી રોમ, ઇટાલી અને ફ્રાન્સના લેખકો કેવળ અનુકરણ કરવાવાળાજ બની ગયા છે. ઘણા લોકો કહેશે કે, રોમ વગેરે દેશોના લોકો જેઓ નાટકરચનામાં સ્પેન અને ઇગ્લાડની બરાબરી કરી ન શક્યા એનુ કારણ બીજુ કઇ નહિ પણ અનુકરણનો અનુરાગજ છે, પણ એ ભ્રમ છે એનુ કારણ અનુકરણનો અનુરાગ નથી. પણ એનામા નાટક રચવાની સ્વાભાવિક શકિતનો અભાવ છે અનુકરણની ઇચ્છા, એ પણ એક કાર્ય છે, કારણ નથી

લોકો આજકાલ "અનુકરણ" શબ્દને ગાળ જેવો કે ગાળથી પણ વધારે અપમાનકારક સમજે છે મોટે ભાગે પ્રતિભાવિનાના માણસોજ અનુકરણમાં પ્રવૃત્તિ કરતા હોવાથી તેનુ અનિષ્ટ પરિણામ દેખાય છે, અને તેથીજ લોકોની અનુકરણપર અરુચિ કે અશ્રદ્ધા થએલી છે મૂળે ભાઇ અકકલશૂન્ય, અને તે પાછુ અનુકરણ કરે, એટલે તે હાસ્યને પાત્ર થાય તેમાં નવાઇ શી? કેમકે આંધળા અનુકરણ સિવાય તેમાં બીજુ પરિણામ હોય નહિ.

જો પ્રતિભાવાળા માણસો અનુકરણ કરે તો તે કદિ તિરસ્કાર કે હાસ્યને પાત્ર થાય નહિ. આપણા લોકોની આ વખતે જે દશા ચાલે છે તેનો વિચાર કરતાં અનુકરણ કરવાની પ્રવૃત્તિ એ નઠારી કે અનુચિત છે એમ કહી શકાતુ નથી. અમારા સમજવા પ્રમાણે તો અનુકરણ એ મનુષ્યને સ્વભાવસિદ્ધ છે. એવા અનુકરણમાં જે કોઈ ભારતવાસીઓને દોષ દે તો એનુ વાસ્તવિક શુ કારણ અમે સમજી શકતા નથી એક તો એ મનુષ્યનો સ્વભાવસિદ્ધ ગુણ કહો તો ગુણ, ને દોષ કહો તો દોષ છે જ્યારે ઉત્તમ અને નિકૃષ્ટનો યોગ થાય છે ત્યારે નિકૃષ્ટને ઉત્કૃષ્ટ બનવાની ઇચ્છા

થાય છે. હવે ઉત્કૃષ્ટની સમાન થવાનો ઉપાય શો ? ઉપાય એટલોજ કે "ઉત્કૃષ્ટ જે રીતે કરે તેજ રીતે નિકૃષ્ટ પણ કરે" તેનેજ અનુકરણ કહે છે. આજકાલ ભારતવાસીઓ જુએ છે કે ઇંગ્રેજો સુધારામા, કેળવણીમા, ઐશ્વર્યમાં, સુખમાં અને બળમા સર્વ રીતે પોતાનાથી શ્રેષ્ઠ છે તો પછી તેઓ ઈંગ્રેજ લોકના જેવા થવા કાં ન ચાહે? ભારતવાસીઓ સમજે છે કે "ઇંગ્રેજ લોકો જે જે કરે છે તેનું અનુકરણ કરવાથી અમે પણ તેમના જેવા સુધરેલા, કેળવાયલા, ઐશ્વર્યવાળા અને સુખી થઇશું." આ સ્થળે ભલે ગમે તે જાતિ હોય તો ભારતવાસીઓ જેવી દશામાં આવતાં તે પણ તેમજ કરત. મતલબ કે આ અનુકરણ કરવાની વૃત્તિ કેવળ ભારતવાસીઓનાજ સ્વભાવનો દોષ નથી, પરંતુ માનવજાતિનો એ સ્વભાવજ છે. ભારતવાસીઓ ઉચ્ચ આર્યવંશમા ઉત્પન્ન થયેલા છે. તેમના શરીરોમા અત્યારે આર્યોનું રુધિર વહી રહેલુ છે. એ આર્યજાતિ વાનરોની માફક અનુકરણપ્રિય થઇને અનુકરણ કરતી નથી. એમને અનુકરણ કરવાનો તો કોઇ ઉંચો ઉદ્દેશ છે આથી એમનું અનુકરણ સ્વાભાવિક અને મંગળફળપ્રદાતા થઇ શકે. જે લોકો અમને ઈંગ્રેજી પોષાકમા, ખાનપાનમાં અને રહેણી કરણીમા ઇંગ્રેજોના અનુકરણવાળા જોઇને સળગી ઉઠે છે તેઓ જો ફ્રાન્સના લોકોના ખાનપાન અને પોષાકનું અનુકરણ કરતા ઇંગ્રેજોને દેખે તો શું કહેશે ? શું ઈંગ્રેજ લોકો અનુકરણ કરવામાં ભારતવાસીઓથી ઉતરે એવા છે ? અમે અનુકરણ કરીએ છીએ તે તો અમારી ધણીરણી જાતિનું, પરંતુ ઈંગ્રેજો અનુકરણ શામાટે કરે છે ?

અમે આટલુ અવશ્ય સ્વીકારીએ છીએ કે હાલના ભારતવાસીઓ જેટલુ અનુકરણ કરી રહ્યા છે એટલુ બધુ અનુકરણ કરવાની જરૂર નથી ભારતવાસીઓમાં આંધળું અનુકરણ કરવાવાળાની સંખ્યા ઘણી મોટી છે એટલે તેઓ મોટે ભાગે ગુણોનું અનુકરણ ન કરતા દોષોનુંજ અનુકરણ કરવામાં તત્પર દેખાય છે, તે મોટી દીલગીરીની વાત છે. ભારતવાસીઓ ગુણોનુ અનુકરણ કરવામાં બહુ નિપુણ નથી. પરંતુ દોષોનું અનુકરણ કરવામા ભૂમંડળમા તેનો જોટો નથી. એટલામાટેજ સમજુ હિતેચ્છુ લોકો ભારતવાસીઓની, આંધળી અનુકરણવૃત્તિ ઉપર ગાલિપ્રદાન કરે છે અને એ હેતુએજ રાજનારાયણ બાબુએ એ વિષે જે જે કહ્યુ છે તેનો મોટો ભાગ અમે સ્વીકારેલ છે જ્યા અનુકરણ કરનાર પ્રતિભાવાન હોય ત્યાં પણ અનુકરણમાં બે મોટા દોષો દેખાય છે.

એક તો વિચિત્રતા કે વિવિધતાના વિકાસમા વિઘ્ન આવે છે આ સંસારમા મોટું સુખજ વિચિત્રતા કે વિવિધતાને લીધે ઉપજેલુ છે. પૃથ્વી ઉપરના તમામ પદાર્થો જો એકજ રચના હોત તો તેનો દેખાવ શું આટલો બધો મનોહર અને સુખદાયક લાગત ? જો બધાજ અવાજો એકજ પ્રકારના હોત તો શું આવું સ્વરમાધુર્ય લાગત ? ધારો કે સૌનો અવાજ કોયલના જેવોજ હોત તો એ મધુર 'કુહૂ'

સ્વર કાનને મીઠા લાગત ? નહિ, એ સ્વર કાનને ઉદ્વેગ કરનારજ લાગત. આપણામા જો વિચિત્રતાના સુખની પ્રીતિ ન હોત તો કદાપિ ઠીક લાગત, પરતુ અત્યારે મનુષ્યજાતિ જે પ્રકૃતિને લઇને પેદા થઇ છે, તેમાં તો વિચિત્રતા અને વિવિધતા વિના સુખ પણ નથી અને સ્વાદ પણ નથી અનુકરણની પ્રવૃત્તિ એ વિવિધતાના માર્ગમા અડચણરૂપ છે અમે માનીએ છીએ કે શેક્સપિયરનુ મેકબેથ એક ઉત્તમ નાટક છે, પરતુ જો પૃથ્વીનાં બધાં નાટકો મેકબેથનુ જ અનુકરણ કરીને લખાય તો પછી નાટકમા સુખ કે સ્વાદ રહેશે કે ? બધા મહાકાવ્યો રઘુવશના નમુના ઉપરથી લખાયા હોત તો પછી એવાં મહાકાવ્યો કોણ વાચત ?

અનુકરણમાં બીજો દોષ એ છે કે તેનાથી કોઈ કાર્યની જલદી ઉન્નતિ નથી. સસારનો નિયમ છે કે તમે ગમે તે કામ લો, પણ તેમાં વારવાર યત્ન કરવાથીજ ઉન્નતિની સભાવના છે, પરતુ જો પછીનુ કાર્ય પહેલાંના કાર્યનુ માત્ર અનુકરણજ હોય તો તે ક્રિયા કોઇ નવો માર્ગ ગ્રહણ કરતી નહિ હોવાથી તે કામમા ઉન્નતિ પણ થઇ શકતી નથી ફળ એ થાય છે કે–બહુ કાળપર્યંત એકજ ચીલે ગતિ થયા કરે છે આ વાત શિલ્પ, સાહિત્ય, વિજ્ઞાન, સામાજિક કાર્ય કે માનસિક અભ્યાસ, એ બધામાં સત્ય છે

મનુષ્યદેહ ધારણ કરવાનો પ્રધાન ઉદ્દેશ શારીરિક અને માનસિક વૃત્તિઓની યથાયોગ્ય સ્ફૂર્તિ અને ઉન્નતિ કરવાનો છે, પરતુ જે અભ્યાસે કેટલીક વૃત્તિઓ અધિક પુષ્ટ થાય, અને કેટલીક નષ્ટ થાય તે અભ્યાસ મનુષ્યને અવશ્ય હાનિકારક છે. મનુષ્યો અનેક છે અને તેમનાં સુખ પણ જૂદી જૂદી જાતના છે એ બધાં સુખોની સિદ્ધિનેમાટે કાર્ય પણ અનેક પ્રકારના કરવાની આવશ્યકતા છે. એવા જૂદા જૂદા કાર્યો જૂદી જૂદી પ્રકૃતિના માણસો વિના સારી રીતે થઇ શકના નથી, એક પ્રકારના ચરિત્રવાળા માણસોથી અનેક પ્રકારના અનેક કાર્યો કરી શકાતાં નથી. આથી સસારમા ચરિત્રવૈચિત્ર્ય, કાર્યવૈચિત્ર્ય અને પ્રવૃત્તિવૈચિત્ર્યની ઘણી આવશ્યકતા છે તેના સિવાય સમાજનાં બધાં અગોની ઉન્નતિ થઇ શકતી નથી. અનુકરણની પ્રવૃત્તિનુ ફળ એ થાય છે કે–અનુકરણ કરનારનુ ચરિત્ર અને પ્રવૃત્તિ અનુકરણીયના ચરિત્ર અને પ્રવૃત્તિ જેવા થાય છે, અને અનુકરણ કરનારો બીજે માર્ગે ગતિ કરી શકતો નથી. જ્યારે સમાજના ઘણા લોકો અથવા બધા લોકો એકજ નમુનાનુ અનુકરણ કરવા લાગે છે, ત્યારે એ વૈચિત્ર્યની હાનિ થાય છે અને મનુષ્યચરિત્રનાં બધાં અગો વિકાસ પામતા નથી, વૃત્તિઓમાં સમાન યોગ્યતા રહેતી નથી, મનુષ્યપણુ મનુષ્યજીવન–અપૂર્ણ રહે છે અને તેથી સમાજ અપૂર્ણ રહે છે.

અમે અહી જે જે વાતો કહી તે બધાનો સાર નીચે પ્રમાણે છે.

(૧) સમાજની "સભ્યતા" બે રીતે ઉપજે છે કોઇ સમાજ પોતાનાથી "સભ્યતા" (સુધારો) પામે છે અને કોઇ સમાજ બીજા સમાજથી સુધારો પામે છે. પહેલી

રીતે સુધરતા બહુ સમય લાગે છે, અને બીજી રીતે તે કાર્ય બહુ જલદીથી સિદ્ધ થઇ શકે છે

(૨) જ્યારે કોઇ અણુસુધરેલી જાતિ વધારે સુધરેલી જાતિસાથે હળવામળવાનો પ્રસગ પામે છે, ત્યારે તે સુધારાના રસ્તા ઉપર બહુજ ત્વરાથી દોડવાની કોશીષ કરે છે, અને જો તેનામા પ્રતિભા હોય તો તે પોતાના યત્નમા સફળ પણ થાય છે. એ કેકાણે સમાજની દશા એવી થાય છે કે અણુસુધરેલો અશિક્ષિત સમાજ તમામ બાબતોમા શિક્ષિત સમાજનુ અનુકરણ કરવા લાગે છે અને એ સ્વાભાવિકજ છે.

(૩) આથી ભારતવાસીઓના અત્યારના સમાજમા દેખાતી અનુકરણપ્રવૃત્તિ અસ્વાભાવિક છે. અથવા દોષરૂપ છે એમ માનવાનુ નથી.

(૪) દરેક અનુકરણ અનિષ્ટકારક નથી. કદિ કદિ તો તેમાથી મહાન ફળ પણ ઉપજે છે પહેલી અવસ્થામા જે અનુકરણ છે, તે પછીની અવસ્થામા સ્વાતત્ર્ય બને છે માટે ભારતવાસીઓની અવસ્થા જોતા એ અનુકરણવૃત્તિ અયોગ્ય છે એવો નિર્ણય થઇ શકે નહિ. એમાથી ઉચી આશા પણ રાખી શકાય છે

(૫) પરતુ આધળા અનુકરણમા મહાન દોષ છે અનુકરણની પહેલી અવસ્થા વીતી ગયા છતા પણ તેની તેજ રીત પ્રબળ રહ્યા કરે અથવા અનુકરણનો અભ્યાસ અત્યત વધી જાય તો બહુજ વહેલો સર્વનાશ થશે.

અનુકરણ કરનારા ભારતવાસીઓ આ બધી બાબતો ઉપર ધ્યાન આપી કામ કરશે તો તેઓ જલદી પોતાના ગુરુઓના ઉત્તમ શિષ્યો બની, ઉન્નતિ અને સન્માન પ્રાપ્ત કરી શકશે



# समानता

## પરિચ્છેદ પહેલો

આ સસારમા આ શબ્દો હમેશા કાને પડે છે, કે “અમુક મોટો માણસ છે, અને અમુક નાનો માણસ છે” આ શબ્દો કેવળ કહેવા માત્રજ નથી, પરતુ આ વૈષમ્ય ( અસમાનતા) નુ જ્ઞાનજ માનવસમાજની મુખ્ય મુખ્ય પ્રવૃત્તિઓનું કારણ બનેલુ જણાય છે. “અમુક મોટો માણસ છે” માટે પૃથ્વીના જેટલા દૂધ, દહી, માખણ ને મલાઇ હોય તે બધા એ ભાઇને ભેટ આપો, ભાષાના સમુદ્રમાથી સારા સારા શબ્દરત્નો વીણી, તેની માળા ગુથી એ ભાઇને પહેરાવો, કેમકે એ ભાઇ મોટા માણસ છે આ રસ્તા ઉપર કાટા તો જો કે દેખાતા નથી તોપણ વાળી ઝાડીને સાફ કરો, કેમકે એ માર્ગે રાજ્યમાન રાજ્યશ્રી પધારવાના હોવાથી રખેને અદૃશ્ય સૂક્ષ્મ કાંટાઓ તેમના પગમા ખૂચી જાય! તમે સૌ આ સ્નિગ્ધ છાયડાવાળા માર્ગમાથી ખસી જઇ તડકામા ઉભા રહો, ને એ મોટા માણસને ત્યાંથી ગમન કરવા દો તમે સૌ ભેગા થઇ સારા સારા પુષ્પો વીણી હાર, તોરા અને શય્યાઓ બનાવો અને એ ભાઇને એનો આનદ-ઉપભોગ લેવા દો, કેમકે એ મોટા માણસ છે તમે દૂર ખસી જાઓ, કેમકે તમે નાના માણસ છો. આ પૃથ્વીની સુદર સુદર કથી સામગ્રી તમારે વાસ્તે ઉપયોગની નથી. તમારે માટે તો માત્ર આ લાંબી પાતળી સોટી કે પોલીસનો કોરડો સર્જાયલો છે, મોટા માણસના મનોરંજન માટે તેનો તમારા બરડા સાથે મેળાપ કરાવવો જરૂર પડશે તો તેમ પણ થશે

પરતુ 'મોટો માણસ' અને 'નાનો માણસ' એ ભેદ શી રીતે થયો? અ મોટો માણસ અને બ નાનો માણસ શાથી કહેવાયો? બ ધૂર્તતા કરી જાણતો નથી, શઠતા કરી બીજાનુ સર્વસ્વ પડાવી લેતાં શીખ્યો નથી. માટે બ નાનો માણસ છે; પરતુ અ ધૂર્તતા કરીને તથા શઠતા કરીને ધનસગ્રહ કરતાં શીખ્યો છે માટે અ મોટો માણસ છે અથવા અ પોતે કશુ ન કરતાં છતાં પણ મોટો માણસ છે, કેમકે તેના બાપદાદા ધૂર્તતા અને શઠતામા નિપુણ હતા તેઓ બીજાનુ પડાવી લઇને એકઠુ કરી ગયા છે ને અ તેનો પુત્ર કે પૌત્ર છે એટલે તે મોટો માણસ છે. બ ના વડીલો ન્યાયથી જેટલુ કમાયા તેટલુ વાપરી ગયા છે તેથી બ નાનો માણસ છે મોટા માણસનુ આવુ અપૂર્વ માહાત્મ્ય છે, માટે તેમના ઉપર સૌ પુષ્પવૃષ્ટિ કરો.

અથવા અ સલામો કરીને, ગાળો ખાઇને, પદ-પ્રહારો સહીને કે તેથી પણ વિશેષ મહાન કાર્યો કરીને કોઇ રાજપુરુષની પાસે રહી તેનો પ્રીતિપાત્ર બનેલો છે ને

તેના ગળામા રાજ્ય તંત્રની ચપરાશ પડેલી છે તેને બળે આ મોટો માણસ છે. અમે માત્ર ભારતવાસીઓનીજ વાત કરતા નથી પૃથ્વીના તમામ દેશોમા ચપરાશ ધરનારાઓનુ આવુ એકજ પ્રકારનુ ચારિત્ર્ય જોવાય છે ઉપરીની પાસે તો તેઓ કેવળ અલ્પમાં અલ્પ જંતુ જેવા હોય છે, પરતુ બીજાઓની પાસે તેઓ ધર્માવતાર ! મહા પડિત ! તમે ભલે ગમે તેવા હો પણ તેમને બંને હાથે વાંકા વળી વળી સલામો ભરો, કેમકે એ ધર્માવતાર છે એમનામા ભલે ધર્મના જ્ઞાનનુ મીડુ હોય, અને એઓ ભલે અધર્મમાં રમ્વા પચ્યા રહેતા હોય તેની કશીજ હરકત નથી, તેમના પર રાજકૃપા છે તેથી તેઓ ધર્માવતાર છે. એ મહામૂર્ખ ભલે હો ! અને તમે સર્વ શાસ્ત્રવેત્તા ભલે હો, પરતુ એ વાતનો અહીં કશો વિચાર કરવાનો નથી, બસ એજ કે આ ' મોટા માણસ' છે માટે તમે તેને પ્રણામ કરો.

આ પ્રમાણે સસાર અસમાનતાના ભાવોથી ભરેલો છે બધીજ બાબતોમાં અસમાનતા ઉપજે છે. જો આ દેશમાં ન જન્મતા બીજા દેશમાં જન્મ્યો હોત તો પણ અસમાનતાનુ કારણુ થાત. અમુક ઉતરતી જાતિને પેટે ન જન્મતા ઉચી જાતિમા જન્મ્યો હોત તોપણુ પરિણામ એનુ એજ થાત

તમારા કરતાં હું બોલવામાં ચતુર છુ, અથવા મારામા શક્તિનો કે ધૂર્તતાનો વધારે સચય છે એ બાબત પણુ સમાજમા અસમાનતા ઉપજાવવાના કારણરૂપ છે અને તેથીજ અમે કહીએ છીએ કે સસાર અસમાન ભાવથી ભરેલો છે.

સસારમા અસમાનતા રહે એજ યોગ્ય છે અમને સસારરૂપી રંગભૂમિમા પ્રકૃતિએજ અસમાનતાના પોશાકો પહેરાવીને મોકલ્યા છે તમારા કરતા મારા શરીરનાં હાડકાં મોટા અને મજબૂત છે તમારા કરતાં મારા કાંડામાં વધારે બળ છે અને તમને હું એક ડોસો મારી બોયભેગા કરી મોટા માણસ થવા શક્તિમાન છુ અમલા કરતા કમલા શરીરે સુદર છે તેથી કમલા જમીનદારની સ્રી બની છે અને અમલા મજુરી કરીને ઉદરનિર્વાહ કરે છે ગના મગજ કરતા ઘનુ મગજ વજનમા દશ ઔંસ ભારે છે તેથી ઘ સસારમા માન્ય પુરુષ છે અને ગ તિરસ્કારપાત્ર ગણાય છે.

આથી અસમાનતા એજ સસારનો નિયમ છે જગતના તમામ પદાર્થોમા અસમાનતા વ્યાપી રહેલી જણાય છે માણુસ માણુસમા જેમ સ્વાભાવિક અસમાનતા દેખાય છે તેમ અસ્વાભાવિક અસમાનતા પણુ દેખાય છે. બ્રાહ્મણુ અને શૂદ્ર એ બે જાતિ લઈશું તો અસ્વાભાવિક અસમાનતા તરત સમજાશે. બ્રાહ્મણનો વધ કરવામા મહાન પાપ અને શૂદ્રનો વધ કરવામા થોડુ પાપ એ કઇ સ્વાભાવિક નિયમોએ કરાવેલુ નથી. બ્રાહ્મણુ અવધ્ય અને શૂદ્ર વધ્ય શામાટે ? શૂદ્રજ દાતા અને બ્રાહ્મણુજ માત્ર ગ્રહિતા ( દાન લેનાર ) શામાટે ? વિચાર કરી જોઇએ તો જેને દેવાની શક્તિ છે તેજ દાતા બને અને જેને આવશ્યકતા છે તેજ દાન ગ્રહણુ કરનાર બને એવો નિયમ શામાટે ન હોઇ શકે ?

દેશી અને યૂરોપીઅનો વચ્ચે પણ એવીજ અસ્વાભાવિક અસમાનતા છે, પરંતુ એ વાતનું વધારે વિવેચન અમે કરી શકતા નથી

પૈસાથી ઉપજતી અસમાનતા સૌ કરતા બળવાન છે. ધનવંતપણાને પરિણામે આપણે એક માણસને અનેક જાતના ખોટા ખર્ચ કરતો દેખીએ છીએ; અને બીજી બાજુ લાખો માણસોને અન્નના અભાવે રોગગ્રસ્ત બનેલાં કે ટળવળી મરતા દેખીએ છીએ

આ અસ્વાભાવિક અસમાનતાને લીધેજ સમાજની ઉન્નતિનો અટકાવ થઇ અધોગતિ જન્મે છે. ભારતવર્ષની આજલગી આવી દુર્દશા રહી છે તેનુ મોટુ કારણ પણ સમાજમા ચાલતી આવેલી અસમાનતાજ છે

આવી અસમાનતાનો ફેલાવો ભારતવર્ષમાંજ છે એમ નથી. આખો સંસારજ અસમાનતાથી પરિપૂર્ણ છે તેની ભયાનક જાળમા પૃથ્વીના તમામ દેશો જકડાએલા છે. જે સમાજ ઉન્નતિ પામવાનો હોય તેમાં પરસ્પર અથડામણ થઇ અસમાનભાવ દૂર થતો ચાલે છે, ને તેને લીધે સમાજ ઉન્નતિ પામે છે. રોમ એનુ મોટુ ઉદાહરણ છે રોમમા પહેલાં "પ્રેત્રીશીય" અને "પ્લિવીય" એવા બે સંપ્રદાય રૂપ ભેદ હતા. એ ભેદો સામાજિક સુવિચારણાને લીધે લય પામ્યા. ત્યાર પછી તેમા નાગરિકત્વ અને અનાગરિકત્વ એવા ભેદ ઉપજ્યા, પરંતુ તે પણ રાજ્યધુરા ચલાવનારની અલૌકિક રાજનીતિને ડહાપણે લોપાઇ ગયા, તેથી રોમ દુનિયામા સર્વોત્તમ સામ્રાજ્ય ગણાયુ

બીજે સ્થળે એમ બન્યુ નથી અમેરિકામાં ગુલામગિરિના નાશમાટે થોડાં વર્ષો પહેલાં મહા ભયંકર આંતર યુદ્ધાગ્નિ સળગ્યો હતો તે સંભારો સડેલો ભાગ કપાવોજ જોઇએ એ ન્યાયે ત્યાની પ્રજામાં સામસામા શસ્ત્રો ચાલ્યા, અને એ રીતે સમાજને લાભ થયો. એજ દરદના ઇલાજરૂપે—અસમાનતા દૂર કરવા માટે અને સમાનતા સ્થાપવા માટે—ફ્રાન્સમાં પહેલો અને બીજો વિપ્લવ થયો.

પરંતુ બધે ઠેકાણે આવી કઠોર ચિકિત્સાનુ પ્રયોજન નથી. ઘણા દેશોમા તો ઉપદેશકોના ઉપદેશેજ સમાનતાનો સત્કાર થઇ તેની સ્થાપના થઇ છે. શસ્ત્રોના બળ કરતાં વાણીનુ બળ શ્રેષ્ઠ છે. સંગ્રામ કરતાં શીખામણ વધારે સારૂં ફળ લાવે છે. દાખલો લઇએ તો ખ્રિસ્તીધર્મ અને બૌદ્ધધર્મ વાણીબળેજ ફેલાયા છે. મુસલમાની ધર્મ શસ્ત્રોને બળે ફેલાયો છે, પરંતુ પૃથ્વીમા મુસલમાનોની સંખ્યા જૂજ છે અને બૌદ્ધ તથા ખ્રિસ્તીની સંખ્યા ઘણી મોટી છે

પૃથ્વીમા ત્રણ વાર આશ્ચર્યકારક બનાવો બન્યા છે. ઘણા સમયને અંતરે ત્રણ જૂદા જૂદા દેશોમા ત્રણ જૂદા જૂદા પવિત્રાત્માઓએ જન્મ ધારણ કરીને ભૂમંડળમા એક મહામાંગલિક મહામંત્રનો પ્રચાર કરેલો છે એ મહામંત્રનો મુખ્ય સાર "મનુષ્યમાત્ર સમાન છે" એ છે આ મહાપવિત્ર દૈવી વાક્ય પૃથ્વીમા પ્રસાર કરીને તેમણે

સભ્યતા અને ઉન્નતિનાં બી વાવેલાં છે. જ્યારે મનુષ્યજાતિ દુર્દશાગ્રસ્ત થઈ અધોગતિને માર્ગે ચડી ત્યારેજ એક એક મહાત્માએ મોટે નાદે ગર્જના કરી કહેલુ છે કે, "તમે સૌ સમાન છો, માટે પરસ્પર સમાન વ્યવહાર કરો " આ નાદને બળેજ દુર્દશા મટી સારી દશા થઈ છે, અવનતિ મટી ઉન્નતિ થઇ છે

એ ત્રણ મહાત્મામા પહેલા મહાત્મા શાક્યસિંહ બુદ્ધદેવ હતા. જ્યારે વૈદિક-ધર્મના દુરુપયોગથી ઉપજેલી અસમાનતાને લીધે ભારતવાસીઓ પીડાવા લાગ્યા ત્યારે એ મહાપુરુષે જન્મ ધારણ કરીને ભારતવર્ષનો ઉદ્ધાર કર્યો હતો પૃથ્વીમા ગમે તેટલા પ્રકારની સામાજિક અસમાનતાઓ ભલે ઉપજેલી હોય પરતુ ભારતવર્ષની જાતિ-ભેદની અસમાનતા જેવી અસમાનતા કોઇ પણ દેશમા કોઈ પણ સમાજમા કદિ પણ જન્મી નહિ હોય, બ્રાહ્મણસિવાય અન્ય બો વર્ણો ગુન્હા પ્રમાણે વધ્ય હતી, પરતુ સેકડો અપરાધો કર્યા છતા પણ બ્રાહ્મણ અવધ્ય ! તમારૂં ગમે તેટલુ અનિષ્ટ બ્રાહ્મણ ભલે કરે, પણ તમે તેનુ કોઈ જાતનુ અનિષ્ટ કરી શકો નહિ તમારે તો તેના ચરણોમા આળોટી એની ચરણરજ શિરે ચડાવવી એજ ધર્મ ! વળી શૂદ્રો તો અસ્પૃશ્ય, શૂદ્રના હાથમા પાણીનુ ટીપુ આપવાનો પણ વ્યવહાર નહિ આ પૃથ્વીના કોઇ પણ સુખને માટે શૂદ્રો અધિકારીજ નહિ, માત્ર નીચ વૃત્તિ એજ તેનુ જીવન. જીવનનુ જીવન જે વિદ્યા તેમા પણ તેનો અધિકાર નહિ શૂદ્રો પણ શાસ્ત્રના કાયદામા બધાએલા ખરા, પણ શાસ્ત્ર તે શુ ને કેવુ હોય ? તે આખે જોવાનો પણ તેમનો અધિકાર નહિ શૂદ્રોનો પણ આ લોક અને પરલોક બ્રાહ્મણનાજ હાથમા ! બ્રાહ્મણો જેમ કહે તેમ કરવામાજ તેમની પરલોકની ગતિ કહેવાતી, નહિ તો ગતિ નહોતી બ્રાહ્મણને દાન આપવામા તેમનો પરલોક સુધરતો, પરતુ શૂદ્રનુ દાન બ્રાહ્મણ ગ્રહણ કરેજ નહિ, ને કદિ ગ્રહણ કરે તો પતિત થાય બ્રાહ્મણની સેવા કરવાથીજ શૂદ્રની પરલોકમા શુભ ગતિ મનાતી, પરતુ શૂદ્ર અસ્પૃશ્ય એટલે બ્રાહ્મણ તેને અડકેજ કેમ ? શૂદ્ર પણ મનુષ્ય અને બ્રાહ્મણો પણ મનુષ્ય છતા તેમનામા અસમાન ભાવ એટલી હદલગી વિસ્તાર પામેલો હતો કે પ્રાચીન યૂરોપના ગુલામો અને તેમના શેઠો વચ્ચે પણ વિષમભાવ એવા ભયાનકરૂપે પરિણામ પામેલો નહોતો.

આ મહાન વર્ણવૈષમ્યને પરિણામે ભારતવર્ષ અવનતિને માર્ગે ચડી ગયો. બધી ઉન્નતિનુ મૂળ જ્ઞાન છે પશુઓની પેઠે ઇંદ્રિયતૃપ્તિ સિવાય એવુ એક પણ સુખ પૃથ્વીમા તમે દર્શાવી શકશો નહિ કે જેનુ મૂળ જ્ઞાનમા ન હોય ! વર્ણવૈષમ્યને લીધે જ્ઞાનનો રસ્તો બધ થયો જ્ઞાન મેળવવામા શૂદ્રો અનધિકારી હતા. કેવળ બ્રાહ્મણોજ તેના અધિકારી ! ભારતવર્ષનો મોટો ભાગ બ્રાહ્મણ સિવાયની વર્ણનો હતો આથી મોટા ભાગના લોકો મૂર્ખ થયા ધારો કે ઈંગ્લાડમા જો એવો નિયમ થાય કે સ્ટાન્લી, કોલડીઝ વગેરે કેટલાક પ્રસિદ્ધ વશના લોકો સિવાય બીજો કોઇ પણ માણસ વિદ્યાભ્યાસ કરી શકે નહિ, તો ઈંગ્લાડની આટલી સુધારણા ક્યાથી

ટકે ? કવિ, વિજ્ઞાનવેત્તાઓ અને દાર્શનિકો નિપજવા તો દૂર રહ્યા, પરંતુ સ્ટિવન્સન આર્કરાઈટ અને એવા બીજા મહાપુરુષો કયાથી નિપજત ? ભારતવર્ષમા ઘણે ભાગે એમજ બન્યું છે પરંતુ માત્ર એમજ નહિ, બ્રાહ્મણોએ જે વિદ્યાભ્યાસ એક–હથ્થુ (મોનોપૉલિ) કરેલો હતો, તે પણ વર્ણવૈષમ્યને દોષે અનિષ્ટ ફળ આપનાર થયો, સર્વ વર્ણોના પ્રભુ થઇને તેમણે યજ્ઞયાગાદિની રચનાઓ કરી, અને મંત્ર, દાન, પ્રાયશ્ચિત્ત વગેરેનો વધારો કરી અનેક જાળો ગુથી. વળી દેવનાઓના મહિમાભરેલા અસત્ય–ઇતિહાસો કલ્પી, તેની કથાઓની અપ્સરાના નૂપુરના મીઠા ઝણઝણાટ જેવી લલિત આર્યભાષામાં (સંસ્કૃત ભાષામા) ગુથણી કરી આથી ભારતવાસીઓ મૂર્ખતાનાં બંધનોમા વધારે વધારે બંધાયા દર્શન, વિજ્ઞાન, સાહિત્ય એ સર્વેનુ તો બસ કામજ શુ ? નવાં બ્રાહ્મણોનાં પુસ્તકો રચાયા, નવા નવા ઉપનિષદો પ્રચાર પામ્યા, બ્રાહ્મણની ઉપર બ્રાહ્મણો, ઉપનિષદોની ઉપર ઉપનિષદો, આરણ્યકોની ઉપર આરણ્યકો, સૂત્રોની ઉપર સૂત્રો, તેની ઉપર ભાષ્યો, તેના ઉપર ટીકાઓ, તેના ઉપર ભાષ્યો ! એમ ગ્રંથોથી ભારતવર્ષ ઢકાઇ ગયો, અને સામાન્ય વિદ્યા ? તેનુ નામ તો ભારતવર્ષમા લુપ્તજ થઇ ગયુ

આથી પ્રજાવર્ગ ખિન્ન, વ્યાકુળ અને શકાશીલ થયો બ્રાહ્મણોએ કહ્યું કે બધાં કામોમાં પાપ છે દરેક વ્યવહાર પાપમય છે અને એ પાપોનાં પ્રાયશ્ચિત્તો કર્યા સિવાય અન્ય વર્ણોની મુક્તિ નથી. પારલૌકિક સુખ શુ એટલુ બધુ દુર્લભ છે ? લોકો બિચારા ક્યાં જાય ? શુ કરે ? આ ધર્મશાસ્ત્રોની પીડાથી તેમનો કોણ ઉદ્ધાર કરે ? સર્વ સુખના નિરોધકારક ભૂદેવોના હાથથી તેમની કોણ રક્ષા કરે ? ભારતવાસીઓને જીવિતદાન કોણ કરે ?

એવે વખતે પવિત્ર આત્મા શાક્યસિંહ ભારતના આકાશમા ઉદય પામ્યા, અને દિગંતોમાં વ્યાપતા ગભીર અવાજે બોલ્યા કે:— " હું તમારો ઉદ્ધાર કરીશ. હુ તમને ઉદ્ધારનો બીજમંત્ર સંભળાવુ છુ, તમે તે મંત્રનો જપ કરજો. તમે સર્વે સમાન છો. બ્રાહ્મણ અને શૂદ્ર સૌ સમાન છે. મનુષ્યે મનુષ્યો તમામ સરખા છે અને બધાજ પાપી છે સદાચારમાંજ સૌનો ઉદ્ધાર છે સ્વાર્થજન્ય જાતિભેદ મિથ્યા છે અને સ્વાર્થરહિત સમભાવનો ધર્મજ સત્ય છે, માટે મિથ્યાનો ત્યાગ કરી તમે બધા સત્ય ધર્મનુ પાલન કરજો "

અસમાનતાથી પીડિત ભારતવર્ષ આ મહામંત્ર સાંભળી, હિમાલયથી મહા સમુદ્ર પર્યંત ચલાયમાન થયો, અને બૌદ્ધધર્મ ભારતવર્ષમા વધવા લાગ્યો વર્ણોની અસમાનતા ધીમે ધીમે ઘમાવા લાગી એમ હજાર વર્ષ લગી ભારતવર્ષમા બૌદ્ધધર્મ ચાલ્યો ઇતિહાસ વાચનારા જાણે છે કે એ હજાર વર્ષજ ભારતવર્ષની સ્વાભાવિક સુંદરતાનો સમય હતો હિમાલયથી ગોદાવરીપર્યંતનો મુલક તે સમ્રાટ્ના એક છત્રનીચે ઢકાયો હતો અશોક, ચંદ્રગુપ્ત, શિલાદિત્ય વિગેરેનો અભ્યુદય પણ એજ સમયમા થયો

હતો. એ સમયમાંજ તક્ષશિલાથી તામ્રપલી પર્યંતનુ મહાન સામ્રાજ્ય, અનંત માણસોના કોલાહલથી ભરેલી અને મહા સમૃદ્ધિવાળી હજારો નગરીઓથી ભારતવર્ષમાં વ્યાપી ગયું હતુ. એ સમયે ભારતવર્ષનુ ગૌરવ પશ્ચિમે રોમમાં અને પૂર્વે ચીનમાં ગવાતું હતુ. તે દેશના રાજાઓએ ભારતવર્ષના સમ્રાટ્ સાથે મૈત્રી બાંધી હતી એ સમયે ભારતવર્ષના ધર્મપ્રચારકોએ ધર્મના ફેલાવા માટે યાત્રા કરીને અર્ધા એશિયાખંડને ભારતીય ધર્મમાં દીક્ષા આપી હતી શિલ્પવિદ્યામાં પણ તે વખતે વિશેષ ઉન્નતિ થઇ હતી એવાં પણ પ્રમાણો મળ્યાં છે. બૌદ્ધધર્મના ઉદયની સાથે સાથે દર્શનશાસ્ત્રોનો વિશેષ અભ્યાસ પણ તે સમયેજ થયો હતો વિજ્ઞાન અને સાહિત્યની પૂરેપૂરી ખીલવણી થયાનો કાળનિર્ણય કરવો કઠણ છે, પરંતુ શાક્યસિંહના ધર્મવિપ્લવની સાથે એ સૌનો ગાઢો સબંધ હોવાના પ્રમાણો મળી શકે તેમ છે.

સમાનતાનો બીજો અવતાર ઇસુખ્રિસ્તરૂપે થયો જે વખતે ખ્રિસ્તી ધર્મની શરૂઆત થઇ તે વખતે યૂરોપ અને પશ્ચિમ એશિયા, રોમન રાજ્યને તાબે હતા રોમની ચડતીના દિવસનો એ પાછલો પહોર હતો. તે સમયે રોમના ભૂમિકા યુદ્ધનિપુણ વીર પુરુષોની જનેતા નહોતી, પરંતુ ઇંદ્રિયપરાયણ, ભોગાસક્ત, ધનાઢ્ય, શ્રીમંતોની આવાસભૂમિ હતી. જેના પૂર્વજોને આનંદ માત્ર રણક્ષેત્રમાં મળતો, તેના વંશજો તે વખતે માત્ર ભોજનમાં, વામાવિલાસમાં અને રંગભૂમિના કૃત્રિમ યુદ્ધમાં આનંદ લેવા લાગ્યા હતા દેશવાત્સલ્યના જે ગુણે રોમનુ નામ વિશ્વવિખ્યાત થયુ હતુ, તે ગુણ ઢંકાઇ ગયો હતો જે સમાનતા માટે અમે રોમની પ્રશંસા કરી છે, જે સમાનતાના ગુણે રોમ સાર્વભૌમ સમ્રાટ્ થયુ હતુ તે સમાનતા લોપાવા લાગી હતી અમે પહેલાં કથા કહી તે રોમનગરીની હતી, પણ અત્યારે કહીએ છીએ તે રોમના સામ્રાજ્યની કથા છે. રોમના સામ્રાજ્યમાં જીવનપર્યંત ગુલામ રાખવારૂપી વિષમ નાશકારક રોગ પેસવા લાગ્યો હતો, એક એક માણસની પાસે હજાર હજાર જીવનપર્યંતના ગુલામો રહેતા. ખાનપાનાદિ કાર્યો કે જે પોતે કર્યા સિવાય ચાલે નહિ તેજ ધણીઓ પોતે કરતા, બીજા તમામ કામો ગુલામદ્દારાજ કરાવાતાં. ખેતી, વ્યાપાર, શિલ્પકાર્યો કે ઘરના તમામ કામોનો નિર્વાહ આ દાસોથી થતો. એ દાસો ગાયભેંસની માફક વેચાતા અને ખરીદાતા ઢોરના ઉપર જેટલો ધણીનો અધિકાર ગણાય છે તેટલોજ અધિકાર આ દાસોની ઉપર તેમનો હતો ધણીઓ મારે તો એ બિચારા મરી જતા, અને ધણીઓ કાપે તો કપાઇ જતા ધણીઓને હાથે દેહાંત દંડ થાય તેમાં કશો ગુન્હો ગણાતો નહિ સ્વામીની આજ્ઞાથી એ બિચારા રંગભૂમિમા ઉતરી, સિંહ કે વાઘની સાથે યુદ્ધ કરી પોતાનો પ્રાણ ખોતા, અને ધણીઓ એનો તમાસો જોતા ! રોમના સામ્રાજ્યમાં લોકો બે ભાગે વહેંચાયેલા હતા, ગુલામ અને માલીક તેમા એક ભાગ અપાર ભોગાસક્ત હતો, અને બીજો ભાગ અપાર દુર્દશાવશ હતો.

કેવળ આટલીજ અસમાનતા ન હતી. રોમન સામ્રાજ્યના સમ્રાટો સ્વેચ્છાચારી

હતા તેમના પ્રતાપ અને શક્તિની સીમા ન હતી નીરો નામના પાદશાહે પોતાની રાજધાનીને ચારે બાજુથી આગ મૂકાવી હતી, ને પોતે વીણા વગાડતો એક તમાસો જોવા બેઠો હતો ! કાલિગુલા નામના પોતાના ઘોડાને કોંસિલરને પદે નિમ્યો હતો ! ઇલિયગેબ્લસની સ્વચ્છંદતા વર્ણવતા તો શરમ આવે તેમ છે ભલેને ગમે તેવો મોટો માણસ હો, પરંતુ સમ્રાટની ઇચ્છા થતાં વિના કારણે, વિના પ્રયોજને અને વિના વિચારે તેને મર્દન મરાતો ! વળી તે સમ્રાટની ઉપર પણ સમ્રાટ હતા પ્રેટોરીય સેનાપતિ હતો, તે જેને ચાહે તેને ઘડીમાં સમ્રાટ્ બનાવતો વળી બીજે દિવસે તેજ સમ્રાટ્નો વધ કરી બીજાને સમ્રાટ્પદે બેસાડતા રોમન સામ્રાજ્યની તે ભાજી મૂળાની પેઠે લેવડદેવડ કરતો ! રોમનુ તે ચાહે તેમ કરી શક્યો પ્રાન્તે પ્રાન્તે સુબેદારો સ્વેચ્છાચારી હતા જેનામા શક્તિ હોય તે જૂલમ વર્તાવી શકતા જ્યા જૂલમ પ્રબળ હોય ત્યા વિષમતા પણ પ્રબળ હોય એમા કહેવુ શુ ?

આ વખતે રોમન સામ્રાજ્યમા ખ્રિસ્તી ધર્મ પ્રચાર પામવા લાગ્યો ઇસુએ ઉચ્ચારેલી મહાન વાણી લોકોના મર્મસ્થળ ચીરી પ્રવેશ કરવા લાગી ઇસુએ કહ્યું હતુ કે, "બધા મનુષ્યો ભાઇઓ છે, તમામ મનુષ્યો ઇશ્વર પાસે સરખા છે, અને તેમા પણ જે દુ:ખી, પીડિત અને બીકણ છે તે ઈશ્વરને વધારે વહાલા છે" આ મહાવાક્યથી મોટા ગણાતા માણસોના ગર્વો ખંડિત થયા, ધણીપણાના ગર્વો ગળી ગયા, અને અપંગ ભિક્ષુ પણ સમ્રાટ્ની સમાન થયો ઇસુએ કહ્યુ કે, "આ લોકમા અમારૂ રાજ્ય નથી. ઐહિકસુખમા સુખ નથી, ઐહિક મોટાઇ તે મોટાઇ નથી" પૃથ્વીમા બેવાર જે બે વાક્યો બોલાયા છે, તેજ નીતિશાસ્ત્રોના સારરૂપ છે તેના કરતા ચઢતી નીતિ બીજી કશી નથી. એકવાર આર્યવંશી બ્રાહ્મણે ગંગાતીરે કહ્યુ છે કે,

'आत्मवत् सर्वभूतेषु य. पश्यति स पंडित '

અર્થાત્ "સર્વ પ્રાણીઓમા પોતાના આત્માની પેઠે જે જુએ છે, તે પંડિત છે."

બીજીવાર જેરુસાલેમના પર્વતશિખર ઉપર ઉભા રહીને યાહુદી વંશી ઇસુ બોલેલ છે કે, "બીજાની પાસેથી તમે જેવો વ્યવહાર ચાહો, તેવો વ્યવહાર તમે બીજા સાથે કરો +" આ બે વાક્યના જેવા મહાવાક્યો ભૂમંડળમા બીજા કોઇ બોલાયાં હશે કે નહિ એ વિષે સંદેહ છે. આ વાક્યો સમાનતાના તત્ત્વના મૂળરૂપ છે.

આ બધા તત્ત્વો ધર્મશાસ્ત્રના વચનોને નામે ગણાવા લાગ્યા. દાસોના બંધનોની સાંકળો તૂટવા લાગી. ભોગાસક્ત ધણીઓ ભોગની અભિલાષાઓ છોડવા લાગ્યા. આવા સુધારાની કૃપાને યોગે અજ્ઞાન હૂણ કોમો રોમમા એકત્ર થઇ ને તેમાથી મહા તેજસ્વી યુદ્ધપરાયણ, ઉન્નતિશીલ જાતો ઉત્પન્ન થઈ તેજ જાતો આજની યુરોપી પ્રજાના પૂર્વજ નેતાઓ હતી. આધુનિક યુરોપીય ઉન્નતિ જેવી લૌકિક ઉન્નતિ

+ ગીતામા પણ કહ્યું છે કે आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।

પૃથ્વીમાં કદિ થઇ નથી તેમજ એટલી બધી લૌકિક ઉન્નતિ થશે એવો વિચાર પણ પૂર્વપુરુષોને ભાગ્યેજ આવ્યો હશે ! આટલી ઉન્નતિ થવાનુ કારણ માત્ર ખ્રિસ્તીધર્મજ છે એમ નથી, એના બીજા પણ કારણો છે, પરંતુ મુખ્ય કારણ ખ્રિસ્તીધર્મની નીતિ અને ગ્રીકના સાહિત્ય અને દર્શનો છે ખ્રિસ્તીધર્મથી બધા સારા ફળોજ આવ્યા છે એમ નથી ઇષ્ટ અને અનિષ્ટ બંને પ્રકારનાં ફળો ફળ્યા છે. ખ્રિસ્તીધર્મ સમાનતાના તત્ત્વોવાળો હોવા છતા પણ તેના પરિણામે એક મહાન વિષમભાવ જન્મ્યો છે. ધર્માચાર્યોનુ મહત્ત્વ અત્યન્ત વધી ગયુ. ફ્રાન્સ, સ્પેન વગેરે કેટલાક યૂરોપી રાજ્યમાં તો ધર્માચાર્યો જેમ હાકે તેમ ચાલવા માડ્યું. એની અસર ફ્રાન્સની પ્રજામા પણ થઇ, અને ઉચ્ચ શ્રેણીના અને નીચશ્રેણીના લોકો વચ્ચે એવો મોટો અસમાનભાવ જન્મ્યો કે તેને લીધે ફ્રાન્સમા મહાવિપ્લવ પેદા થયો. ફ્રાન્સની પ્રજારૂપ સાગરમા મોટુ મથન શરૂ થયુ એ મહાસાગરનો એક પુરુષ મંથનકર્તા હતો, તેજ ત્રીજી વાર સમાનતાનો પ્રસાર કરનાર હતો એ સમાનતાનો અવતાર તે રૂસો હતો.

---

## પરિચ્છેદ બીજો

ઇ૦સ૦ ના અઢારમા શતકમા ફ્રાન્સના રાજ્યની જે દશા થઈ તે વર્ણવી શકાય તેમ નથી આ નાના નિબધમા તે વર્ણવવાની જગ્યા નથી તેમ કારણ પણ નથી. ઇતિહાસ જાણનારા, વિશ્વવિખ્યાત, દીર્ઘદર્શી અનેક સમર્થ લેખકોએ તેનું હુબેહુબ વર્ણન કરેલુ છે. એ વર્ણન બધાને સહેલાઇથી વાંચવા મળી શકે તેમ છે; તેથી અહીં તો અમે તે વિષે બે ચાર શબ્દો બોલીનેજ અમારો ઉદ્દેશ સિદ્ધ કરીશુ.

કાર્લાઇલ વ્યગ ( મર્મ ) મા લખે છે કે, ' જે કાયદાને આધારે એક ભૂમિપતિ મૃગયાથી પાછો આવી બે દાસો (ગુલામો) ને હણી તેના લોહીવડે પોતાનાં ચરણો ધોઇ શકે તે કાયદો હવે ચાલતો નથી." "હવે ચાલતો નથી;" ત્યારે શું પહેલા ચાલતો હતો ? આ પચાસ વર્ષમા કયો માણસ ' શારલોયા ' ની પેઠે કેદીઓને ઓળો વાળીને તેને મેડી ઉપરથી નીચે ગબડાવી શકશે ! અને એ દેખાવથી આનંદ મેળવશે ! સિરાજુદ્દોલાના જુલમની વાતો સાભળી આપણે આશ્ચર્યચકિત થઇએ છીએ· પણ સિરાજુદ્દોલા તો બગાળાનો નવાબ હતો અને 'શારલોયા' તો માત્ર એક ઉચ્ચશ્રેણીની પ્રજાનો માણસજ હતો, એ ભેદ સ્મરણમા રાખવો જોઇએ. જ્યાં સામાન્ય માણસ આવો અત્યાચાર કરે ત્યારે ત્યા રાજામહારાજાનો જુલમ કેટલો હોય ?

આ મર્મવાણીમા સમજાય છે કે તે વખતે ફ્રાન્સમા ન સમજી શકાય એવી અસમાનતા ઉપજી હતી. પંદરમો લુઇ વિલાસી, ઉડાઉ, લપટ અને સ્વાર્થપરાયણ રાજા હતો. તેની રખાતોના સતોષને માટે તેને અપાર ધનની જરૂર હતી. સંઘ

ચોમ્પાક અને મડમ દુબારિએ જે વૈભવ ભોગવ્યો હતો, તે પરણેલી શહેનશાહબાનુ-ઓના ઝળકતા લલાટમાં પણ માંડેલો નહિ હોય ! મડમ દુબારિનો કાફી નામનો એક ખોજો હતો એ હતો તો પાળેલા મર્કટ જેવો, પરંતુ તેને એક પ્રાતનો સુબો નિમ્યો હતો અને શાહીબા મડમ સાહેબનીજ આજ્ઞાથી ! ! લુઇના વિલાસભવનનું વર્ણન સાંભળતાં તેની પાસે પાંડવોની મયદાનવે બનાવેલી ઇંદ્રપ્રસ્થની રાજસભા પણ પાણી ભરે એમ લાગે છે એ બધા વિલાસભવનોમાં જે ઉત્સવો થતા તેની તુલના કોઇ સાથે થઇ શકે તેમ નથી. પાણીની પેઠે ત્યાં પૈસો વપરાતો હતો. બીજી બાજુ રાજ્યની તીજોરી ખાલીખમ હતી. અન્નના અભાવે પ્રજાનો હાહાકાર આકાશલગી વ્યાપી ગયો હતો. તેમ છતા આ વિલાસમંડપમા—આ નંદનવનમા—આ ઈંદ્રભવનમાં આટલું બધુ નાણું ક્યાંથી આવતું ? એ નાણુ દળેલાને દળીને, સુકાઇ ગએલાને સુકવીને અને બળેલાને બાળીને લૂટી લાવવામાં આવતું હતું, અને તેની રત્નમાલિકાઓ ગુથાઇ એ કુલકલ-ંકિની મડમ દુબારિની અલકલટોમાં ઝુલાવવામા આવતુ ! તે સમયે મોટા માણસો કેવા હતા ? જે મોટો માણસ હોય તે રાજાની તીજોરીમાં એક કોડી પણ આપતો નહિ. રાજાના વૈભવનો ઉપભોગ કરવો એજ અમીરોનુ કર્તવ્ય ગણાતુ. રાજાનો વૈભવ પણ અનહદ હતો જે જેટલુ લઇ શકતો તેટલુ ઉપાડી જતો રાજ્યમા મોટા માણસો કર આપતા નહિ, ધર્માધિકારીઓ કર આપતા નહિ અને રાજપુરુષો પણ કર આપતા નહિ માત્ર દીન, દુખી અને ખેડુત વર્ગના લોકોજ કર આપતા. તેમના ઉપર કર ઉઘરાવનારાઓનો જુલમ અસહ્ય હતો એક લેખક લખે છે કે, " કર ઉઘરાવવાનુ કામ એ એક રીતે ધારાસર ચલાવવામાં આવતી નાની લડાઇના જેવુ હતું તે કામ માટે બે લાખ સિપાઇઓ રોકવામા આવતા હતા અને તેમના બોજાથી પ્રજાને કચરવામાં આવતી એ સિપાઇઓનો સમૂહ સર્વભક્ષી અને સર્વનાશક હતો. એ રીતે ચૂસાએલી પ્રજા પાસેથી પાછો કર ઉઘરાવવામા આવતો એટલે રાજ્યવ્ય-વસ્થા ક્રૂરતાભરેલી હતી દંડવાની વિધિ પણ ભયાનક હતી કર ન આપનારને ગુલામગિરિમા ધકેલવામા આવતા કે ફાસીને લાકડે લટકાવતા કર ન આપનારને પીડવાને અનેક જાતનાં યંત્રો પણ શોધવામાં આવ્યાં હતા રાજ્યનો કર ઉઘરાવવાના ઇજારા અપાતા ઇજારદારને એવો અધિકાર હતો કે શસ્ત્રોથી સજા કરીને પણ રાજ્યનો કર એકઠો કરવો. તેઓ રાજ્યનો વેરો ઉઘરાવવા માટે ખૂન સુદ્ધા કરતા આ પ્રમાણે પ્રજાની હાલત હતી, પરંતુ રાજદરબારના સુંદર નવપલ્લવિત બગીચાઓ, વિહાર કરવાના વિશાળ વનો, નવાં નવાં નૃત્યો, વિવિધ વાજીંત્રો, ગાયનો, પરપત્ની સાથે પ્રણયક્રીડાઓ, હાસ્યવિનોદો અને આનંદકલ્લોલ જારી રહેલો હતો. બીજી બાજુએ દારિદ્ર, પીડા, અન્નના સાસા, વગરવાંકે દાસત્વ અને ફાસીની સજાઓ જોવામાં આવતાં. પંદરમા લુઇના રાજ્યમાં ફ્રાન્સમાં આ રીતે ભારે અસમાનતા ચાલી રહેલી હતી આ અસમાનભાવ નિયમિત રીતે બાંધેલી રાજ્યપદ્ધતિથી ઉપજેલો હતો. રૂસોના

બળવાન પ્રહારે એ રાજ્યવ્યવસ્થા અને રાજા તૂટી પડયા તેના અનુયાયીઓએ એ બધાનો ભાગીને ભૂકો કરી નાખ્યો.

શાક્યસિંહ અને ઈસુ એ બંનેએ જગત્મા પવિત્ર અને સાચી વાતોનોજ ફેલાવો કરેલો છે. તેથી મનુષ્યો તેમને દેવ કહીને પૂજે છે, તે યોગ્ય છે. રૂસો તેની પંક્તિમાં ઉભો રહી શકે એવો માણસ નહોતો. ખરેખરૂં પવિત્ર સત્ય તેણે પૃથ્વીમાં ફેલાવ્યું હતું એમ પણ નહોતુ. તેણે તો લોકોને હિત કરે એવા નીતિના તત્ત્વોની સાથે અનિષ્ટકારક અસત્યોને મેળવીને તથા એ મેળવણીને ઓજસ્વી વાણીના ઈંદ્રજાલિક પ્રભાવે મોહક બનાવીને ફ્રાન્સની પ્રજાના હૃદયમાં રેડેલા હતા. જે સમયે જે વાત જરૂરની હોય તેમા રૂસો પોતાની વાણીની શક્તિએ ખરેખરી ઈંદ્રજાળ ભરતો. તેણે પ્રેરેલી સત્ય વાતોની સાથે ભ્રાન્તિવાળી વાતો પણ ફ્રેંચલોકો પોતાના જીવનનો બીજમંત્ર માની ગ્રહણ કરતા ફ્રાન્સના ઘણા લોકો તેના માનસિક શિષ્યો—અનુયાયીઓ થયા હતા અને તેના ઉપદેશને બળેજ ફ્રાન્સમા રાજ્યવિપ્લવ પેદા થયો.

રૂસોની મૂળ વાત પણ સમાનતાના નિયમોને આધારે ગોઠવાએલી હતી. તે કહેતો કે અણસુધરેલી સ્વાભાવિક અવસ્થામા બધાં માણસો સમાન હતા, અને સુધરેલી અવસ્થાને પરિણામેજ જગત્માં અસમાનતા ઉપજી છે. એવી અસમાનતા ઉપજાવનાર સુધરેલ અવસ્થાને રૂસો મનુષ્યજાતિનું મહાન અમંગળ કરનાર માને છે. તે કબૂલ કરતો કે દરેક માણસમાં સ્વાભાવિક અસમાનતા દેખાય છે, પરંતુ તે સુધરેલી દશાને દોષેજ અસમાનતા ઉપજેલી છે ભોગલાલસા, પાપ પ્રતિ પ્રીતિ એ બધુ સુધરેલી દશામાથીજ જન્મે છે અણસુધરેલી અવસ્થામાં બધા મનુષ્યોને સરખી રીતે શારીરિક શ્રમ કરવાની જરૂર પડતી, તેથી બધાનાં શરીરની પુષ્ટિ પણ સરખી રીતે થતી. આમ શરીરો નિરોગી રહેતા. તેના મન પણ નિરોગી ( પવિત્ર ) રહેતા. જ્યારે માણસો અણસુધરેલી દશામા જંગલમાં મૃગયા કરીને નિર્વાહ કરતા ને ઝાડ તળે નિશ્ચિંતે ઉંઘતા, ત્યારે ભાષાનો વિકાસ નહિ જેવો હોવાથી આટલો બધો વાણીનો આડંબર હતો નહિ અને વાણીમાં કુશળતા પણ જણાતી નહોતી. જે લોભમાં તૃપ્તિ નથી, જે વાસનામાં પૂર્ણતા નથી, અને જે આકાંક્ષામા નિવૃત્તિ નથી તેમાનુ કાંઇ પણ એ અણસુધરેલા માણસો જાણતા નહોતા આના ઉપર પ્રેમ કરવો, આના ઉપર પ્રેમ ન કરવો, આ આપણો છે, આ પારકો છે, આ મારી સ્ત્રી છે, આ પારકી સ્ત્રી છે, એ કશુ તેઓ જાણતા નહોતાં એ અવસ્થાને સ્વર્ગીય સુખકારી દશા વર્ણવીને મનુષ્યજાતિને ઉદ્દેશીને રૂસો કહે છે, કે આ સ્વાભાવિક દશાનું સુંદર ચિત્ર જુઓ, અને તેની સાથે અત્યારનુ આપણુ અસ્વાભાવિક દશાનું પાપપૂર્ણ તથા દુઃખપૂર્ણ ચિત્ર મૂકો પછી બંનેનો મુકાબલો કરો.

જેણે મનુષ્યજન્મ ગ્રહણ કર્યો છે, તેણે મનુષ્યપણામાં સમાનતાનો હક્ક પ્રાપ્ત કર્યો છે. હાથ, પગ, મોં, માથુ ઇત્યાદિમાં તે જેમ સમાન છે, તેમ સંપત્તિના

અધિકારીપણામા પણ તે સમાન છે. આ પૃથ્વીની જમીન ઉપર રાજાનો જેટલો અધિકાર છે તેટલો ભિક્ષુકનો પણ છે જમીન સૌની છે. તેમા કોઇનો પણ ખાસ હકક નથી. જ્યારથી બળવાવાળાઓ નિર્બળ પાસેથી ખૂચાવી લેવા લાગ્યા ત્યારથીજ સમાજસ્થાપનાનો પ્રારભ થયો છે અને એ અપહરણની સ્થાયીપણાની અવસ્થાનુ નામજ કાયદો છે.

જે માણસે સૌ પહેલાં કોઇ જમીનના કકડાપર કાઇ એધાણી કરીને કહ્યુ કે, “ આ જમીન તો મારી છે.” તે માણસનેજ સમાજસ્થાપક સમજવો. જો કોઇ માણસ તેને ત્યાંથી ઉઠાડી મૂકીને કહે કે “એ માણસ તો ધૂર્ત છે, તમારે એની વાત સાભળવી નહિ, પૃથ્વી કોઇની નથી, તેનાપર ઉપજેલુ અનાજ સૌનુ સમજવાનુ છે.” તો તે માણસે માનવજાતિ ઉપર અપાર ઉપકાર કર્યો સમજવો.

રૂસોની આ બધી વાતો અતિ ભયકર છે. વોલ્ટર એ વાચીને કહે છે કે “એ બદમાશોનુ દર્શનશાસ્ત્ર છે.” રૂસોના અનુયાયી માનસશિષ્યો કહેતા કે, “ અપહરણનુ નામજ સપત્તિ છે ”

( ધી કૉન્ટ્રેક્ટ સોશીયલ ) નામના વિશ્વવિખ્યાત ગ્રંથમા રૂસો પોતાના આ મતોમા થોડો ફેરફાર કરે છે. સુધરેલી અવસ્થાના દોષોનું વર્ણન કરી કરીને તે થાકયો છે તે કહે છે કે અણસુધરેલી અવસ્થામા જ્યા સહજ જ્ઞાનવડે ધર્મનો નિર્ણય થાય છે ત્યા સુધરેલી અવસ્થામા ન્યાયના અનુસરણે ધર્મનો નિર્ણય થાય છે સપત્તિવિષે પણ તે પ્રથમના અધિકારીને માલીક કહીને સ્વીકારે છે, પરતુ તે નીચેની અવસ્થામાંજ માલીક ગણવાનો છે એમ કહે છે (૧) જો એ જમીનનો પહેલા કોઇ અધિકારી થયો ન હોય તો. (૨) અધિકારી થનાર જો પોતાના ભરણપોષણને માટે જરૂરની હોય એટલીજ જમીનને રોકતો હોય અને તેથી વધારે જમીનને ન રોકતો હોય તો (૩) જો નામમાત્રનો પણ કર ન લેતા ખેતીનાં કાર્યમાંજ ભાગ લેતો હોય તોજ એ નિશાન કરેલી ભૂમિ તે અધિકારીની સપત્તિ કહેવાય.

‘ધી કૉન્ટ્રેક્ટ સોશીયલ’ નામના ગ્રથનો મુખ્ય ઉદ્દેશ એ છે કે સમાજના લોકોની સમ્મતિથીજ સમાજ રચાયો છે રૂસો કહે છે કે, જેમ પાચ વેપારી મળી કેટલાક નિયમો બાધે ને એક જોઇંટ સ્ટોક કપની ઉભી કરે, તેજ પ્રમાણે આ સમાજ, રાજ્ય અને કાયદા એ બધુ લોકોએ પોતાના કલ્યાણને માટેજ ઘડેલુ છે. આ વાતનુ ફળ ઘણુજ ગભીર છે. તમે મારી સાથે ઠરાવ કરીને તમારી જમીન મને ખેડવા આપો, હું તમને તે બદલ ખાવાનુ આપુ અને મારા ઘરમાં નિવાસ આપુ, પણ તમે જે દહાડે મને જમીન ખેડતો બધ કરો તેજ દહાડે હું તમને હડસેલો મારી ઘરમાથી બહાર કાઢુ અને ખાવાનુ આપવુ બધ કરૂં. એ વાત જેમ ન્યાયવાળી છે, તેમજ જો રાજા અને પ્રજા વચ્ચે આવો ઠરાવમાત્રજ હોય તો પછી પ્રજા ખુશમી રાજાને કહી શકે કે તમે ઠરાવનો ભગ કર્યો છે પ્રજાનું ભલુ કરીશ એ

કરાવથીજ તમે રાજા છો. તમારૂં કાર્ય અમારૂં હિત કરવાનુંજ છે અને અમારૂં કાર્ય તમને કર આપવાનું તથા તમારી આજ્ઞા પાળવાનું છે. તમે જ્યારે અમારૂં કલ્યાણ કર્યું નથી તો અમે પણ તમને કર આપીશું નહિ અને તમારી આજ્ઞા પાળીશું નહિ. તમે હવે આ રત્નજડિત સિંહાસનથી નીચેજ ઉતરી જાઓ.

જ્યારે આ 'ધી કૅાન્ટ્રેક્ટ સોશીયલ' નામનો ગ્રંથ પ્રસાર પામ્યો ત્યારે ફ્રાન્સના રાજાના હાથમાંથી રાજદંડ ગબડી પડયો. એ ગ્રંથનું છેલ્લું ફળ એ થયું કે સોળમો લુઇ રાજ્યથી પદભ્રષ્ટ કરાયો ને પ્રાણદંડ પામ્યો. ફ્રાન્સના રાજ્યવિપ્લવોમાં જે જે બન્યું છે તેના મૂળો આ ગ્રંથમાં છે. આજ ગ્રંથની વાણી એ યજ્ઞના વેદમંત્રોરૂપે હતી.

એ ફ્રાન્સના વિપ્લવમાં રાજા મરાયો, રાજકુળ નષ્ટ થયું, રાજપદ ઉડી ગયું, રાજાનું નામ લુપ્ત થયું, જૂનો ખ્રિસ્તી ધર્મ લય પામ્યો, ધર્માધિકારીઓની પરંપરા અટકી ગઇ અને છેલ્લે માસ તથા વારનાં નામો પણ બદલાઇ ગયાં. વહેતા લોહીના અનંત પ્રવાહમાં એ બધુંજ તણાઇ ગયું, કાળ જતાં ફરી તે બધું થયું ખરૂં, પણ પ્રથમના રૂપમાં તો નહિજ. ફ્રાન્સને જાણે નવુંજ કલેવર પ્રાપ્ત થયું, અને યૂરોપમાં જાણે નવીજ સુધારણાની રચના થઇ. મનુષ્યજાતિનું સ્થાયી કલ્યાણ સિદ્ધ થયું. રૂસોના ભ્રાન્ત વાકયોમાં અનંતકાળ રહેનારી કીર્તિ સ્થાપિત થઇ, કેમકે એ ભ્રાન્ત વાક્યો સમાનતાના ચેતનથી ભરપૂર હતાં. એ ભ્રાન્તિનું શરીર અર્ધાં સત્યથી રચાયું હતું.

ફ્રાન્સનો વિપ્લવ શમી જતાં તેનો ઉદ્દેશ સિદ્ધ થયો, પરંતુ "પૃથ્વી સૌની" એ વાત કહીને રૂસોએ જે મહાન વૃક્ષનું બીજ વાવ્યું હતું તેને નિત્ય નવાં નવાં ફળો આવવા લાગ્યાં. હજીલગી તેનાં ફળોથી યૂરોપ પરિપૂર્ણ છે. 'કૅામ્યુનિઝમ' એ પણ એ વૃક્ષનું ફળ છે, અને 'ઇન્ટરનેશનલ' એ પણ એ વૃક્ષનુંજ ફળ છે. એ બધાનો અમે જરા જરા પરિચય આપીશું.

આ દેશમાં અને બીજા દેશમાં સ્થાવરજંગમ સંપત્તિના માલીક ભિન્ન ભિન્ન માણસો છે. 'મારૂં ઘર' 'તમારી જમીન' 'તેનું ઝાડ' વગેરે હકીકતો સૌ જાણે છે; પરંતુ આના સિવાય બીજે પ્રકારે સંપત્તિની માલીકી બાબત ગોઠવણ ન હોઈ શકે એમ સમજવું નહિ. સંપત્તિનો જૂદો જૂદો માલીક ન ઠરાવતાં તે સંપત્તિ સૌ માણસો-ની માલકીની પણ હોઇ શકે. સર્વ લોકને પાળનારી આ પૃથ્વી કોઇ પણ એકને માટે અથવા તો દશપંદર ભૂમિપતિઓ માટે સરજાએલી નથી; અને તેથી ભૂમિના ઉપર સૌનો સમાન હક્ક છે, એ વાતને સર્વ શંકાનિવારક વાણીશક્તિના બળથી રૂસોએ પૃથ્વીમાં આદર અપાવ્યો છે. ક્રમે ક્રમે અનેક વિવેચકો આ સિદ્ધાંત ઉપર સંપત્તિમાત્રમાં સૌનો હક્ક સ્થાપવાનો મત પ્રચાર કરવા લાગ્યા છે.

પહેલો મત એ કે પૃથ્વી અને મૂળ ધન કે જેનાવડે બીજા ધનની ઉત્પત્તિ થાય તે સમાજના બધા લોકોની સાધારણ સંપત્તિ સમજવી અને તેના ઉપર સમાજના બધા માણસોનો સમાન હક્ક ગણવો. વળી જે ઉત્પન્ન થાય તે પણ બધા લોકોમાં

સરખે ભાગે વહેચી લેવુ. તેમાં "આ મોટા માણસ" અને "આ નાનો માણસ" એવો કશો ભેદ રાખવો નહિ બધાજ સરખી રીતે મહેનત કરે અને બધાજ સમાનભાગે ધનના માલીક થાય, આનું નામ 'કૉમ્યુનિઝમ' છે એ મતનો પ્રચાર કરનારા 'ઓવેન' 'લુઇ' 'બ્લા' અને 'ફ્રાબે' હતા, પરતુ,મધ્યમ કૉમ્યુનિસ્ટ વધારે મહેનતુ અને ઓછા મહેનતુ, કામગરા અને નકામા, એ બધાને આ રીતે ધનની સમાન વહેચણી કરવા ચહાતા નહિ તેઓ કહેતા કે મહેનત પ્રમાણે ધનનો ભાગ આપવો એ યોગ્ય છે, જે મત 'સેન્ટસાઇમનિઝમ' એ નામે જાણીતો છે, તેનો પણ અભિપ્રાય એ છે કે બધા માણસો એક જાતની મહેનત કરી શકશે અથવા બધાજ સરખો શ્રમ કરશે કે કરી શકશે એમ બનવાનુ નથી, અને તેથીજ બધાજ સરખે ભાગે ધનના ભાગીદાર થાય એ યોગ્ય નથી. જે જેવી મહેનત કરવામાં ઉપયોગી છે, અથવા જે જે કામને લાયક છે તે તે જાતનો શ્રમ કરશે અને તે રીતે તે કાર્યમાં જોડાશે એથી કાર્યની ઉચ્ચતા, મધ્યમતા કે કનિષ્ઠતા પ્રમાણે તથા કાર્ય કરનારની શકિત પ્રમાણે તેને ભાગ આપવો પડશે જે જેને લાયક હશે તેને ત્યા ગોઠવવામાટે, તેનુ મૂલ્ય નક્કી કરવા માટે અને સર્વ પ્રકારના નિયમો બાધવા માટે કેટલાક વ્યવસ્થાપકો નીમવા પડશે, પરતુ ભૂમિ અને ધન ઉપજાવનારી સામગ્રી એ તો સૌની સાધારણ મિલ્કત ગણાશે

'ફુરીરિઝમ' એ એક જાતની સાર્વજનિક મિલ્કતનો પક્ષ કરનાર મત છે, પરતુ એ સપ્રદાયનો મત એવો નથી કે ભિન્ન ભિન્ન માણસની સપત્તિ ભિન્ન ભિન્ન હોઇ શકે નહિ. ભિન્ન ભિન્ન માણસોની માલેકી અને વારસો એ એને સમત છે એ કહે છે કે ૨૦૦૦ અથવા એટલી સખ્યામા માણસો એકઠા થઇને ધન ઉત્પન્ન કરશે. આમ નોખા નોખા સમૂહોદ્વારા ધન ઉપજાવી શકાશે. મૂળ ધનનુ જૂદાપણુ રહેશે. ઉત્પન્ન થયેલા ધનમાંથી કેટલોક ભાગ બધાને વહેચી દેવાશે અને જેઓ શ્રમ કરવામા અશક્ત છે તેઓને બાકીનામાંથી થોડુ ધન આપી શકાશે. વળી આમ વ્યવસ્થા કરવાથી જે બાકી રહેશે તે મહેનત કરનારને અને મૂળ ધનવાળાને અપાશે. મૂળ ધનવાળાને શુ આપવુ અને કામની હોશિયારીના પ્રમાણમાં કોને કોને કેટલુ કેટલુ આપવુ ? તે પણ નિયમ પ્રમાણે ચોકકસ કરવુ પડશે. આથી જે જેટલા ગુણવાળો હશે તે તેની યોગ્યતા પ્રમાણે પામી શકશે.

સ્વર્ગવાસી મહાત્મા જોન સ્ટુઅર્ટ મીલ સ્થાવર મિલ્કતના ઉત્તરાધિકાર (વારસા) વિષે જે કહે છે. તે પણ અહીં ઉતારવા યોગ્ય છે, કેમકે તે પણ સમાનતાનાં તત્ત્વોવાળું છે તે કહે છે કે "ઉપાર્જન કરનાર માણસ ઉપાર્જન કરેલી સપત્તિનો પૂરેપૂરો હક્કદાર છે. જેણે જેટલુ પોતાના પરિશ્રમથી અથવા ગુણથી એકઠુ કર્યું છે તેણે તે હદથી વધારે હોવા છતા પણ જીવનપર્યંત ભોગવવુ અને તેના જીવન પછી પણ તે જેને આપવા ઇચ્છતો હોય તેને આપવાનો તે અધિકારી છે, પરતુ જો તે પોતે જીવનને અતે કોઇને પણ આપી ન જાય તો તેની મૂકેલી સપત્તિનો

વારસ થવાનો કોઇ એક માણસને અધિકાર નથી" રામે જે સંપત્તિ મેળવી છે તેથી ૧૦૦૦૦ માણસનું પોષણ થઇ શકે તેમ હોય તોપણ રામે મેળવ્યું છે, એટલે ૯૯૯૯ માણસો પડયા રહે તોપણ રામ એકલોજ તે સંપત્તિનો અધિકારી છે તે જો જીવનને અંતે પોતાની ઇચ્છા પ્રમાણે પોતાના પુત્રને અથવા બીજાને તેનો માલીક ઠરાવે, તો તેમ કરવાનો તેને હકક છે, પરંતુ તે કોઇને આપી ગયો ન હોય તોપણ માત્ર વ્યવહારબળે તેનો પુત્ર શું એકલો હકદાર થાય ? હકક માત્ર ઉપાર્જન કરનારનો છે, તેના પુત્રનો નથી જ્યાં હકકદાર કહી ગયો નથી કે મારો પુત્ર બધી સંપત્તિ ભોગવશે, ત્યાં પુત્ર હકકદાર નથી સમાજનાં બધા માણસો એ સંપત્તિનાં સરખે ભાગે હકકદાર છે.

તોપણ પિતાએ પુત્રને આ દુ:ખમય સંસારમાં આણ્યો છે, તેથી તે દુઃખ ન પામે અને સુશિક્ષિત થઇને ધનના અભાવે હેરાન ન થઇ, જીવનયાત્રાનો સુખપૂર્વક નિર્વાહ કરી શકે તેટલો રસ્તો કરવો એ પિતાનું કર્તવ્ય છે. એટલે પિતાની સંપત્તિમાંથી જેટલો ભાગ કાઢતાં એ ઉદ્દેશ સિદ્ધ થાય તેટલોજ પુત્રને મળી શકે પિતાએ ન આપ્યું હોય તોપણ પુત્રને તે આપવું જોઇએ, પરંતુ તેનાથી વધારે એક કોડી પણ તેને અપાય નહિ મીલ કહે છે કે "ઉપપત્નીના પુત્ર કરતાં પત્નીના પુત્રનો કશો વધારે હક નથી બન્ને માત્ર પોતાના આત્મરક્ષણ જેટલીજ સંપત્તિના અધિકારી છે, પરંતુ આ રીતે જે કાંઇ હકક છે તે સંતાનોનોજ છે. પુત્ર ન હોય તો મરનારની બધી સંપતિ ઉપર જ્ઞાતિ વિગેરે હકદાર થાય એ વાત પણ ન્યાયવાળી નથી." વાસ્તવિકરીતે ઉત્તરાધિકાર (વારસા) વિષે ન્યાયવાળી વ્યવસ્થા પૃથ્વીના કોઇ રાજ્યમાં હજુસુધી થઇ નથી વિલાયતની વ્યવસ્થાને મુકાબલે આપણાં ધર્મશાસ્ત્રોની વ્યવસ્થા કંઇક સારી છે, અને હિંદુ ધર્મશાસ્ત્રો કરતાં, સરેહ *ની વ્યવસ્થા વધારે સારી છે, પરંતુ તમામ અન્યાયપૂર્ણ છે અત્યારે એ બધી વાત ગર્વની મોટે ભાગે અસ્થાને છે અને મૂર્ખોની પાસે હસવાના કારણરૂપ છે, પરંતુ એક દહાડો આ રીતની વિધિ પૃથ્વીમાં સર્વ ઠેકાણે ચાલશે.

સમાનતાનાં તત્ત્વોનો છેલ્લો ભાગ પણ એ ચિરસ્મરણીય મહાત્માએ પ્રસારેલો છે. સ્ત્રી અને પુરુષો સમાન છે. અત્યારે કેળવણીમાં, વિજ્ઞાનમાં રાજકાર્યોમાં અને વિવિધ બાબતોમાં એકલા પુરુષોજ હકકદાર ગણાય છે સ્ત્રીઓ હકદાર શામાટે નહિ ! મીલ કહે છે કે, "સ્ત્રીજાતિ પણ એ તમામની અધિકારિણી છે 'તેઓ ઉપયોગી નથી કે શક્તિમાન નથી' એ વાત દીર્ઘકાળથી પ્રચલિત થયેલી ભ્રાંતિ માત્ર છે." મીલનો આ મત યૂરોપમાં ગ્રાહ્ય થઇને ફળરૂપે પરિણામ પામ્યો છે. આપણા દેશમાં એ બધી વાતો પ્રસાર થવાને હજુ ઘણી વાર છે.

સમાનતાવિષે સારરૂપ બીના ફરી કહીએ છીએ. બધાં મનુષ્યો સમાન છે એ

* મુસલમાનોનો કાયદો.

ખરૂ, પરંતુ એ વાતનો ઉદ્દેશ એવો નથી કે બધી અવસ્થાનાં બધાં માણુસો સાથે સમાન છે. કુદરતી ભેદ પણુ બધાં માણુસો વચ્ચે દેખાય છે. કોઇ દુર્બળ અને કોઇ બળવાન, કોઇ બુદ્ધિવાન અને કોઇ બુદ્ધિહીન, આવા ભેદ કુદરતી તફાવતને લઇને સમાજમાં અવસ્ય પડશેજ. જે બુદ્ધિવાન્ અને બળવાન છે તે આજ્ઞા કરનાર થશે. અને જે બુદ્ધિહીન અને બળહીન છે તે આજ્ઞા ઉઠાવનાર અવસ્ય થશે રૂસો પણુ એ વાત સ્વીકારે છે, પરંતુ સમાનતાનું તાત્પર્ય એ છે કે કુદરતી વિષમતાને લીધે સમાજમા જેટલી વિષમતા થવી જોઈએ તેટલીજ વિષમતા યોગ્ય છે. તેનાથી વધારે વિષમતા થાય તે ન્યાયવિરુદ્ધ છે, અને માનવજાતિનું અનિષ્ટ કરનાર છે. અત્યારે જે રાજનૈતિક અને સામાજીક વ્યવસ્થા પ્રચલિત છે તે આ રીતે અનેક બાબતમા અસ્વાભાવિક—વિષમતા ઉપજવાના કારણુરૂપ છે એ વ્યવસ્થાનુ સંશોધન કરવામાં ન આવે તો મનુષ્યજાતિની ઉન્નતિ નથી બીજા એક સ્થળે કહે છે કે "અત્યારે જે કાઇ સારી વ્યવસ્થા દેખાય છે તે પહેલાંની કુવ્યવસ્થાના સંશોધનનું પરિણામમાત્ર છે." એ વાત ખરી, પરંતુ સંપૂર્ણ સંશોધનને માટે તો હજી પણુ કાળની અપેક્ષા છે. સૌએ એટલુ સ્મરણુમાં રાખવુ કે "હું જન્મને ગુણેજ મોટો માણુસ થયો છું અને બીજો જન્મને કારણે નાનો માણુસ થયો છે" એવો વિચાર કદિ લાવવાનો નથી તમે ઉંચા કુળમા જન્મ્યા છો તે તમારા કોઇ પ્રકારના ગુણુને લીધે નથી, અને બીજો જે નીચ કુળમાં જન્મ્યો છે તે તેનો દોષ નથી. આથી પૃથ્વીના સુખમા તમારો જેટલો હક છે તેટલોજ નીચ કુળમાં ઉપજેલાનો પણુ હક છે, અને તેનાં સુખોમાં વિધ્નરૂપ થવુ એ તમારૂ કર્તવ્ય નથી. સમજી રાખવુ કે એ તમારો ભાઇ છે, અને તમારી સમાન છે જે માણુસો આ ભૂલભરેલા કાયદાને આધારે પિતાની સંપત્તિ પામેલા છે અને "પ્રચંડ પ્રતાપ" "મહારાજાધિરાજ" વગેરે ઇલ્કાબો ધારણુ કરી બેઠા છે તેમણે સ્મરણુ રાખવુ કે, ભારતવર્ષનો આ જે ખેડુત છે તે તેની બરાબરીઓ તથા તેનો ભાઇ છે જન્મ થવો એ દોષ કે ગુણુને આધીન નથી, તેમ તે બીજા કોઇના પણુ દોષને આધીન નથી. જે સંપત્તિનો જમીનદારો પોતે એકલા ઉપભોગ કરે છે તેમાં આ ખેડુતોનો પણુ ન્યાયની રીતે અધિકાર છે, એ વાત પોતાને જમીનદાર અથવા ગર્ભશ્રીમંતતરીકે માનનારાઓએ ભૂલવાની નથી.

## પરિચ્છેદ ત્રીજો+

આ દેશના ખેડુતોની આવી દુર્દશા શાથી થઈ ? આવી ક્લેશજનક સામાજીક અસમાનતા ક્યાથી પેદા થઇ ? આ પ્રશ્નોનુ અમે સમાનતાની નીતિ સમજાવવા માટે વિસ્તારથી વિવેચન કરીશુ.

આટલુ અવશ્ય કબૂલ કરવું પડશે કે, બંગાળાના ખેડુતોની દુર્દશા કાંઇ આજકાલથી થયેલ નથી, એ દુર્દશા તો પરંપરાએ ઉતરતી આવી છે. જે દિવસથી ભારતવર્ષમાં સુધારણાની શરૂઆત થઇ તે દિવસથી ભારતવાસી ખેડુતોની દુર્દશાનુ બી રોપાયુ છે. પાશ્ચાત્યો કહે છે કે, "રોમ નગરી એક દિવસમા નિર્મિત થઇ નથી." તેજ રીતે આ દેશના ખેડુતોની દુર્દશા પણ કાંઇ સો બસો વર્ષમા થઈ નથી. ભારતવર્ષની પ્રજા કયાં કારણોથી દીર્ઘકાળથી ઉન્નતિહીન છે ? તે વાતનો વિચાર કરવા અમે આજે પ્રવૃત્ત થઇએ છીએ.

બકલ સાહેબ કહે છે કે સુધારણાનુ મૂળ જ્ઞાનવૃદ્ધિજ છે. જેટલી જેટલી વધારે જ્ઞાનવૃદ્ધિ થાય, તેટલી તેટલી વધારે સુધારણા થાય. વળી બકલ સાહેબ કહે છે કે જ્ઞાનની ઉન્નતિ સિવાય નીતિમાં વધારો પણ થાય નહિ. અમે આ પાછલી વાતને અનુમોદન આપી શકતા નથી, પરંતુ જ્ઞાનની ઉન્નતિજ સુધારણાનુ કારણ છે. એ વાતનો સ્વીકાર કરીએ છીએ. જ્ઞાનની ઉન્નતિ ન થાય તો સુધારણાની ઉન્નતિ થતી નથી. જ્ઞાન પોતાની મેળે આવતું નથી, એ તો શ્રમથી મળી શકે તેવુ છે. જો કોઇ પણ વિદ્યા મેળવવા પ્રયત્ન કરે નહિ, તો સમાજમાં જ્ઞાનનો પ્રકાશ હોય નહિ, પરંતુ વિદ્યા મેળવવા માટે અવકાશની જરૂર છે. વળી વિદ્યા મેળવતા પહેલાં પેટને પોષણ મળવું જોઇએ. ભૂખે પેટે કોઇ જ્ઞાન મેળવી શકશે નહિ. જો બધાને પેટ ભરવા માટે શ્રમ કરવા રોકાવુ પડે, તો કોઇને પણ જ્ઞાન મેળવવાનો અવકાશ મળે નહિ. આથી સુધારણાની ઉત્પત્તિમાટે સમાજમાં એક ભાગ એવો પણ હોવો જોઇએ કે શારીરિક શ્રમ કર્યાં સિવાય તે તેનુ ભરણપોષણ કરી શકે. બીજો ભાગ શારીરિક મહેનત કરશે, અને આ ભાગ બેઠો બેઠો વિદ્યા મેળવશે. જો શારીરિક શ્રમ કરનાર લોકો માત્ર પોતાના ભરણપોષણ જેટલોજ ખોરાક ઉપજાવશે, તે આ રીતે બની શકશે નહિ, કેમકે જેટલુ અનાજ પેદા થશે તેટલુ તો તેઓજ ખાઇ જશે, અને કશો વધારો વધશે નહિ કે જેથી વિદ્યા મેળવનારાનો નિર્વાહ ચાલે. તેઓ પોતાના ભરણ પોષણ કરતાં વધારે પ્રમાણમાં ઉત્પન્ન કરશે તોજ પોતાના ભરણપોષણ ઉપરાત બાકીનું વધશે તેનાથી વિદ્યોપજીવી[1] માણસો

---

+ મૂળ લેખમાં ત્રીજા પરિચ્છેદમાં બંગાળાના જમીનદારો તરફથી તેના ખેડુતો-પર કેવો જુલમ વરસે છે તેનુ વર્ણન છે, પરંતુ તેમાં આપણા દેશને લાગુ પડે તેવુ થોડું છે, માટે અમે એ એક પરિચ્છેદ મૂકી દીધેલો છે. ભાષાન્તરકર્તા

૧ વિદ્યા ઉપર જીવન ગુજારનારા.

પોષણ પામી વિદ્યાભ્યાસમાં લાગી શકશે આમ થશે ત્યારેજ જ્ઞાનનો ઉદય થવાનો સંભવ છે આથી સુધારણાના ઉદય પહેલાં સમાજમા ધનસંચય– થવાની પહેલી જરૂર છે.

કયા દેશના સમાજમા ધનસંચય છે, અને કયા દેશના સમાજ પાસે ધનસંચય નથી, એ જોવુ જોઈએ જે દેશમા ધનસંચય હોય તે દેશમાં સુધારણા થાય, અને જે દેશમાં તેમ ન હોય તે અણસુધરેલ રહે આ બાબતમાં સંક્ષેપમાં બે કારણો દર્શાવીએ છીએ પહેલુ જમીનની ફલદ્રૂપતા લઈએ જે દેશની જમીન ફળદ્રૂપ છે તે દેશમાં સહેલાઈથી પુષ્કળ અન્ન ઉપજી શકે છે, એટલે શારીરિક શ્રમ કરનારાઓના ભરણપોષણ કરતા વધારે ઉપજી, સંચિત થઈ શકે છે બીજુ કારણ દેશની ગરમી વા ઠંડક છે. જે દેશ ઉષ્ણપ્રદેશમા છે તે દેશના લોકોને થોડા આહારની જરૂર છે, પણ શીત પ્રદેશમાં વધારે આહારની જરૂર છે આ વાત કેટલાક સ્વાભાવિક નિયમોપર આધાર રાખે છે. આ નાના નિબંધમા એના કારણો લખવાની જગ્યા નથી. અમે આ વાત બકલના ગ્રંથને આધારે લખીએ છીએ. વધારે જાણવાની ઇચ્છાવાળા વાચકે તેનો મૂળ ગ્રંથ જોવો તાત્પર્ય કે જે દેશના લોકોને સાધારણ રીતે થોડા ખોરાકની જરૂર છે, તે દેશમાં સામાજીક ધનસંચય વહેલો થશે, એમાં સંદેહ નથી. બકલ ઉષ્ણતાનુ બીજુ પરિણામ એ કહે છે કે વધારે તાપ પડવાને લીધે લોકોને શરીરમાં ગરમી આપનારા ખોરાકોની બહુ જરૂર રહેશે નહિ, પણ જે દેશો શીતળ છે તે દેશમા શરીરમાં ગરમી આપનારા ખોરાકોની બહુ જરૂર રહેશે. જે દેશો શીતળ છે તે દેશમાં શરીરમાં ગરમી રાખવા માટે, તેવા ખોરાકની વધારે જરૂર છે શ્વાસોશ્વાસમાં જે ઑક્સીજન લઈએ છીએ, તેનો શરીરમા રહેલા કાર્બોનની સાથે રાસાયનિક–સંયોગ થાય છે આથી જે ખોરાકમા કાર્બોન વધારે હોય તેજ ગરમી આપનાર ખોરાક છે માંસ વગેરેમાં કાર્બોન વધારે છે, આથી શીતકટિબંધના લોકોને માસાદિની વધારે જરૂર છે * ઉષ્ણતાવાળા દેશમાં માસના ખોરાકની જરૂર નથી ત્યા તો વનસ્પતિ–આહાર વિશેષ જરૂરનો છે. વનસ્પતિનો આહાર સહેલાઈથી મળી શકે છે અને માંસનો ખોરાક કષ્ટસાધ્ય છે, માટે ઉષ્ણપ્રદેશમાં ખોરાક સુલભ હોવાથી ધનસંચય જલદી થાય છે

ભારતવર્ષ ઉષ્ણ પ્રદેશ છે, અને એની ભૂમિ પણ ફળદ્રૂપ છે. એટલે તેમાં ધનસંચય અતિ શીઘ્રતાથી થવાનો સંભવ છે. આથીજ ભારતવર્ષમા પૂર્વકાળથી સુધારણાનો અભ્યુદય થયો છે. ધનના વધારાના કારણથી સમાજનો એક ભાગ

---

– ધનસંગ્રહ.

* ઓયસીગ વગેરે પદાર્થો માંસ કરતાં પણ વધુ કારબનવાળા હોવાથી ઠંડા દેશો માટે માસનીજ જરૂર હોય એમ રહ્યુ નથી હિંદનાં અનેક મનુષ્યો માંસ વિના ત્યાં વરસો સુધી રહેતા હોવાના દાખલા હવે અનેક છે. મંત્રી. સ. સા.

શારીરિક શ્રમમાં લાગ્યો, અને તેમાંથી વખત મેળવીને જે ભાગ જ્ઞાનપ્રાપ્તિ માટે તત્પર થઇ શક્યો, તેણે પ્રસારેલા જ્ઞાનને લીધે ભારતવર્ષની સુધારણા થઈ; વાચકો સમજી શકશે કે અમે બ્રાહ્મણોની વાત કહીએ છીએ.

દુનિયાના સૌ દેશો કરતાં ભારતવર્ષમાં સુધારણા સૌથી પહેલી ક્યાં કારણોથી થઇ એ તો ઉપરના વિવેચનથી સમજાયુ હશે, પરતુ સૌ પહેલી સુધારણા થવામાંજ ભારતવાસી પ્રજાની દુર્દશાનાં મૂળો હતા. જે જે નિયમોને લીધે અકાળે સુધારણા થઈ, તે તે નિયમોને લીધેજ સાધારણ પ્રજાની દુર્દશા થઇ અને ઉગતો બાલસૂર્ય વાદળાંથી ઢંકાયો. બાલતરુને ફળ આવે તે શું સારાં આવે ?

જ્યારે જનસમાજમાં ધનસગ્રહ થયો ત્યારે સહજ રીતેજ સમાજ બે ભાગમા વહેચાયો. એક ભાગ શારીરિક મહેનત કરે અને એક ભાગ શારીરિક મહેનત કરે નહિ આ બીજા ભાગને મહેનત કરવાની જરૂર નહિ, એટલે તે કરે નહિ. પહેલા ભાગે ઉપજાવેલા અનાજના વધારામાંથી તેમનું ભરણપોષણ થાય. હવે જેઓ મહેનત કરતા નહોતા, તેઓને પુષ્કળ અવકાશ એટલે વિચાર, કેળવણી ઇત્યાદિ બાબતોમાં તેઓનોજ એક અધિકાર જામ્યો જેઓ વિચાર કરે, જેઓ કેળવણી લે, તેઓની બુદ્ધિ ઉજ્જવળ અને તીક્ષ્ણ થાય, એટલે તેઓ બીજા કરતાં વધારે લાયક અને શક્તિવાળા થાય, તેથી સમાજમાં એમનુંજ પ્રધાનપણુ થાય. જેઓ શ્રમોપજીવી છે તેઓ આ લોકોને આધીન બની શ્રમ કરવા લાગે એટલે પહેલેથીજ અસમાનતા ઉભી થાય, પરતુ આ અસમાનતા સ્વાભાવિક છે. એ નિર્મૂળ થવી અસભવિત છે. વળી એને નિર્મૂળ કરવામાં લાભ પણ નથી.

જ્ઞાનોપજીવીનુ જ્ઞાન પણ શ્રમોપજીવીને લાભકારક છે આથી તેઓ શ્રમોપજીવીએ ઉપજાવેલા ધનનો ભાગ ગ્રહણ કરે છે શ્રમ કરનારાઓના ભરણપોષણ માટે જેટલા ધનની જરૂર છે, તેના કરતાં જે વધે તે આ જ્ઞાનોપજીવીના હાથમાં આવે. આથી સમાજમાંનું જે વધારાનુ ધન છે તે, આનાજના હાથમાં સંચિત થઇ રહે. આમ દેશની ઉપજ બે ભાગે વહેચાય એક ભાગ શ્રમોપજીવીનો. બીજો ભાગ જ્ઞાનોપજીવીનો. પહેલા ભાગને અમે મજુરીનો "મુસારો" કહીશુ અને બીજા ભાગને અમે વેપારીનું "મુદ્દલ" કહીશુ. અમે આ 'મુસારો' અને 'મુદ્દલ' એ બે નામોથી ઉપજના જે બે ભાગ પાડ્યા, તેમાં મુદ્દલ ભાગ જ્ઞાનોપજીવી ભાગને ઘેરજ રહેશે. શ્રમોપજીવી લોકોને મુસારા ઉપરાંત કશું વધારે મળશે નહિ. શ્રમોપજીવીની સંખ્યા ગમે તેટલી હો, પણ ઉપજેલા ધનનો જે ભાગ મુસારારૂપે ગણાય તેજ શ્રમોપજીવીલોકોમાં વહેંચાશે. મુદ્દલમાંથી તેમને એક પૈસો પણ મળશે નહિ.

ધારો કે દેશની ઉપજ કરોડ રૂપિયા છે. તેમાંથી પચાસ લાખ મુસારામાં અને પચાસ લાખ મુદ્દલમાં જાય છે. હવે દેશમાં પચીસ લાખ શ્રમોપજીવી મનુષ્યો હોય. તો મુસારાના પચાસ લાખ રૂપિયામાંથી એ શ્રમોપજીવીના દરેક માણસને ભાગે બે

બે રૂપિયા આવશે હવે માનો કે એકદમ એ પચીશ લાખ શ્રમોપજીવીમાં બીજાં પચીશ લાખ લોકો ક્યાંકથી આવ્યાં અને પચાશ લાખ શ્રમોપજીવી થયાં, તો પછી દરેકને ભાગે એક એક રૂપિયો આવશે. જે મુદ્દલ છે તેનો એક પૈસો પણ એમને મળવાનો નહિ આથી પહેલાં શ્રમોપજીવીને ભાગે દરેકને બે રૂપિયા મળતા, તેને ઠેકાણે એક એક રૂપિયો મળશે; અને પહેલાંના કરતાં પછીના વખતમાં તેમને ખાનપાન વગેરેમા વધારે સકોચ કે દુર્દશા વેઠવી પડશે.

જો આ શ્રમોપજીવીના આવવા સાથે દેશની ઉપજમા એક કરોડ રૂપિયાની ધનવૃદ્ધિ થઇ, તો તેમને એવો સકોચ પડશે નહિ, કેમકે પચાશ લાખ રૂપિયાનો મુસારો મળતો, તેને બદલે તેમને એક કરોડ રૂપિયાનો મુસારો મળશે, અને માણુ-સોનો વધારો થયા છતાં પણ તે દરેકને ભાગે બે બે રૂપિયા આવી રહેશે.

આથી દેખાય છે કે માણુસોની સખ્યામાં વધારો થાય તે શ્રમોપજીવી લોકોને મોટુ નુકશાનકારી છે. જે પ્રમાણુમાં પોતાની સખ્યામા વધારો થાય તે પ્રમાણુમાં જો દેશના ધનની પણ વૃદ્ધિ થાય તો શ્રમોપજીવી લોકોને કશુ નુકશાન નથી. જો સંખ્યાના વધારાના પ્રમાણુ કરતાં ધનના વધારાનુ પ્રમાણુ વધારે હોય તો શ્રમો-પજીવી લોકોમાં લક્ષ્મીની વૃદ્ધિ થાય જેમકે ઈગ્લાંડ અને અમેરિકામાં એમ બનેલુ છે; પણ તેમ ન થતા માત્ર લોકસખ્યામાજ વધારો થાય તો શ્રમોપજીવી લોકોની દુર્દશા છે, અને ભારતવર્ષમાં તેમજ બન્યુ છે

માણુસોની સખ્યામા વધારો થવો એ સ્વાભાવિક નિયમ છે. એક પુરુષ અને એક સ્રીથી અનેક છોકરાં થાય, તે એક એક છોકરાંને વળી અનેક છોકરા થાય. આથી મનુષ્યની દુર્દશા થવી એ એક રીતે સ્વાભાવિક નિયમને આધીન છે સૌ સમાજમા એ અનિષ્ટ થવાનો સભવ છે, પરતુ એના સારા ઉપાયો છે અને એ સારા ઉપાયોનો હેતુ સાથે સાથે ધનનો વધારો કરવો એ છે; પરતુ જે પ્રમાણુમાં પ્રજાવૃદ્ધિ થાય તે પ્રમાણે ધનવૃદ્ધિ ઘણે ભાગે થઈ શકતી નથી. આથી બીજા ઉપાયોનો આધાર લેવો પડે છે. એ બીજા ઉપાયો માત્ર બે છે પહેલો ઉપાય એ કે દેશના લોકોનો કેટલોક ભાગ બીજે દેશ જાય. આ પૃથ્વી ઉપર કેટલાક દેશો એવા છે કે ત્યાં ઉપજતુ અનાજ ખાવાને પૂરતા લોકો નથી, અને કેટલાક દેશો એવા છે કે ત્યાં લોકોના પ્રમાણુમા પૂરતુ અનાજ નથી. આથી વધારાના લોકો બીજા દેશમાં જાય તો બરાબર થાય અને કોઇને નુકશાન થાય નહિ. આ રીતથી ઈગ્લાંડને ઘણો લાભ થયો છે ત્યાંના લોકો અમેરિકા, આસ્ટ્રેલિયા, આફ્રિકા વિગેરે ખંડેરોમાં જઇ વસ્યા છે. તેથી ઈગ્લાંડની વસ્તી વધી છે અને જ્યાં ગયા છે ત્યાંનું પણ હિત થયું છે

બીજો ઉપાય વિવાહની પ્રવૃત્તિ ઉપર અંકુશ રાખવો એ છે. જો બધાજ વિવાહ કરે તો પ્રજાની વૃદ્ધિની હદ રહે નહિ, માટે જ્યાં લોકો વિલાસી હોય,

જ્યાં જીવન નિભાવવા માટે બહુ સામગ્રીની જરૂર પડતી હોય, અને તે વસ્તુઓ મહાકષ્ટે પ્રાપ્ત કરાતી હોય ત્યાંના લોકોએ વિવાહપ્રવૃત્તિ ઉપર અંકુશ રાખવો જોઈએ. જેની પાસે પરિવારને પાળવાનો ઉપાય ન હોય તે વિવાહ કરેજ નહિ, એવા અંકુશની જરૂર છે.

ભારતવર્ષમા આ બે ઉપાયમાંનો એક પણ ઉપાય કરી શકાય તેમ નથી. ભારતવર્ષની ઉષ્ણપ્રદેશની ઉષ્ણતા ત્યાંના નિવાસીઓના શરીરમા શિથિલતા ઉપજાવનાર છે. તેને લીધે શ્રમ કરવામાં પ્રવૃત્તિ ઓછી રહે છે; અને પરદેશગમનનો ઉત્સાહ, ઉદ્યોગ અને મહેનતના કામોમાં મદતા જણાય છે, વિશેષ કરીને કુદરતે પણ તેને આશરો આપ્યો છે. ત્રણ દિશામાં અલધ્ય પર્વતો અને ચોથી દિશામાં તરગો ઉછાળતો સમુદ્ર મૂકી ભારતવર્ષને જાણે બાંધીજ લીધો છે !

વિવાહપ્રવૃત્તિ ઉપર અંકુશ રાખવાની બાબતમા ભારતવાસીઓ બહુજ ભોળા છે. જ્યાં આંખો મીચીને દાણા ફેંકતા પણ અનાજના છોડો ઉગે, અને જ્યાં થોડા ભોજનથી પણ જીવન નભે એમ છે, જ્યા વાયુની ઉષ્ણતાને લીધે ઝાઝાં કપડાંની જરૂર નથી; જ્યા જીવન સહેલાઈથી નભી શકે; ત્યાં પરિવારના પોષણની બીક કોણ બીએ ભલા ! આથી વિવાહપ્રવૃત્તિ ઉપર અંકુશ રાખવામાં ભારતવાસીઓ વિમુખ દેખાય છે. પ્રજાવૃદ્ધિ અટકાવવાનો કશો ઉપાય લેવાયેલો ન હોવાથી, સખ્યાના વધારાનો વેગ જોશભેર વહે છે. જે ભૂમિની ફળદ્રૂપતા અને વાયુની ઉષ્ણતાને લીધે સૌની પહેલા સુધારણાનો ઉદય થયો, તેજ જમીનની ફળદ્રૂપતા અને વાયુની ઉષ્ણતાને લીધે જનસમાજની દુર્દશાનાં કારણો પણ ઉભાં થયાં ! એ બન્ને ઉલ્લઘન ન કરી શકાય એવા કુદરતી નિયમોનુજ પરિણામ છે.

આ કારણોથી શ્રમોપજીવી લોકોની દુર્દશાનો આરભ થયો, પરતુ એક વાર અધોગતિનો આરભ થતાં તે અધોગતિનાજ પરિણામે વધારે વધારે અધોગતિ થાય છે શ્રમોપજીવી લોકોની જે પ્રમાણમાં દુર્દશા વધવા લાગી તે પ્રમાણમાં તેમની સાથે સમાજના બીજા ભાગની અસમાનતા વધવા લાગી. પહેલાં ધનની અસમાવતા ઉપજી અને તેના પરિણામે અધિકારની અસમાનતા ઉપજી. શ્રમોપજીવી લોકો હીન, એટલે તેમના ઉપર જ્ઞાનોપજીવી લોકોનુ પ્રભુત્વ વધવા લાગ્યુ, અને અધિક પ્રભુત્વને પરિણામે અધિક જુલમો ઉભા થયા. શૂદ્રને પીડનાર સ્મૃતિશાસ્ત્રના મૂળ આ પ્રભુત્વમાંજ રહેલાં હતાં. એ અસમાનતાજ અસ્વાભાવિક અને અહિતના કારણરૂપ કહી શકાય.

અમે જે જે હકીકત કહી તેમાંથી ત્રણ મુખ્ય મહાન સાર ખેંચી શકાય.

( ૧ ) શ્રમોપજીવીની અધોગતિના જે જે કારણો જોયાં, તેનાં ફળ ત્રણ પ્રકારના દેખાય છે.

પહેલું ફળ એ કે મહેનતનો મુસારો થોડો મળે, એનુજ બીજું નામ દારિદ્ર્ય

કહેવાય અને તે અસમાનતાને વધારનાર છે.

બીજું ફળ મુસારાનો ઘટાડો થયા છતાં પણ મહેનતમાં વધારો થયો, કેમકે પરિશ્રમ ઝાઝો કરીને પણ પોષણ થાય તેટલું તો પેદા કરવું જોઈએ, તેથી નવરાસ મળે નહિ, અને નવરાસ ન મળતાં વિદ્યા મેળવવાના સાંસા ! એટલે બીજું ફળ મૂર્ખતા આવે. એ પણ અસમાનતા વધારનાર છે.

ત્રીજું ફળ જ્ઞાનોપજીવીનું પ્રભુત્વ થતાં જુલમનો વધારો થાય. આનું બીજું નામ દાસપણું છે એથી પણ અસમાનતાની પરાકાષ્ઠા.

આ પ્રમાણે દારિદ્રય, મૂર્ખતા અને દાસપણું એ ત્રણ અનિષ્ટ થયા.

( ૨ ) આ બધા પરિણામો એક વાર ઉત્પન્ન થયા એટલે પછી ભારતવર્ષ જેવા દેશમાં તે સ્વભાવસ્થાયી બને એ પણ સ્વાભાવિક છે.

આગળ દર્શાવાયું છે કે સભ્યતાનું મૂળ કારણ ધનસંચય છે વળી કહીએ કે ધનલાલસા એ સુધારણાની વૃદ્ધિનું નિત્ય કારણ છે, તો તેમાં કશી અતિશયોક્તિ નથી. સામાજીક ઉન્નતિનું મૂળ કારણ મનુષ્યના હૃદયમાં રહેલી બે જાતની વૃત્તિઓ છે પહેલી વૃત્તિ જ્ઞાનલાલસા, બીજી વૃત્તિ ધનલાલસા. આમાંની પહેલી વૃત્તિ મહાન અને આદર કરવા યોગ્ય છે અને બીજી વૃત્તિ સ્વાર્થસાધક અને નીચતાભરેલી છે, પરંતુ બૅકલી સાહેબ એક ગ્રંથમાં લખે છે કે, આ બે વૃત્તિઓમાંની ધનલાલસાજ મનુષ્યજાતિનું વિશેષ કલ્યાણ કરનારી થઈ છે વાસ્તવિકરીતે જ્ઞાનલાલસા કદાચિત્ કોઈનેજ હોય છે, પરંતુ ધનલાલસા તો સર્વેને હોય છે દેશમાં ઉપજતા ધનથીજ સૌ માણસનો નિર્વાહ થતો હોવાથી કોઈની ધનલાલસા ઘટતી નથી અને હમેશાં નવા નવાં સુખોની અભિલાષાઓ ઉપજે છે પહેલાં જે ચીજો નકામી જણાતી તે પાછળથી જરૂરની લાગે છે અભિલાષાથી શ્રમ થાય, અને શ્રમથી સફળતા ઉપજે, એટલે સુખ અને હિતની વૃદ્ધિ થાય. આથી સુખવૈભવના પદાર્થોની અભિલાષાની વૃદ્ધિ થાય, એ સુધારણાની વૃદ્ધિને માટે બહુ જરૂરનું છે બાહ્ય સુખોની અભિલાષાઓ તૃપ્ત થયા પછી જ્ઞાનની આકાંક્ષા, સૌંદર્યની આકાંક્ષા, અને તેની સાથે કાવ્યસાહિત્યાદિની આકાંક્ષા એમ વિવિધ પ્રકારની વિદ્યાઓની ઉત્પત્તિ થાય છે જ્યારે લોકોમાં સુખલાલસાનો અભાવ થતો ચાલે છે ત્યારે મહેનત કરવાની વૃત્તિ ઓછી થાય છે, ઉન્નતિ પ્રાપ્ત કરવાની ઈચ્છા પણ રહે નહિ અને તેને માટે યત્ન પણ થાય નહિ. જે દેશમાં ખોરાક સહેલાઈથી મળે છે તે દેશમાં પ્રજાવૃદ્ધિને અટકાવવાની પ્રવૃત્તિ હોતી નથી. આથી જે સંતોષને કવિઓ વખાણે છે તે સમાજની ઉન્નતિમાં અનિષ્ટકારક છે. કવિઓએ વખાણેલી એ સંતોષની પ્રવૃત્તિ સમાજના ઉન્નતિના જીવનમાં હલાહલ છે આ અનિષ્ટકારક સંતોષ ભારતવર્ષમાં સ્વાભાવિક નિયમે સહેજે ઉપજે છે આ દેશમાં તાપ પડતો હોવાથી લાંબા વખત સુધી એક જાતનો શ્રમ કર્યા કરવો એ અસહ્ય લાગે છે, તેથી શ્રમ

કરવાની અનિચ્છાની ટેવ પડે છે. એ ટેવનાં બીજા પણ કારણો છે. ઉષ્ણપ્રદેશમાં શ્રમ કરીને શરીરમાં વિશેષ ગરમી ઉપજાવવાની જરૂર પડતી નથી, એટલે લોકોને શ્રમ કરવાની ઇચ્છા ન થતાં આળસ અને અનુત્સાહ થાય છે. આ પ્રમાણે ટેવરૂપે થયેલાં આળસ અને અનુત્સાહનુંજ નામ તેને વશ થયેલા લોકો "સંતોષ" પાડે છે. આથી ભારતવાસી પ્રજાની જે દુર્દશા થઇ, તે દશામાંજ તેણે સંતોષ માન્યો અને ઉદ્યમ છોડયો. ઉદ્યમને અભાવેજ ઉન્નતિ થતી નથી. સૂતેલા સિંહના મોઢામાં પશુ પોતાની મેળે પ્રવેશ કરતું નથી.

ભારતવાસીઓનો ઇતિહાસ અવલોકતાં સંતોષવિષે અનેક વિચિત્ર તત્ત્વો મળી શકે છે. લૌકિક+ સુખોની નિસ્પૃહતા એ હિન્દુ ધર્મ અને બૌદ્ધ ધર્મ બન્નેમાં પસંદ કરેલ છે. બ્રાહ્મણ, બૌદ્ધ, સ્માર્ત કે દર્શનશાસ્ત્રી, એ બધાએ ભારતવાસીઓને શીખવાડયુ છે કે, આ લોકનાં સુખો આદર આપવા યોગ્ય નથી. યૂરોપમાં પણ ધર્માચાર્યોએ ઐહિક સુખોમાં અનાદર દર્શાવ્યો હોવાથી રોમની સુધારણાનો લોપ થયા પછી એક હજાર વર્ષે પણ મનુષ્યોની ઐહિક અવસ્થાની ઉન્નતિ થઇ નહોતી. ઉપર જણાવ્યા જેવી ધર્મશિક્ષાજ તેનું કારણ હતું, પરંતુ જ્યારે ઇટાલીમાં જૂના ગ્રીકસાહિત્ય અને ગ્રીકદર્શનનો ફરી ઉદય થયો ત્યારે ધર્મે આપેલી *ઐહિક સુખોપરની વિરક્તિ યૂરોપમાં ધીમે ધીમે ઓછી થવા લાગી. યૂરોપમાં એ પ્રવૃત્તિ ધીમે ધીમે ઓછી થવા લાગી, તેની સાથે સુધારણાની પણ વૃદ્ધિ થઇ. ભારતવર્ષમાં મનુષ્યોના બીજા સ્વભાવરૂપે તે પરિણામ પામી. જે જમીન જે વૃક્ષને ઉપયોગી છે તેમાંજ તે ઝાડ દૃઢ મૂળ ઘાલે છે. આ દેશના ધર્મશાસ્ત્રોથી જે નિવૃત્તિ ઉપજાવનારી શીખામણો અપાતી હતી, તેજ આ દેશની અધોગતિનું મૂળ છે ×

---

+ ઐહિકસુખો    * અહીંના સુખો ઉપર વૈરાગ્ય.

× આ દોષ ધર્મશાસ્ત્રોનો નથી તેમણે તો મનુષ્ય પ્રાણીને જે જૂદી જૂદી શારીરિક અને માનસિક સ્થિતિઓમાંથી પસાર થવુ પડે છે તેમાં તેને ખાસ સહાયક, સુખાવહ અને ઉન્નતિપ્રદ થઇ પડે એવાં દરેક સ્થિતિઓને લગતાં એક બીજાથી ચડતા ઉતરતા પ્રકારના સાપેક્ષ તેમજ નિરપેક્ષ કર્તવ્યો તથા જૂદા જૂદા પ્રકારની સારાસાર વિવેકબુદ્ધિ ઉપદેશી છે. અર્જુનની પોતાના ગુણ–કર્મ–સ્વભાવથી વિરુદ્ધ અને ક્ષણિક સ્મશાન વૈરાગ્ય જેવી બ્રાહ્મણ અથવા સન્યાસીની ઉચ્ચ કક્ષાને યોગ્ય વલણનો અટકાવ કરીને તેને તેના પોતાના ક્ષત્રિયોચિત યુદ્ધધર્મમાં પ્રવર્તાવનાર ભગવદ્ગીતા એ બાબતમાં દષ્ટાંતરૂપ છે જે વિદ્યાર્થી વર્ગવાર ગોઠવેલો ઉત્તમ ક્રમ તોડીને વગર યોગ્યતાએજ ઉત્તમ વર્ગનો અભ્યાસ કરવા માંડે; અથવા તો એક નવોસવો કસરતનો અભ્યાસી એકાએકજ કોઇ કસાયલા મલ્લના જેવી અસામાન્ય કસરત કે કુસ્તી કરવા મંડી પડીને પછી માર ખાય, તેમાં દોષ કોઇ અભ્યાસક્રમ ઘડનારનો કે

યૂરોપ અને ભારતવર્ષમાં આને લીધે જૂદાં જૂદાં પરિણામ આવ્યાં છે. નિદ્રાથી જાગૃત થયેલો યૂરોપીય પ્રજાવર્ગ લૌકિક સુખોમાં પ્રીતિવાન થઇને સામાજિક અસમાનતા દૂર કરવાને શ્રમ કરી રહ્યો છે એનું ફળ સુખ, સમૃદ્ધિ અને સુધારણાની વૃદ્ધિ છે. ભારતવાસી પ્રજાવર્ગ ઉંઘેલો છે સામાજિક અસમાનતાની ધારા તેનામાં પરંપરાએ ઉતરતી આવે છે, અને એનું ફળ અધોગતિ છે.

(૩) શ્રમોપજીવી લોકોની દુર્દશાથી કેવળ તેમનેજ હાનિ છે એમ નથી, તેનાથી દેશના બીજા ભાગના લોકોની ઉન્નતિનો પણ નાશ થાય છે. જેમ એક દૂધ ભરેલા વાસણમાં એક ટીપું ખટાશ પડતાં બધું દૂધ દહીં થાય છે, તેમ નીચેની એક પંક્તિની દુર્દશાથી બધી જાતોની દુર્દશા ઉપજે છે.

ક ધંધા પ્રમાણે પ્રાચીન આર્યો ચાર પંક્તિમાં વહેંચાયા હતા બ્રાહ્મણ, ક્ષત્રિય વૈશ્ય, શૂદ્ર નીચેની પંક્તિ એ ગણાતા શૂદ્રોનીજ દુર્દશાની વાત અત્યારસગણ કહેવાઇ છે વૈશ્ય એ વેપારી વર્ગ હતો. વેપારીનો આધાર શ્રમોપજીવી લોકોની મહેનતે ઉપજેલા દ્રવ્ય ઉપર છે જે દેશમાં દેશને જરૂરની સામગ્રી કરતાં વધારે સામગ્રી ઉપજે નહિ, તે દેશમાં વેપારની ઉન્નતિ થતી નથી, અને વેપારની ઉન્નતિ ન થતાં વેપારીની લક્ષ્મીની વૃદ્ધિ થતી નથી. લોકોની જરૂરીયાતોની વૃદ્ધિ એજ વેપારનું કારણ છે. જો આપણને બીજા દેશમાં ઉપજતી વસ્તુઓ લેવાની ઇચ્છા ન હોય, તો બીજા દેશમાં ઉપજતી વસ્તુઓ આપણી પાસે લાવી કોઇ વેચી શકે નહિ. આથી જે દેશના લોકો ઓછી જરૂરીયાતવાળા અને પોતાના શ્રમે ઉપજેલા પદાર્થોમાંજ સંતુષ્ટ રહેનારા છે, તે દેશમાં વેપારી વર્ગની લક્ષ્મીહાનિ અવશ્ય સંભવે છે કોઈ

મહાવિદ્યાના ગ્રંથકારનો કે ગ્રંથનો કહેવાય નહિ હિંદની દુર્ગતિમાં પણ એજ પ્રમાણે દોષ તેની અપ્રતિમ શ્રુતિ સ્મૃતિઓનો નહિ પણ તેને યથાવત્ સમજી, સમજાવી તથા પાળી નહિ શકનારા ઉપદેશકોનો અને જનવર્ગનોજ ગણાય. વૈદ્ય અને રોગીની અયોગ્યતાનો દોષ વૈદ્યશાસ્ત્રી કે શાસ્ત્રકારપર નાખી શકાયજ નહિ. લૌકિક દ્રવ્યાદિ પદાર્થોની અસારતા જિજ્ઞાસુ કક્ષાના વર્ગમાટે સમજાવાઇ હોઇ તેની વાસ્તવિકતા "મુક્ત" ની અને ક્રમમાં ક્રમ જિજ્ઞાસુની કક્ષાએ પહોંચ્યા વિના કોઇ પણ પ્રાણી સમજી શકે તેમ નથી લૌકિક કરતા અનેકગુણ અધિક અને સ્થાયી એવી અલૌકિક અવસ્થાની પ્રાપ્તિ અર્થેજ તેના યોગ્ય અધિકારી માટે રૂપીયો બચાવવા સારૂ જરૂર પડે તો પૈસો જતો કરવાની પેઠે—લૌકિક પદાર્થોની હીનતા ઉપદેશાઇ છે. અન્ય મધ્યમ તથા હીન કક્ષાના મનુષ્યોમાટે તે વાત નથી કહેવાઇ. તેમને માટે તો તેમના ગુણકર્મ સ્વભાવને અનુસરીને લૌકિક નીતિ, આચાર અને ધર્મના પાલનપૂર્વક અર્થ કામનીજ પ્રાપ્તવ્યતા, ભોક્તવ્યતા અને કર્તવ્યતા ઉપદેશાઈ છે. વર્તમાન ભારતનો નવ્વાણુ ટકાનો જનવર્ગ ખરેખર હવે એજ કોટીનો અને એજ ઉપદેશનો અધિકારી છે

મંત્રી સ૦ સા૦

પૂછશે કે પહેલાં શું ભારતવર્ષમાં વેપાર હતોજ નહિ? હતોજ, પરંતુ ભારતવર્ષ જેવા વિશાળ ફળદ્રૂપ અનંત ધનના ભંડારરૂપ દેશમાં જેટલો બહોળો વેપાર હોવાનો સંભવ હતો તેટલો તો નહિજ હતો તેના બીજા પણ કારણો હતાં. જેમકે સમાજમાં ટેવરૂપે ઘુસેલું આળસ, ધર્મશાસ્ત્રની પરદેશગમનની બંધી વગેરે. આ નિબંધમાં એ બધાના ઉલ્લેખની જરૂર નથી

ख क्षत्रियो રાજા અથવા રાજપુરુષ હતા જો પૃથ્વીના ઇતિહાસમાંથી કોઇ વાત નક્કી સિદ્ધ થઇ શકતી હોય, તો તે વાત એ છે કે "સાધારણ પ્રજા તેજવાળી અને રાજકારોબારમાં કર્તાહારવતા ન હોય તો રાજપુરુષોના સ્વભાવની ઉન્નતિ નહિ થતાં અધોગતિજ થાય છે" જો કોઇ કાંઇ ન બોલે તો રાજપુરુષો સહજે સ્વેચ્છાચારી થાય છે. સ્વેચ્છાચારી થતાંજ પોતાનાં સુખમાંજ આસક્ત, કામમા શિથિલ અને દુરાચરણી બને છે, આથી જે દેશની પ્રજા નિસ્તેજ, નમ્ર, ઉત્સાહરહિત, આળસુ વગેરે દોષોવાળી હોય છે તે ઠેકાણે રાજપુરુષોના સ્વભાવમાં પણ આવી જાતની અધોગતિ ઉપજે છે. જ્યાં પ્રજા દુખી, અન્નવસ્ત્રે કંગાળ, ખોરાક મેળવવામાં વ્યગ્ર અને સંતુષ્ટ સ્વભાવની હોય છે ત્યાં રાજપુરુષો પણ તેવાજ નિસ્તેજ, નમ્ર, ઉત્સાહહીન અને વિરોધહીન હોય છે. ભારતવર્ષના રાજાઓ મહાભારતમા ગવાયા પ્રમાણે બળવાળા, ધર્મિષ્ઠ, ઇંદ્રિયજયી અને તેજસ્વી ચરિત્રના હતા, તેમાથી અધોગતિ પામી મધ્ય કાળમા કાવ્ય નાટકાદિમાં વર્ણવ્યા પ્રમાણે બળહીન, ઇંદ્રિયપરવશ, સ્ત્રી જેવા સ્વભાવના અને કર્મરહિત બનતા જઇને છેલ્લે મુસલમાનોને હાથે લોપાઇ ગયા. જે દેશમા સાધારણ પ્રજાની અવસ્થા સારી તે દેશમા રાજપુરુષોની એવી દુર્દશા થતી નથી ત્યાં તો રાજાની દુર્બુદ્ધિ જોતાંજ પ્રજાવર્ગ તેના ઉપર ગુસ્સે થઇ શકે છે, અને પરસ્પર માનને લીધે બન્ને પક્ષની ઉન્નતિ થાય છે, કેમકે તેથી કરીને રાજપુરુષો પ્રજાના અમંતોષને ભયે હોશિયાર રહે છે. વળી એથી કેવળ એટલોજ લાભ છે એમ નહિ રાજકાર્યોની અપક્ષપાતી નજરે તપાસ કરવાથી સૌના માનસિક ગુણોની ખીલવણી અને પુષ્ટિ થાય છે અને તેને અભાવે બન્ને સમુદાયોનો લોપ થાય છે શદ્રોના દાસત્વને પ્રતાપેજ ક્ષત્રિયોના ધન અને ધર્મનો લોપ થયો છે, અને રોમમા પ્લિબિયાનોના વિવાદમા તથા ઇંગ્લાંડમા કોમન્સના વિવાદમાં રાજપુરુષોનો સ્વાભાવિક ઉત્કર્ષ થયો છે.

ग બ્રાહ્મણ:—'જેમ નીચી શ્રેણીની અધોગતિમાં ક્ષત્રિયોનું પ્રભુત્વ વધી છેલ્લે લોપાઇ ગયું' તેમજ બ્રાહ્મણોનું પણ બન્યું. બીજા ત્રણ વર્ણની અધોગતિમાં, વર્ણોની ઘોરતર અસમાનતામા, પહેલા તો બ્રાહ્મણોની મોટાઇ વધી. અન્ય વર્ણોની માનસિક શક્તિનો ઘટાડો થતાં તેમના મન ઉપધર્મ (ગૌણધર્મ) માં વધારે વશ થવા લાગ્યાં. દુર્બળતા આવતાં બીકનો વધારો થાય, તેમ આવા ધર્મો પણ બીકજનક હતા. આ સંસાર બળવાન છતાં તે અનિષ્ટકારક અંગારાથી ભરેલો છે, એવો નિશ્ચય આ ઉપ-

ધર્મમાં હતો. આથી અન્ય ત્રણ વર્ણો માનસિક શક્તિરહિત થતા આ ભ્રાંતિમય ધર્મમાં પીડાવા લાગ્યાં. બ્રાહ્મણો આ ભ્રાંતિમય ધર્મના પુરોહિત હતા; એટલે તેમના પ્રભુત્વની વૃદ્ધિ થઇ અને અસમાનતામા પુષ્કળ વધારો થયો. શાસ્ત્રની જાળો અને વ્યવહારની જાળો વિસ્તારીને બ્રાહ્મણો અન્ય ત્રિવર્ણોને તેમા ગુંચાવવા લાગ્યા. આ જાળોમા ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ત્રણ વર્ણની મક્ષિકાઓ ગુચવાઇ ગઇ તેમને ઉડવાની શક્તિ રહી નહિ, પરંતુ તે છતાં પણ કરોળિયાઓએ પોતાની જાળ ફેલાવવી બંધ કરી નહિ વિધિઓ–આજ્ઞાઓનો પાર જ રહ્યો નહિ. આ તરફ રાજશાસનપદ્ધતિ, દંડપદ્ધતિ, દાય (વારસાની) પદ્ધતિ, સંધિપદ્ધતિ, વિગ્રહપદ્ધતિ ઇત્યાદિ અનેક પ્રકારની પદ્ધતિઓ તથા વિધિઓ રચાઈ, એટલુજ નહિ પણ આચમનવિધિ, શયનવિધિ, ગમનવિધિ, વસ્ત્રો પહેરવાની વિધિ, વાતચીત કરવાની વિધિ, હસવાની વિધિ, રોવાની વિધિ, ઇત્યાદિ તમામ વિધિઓ બ્રાહ્મણોએ રચેલા નિયમો પ્રમાણે નિયમિત થવા લાગી "અમે જે રીતે કહીએ તે રીતે તમારે સૂવુ, ખાવુ, બેસવુ, વાત કરવી, હસવુ અને રોવુ. તમે જન્મ્યા ત્યાથી તે મરો ત્યાલગી અમે બાંધેલી વ્યવસ્થાથી વિપરીત વર્તી શકો નહિ, ને જો વિપરીત વર્તો તો પ્રાયશ્ચિત્ત કરી અમને દક્ષિણા આપો." આવા ઉદ્દેશે જાળના સૂત્રો ગુથાયા, પરંતુ બીજાને ભ્રમિત કરવા જતા પોતે પણ ભ્રમિત થવાય છે વારવાર ભ્રાન્તિની ભાવના કરતા કરતા તેની ટેવ પડે છે જે વાતમા બીજાને વિશ્વાસ બેસાડવો હોય તેમા પોતે પણ વિશ્વાસ દેખાડવો પડે છે અને એમ વારવાર વિશ્વાસ દેખાડતા દેખાડતા એ વિશ્વાસ દૃઢ થઇ જાય છે આ નિયમ પ્રમાણે જે જાળામા બ્રાહ્મણોએ ભારતવર્ષને ગુચવ્યુ તેમાં તેઓ પોતે પણ ગુચવાઇ ગયા મનુષ્યોની સ્વતત્રતા ઉપર પ્રયોજન કરતા જેટલું વધારે દબાણ થાય તેટલી સમાજની અધોગતિ થાય, એ વાત ઇતિહાસના પ્રમાણોથી સિદ્ધ થયેલી છે. હિંદુસમાજની અવનતિના બીજા જે કારણો છે તેમા આ કારણ મુખ્ય અને સ્પષ્ટ છે નિયમની જાળોમા બીજાઓને ગુચવતા ગુચવતા ખુદ બ્રાહ્મણોની બુદ્ધિના વિકાસનો પણ લોપ થયો, અને જે બ્રાહ્મણોએ રામાયણ, મહાભારત, પાણિનીય વ્યાકરણ, સાખ્યદર્શન ઇત્યાદિની રચના કરી હતી તેજ બ્રાહ્મણો વાસવદત્તા, કાદંબરી, શાકુન્તલ આદિ પ્રણયવાર્તાઓની રચનામાં મહત્તા સમજવા લાગ્યા છેલ્લે એ શક્તિનો પણ લોપ થયો, અને બ્રાહ્મણોનુ બુદ્ધિક્ષેત્ર મરભૂમિ બની રહ્યુ.

આમ વિષમતાનુ ફલ વિષ–અસમાનતારૂપી ઝેર–જ ભારતવાસી પ્રજાની દુર્દશાનુ મૂળ કારણ સમજાય છે.

---

# પરિચ્છેદ ૪ થો

સમાનતાની નીતિનું એ મહાસૂત્ર છે કે બધા મનુષ્યો સરખા હકકવાળા છે. ખેડુત અને જમીનદારમાં અસમાનતા છે, અને તેથી સમાનતાની નીતિનો જે રીતે ભંગ થાય છે, તે અમે ઉદાહરણ આપી સમજાવ્યુ છે. હવે બીજા ઉદાહરણ માટે સ્ત્રી અને પુરુષોની વચ્ચે જે અસમાનભાવ છે તેનો ઉલ્લેખ કરીએ છીએ.

બધાં મનુષ્યો સરખા હકકવાળા છે, અને સ્ત્રીઓ પણ મનુષ્ય છે. આથી સ્ત્રીઓ પણ પુરુષના જેટલાજ અધિકારવાળી છે જે જે કામમા પુરુષોને અધિકાર છે, તે તે કામમાં સ્ત્રીઓનો પણ અધિકાર હોય એ ન્યાયયુક્ત છે. જો તેમ ન હોય તો તેનુ કારણ શુ ? કોઇ કોઇ તેના ઉત્તરમા કહે છે કે, "સ્વાભાવિકરીતેજ સ્ત્રી અને પુરુષમાં અસમાનતા છે પુરુષ બળવાન છે સ્ત્રી અબળા છે, પુરુષ સાહસિક છે સ્ત્રી ભીરુ (બીકણુ) છે, પુરુષ મહટો સહવા સમર્થ છે સ્ત્રી કોમળ પ્રકૃતિની છે. જ્યાં આવુ સ્વભાવસિદ્ધ અસમાનપણુ છે ત્યાં અધિકારની બાબતમાં પણ અસમાનપણુ રહે એ યોગ્ય છે, કેમકે જે બાબતમા જે અશક્ત હોય તે બાબતમાં તે અધિકારી થઇ શકે નહિ."

આના બે ઉત્તર સક્ષેપમાં આપવાથી ખરી વાત સમજાશે. પહેલુ તો એ કે સ્વભાવસિદ્ધ અસમાનતા છતા પણ અધિકારમાં જે અસમાનપણુ રાખવુ તે શુ ન્યાયયુક્ત છે ? અમે એને ન્યાયયુક્ત સ્વીકારતા નથી, કેમ કે એથી સમાનતાનાં તત્ત્વોનો નાશ થાય છે. જુઓ, સ્ત્રી–પુરુષમા જે રીતે સ્વભાવસિદ્ધ વિષમપણુ છે, તેવુજ વિષમપણુ અગ્રેજો અને ભારતવાસીઓમાં પણ છે. અગ્રેજો બળવાન છે અને ભારતવાસીઓ નિર્બળ છે, અગ્રેજો સાહસિક છે અને ભારતવાસીઓ ભીરુ છે; અગ્રેજો સકટો સહવા સમર્થ છે અને ભારતવાસીઓ કોમળ પ્રકૃતિના છે વગેરે. વગેરે. જો સ્વભાવસિદ્ધ અસમાનપણાને લીધેજ હકકમાં અસમાનપણુ ન્યાયરૂપ હોય તો અગ્રેજો અને ભારતવાસીઓ વચ્ચે અધિકારનુ અસમાનપણુ જોઇને આપણે પોકાર શી રીતે કરી શકીએ ? જો "સ્ત્રી દાસી છે અને પુરુષ પ્રભુ છે" એજ વિચાર યોગ્ય હોય તો પછી "ભારતવાસીઓ દાસ અને અગ્રેજો પ્રભુ" એ વિચાર પણ યોગ્યજ ગણાશે.

બીજો ઉત્તર એ છે કે સ્ત્રી અને પુરુષમાં બધી બાબતમાં જે અસમાનપણું દેખાય છે, તે બધુજ સ્વાભાવિક નથી. જે કાંઇ દેખાય છે તે તો માત્ર સમાજના નિયમોના દોષને લીધે દેખાય છે. સમાજના એ બધા નિયમોનુ સંશોધન કરવું, એજ સમાનતાની નીતિનો ઉપદેશ છે. પ્રસિદ્ધ જોન સ્ટુઅર્ટ મીલે આ વિષયના [illegible] વિચારો આ વાતને સારી રીતે સિદ્ધ કરે છે. આ બધી વાત અહીં ફરી [illegible] નિષ્પ્રયોજન છે

બધા દેશોમાં સ્ત્રીઓ પુરુષોની દાસી છે જે દેશમાં સ્ત્રીઓને પાંજરામાં પૂરી રાખવાનો વ્યવહાર નથી, ત્યાં પણ સ્ત્રીઓને પુરુષોનીજ આશ્રિત બનાવેલી છે, અને સર્વ રીતે પુરુષની આજ્ઞાધીન થઈ રહે એવી વ્યવસ્થા કરેલી છે.

આ રીતે સર્વ દેશમાં અને સર્વ કાળમાં દીર્ઘ કાળથી પ્રચલિત છતાં પણ અત્યારે અમેરિકા અને ઈંગ્લાંડમાં એક સંપ્રદાયના સમાજ તત્ત્વવેત્તાઓ તેના વિરોધી છે, કેમકે તેઓ સમાનતાને માનનારા છે તેઓનો મત એવો છે કે, "સ્ત્રી અને પુરુષમાં સર્વ પ્રકારે સમાનતાજ રહેવી ઉચિત છે જેમાં જેમાં પુરુષોનો અધિકાર છે તેમાં તેમાં સ્ત્રીઓનો અધિકાર હોવો યોગ્ય છે પુરુષો નોકરી કરે, વેપાર કરે, તો સ્ત્રીઓ તે કેમ ન કરે ? પુરુષો રાજસભામાં સભાસદ થાય તો સ્ત્રીઓ શામાટે સભાસદ ન થાય ? સ્ત્રી એ પુરુષની પત્ની છે, અર્ધાંગના છે, તે માત્ર દાસી શા માટે થાય ?"

જે દેશ પરાધીન છે તેમાં સર્વ પ્રકારની પરાધીનતાનાં બીજકો વેરાઈ જોરથી ઉગી નીકળે એ બનવા જોગ છે અહીંઆં જે રીતે પ્રજા રાજાને અત્યંત આધીન છે તેમ બીજે ઠેકાણે નથી. અહીંઆં અશિક્ષિત લોકો જેવા આજ્ઞાધીન છે તેવા આજ્ઞાધીન બીજે ઠેકાણે નથી અહીંઆં શૂદ્રાદિ કોમો બ્રાહ્મણોની જેવી ચરણરજ બનેલી છે તેવી કોઇ પણ પ્રજા ધર્માચાર્યોને આધીન બનેલી નથી, અને તેજ પ્રમાણે અહીંઆં સ્ત્રીઓ જેવી રીતે પુરુષોની આજ્ઞાનુસારિણી છે તેવી બીજા દેશમાં નથી

જ્યાં રમણીઓ પાંજરામાં પૂરેલી મેનાઓ જેવી દશામાં છે, જે બોલી પઢાવે તે બોલી પઢે છે, જે આહાર કરાવે તેજ આહાર કરે છે, નહિ તો એકાદશી કરે છે, ત્યાં પતિ દેવતાસ્વરૂપ કાં ન હોય ? દેવતાસ્વરૂપ શામાટે ? બધા દેવોના મુખ્ય દેવરૂપ જે શાસ્ત્ર, તેમાં એવું લખેલું છે, કે દાસીપણું એટલું બધું કે સ્ત્રીઓમાં આદર્શરૂપી જે દ્રૌપદી તે સત્યભામાની પાસે પોતાની પ્રશંસારૂપે કહે છે કે, "હું મારા સ્વામીના સંતોષ માટે મારી શોકયોની પણ સેવા કરૂં છું"

આર્યોનો પતિવ્રતા ધર્મ ઘણો સરસ છે, એનાવડેજ આર્યોનાં ઘરો સ્વર્ગ જેવાં સુખમય છે, એ વાત સાચી છે કોઇ પણ ડાહ્યો લેખક પાતિવ્રત્ય ધર્મનો વિરોધી હોયજ નહિ અને અમે પણ સ્ત્રીઓના પાતિવ્રત્ય ધર્મના વિરોધી નથી, પરંતુ સ્ત્રીઓ પુરુષોની દાસીમાત્ર છે અને સંસારનાં મોટા ભાગના કર્તવ્યોમાં સ્ત્રીઓનો બિલકુલ અધિકાર નથી એટલીજ બાબતમાં સમાનતાવાદીઓ એ વાતના વિરોધી છે

બધા સમાજમાં સ્ત્રી અને પુરુષો વચ્ચે મોટે ભાગે જે વિષમપણું પ્રચલિત છે તેમાં વડિલોપાર્જિત સંપત્તિના વારસાના નિયમો ઘણા ભયાનક અને શોકજનક છે. દીકરો બાપની મિલ્કતનો સંપૂર્ણ હકદાર છે, પરંતુ દીકરીને કશુંજ નહિ. પુત્ર અને પુત્રી એકજ પિતા અને એકજ માતાથી જન્મેલા હોય, બન્નેને ઉછેરવામાં માતા-પિતાને સરખોજ શ્રમ પડયો હોય તોપણ પુત્ર પિતાના મૃત્યુ પછી પિતાએ મેળવેલી

કરોડો રૂપિયાની મિલ્કત મદિરાપાનાદિમાં ધૂળધાણી કરે અને કન્યાને જરૂરના કામ માટે તેમાંથી એક ફૂટી બદામ પણ મળી શકે નહિ ! આવા કાયદાનું કારણ હિંદુ-શાસ્ત્રમાં એવુ વર્ણવ્યુ છે કે "શ્રાદ્ધનો અધિકારી તેજ સંપત્તિનો અધિકારી છે." આ કારણ એવુ અસંગત અને અયથાર્થ છે કે તેની યુક્તિહીનતા વર્ણવવી નિષ્પ્રયોજન છે આવા કાયદાનુ બીજુ કાંઇ સ્વાભાવિક કારણ છે કે કેમ ? એમ કહી શકાય કે સ્ત્રી તેના પતિની સંપત્તિમા તેના પતિના જેટલીજ હકકદાર છે અને પતિના ગૃહમાં ગૃહિણી થવાથી સ્વામીની સંપત્તિને ભોગવનારી છે, એટલે તેને પિતાની સંપત્તિમાં હકકદાર થવાનુ પ્રયોજન નથી જો વારસાના કાયદાનુ આજ ખરેખરૂં કારણ હોય તો પૂછી શકાશે કે વિધવા પુત્રીનો સંપત્તિમાં હકક થાય કે નહિ? અથવા જે પુત્રી ગરીબને પરણાવેલી છે તેનો કાંઇ હક ખરો કે નહિ ? પરંતુ અમે આવી નાની નાની મુશ્કેલીઓ ઉભી કરવા ઇચ્છતા નથી. સ્ત્રીને સ્વામી અથવા પુત્ર એમાના કોઈ પુરુષનો આશ્રય હોય તોજ તે ધનની ભાગીદાર થઇ શકે, એમાંજ અમારો વાંધો છે. કોઇનો આશ્રય ન હોય તો સ્ત્રી જાતિ ધનની અધિકારી થઇ શકે નહિ–બીજાની દાસી થાય તોજ તે ધનવાળી થઇ શકે અને નહિ તો સ્ત્રીને ધન મળેજ નહિ, એમાંજ અમને વાંધો છે સ્ત્રીએ પતિની શરણુસેવા કરવી, પતિ દુષ્ટ હો, કટુભાષી હો કે દુરાચારી હો, પરંતુ બધુંજ સહન કરવુ પુત્ર પણ ગાંડો હો, કૃતઘ્ન કે દુષ્ટાત્મા હો, પરંતુ પુત્રની મરજી સાચવવી, નહિ તો સંપત્તિ સાથે સ્ત્રી જાતિનો કશો સંબંધ રહે નહિ ! પતિ કે પુત્ર તાડન કરે તોપણ સ્ત્રી જાતિએ સહન કરવું. સ્વતંત્રતા ગ્રહણ કરવાનો તેની પાસે ઇલાજ નહિ. સહનશીલતા સિવાય તેની બીજી ગતિજ નહિ આ બાજુ પુરુષ સર્વત્ર હકકદાર ગણાયો છે, સ્ત્રીનુ ધન પણ તેનુ ધન કહેવાય. ઈચ્છા થતાંજ તે સ્ત્રીને તમામથી અળગી કરી શકે પુરુષને સ્વાતંત્ર્ય ગ્રહણ કરવામા કશીજ હરકત આવે નહિ આ અસમાનતા બહુજ ભારે, ન્યાયવિરુદ્ધ અને નીતિવિરુદ્ધ છે

ઘણા કહે છે કે, "તે અતિ ઉત્તમ વ્યવસ્થા છે અને એ વ્યવસ્થાને પ્રતાપેજ સ્ત્રીઓ સ્વામીને આધીન રહે છે" એ ભલે, પુરુષોએ કરેલી આ વ્યવસ્થાનો ઉદ્દેશ એજ લાગે છે. જેટલા પ્રકારનાં બંધનો છે તે તમામ બંધનોવડે સ્ત્રીઓના હાથપગ બાંધી તેને પુરુષના પગનીચે કચરવામા આવી છે. મરજી પ્રમાણે પુરુષો ભલે તેને લાતો મારે, દીન નારીસમૂહ અવાજ પણ કરી ન શકે. અમે પૂછીએ છીએ કે સ્ત્રીઓ પુરુષોને આધીન રહે એ બહુ ઇચ્છવાયોગ્ય છે, તો પુરુષો સ્ત્રીઓના આધીન રહે એ પણ શા માટે ઇચ્છવાયોગ્ય નથી ? જેટલાં બંધન છે તે તમામ બંધનોમાં સ્ત્રીઓને બાંધી છે, અને પુરુષજાતિમાટે એક પણ બંધન નથી, એ શામાટે ? દોરીઓ પુરુષોના હાથમા હતી એટલેજ સ્ત્રીજાતિને આવડાં મજબૂત બંધન બાંધ્યાં ! આવું કરવાને જો અધર્મ ન કહેવાય તો પછી અધર્મ કોને કહેવાય તે કહી શકાતું નથી.

હિંદુશાસ્ત્ર પ્રમાણે સ્ત્રી કદાચિત્ ધનની હકદાર થાય, પણ તે ક્યારે કે પતિ અપુત્ર મરણ પામ્યો હોય ત્યારે! આટલી પણ હિંદુશાસ્ત્રની વડાઈ છે. આટલી નાની નાની છૂટો હોવાથીજ અમે પ્રાચીન આર્યોનાં ધારાશાસ્ત્રોને કેટલાક અંશમાં હાલના સુધરેલાં યૂરોપના ધારાશાસ્ત્રો કરતાં ઉત્કૃષ્ટ કહીને વખાણ્યા છે, પરંતુ એમાં વડાઈ બહુજ થોડી કરવા જેવું છે, સ્ત્રી સંપત્તિની હકદાર ભલે રહી, પરંતુ દાન કરવાનો કે વેચવાનો તેનો કશોજ હક નહિ! કહો આ અધિકાર કેટલો છે! માત્ર પોતાનું ભરણપોષણ કરી શકે એટલોજ! જીવનપર્યંત તે તેમાંથી કશું કોઈને પણ દઈ શકે નહિ, તેટલોજ તેનો અધિકાર નક્કી કરાયો છે, પરંતુ પાપાત્મા પુત્ર બધું વેચી ઈંદ્રિયસુખોના ભોગ ભોગવે, તેમાં હિંદુશાસ્ત્રને કશો વાંધો નથી સ્ત્રી મહા ધર્મનિષ્ઠ છતાં કોઈને પ્રાણરક્ષણાર્થે પણ એક વીઘો જમીન આપવા શક્તિવાળી માની નથી, આ અસમાનતા કેવી? આના ઉત્તરનો પણ અભાવ નથી સ્ત્રીજાતિ ઓછી અને અસ્થિર બુદ્ધિવાળી છે, સંપત્તિ સાચવવામાં અશક્ત છે, એકદમ બધું છિન્ન ભિન્ન કરી નાખે અને વારસ પુત્રાદિને હાનિ પહોંચાડે એટલા માટે તેનાથી મિલ્કત બીજાના હાથમાં મૂકી શકાય નહિ એવો કાયદો કરવો યોગ્ય માન્યો છે, પરંતુ અમે એ વાત સ્વીકારતા નથી. સ્ત્રીઓની બુદ્ધિ સ્થિરતામાં અને ચતુરતામાં કોઈ પણ અંશે પુરુષો કરતા ઉતરે તેમ નથી સંપત્તિ સાચવવા માટે જેટલી સમજણ જોઈએ તેટલી તેમાં નથી તે ખરૂં, પરંતુ તેમાં પણ પુરુષોનોજ દોષ છે તમે તેમને પાંજરામાં પૂરી રાખી આવી બાબતોથી અજાણ રાખો, એટલે તેમનામાં એ બાબતનું જ્ઞાન હોય નહિ પહેલાં એમને પણ વ્યાપારમાં જોડાવા દો, અને પછી એ વ્યાપારની કેળવણીની વિશેષ આશા રાખો મુદ્દલ રકમ ધીર્યા સિવાય વ્યાજની આશા ક્યાથી રાખી શકાય? અમે કહીએ છીએ કે પુરુષોને અપરાધેજ સ્ત્રીઓ અશિક્ષિત છે, અને તે છતાં અપરાધનો દંડ સ્ત્રીજાતિના ઉપરજ નાખવામાં આવે છે, એ બહુજ ખરાબ છે.

આ બધાં વિઘ્નો દૂર કરવાનો ઉપાય શિક્ષા (કેળવણી) એ એકજ છે જો સ્ત્રીઓ સુશિક્ષિત થાય તો ઘરમાં ધન દાટી રાખવાની રીતિ અનાયાસેજ દૂર થાય. શિક્ષિત થતાં સ્ત્રીઓમાં પણ +અર્થોપાર્જનની શક્તિ આવેજ એ રીતે આ દેશના તમામ સ્ત્રીપુરુષો વિદ્યામાં સુશિક્ષિત થાય તો વિદેશી વેપારીઓ અને વિદેશી કારીગરો અહીંથી દ્રવ્ય તાણી જઈ શકે નહિ તાત્પર્ય કે સુશિક્ષાજ સામાજિક અહિત અટકાવવાનો મુખ્ય ઇલાજ છે

અમે આ નિબંધમાં જે વાતો લખી છે, તે પરથી સમજાશે કે આપણા દેશની સ્ત્રીઓની દશા કેટલી શોકજનક છે! આપણા દેશમાં અનેક સોસાઈટીઓ, લીગો, એસોસીએશનો ક્લબો અને સભાઓ છે તેમાં કોઈનો ઉદ્દેશ રાજનીતિ, કોઈનો

+દ્રવ્ય કમાવું

ઉદ્દેશ ધર્મનીતિ, કોઇનો ઉદ્દેશ સંસાર–સુધારો અને કોઇનો ઉદ્દેશ સનાતન ધર્મ છે; પરંતુ સ્ત્રીજાતિની ઉન્નતિને માટે કાંઇ નથી. પશુને કોઇ પ્રહાર ન કરી શકે એ માટે પણ મંડળ સ્થપાયાં છે, પરંતુ ભારતવર્ષની અર્ધી વસ્તી જે સ્ત્રીજાતિ તેના હિતમાટે કાંઇજ નથી. અમે પાંજરાપોળમાટે ઘણું નાણું ખર્ચાતું જોઇએ છીએ, પરંતુ આ ભારતમહિલાઓની પાંજરાપોળ સુધારવા માટે શું કાંઇજ કરવા જેવું નથી?

આ બાબતમાં કશુંજ કરાતું નથી, કેમકે તેમાં બહુ આનંદ થાય તેવું નથી. વળી તેમાં રાયબહાદુર, રાવસાહેબ સ્ટાર ઑફ ઇંડીયા કે એવા ઇલ્કાબો મળવાનો સંભવ પણ નથી. જો મળવાનો સંભવ હોય તો માત્ર સાધારણ મનુષ્યોની "કર-તાલી"+ મળવાનોજ, તો તેમાં કોણ અગ્રેસર થાય?

## ઉપસંહાર

આ દેશના હાલના સમાજમાં ચાલતી અસમાનતા દેખાડવામાટે દૃષ્ટાંતરૂપે સ્ત્રી અને પુરુષોની અસમાનતાનો અમે ઉલ્લેખ કર્યો છે. અમે વર્ણવિષમતાની વાત કહી નથી, માત્ર ભારતવર્ષમાં ચાલતી વર્ણવિષમતાના ફળનો પરિચય કરાવ્યો છે. અત્યારે વર્ણોના વૈષમ્યની સાથે એટલું બધું અધિકારનું વૈષમ્ય દેખાતું નથી, જે કાંઇક છે તે ઘણુંજ જૂજ છે. અત્યારે જે કાંઇ જાતિનું વૈષમ્ય જણાય છે તે જિતનાર અને જિતેલી પ્રજા વચ્ચે છે. જે જાતિ રાજ્ય કરે છે અને જે જાતિ પ્રજા છે તેમની વચ્ચે આ દેશમાં અધિકારની જે અસમાનતા છે તે પણ વિચાર કરવા યોગ્ય છે. આ નિબંધમાં તેનું સવિસ્તર વિવેચન કરવાનું યોગ્ય ધાર્યું નથી.

ઉપસંહારમાં અમે કેવળ એટલુંજ કહેવા ઇચ્છીએ છીએ કે સમાનતાની અમે એવી વ્યાખ્યા નથી કરી કે, બધાં મનુષ્યો ધનમાં, અધિકારમાં અને બધી બાબતમાં ગમે તેવા અત્યાચારો કરી સમાન થઇ જાય તેમ કરવું કદિ પણ યોગ્ય નથી. જ્યાં બુદ્ધિ, માનસિક શક્તિ, કેળવણી અને બળ ઇત્યાદિ બાબતોમાં સ્વાભાવિકજ વિષમતા છે, ત્યાં અવસ્થાની વિષમતા પણ અવશ્ય થવાની, એમાં શક નથી, અને તેથી રક્ષણ પણ કોઈ કરી શકે નહિ તોપણ અધિકારની સમાનતા આવશ્યક છે. શકિત હોવા છતાં પણ "તને અધિકાર નથી" એમ કહી કોઇને પણ નિરાશ કરવું યોગ્ય નથી. ઉન્નતિનો રસ્તો બધાને માટે ખુલ્લોજ હોવો જોઇએ.

---

+ હાથની તાળીઓનો અવાજ

# द्रौपदी

## ( ૧ )

હિંદુ કવિઓ ભલે પ્રાચીન સમયના હો કે આધુનિક સમયના હો, પણ તેઓ પોતાની નાયિકાનું ચરિત્ર જાણે એકજ સચામાં ઢાળીને તૈયાર કરતા હોય તેમ જણાય છે પતિવ્રતવાળી, લાજવાળી, કોમળ પ્રકૃતિવાળી અને સહનશીલતાવાળી નાયિકાઓનાં ચરિત્રો આર્યસાહિત્યમાં આદર્શરૂપે જોવાય છે આદિ કવિ વાલ્મીકિએ વિશ્વમોહિની જનકદુહિતાને એવા ચરિત્રવાળી ગુથી છે, અને ત્યાર પછી આર્યનાયિકાઓ તેવાજ નમુનાવાળી ચીતરાઈ છે શકુંતલા, દમયંતી, રત્નાવલી વગેરે પ્રસિદ્ધ નાયિકાઓ સીતાનું અનુકરણમાત્ર છે આર્યસાહિત્યમાં બીજા કોઈ જાતના સ્વભાવવાળી નાયિકા દેખાતી નથી, એમ અમે કહેતા નથી, પણ સીતાના અનુકરણનોજ મોટો ભાગ દેખાય છે આજે પણ જોશો તો નોવેલ કે નાટકોમાં સારા ચરિત્રવાળી નાયિકા ગુથવી હશે તો સીતાનો નમુનો લેખક પોતાના લેખમાં ચીતરી કાઢશે.

આનું કારણ ન સમજી શકાય તેવું નથી. પહેલું તો સીતાનું ચરિત્રજ બહુ સુંદર છે, બીજું એ પ્રકારનું સ્ત્રીચરિત્ર આર્યલોકોમાં ઘણું વખણાયું છે, ત્રીજું આર્ય સ્ત્રીઓનો એ પ્રકારનો ઉત્કર્ષજ સ્વીકારાયો છે

એક દ્રૌપદીએજ સીતાની છાયાને સ્પર્શ સરખો પણ કર્યો નથી. દ્રૌપદીને નાયિકા બનાવીને મહાભારતકારે પોતાની અપૂર્વ—નવીજ સૃષ્ટિ પ્રકાશિત કરી છે સીતાનાં અનુકરણો હજારો થયા છે, પણ દ્રૌપદીનું અનુકરણ થયું નથી

જેમ સીતા સતી છે, તેમ પાંચ પતિવાળી દ્રૌપદીને પણ સતી કહીને મહાભારતકારે પરિચય કરાવેલો છે, કેમકે કવિનો અભિપ્રાય એ છે કે, પતિ એક હો કે પાંચ હો, પતિ ઉપરની ભક્તિમાજ સતીત્વ રહેલું છે બને સ્ત્રીઓ પોતાના સ્વામીની પત્નીઓ છે અને રાણીતરીકેના કર્તવ્યમા નિપુણ છે બને ધર્મનિષ્ઠ અને ગુરુજનોની આજ્ઞાનુસારિણીઓ હોતાં માન્ય છે, પરંતુ આટલે લગીજ બન્નેનું સાદૃશ્ય છે સીતા રાણી છતા મોટે ભાગે કુળવધૂ છે, અને દ્રૌપદી કુળવધૂ છતા પણ મોટે ભાગે ઉગ્ર તેજસ્વી રાણી છે સીતામા સ્ત્રીજાતિના કોમળ ગુણો વિકસેલા છે, દ્રૌપદીમાં સ્ત્રીજાતિના કઠિન ગુણો ઝળહળે છે સીતા રામને યોગ્ય પત્ની છે, અને દ્રૌપદી ભીમસેનને યોગ્ય વીરપત્ની છે સીતાનું હરણ કરતા રાવણને કશુંજ કષ્ટ થયું નહિ, પણ જો રાક્ષસરાજ રાવણ દ્રૌપદીનું હરણ કરવા આવ્યો હોત તો કીચકની પેઠે પોતાનો પ્રાણ કદાચ નહિ ખોઈ બેસત તો જયદ્રથની પેઠે દ્રૌપદીના બાહુબળનો સ્વાદ ચાખીને પૃથ્વી ઉપર ચત્તોપાટ તો પડયોજ હોત.

દ્રૌપદીના ચરિત્રની સંપૂર્ણ રેખાઓ આલેખવી બહુ મુશ્કેલ છે, કેમકે મહાભારત એ મહાસાગર જેવડો ગ્રંથ છે તેના અપાર તરંગોના આઘાતમાં એકાદ નાયિકા અથવા નાયકનાં ચરિત્રો તણખલા માફક ક્યાંક ક્યાંક છૂટાં છવાયાં તરે છે, તે તમામ વીણી શકાય શી રીતે ? તોપણ એક બે સ્થળો લઇ આ વાત સ્પષ્ટ કરવાનો યત્ન કરીશું દ્રૌપદીના સ્વયંવરનો પ્રસંગ લઇએ.

દ્રુપદ રાજાની પ્રતિજ્ઞા હતી કે, " જે આ મહા મુશ્કેલ મત્સ્યવેધ કરે તે દ્રૌપદીનું પાણિગ્રહણ કરે " હવે જુઓ કન્યાને સભામાં આણી છે, પૃથ્વીના તમામ રાજાઓ વીરપુરુષો અને ઋષિગણો ચારે બાજુ બેઠેલા છે. એવી મહાસભાના પ્રચંડ પ્રતાપમાં કુમારીકુસુમ સૂકાઇજ જાય ! તે કુમારીને મેળવવા માટે દુર્યોધન, જરાસંધ, શિશુપાળ, વગેરે ભુવનવિખ્યાત મહાવીરો લક્ષ્ય વિંધવાને યત્ન કરી રહ્યા છે, પરંતુ એકે એકે અશક્ત બની તેઓ પાછા ફરે છે.

બીજા રાજાઓમાં સર્વશ્રેષ્ઠ મહા પરાક્રમશાળી, અંગદેશનો અધિપતિ કર્ણ લક્ષ્યવેધ કરવા ઉઠે છે. ક્ષુદ્ર કાવ્યકાર અહીં આ શું કરત ? તે કહી શકાય નહિ; કેમકે આ વિષમ પ્રસંગ છે. કવિનો ઉદ્દેશ પાંડવોની સાથે દ્રૌપદીના વિવાહ કરવાનો છે. કર્ણ લક્ષ્યવેધ કરે તો તેમ બને નહિ જો કવિ ક્ષુદ્ર હોત તો કર્ણને પણ લક્ષ્ય વિંધવામાં અશક્ત ચીતરત, પરંતુ મહાભારતનો મહાકવિ જાજ્વલ્યમાન પ્રતિભાસંપન્ન છે. કર્ણનું પરાક્રમ, તેના પ્રધાન નાયક અર્જુનના પરાક્રમનો માનદંડ છે મહાપ્રતાપશાળી કર્ણને અર્જુનના હાથે પરાભવ પમાડી અર્જુનના ગૌરવને દર્શાવવું છે. બીજાની પેઠે કર્ણને પણ નિર્બળ નિર્માલ્ય ચીતરે તો અર્જુનનું ગૌરવ ક્યાં રહ્યું ? આ પ્રમાણે અહીં પ્રસંગની વિષમતા છે. ક્ષુદ્ર કવિને મતે આવા પ્રસંગે ત્યાં કર્ણને ન લાવવો એજ ઠીક લાગે, પણ આથી કાવ્યના સર્વ અંગ સંપૂર્ણ ન થાય, તે તેનાથી સમજાશે નહિ. જ્યાં તમામ રાજાઓ પરમરૂપવતી સુંદરી મેળવવા લક્ષ્યવેધ કરવા આવે ત્યાં મહાબળવાન કર્ણ ન આવે કે લક્ષ્યવેધ કરવા ન ઉઠે શામાટે ? એ પ્રશ્નનો કશો ઉત્તર નથી.

મહાકવિ તીક્ષ્ણ બુદ્ધિમાન્ અને અતિકુશળ છે, તેણે જોત જોતાંજ કર્ણને લક્ષ્યવેધ કરવા ઉભો કર્યો છે, પરંતુ કર્ણનું પરાક્રમ અખંડિત રાખવું એ આ અવસરે કવિનું મુખ્ય લક્ષ્ય છે કવિએ એકજ ઉપાયમાં પોતાના બધા ઉદ્દેશો સિદ્ધ કર્યા છે, અને દ્રૌપદીનું ચરિત્ર વાચકોની પાસે સ્પષ્ટ કર્યું છે જે દિવસે જયદ્રથ દ્રૌપદીની લાતે ભોંયે પડયો, જે દિવસે દુર્યોધનની સભામાં દ્યૂતમાં હારેલી અપમાન પામેલી દ્રૌપદી સ્વામી છતાં પણ સ્ત્રીની સ્વતંત્રતા દર્શાવવા તત્પર થયેલી તે દિવસની દ્રૌપદીના ચરિત્રનો કવિએ અહીં આપણને પૂર્વપરિચય કરાવ્યો છે ! ! એક નાનકડી વાતમાં આ ઉદ્દેશ સફળ થયો છે. આગળ કહ્યું તેમ તે પ્રચંડ પ્રતાપવાળી મહાસભામાં બીજું કુમારી–કુસુમ તો સૂકાઇજ જાય ! એક

બાજુ કુમારી દ્રૌપદી છે, અને બીજી બાજુ આ પ્રચંડ સભાસ્થળ જ્યાં રાજપુરુષો, વીરપુરુષો અને ઋષિગણો બેઠેલા છે, અને દ્રુપદરાજા જેવા પિતા તથા ધૃષ્ટદ્યુમ્ન જેવો ભાઈ પણ હાજર છે; પરંતુ તે કશાથી ક્ષોભ ન પામતાં તેમ કશાની દરકાર ન કરતાં લક્ષ્યવેધ કરતા કર્ણને જોઈ દ્રૌપદી બોલી કે, "હું સૂતપુત્રને વરીશ નહિ" આ વાક્ય સાંભળતાંજ કર્ણે તિરસ્કારભરેલું હાસ્ય કરી સૂર્ય સામુ જોઈ ધનુષ્યનો ત્યાગ કર્યો.

આ એકજ વચનથી દ્રૌપદીનુ ચરિત્ર જેટલું પ્રકાશિત થાય છે તેટલુ કવિએ સો પાના લખ્યાં હોત તોપણ થાત નહિ. આ સ્થળે વિશેષ વર્ણનની જરૂર નથી. દ્રૌપદીને તેજવાળી અથવા ગર્વભરેલી સમજાવવાની હવે આવશ્યકતા નથી. તેના આ વચનમાત્ર રાજપુત્રીને યોગ્ય અપાર ગર્વ અને પ્રતાપ અહી પ્રકટ થાય છે.

હવે દ્યૂતમાં હારેલી દ્રૌપદીના ચરિત્રનુ અવલોકન કરીએ મહા ગર્વવાળા, તેજસ્વી અને બળવાન ભીમ તથા અર્જુન દ્યૂતમા હાર્યા અને કશુજ બોલ્યા સિવાય તેમણે શત્રુનુ દાસત્વ સ્વીકાર્યું, ત્યારે ત્યાં તેઓને પગલે ચાલનારી દાસી દ્રૌપદીનુ શુ કર્તવ્ય હતુ ? સ્વામીથી દ્યૂતમાં મૂકાએલી સ્ત્રીએ સ્વામીની સાથે દાસપણે રહેવુ એ આર્યનારીનુ સ્વભાવસિદ્ધ કર્તવ્ય હતું, પરંતુ દ્રૌપદીએ શુ કર્યું ? પ્રતિહારના મુખથી તેણે દ્યૂતના સમાચાર તથા દુર્યોધનની સભામા પોતાને બોલાવ્યાના સમાચાર સાંભળી દૂતને કહ્યુ –"હે સૂતનંદન ! તુ સભામા પાછો જઈ યુધિષ્ઠિરને પૂછી આવ કે દ્યૂતમાં પહેલા તમે તમારી જાતને મૂકેલી છે કે પહેલા મને મૂકી છે ? આ વૃત્તાંત નિવેદન કરી આવ્યા પછી યોગ્ય લાગે તો મને તેડી જજે ધર્મરાજા આ બે રીતમા કયી રીતે હાર્યા છે તે જાણ્યા પછીજ હુ આવીશ" આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, દ્રૌપદીનો આશય દાસત્વ સ્વીકારવાનો હતોજ નહિ.

દ્રૌપદીના ચરિત્રમા બે ગુણો વિશેષ સ્પષ્ટ દેખાય છે એક તો ધર્માચરણ અને બીજો દર્પ જો કે દર્પ એ ધર્મનો વિરોધી છે, પરંતુ આ બન્ને ગુણોનો એક માણસમા સમાવેશ કરવો એ અસ્વાભાવિક નથી. મહાભારતકારે આ બન્ને લક્ષણોનો સમાવેશ અનેક પાત્રોમાં કર્યો છે ભીમસેન, અર્જુન, અશ્વત્થામા અને બધા ક્ષત્રિયોનાં ચારિત્રોમાં આ બંને વિરોધી ગુણોને એકઠા કર્યા છે ભીમસેનમાં દર્પ પૂરા પ્રમાણમાં મૂકેલો છે ને અર્જુન તથા અશ્વત્થામામા અર્ધા પ્રમાણમાં મૂકેલો છે અહી દર્પનો અર્થ "પોતાનાં વખાણપર પ્રીતિ" એમ સમજવાનુ નથી, પરંતુ દર્પ એટલે 'મનનુ તેજસ્વીપણુ' સમજવાનુ છે આ તેજસ્વિતા દ્રૌપદીમા પૂરેપૂરી મૂકેલી છે. આ દર્પ અર્જુન ને અભિમન્યુમાં આત્મશક્તિના નિશ્ચયરૂપે પરિણામ પામેલો છે અને ભીમસેન તથા દ્રૌપદીમાં ધર્મબુદ્ધિનુ કારણ બન્યો છે.

વળી સભામા પણ દ્રૌપદીની તેજસ્વિતા વૃદ્ધિ પામેલી છે, તેણે દુઃશાસનને

કહેલું છે કે –" કદાચ ઇંદ્રાદિ દેવો પણ તને સહાય કરશે તોપણ રાજપુત્રો તને કદી ક્ષમા કરશે નહિ " સ્વામીઓને ઉદ્દેશીને મુક્તકંઠે બધા વચ્ચે તેણે કહ્યું કે – " ભારતવંશીઓ ! તમારા ધર્મને ધિક્કાર હોજો, હાય ! ધર્મજ્ઞ ક્ષત્રિયોના ચારિત્ર્ય કેવળ નષ્ટ થયા જણાય છે " ભીષ્માદિ ગુરુજનોના મોઢા ઉપર તિરસ્કાર વર્ષાવતાં તે બોલીઃ–" હાય ! જણાય છે કે–દ્રોણ, ભીષ્મ અને મહાત્મા વિદુર સરખા પણ લેશમાત્ર સ્વતંત્ર જણાતા નથી " પરંતુ અબળાનું તેજ કેટલી વાર ટકી શકે ? મહાભારતનો કવિ મનુષ્ય–ચરિત્રરૂપી સાગરનો તલસ્પર્શ કરવા શક્તિમાન છે. દ્રૌપદીને કર્ણે જ્યારે વેશ્યા કહી અને દુઃશાસન તેના વસ્ત્રો ખેંચવા ઉભો થયો; ત્યારે હવે તેનો દર્પ ટકી શક્યો નહિ, તેનું હૃદય ભયથી કંપી ગયું અને તે પોકાર કરી બોલી " હા નાથ ! હા રમાનાથ ! હા વ્રજનાથ ! આ દુઃખનો નાશ કરો. હું કૌરવસાગરમાં ડૂબી ગઇ છું મારો ઉદ્ધાર કરો " બસ, અહીં કવિત્વની પરિસીમા છે.

દ્રૌપદી સ્ત્રીજાતિની છતાં તેના હૃદયમાં દર્પ પ્રબળ છે, તેમ તેનું ધર્મજ્ઞાન પણ અસાધારણ દેખાય છે. જ્યારે તે આપણી નજર આગળ દર્પવાળી રાજમહિષીતરીકે ઉભેલી હોતી નથી ત્યારે તેના જેવી ધર્મના અનુરાગવાળી સ્ત્રી જનમંડળમાં મળી આવવી મુશ્કેલ છે. તેનો આ પ્રબળ ધર્માનુરાગજ તેના પ્રબળતર દર્પનું કારણ છે. આ અસાધારણ ધર્માનુરાગ અને તેજસ્વિતાનું સુંદર મિશ્રણ તેના સ્વભાવમાં થયેલું જણાય છે. ધૃતરાષ્ટ્ર પાસેથી વરદાન માગતી વખતે તેનો આ સ્વભાવ બહુ સુંદરરૂપે સ્ફુટ થાય છે એ ભાગ એટલો સુંદર છે કે તેને સેંકડો વખત વાંચતા પણ કંટાળો ન આવતાં વધારે વાર વાંચવાની મરજી થાય છે આથી એ પ્રસંગને અમે અહીં ઉતારીએ છીએ

સભામંડપમાં દ્રૌપદીનાં વસ્ત્રો ખેંચવાની વાત સાંભળી હિતૈષી ધૃતરાષ્ટ્ર ત્યાં આવ્યા, અને પોતાના દુર્યોધનાદિ પુત્રોનો તિરસ્કાર કરી, સાંત્વનમાટે દ્રૌપદીને કહેવા લાગ્યા –" હે દ્રુપદનંદિનિ ! તું મારી પાસેથી તારે મનગમતું વરદાન માગી લે, તું મારી બધી પુત્રવધૂઓમાં શ્રેષ્ઠ છે "

દ્રૌપદી બોલી " હે ભરતકુળપ્રદીપ ! જો આપ પ્રસન્ન થયા હો, તો એ વરદાન આપો કે સર્વ ધર્મયુક્ત શ્રીમાન્ યુધિષ્ઠિર દાસત્વથી મુક્ત થાય. આપના પુત્રો એમને ફરી કદિ દાસ કહે નહિ, અને મારો પુત્ર પ્રતિવિંધ્ય પણ દાસપુત્ર કહેવાય નહિ, કેમકે પ્રતિવિંધ્ય રાજપુત્ર હોઇ ભૂપતિઓથી લાલનપાલન પામેલો છે. એનું દાસપુત્ર બનવું અતિ અનુચિત છે." ધૃતરાષ્ટ્ર બોલ્યા " હે કલ્યાણિ ! તારી અભિલાષા પ્રમાણે એ વર હું તને આપું છું, અને તને એક બીજો વર પણ આપવા ઇચ્છું છું. તું માત્ર એકજ વરદાનને યોગ્ય નથી "

દ્રૌપદી બોલી. " હે મહારાજ ! ભીમ, અર્જુન, નકુળ અને સહદેવને રથ અને ધનુષબાણ આપી દાસપણામાંથી મુક્ત કરો." ધૃતરાષ્ટ્ર બોલ્યાઃ " હે નંદિનિ !

તારી માગણી પ્રમાણે તને એ વરદાન પણ આપ્યું. હવે ત્રીજા વરદાનની પ્રાર્થના કર. આ બે વરદાનવડે તારો યથાયોગ્ય સત્કાર થઈ શક્યો નથી, તું ધર્મવતી છે અને મારી બધી પુત્રવધૂઓમા શ્રેષ્ઠ છે ”

દ્રૌપદી બોલી “ હે ભગવન્ ! લોભ એ ધર્મનો નાશ કરાવે છે આથી હવે હુ વધારે વરદાનની પ્રાર્થના કરીશ નહિ હુ. ત્રીજો વર માગવાને યોગ્ય નથી; કેમકે વૈશ્યે એક વર, ક્ષત્રિએ બે વર અને બ્રાહ્મણોએ સેકડો વર લેવા એ ધર્મ છે અત્યારે હુ મારા પતિઓને દાસત્વરૂપી દારુણ પાપના પકમાંથી બહાર કાઢી શકી છુ, તો એમના પવિત્ર કર્મોવડેજ બધુ શ્રેય મેળવી શકીશ ”

આ રીતે ધર્મ અને ગર્વનુ સુદર મિશ્રણજ દ્રૌપદીના સ્વભાવની રમણીયતાનું મુખ્ય સાધન છે. જ્યારે જયદ્રથે કામ્યક વનમાં તેને એકલી દીઠી, ત્યારે પહેલાં દ્રૌપદીએ તેનો ગૃહસ્થધર્મ પ્રમાણે સૌજન્યભાવે અતિથિસત્કાર કરી પ્રસન્ન કરવા યત્ન કર્યો પછી જયદ્રથે પોતાનો દુષ્ટ ભાવ પ્રકટ કરી સિહપેઠે ગર્જના કરી, ત્યારે દ્રૌપદીના કહેલાં તેજ અને ગર્વભરેલાં વચનો વાંચતાં આપણું મન આનદ-સાગરમા ડૂબી જાય છે, પરતુ જયદ્રથ આથી અટક્યો નહિ અને તેને બલાત્કારે ખેચવા લાગ્યો, ત્યારે દ્રૌપદીએ તેનો યોગ્ય બદલો આપ્યો ! જે ભીમ અને અર્જુનની પત્ની, અને ધૃષ્ટદ્યુમ્નની બહેન હોય, તે શુ મૂળ કાપેલા વૃક્ષની માફક મહાવીર સિંધુ–સૌવીરના નૃપતિને ભોય ચાટતો કર્યા વિના રહે ?

છેલ્લે જયદ્રથે ફરીથી બળ વાપરીને તેને રથમાં નાખી, ત્યારે દ્રૌપદીએ જે આચરણ કર્યું તે ખરેખર એક તેજસ્વી વીર નારીને યોગ્યજ હતું. તેણે લેશમાત્ર પણ વૃથાવિલાપ કે રોદન કર્યું નથી બીજી સ્ત્રીઓની પેઠે વિલબમાટે કે અસાવધાની માટે પોતાના પતિઓને ઉદ્દેશીને એક વાર પણ તિરસ્કાર કર્યો નથી. માત્ર પુરોહિત ધૌમ્યના ચરણમાં પ્રણામ કરીને તે જયદ્રથના રથમા બેઠી છે, અને પછી જ્યારે પાછળ દેખાતા પાંડવોને ઓળખવા સારૂ જયદ્રથે તેને પ્રશ્ન પૂછ્યો છે ત્યારે તે જયદ્રથના રથમા બેઠેલી છતા પણ જેવા ગર્વભરેલા વચનોએ અને નિ શક ચિત્તે તેણે સ્વામીઓની ઓળખાણ આપી છે, તે વારવાર વાચવા જેવી છે.

( ૨ )

દ્રૌપદીના ચરિત્રની સમાલોચના અમે દશ વર્ષ પહેલાં બ્રહ્મદર્શનમા કરી હતી, અને ત્યા અમે બીજી આર્ય સ્ત્રીઓના ચરિત્રો કરતાં દ્રૌપદીના ચરિત્રમાં જે મહાન તફાવત છે, તે યથાશક્તિ બતાવેલ હતો, પરતુ દ્રૌપદીના ચરિત્રમાં કેદ્રરૂપે જે ઉચ્ચ તત્ત્વ રહેલુ છે તે તેમા કહેલ નથી.

આપણા યૂરોપી વિદ્વાનો દ્રૌપદી સબધે શુ કહે છે ? તેઓ કહે છે કે, “ભારતવાસીઓ બર્બર જાતિના છે, તેમનામા અનેક ભાઇઓ વચ્ચે એક સ્ત્રી પરણવાની પદ્ધતિ પૂર્વકાળે પ્રચલિત હોઇને પાચ પાડવો વચ્ચે એકજ પત્ની

હતી !" આ પાશ્ચાત્ય પંડિતો કશું સમજતા હોય કે ન હોય તોપણ આપણા દેશ વિષે ગમે તેવું બોલી દેવાને ઝટ તૈયાર થાય છે !

યૂરોપીય વિદ્વાનો આપણા દેશના પ્રાચીન ગ્રંથોને કેવા સમજે છે ! તે બાબતમાં અમે અત્યારે કાંઈક કહીએ છીએ.

અમને ખાત્રી છે કે સંસ્કૃત સાહિત્યવિષે તેમણે જે લખ્યું છે, તેમણે વેદ, સ્મૃતિ, કાવ્ય, દર્શન, પુરાણ, ઈતિહાસ વગેરેના ભાષાંતરો, ટીકાઓ કે સમાલોચના વગેરે જે જે લખ્યું છે; તેને વાચવા જેવું બીજું મહાપાપ સાહિત્યની સૃષ્ટિમાં નથી અને આપણી મૂર્ખતાને જાહેર કરનારો એવો સહેલો માર્ગ પણ બીજો નથી. હાલ પણ અનેક ભારતવાસીઓ તેમના ગ્રંથો વાચતા હોવાથી તેઓને જાગૃત કરવા માટેજ આ અપ્રાસંગિક જેવી વાત અમે અહીં લખી છે.

આપણા સંસ્કૃત ગ્રંથોની સંખ્યા અગણિત છે; એમાંથી જેટલા ગ્રંથોનો પત્તો મળ્યો છે, તે સિવાય બીજા પણ નૂતન નૂતન અનેક ગ્રંથો પ્રકાશમાં આવતા જાય છે. સંસ્કૃત ગ્રંથોને મુકાબલે યૂરોપીય ગ્રંથોને મૂકી શકાય તેમ નથી જેમ હાથીને મુકાબલે નાનો ગુર્ઝી કુતરો, જેમ ગંગા, ગોદાવરી અને સિંધુને મુકાબલે પેલુ ગ્રીક કવિઓનું વહાલું પર્વતનું ઝરણું, તેમ મહાભારત અને રામાયણને મુકાબલે યૂરોપના કાવ્યગ્રંથો સમજવા. વેદોની સંહિતાઓ, બ્રાહ્મણો, આરણ્યકો, ઉપનિષદો, ગૃહ્યસૂત્રો, શ્રૌતસૂત્રો, ધર્મસૂત્રો અને દર્શનો, તે સર્વ ઉપરનાં ભાષ્યો, તેની ટીકાઓ, વળી તેનાં ભાષ્યો, પુરાણ, ઈતિહાસ, સ્મૃતિઓ, કાવ્યો, અલંકાર ગ્રંથો, વ્યાકરણ, ગણિત, જ્યોતિષ, કોષો ઇત્યાદિ અનેક પ્રકારના સંસ્કૃત ગ્રંથો આજે પણ ભારતવર્ષમાં જળવાઈ રહેલા છે આ બધા લિપિબદ્ધ, અપાર પ્રાચીન ગ્રંથસમુદ્રમાં કોઈ સ્થળે ઘુણાક્ષરન્યાયે પણ એવું લખેલું નથી કે પ્રાચીન આર્યોમાં સ્ત્રીઓ બહુ પતિ કરતી ! છતાં પાશ્ચાત્ય પંડિતો એક દ્રૌપદીને પાંચ પતિ હોવાની કથા સાંભળી સિદ્ધાંત કહે છે કે, "પ્રાચીન ભારતવાસીઓમાં સ્ત્રીઓમાં બહુ પતિનો રિવાજ પ્રચલિત હતો !" આ જાતિનો એક બીજો પંડિત ( ફર્ગ્યુસન સાહેબ ) કોઈ ભાંગેલા મંદિરની કોતરણીમાં વસ્ત્રવિનાની સ્ત્રીની મૂર્તિ જોઈને સિદ્ધાંત કરે છે કે, પ્રાચીન ભારતવાસી આર્ય સ્ત્રીઓ લુગડાં પહેરતી નહિ ! સીતા, સાવિત્રી, દ્રૌપદી, દમયંતી ઇત્યાદિ આર્ય સ્ત્રીઓ સસરો, સાસુ, પિતા, માતા, ભાઈભાંડુ વગેરે બધાંની પાસે નગ્નાવસ્થામાં હરફર કરતી ! આથીજ અમે કહીએ છીએ તે ખોટું નથી કે "આવા પંડિતોના અનુવાદો વાંચવા જેવું મહાન પાતક સાહિત્યસંસારમાં બીજું એક પણ નથી."

ત્યારે દ્રૈપદીના પાંચ ધણીનું તાત્પર્ય શું ? એ વાતનો નિશ્ચય કરતા પહેલાં એ વિચાર કરવાનો છે કે આ વાત તે ઐતિહાસિક છે કે કવિની કલ્પના માત્ર છે ? ખરેખર દ્રૌપદીને પાંચ સ્વામી હતા કે માત્ર કવિની તે કલ્પનાજ છે ? અન્ય લેખમાં

અમે સ્વીકાર કરેલો છે કે મહાભારતને કેટલોક ઐતિહાસિક આધાર છે, પરંતુ તેની બધી કથા ઐતિહાસિક છે એવુ સિદ્ધ થતુ નથી. જે સ્પષ્ટ રીતે પ્રક્ષિપ્ત ભાગ છે, તે ઐતિહાસિક નથી, એ વાત તો સ્વતઃસિદ્ધ છે, પરંતુ દ્રૌપદીનુ ચરિત્ર પ્રક્ષિપ્ત કહેવાય નહિ. દ્રૌપદીને લઇનેજ મૂળ મહાભારત છે. ત્યારે શુ દ્રૌપદી યુધિષ્ઠિરની પટ્ટરાણી હતી ? એમ ન હોય તો તેને ઐતિહાસિક ગણી શી રીતે સ્વીકારી હશે ? તે શુ પાંચ પાંડવોની રાણી હશે ?

દ્રૌપદીના પાંચ પતિ સિવાય ભારતવર્ષના કોઇ પણ ગ્રંથમાં, આર્યોમા સ્ત્રીઓના બહુ પતિના રિવાજનુ દર્શન થતુ નથી. સ્ત્રી વિધવા થતાં બીજો વિવાહ કરતી એવુ પ્રમાણ મળી શકશે, પરંતુ એક કાળે કોઇ સ્ત્રી અનેક પતિની સ્ત્રી થઈહોય, એવુ પ્રમાણ મળી શકતુ નથી કોઇના દેખવામા આવ્યુ કે ભોગજોગે કોઈ માણસને એકેક હાથે છ છ આગળા હોય એટલે તેણે બને હાથે મળીને બાર આંગળીઓ જોઇ હોય, વળી ક્યાંક કોઇ સ્ત્રીને આંધળુ છોકરુંજ અવતર્યું હોય, આવું એક એક દૃષ્ટાંત જોઈ કાંઈ એવો સિદ્ધાત કરી શકાય નહિ કે "મનુષ્યજાતિને હાથે બાર આગળાં છે, અને મનુષ્ય આંધળાજ જન્મે છે" તેમજ માત્ર દ્રૌપદીના પાચ પતિ જોઇ સિદ્ધાંત બાંધી શકાય નહિ કે, પૂર્વકાળમા આર્યસ્ત્રીઓમાં બહુ પતિનો રિવાજ પ્રચલિત હતો વળી મહાભારતમા સ્પષ્ટજ છે કે—એવો રિવાજ હતોજ નહિ, કેમકે દ્રૌપદી સબંધે આવો અલૌકિક વ્યાપાર કેમ બન્યો ? તેની હકીકત સમજાવવા માટે મહાભારતકારે પૂર્વજન્મે બનેલી અનેક જાતિની અસંભવિત વાતોની ત્યાં ગોઠવણ કરી છે. સમાજમા ક્યાંય બનેલુ ન હોય તેવુ અત્યંત નવુ અયોગ્ય આચરણ કોઇ કરે તો તે અત્યત લોકનિંદાનુ કારણ બને, એમા સંદેહ નહિ. તો સમાજમા ન હોય એવો રિવાજ (એક સ્ત્રીને બહુ પતિનો રિવાજ) પાંડવો જેવા લોકપ્રસિદ્ધ રાજપુરુષોમા થવાની સંભાવના નથી. એટલે કવિએ એ કથા કોઇ એક તત્ત્વને સ્પષ્ટ કરવા ઘડી કાઢેલી છે, એમા નવાઇ નથી.

ઘડી કાઢેલી કથાના જેવા તેમાં અનેક લક્ષણો છે. દ્રૌપદીને પાચ પતિથી એક એકજ ઔરસ પુત્ર થયો હતો. કોઇને પણ બે ત્રણ ઔરસ પુત્રો થયા નહિ ! ઔરસ કન્યાઓ થઇ નહિ ! તથા ઔરસ સંતતિમાં ઓછા વધતાપણું થયું નહિ ! વળી એ પાંચે પુત્રોમાં કોઇ રાજ્યાધિકારી થયુ નહિ ! તે બધાય એકસાથે અશ્વત્થામાને હાથે મરણ પામ્યા. વળી તેમાંના કોઇનુ પણ ક્યાંય કશું કાર્ય જોવાતુ નથી, કુરુક્ષેત્રના યુદ્ધમાં બધા એક સાથે આવી યુદ્ધ કરી એકીવખતે ચાલ્યા ગયા છે. બીજે પક્ષે જોઇએ તો અભિમન્યુ, ઘટોત્કચ, બભ્રુવાહન વગેરેનાં કાર્યો વર્ણવેલાં હોઇને તેઓ જીવતા જેવા છે.

કોઇ પૂછશે કે, "દ્રૌપદીના પાંચ પતિની વાત ઘડી કાઢેલીજ વાત હોય અને દ્રૌપદી માત્ર એક યુધિષ્ઠિરનીજ રાણી હોય તો બીજા ચાર પાંડવો અવિવાહિત હતા?

એનો ઉત્તર ખરે કઠિન છે.

ભીમ અને અર્જુનનો તો બીજે સ્થળે વિવાહ થયો હતો એ આપણે જાણીએ છીએ, પરતુ નકુળ તથા સહદેવનો બીજે સ્થળે વિવાહ થયો હોય એવી કથા મહાભારતમા મળતી નથી, પણ તે નથી મળતી તે પરથીજ એવો સિદ્ધાંત થાય નહિ કે તેમનો બીજે સ્થળે વિવાહ થયો ન હતો. મહાભારતમા મુખ્યત્વે પહેલા ત્રણ પાંડવો અર્થાત્ યુધિષ્ઠિર, ભીમ અને અર્જુનનુજ ચરિત્ર છે છેલ્લા બે પાડવો તેમની છાયામાત્ર હોઇને કેવળ તેમની સાથે રહીને કામ કરતા દેખાય છે, તેમનો અન્ય વિવાહ થયો હોય તોપણ, તે વાતનું પ્રયોજન નહિ હોવાથી મહાભારતકાર તેમને છોડી પણ દઇ શકે.

જો દ્રૌપદીના પચ પતિની વાત કવિનીજ કલ્પના સમજીએ તો શા હેતુએ કવિએ આવી વિસ્મયકારક કલ્પનાનો આશરો લીધો હોય ! કોઇ ગૂઢ અભિપ્રાય ન હોય તો આવા કુટીલ પથે કવિ જાય શામાટે ‘ એમાં તેનો અભિપ્રાય શો ? તેનુ નિગૂઢ તત્વ આપણે વિચારીએ

એ તત્ત્વ વિચારતા પહેલા કોઈ ચતુર અને શ્રદ્ધાળુ માણસનુ એક વચન અમે ટાકીએ છીએ એ વચન અમે પ્રગટ કરેલા કૃષ્ણચરિત્રને ઉદ્દેશીને એક વિદ્વાને કહેલું છે.

“શ્રીકૃષ્ણે મનુષ્યશરીર ધારણ કરીને આ લોકમા આચરણ કર્યું છે,” આ વાતનો અમે પણ સ્વીકાર કરીએ છીએ, પરતુ મહાભારત રચ્યા પહેલાંથીજ શ્રીકૃષ્ણને અમાનુષી ઇશ્વરી શક્તિવાળા લોકો માનતા હતા, તે પણ પ્રમાણવાળુ જણાય છે. અમને સમજાય છે કે મહાભારત રચવામાં રચનારના મનમા કર્મકાંડનુ વિવેચન, વેદનુ વિવેચન વગેરે અનેક ઉદ્દેશો હોવા છતાં અર્જુન અને સુભદ્રાને નમુના લાયક સ્રીપુરુષરૂપે વર્ણવવા એ પણ તેમનો મુખ્ય ઉદ્દેશ જણાય છે. વળી “ઇશ્વરમાં અચળ ભક્તિ અને દૃઢ વિશ્વાસ એજ આદર્શ પુરુષોનું સ્વાભાવિક બળ છે,” તે પણ દેખાડવા માટે નરોત્તમ શ્રીકૃષ્ણને મહાભારતમાં ગુંથી તેમની ઇશ્વરી શક્તિને મૂર્તિમાન કરવાનો પ્રયાસ કરેલો છે એવી ઈશ્વરી શક્તિ કોઈ માનુષી પાત્રમાં કોઇ કવિથી કદિ ધારણ કરાવાય નહિ. આદિ કવિ વાલ્મીકિએ પણ એવી ઇશ્વરી શક્તિ રામમાં દર્શાવવા યત્ન કર્યો નથી. મહાભારતકારે તેવો પ્રયત્ન કર્યો છે, અને તેમાં યથાશક્તિ સફળતા પણ મેળવી છે. આથીજ મહાભારતનો ગ્રથ પાંચમા વેદને નામે ગણાયો છે. આ ઇશ્વરી શક્તિનું નામ “ નિર્લેપતા ” છે. શ્રીકૃષ્ણ મનુષ્યરૂપે નિર્લેપ છે.

આ નિર્લેપતા તે વૈરાગ્ય નહિ. અમે એનો મર્મ જે સમજીએ છીએ તે ગીતાનો એક શ્લોક ઉતારી સમજાવીએ છીએ.

रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥

गीता० अ० २ श्लो० ६४

"રાગદ્વેષરહિત અને મનને વશ થયેલી ઈંદ્રિયોદ્વારા વિષયોના ઉપભોગ કરતો સંયતાત્મા પુરુષ શાંતિ મેળવે છે."

આ રીતે નિર્લેપતા અથવા અનાસક્તિ સ્પષ્ટ દર્શાવવા માટે હિંદુ શાસ્ત્રકારોએ એવી યુક્તિ ગ્રહણ કરી છે, કે નિર્લેપ અથવા અનાસક્ત પાત્રને ઈંદ્રિયોના ઘણાક વિષયોમાં તેઓને વીંટે છે. એટલાજ માટે મહાભારત પછીના પુરાણલેખકોએ નિર્લેપ શ્રીકૃષ્ણને અગણિત સુંદરીઓ વચ્ચે ગોઠવેલ છે, તેટલાજ માટે તાંત્રિકોનાં સાધન ક્રમમાં બધી ઈંદ્રિયભોગ્ય વસ્તુઓનો ઉપયોગ ગોઠવેલો છે જેઓ એ તમામમાંથી યથેચ્છ ગતિ કરીને પણ તેમાં આસક્તિવાન થાય નહિ, તેજ નિર્લેપ કહેવાય દ્રૌપદીને બહુ સ્વામી પણ એટલાજ માટે કલ્પેલા છે "દ્રૌપદી સ્ત્રીજાતિમાં ધર્મની મૂર્તિ છે, અને તેને આસક્તિ વિનાની ચીતરવી" એ કવિનો ઉદ્દેશ હોવાથી તેને તેવી ચીતરી છે તેથીજ ગણિકાની પેઠે બહારથી પાંચ પુરુષોએ વીંટાયલી છતાં પણ દ્રૌપદી સાધ્વી છે પાતિવ્રત્યની આ પરાકાષ્ઠા છે દ્રૌપદીની નજરે પાંચ પતિ પણ એકજ પતિરૂપ છે. ઉપાસનાની માત્ર એકજ વસ્તુ છે, અને ધર્માચરણનુ એ એકજ અભિન્ન લક્ષ્ય છે જેમ સ્વાભાવિક ધર્માત્માની પાસે અનેક દેવો પણ માત્ર એક ઇશ્વર છે, તેમ આસક્તિરહિત દ્રૌપદી પાસે પાંચ સ્વામી પણ ધર્માચરણનું માત્ર એકજ સ્થળ છે તેને તેઓમાં પક્ષાપક્ષ કે ભેદાભેદ નથી તે પોતાના ગૃહસ્થાશ્રમના ધર્મમાં નિષ્કામ, નિશ્ચળ અને નિર્લેપ હોઇને કર્તવ્યકર્મમા તત્પર છે એજ દ્રૌપદીચરિત્રમાં રહેલી ખરેખરી ખુબી છે આવો ધર્મ બહુજ મુશ્કેલ હોવાથી મહાભારતકારે મહાપ્રસ્થાન પર્વમાં તે પણ દર્શાવેલ છે ત્યા લખ્યુ છે કે, દ્રૌપદીને અર્જુન ભણી જરાક પક્ષપાત હતો તેના પાપે તે સશરીર સ્વર્ગારોહણ કરી શકી નહિ અને રસ્તામા સૌથી પ્રથમ મરણ પામી !

હવે સમજી શકાશે કે, "દ્રૌપદીને તેના પાંચે પતિના પેટનો માત્ર એક એક પુત્રજ શામાટે ?" હિંદુશાસ્ત્ર પ્રમાણે તો પુત્રોની ઉત્પત્તિ ધર્મરૂપ છે, ગૃહસ્થાશ્રમીઓએ તેમા અપ્રીતિ બતાવવી એ અધર્મ છે. પુત્ર ઉત્પન્ન થતાં વિવાહની સફળતા છે ન થતા ધર્મ અધુરો રહે છે, પરંતુ ધર્મનું જે પ્રયોજન તે એક પુત્રેજ સિદ્ધ થાય છે, એકથી વધારે પુત્રોની ઉત્પત્તિ ધર્મકાર્યમાં નિષ્પ્રયોજન હોઇ ઈંદ્રિયતૃપ્તિનુંજ પરિણામ છે. જોવાય છે કે દ્રૌપદી ઈંદ્રિયસુખ માટે નિર્લેપ હતી ધર્મનુ પ્રયોજન સિદ્ધ થતાં સ્વામીઓ સાથેનો તેનો ઈંદ્રિયસંબંધ બંધ પડયો હતો. સ્વામીના ધર્મકાર્ય માટે દ્રૌપદીએ એક એક પુત્ર બધા સ્વામીથી ગર્ભમાં ધારણ કર્યો હતો, પણ તે પછી નિર્લેપતાને લીધે બીજા મતાનો તેણે ગર્ભમાં ધારણ કર્યા ન હતાં. કવિની કલ્પનાનું આ તાત્પર્ય છે.

આ બધી કથાનુ તાત્પર્ય સાંભળી કોઇ એમ સમજે કે, "જે સ્ત્રી અનાસક્તિ ધર્મ ગ્રહણ કરે, તે પાંચ છ મનુષ્યને પણ સ્વામીરૂપે વરી શકે" તો તેમ સમ-

જવાનું નથી. આ કથાનું તાત્પર્ય એટલુંજ છે કે, "જેની ચિત્તશુદ્ધિ થઈ છે તે મહાપાપમાં પડે તોપણ પાપ તેને સ્પર્શ કરી શકે નહિ. દ્રૌપદીના અદૃષ્ટમાં જે હતું તે બન્યું. સ્ત્રીઓને માટે એવું મહાપાપ બીજું કશુંજ નથી; પરંતુ દ્રૌપદીની ચિત્તશુદ્ધિ થઈ હતી એટલેજ તે મહાપાપમાં પણ ધર્મમાં વિજયવતી થઈ હતી."

અમે પ્રથમ દેખાડ્યું છે કે, દ્રૌપદી ધર્મબળને લીધે અત્યંત દર્પવાળી હતી, તેનો એ દર્પ કદિ કદિ, ધર્મને પણ ઓળંગી જતો ! એ દર્પની સાથે એના ઇંદ્રિયજયને કશોજ વિરોધ ન હતો, પરંતુ તેનામાં નિષ્કામ ધર્મ બધાં અંગો સાથે સંપૂર્ણતાને પામ્યો હતો કે નહિ ? તે જૂદી વાત છે

# देशी साहित्यनो आदर

પાત્રો:—૧ ઉચ્ચ દરજ્જાનો અંગ્રેજી કેળવણી પામેલો બંગાળી બાબુ.
૨. તેની સ્ત્રી.

બાબુ—શું ચાલે છે ?

સ્ત્રી—વાંચું છું.

બાબુ.—શું વાંચે છે ?

સ્ત્રી—જે વાંચી જાણું છું તે. હું તમારી અંગ્રેજી જાણતી નથી, ફ્રેંચ પણ જાણતી નથી, નસીબમાં જે છે તેજ વાંચું છું.

બાબુ.—ધૂળ-પથ્થર, દેશી ભાષાઓનાં પુસ્તકોમાં તે શું વાંચવા જેવું છે ? એના કરતાં તો ન વાંચવું બહેતર.

સ્ત્રી—શા માટે ?

બાબુ:—એ સઘળું 'ઇમ્મોરલ,' 'ઓબ્સીન,' 'ફીલ્થી' (નીતિભ્રષ્ટ, બીભત્સ, મલિન) છે.

સ્ત્રી:—(અંગ્રેજી નહિ ભણેલી હોવાથી) એ બધું શું કહેવાય ?

બાબુ:—'ઇમ્મોરલ' કોને કહે છે, તે સમજ,—એ તેજ છે—અર્થાત્ જે 'મોરેલીટી' (નીતિ) ની વિરુદ્ધ હોય.

સ્ત્રી:—એ તે શું કોઈ ચોપગું જાનવર છે ?

બાબુ:—ના, ના—તે એ છે નામ કે—તેને માટે બીજો દેશી શબ્દ ક્યાંથી લાવું ! તે એજ કે, જે 'મોરલ' નથી—તેજ, બીજું શું ?

સ્ત્રી:—મરાલ શું ? રાજહંસ ?

બાબુ:—છટ્ ! છટ્ ! 'ઓ વુમન થાઇ નેઇમ ઇઝ સ્ટુપીડીટી' (હે સ્ત્રી જાતિ ! તારૂંજ બીજું નામ મૂઢતા છે.)

સ્ત્રી—એ વળી શું કહ્યું ?

બાબુ—દેશી ભાષામાં તો એ બધી વાત સમજાવી શકાય એમ નથી–ખરો માર્ગ તો એજ છે કે, દેશી ભાષાની ચોપડીઓ વાંચવીજ યોગ્ય નથી.

સ્ત્રી—આ પુસ્તક કંઇ ખરાબ નથી. વાર્તા મજેની છે.

બાબુ.—એક રાજા અને તેની માશુક બે રાણીઓની વાત છે કે નળદમયંતીની કથા છે ?

સ્ત્રી.—ને સિવાય શું બીજી વાર્તાઓ નથી હોતી કે ?

બાબુ.—તમારી ભાષામાં તે વળી એ સિવાય બીજું શું હોઇ શકે ?

સ્ત્રી.—એ પુસ્તક એવું નથી. એમાં કાટલેટ છે, બ્રાન્ડિ છે, વિધવાવિવાહ છે–સાધ્વીના ગીત છે.

બાબુ—એમજ તેથી તો કહું છું કે, એ ધૂળ પત્થર જેવું શા માટે વાંચે છે?

સ્ત્રી—કેમ, વાંચવાથી શું થાય ?

બાબુ.—"ડીમોરેલાઇ" (નીતિભ્રષ્ટ) થવાય

સ્ત્રી.—તે વળી શું ? ઘેમો રાજા થવાય ?

બાબુ.—કેવી બલા ! ડીમોરેલાઇઝ એટલે ચરિત્રભ્રષ્ટ થવાય ?

સ્ત્રી—સ્વામીનાથ ! આપ બ્રાન્ડીની બાટલીપર બાટલી ઉડાવી જાઓ છો ! જેમની પાસે બેસીને એ કામ થાય છે, તેઓ એવા તો દુષ્ટ ચરિત્રવાળા હોય છે કે તેમનું મો જોવાથી પણ પાપ લાગે. આપના મિત્રો 'ડિનર' પછી જે ભાષામાં વાતચિત કરે છે, તે સાભળીને બબરચી પણ કાનમાં આંગળી ઘાલે છે ! પૃથ્વીમાં એવું એક પણ કુકર્મ નહિ હોય કે જે તેમના હાથે સત્કાર પામતું નહિ હોય ? તે સઘળાઓથી આપના ચરિત્રને ભય નથી, અને હું ગરીબની દીકરી, દેશી ભાષામાં ચોપડી વાંચવાથી ભ્રષ્ટ થઇ જાઉં ?

બાબુ—અમે છીએ 'બ્રાસ પોટસ' (પિત્તળનાં વાસણ), તમે છો 'અર્થન પોટસ' (માટીનાં વાસણ)

સ્ત્રી—એમ પોટ પોટ શામાટે કરો છો ? એકવાર આ ચોપડી જરા નહિ વાંચો ?

બાબુ—(રોમાંચિત થઇને અને પાછળ હઠીને) હું એને અડકીને 'હેન્ડ કોન્ટેમીનેટ' કરીશ નહિ

સ્ત્રી—એટલે શું ?

બાબુ—હું એ સઘળાંને અડકીને હાથ મેલા કરીશ નહિ.

સ્ત્રી—તમારા હાથ મેલા નહિ થશે, હું લૂછી આપું છું.

(સ્ત્રીએ પુસ્તકને પાલવવડે સાફ કરીને સ્વામીના હાથમાં આપવું અને માનસિક મેલના ભયથી બીધેલા ઉચ્ચ શિક્ષિતના હાથમાંથી પુસ્તકનું ભૂમિપતન થવું.)

સ્ત્રી:—અરે દૈવ ! ઠીક, તમે એ પુસ્તકની આટલી ઘૃણા કરો છો કે તમારા

કોઈ અંગ્રેજ પણ તેટલી નહિ કરતા હોય! ઉલટા તે લોક તો એ પુસ્તકનું અંગ્રેજીમાં થએલુ ભાષાંતર વાંચે છે.

બાબુ—કંઈ ગાંડી થઈ?

સ્ત્રી—કેમ?

બાબુઃ—દેશી ભાષાની ચોપડીનો અંગ્રેજીમાં તરજુમો? આવી પાગલ જેવી વાત તને કોણે સંભળાવી? પુસ્તક 'સીડીશન્સ' (રાજદ્રોહી) તો નથી? તેમ હોય તો 'ગવર્નમેંટ' (સરકાર) તરજુમો કરાવે એ સંભવિત છે. પુસ્તકનુ નામ શુ છે વારૂ?

સ્ત્રી—વિષવૃક્ષ.

બાબુઃ—એટલે શુ?

સ્ત્રી—વિષ કોને કહે છે તે જાણતા નથી? તેનુંજ વૃક્ષ.

બાબુ—હા, હા, વીસ એટલે એક કોડી–૨૦.

સ્ત્રી—તેમ નહિ. બીજી એક જાતનું વિષ થાય છે, જાણતા નથી? તમારા સતાપથી મારે એક દિવસ તેજ ખાવુ પડશે.

બાબુઃ—ઓહો! 'પોઇઝન' ડીયર મી!' (ઝેર! અરરર) તેનુંજ ઝાડ ફેંકી દે! ફેંકી દે!

સ્ત્રીઃ—હવે કહો જોઈએ, ઝાડને અંગ્રેજીમાં શુ કહે છે?

બાબુઃ—'ટ્રી.'

સ્ત્રી—હવે બન્ને શબ્દો એકઠા કરો જોઈએ!

બાબુ—પોઈઝન ટ્રી! ઓહો, બરાબર બરાબર! પોઇઝન ટ્રી નામના એક અંગ્રેજી પુસ્તકની વાત મે વર્તમાનપત્રમાં વાંચી હતી ખરી. ત્યારે શુ તે એક બંગાળી પુસ્તકનુ ભાષાંતર છે?

સ્ત્રી—તમે શુ ધારો છો?

બાબુઃ—મારો 'આઇડીઆ' (ખ્યાલ) હતો કે તે પોઇઝન ટ્રી એક અંગ્રેજી પુસ્તક છે, ને તેનોજ બંગાળીમાં તરજુમો થયો છે. ખરે પણ જ્યારે તે અંગ્રેજીમાં છેજ તો પછી બંગાળી શામાટે વાંચવુ?

સ્ત્રી—વાચવું તો અંગ્રેજી પદ્ધતિથીજ સારૂં છે–પછી તે હાથમાં ચોપડી લઈને હો કે ગ્લાસ લઈને હો; હું તમને તે અંગ્રેજી ઢબથીજ વાંચવાને આપુ છું. જરા આ પુસ્તક જુઓને. એ એક અંગ્રેજી પુસ્તકનું ભાષાંતર છે–લેખક પોતે જણાવ્યું છે.

બાબુઃ—બહેક, એવું એવુ વાંચવુ ઠીક છે. કયા અંગ્રેજી પુસ્તકનુ ભાષાંતર છે? 'રોબીન્સન ક્રુઝો' કે 'વૉટ ઓન ધ ઇમ્પ્રુવમેન્ટ ઑફ ધ માઇન્ડ?'

સ્ત્રીઃ—અંગ્રેજી નામ તો હું નથી જાણતી, પણ બંગાળી નામ છે છાયામયી.

બાબુ—છાયામયી? તે વળી શું? જોઉં. (પુસ્તક લઈને) 'ડેન્ટી! બાય જવ!' (ડેન્ટી! હાં!)

સ્ત્રી —( ગાલમાં ને ગાલમાં હસીને ) આ કંઇ બરાબર સમજમાં ન આવ્યું. કમનશીબ બંગાળીની છોકરી અંગ્રેજીનું ભાષાંતર સમજે એટલી બુદ્ધિ ક્યાંથી ધરાવે? જરા તમેજ એ નહિ સમજાવો ?

બાબુ.—તેમા વળી આશ્ચર્ય શું ? ફેન્ટી ફોરટીન્થ સેન્ચ્યુરીમા થઇ ગયો અર્થાત્ તે ચૌદમા સૈકામાં પ્રાદુર્ભૂત થયો હતો

સ્ત્રી.—ફુટન્ત સુંદરીને પાલિશ કરતો હતો ? એટલો મોટો કવિ !

બાબુ —કેવું પાપ ! 'ફોરટીન' એટલે ચૌદ.

સ્ત્રી —ચૌદ સુંદરીને પાલિશ કરતો હતો ? તે ચૌદજ હો, કે પદર હો; પણ સુંદરીને વળી પાલિશ કરતો હતો શા માટે ?

બાબુ —કહું છુ કે, ચૌદમી સેન્ચ્યુરીમાં વર્તમાન હતો

સ્ત્રી —તે ચૌદ સુદરીમાં વર્તમાન હો કે ચૌદસો સુદરીમાં વર્તમાન હો મતલબ તો આ પુસ્તક સાથે છે ને ?

બાબુઃ—પહેલાં 'ઑથર' (લેખકની ) 'લાઈફ' ( જીવનકથા ) જાણવી જોઇએ. તે ફ્લોરેન્સ નગરમાં જન્મ ગ્રહણ કરીને મોટી મોટી ' એપોઈન્ટમેન્ટ ' ( જગ્યાઓ ) 'હોલ્ડ' કરતો હતો (ધરાવતો હતો )

સ્ત્રીઃ—પોર્ટમેન્ટો હોલ્દે (પેટી ઉપાડવાનુ કામ) કરતો હતો ? આપણામાંથી તો હમણાં પોર્ટમેન્ટો હોલ્દે નહિ થાય !

બાબુઃ—એમ કહુ છુ કે મોટી મોટી નોકરી કરતો હતો પાછળથી 'ગેલ્ફ' અને 'ગીબીલીન' ના વિવાદમા—

સ્ત્રી.—હવે એવુ એવુ બોલીને માથુ ન ખાઇ જાઓ. પુસ્તક તો જરા સમજાવો.

બાબુ —તેજ સમજાવુ છુ 'ઑથર' ની લાઇફ જાણ્યા વિના પુસ્તક કેવી રીતે સમજાશે ?

સ્ત્રી.—દુઃખી બગાળીની છોકરી, મારે એ સઘળી વાતો સાથે શુ કામ ? પુસ્તકનો મર્મજ સમજાવી દો ને ?

બાબુઃ—જોઉં, પુસ્તક કેવીક રીતે લખ્યુ છે ?

( પછી પુસ્તક લઇને પ્રથમ પંક્તિનો પાઠ )

"સન્ધ્યા–ગગને નિબિડ કાલિમા" તારી પાસે ડિક્ષનેરી છે ?

સ્ત્રી —કેમ ? ગાડુ ક્યા અટક્યુ ?

બાબુ —'ગગન' એટલે શુ ?

સ્ત્રી —ગગન એટલે આકાશ

બાબુ —"સન્ધ્યા–ગગને નિબિડ કાલિમા ! નિબિડ એટલે શુ ?

સ્ત્રીઃ—ઓ ભગવન્ ! આવાજ જ્ઞાનથી મને શીખવશો કે ? નિબિડ એટલે ધાડુ એટલુએ જાણતા નથી ? જરા તો શરમાઓ ?

બાબુ—શું સમજી, બંગાળી ફ્રેંગાળી એ સૌ તો હલકા લોકો જાણે. એ બધું અમારા લોકોમાં નહિ ચાલી શકે. એ શું અમને શોભે પણ ખરું?

સ્ત્રી.—કેમ? તમે કોણ લોક છો?

બાબુ—અમારા લોકોની છે 'પૉલીસ્ડ સોસાઇટી(સુધરેલી સમાજ)એ બહુ વાહિયાત લોકોનું લખાણ વાહિયાતોજ વાંચે–સાહેબ લોકોની પાસે એની કંઇ પણ કિંમત નથી–'પોલીસ્ડ સોસાઇટી' માં તે શું એ બધું ચાલી શકે?

સ્ત્રી—તે માતૃભાષા ઉપર પાલિશ પક્ષીનો આટલો બધો ક્રોધ શામાટે?

બાબુ:—અરે, મા તો મરીને ક્યારનીએ ભસ્મ થઈ ગઇ છે, તેની ભાષા સાથે તે વળી હવે શો સંબંધ?

સ્ત્રી:—મારી પણ એજ ભાષા છે ને! હું તો કાંઇ મરીને ભસ્મ નથી થઇ ગઇ!

બાબુ—મારા રત્ન! તારે ખાતર એકાદ બંગાળી ચોપડી વાંચીશ; પરંતુ 'માઇન્ડ' (ધ્યાનમાં રાખ)એકજ. તેથી વધારે નહિ, અને તે પણ બારણા બંધ કરીને વાંચીશ કે જેથી કોઇ જોવા પામે નહિ.

સ્ત્રી—ઠીક, તે પણ કબૂલ.

(શોધી શોધીને એક અત્યન્ત અશ્લીલ પરંતુ સરળ પુસ્તક સ્વામીના હાથમાં મૂકવું. સ્વામીનું તેને આદ્યોપાત વાચી જવું.)

સ્ત્રી.—કેમ કેવી ચોપડી?

બાબુ—'એકસેલેન્ટ' (અત્યુત્તમ) બંગાળીમાં પણ આવા ગ્રંથો છે તે હું જાણતો નહોતો

સ્ત્રી:—(તિરસ્કાર સાથે) છટ્! એજ જાણી તમારી પાલિશ પક્ષી? તમારી પાલિશ પક્ષી કરતાં તો અમારી ખરબચડી પક્ષી–(સોસાયટી) શીતલ પક્ષી અનેક રીતે સારી!



# नवीन लेखकोने थोडी सूचना

(૧) કીર્તિમાટે ન લખો. જો કીર્તિમાટે લખશો તો કીર્તિ પણ નહિ મળે અને તમારૂં લેખન પણ સારૂં નહિ થાય. લખાણ સારૂં હશે તો કીર્તિ એની મેળેજ મળશે.

(૨) દ્રવ્યને માટે ન લખો. યૂરોપમાં અનેક લેખકો આ સમયે દ્રવ્ય માટે લેખન–વ્યવસાય કરે છે અને દ્રવ્યપ્રાપ્તિ પણ કરે છે, તેમ તેમના લખાણો પણ સારાં હોય છે, પરન્તુ ભારતવર્ષમા હજુ એવો સમય આવેલો નથી. આ સમયે રૂપિઆ લઇ લખવાનો ઉદ્યમ કરવાથી લોકરુચિ જાળવવાની વૃત્તિ પ્રબલ થાય છે, અને આપણા દેશનો વર્તમાનકાળનો વાચકવર્ગ સાધારણ સસ્કારવાળો હોવાને લીધે તેમની રુચિ તરફ ઝુકવાથી અનિષ્ટ થવાની સપૂર્ણ સભાવના છે.

(૩) તમને એમ નક્કી સમજાય કે તમે લખીને દેશનું કે મનુષ્યજાતિનુ કાંઇ અવશ્ય ભલું કરી શકશો અથવા સાહિત્યમાં કાંઇ નવુ સૌદર્ય ઉમેરી શકશો તોજ લખો જે લોક અન્ય ઉદ્દેશે લખે છે તેઓ લેખકની ઉચ્ચ પદવીને પામી શકતા નથી.

(૪) જે લેખન અસત્ય કે ધર્મવિરુદ્ધ છે અથવા જે લેખનનો આશય પરનિદા, પરપીડા કે સ્વાર્થપરતા છે, તે લેખ કદિ પણ હિતકર થઇ શકતો નથી, અને તેથી તે સર્વથા ત્યાજ્ય છે. સત્ય અને ધર્મજ સાહિત્યનુ લક્ષ છે. અન્ય કોઈ ઉદ્દેશે કલમ ઉઠાવવી એ મહાપાપ છે.

(૫) જે લખો તે તરત પ્રકાશિત કરી ન દો કેટલીક મુદ્દત તેને દાબી રાખો અને પછી તેનુ સંશોધન કરો, એટલે તમને દેખાશે કે તમારા લેખમા અનેક દોષો છે. કાવ્ય, નાટક કે વાર્તાઓ લખો તો તેને તો એક બે વર્ષ મૂકી રાખો એ પછી સશોધન કરવાથી તે વિશેષ સુધરશે. જે લોકો દૈનિક સાપ્તાહિક કે માસિકદ્વારા સાહિત્ય-સેવા કરે છે તેમને માટે આ નિયમ નથી

(૬) જે વિષયમાં જેનો પ્રવેશ ન હોય, તેણે તે વિષયમા હસ્તપ્રક્ષેપ નજ કરવો જોઇએ; એ સ્પષ્ટ વાત છતાં સામયિક સાહિત્ય (દૈનિક, સાપ્તાહિક કે માસિક) માં આ નિયમની રક્ષા થતી નથી.

(૭) પોતાની વિદ્યા કે વિદ્વત્તા દેખાડવાનો ડોળ ન કરો. જો તમારામા વિદ્યા હશે તો તે લેખમાં એની મેળેજ જણાશે. વિદ્વત્તાનો ડોળ દેખાડવાથી વાચકોને કંટાળો ઉપજે છે, અને તેથી પણ વિશેષ હાનિ તો લેખનરચના બગડશે એ છે. આજકાલ લેખકો અગ્રેજી, સસ્કૃત, ઉર્દુ ઇત્યાદિ ભાષાઓનાં અવતરણો (કોટેશન) કરતા જણાય છે, પણ આટલો નિયમ ખાસ યાદ રહેવો જોઇયે કે જે ભાષા તમે જાણતા ન હો એ ભાષાના વાકયને કે વાક્યાંશને અન્ય ભાષાની સહાયતાથી કદિ અવતરણ કરશો નહિ.

(૮) અલંકારો મૂકવાને કે રસિકતા લાવવાને ડોળ કરો નહિ. કોઈ કોઈ સ્થાનમાં અલંકારનું તથા વ્યંગનું કામ પડે છે ખરૂ, પણ જો લેખકના ભંડારમાં એ સામગ્રી હશે તો પ્રસંગવશાત્ તરતજ આવી હાજર થશે ભંડારમાં નહિ હોય તો તમારી અલંકાર મૂકવાની કે રસિકતા લાવવાની ક્રિયા ઉપહાસપાત્રજ થઈ પડશે.

(૯) સૌ અલંકારોમાં શ્રેષ્ઠ અલંકાર સરળતા છે. જે લેખક સહેલા શબ્દોમાં ને સહેલી પદ્ધતિમાં પોતાના મનનો ભાવ સમજાવી શકે છે તેજ ઉત્તમ લેખક છે; કારણ કે લખવાનો હેતુજ વાંચનારાઓને સમજાવવાનો છે.

(૧૦) કોઈનું અંધશ્રદ્ધાએ અનુકરણ ન કરો, કેમકે અનુકરણમાં દોષોનુંજ અનુકરણ થાય છે, ગુણોનું નહિ. અમુક સંસ્કૃત, અંગ્રેજી, ઉર્દુ કે બંગાળી લેખકે આમ લખ્યું છે માટે હું પણ આમજ લખું, એ વાતને કદિ પણ મનમાં સ્થાન આપશો નહિ.

(૧૧) જે વાતનું પ્રમાણ આપી શકો નહિ તે વાત પણ લખો નહિ. દરેક વખતે પ્રમાણો આપવાની જરૂર પડતી નથી, તથાપિ પ્રમાણ તૈયાર પાસે રાખવું એ બહુ જરૂરનું છે.

(૧૨) કોઈપણ ભાષાનું સાહિત્ય એ જાતિના ભરોસારૂપ છે આથી એ જાતિના લેખકો જો એ નિયમોપર ધ્યાન રાખશે તો તેમના ભાષા-સાહિત્યની શોભા સત્વર વૃદ્ધિ પામશે.





# व्याघ्राचार्य बृहल्लांगूल

એક દિવસ સુંદરવનમાં વ્યાઘ્રોની મહાસભા મળી હતી, ગાઢ અરણ્યમાં વિશાળ ભૂમિખંડ ઉપર ભયંકર આકૃતિવાળા અનેક વ્યાઘ્રો દંષ્ટ્રપ્રભાથી અરણ્યપ્રદેશને પ્રકાશિત કરીને પુચ્છાસન વાળી હારબંધ બેઠા હતા. સઘળાએ એકમત થઇને અમિતોદર × નામના એક વૃદ્ધ વ્યાઘ્રને સભાપતિ બનાવ્યા. અમિતોદર મહાશયે અધ્યક્ષસ્થાન ગ્રહણ કરીને સભાના કાર્યનો આરંભ કર્યો. તેઓ સભાસદોને સંબોધન કરીને કહેવા લાગ્યા:–"આજે આપણા લોકોનો કેવો શુભ દિવસ છે આજે આપણે સઘળા અરણ્યવાસી, માંસાભિલાષી, વ્યાઘ્રકુલતિલક પરસ્પરના મંગલસાધનાર્થે આ અરણ્યમાં એકત્ર થયા છીએ આહા ! નિન્દાપ્રિય, ખલ સ્વભાવનાં અન્ય પશુઓ કહેતા આવ્યા છે કે આપણે ઘણા અસામાજિક, વનમા એકલાજ વસવાનુ પસંદ કરનારા અને સંપવિનાના છીએ, પરન્તુ આજે આપણી સમસ્ત સુસભ્ય વ્યાઘ્રમંડળી એકત્રિત થઇ છે, તે દર્શાવી આપે છે કે એ નિંદા કેવી પાયાવિનાની છે. હમણાં આપણામા દિવસે દિવસે સભ્યતાની અભિવૃદ્ધિ જે પ્રમાણમા થવા માંડી છે તે પરથી મને સંપૂર્ણ આશા રહે છે, કે બહુજ થોડા સમયમાં વ્યાઘ્ર પ્રજા સભ્ય જાતિઓમાં અગ્રગણ્ય થઇ પડશે. આ સમયે હું વિધાતાને પ્રાર્થના કરૂં છું, કે આપણે હમેશ આ પ્રમાણે જાતિહિતૈષિતા દર્શાવીને આપણો પરાપૂર્વથી ચાલતો આવેલો ધંધો–નાનાવિધ પશુઓનું હનન કરવાનો–સલાહ શાંતિથી ચલાવી પરમ સુખમાં વસીએ !"

( સભામાં પૂછડા પટપટાવી પડેલી તાળીઓનો અવાજ )

"બન્ધુઓ ! હવે આપણે જે ખાસ કામને માટે એકત્ર થયા છીએ તે સંક્ષેપમાં જણાવવાની હું રજા લઇશ આપ સઘળાજ જાણો છો કે આ સુંદર વનની વ્યાઘ્રસમાજમાંથી વિદ્યાની ચર્ચા ક્રમે ક્રમે લોપ થતી જાય છે. આથી આપણી તીવ્ર ઇચ્છા છે કે આપણે સુશિક્ષિત થવું, કારણ કે આજકાલ સઘળા કેળવાય છે, તો આપણે પણ તેવા થવું જોઇએ. વિદ્યાવિષયક ચર્ચાને માટેજ આ "વ્યાઘ્રસમાજ" સ્થાપિત થઇ છે આ સ્થળે મારે એટલુંજ કહેવાનુ છે કે આપ લોકો એને અનુમોદન આપશો.

× જેનું પેટ કદી ભરાતુંજ નથી એવો.

સભાપતિનું આ ભાષણ સમાપ્ત થતાં,સભાસદોએ "ધુર્‌ર્‌ર્‌ર્ ધુર્‌ર્‌ર્‌ર્" ધ્વનિ કરી એ ઠરાવને અનુમોદન આપ્યું. એ પછી બીજા કેટલાક ઠરાવો રજુ થયા તેને અનુમોદન મળ્યું અને તે સ્વીકારાયલા જાહેર થયા. દરેક ઠરાવ ઉપર સાથે સાથે લાંબાં લાંબાં ભાષણો પણ અપાયા, તે સઘળાં વ્યાકરણદોષરહિત અને અલંકારયુક્ત હતાં; પરન્તુ તેમાં શબ્દવિન્યાસની છટા ઘણી ભયંકર હતી ભાષણોના સપાટાથી આખું સુંદરવન કંપી ઉઠયુ હતુ.

એ પછી સભાનાં બીજા આવશ્યક કાર્યો થઇ રહ્યા બાદ સભાપતિએ જણાવ્યું; " આપ જાણો છો કે, આ સુંદરવનમાં બૃહલ્લાંગૂલ નામક એક મહા પંડિત વ્યાઘ્ર વસે છે. આજે રાત્રે તેમણે મારા આગ્રહથી "મનુષ્યચરિત્ર" ઉપર એક નિબંધ વાચવાનું સ્વીકાર્યું છે."

મનુષ્યનું નામ સાંભળીને કેટલાક યુવાન સભાસદોને ભુખની લાગણી થઇ આવી; પરન્તુ તે સમયે સાર્વજનિક મિજબાની (પબ્લીક ડીનર્સ) ની ગોઠવણ નહિ હોવાથી તેઓ શાંત થઇને બેઠા. વ્યાઘ્રાચાર્ય બૃહલ્લાંગૂલ મહાશય સભાપતિની વિનંતિ પછી ગર્જના સાથે ઉઠયા, અને પથિકોને ભયભીત કરે એવા સ્વરથી નીચેનો નિબંધ વાચવા લાગ્યા –

" સભાપતિ મહાશય ! વાઘણ બહેનો અને વ્યાઘ્ર ગૃહસ્થો ! મનુષ્ય એક પ્રકારનું બેપગું જાનવર છે, પરન્તુ તેને પાંખ નથી માટે તેને પંખી કહી શકાય નહિ, બલ્કે ચોપગાંઓ સાથે તેને ઘણું સાદૃશ્ય છે. ચોપગાઓને જેવા હાડકાં છે તેવાંજ મનુષ્યોને પણ છે એટલા માટે મનુષ્યને એક પ્રકારનું ચોપગું કહી શકાય. તફાવત એટલોજ છે, કે ચોપગાંઓની બનાવટમા જેવી સુંદરતા છે તેવી મનુષ્યોમાં નથી; પરંતુ કેવળ આટલા તફાવતને લીધે મનુષ્યોને બેપગાં કહીને તેના તરફ તિરસ્કાર દર્શાવવો એ યોગ્ય નથી

ચોપગાંઓમાં વાનરોની સાથે મનુષ્યોનુ વિશેષ સાદૃશ્ય છે. વિજ્ઞાની લોકો કહે છે કે, કાલક્રમે પશુઓના અવયવની ઉત્ક્રાંતિ (ઇવોલ્યુશન) થાય છે અને જે અવયવોની ખોટ હાલ જણાય છે તે કેટલીક પેઢીયો પછી પૂરી પડશે; આથી મને વિશ્વાસ છે કે મનુષ્ય-પશુ પણ કાલપ્રભાવને લીધે પૂછડાવાળા બનીને વાનરવર્ગમાં ગણાવાને લાયક થશે.

મનુષ્ય-પશુ અત્યંત સ્વાદિષ્ટ અને ખોરાક તરીકે ઉમદા હોય છે, એ વાત આપ સર્વને જાણીતીજ છે. ( આ સાંભળીને સઘળા સભ્યો પોતપોતાનું મો ચાટવા લાગ્યા. ) તેઓ સઘળે ઠેકાણે અનાયાસેજ પકડાઈ જાય છે. હરણ વગેરેની પેઠે તેઓ ત્વરિત ગતિથી પલાયન કરી જવાને શક્તિમાન નથી અને પાડા ઇત્યાદિની પેઠે બળવાન કે શૃંગાદિ આયુધયુક્ત પણ નથી જગદીશ્વરે આ સમગ્ર જગત્ વ્યાઘ્રજાતિનાં સુખનેમાટેજ સરજાવ્યું છે, એમાં સંદેહ નથી. એટલા માટેજ વ્યાઘ્રના ઉપયુક્ત ભોજ્ય, મનુષ્ય-પશુને પલાયનની અથવા તો આત્મરક્ષાની શક્તિ જુદાં આપી

નથી વસ્તુત મનુષ્યજાતિ જે પ્રમાણે અરક્ષિત—નખ, દત, શૃંગાદિથી વર્જિત, ગમનમા મદ અને પ્રકૃતિએ કોમળ છે,—તે જોઇને આશ્ચર્ય થાય છે, કે ઇશ્વરે આ માટે એને સરજાવી હશે ? વ્યાઘ્રજાતિની સેવા સિવાય એમના જીવનનો બીજો કોઇ ઉદ્દેશ જણાતો નથી.

આ સઘળાં કારણોથી, વિશેષ કરીને તેમના માંસની કોમળતાને લીધે આપણે મનુષ્યોને વધારે ચાહીએ છીએ, નજરે પડતાંજ પકડીને આરોગી જઇએ છીએ. આશ્ચર્યની વાત તો એ છે કે, તેઓ પણ મોટા વ્યાઘ્રભક્ત છે. આ વાતમાં કદાચ આપની શ્રદ્ધા નહિ ચોટે તો દૃષ્ટાન્તતરીકે મારા પોતાના સબધમાં જે બન્યું છે છે તે કહી સંભળાવુ છું ! આપને વિદિતજ છે, કે હુ લાંબા વખત સુધી દેશાટન કરીને બહુદર્શી થયો છું. હુ જે દેશમા પ્રવાસ કરતો હતો, તે દેશ આ વ્યાઘ્રભૂમિ—સુદરવનની ઉત્તરે આવેલો છે ત્યા ગોમનુષ્યાદિ ક્ષુદ્ર આશયવાળાં આહરુ પશુઓ વસે છે. ત્યાંનાં મનુષ્યોની બે જાત છે. એક કૃષ્ણવર્ણ અને બીજી શ્વેતવર્ણ. એક દિવસ તે દેશમાં હુ વિષય કર્મને માટે ગયો હતો.

આ સાંભળીને મહાદષ્ટ્રા નામનો એક ઉદ્ધત સ્વભાવનો વ્યાઘ્ર પૂછવા લાગ્યો:—

"વિષયકર્મ એટલુ શુ ?"

બૃહલ્લાગૂલ મહાશય બોલ્યા—"વિષયકર્મ એટલે આહારાન્વેષણ ×" હમણા સભ્ય લોકોમાં આહારાન્વેષણને 'વિષયકર્મ' કહેવામા આવે છે, તેથી કઇ સઘળા લોકોનાજ આહારાન્વેષણને વિષયકર્મ કહેવામા આવે છે એમ નથી મોટા લોકોના આહારાન્વેષણનુ નામ વિષયકર્મ અને ઉતરતા દરજ્જાના લોકોના આહારાન્વેષણનુ નામ 'જુગાર, ચોરી, ઉચાપત કરી જવાની વૃત્તિ, અને ભિક્ષા' છે ધૂર્ત લોકોના આહારાન્વેષણનું નામ ચોરી, બળવાનોના તે કૃત્યને ધાડપાડુપણુ, અને કેટલાક ખાસ પુરુષોના કાર્યને એ નામ લાગુ પાડી શકાય એમ નહિ હોવાથી તેને વીરત્વ કહેવામા આવે છે. જે ધાડપાડુને સજા કરી શકાય તેમ હોય છે તેના કામને ધાડપાડુપણુ અને જે ધાડપાડુને કોઇ સજા કરી શકે એમ ન હોય તેના ધાડપાડુપણાને વીરત્વ કહેવામાં આવે છે. આપને જ્યારે સભ્ય-સમાજમાં રહેવાનુ થાય ત્યારે, આ સઘળાં વિચિત્ર નામો યાદ રાખવાં જોઇએ. નહિ તો લોકોમા અસભ્ય ગણાશો. વસ્તુત. મારા વિચાર પ્રમાણે આ સઘળાં ભિન્ન ભિન્ન નામોની આવશ્યકતા નથી, એકલું 'ઉદરપૂજા' નામ રાખવાથીજ વીરત્વ આદિ સઘળા ગુણો સમજી જવાય છે. એ ગમે તેમ હો, હમણાં તો હુ જે મૂળ વિષયપર બોલુ છુ તેજ શ્રવણ કરો.

"મનુષ્યો મોટા વ્યાઘ્રભક્ત છે હુ એક દિવસ મનુષ્યોની વસ્તીમાં વિષયકર્મનેમાટે ગયો હતો. સાંભળવા પ્રમાણે આ સુદરવનમાં કેટલાંક વર્ષ થયાં એક 'પોર્ટ કેનિંગ કંપની' સ્થાપિત થઇ છે."

× આહારની શોધખોળ.

મહાદંષ્ટ્રા ફરીથી ભાષણમાં ભંગ પડાવીને પૂછવા લાગ્યાઃ—"પોર્ટ કેનિંગ કંપની કયી જાતનું પ્રાણી ?"

બૃહલ્લાંગૂલ બોલ્યાઃ—"તેની મને પૂરેપૂરી માહિતી નથી. એ જંતુનો આકાર અને હાથપગ વગેરે કેવાં હતાં તથા તેની હનનવૃત્તિ કેવા પ્રકારની હતી તે સઘળાની મને ખબર નથી, પણ મે સાંભળ્યું છે કે, એ પશુમનુષ્યોએ ઉત્પન્ન કર્યું હતું. તે મનુષ્યોનાજ હૃદયશોણિતનું પાન કરતું હતું, તેના પોષણથી ઘણું હૃષ્ટપુષ્ટ થયું હતું અને હમણા મરી ગયુ છે. મને લાગે છે કે મનુષ્યજાતિ બીલકુલ વિચારશૂન્ય છે તેઓ સદૈવ પોતપોતાનો નાશ કરવાની યુક્તિ અને સાધનો શોધવામાજ રોકાયલા રહે છે. મનુષ્યો જે અનેક અસ્ત્રશસ્ત્રનો ઉપયોગ કરતા આવ્યા છે, તે સઘળા અસ્ત્રશસ્ત્રોજ આ વાતનું પ્રમાણ છે. મનુષ્યોનો વધ કરવો એજ એ સઘળાં શસ્ત્રોનો ઉદ્દેશ છે. સાંભળ્યુ છે કે કોઇ કોઇ વખતે હજારો મનુષ્યો રણક્ષેત્રમાં એકત્રિત થઇને આ સઘળા અસ્ત્રશસ્ત્રદ્વારા એકબીજા ઉપર પ્રહાર કરીને સંહાર ચલાવે છે. મને લાગે છે કે મનુષ્યોએ પરસ્પરના વિનાશને માટેજ આ "પોર્ટ કેનિગ કંપની" નામનો રાક્ષસ સરજાવ્યો હતો. તે ગમે તે હો. આપ લોકો સ્થિર ચિત્તે આ મનુષ્યવૃત્તાંત સાંભળશો. વચમાં વચમા પ્રશ્ન પૂછીને ભંગ પડાવવાથી ભાષણનો રસ જામે નહિ. આપણે હમણાં સભ્ય થયા છીએ, એટલા માટે દરેક કામમા સભ્ય લોકોના નિયમ પ્રમાણે વર્તવુ જોઇએ. હું એક દિવસ "પોર્ટ કેનિંગ કંપની"ના મુખ્ય સ્થળ માતલામા વિષયકર્મનેમાટે ગયો હતો. ત્યાં વાસના એક મંડપમા નૃત્ય કરતું એક માસદાર બકરીનું બચ્ચુ જોયુ. તેનો સ્વાદ લેવા માટે મેં તે મંડપમાં પ્રવેશ કર્યો; પણ પાછળથી જાણવામાં આવ્યુ કે એ મંડપ જાદુઇ હતો. મનુષ્યો તેને ફાંદ કહે છે. મારો પ્રવેશ થતાંજ તેનાં દ્વાર આપોઆપ બંધ થઇ ગયાં. એ પછી કેટલાક મનુષ્યો તે સ્થળે આવી પહોંચ્યાં. તેમને મારા દર્શનથી પરમાનંદ થયો. તેઓ આનંદસૂચક ધ્વનિ અને હાસ્યપરિહાસ કરવા લાગ્યા. તેઓ મારી અત્યંત પ્રશંસા કરતા હતા તે હું કળી ગયો. કોઇક મારા દાંતનાં, કોઇક નખનાં અને કોઇક પૂછડાનાં વખાણ કરવા મંડયા, અને કેટલાક તો મારા ઉપર વહાલ દર્શાવીને પત્નીના સહોદરને જે સંબોધન કરાય છે તેજ શબ્દથી મને પણ સંબોધવા લાગ્યા. એ પછી તેમણે ભક્તિભાવથી મને મંડપ સાથે ખાંધ ઉપર ઉઠાવીને એક રથ ઉપર ચઢાવ્યો. બે સ્વચ્છ શ્વેત કાંતિવાળા બળદ એ રથને ખેંચતા હતા. તેમને જોઇને મારી ક્ષુધા ઘણી વધવા લાગી; પરંતુ તે વખતે જાદુઇ મંડપમાંથી બહાર નીકળવાનો ઉપાય ન હતો એટલે ખાતાં વધેલા બકરાવડેજ મારે ક્ષુધાનું શમન કરવું પડ્યું. હું સુખપૂર્વક રથારોહણ કરીને અજમાંસ ખાતો ખાતો એક નગરવાસી શ્વેતવર્ણ મનુષ્યના મુકામ પાસે આવી પહોંચ્યો. તેણે જાતે મારા સન્માનને માટે આંગણામાં આવીને મારી અભ્યર્થના કરી; અને લોખંડના સળીઆથી વિભૂષિત એક સુંદર ઘરમાં મને ઉતારો

આપવાનું સૂચવ્યુ. આ સ્થળે જીવતાં તથા તરતનાંજ હણેલાં બકરાં, મેઢાં અને ગાય વગેરેનાં ઉત્કૃષ્ટ રુધિરમાંસથી તેઓ મારી સેવા કરતાં, અને બીજા પણ અનેક દેશી–પરદેશી મનુષ્યો મારા દર્શનનેમાટે આવતા, અને તેઓ મારા દર્શનથી કૃતકૃત્ય થતા હતા, એ હુ સ્પષ્ટપણે જોઇ શકતો.

હુ લાંબા વખત સુધી એ લોહજાળથી શણગારાયલા વાસસ્થાનમા રહ્યો, તે સુખ છોડી દઇને મને પાછા ચાલ્યા આવવાની જરા પણ ઇચ્છા ન હતી, પરતુ સ્વદેશ-પ્રેમને લીધેજ હુ ત્યાં રહી શકયો નહિ. અહા ! જ્યારે આ જન્મભૂમિનું મને સ્મરણ થઇ આવતુ ત્યારે હુ ધુર્રર્રર્ ધુર્રર્રર્ કરીને પોકાર કરી મૂકતો; "હે માતૃભૂમિ ! સુદરવન ! શુ હુ તને કદી પણ ભૂલી શકુ ? જ્યારે મને તારૂ સ્મરણ થતુ ત્યારે હુ ઘેટા અને બકરાનુ માંસ પણ ખાતો નહિ, અથવા ખરૂ પૂછો તો તેમનાં હાડકાં અને ચામડા એમનાં એમ રહેવા દેતો અને સર્વદા પૂછડાના પછાડાથી મારા અતઃકરણની અસ્વસ્થતા લોકોને દર્શાવતો હે જન્મભૂમિ ! મે જેટલા દિવસ સુધી તારાં દર્શન કીધા ન હતાં, તેટલા દિવસ સુધી વગરભૂખે ખાતો નહિ, અને વિનાઉંઘે સૂતો નહિ. દુઃખની વધારે વાત શી કહુ ? પેટ જેટલુ સમાવી શકતુ તેટલુ જ અથવા તો માત્र બશેર ચાર શેરજ વધારે ખાતો ! એથી વધુ ખાઇ શકતો નહિ

આ સમયે બૃહલ્લાગૂલ મહાશય જન્મભૂમિના પ્રેમથી ગદ્ગદિત થઇને અનેક ક્ષણસુધી મૌન ધરી ઉભાજ રહ્યા. જાણવામાં આવ્યુ કે તેઓ અશ્રુપાત કરતા હતા અને તેના ચિન્હ તરીકે એક બે સ્વચ્છ જલબિન્દુ જમીનપર પડેલાં જોવામા આવ્યાં, પરતુ કેટલાક યુવાન બાંધ્રોએ તકરાર ઉઠાવી કે તે ટીપાં બૃહલ્લાગૂલ મહાશયનાં અશ્રુબિદુ ન હતા, પરતુ મનુષ્યાલયના પ્રચુર આહારની વાતનું સ્મરણ થતાં તેમના મુખમા આવી ગએલુ પાણી હતુ.

લેકચરરે (ભાષણકર્તાએ) પછી ધીરજ ધરીને ફરીથી બોલવાનો આરભ કર્યો. " કેવી રીતે મે તે સ્થળનો પરિત્યાગ કર્યો, તે કહેવાનુ પ્રયોજન નથી. મારો વિચાર જાણવામા આવ્યો હશે તેથી કે ક તો ભૂલથી મારો સેવક મારૂ મદિર ધોવા પછી દ્વાર ઉઘાડુ મૂકીને ચાલ્યો ગયો હુ તે દ્વારમાંથી બહાર આવીને ઉદ્યાનરક્ષકને મોમાં લઇ ચાલ્યો આવ્યો."

આ સઘળો વૃત્તાંત વિસ્તારપૂર્વક જણાવવાનુ કારણ એટલુજ કે, હુ લાંબા વખત સુધી મનુષ્યસમાજમાં વસી આવ્યો છુ–અર્થાત્ મનુષ્યચરિત્રથી સારી પેઠે માહીતગાર થઇ આવ્યો છું–એ સાંભળીને આપ મારા કથન ઉપર ખાત્રીપૂર્વક વિશ્વાસ મૂકી શકો મે જે જાતે જોયુ છે તેજ કહીશ અન્ય પ્રવાસીઓની બનાવટી વાતો જે આપણે લાંબા વખતથી સાંભળતા આવ્યા છીએ તેપર મને શ્રદ્ધા નથી. આપણે પરાપૂર્વથી સાભળતા આવ્યા છીએ કે " મનુષ્યો દુર્બળ પ્રાણી હોવા છતાં પોતાને માટે પર્વત જેવા આકારનાં વિચિત્ર ગૃહો નિર્માણ કરે છે. " તેઓ આવાં પર્વતા-

કાર ગૂહોમા વસે છે એ ખરૂ, પરતુ મે તેમને કોઇ પણ દિવસ એવાં ગૂહો બાધતાં નજરે જોયા નથી, એટલા માટે તેઓ આવી જાતના ઘરો પોતેજ બાંધે છે એ વાતનું કંઇ પણ પ્રમાણ નથી. મને લાગે છે કે તેઓ જે ઘરોમાં વસે છે તે વસ્તુત- પર્વતજ છે, કુદરતનીજ સૃષ્ટિ છે, પરતુ તેમા અનેક ગુફાઓ જોવામા આવતા બુદ્ધિજીવી મનુષ્યપશુએ તેનો આશ્રય લીધો લાગે છે. ×

મનુષ્ય જન્તુ ઉભયાહારી છે. માંસભક્ષી અને ફળાહારી. તેઓ મોટા વૃક્ષો ખાઇ શકતાં નથી, પણ નાના નાના છોડવાઓ મૂળ સાથે ખાઈ જાય છે. મનુષ્યોને નાના ઝાડો એટલા તો રુચે છે કે તેઓ પોતે તેને ઉગાડીને વાડથી ઘેરી રાખે છે. એ પ્રકારની રક્ષિત ભૂમિને ખેતર અથવા બગીચો કહે છે. એક મનુષ્યના બગીચામાં બીજુ મનુષ્ય ચરી શકતુ નથી.

મનુષ્યો ફળ, મૂળ, લતા, રોપા ઇત્યાદિ ખાય છે ખરાં, પરતુ તેઓ ઘાસ ખાય છે કે નહિ તે હુ કહી શકુ નહિ. મે કદિ પણ કોઈ પણ માણસને ઘાસ ખાતાં જોયો નથી, પરતુ એ વાતમા મને કઇક સશય છે. ગોરાઓ અને કાળા લોકમાંના તવગર માણસો પોતપોતાના બગિચામા ઘાસ (લૉન) ના ક્યારા તૈયાર કરાવે છે. મારી સમજ પ્રમાણે તેઓ એ ઘાસ ખાતા હોવા જોઇએ, નહિ તો તેને માટે આટલી કાળજી શા માટે રાખે ? મે એક કૃષ્ણવર્ણના મનુષ્યને મોઢે સાંભળ્યુ છે કે "આખો દેશ ઉજ્જડ થઈ ગયો છે. જેટલા સાહેબ, સુબા અને મોટા લોકો છે તે સઘળા ઘરમા બેઠા બેઠા ઘાસ વાગોળે છે" એ ઉપરથી મોટા માણસો ઘાસ ખાય છે એ તો નક્કીજ છે.

કોઇ માણસ જ્યારે ઘણો ગુસ્સે થાય છે ત્યારે કહે છે કે, "શુ હુ ઘાસ ખાઉં છુ ?" હુ જાણું છું કે મનુષ્યો જે કામ કરે છે તે બહુજ કાળજીપૂર્વક ગુપ્ત રાખવાનો તેમનો સ્વભાવ છે. એટલામાટે જ્યારે તેઓ ઘાસ ખાવાની વાતપર ગુસ્સે થઇ જાય છે ત્યારે અવશ્ય એવા સિદ્ધાન્તપર આવવુ પડે છે કે, તેઓ ઘાસ ખાતાજ હોવા જોઇએ.

મનુષ્ય લોકો પશુપૂજા કરે છે. જે રીતે મારી પૂજા કરવામાં આવી હતી તે કહી ચૂક્યો છુ. ઘોડાઓની પણ તેઓ એજ પ્રમાણે પૂજા કરે છે. તેને આશ્રયસ્થાન આપે છે, આહારની ગોઠવણ કરે છે, સ્નાન કરાવે છે અને માલિસ પણ કરે છે. અશ્વ મનુષ્ય કરતા શ્રેષ્ઠ પશુ હોવાથીજ તેઓ તેની પૂજા કરે છે.

---

× વાચક મહાશય, બૃહલ્લાંગૂલના ન્યાયશાસ્ત્રનુ જ્ઞાન જોઇને વિસ્મિત થશો નહિ. આવીજ જાતના તર્કથી મેક્ષમૂલરે સાબીત કર્યું છે કે પ્રાચીન ભારતવાસીઓ લખી જાણતા ન હતા. વળી એવાજ તર્કથી જેમ્સે સિદ્ધ કર્યું છે કે પ્રાચીન ભારતવાસીઓ જંગલી હતા, અને સસ્કૃત ભાષા અસભ્ય ભાષા છે. વસ્તુત- આ વ્યાકરણપંડિત અને કેટલાક મનુષ્યપંડિતો વચ્ચે ઝાઝો ફેર જોવામા આવતો નથી.

મનુષ્યો બકરા, મેઢા ઇત્યાદિનું પાલન પણ કરે છે ગાયના સબંધમાં તેમનું વર્તન અજબ જેવુ જોવામાં આવ્યુ છે. તેઓ ગાયનુ દૂધ પીએ છે! એ ઉપરથી પ્રાચીન કાળના બ્રાહ્મપંડિતોએ એવું પ્રતિપાદન કર્યું છે કે મનુષ્યો એક સમયે ગોવત્સ હતા! હું એટલુ બધુ તો માની શકતો નથી, પરંતુ આ ઉપરથી એટલું તો માલૂમ પડે છે કે તેઓ ગાયનું દૂધ પીએ છે તેથીજ તેમની બુદ્ધિ ઢોર જેવી હશે.

ગમે તેમ હો, પરંતુ મનુષ્યો આહારપ્રાપ્તિને માટે ગાય, બકરા અને મેઢાં પાળે છે એ એક અનુકરણ કરવા જેવી રીત છે એમા સંશય નથી. મે એવો ઠરાવ રજુ કરવાનો વિચાર રાખ્યો છે કે આપણે પણ મનુષ્યોની ગૌશાળા સ્થાપન કરીને મનુષ્યપાલન કરવુ.

ગાય, ઘોડા, બકરાં અને મેઢાની વાત કહી; પણ એ સિવાય હાથી, ઉંટ, ગર્દભ કુતરા અને બિલાડાંજ નહિ પણ પક્ષીઓ સુદ્ધાં તેમની સેવા પામે છે, એટલા માટે મનુષ્ય જાતિને પશુ માત્રના સેવક કહીએ તો કહી શકાય.

મે મનુષ્યાલયમાં અનેક વાનરો પણ જોયા હતા તેઓ બે જાતના હતા—એક પૂછડાંવાળા, બીજા પૂછડા વિનાના. પૂછડાંવાળા વાનરો ઘણે ભાગે છાપરાં ઉપર અથવા તો ઝાડ ઉપર રહે છે. કેટલાક નીચે પણ જોવામાં આવે છે એ ખરૂ, પરંતુ મોટો ભાગ ઉંચે સ્થાનેજ રહે છે. એનુ કારણ કુળાભિમાન અને જાતિ અભિમાનજ હશે.

"મનુષ્યચરિત્ર અત્યંત વિચિત્ર છે. તેમનામાં વિવાહની જે રીતિ પ્રચલિત છે તે અત્યંત આશ્ચર્યજનક છે એ સિવાય તેમની રાજનીતિ પણ ઘણીજ મનોહર છે. સર્વનુ ક્રમે ક્રમે વર્ણન કરીશ."

આટલે સુધી નિબંધ વંચાયો, એટલામા સભાપતિ અમિતોદર દૂર એક હરિણશિશુ નજરે પડતા ચૅર (ખુરશી) ઉપરથી છલંગ મારીને તેની પાછળ દોડવા લાગ્યા અમિતોદર આવા દૂરદર્શી હતા એટલા માટેજ તેમને સભાપતિ બનાવવામાં આવ્યા હતા સભાપતિને એકાએક વિદ્યાવિષયક ચર્ચાથી વિમુખ થએલા જોઇને નિબંધવાચક કંઇક ખિન્ન થયા. તેમનો મનોભાવ જાણી જતાં એક સુજ્ઞ સભાસદ તેમને કહેવા લાગ્યો—" આપ ગુસ્સે થશો નહિ. સભાપતિ મહાશય 'વિષયકર્મ'ને માટે ગયા છે. આટલામા હરણાઓનું ટોળુ આવ્યુ લાગે છે. મને તેની ગંધ આવેછે."

આ વાત સાંભળતાંજ સઘળા મહાવિજ્ઞ સભ્યો ઉંચી પૂછડી કરીને વિષયકર્મને માટે જે દિશામાં ફાવ્યુ તે દિશા તરફ દોડવા લાગ્યા. લેક્ચરર (ભાષણકર્તા) મહાશયે પણ વિદ્યાર્થીઓના દૃષ્ટાંતનું અનુકરણ કર્યું. આ પ્રમાણે તે દિવસે મહાસભા નિર્વિઘ્ને અકાળે વિસર્જન થઇ. એ પછી બીજા એક દિવસે સઘળાએ વિચાર કરીને ભોજન લીધા પછી સભાનુ આધવેશન કર્યું. તે દિવસે સભાનું કામ નિર્વિઘ્ને સંપૂર્ણ થયુ અને નિબંધનો બાકી રહેલો ભાગ વંચાયો.

## દ્વિતીય પ્રબંધ

"સભાપતિ મહાશય, વાચણુ બેનો અને વ્યાઘ્રમૃહસ્થો !"

મે મારા પ્રથમ વ્યાખ્યાનમા મનુષ્યોની લગ્નપદ્ધતિ અને અન્ય બાબતોવિષે કઈક બોલવાનુ માથે લીધુ હતુ. પ્રતિજ્ઞાપાલન એજ સજ્જનનો મુખ્ય ધર્મ છે; એટલે હવે હું એકદમજ મારા વિષય ઉપર આવુ છુ.

લગ્ન એટલે શુ, તે આપ સર્વને વિદિત છે. સર્વ કોઇ જરૂરિઆત પ્રમાણે વખતો વખત લગ્ન કરી લે છે, પરતુ મનુષ્યવિવાહમાં કઈક વિચિત્રતા છે. વ્યાઘ્રાદિ સભ્ય પશુઓનુ દારપરિગ્રહણુ[1] કેવળ પ્રયોજનાધીન છે, પરતુ મનુષ્ય પશુઓમાં તે પ્રમાણે નથી. તેઓમાના અનેક લોકો આખી જીંદગી સુધી માત્ર એકજ લગ્ન કરી મૂકે છે.

મનુષ્યવિવાહ બે જાતના હોય છે. નિત્ય અને નૈમિત્તિક. તેમાંનો નિત્ય અથવા પૌરોહિત વિવાહજ તે લોકોમાં માન્ય છે. પુરોહિતને મધ્યસ્થ રાખીને જે વિવાહ કરવામાં આવે છે, તે પૌરોહિત વિવાહ કહેવાય છે.

મહાદષ્ટ્રા—પુરોહિત કોણુ ?

બૃહલ્લાંગૂલ—શબ્દકોષમાં લખ્યુ છે કે, પુરોહિત એટલે મિષ્ટાન્ન ભક્ષણુ કરનાર અને લોકોને છેતરવાનો ધંધો કરનાર જાત, પરતુ આ વ્યાખ્યા દોષયુક્ત છે; કારણુ કે સઘળા પુરોહિતો કેવળ મિષ્ટાન્ન ભક્ષણુ કરનારાજ નથી; અનેક મદ્યમાંસ ખાનારા અને અનેક સર્વભક્ષી પણુ હોય છે બીજી રીતે મિષ્ટાન્ન ખાવાથીજ પુરોહિત થવાય છે એમ નથી. વારાણુસી ( કાશી ) નામક નગરમા પુષ્કળ સાંઢો છે, તેઓ મિષ્ટાન્ન ખાતા ફરે છે છતા પુરોહિત કહેવાતા નથી; કારણુ એ છે કે, તે લોકો છેતરનારા નથી ! જે લોકો ઠગાઇ કરવા ઉપરાત મિષ્ટાન્ન ભક્ષણુ કરે છે, તેઓજ પુરોહિત કહેવાય.

પૌરોહિત વિવાહમાં આ પ્રકારનો એક પુરોહિત વરકન્યાનો મધ્યસ્થ થઇને બેસે છે, અને બેસીને કઇક ગણુગણુ કરે છે. આ વક્તૃતાને મત્ર કહે છે. તેનો અર્થ શો છે તેની મને પૂરેપૂરી માહિતી નથી; પરતુ હું જે કોટિનો પંડિત છું તે પ્રમાણે એ સર્વ મત્રોનો એકજ પ્રકારનો અર્થ મનમાં આ પ્રમાણે સમજું છુ. પુરોહિત કહે છે કે, "હે વરકન્યા ! હુ આજ્ઞા કરૂ છુ કે, તમે વિવાહ કરો. તમે લોકો વિવાહ કરશો તેથી હુ દરરોજ લાડુ પામી શકીશ, એટલા માટે તમે વિવાહ કરો. આ કન્યાના ગર્ભાધાનસમયે, સીમન્તોન્નયનસમયે અને પ્રસવકાળે મને મિષ્ટાન્નપ્રાપ્તિ થાય એટલા માટે તમે વિવાહ કરો. સતાનની ષષ્ઠીપૂજામાં, અન્નપ્રાશનમાં, કર્ણવેધમાં, ચૂડાકરણુમાં,[2] અને ઉપનયનમાં પુષ્કળ મિષ્ટાન્નપાણી મેળવી શકુ એટલા માટે તમે વિવાહ કરો. તમે સસારધર્મમાં પ્રવૃત્ત થવાથી, સર્વદા

૧ સ્ત્રી પરિગ્રહણુ. ૨. પહેલીવારના વાળ.

વ્રત, નિયમ, પૂજા પાર્વણ અને યજ્ઞયાગમા રત રહેશો એટલે હુ સારી પેઠે મિષ્ટાન્ન પામી શકીશ માટે તમે વિવાહ કરો કદિ પણ આ વિવાહબંધન તોડશો નહિ. જો તેમ કરશો તો મારા મિષ્ટાન્નપાણીમાં મોટુ વિઘ્ન આવી પડશે, એટલે તેવી વાત કરશો તો એક એક ચપેટિકા–પ્રહારથી* તમારા મો ફરીજ ગયલા સમજજો અમને અમારા પૂર્વ પુરુષો તરફથી આવી આજ્ઞા મળતી રહી છે ”

આ સજાના ભયથીજ પૌરોહિતવિવાહ કદી પણ તૂટી શકતો નથી.

આપણા લોકોમાં જે લગ્નની રૂઢિ પ્રચલિત છે, તેને નૈમિત્તિક વિવાહ કહી શકાય. મનુષ્યોમા આ પ્રકારનો વિવાહ પણ સર્વત્ર પ્રચલિત છે, અનેક પુરુષો અને સ્ત્રીઓ નિત્ય અને નૈમિત્તિક બન્ને પ્રકારના વિવાહનુ પાલન કરે છે, પરતુ નિત્ય અને નૈમિત્તિક વિવાહમાં ખાસ ભેદ એ છે, કે કોઇ પણ માણસ નિત્ય વિવાહને ગુપ્ત રાખતો નથી, પરતુ નૈમિત્તિક વિવાહને તો સઘળાજ પ્રાણથી પણ ગુપ્ત રાખવાનો પ્રયત્ન કરે છે. જો કોઇ મનુષ્યના નૈમિત્તિક વિવાહની વાત જાણવામાં આવી જાય તો કેટલીક વખતે તેને પકડીને ટીપવામાં આવે છે મારી સમજ પ્રમાણે આ અનર્થનુ મૂળ પુરોહિતોજ છે, કારણ કે નૈમિત્તિક વિવાહમાં તેમને મિષ્ટાન્ન પાણી મળતા નથી, એટલે એ વિવાહપદ્ધતિનો ઉચ્છેદ કરવો એજ તેમનો ઉદ્દેશ છે. એટલા માટે સર્વ કોઇ તેમના બોધપ્રમાણે નૈમિત્તિક વિવાહ કરનારને પકડીને ટીપે છે; પરતુ વધારે નવાઇની વાત તો એ છે કે, જે મનુષ્યો પોતે ગુપ્તપણે નૈમિત્તિક વિવાહ કરે છે, તેઓ પણ જો બીજા કોઇએ તેવુ લગ્ન કર્યું છે એવી ખબર પડે છે કે તરતજ તેને પકડીને કોપરાપાક આપવામા સામેલ થઇ જાય છે.

આ ઉપરથી હું એવા વિચાર ઉપર આવ્યો છુ કે, અનેક મનુષ્યો નૈમિત્તિક વિવાહમાં અદરખાનેથી સમત છે. છતાં ગોર લોકોના ભયથી મો ફાડી શકતા નથી. હુ મનુષ્યસ્થાનમા વસીને જાણી આવ્યો છુ, કે અનેક મોટા માણસોમા નૈમિત્તિક વિવાહનો આદર વિશેષ છે. જે લોકો આપણા જેવા સુસભ્ય છે એટલે કે પાશવવૃત્તિવાળા છે તેઓજ આ વિષયમા આપણુ અનુકરણ કરતા રહે છે અને એવો પણ વિશ્વાસ છે કે, કાળક્રમે મનુષ્યજાતિ આપણા જેવી સુસભ્ય થતાં તે લોકોમાં પણ નૈમિત્તિક વિવાહ સમાજસમત થશે. અનેક મનુષ્યપડિતો આ પક્ષનુ સમર્થન કરનારા ગ્રંથો લખવા લાગ્યા છે. તેઓ મોટા સ્વજાતિહિતૈષી છે એમાં સદેહ નથી. મારા વિચાર પ્રમાણે તેમનુ સન્માન વધારવાને તેમને આ વ્યાઘ્ર-સમાજના ઓનરરી મેમ્બર નીમવામાં આવે તો ઠીક, અને આશા રાખુ છુ કે, તે લોકો સભામા હાજર થાય તો આપ તેને ખોરાકની વસ્તુતરીકે નહિ ગણી લેવાની સભાળ રાખશો, કારણ કે તે લોકો આપણા જેવા નીતિજ્ઞ અને લોકહિતૈષી છે.

* તમાચાથી

મનુષ્યોમા નૈમિત્તિક વિવાહમાં એક બીજો ખાસ પ્રકાર પ્રચલિત છે, તેને મૌદ્રિક વિવાહ પણ કહી શકાય. એ પ્રકારના વિવાહમાં પુરુષ મુદ્રાદ્વારા કોઇ સ્ત્રીના કરતલનો સ્પર્શ કરે છે. ( અર્થાત્ પુરુષ સ્ત્રીના હાથમા અમુક રૂપીઆ મૂકે છે એટલે મૌદ્રિક વિવાહ થઇ ગયલો મનાય છે )

મહાદંષ્ટ્રા—મુદ્રા એટલે શુ ?

બૃહલ્લાગૂલ.—મુદ્રા મનુષ્ય લોકોની એક ખાસ પૂજ્ય દેવતા છે જો આપની ઉત્સુકતા હશે તો હુ તે દેવીનાં ગુણકીર્તન વિસ્તારથી કરીશ. મનુષ્ય જેટલા દેવતાઓને પૂજે છે તે સર્વમા એના તરફજ તેમની ભક્તિ વિશેષ હોય છે. એ સાકાર છે સોના, રૂપા અને તાંબાથી એની પ્રતિમા ઘડવામાં આવે છે, લોઢુ, ટીન અને કાષ્ઠવડે એનુ મદિર બનાવાય છે, અને રેશમ, મખમલ, રૂ અને ચર્મ ઇત્યાદિથી એનુ સિહાસન રચવામાં આવે છે મનુષ્યો રાત્રિદિવસ એનુ ધ્યાન ધરે છે, અને કેવી રીતે એના દર્શન થાય તેને માટે સર્વદા આકુળાકુળા થઇને ફરતા ફરે છે જે ઘરમાં એ દેવીની મૂર્તિઓ છે એમ જાણવામા આવે છે તે ઘર રાત-દિવસ તેના પૂજારી મનુષ્યોથી ભરનિગળ થયા કરે છે–ભક્તિભાવ પણ એવો જબ્બર કે કોઇ પણ પ્રકારે તેઓ દેવીનુ મદિર છોડતા નથી. મારવા છતા ત્યાંથી ડગતા નથી. જેઓ એ દેવીના ગોર હોય છે અર્થાત્ જેમના ઘરમાં તેનો વાસ હોય છે તેજ માણસ સર્વમાં શ્રેષ્ઠ મનાય છે. બીજા મનુષ્યો સર્વદા તેની આગળ હાથ જોડીને સ્તુતિ કરતા ઉભાં રહે છે મુદ્રાદેવીનો આવો અધિકારી તેમના તરફ સહજ દૃષ્ટિ કરે તેટલામા તેઓ પોતાને કૃતાર્થ થએલા માને છે

દેવતા પણ બહુજ જાગૃત છે એવુ કોઇ પણ કાર્ય નથી કે, જે એ દેવીના અનુગ્રહથી સાધી શકાતુ ન હોય પૃથ્વીમા એવી કોઇ પણ ચીજ નથી કે જે એ દેવીના વરથી પ્રાપ્ત થઇ શકતી ન હોય એવુ કોઈ દુષ્કર્મ પણ નથી કે જે એ દેવીના અનુગ્રહથી પાર પડતું ન હોય. એવો કોઇ પણ દોષ નથી કે જે એની અનુકપાથી ઢકાઇ જતો ન હોય એવો કોઇ ગુણજ નથી કે જે એ દેવીના અનુ-ગ્રહવિના ગુણતરીકે ઓળખાઇને મનુષ્યસમાજમા સ્વીકારાઇ શકે જેના ઘરમા એ દેવીનો વાસ નથી તેનામા વળી કયો ગુણ હોઇ શકે ? અને જેના ઘરમાં એ વિરાજમાન હોય છે તેનામા પછી દોષ પણ કયો રહે ? મનુષ્યસમાજમા મુદ્રા મહાદેવીનો અનુગ્રહ પામેલા માણસો ડાહ્યા ગણાય છે, ધર્મિષ્ઠ ગણાય છે, મુદ્રા-હીનતાનેજ અધર્મ કહેવામાં આવે છે મુદ્રા હોય તોજ વિદ્વાન્ થવાય છે, જની પાસે મુદ્રા ન હોય અને વિદ્યા હોય તોપણ તેને મનુષ્યશાસ્ત્રાનુસાર મૂર્ખ માનવામાં આવે છે. આપણામા ‘મોટો વાઘ’ એટલે અમિતોદર, મહાદષ્ટ્રા ઇત્યાદિ પ્રચડ શરીરવાળા વાઘોનુ ભાન થાય છે, પરન્તુ મનુષ્યાલયમાં ‘મોટો માણસ’ કહેવાથી આવો અર્થ સમજાતો નથી. આઠ કે દશ હાથ ઉંચા મનુષ્યનો તેથી બોધ થતો

નથી, પરતુ જેના ઘરમાં એ દેવીનો વાસ હોય છે તેનેજ 'મોટો માણસ' કહેવામાં આવે છે જેના ઘરમાં એ દેવીની સ્થાપના થયેલી નથી હોતી તે પાચ હાથ લાબો હોય તોપણ "સાધારણ માણસ" જ ગણાય છે

મુદ્રાદેવીના આવા ચમત્કારિક ગુણો જ્યારે સાંભળવામાં આવ્યા ત્યારે મેં સકલ્પ કર્યો હતો કે, મનુષ્યાલયમાથી લઇ આવીને એની વ્યાઘ્રાલયમાં સ્થાપના કરવી, પરતુ પાછળથી જે કઇ મારા સાભળવામા આવ્યુ તે પરથી મે મારો વિચાર માંડી વાળ્યો મારા સાભળવામા આવ્યુ કે મનુષ્યજાતિમા રહેલાં બધા અનિષ્ટોનુ મૂળ આ મુદ્રાદેવીજ છે. વાઘ અને એવા બીજા અગ્રગણ્ય પશુઓ કદી પણ સ્વજાતિની ઇર્ષ્યા કરતાં નથી, પરતુ મનુષ્યો તો સર્વદા પોતાની જાતિનીજ ઇર્ષ્યા કરનારાં છે મુદ્રાપૂજા એજ એનુ કારણ છે મુદ્રાલોભથી સઘળા મનુષ્યો એક બીજાનું અનિષ્ટ કરવાના પ્રયત્નમાં મડયા રહે છે મે પ્રથમ વ્યાખ્યાનમા જણાવ્યુ હતુ કે, હજારો મનુષ્યો રણક્ષેત્રમા એકત્ર થઇને એક બીજાનો સહાર કરે છે, તેનુ કારણ મુદ્રાજ છે. મુદ્રાદેવીનીજ ઉત્તેજનાથી મનુષ્યો પરસ્પર ખૂન કરતાં, જખમ કરતાં, પીડા કરતા, અવરોધ કરતાં, અપમાન કરતા કે તિરસ્કાર કરતા અચકાતા નથી જાણવા પ્રમાણે મનુષ્યલોકમાંનુ એવુ કોઇ પણ અનિષ્ટ નહિ હશે કે, જેની પ્રેરણા એ દેવીના અનુગ્રહથી ન થઇ હોય આ બધુ જ્યારે મારા જાણવામા આવ્યુ ત્યારે મુદ્રાદેવીને લઇ આવવાની વાતને નવ ગજના નમસ્કાર કર્યો, અને તેની પૂજાનો અભિલાષ પણ છોડી દીધો, પરતુ મનુષ્યો આ સમજતા નથી પ્રથમના વ્યાખ્યાનમાજ મે કહ્યું હતું કે, તેઓ કેવળ વિચારશૂન્ય છે સર્વદા એક બીજાના અકલ્યાણના પ્રયત્નોમાજ પ્રવૃત્ત રહે છે આથી તેઓ ચાંદીના અને તાબાના ચકરડાં સગ્રહવાના પ્રયત્નમા કુભારના ચાકની પેઠે અવિરત ઘૂમતાં ફરે છે

મનુષ્ય લોકોની લગ્નવિધિ જેવી વિચિત્ર અને હાસ્યજનક છે, તેજ પ્રમાણે બીજા રીતરિવાજોનુ પણ સમજવુ તેના ઉપર લબાણથી વિવેચન કરવા જાઉં, તો આપના વિષયકર્મનો સમય પુન ઉપસ્થિત થઇ જાય એટલા માટે આજે એટલેથીજ સમાપ્ત કરૂ છુ જો ભવિષ્યમા પ્રસગ મળશે અને અવકાશ હશે, તો અન્ય વિષય ઉપર કઇક બોલીશ

આ પ્રમાણે વ્યાખ્યાન સમાપ્ત કરીને પડિતશિરોમણી આચાર્ય બૃહલ્લાગૂલે પૂછડાઓના પટપટારા વચ્ચે આસન લીધુ, એટલે દીર્ઘનખ નામના એક યુવાન વિદ્વાન્ વાઘે ઉઠીને હુરરરર હુરરરર શબ્દથી ચર્ચાનો આરભ કર્યો.

દીર્ઘનખ મહાશય ગર્જના કરીને બોલ્યા, "ભદ્ર વ્યાઘ્રગૃહસ્થો ! હુ આજના ભાષણકર્તાના ઉત્તમ વ્યાખ્યાન માટે તેમનો ઉપકાર માનવાનો આનદદાયક ઠરાવ રજુ કરૂ છુ, છતા એટલુ કહેવાની મને ફરજ પડે છે કે, આજનુ ભાષણ તદન ખોટુ અને અસત્ય વાતોથી ભરેલુ છે તથા વક્તા મોટા મૂર્ખશિરોમણી છે."

પ્રમુખ — આપ શાંત થાઓ સભ્ય જાતિના લોકો આટલી સ્પષ્ટ રીતે ગાળો દેતા નથી. વ્યંગમાં તમે આ કરતા પણ વધારે સખત ગાળો દઈ શકો એમ છે.

દીર્ઘનખ — જેવી આજ્ઞા ! વક્તા ઘણા સત્યવાદી છે તેમણે જે જે કહ્યું છે તેમાંના મોટા ભાગની હકીકત ઉપજાવી કાઢેલી હોવા છતા તેમાંની એકાદ બે વાત સાચી માલૂમ પડે છે આપણે કબૂલ રાખીએ છીએ કે તેઓ મહા સમર્થ વિદ્વાન્ છે. આપણામાના અનેક જણનો અભિપ્રાય એવો હશે કે, તેમના વ્યાખ્યાનમા ખાસ જાણવા જેવુ કઈ પણ ન હતુ, પરતુ આપણે જે કઈ લાભ મેળવી શકયા છીએ તે બદલ આભારની લાગણી દર્શાવવીજ જોઇએ. જો કે હુ વ્યાખ્યાનકારના સઘળા કથનને અનુમોદન આપી શકતો નથી. ખાસ કરીને પહેલી વાત તો એ છે કે, મનુષ્યોમા ' લગ્ન ' કોને કહેવામા આવે છે તેની વકતાને માહિતી નથી વ્યાઘ્રજાતિમા કુલરક્ષાને માટે કોઈ પણ વાઘ કોઇ પણ વાઘણને પોતાની સહચરી બનાવે, ( સહચરી એટલે સાથે ચરે તે ) તેનેજ આપણે લગ્ન કહીએ છીએ મનુષ્યવિવાહ આ પ્રકારનો નથી માણસ સ્વભાવથીજ દુર્બળ અને પ્રભુ-ભક્ત છે, એટલે મનુષ્યમાત્ર એક એક, પ્રભુની ઇચ્છા રાખે છે આથી દરેક માણસ એક એક સ્ત્રીને પોતાના પ્રભુ તરીકે નિયોજે છે, અને એનેજ એ લોકો વિવાહ કહે છે જ્યારે તેઓ કોઇને સાક્ષી રાખીને પ્રભુ-નિયોગ કરે છે ત્યારે તે વિવાહને પૌરોહિત વિવાહ કહેવામાં આવે છે સાક્ષીનુ નામ પુરોહિત છે બૃહલ્લાંગૂલ મહાશયે વિવાહમત્રના જે અર્થ કર્યા હતા તે ખોટા છે, ખરો અર્થ આ પ્રમાણે છે.

પુરોહિત —બોલો, મારે કયી બાબતમા સાક્ષી થવાનુ છે ?

વર —આપ સાક્ષી રહેજો કે હુ આ સ્ત્રીને જીવનપર્યંત મારા ઉપર સત્તા ચલાવવાને નિયુક્ત કરૂં છુ

પુરોહિત —બીજુ કાઇ ?

વર —બીજુ એ કે, હુ જન્મપર્યંત એના ચરણકમળનો ગુલામ થઇ રહીશ. રોટલો મેળવવાનો ભાર મારા ઉપર અને ખાવાનો ભાર એના ઉપર.

પુરોહિત —( કન્યા પ્રતિ ) તુ શુ કહે છે ?

કન્યા —હુ એ સેવકને ખુશીથી સ્વીકારૂં છુ જેટલા દિવસ મારી ઇચ્છા હશે તેટલા દિવસ એને ચરણસેવા કરવા દઇશ જે દિવસે એની જરૂર નહિ જણાશે તે દિવસે લાત મારીને બહાર કાઢીશ.

પુરોહિત —શુભમસ્તુ

આ પ્રમાણેની બીજી પણ અનેક ભૂલો એમના ભાષણમાં છે. દાખલાતરીકે મુદ્રાને વક્તાએ મનુષ્યપૂજીત દેવતા તરીકે ઓળખાવી છે, પરતુ વાસ્તવિક રીતે તે દેવતા નથી મુદ્રા એક જાતનુ વિષચક્ર છે. માણસો વિષપ્રિય હોય છે; તેટલા માટે તેઓ મુદ્રા ( પૈસો ) પ્રાપ્ત કરવાના યત્ન કરતા રહે છે મનુષ્યો મુદ્રાભક્ત

છે એવુ જાણીને મને પ્રથમ એવો વિચાર થયો હતો કે "મુદ્રા કોણ જાણે કેવીક ઉમદા ચીજ હશે, મારે તેને એક દિવસ ચાખી જોવી પડશે" એક દિવસ વિદ્યાધરી નદીના તીરે એક મનુષ્યને હણીને ભોજન કરતી વખતે તેના વસ્ત્રમાથી કેટલીક મુદ્રા મળી આવી નજરે પડતાંજ મેં તેને ઉદરસ્થ કરી દીધી, પરતુ બીજે દિવસે પેટમા પીડા થવા લાગી, તો પછી મુદ્રા એ એક પ્રકારનુ વિષ છે એમા શક શો ? "

દીર્ઘનખે આ પ્રમાણેનુ ભાષણ સમાપ્ત કર્યા પછી બીજા કેટલાક વ્યાઘ્રમહાશયોએ ઉઠીને ભાષણ કર્યા છેવટે સભાપતિ અમિતોદર મહાશય ઉપસહાર કરતા બોલ્યા કે —

" હવે સાજ પડી ગઇ છે અને વિષયકર્મનો સમય આવી પહોચ્યો છે વળી હરિણદળ ક્યારે આવી પહોચશે તેનુ પણ નક્કી નથી, એટલા માટે લાબુ ભાષણ કરીને કાલક્ષેપ કરવાની જરૂર નથી. આજનુ વ્યાખ્યાન ઘણું સુદર થયુ છે—અને તે માટે બહલ્લાગૂલ મહાશયના આપણે ઘણા ઉપકૃત છીએ હુ એક વાત જણાવવા માગુ છુ તે એ કે, આપે બે દિવસ સુધી જે વ્યાખ્યાન સાંભળ્યા તે પરથી આપ અવશ્ય સમજી શકયા હશો કે, મનુષ્યો ઘણા અસભ્ય પ્રાણી છે, અને આપણા જેવાં સુધરેલા પશુ બીજા કોઇ નથી તો આપણી ફરજ છે કે આપણે મનુષ્યોને કેળવણી આપીને આપણા જેવાં સભ્ય બનાવવા મને લાગે છે કે, મનુષ્યજાતિને સુધારવાને માટેજ પરમાત્માએ આપણને આ સુદરવનની ભૂમિમા મોકલ્યા છે વિશેષમા મનુષ્યો સંસ્કારી થતાં તેમનું માંસ પણ કઇક વધારે સ્વાદિષ્ટ થશે અને આપણે તેમને વધારે મહેલાઇથી પકડી શકીશુ, કારણ કે કેળવણી વધતા તેઓ સહજ સમજી શકશે કે વ્યાઘ્રાદિના આહાર અર્થે શરીર દાન કરવુ એજ મનુષ્યનુ કર્તવ્ય છે. આવી રીતની કેળવણી આપણે તેમને આપવા માગીએ છીએ એટલા માટે આપ એ વિષયમા સમત થશોજ વ્યાઘ્ર લોકોની ફરજ છે કે, પ્રથમ મનુષ્યને સભ્ય બનાવવા, અને તે પછી તેમનુ ભોજન કરવુ "

સભાપતિ મહાશયે આ પ્રમાણે વ્યાખ્યાન સમાપ્ત કરીને પૂછડાના ભારે પટપટારવ વચ્ચે આસન લીધુ, એટલે સભાપતિનો ઉપકાર માનીને વ્યાઘ્રસભા વિસર્જન થઇ અને સઘળાએ જેમને જ્યા ફાવ્યુ તે તરફ વિષયકર્મને માટે પ્રયાણ આદર્યું

જે સ્થળે સભાનુ અધિવેશન થયુ હતુ, તેની ચોપાસ કેટલાક મોટા મોટા વૃક્ષો હતાં કેટલાક વાનરો તેની ઘટામા છુપાઇને બેઠા બેઠા વ્યાઘ્ર વક્તાઓનાં ભાષણો સાંભળતા હતા વ્યાઘ્ર લોકો સભાસ્થાન છોડી જવા પછી એક વાનરે ડોકુ બહાર કાઢીને બીજાને બોલાવીને કહ્યુ —"કેમ ભાઇ ડાળપર છો તો ખરા ને ?" બીજાએ ઉત્તર આપ્યો " જી બેઠો છુ ! "

પહેલો:—આવ ત્યારે, આપણે એ વ્યાઘ્રોના ભાષણની સમાલોચના કરીએ.

બીજો:—શા માટે ?

પહેલો:—એ વ્યાઘ્રજાતિ આપણી પરાપૂર્વની શત્રુ છે માટે ચાલો તેમની કંઇક નિંદા કરીને વેર વાળી લઇએ.

બીજો—જરૂર એ કામ તો આપણી જાતિને માટે સર્વથા યોગ્યજ છે.

પહેલો—ઠીક ત્યારે જરા જો તો આટલામાં કોઇ વાઘ ગ્યો તો નથીને !

બીજો—ના, તોપણ આપ જરા સતાઇને બોલજો

પહેલો:—એ વાત બરાબર છે ! નહિ તો કોણ જાણે કયે દિવસે કોઇ વાઘના પંજામાં સપડાઇ જવાય અને તે આપણું પાણી કરી જાય !

બીજો:—કહો ક્યા ક્યા દોષ છે ?

પહેલો:—પ્રથમ તો વ્યાકરણ અશુદ્ધ હતું આપણે વાનરજાતિ વ્યાકરણમાં ઘણીજ પ્રવીણ એ લોકોનું વ્યાકરણ આપણા વાનરવ્યાકરણ જેવું નથી

બીજો:—બીજું કંઇ ?

પહેલો—એ લોકોની ભાષા ઘણી મોળી છે

બીજો—અલબત, એ લોકો વાનરોની પેઠે વાત કરી જાણતા નથી

પહેલો—દાખલાતરીકે પેલા અમિતોદારે કહ્યું કે "વ્યાઘ્ર લોકોનું કર્તવ્ય છે કે પ્રથમ મનુષ્યને સભ્ય બનાવવાં અને પછી તેનું ભોજન કરવું" એને ઠેકાણે "પ્રથમ મનુષ્યોનું ભોજન કરવું અને પછી તેમને સભ્ય બનાવવાં" એમ કહ્યું હોત તો સંગત હતું

બીજો—એમાં શક શો ?—નહિ તો આપણે વાનરો શા માટે કહેવાત ?

પહેલો:—ભાષણ કેવી રીતે અપાય, તેમાં શું શું બોલવું જોઇએ, તેની એ લોકોને ક્યાં ખબર છે ? ભાષણ આપતાં વચમાં દાંત કચકચાવવા જોઇએ, કંઇક કૂદાકૂદ થવી જોઇએ, એકાદ બે વાર અંતરનો ભાવ દર્શાવે તેવા મોં થવાં જોઇએ વળી વચમાં વચમાં એકાદ બે વખત કેળું કરડતા જવું જોઇએ. એ લોકોની ફરજ છે, કે તેમણે આપણી પાસેથી એ વિષયને લગતું કંઇક શિક્ષણ મેળવવું.

બીજો—આપણી પાસેથી શિક્ષણ લેવાથી તેઓ વાનર થાય, વ્યાઘ્ર બને નહિ.

દરમ્યાન બીજા પણ કેટલાક વાનરો સાહસ કરીને બહાર પડ્યા તેમાંના એકે જણાવ્યું, મારી સમજ પ્રમાણે વ્યાખ્યાનનો મોટામાં મોટો દોષ એ છે કે, બૃહલ્લાંગૂલ પોતાના જ્ઞાન અને બુદ્ધિબળથી શોધેલી અનેક નવી વાતો બોલ્યા છે. એ સઘળી વાતો કોઇ પણ ગ્રંથમાંથી મળી આવતી નથી. જે વાત પ્રાચીન ગ્રંથકારોનાં લખાણનું પિષ્ટપેષણ ન હોય તે કહેવી મહાદોષ છે આપણે વાનરજાતિ લાંબા કાળથી ચાલેલુંજ ચાવતા આવીને વાનર લોકોની પ્રતિષ્ઠા વધારતા આવ્યા છીએ—વ્યાઘ્રોએ આ પ્રમાણે કર્યું નથી એ મહા પાપ છે.

એટલામા એક સુંદર વાનરી બોલી ઉઠી :—"મને તો એ સઘળા ભાષણોમાં હજારો દોષોનુ ટીપ્પણુ જણાયુ છે હુ એ ભાષણમા અનેક ઠેકાણે તેઓ શુ કહેવા માગે છે તે સમજી શકી નથી, તો જે ભાષણુ આ પ્રમાણે અમારી સ્ત્રીઓની વિદ્યા –બુદ્ધિને પણ અગમ્ય હોય તે મહાદોષ નહિ તો બીજુ શુ ? "

બીજા એક વાનરે જાહેર કર્યું "મને ખાસ દોષ તો શોધી કાઢતા નથી આવડતુ પરંતુ હુ બાવન જાતની મુખભંગી* કરી શકુ છુ, અને અશ્લીલ ગાળાગાળી કરીને મારી સભ્યતા અને રસિકતાનો પ્રચાર કરી શકુ છુ "

આ પ્રમાણે વાનરો બ્યાઘ્ર લોકોની નિંદામાં પ્રવૃત્ત થઇ રહ્યા હતા એ જોઇને એક સ્થૂળ દેહધારી વાનર બોલ્યો કે " આપણે જે નિન્દાવાદ ચલાવ્યો છે તેનાથી અપમાન પામી બૃહલ્લાંગૂલ બોડમા જઇને મરી જશે ચાલો હવે આપણે કેળા આરોગીએ."



* ખરાબમા ખરાબ જાતનુ મો કરવાની કળા

# બાબુ

( મહાભારતમાંથી ભાષાંતર )

જનમેજય બોલ્યા —હે મહર્ષે આપે કહ્યુ હતુ કે, કલિયુગમાં બાબુ નામનાં એક પ્રકારનાં મનુષ્યો પૃથ્વીપર આવિર્ભૂત થશે. તેઓ કયા પ્રકારના મનુષ્યો હશે અને પૃથ્વીપર જન્મ ધારણ કરીને શુ શુ કાર્ય કરશે તે સાભળવા મને ઘણી ઉત્કંઠા થઇ છે આપ અનુગ્રહ કરીને તેનુ સવિસ્તર વર્ણન કરો

વૈશમ્પાયન બોલ્યા:—હે નરશ્રેષ્ઠ ! હુ તેજ વિચિત્રબુદ્ધિ, આહારનિદ્રાકુશળ, બાબુ લોકોની કથા કહુ છુ, આપ શ્રવણ કરો હુ તેજ ચશ્માલકૃત, ઉદારચરિત્ર, બહુભાષી, મિષ્ટાન્નપ્રિય બાબુ લોકોનુ ચરિત્ર કીર્તન કરૂ છુ, આપ શ્રવણ કરો હે રાજન્ ! જેઓ વિચિત્ર વસ્ત્રધારી, વેત્રહસ્ત૧ અલકૃતકેશ અને હોલબુટધારી હશે તેઓજ બાબુ જેઓ વાગ્યુદ્ધમાં અજેય, પરભાષાપારદર્શી, માતૃભાષાવિરોધી હશે તેઓજ બાબુ મહારાજ ! એવા અનેક મહાબુદ્ધિસપન્ન બાબુઓ જન્મ લેશે કે, જેઓ માતૃભાષામાં વાતચીત કરવામા અસમર્થ હશે. જેમની દશે ઇંદ્રિયો સ્વતત્ર અને તેથીજ અપવિત્ર હશે. જેમની કેવળ રસનેન્દ્રિય પણ પરજાતિનુ એઠુ ખાવાથી પવિત્ર હશે, તેઓજ બાબુ જેમના ચરણ માસ–અસ્થિવિહીન શુષ્ક કાષ્ઠ સમાન હોવા છતા, જેઓ પલાયનમા વીર, હસ્ત દુર્બળ હોવા છતા લેખિની + પકડવામાં અને વેતનગ્રહણમાં– સુપટુ *, ચર્મ કોમળ હોવા છતા પણ સાગરપાર–નિર્મિત ખાસ પદાર્થોના પ્રહારમાં સહિષ્ણુ, સક્ષેપમા જેની ઇંદ્રિયમાત્રની આ પ્રમાણે પ્રશસા કરી શકાય તેઓજ બાબુ જેઓ વિના ઉદ્દેશે સચય કરશે, સચયને માટે ઉપાર્જન કરશે, ઉપાર્જનને માટે વિદ્યાધ્યયન કરશે વિદ્યાધ્યયનને માટે પરીક્ષા–પ્રશ્નની ચોરી કરશે તેઓજ બાબુ.

મહારાજ ! બાબુ શબ્દ નાનાર્થે વપરાશે જેઓ કલિયુગમા ભારતવર્ષમાં રાજ્યાભિષિક્ત થઇને અગ્રેજ નામે પ્રસિદ્ધ થશે તેઓ 'બાબુ' શબ્દથી કારકુન અને વેપારી સમજશે. નિર્ધન લોકો બાબુ શબ્દ પોતાના કરતા વધારે ધનવાન માણસો માટે વાપરશે સેવક લોકો બાબુ શબ્દનો અર્થ શેઠ કરશે, પરતુ એ સઘળાથી પણ જૂદા કેવળ 'બાબુ–જીવન' ગાળવાની અભિલાષા ધરાવનાર કેટલાક મનુષ્યો જન્મશે. હુ કેવળ તેમનાંજ ગુણકીર્તન કરૂ છુ. જેઓ વિપરીત અર્થ કરશે તેમનું આ મહાભારત–શ્રવણ નિષ્ફળ જશે, અને તેઓ ગોજન્મ ગ્રહણ કરીને બાબુ લોકોનુ ભક્ષ્ય બનશે.

હે નરાધિપ ! બાબુલોક દ્વિતીય અગસ્ત્ય સમાન બનીને સમુદ્રરૂપી વારુણી (મદિરા)નુ શોષણ કરશે, કાચનાં પાત્ર એ લોકોનાં જળપાત્ર બનશે, અગ્નિ એ લોકોનો

---

૧ હાથમા લાકડી પકડનારા + કલમ – પગાર લેવામા * સુકુશળ.

આજ્ઞાધીન થશે. 'તમાકુ' અને 'ચીરુટ' નામના બે અભિનવ ખાંડવવનનો આશ્રય લઇને રાત્રિદિવસ એ લોકોના મુખમાંજ લાગી રહેશે જે પ્રમાણે એમના મુખમાં તે પ્રમાણે જઠરમા પણ અગ્નિ સદા પ્રજ્વલિત રહેશે, અને રાત્રિના તૃતીય પ્રહરપર્યંત એ લોકોના રથના બન્ને પ્રદીપોરૂપે બળ્યા કરશે એમના સંગીત અને કાવ્યમાં પણ અગ્નિદેવ વિરાજમાન રહેશે, તે સ્થળે તે 'કામાગ્નિ' અને 'હૃદયાગ્નિ' નું રૂપ ધારણ કરશે, વારવિલાસિની (વેશ્યાઓ) ઓના મત પ્રમાણે એમના કપાળમાં (ભાગ્યમાં) પણ અગ્નિદેવ વિરાજમાન રહેશે વાયુનુજ એ લોકો ભક્ષણ કરશે. સભ્યતાને ખાતર તે કઠોર કાર્યનુ નામ રાખશે 'વાયુસેવન' ચન્દ્ર એમના ઘરમાં અને ઘરની બહાર સદા વિરાજમાન રહેશે—કદાચ ઘુમટમાં ઢંકાયલો પણ રહેશે. કોઇ (એટલે મોડે સુધી ભટકશે કે) પ્રથમ રાત્રિએ કૃષ્ણ પક્ષનો ચંદ્ર અને શેષ રાત્રિએ શુકલ પક્ષનો ચંદ્ર જોશે કોઇ એનાથી વિપરીત પણ કરશે સૂર્ય એમનાં દર્શન કરી શકશે નહિ. યમ* એમને ભૂલી જશે કેવળ અશ્વિનીકુમારોના મંદિરનુ નામ રહેશે "આસ્તાબલ"+

હે નરશ્રેષ્ઠ ! જેઓ કાવ્યરસાદિથી વિમુખ, સંગીતપર એટલી પ્રીતિ ધરાવનાર કે દગ્ધ કોકિલનોજ આહાર કરી જનારા, અને જેમનુ પાંડિત્ય કેવળ નિશાળ અને કૉલેજના ગ્રંથોમાજ બંધાયલુ હશે, તે છતાં જેઓ પોતાને અનન્તજ્ઞાની તરીકે ઓળખાવશે તેઓજ બાબુ જેઓ કાવ્યમાં કાંઇ પણ સમજતા ન હશે છતા કાવ્યપાઠમા અને સમાલોચનામાં પ્રવૃત્ત થશે, જેઓ વારાંગનાઓના રાગડાનેજ સંગીત સમજશે, અને જેઓ પોતાને નિશ્ચય બુદ્ધિવાળાતરીકે ઓળખાવશે, તેઓજ બાબુ. જેઓ રૂપમાં કાર્તિકેયના કનિષ્ઠ ભ્રાતા, ગુણમાં નિર્ગુણ પદાર્થ જેવા, કર્મમા જડભરત જેવા અને વાતોમાં સરસ્વતી સમાન હશે તેઓજ બાબુ, જેઓ ઉત્સવને માટે દુર્ગાપૂજન કરશે, ગૃહિણીની પ્રસન્નતા માટે લક્ષ્મીપૂજા કરશે, ઉપગૃહિણીની પ્રસન્નતા માટે સરસ્વતી (!) પૂજા કરશે અને બકરાના (માંસના) લોભથી ગંગાપૂજન૧ કરશે તેઓજ બાબુ જેમનુ ગમન તરેહ તરેહના વાહનોમા શયન હોટેલોમા, પાન શરાબનુ અને આહારમાંસથી ભ્રષ્ટ હશે તેઓજ બાબુ, જેઓ મહાદેવસમાન માદકપ્રિય, બ્રહ્મસમાન પ્રજોત્પાદનપરાયણ અને વિષ્ણુસમાન લીલાપટુ હશે તેઓજ બાબુ

હે કુરુકુલભૂષણ ! વિષ્ણુ સાથે એ બાબુ લોકોનુ સાદૃશ્ય વધારે રહેશે વિષ્ણુની પેઠે એમની પાસે લક્ષ્મી અને સરસ્વતી બન્નેજ રહેશે. વિષ્ણુની પેઠે એ લોકો પણ

* ૧—જમ ૨—સંયમ + ૧—સ્ટેબલ, તબેલો. ૨—આસ્થા—બળ. ભાવાર્થ એવો છે કે, બાબુ લોકો યમ નિયમ વગેરે ભૂલી જશે, અને "આસ્થાબળ" શબ્દ પણ કેવળ તબેલાના પર્યાય તરીકેજ રહી જશે અર્થાત્ આસ્થાબળને પણ એ લોકો ભૂલીજ જશે.

૧ બંગાળા તરફ ગંગાપૂજનમા બકરાનો વધ કરવાની અને તેનો પ્રસાદ લેવાની પ્રથા હશે.

અનતશય્યાશાયી * થશે. વિષ્ણુની પેઠે એમના પણ દશ અવતાર થશે જેમકે કારકુન, માસ્તર, સુધારક, ઑફિસ મૅનેજર, ડૉક્ટર, વકીલ, માજીસ્ટ્રેટ, જમીનદાર, ઑડિટર, અને નિષ્કર્મા + વિષ્ણુની પેઠે એ લોકો સઘળા અવતારોમા અમિતબળ—પરાક્રમથી અસુરગણોનો વધ કરશે કારકુન અવતારમા દફ્તરરૂપી અસુરનો વધ, માસ્તર અવતારમા વિદ્યાર્થીનો વધ, સ્ટેશન માસ્તર અવતારમાં ટીકીટહીન મુસાફરનો વધ, સુધારક અવતારમા મિષ્ટાન્નાભિલાષી પુરોહિતનો વધ, મેનેજર અવતારમા અગ્રેજ વેપારીઓનો વધ, ડૉક્ટર અવતારમા રોગીનો વધ, વકીલ અવતારમા અસીલનો વધ, મેજીસ્ટ્રેટ અવતારમાં ન્યાય માગનારનો વધ, જમીનદાર અવતારમાં રૈયતનો વધ, ઑડિટરાવતારમાં આબરૂદાર લોકોનો વધ, અને નિષ્કર્માવતારમા તળાવના માછલાનો વધ કરશે.×

મહારાજ ! પુન શ્રવણ કરો. જેમનુ વચન હૃદયમા એક, કથનમાં દશ, લેખનમા સો અને કલહમા સહસ્ર થશે તેઓજ બાબુ જેમનુ બળ હાથમાં એક ગણુ, મુખમાં દશગણુ, પૃષ્ઠે શતગણુ, અને કાર્યકાળે અદશ્ય થશે તેઓજ બાબુ. જેમની બુદ્ધિ બાલ્યકાળે પુસ્તકમા, યૌવનકાળે બાટલીમાં અને ઘડપણમાં (નવી) ગૃહિણીના અચળમા (ખોળામાં) હશે તેઓજ બાબુ. જેમનો ઇષ્ટ દેવતા અગ્રેજ, ગુરુ બ્રાહ્મધર્મવેત્તા, વેદ અગ્રેજી વર્તમાનપત્ર અને તીર્થ " નેશનલ થિએટર " હશે તેઓજ બાબુ જેઓ મિશનરી આગળ ખ્રિસ્તિ, કેશવચદ્ર પાસે બ્રાહ્મ, પિતા પાસે હિન્દુ અને ભિક્ષુક બ્રાહ્મણ સમીપ નાસ્તિક હશે તેઓજ બાબુ જેઓ પોતાને ઘેર જલપાન કરે, મિત્રોને ત્યા મદ્યપાન કરે, વેશ્યાગૃહે ગાલિપ્રદાન શ્રવણ કરે અને ઉપરિ સાહેબને ત્યા ધક્કામુક્કી સહન કરે તેઓજ બાબુ. જેમને સ્નાનસમયે તેલની સાથે ઘૃણા[1], આહાર સમયે પોતાની આગળીઓ સાથે ઘૃણા, અને વાતચિત સમયે માતૃભાષા સાથે ઘૃણા હશે તેઓજ બાબુ જેમનો યત્ન કેવળ વસ્ત્રપરિધાન કરવામા, તત્પરતા કેવળ ઉમેદવારીમાં, ભક્તિ કેવળ ગૃહિણી અથવા ઉપગૃહિણીમા અને ક્રોધ કેવળ સદ્ગ્રથો ઉપર હશે તેઓજ નિ:સદેહ બાબુ

હે નરનાથ ! મે હમણાં જેમની કથા કરી, તેમના મનમા એવી શ્રદ્ધા ઉત્પન્ન થશે કે, " અમે તાબૂલચર્વણ કરીને, ગાદી તકીઆનુ અવલબન કરીને [2] દ્વિભાષામિશ્રિત વાતો કરીને અને તમાકુસેવન કરીને ભારતવર્ષનો પુનરુદ્ધાર કરીશુ. "

જનમેજય કહેતા હવા:—" હે મુનિપુગવ ! બાબુલોકોનો જય થાઓ ! આપ અન્ય પ્રસગનો આરભ કરો. "

---

* ૧ દૈવશાયી, ૨ અનેક સ્ત્રીઓ સાથે શયન કરનાર, +નિરુદ્યમી

+ બગાળામાં ઉચી જાતના હિંદુઓમા પણ મચ્છી ખાવાનો રિવાજ ઘણો સામાન્ય છે, અને તેટલા માટે દરેક સારી સ્થિતિનો માણસ પોતપોતાના આંગણામાં નાનુ સરખુ તળાવ—જેને તેઓ 'પુષ્કરણી' કહે છે—રાખે છે નિરુદ્યમી અવતારમાં બાબુ લોકોનું કામ તેમાનાં માછલાં મારવાનુ ભા૦ ક૦

૧. તિરસ્કાર. ૨ ઢેડગુજરાતી.

# गर्दभ

હે ગર્દભ ! મે પ્રદાન કરેલા આ નવીન તૃણસમૂહનુ ભક્ષણ કરો.

હુ ગાય વાછરડા વગેરેને પણ અગમ્ય એવાં સ્થળોમાંથી મહામહેનતે નવજલ-કણથી સિચિત સુગધયુક્ત તૃણની કુપળો એકત્ર કરી લાવ્યો છુ આપ તેને સુદર મુખમડળમા ગ્રહણ કરીને મોતીને પણ લજાવે એવા દાતથી ચાવીને મારા પ્રતિ અનુગ્રહ કરો

હે મહાભાગ ! આપની પૂજા કરવાની મને ઇચ્છા થઇ છે, કારણ કે આપ સર્વત્ર નજરે પડો છો, એટલા માટે હે વિશ્વવ્યાપિન્ ! મારી પૂજા ગ્રહણ કરો

મને પૂજ્ય વ્યક્તિની શોધમાટે વિવિધ દેશોમાં અને વિવિધ સ્થળોમાં પરિભ્રમણ કરતા જણાયુ છે કે, આપ સર્વત્રજ વસેલા છો, અને સત્રગાજ આપની પૂજા કરે છે, એટલા માટે હે લમ્બકર્ણ ! મારી પૂજા પણ સ્વીકારો

હે ગર્દભ ! કોણ કહે છે કે, આપનુ પદ ક્ષુદ્ર છે ? દરેક સ્થળે હું આપને ઉચ્ચ-પદ ઉપરજ જોઇ શકુ છુ તમે ભક્તમડળીથી વીંટળાઇને ઉચ્ચાસનપર બેસી ઘાસની મોટી મોટી પૂળીઓ આરોગ્યા કરો છો લોકો તમારી શ્રવણેન્દ્રિયની પ્રશસા કરે છે

તમેજ ન્યાયાસનપર વિરાજમાન થઇને આમતેમ મહાકર્ણદ્વયનુ૧ સચાલન કરો છો, તેમાની ઉડી ગુહાઓ જોઇને વકીલ નામના કવિઓ તેમાં નાનાવિધ કાવ્યરસ રેડી રહે છે ત્યારે તમે શ્રવણતૃપ્તિના સુખથી વશીભૂત થઇને નિદ્રાધીન થઇ જાઓ છો

હે બૃહન્મુણ્ડર ત્યારે તેજ કાવ્યરસથી આર્દ્ર થઇને તમે દયાળુ બની અસીમ દયાના પ્રભાવથી રામાનુ સર્વસ્વ કાળાને આપો છે અને કાળાનુ સર્વસ્વ ધનાને આપો છો, આપની દયાનો પાર નથી ૩

હે રજકગૃહભૂષણ ૪ ! કોઇ કોઇ વખતે મારા જોવામા આવે છે, કે તમે પૂછડુ છુપાવીને સરસ્વતી મંડપમાં કાષ્ઠાસનપર વિરાજમાન થઇને દેશી બાળકોને ગર્દભ-લોકની પ્રાપ્તિનો ઉપાય દર્શાવો છો બાળકો ગર્દભલોકમા પ્રવેશ કર્યા પછી "મેટ્રીકમાં પાસ થયો" "મેટ્રીકમા પાસ થયો" એમ પોકારતાં મહા ગર્જન કરી રહે છે, જે સાભળીને હું ભયભીત થઇ જાઉં છુ

હે પ્રકાણ્ડોદર ૫ ! સસ્કૃત પાઠશાળામા કુશાસનપર વિરાજમાન થઇને, તૈલસિ-ચિત લલાટપ્રદેશમા ચદનની નદી તાણીને, હાથમા દડ ધારણ કરીને તમેજ શોભી રહો છો તમે કરેલાં શાસ્ત્રનાં વ્યાખ્યાન સાભળીને હુ તમને અનેક વાર ધન્યવાદ

---

૧ બે લાંબા કાનોનુ ૨ મોટા માથાવાળા. ૩ ઉંધો ઇન્સાફ આપનાર કેટલાક ન્યાયાધીશો ઉપર આ ટકોર છે ૪ ધોબીના ઘરનુ ભૂષણ ૫ મોટા ઉદરવાળા

આપુ છુ, એટલા માટે હે મહાપશો ! મે પ્રદાન કરેલા કોમળ તૃણાકુરો ભક્ષણ કરો.

લક્ષ્મીની કૃપા તમારા ઉપર છે—તમે ન હોત તો બીજા કોઇના ઉપર પણ કમળાની કૃપા થાત નહિ તમારી પાસેથી તે કદી પણ ખસતીજ નથી, પરન્તુ તમે તેનો બુદ્ધિબળથી સર્વદાજ ત્યાગ કરતા રહો છો, અને તેથીજ લક્ષ્મીપર ચચલતાનુ કલક લાગેલુ છે, એટલા માટે હે સુપુચ્છ ! તૃણભક્ષણ કરો

તમેજ ગાયક છો ષડ્જ, ઋષભ, ગાન્ધાર ઇત્યાદિ સમસુર આપને કઠસ્થ છે બીજા લોકો લાબા વખતસુધી તમારૂં અનુકરણ કરીને, ધોળી દાઢી થતા છતા પણ અનેક પ્રકારે ઉધરસ ખાવાનો અભ્યાસ કરીને તમારા જેવો સ્વર પ્રાપ્ત કરે છે હે ભૈરવકઠ ! ઘાસ ખાઓ

* * * * * * * *

* * * * * * * *

તમે વિવિધરૂપે વિવિધ દેશોને પ્રકાશિત કરીને યુગ યુગમા પ્રતિષ્ઠિત થયા છો હમણા તપસ્યાબળે, બ્રહ્માના વરદાનથી તમે આ દેશમા ગ્રથાવલોકનકારરૂપે અવતીર્ણ થયા છો

હે લોમશાવતાર ! [1] મે આણેલા નવીન કોમલ તૃણાંકુરો ભક્ષણ કરો, તેથી હુ પરમ આનદ પામીશ.

હે મહાપૃષ્ઠ ! તમે કયારેક રાજ્યભાર વહન કરો છો, કયારેક પુસ્તકભાર વહો છો, કયારેક ધોબીની ગાસડી વહો છો હે લોમશ ! કયો ભાર સૌથી અધિક છે, તે જણાવવા કૃપા કરો

તમે કયારેક ખડ ખાઓ છો, કયારેક ડકૂણા ખાઓ છો, કયારેક ગ્રથકારનુ મગજ ખાઓ છો, હે લોમશ ! એમાથી કયો પદાર્થ સુભક્ષ્ય છે, તે આ બાળકને બતાવો

હે સુન્દર ! તમારૂ રૂપ જોઇને હુ મોહિત થયો છુ તમે જ્યારે વૃક્ષતળે ઉભા રહીને નવવર્ષા—જળથી છટાઓ છો, બે મહા કર્ણ ઉચા કરી, મુખચદ્ર વિનીત રાખી, ચક્ષુદ્રય ક્ષણમા ઉઘાડતા, ક્ષણમા બધ કરતા ભિજાતા ઉભા રહો છો તમારા પૃષ્ઠ ઉપરથી, મસ્તક ઉપરથી અને સ્કન્ધ ઉપરથી વસુધારા વહી રહે છે ત્યારે તમે મને ઘણા સુદર લાગો છો હે જનમનમોહન ! કંઇક ઘાસ તો આરોગો

વિધાતાએ તમને તેજી આપી નથી, એટલા માટે તમે શાન્ત છો વેગ આપ્યો નથી, એટલા માટે સુધીર છો, બુદ્ધિ આપી નથી એટલા માટે વિદ્વાન્ છો, અને બોજો ન વહો તો ખાવા પામતા નથી, એટલા માટે તમે પરોપકારી છો, હુ આપના યશોગાન કરૂં છુ આપ ઘાસ આરાગો મને સુખી કરો

૧. કેશસમહ—અવતાર

# वसन्त अने विरह

પ્રમીલા —સખિ ! ઋતુરાજ વસન્તનો આજે પૃથ્વીપર ઉદય થયો છે. આવ, આપણે વસન્ત-વર્ણન કરીએ ખાસ કરીને આપણે બન્ને વિરહિણી છીએ, પ્રાચીન કાળની વિરહિણી સ્ત્રીઓ ચિરકાળથી વસન્ત-વર્ણન કરતી આવી છે, ચાલો આપણે પણ તેમજ કરીએ.

સરલા.—બેન ! ઠીક કહે છે. આપણે કન્યાશાળામા લખતા વાચતા શીખીને કેવળ કુટણા કુટી કુટીનેજ મરી જઇએ છીએ ચાલો, આજે કાવ્યસમાલોચના કરીએ

પ્રમીલા —બેન ! ત્યારે આરભ કરો સખિ ! ઋતુરાજ વસન્તનો સમાગમ થયો છે જો, પૃથ્વીએ કેવો અનિર્વચનીય ભાવ ધારણ કર્યો છે જો, આમ્રલતા કેવી નવમુકુલિત થઇ રહી છે—

સરલા:—વૃક્ષે વૃક્ષે ફળ-પુષ્પ ઝુકી રહ્યા છે.

પ્રમીલા —મલયસમીર મદ મંદ વહી રહ્યો છે

સરલા —તેનાવડે ઉડતી ધૂળમાની રજકણથી હાતમા કચ કચ આવે છે

પ્રમીલા —આઘી મર, છોકરી ! આ શુ ? સાભળ, ભ્રમરગણ પુષ્પો ઉપર ગણુ ગણુ કરે છે

સરલા —માખીઓ ભાત ઉપર ભણુ ભણુ કરે છે.

પ્રમીલા —વૃક્ષો ઉપર કોયલો પચમ સ્વરથી કુહૂ કુહૂ કરે છે

સરલા —ના બેન, તારી સાથે વસન્ત-વર્ણન નહિ થાય હુ મધુરિકાને બોલાવુ છુ આવ બેન, મધુરિકા ! આપણે વસન્ત-વર્ણન કરીએ

( મધુરિકાનુ આગમન )

મધુરિકા —હુ તો બ્હેન ! તમારી પેઠે ઝાઝુ ભણેલી ગણેલી નથી, કેવળ થોડુ-ઘણુ જાણ્યુ છુ હુ એ બધામા સમજી શકીશ નહિ–તમારે મને વચમા વચમાં સમજાવતાં રહેવુ પડશે.

પ્રમીલા —બહુ સારૂ જો બેન ! વસન્ત કેવો અપૂર્વ સમય છે ! સઘળી આમ્રલતા કેવી નવમુકુલિત–

મધુરિકા —બેન ! મારા જોવામાં તો આમાનુ ઝાડજ આવ્યુ છે આમાની લતા કેવી હોય ?

પ્રમીલા —આમાની લતા સાભળી છે ખરી, પરન્તુ કોઇ દિવસ નજરે જોઇ નથી જોઇ હોય કે ન હોય, પરન્તુ આમ્રલતા સિવાય આમ્રવૃક્ષ કદી પણ વાંચવામા આવ્યુ નથી એટલા માટે આમ્રલતાજ કહેવી જોઇએ, આમ્રવૃક્ષ કહી શકાય નહિ.

મધુરિકા —ઠીક, બેન ત્યારે

પ્રમીલા —આમ્રલતિકા નવમુકુલિત થઇને-

મધુરિકા:—અલિ ! હમણા તો કહેતી હતી આમ્રલતા-હવે વળી લતિકા કેવી રીતે થઇ ગઈ ?

પ્રમીલા:—એમા તે કરતા પણ કઇંક વધારે માધુર્ય આવ્યુ છે આમ્રલતિકા નવમુકુલિત થઇને ચારે દિશામા સુગધ પ્રસારી રહી છે

સરલા:—બેન ! વસન્ત ઋતુમા તો આંબાનો મોર જવી જઇને મરવા બેસી જાય છે

મધુરિકા —તેથી શું થયુ ? જો તો ખરી, હવે કેવી મિઠાશ આવે છે !

પ્રમીલા —તેના ઉપર ભ્રમરગણ મધુલોભથી ઉન્મત્ત બનીને ઝકાર કરી રહ્યા છે, જે સાભળીને આપણા પ્રાણ નીકળી રહ્યા છે.

મધુરિકા:—આહા ! સખિ ! યથાર્થ કહ્યુ, પણ અલિ ! ભ્રમર કોને કહે છે ?

પ્રમીલા —મર ગાડી-એટલુએ જાણતી નથી ? ભ્રમર એટલે ષટ્પદ

મધુરિકા —વળી ષટ્પદ તે શુ ?

પ્રમીલા:—ષટ્પદ એટલે ભમરો.

મધુરિકા:—વારૂ બેન ! ભમરો આંબાનો મોર જોઇને ગાડો શામાટે બની જાય છે ? ભમરાનુ ગાંડપણ વળી કેવુ હોય ? આ શુ આમ તેમ બકે છે ?

પ્રમીલા:—કોણે કહ્યુ કે ભ્રમર ગાંડો બની જાય છે ?

મધુરિકા:—વાહ રે ! હમણાંજ તેં કહ્યુ ને " ઉન્મત્ત થઇને ઝકાર કરે છે "

પ્રમીલા —કયી રાડ હવે તારી સાથે વસન્ત-વર્ણન કરે ?

મધુરિકા —બેન ! ક્રોધ શામાટે કરે છે ? તુ વધારે ભણેલી ગણેલી છે અને હુ થોડુ શીખી છું, એટલે મને સમજાવતી રહે તોજ બને તો. બધીજ શુ તારા જેવી રસિક હોય છે ?

પ્રમીલા:—( અભિમાન સાથે ) ઠીક, ત્યારે સાભળ ભ્રમરગણ મધુલોભથી ઉન્મત્ત બનીને ઝકાર કરી રહ્યા છે તેમના ગુણ ગુણ રવથી આપણો જીવ જાય છે

મધુરિકા:—અલિ ! ભમરા "ગુણ ગુણ" કરે છે કે "ભો ભો" ?

પ્રમીલા —કવિઓ કહે છે, " ગુણ ગુણ. "

મધુરિકા —ત્યારે તો " ગુણ ગુણ " જ કબૂલ, પણ તેથી આપણો જીવ શા માટે જાય છે ? ભમરાના ડખવાથી તો પીડા થાય એ જાણુ છુ, પરન્તુ તેના બોલવાથી પણ શુ મરવુ પડશે ?

પ્રમીલા.—આજ સુધીની સઘળી વિરહિણીઓ " ગુણ ગુણ " રવથી મરતી આવી છે, તો તુ કયી મોટી નહિ મરનારી ?

સરલા —ઠીક બેન ! શાસ્ત્રમા જો લખ્યુ હશે તો મરીશ, પરન્તુ પૂછુ છુ કે શુ કેવળ ભમરાના શબ્દથીજ મરવુ પડશે કે મધમાખીનો ગણગણાટ સાંભળીને ચિતામાં પણ સૂવુ પડશે ?

પ્રમીલા —કવિઓએ કેવળ ભ્રમર-સ્વરથીજ મરવાનુ કહ્યુ છે.

સરલા —એ તો કવિઓનો મોટો અત્યાચાર કહેવાય કેમ, માખીના ગણુગણાટે શો અપરાધ કર્યો છે ?

પ્રમીલા:—તારે મરવુ હોય તો મરજે-હમણા સાંભળ

સરલા —બોલો

પ્રમીલા:—કોકિલાઓ વૃક્ષપર બેસીને પચમ સ્વરથી ગાન કરી રહી છે

મધુરિકા —પચમ સ્વર કેવો, બેન ?

પ્રમીલા:—કોકિલના સ્વર જેવો

મધુરિકા —અને કોકિલનો સ્વર કેવો ?

પ્રમીલા:—પચમ સ્વર જેવો

મધુરિકા —સમજી ગઇ આગળ ચલાવ

પ્રમીલા —કોકિલ વૃક્ષપર બેસીને પચમ સ્વરથી ગાન કરે છે તેનાથી વિરહિણીનુ અગ જર્જરિત થઇ ઉઠે છે

સરલા —કૂકડાના પચમ સ્વરથી અગ કેવુ થાય છે ?

પ્રમીલા —મોત, બીજુ શુ ? કૂકડાનો વળી પચમ સ્વર કેવો ?

સરલા —મારૂ અગ તો તેનાથીજ જર્જરિત થઇ ઉઠે છે મરશો બોલતાજ મનમા થઇ આવે છે કે, તેમના ઘેર આવતાજ મારે એ સર્વનાશી પક્ષીને નસાડી મૂકવુ પડશે.

પ્રમીલા —ને પછી મલયસમીર. મૃદુ મૃદુ મલયસમીરથી વિરહિણી કપી ઉઠે છે.

મધુરિકા —ટાઢથી ?

પ્રમીલા —ના, વિરહથી મલયસમીર બીજાઓને માટે શીતળ હોય છે, પરન્તુ આપણે માટે તો અગ્નિતુલ્ય છે

સરલા —બેન ! એતો બધાને માટેજ છે આ ચૈત્ર માસની બપોરની બળતી હવા, આગ કરતા ઓછી કોને લાગે ?

પ્રમીલા —અરે, હુ તે હવાની વાત નથી કહેતી

મધુરિકા:—બેન ! તુ ઉત્તરી વાયુવિષે બોલે છે ઉત્તર તરફનો પવન એટલો ટાઢો હોય છે કે તેટલો મલય વાયુ પણ હોતો નથી

પ્રમીલા.—વસન્તના અનિલસ્પર્શથી અગ રોમાચિત થઇ ઉઠે છે

સરલા —અગપર કપડા ન હોય તો ઉત્તરીય વાયુથી પણ શરીર કકડી જાય છે.

પ્રમીલા —મર છોકરી, વસત ઋતુમાં શુ ઉત્તરીય વાયુ વાય છે કે હુ વસન્ત વર્ણનમા તેની વાત કહી શકુ ?

સરલા —હમણા ઉત્તર તરફનોજ વાયુ વાય છે જો આજકાલ જેટલી આંધી આવે છે તે સઘળી ઉત્તર તરફનીજ હોય છે મને લાગે છે કે વસન્ત વર્ણનમાં ઉત્તરીય

વાયુનોજ ઉલ્લેખ કરવો ઉચિત છે. ચાલો, આપણે "કાવ્યદર્શન" માં લખી મોકલીએ કે ભવિષ્યમાં કવિઓ મલય વાયુનો ત્યાગ કરીને ઉત્તરની આંધીનુ જ વર્ણન કરે.

પ્રમીલાઃ—તેમ થશે તો પછી વિરહિણીઓનુ સાધન શુ થશે ? તેઓ કોને લઇને રડશે ?

મધુરિકા—સખિ ! ત્યારે રહેવા દે હમણાં વસન્ત-વર્ણન-ઉહુ ઉહુ સખી મરી મરી ! ગઇ રે ! ગઇ રે !

( ભૂમિપતન થવું અને નયન બંધ કરવા )

પ્રમીલાઃ—કેમ, કેમ, બેન ! શુ થયુ છે ? એકદમ આમ કેમ થઇ ગઇ ?

મધુરિકા—( આંખો મીચીને ) અરે, સાંભળ્યુ નહિ ? બાવળ વૃક્ષ ઉપર કોયલ ટહુકી રહી છે.

પ્રમીલા—સખિ ! ધીરજ ધર, ધીરજ ધર—તારા પ્રાણેશ્વર જલદીજ આવી પહોચશે બેન ! મને પણ એવીજ પીડા થાય છે નાથના દર્શનવિના જીવવુ મુશ્કેલ થઇ પડયુ છે ( આંખો બંધ કરીને ) મહોલ્લાના સઘળાં તળાવોનુ પાણી જો ન સુકાઇ ગયુ હોત તો આટલા દિવસોમા હુ ડુબી મરી હોત હે હૃદય-વલ્લભ જીવિતેશ્વર ! હે રમણીજનમનમોહન ! હે નિશાશેષો-મેષોન્મુખકમલકોરકોપમોત્તેજિતહૃદયસૂર્ય[1] ! હે અતુલ જલદ-તલન્યસ્તરત્ન-રાજિવન્મહામૂલ્ય પુરુષરત્ન ! હે કામિનીકંઠવિલંબિત-રત્નહારાધિક-પ્રાણાધિક ! હવે પ્રાણ ટકતા નથી હુ અબલા, સરલા, ચચલા, વિકલા દીના, હીના, ક્ષીણા પીના, નવીના, શ્રીહીના થઇ છુ—હવે પ્રાણ ટકતા નથી હવે કેટલા દિવસ તમારી વાટલડી નિહાળુ ? જે પ્રમાણે સરોવરમા સરોજિની સૂર્યની આશા રાખે છે, જે પ્રમાણે કુમુદિની ચંદ્રની આશા રાખી રહે છે, અને જે પ્રમાણે ચાતક મેઘજળની આશા રાખીને બેસે છે-તેજ પ્રમાણે હુ તમારી આશા રાખીને બેઠી છુ

મધુરિકા ! (રડતી રડતી) જે પ્રમાણે ગોવાળ ખોવાયલી ગાયની વાટ આતુરતાથી જોતો રહે છે, જે પ્રમાણે બાળક કંદોઇની દુકાનપરથી માણસ આઘુ પાછુ થઇ જવાની આશા રાખીને ઉભુ રહે છે, જે પ્રમાણે અશ્વ ઘાસ લાવનાર નોકરની આશા રાખી રહે છે, હે પ્રાણાધાર ! હુ તેજ પ્રમાણે તમારી આશા રાખી રહી છુ જે પ્રમાણે બિલાડી માછલી ધોવા ગયલી દાસીની પાછળ પાછળ ગમન કરે છે તેજ પ્રમાણે તમારી પાછળ પાછળ મારૂ મન ગયુ છે જે પ્રમાણે ઉચ્છિષ્ટ અન્ન શેષ ફેંકવા જનારની પાછળ પાછળ ભૂખ્યો કૂતરો જાય છે, તેજ પ્રમાણે મારૂ પર વશ થયલું ચિત્ત તમારી પાછળ ગયુ છે. જે પ્રમાણે ઘાચીની ઘાણીના થડીઆ આસપાસ કહાવર બળદીઓ ઘૂમતો રહે છે, તેજ પ્રમાણે આશા નામનો મારો કહાવર બળદીઓ તમારા પ્રણયરૂપી ઘાણીના થડની આસપાસ ફરી રહ્યો છે. જે પ્રમાણે

૧. રાત્રિ પૂરી થતા મારા મુખને ઉંચા કરેલા મુખકમળની કળીની ઉપમા આપીને ઉત્તેજિત કર્યું છે એવું જે મારૂં હૃદય તેના સ્વામી

પેણીમાંના ઉકળતા તેલમા પત્તરવેલીમાં તળાય છે, તેમ વિરહરૂપ પેણીમાંના વસત રૂપી તપ્ત તેલમા મારૂ હૃદય રાતદિવસ તળાઇ રહ્યુ છે, જેમ વસતઋતુના તાપથી જમીનમાં ચીરા પડી જાય છે તેમ તમારા વિરહરૂપી તાપથી મારા હૃદયમા ચીરા, પડી જાય છે જે પ્રમાણે એક હળને બે બળદ જોડીને ખેડુત ક્ષેત્રને ક્ષતવિક્ષત કરે છે, + તેજ પ્રમાણે એક પ્રેમરૂપી હળને વિરહ અને વારાંગનાની ભક્તિરૂપ બે બળદ જોડીને મારા સ્વામીરૂપી કૃષક મારા હૃદયરૂપી ક્ષેત્રને ક્ષતવિક્ષત કરે છે ૨ વધારે વાત શી કહુ ? વિરહ-જવાળાથી દાળમા મીઠુ, પાનમા ચૂનો, ચટણીમા ઝમઝમાટ અને ખીરમાં મીઠાશ જણાતી નથી સખિ ! વિરહદુઃખ જે દિવસે યાદ આવે છે તે દિવસે હુ ત્રણ કરતા વધારે વેળા જમી શકતી નથી, મારી દૂધની વાડકી એમની એમ પડી રહે છે, (આંખો બધ કરીને) સખિ ! તારૂ વસન્ત-વર્ણન સમાપ્ત કર, દુખની વાત વધારે શી કરવી ?

પ્રમીલા—મારૂ વસન્ત-વર્ણન સમાપ્ત થઇ ગયુ છે. ભ્રમર, કોકિલ, મલય-મ મીર અને વિરહ એ ચારેની વાત કહી ચૂકી, હવે બાકી શુ રહ્યુ ?

સરલા—દોરી અને લોટી !

# सुवर्णगोलक

કૈલાસ શિખરપર નવમુકુલશોભિત દેવદારુ નીચે વ્યાઘ્રચર્મ ઉપર બેસીને શિવ-પાર્વતી ચોપાટ ખેલતા હતા એક સુવર્ણગોલક (સોનાનો ગોળો શરતમાં મૂકાયો હતો મહાદેવની રમવાની પદ્ધતિમા દોષ એ હતો કે તેઓ દાવપેચ જાણતા ન હતા જો તેવી આવડ હોત તો સમુદ્રમથનકાળે વિષપાન કરવાનુ તેમને ભાગ આવત નહિ ગૌરી દાવપેચમા કુશળ હતા, તેનુ પ્રમાણ એ કે જગતમા તેમની ત્રણ દિવસ સુધી પૂજા થાય છે.* રમવામા તેવા હો કે ન હો, પરતુ આસુ ઢાળવામા તો તેઓ અદ્વિતીયજ હતા, કારણ કે તેઓજ આદ્યશક્તિ છે. મહાદેવનો દાવ સારો પડતો ત્યારે રડી રડીને આસુ વહેવડાવતા જો પોતાનો દાવ પડતો તો "પાચ બે સાત" કહેતાં એટલે પોબાર દાવ નાખીને મહાદેવના તરફ ત્રણે નેત્રોથી કટાક્ષ કરતા જે કટાક્ષથી પૃથ્વીની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય થઈ જતાં, તેના પ્રભાવથી મહાદેવ પાસા જોવા છતા દેખી શકતા નહિ કહેવાની જરૂર નથી કે આવી રીતથી આખરે દેવાધિદેવની હારજ થઇ. સસારમા એમજ બનતુ આવ્યુ છે

હાર થતા મહાદેવજીએ પોતે બનાવેલો સુવર્ણગોલક પાર્વતીજીને આપ્યો. ઉમાએ તેને લઇને પૃથ્વીપર ફેકી દીધો. તે જોઇને શીવજીએ ભૃકુટી ચઢાવીને કહ્યુ "મારો

+ખેડે છે. ૨ વિદીર્ણ કરે છે *બગાળામાં ત્રણ દિવસ સુધી ગૌરીપૂજનની પ્રથા છે.

આપેલો ગોળો શામાટે નાખી દીધો ?"

ઉમાએ જવાબ આપ્યો:—" પ્રભો ! આપનો ગોલક અવશ્ય કોઇ અપૂર્વ શક્તિશાળી અને મંગળપ્રદ હશે. મનુષ્યોના હિતને માટે મેં તેને પૃથ્વીપર ફેંક્યો છે."

ગિરીશ બોલ્યા —"ભદ્રે ! પ્રજાપતિ, વિષ્ણુ અને હું એ ત્રણે મળીને જે નિયમો બાંધીને ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરીએ છીએ તેનાથી ઉલટી રીતે કદિ પણ કલ્યાણ થઇ શકતું નથી જે મંગળ થવાનું હોય તે એ સઘળા નિયમોના બળ ઉપરજ આધાર રાખે છે. સુવર્ણગોલક કંઇ પણ કરી શકે એમ નથી. જો કદાચ એમાં કોઇ મંગળપ્રદ ગુણ હોય તો નિયમભંગના દોષથી લોકોનું અનિષ્ટ પણ થાય હવે તમારા આગ્રહથી એને ખાસ ગુણવાળો બનાવું છું, માટે તમે બેઠાં બેઠાં તે કેવું કાર્ય કરે છે તે જુઓ."

કાલીકાન્ત બાબુ મોટા ગૃહસ્થ છે. ઉમ્મર વર્ષ ૩૫ ની, અને દેખાવમાં સુંદર છે કેટલાંક વર્ષ થયાં બીજી વાર લગ્ન કર્યું છે. તેમના પત્ની કામસુંદરીની ઉમ્મર ૧૮ વર્ષની છે. હમણાં તે પિયરમાં હતાં. કાલીકાન્ત બાબુ ઓને મળવાને સાસરે જવા નીકળ્યા છે. સસરો ઘણો શ્રીમંત હતો અને ગંગાકિનારાના એક ગામમાં તેનો વાસ હતો. કાલીકાન્ત ઘાટ ઉપર નૌકાને લાગરીને પગપાળા ચાલવા માંડયા. સાથે માથા ઉપર પેટી લઇને રામો ચાકર પણ હતો. માર્ગમાં કાલીકાન્ત બાબુએ એક સુવર્ણગોલક પડેલો જોયો વિસ્મિત થઇને તેમણે તે ઉઠાવી લીધો, અને જોયું તો તે ખરે ખર સુવર્ણજ જણાયું. પ્રસન્ન થઇને તેણે રામા ચાકરને ઉંચકવા આપ્યો અને કહ્યું "ખરેખર સોનાનોજ જણાય છે કોઇનો પડી ગયો હશે. જો કોઇ શોધ કરતો આવશે તો કાઢી આપીશું, નહિ તો ઘેર લઇ જઇશું. હમણા રાખ"

રામાએ ગોલકને વસ્ત્રમાં છુપાવીને રાખવાના વિચારથી રસ્તામાં પેટી ઉતારી પછી કાલીકાન્ત બાબુના હાથમાંથી ગોલક લઇને કપડામાં સંતાડયો.

પરંતુ હવે રામાએ પેટી પોતાને માથે ઉંચકી નહિ. કાલીકાન્ત બાબુએ તે ઉઠાવી લીધી અને પોતાના માથાપર મૂકી. રામો આગળ ચાલવા માંડયો, બાબુ પાછળ પાછળ ચાલવા લાગ્યા. એટલામાં રામો બોલ્યો, " અરે રામા ! "

બાબુએ જવાબ આપ્યો "જી"

રામાએ કહ્યું. " તું ઘણો બેઅદબ છે જો એવી બેઅદબી મારા સાસરામાં કરતો નહિ. તેઓ મોટા માણસ છે "

બાબુ બોલ્યા. " જી એમ તે કંઇ થાય ? આપ માલિક છો આપની પાસે બેઅદબી કરી શકાય ? "

કૈલાસમાં ગૌરી બોલ્યાં:–" પ્રભો ! હું તો કંઇ પણ સમજી શકતી નથી. શું આ આપના સુવર્ણગોલકનોજ પ્રભાવ છે ? "

મહાદેવ બોલ્યા:–" ગોલકમાં ચિત્તવિનિમયનો ગુણ છે. જો હું નંદીના હાથમાં

આ ગોલક મૂકુ તો તે પોતાને મહાદેવ અને મને નદી સમજશે તેમજ હુ પણ મને નદી અને નદીને મહાદેવ ગણવા લાગુ રામો સમજે છે કે હુ કાલીકાન્ત બાબુ છુ અને કાલીકાન્ત તે રામો ચાકર છે કાલીકાન્ત સમજે છે કે હુ રામો ચાકર છુ અને રામો ચાકર તે કાલીકાન્ત બાબુ છે ”

કાલીકાન્ત બાબુ જ્યારે સાસરે પહોચ્યા ત્યારે તેમના સસરા અંત પુરમાં હતા, પરતુ બહાર મોટો ધોંધાટ મચી ગયો દરવાન રામદીન પાડેએ કહ્યુ “ અરે એ રામા! તારાથી અહી ન બેસાય, તુ મારી પાસે આવ. ”

આ સાભળતાંજ રામો ગરમ થઈ જઇ આખો રાતીચોળ કરીને બોલ્યો, “ જા, જા બચ્ચા ભરવાડ, તુ તારૂ કામ કર ”

દરવાને પેટી ઉતરાવી કાલીકાન્ત બોલ્યા, “ દરવાનજી ! બાબુનુ અપમાન કરશો નહિ, નહિ તો એઓ ગુસ્સે થઇને ચાલ્યા જશે ”

દરવાન જમાઇ બાબુને ઓળખતો હતો, પણ ચાકરને ઓળખતો ન હતો, તેથી કાલીકાન્તને મોઢેથી આવી વાત સાભળીને તેણે મનમા વિચાર્યું કે, જ્યારે જમાઇ-રાજ પોતે એને બાબુ કહે છે, ત્યારે એઓ કોઈ ગુપ્ત વેશમા રહેતા મોટા માણસ હોવા જોઇએ એટલે દ્વારપાળે ભક્તિભાવથી રામાને બે હાથ જોડીને પ્રણામ કર્યા અને કહ્યુ, “સેવકની કસુર માફ કરશો ” રામાએ કહ્યુ, “ઠીક છે. તમાકુ લાવી આપ ”

ઉદ્ધવ સસરાના ઘરનો ઘણો જૂનો નોકર હતો, તે હુક્કો ભરી લાવ્યો રામો તકીએ પડીને હુક્કો ગગડાવવા લાગ્યો કાલીકાન્ત નોકરોને રહેવાની ઓરડીમાં જઇને ચલમ પીવા મડયો ઉદ્ધવ વિસ્મિત થઇને બોલ્યો, “ બાપુ ! આ શુ કહેવાય ? ”

કાલીકાન્ત બોલ્યા, “ શુ એમની સમક્ષ મારાથી તમાકુ પી શકાય ? ”

ઉદ્ધવે અંત પુરમા જઈને માલિકને ખબર આપી કે, “જમાઈ બાબુ આવ્યા છે, તેમની સાથે એક ગુપ્ત વેશધારી મોટા માણસ પધાર્યા છે જમાઇ બાબુ તેમની એટલી આમન્યા રાખે છે કે, તેમની સમક્ષ તમાકુ પણ પીતા નથી ! ”

શેઠ નીલરત્ન બાબુ તરતજ બહારના ભાગમા આવ્યા કાલીકાન્ત તેમને જોઇને દૂરથીજ સાષ્ટાંગ પ્રણામ કરીને ખસી ગયા રામાએ આવીને નીલરત્નની ચરણરજ લીધી અને ભેટી પડયો. નીલરત્ને વિચાર્યું, “ સાથેના માણુસ ઘણાજ સભ્ય જણાય છે, પરન્તુ જમાઇની દશા કઇક જૂદીજ લાગે છે ”

નીલરત્ન બાબુ રામાને ક્ષેમકુશળ પૂછીને બેઠા, પરન્તુ વાતચિત સાંભળીને કઇ પણ સમજી શક્યા નહિ આ તરફ અંત પુરમા નાસ્તા પાણીની વ્યવસ્થા થઇ, એટલે દાસી કાલીકાન્તને બોલાવવા આવી

કાલીકાન્ત બોલ્યા. “ અરરર ! મારાથી શુ બાબુજીના પહેલાં નાસ્તો થઈ શકે ખરો ? પ્રથમ બાબુજીને કરાવો, તે પછી મારી વાત. માજી ! હું તો આપ લોકોનુંજ ખાઉં છુ ને ? ”

"માજી" નુ સબોધન સાંભળીને દાસીએ મનમા વિચાર્યું કે, "જમાઇજીએ મને સાસુ બાસુ ધારી લાગે છે—નહિ કેમ ધારે ? હુ સારા માબાપની દીકરી, મને કોણ હલકા લોકની છોકરી ધારે ? એમણે તો જાત જાતના માણુસો જોયાં છે, એટલે માણુસને સારી પેઠે ઓળખી શકે છે, પરંતુ આજ ઘરનાં માણુસો ઓળખી શક્યા નથી" આથી હલકી વા જેવી ચાકરડી જમાઇરાજ ઉપર અત્યત પ્રસન્ન થઇને અંત પુરમાં જઇને બોલી, "જમાઇરાજના વિચાર તો યોગ્યજ છે સાથેના માણુસ જ્યાંસુધી નાસ્તો પાણી કરે નહિ ત્યાસુધી પોતે કેવી રીતે લઇ શકે ? માટે પ્રથમ તેમને નાસ્તો આપો એટલે પછી જમાઇ લેશે."

ગૃહિણીએ વિચાર કર્યો, એઓ તો બહારના માણુસ છે. એમને ઘરના અદરના ભાગમા લાવીને નાસ્તો કરાવી શકાય નહિ, તેમ જમાઇને બહારના ભાગમા પણ આપી શકાય નહિ, એટલા માટે એમને માટે બહાર અને જમાઇને માટે અદર બદોબસ્ત કરવો ગૃહિણીએ આ પ્રમાણેની ગોઠવણુ કરી. રામો નાસ્તાપાણીનો બંદોબસ્ત બહાર થયેલો જોઇને ઘણો ગુસ્સે થયો અને વિચારવા લાગ્યો, "આ કેવી વિચિત્રતા !"

આ તરફ દાસી કાલીકાન્તને અત પુરમાં બોલાવી લાવી. ઘરમા ખાવાનો બદોબસ્ત થયો છે છતાં કાલીકાન્ત ચોકમાજ ઉભા રહીને બોલ્યા, 'મને વળી ઘરની અદર શામાટે ? મને તો આજ સ્થળે થોડા ચણા અને ગોળ આપો, એટલે ખાઇને પાણી પી લઉ" આ સાભળીને તેમની સાળીઓ કહેવા લાગી, "જોયુ કે, આ વખતે તો બસુ મહાશય જાત જાતની રસિકતા શીખી આવ્યા જણાય છે" કાલીકાન્ત ગભરાઇને બોલી ઉઠયા, "જી, મારી મશ્કરી શામાટે કરો છો ? શુ હુ આપને મશ્કરી કરવા યોગ્ય છુ ?" એટલે એક પ્રૌઢા સ્ત્રી બોલી, "અમારી મશ્કરીને યોગ્ય શેના ?—જેની મશ્કરીને લાયક છો તેની પાસે ચાલો." એમ કહીને કાલીકાન્તનો હાથ પકડીને સડસડાટ કરતી ઘસડીને ઘરના અદરના ભાગમાં લઈ ગઇ.

તે સ્થળે કાલીકાન્તની પત્ની કામસુદરી ઉભી હતી. કાલીકાન્તે તેને જોતાજ પ્રભુપત્ની તરીકે સાષ્ટાંગ પ્રણામ કર્યા આ જોઇને કામસુદરી ચંદ્રવદન મલકાવીને મધુરતાથી બોલી, "અરે ! શો આ રગ ? આ વખતે વળી કયો પાઠ શીખી આવ્યા છો ?" આ સાંભળી કાલીકાન્ત વ્યાકુળ થઇને કહેવા લાગ્યો, "જી, મારી સાથે આવી આવી વાત શા માટે ? હુ આપનો સેવક છુ, આપ મારાં માલિક છો."

રસિક કામસુદરી બોલ્યાં, "તમે સેવક અને હુ માલિક, એ કઇ આજ કાલની વાત છે ? જ્યાંસુધી મારૂં યૌવન છે ત્યાંસુધી એજ સબધ રહેવાનો, પણ હમણાં નાસ્તોપાણી લો."

કાલીકાન્ત વિચારવા લાગ્યો, "બાપ રે, એના બોલવાની મતલબ કેવી જણાય છે ! મારા શેઠ કોઇ ખરાબ સ્ત્રીના હાથમાં સપડાઈ ગયા લાગે છે. મારે અ-

હીંથી ખસી જવુજ ઉચિત છે " એવો વિચાર કરીને કાલીકાન્ત ફરીથી ભક્તિભાવથી પ્રણામ કરીને નાસી છુટવાના પ્રયત્નમાં હતો, એ જોઇને કામસુદરી આવીને તેનો ખેસ પકડી લઇને કહેવા લાગી " અરે મારા સોનાના ચદ્ર! મારાં સાત રાજ્યોની દોલતના એક માણેક! મારી પાસેથી હવે નાસી જવાશે નહિ " એમ કહીને કામસુદરી સ્વામીને આસન તરફ ખેંચવા લાગી

કાલીકાન્ત અતરની વ્યગ્રતાથી હાથ જોડીને કહેવા લાગ્યો, "સોગન છે વહુજી, તમને સાત વાર સોગન, મને છોડી દો. તમે મારો સ્વભાવ જાણતાં નથી હુ એવા ચરિત્રનો માણુસ નથી " કામસુદરીએ હસીને જવાબ દીધો "તમે જે રીતના માણુસ છો તે હુ સારી પેઠે જાણુ છુ હવે નાસ્તો કરો "

કાલીકાન્ત બોલ્યા, "જો આપની પાસે કોઇએ મારી આવી નિન્દા કરી હશે તો તેણે આપને છેતર્યાં છે આપની પાસે હાથ જોડીને હુ કહુ છુ કે, આપ મારા મુરબ્બી છો, પૂજ્ય છો, મને છોડી દો.

કામસુદરી રસિકતાપ્રિય હતાં. તેમણે મનમા વિચાર્યુ કે, આ પણ એક નવીન રસિકતા ખરી. તે બોલ્યા, "પ્રાણનાથ! તમે કેટલી રસિકતા શીખ્યા છો, તે માલૂમ પડી આવશે." એમ કહીને સ્વામીના બન્ને હાથ પકડીને આસનપર બેસાડવાને માટે ખેચવા લાગ્યાં

હાથ પકડતાજ કાલીકાન્તે સત્યાનાશ ગયુ એમ સમજીને, "બાપ રે! મુઓ રે! દોડો રે! મને મારી નાખ્યો રે!" ઇત્યાદિ કહીને પોકાર કરી મૂક્યો શોરબકોર સાંભળીને ઘરના સઘળા માણુસો ગભરાઇને દોડી આવ્યા મા, માશી, બેન ઇત્યાદિને જોતાંજ કામસુદરીએ સ્વામીનું વસ્ત્ર છોડી દીધુ કાલીકાન્ત અવસર જોઇને જીવ લઇને પલાયન કરી ગયા

માતા કામસુદરીને પૂછવા લાગી, "કેમ રે! કામી! જમાઇ આમ પોકારી શા માટે ઉઠયા? તુ શુ મારતી હતી?" આશ્ચર્યમા ડૂબી ગયેલી કામસુદરી ભગ્નહૃદયે કહેવા લાગી, "મારૂ શા માટે? હુ મારૂ? જેવુ મારૂ ફૂટેલુ કપાળ!" રડતાં રડતા ક્રમે ક્રમે સૂર ચઢવા લાગ્યો "જેવુ મારૂ ફૂટેલુ નસીબ! કોઇ મુઆએ મારૂ સત્યાનાશ વાળ્યુ છે કોઇએ કઈ ખવરાવી દીધુ છે" બોલતા બોલતા કામસુદરી ધ્રુસકે ધ્રુસકે રોવા મડી, પરતુ બધાજ કહેવા લાગ્યા—"હ, તેજ માર્યા છે નહિ તો આ પ્રમાણે ભયભીત થઇને બૂમ શામાટે પાડે? એમ કહેને તેઓ કામીને "પાપિણી," "ડાકણ," "રાક્ષસી" ઇત્યાદિ શબ્દોથી તિરસ્કારવા લાગ્યા. બિચારી કામસુંદરી વિનાઅપરાધે નિદા અને તિરસ્કારનુ પાત્ર થઇ પડી. રડતી રડતી ઘરમાં જઇને બારણાં બધ કરીને ભોંયપર પડી

આ તરફ કાલીકાન્ત બહાર આવીને જુએ છે તો મોટો ઘોંઘાટ મચી રહ્યો છે. નીલરત્ન બાબુ પોતે, દરવાન અને ઉદ્ધવ, સઘળા મળીને રામા ઉપર તૂટી પડયા

હતા, અને જેને જ્યા ફાવ્યું ત્યા પ્રહાર કરતા હતા મક્કા, લાત અને ડડાની વૃષ્ટિ વચ્ચે બિચારો રામો ચાકર કેવળ એટલુજ બોલતો, "અરે છોડી દો ! બાપ રે ! જમાઇને મારો છો ! એવુ કોઇ પણ ઠેકાણે સાંભળ્યુ નથી મારે શુ ! તમારીજ દીકરીને ખૂણે બેસવુ પડશે ! "

પાસે ઉભેલી તરગા નામની નોકર હસતી હતી તે કાલીકાન્ત બાબુને ત્યાં વારંવાર જા આવ કરતી, અને રામા ચાકરને સારી પેઠે ઓળખતી હતી. તેણે પડદો ફાડી નાખ્યો." કાલીકાન્ત બાબુ મારપીટ જોઇને ગાંડા જેવા અહીંથી તહીં દોડવા મ ડયા અને કહેવા લાગ્યા, "અરે સત્યાનાશ વળી ગયુ ! બાબુને મારી નાખ્યા." આ જોઇને નીલરત્ન બાબુ વધારે કોપાયમાન થઇને રામાને કહેવા લાગ્યા; "સાળા તેજ જમાઇને કાંઇક ખવરાવી દઇને પાગલ બનાવી દીધા છે મારો સાળાને ખાસડાં."

આ કહેતાની વારમાજ જેમ શ્રાવણ માસમાં વરસાદની ઝડી ઉપર ઝડી આવે છે તેમ નિર્દોષ રામા ઉપર પ્રહારવૃષ્ટિ થવા લાગી. મારપીટની ચોટથી વસ્ત્રમાં છુપાવેલો સુવર્ણગોલક પડી ગયો તરગા ચાકરડીના જોવામાં આવતાં તેણે તે ઉપાડી લઇને નીલરત્ન બાબુના હાથમા મકયો, અને બોલી 'અરે આ તો ચોર છે, જુઓ આ સોનાનો ગોળો ચોરી લાવ્યો છે." "જોઉં" કહીને નીલરત્ન બાબુએ સુવર્ણગોલક હાથમાં લીધો, એટલે તરતજ તેમણે રામાને છોડી દીધો. પાછળ હઠીને ઉભા રહી ગયા અને ધોતીઆંની પાટલી કાઢી નાખીને તેને માથા પર ઓઢી લીધુ. તરગાએ પણ માથે ઓઢેલુ લૂગડુ ખેંચી લઇને કચ્છો માર્યો અને હાથમાં ખાસડુ લઇને રામાને મારવા લાગી

ઉદ્ધવ તરંગાને કહ્યુ, "તુ બાઈ માણસ વળી આમા શામાટે દાખલ થઈ ?"

તરગા બોલી, "બાઇ કોને કહે છે ?" ઉદ્ધવે જવાબ વાળ્યો –" તને "

"મારી મશ્કરી ?" એમ કહીને તે મહા ક્રોધમા આવી જઇ હાથમાનાં જૂતાંથી ઉદ્ધવને મારવા લાગી. ઉદ્ધવ પણ ગુસ્સે થયો, પરતુ સ્ત્રીજાતપર હાથ ચલાવવો ઉચિત નહિ સમજીને નીલરત્ન બાબુ તરફ જોઇને બોલ્યો, "જુઓ શેઠ, જોઈ આ સ્ત્રીની બદમાસી ! અને ખાસડા મારે !" એટલે બાબુજીએ જરા ઘુઘટ તાણીને કઇક ગાલમા હસતાં હસતાં મૃદુ સ્વરે કહ્યુ, "મારે ભાઇ મારે, તમારે ગુસ્સે થવાનુ કઇ કારણ નથી માલિક મારે પણ ખરા."

આ સાંભળીને ઉદ્ધવ વધારે ગુસ્સે થઇને બોલ્યો, "એ વળી કોની માલિક—એ પણ ચાકરડી અને હુ પણ ચાકર. આપ આવી આજ્ઞા ફરમાવો છો ! હુ આપનો સેવક ખરો, પણ એનો કેવી રીતે ? મારાથી એવી નોકરી નહિ બને."

આ સાંભળીને વળી બાબુજી કઈક સ્મિત કરીને બોલ્યા, "મોત પણ નથી આવતુ ? ઘરડો થયો તોએ અક્કલ ખરો તો જુઓ. મારો સેવક–તુ વળી ક્યારનો થયો ?"

ઉદ્ધવ ઠરી જઇને મનમાં વિચારવા લાગ્યો, "આ શુ ? આજે કઈ ગાંડાનાં ગામ વસ્યાં છે કે શુ ? ઉદ્ધવ આશ્ચર્યચકિત થઇને દામાને છોડી દઇને ઉભો "

એ અરસામાં ઘરનો ગોવાળ ગોવર્ધન ઘોષ ત્યા આવી પહોચ્યો તે તરગાનો સ્વામી હતો તરગાના કરતુક અને ઢગ જોઇને તે નવાઈ પામ્યો તરગાએ તેને જરા પણ લેખવ્યો નહિ આ તરફ બાબુજી ગોવર્ધનને જોઇને ઘુમટો તાણીને એક તરફ ઉભા રહી ગયા, અને ગોવર્ધન તરફ ત્રાસી નજરે જોઈ જોઇને છાના છાના કહેવા લાગ્યા, "તમે એ લોકોની વચમા પડશો નહિ" ગોવર્ધન તરગાનુ આચરણ જોઇને અત્યત ગુસ્સે થઇ ગયો હતો, એટલે તે વાત તેના કાન સુધી પહોચી નહિ. તે તરગાનો ચોટલો પકડવા ધસ્યો "કમજાત સ્ત્રી ! જરા લાજે નથી આવતી !" એમ કહીને ગોવર્ધનને આગળ આવતો જોઇને તરગા બોલી "ગોબરા ! તુ પણ પાગલ બની ગયો છે કે શુ ? જા, ગાયો તરફ પાછો ફર" આ સાભળીને ગોવર્ધને તરગાનો ચોટલો ખેચીને ઉત્તમ મધ્યમ આપવાનો આરભ કર્યો એ જોઇને નીલરત્ન બાબુ બોલ્યા, "અરે કમબખત ! શુ માલિકનુ ખૂન કરશે કે શુ ?" આ તરફ તરગા ગુસ્સે થઇને "શુ મારા શરીર પર હાથ ઉપાડીશ !" એમ કહીને ગોવર્ધનને મારવા લાગી

હવે ત્યાં મોટો કોલાહલ મચી ગયો એ સાંભળીને મહોલ્લાના રહેવાસીઓ રામ મુખોપાધ્યાય, ગોવિન્દ ચટ્ટોપાધ્યાય ઈત્યાદિ આવીને હાજર થઇ ગયા રામ મુખોપાધ્યાયે એક સુવર્ણગોલક પડેલો જોઇને તેને ગોવિન્દ ચટ્ટોપાધ્યાયના હાથમા મૂકના કહ્યુ, "જુઓ તો મહાશય, આ શુ છે ?"

કૈલાસમાં પાર્વતી બોલ્યાં–"પ્રભો ! આપનો ગોલક સકેલી લો. આ જુઓ, ગોવિન્દ ચટ્ટોપાધ્યાય રામ મુખોપાધ્યાયના અન્ત:પુરમાં પ્રવેશ કરીને રામ બાબુની વૃદ્ધ સ્ત્રીને પત્ની તરીકે સબોધીને તમાસો કરી રહ્યા છે, અને રામ મુખોપાધ્યાયના ઘરની કામવાળી તેમનુ આચરણ જોઇને તેમની સાવરણીથી પૂજા કરી રહી છે આ તરફ ઘરડા મુખોપાધ્યાય પોતાને જુવાન ગોવિન્દ ચટ્ટોપાધ્યાય સમજીને તેના અંતપુરમા જઇને તેની સ્ત્રીને ટહેલટપ્પા સભળાવી રહ્યા છે એ ગોલક હવે એક ક્ષણ પણ પૃથ્વી પર વધારે રહેશે તો ઘેર ઘેર ગોટાળો થઇ જશે, એટલા માટે આપ એને સકેલી લો.

મહાદેવજી બોલ્યા–"હે શૈલસુતે[1] ! મારા ગોલકનો શો અપરાધ છે ? શુ પૃથ્વી ઉપર આજે કઇ નવીન પ્રકરણ છે ? શુ તમે દરરોજ નથી જોતા કે, ઘરડાઓ જુવાન થઇને ફરે છે, શેઠ નોકરના જેવા આચરણ કરે છે, અને નોકર શેઠ થઇ બેસે છે શુ તમારા જોવામાં કદી પણ નથી આવ્યું કે પુરુષો સ્ત્રીઓના

૧ ગિરિરાજકન્યા

જેવાં આચરણ કરે છે, અને સ્ત્રી પુરુષના જેવો વ્યવહાર કરે છે ? આ સઘળુ પૃથ્વી ઉપર નિત્ય બન્યા કરે છે, પરતુ એ કેવી હાસ્યજનક વાત છે કે લોકો તેને જોતા છતા જોઇ શકતા નથી ! મે એ સઘળું આજે એક વાર પ્રત્યક્ષ બતાવી દીધુ હવે હુ મારા ગોલકનુ સવરણ કરી લઉ છુ મારી ઇચ્છા પ્રમાણે સઘળા પોતપોતાની અમલ સ્થિતિમા આવી જશે, અને જે જે બન્યુ છે તેનુ કોઇને સ્મરણ પણ રહેશે નહિ. તોપણ લોકહિતાર્થે મારા વરદાનથી " સસ્તુ સાહિત્ય " આ વાતનો ગુજરાતની સુવર્ણપ્રિય ભૂમિમાં પ્રચાર કરશે "

# रामायणनी समालोचना

( કોઈ એક વિલાયતી સમાલોચકપ્રણીત. )

હું રામાયણ નામનો ગ્રથ આદ્યત વાંચીને અતિશય વિસ્મિત થયો છુ અનેક સ્થળે તેની રચના બહુધા ઉતરતી પક્તિના યૂરોપીય કવિઓના જેવી છે હિન્દુ કવિઓને માટે આ સામાન્ય ગૌરવની વાત નથી જો ગ્રથકાર બીજા કેટલાક દિવસ પરિશ્રમ કરત તો એક સારો કવિ બનત એમા સદેહ નથી.

એ કાવ્યનો સ્થૂલ ઉદ્દેશ વાનરોનુ માહાત્મ્ય વર્ણવવાનો છે, ઘણુ કરીને વાનરો આધુનિક ઓરવાલ નામક હિમાલય પ્રદેશવાસી અનાર્ય જાતિના પૂર્વપુરુષ હતા. અનાર્ય વાનરગણદ્વારા લકાવિજય અને રાક્ષસ લોકોનો સવશ નાશ, આ પુસ્તકનો વર્ણનીય વિષય છે. આર્ય લોકો અસભ્ય અને અનાર્ય લોકો સભ્ય હતા.

રામાયણમા કઇક કઇક નીતિપૂર્ણ કથાઓ પણ છે બુદ્ધિહીનતાના જે કેટલાક દોષો છે, તે સમજાવવાની કવિએ ચેષ્ટા કરી છે. એક મૂર્ખ વૃદ્ધ રાજાને ચાર સ્ત્રીઓ હતી. બહુવિવાહનુ વિષમય ફળ સહજજ ઉત્પન્ન થયુ. બુદ્ધિમતી કૈકેયીએ સ્વપુત્રની ઉન્નતિ માટે, અસભ્ય વૃદ્ધને ભૂલથાપ આપીને છળકપટથી સપત્નીગર્ભે જન્મેલા રાજાના જ્યેષ્ઠ પુત્રને વનવાસ અપાવ્યો જ્યેષ્ઠ પુત્ર પણ ભારતવર્ષીય લોકોના સ્વભાવસિદ્ધ આળસને વશ વર્તી પોતાના સ્વત્વાધિકારની રક્ષા કરવાનો કઇ પણ પ્રયત્ન નહિ કરતા બુઢ્ઢા બાપની વાત સાભળી વનમાં ચાલ્યો ગયો એની સાથે મહાતેજસ્વી તુર્કવંશીય ઔરગઝેબની તુલના કરો, એટલે મુસલમાનો આટલા લાબા વખત સુધી હિન્દુઓ ઉપર કેવી રીતે સત્તા જમાવી શક્યા હતા તે સમજી શકાશે. રામ જતી વેળા પોતાની યુવતી ભાર્યાને પણ સાથે લઇ ગયો, તેથી જે બનવા જેવુ હતું તે બન્યુ !

ભારતવર્ષીય સ્ત્રીઓ સ્વભાવથીજ અસતી છે. આ સીતાનો વ્યવહારજ તેનુ ઉત્તમ પ્રમાણ છે. સીતા જેવી ઘરની બહાર ગઇ તેવીજ પર પુરુષપર આસક્ત થઈ;

અને રામનો ત્યાગ કરીને રાવણ સાથે લંકામાં રાજ્યભોગ કરવા ચાલી ગઇ. મૂર્ખ રામ માર્ગે માર્ગે રડતો ભટકવા લાગ્યો હિન્દુઓ એટલા માટેજ સ્ત્રીઓને ઘર બહાર કાઢતા નથી.

હિન્દુ સ્વભાવની નીચતાનું બીજું ઉદાહરણ લક્ષ્મણ છે તેનું ચરિત્ર જે રૂપે ચિત્રિત થયું છે, તે ઉપરથી લક્ષ્મણ કર્મવીર માલૂમ પડે છે અન્ય જાતિનો હોત તો તે એક મહાન પુરુષ થઇ શકત પરંતુ એક દિવસને માટે પણ તેનું મન તે દિશા તરફ વળ્યું નહિ તે કેવળ રામની પાછળ પાછળ ભટકતો રહ્યો, અને પોતાની ઉન્નતિની કંઇ પણ ચેષ્ટા કરી નહિ. એ કેવળ ભારતવર્ષીય લોકોની સ્વભાવસિદ્ધ નિશ્ચેષ્ટતાનું ફળ છે

બીજો એક અસભ્ય મૂર્ખ ભરત છે પોતાના હાથમાં રાજ્ય આવવા છતાં ભાઇને તે પાછું આપી દીધું વસ્તુત રામાયણ નિરુદ્યમી લોકોના ઇતિહાસથીજ પરિપૂર્ણ છે ગ્રંથકારનો એજ એક ઉદ્દેશ છે રામ પત્નીને ગુમાવી બેઠા પછી અનાર્ય ( વાનર ) જાતિએ તેનું દુ ખ જોઇ દયા કરીને, રાવણને સવંશ હણી સીતાને છોડાવીને રામને આપી, પરંતુ જંગલી હિન્દુ જાતિની નૃશંસતા ( નિર્દયતા ) ક્યાંથી જાય ? સ્ત્રી ઉપર ક્રોધ કરીને રામ તેને એક દિવસ બાળીને મારી નાખવા તત્પર થયો, ભાગ્યબળથી તે દિવસે તેની રક્ષા થઇ પછી તેને દેશમાં લાવીને માત્ર બેચાર દિવસ સુખમાં ગુજાર્યાં પાછળથી બર્બર જાતના સ્વભાવસુલભ ક્રોધને વશ થઇ પારકાની વાત સાંભળીને રામે તેને ઘર બહાર કાઢી મૂકી કેટલાંક વર્ષ પછી સીતા ખાવાનું ન મળવાથી રામને બારણે પાછી આવીને ઉભી. રામે તેને જોતાજ ક્રોધાંધ થઇને જમીનમાં જીવતીજ દાટી દીધી અસભ્ય જાતિમધ્યે એ પ્રમાણેજ બનતું રહે છે રામાયણનું સ્થૂલ તાત્પર્ય એજ છે

એનો પ્રણેતા કોણ છે તે સહજમાં નક્કી કરી શકાય એમ નથી કિંવદન્તી એવી છે કે, એ વાલ્મીકિપ્રણીત છે વાલ્મીકિ નામનો કોઈ ગ્રંથકાર હતો કે નહિ તે વિષે સંશય છે ‘ વલ્મીક ’ ઉપરથી વાલ્મીકિ શબ્દની ઉત્પત્તિ થએલી જણાય છે, એટલા માટે મારા અભિપ્રાય પ્રમાણે કોઇક વલ્મીક ( માટીના ઢગલા ) માંથી એ ગ્રંથ મળી આવ્યો હતો એમાંથી કયો સિદ્ધાંત નક્કી થાય છે તે જોવું જોઇએ

રામાયણ નામનો એક હિંદી ગ્રંથ પણ મેં જોયો છે તે તુલસીદાસપ્રણીત છે ઉભય ગ્રંથમાં બહુજ સાદૃશ્ય છે એટલા માટે વાલ્મીકીય રામાયણ તુલસીદાસ-રામાયણ ઉપરથી સંકલિત થયું હોય એ અસંભવિત નથી, વાલ્મીકીય રામાયણ તુલસીરામાયણમાંથી રચાયું છે તેની મીમાંસા કરવી સહજ નથી, એ હું કબૂલ કરું છું, પરંતુ રામાયણ નામજ એ વિષયમાં એક પ્રમાણ છે "રામાયણ" શબ્દનો સંસ્કૃતમાં કંઈ પણ અર્થ થતો નથી, પણ હિન્દુસ્થાનીમાં તેનો અર્થ છે માલૂમ પડે છે કે ‘ રામાયણ ” શબ્દ "રામાયન" શબ્દનો અપભ્રંશ માત્ર છે કેવળ

" વ " કાર લુપ્ત થયો છે રામા યવન અથવા ગમા મુસલમાન નામક કોઇ એક વ્યક્તિના ચરિત્રને આધારે તુલસીદાસે પ્રથમ એની રચના કરી હશે. પાછળથી કોઇએ સંસ્કૃતમાં અનુવાદ કરીને વલ્મીકમધ્યે છુપાવી રાખી મૂક્યું. તે પછી ગ્રંથ વલ્મીકમાંથી પ્રાપ્ત થવાથી " વાલ્મીકિ " નામે પ્રસિદ્ધ થયો છે.

રામાયણ ગ્રંથની મેં કંઇક પ્રશંસા કરી છે, પરંતુ વિશેષ પ્રશંસા કરી શકતો નથી. તેમાં અનેક મોટા મોટા દોષો છે. આદ્યોપાન્ત અશ્લીલતાથી ભરપૂર છે. સીતાનો વિવાહ, રાવણથી સીતાહરણ એ સઘળું અશ્લીલતાપૂર્ણ નહિ તો બીજું શું ? રામાયણમાં કરુણરસ અતિ વિરલ જોવામાં આવે છે વાનરોનું સમુદ્રબંધન, કેવળ એ એકજ પ્રસંગ રામાયણમાં કરુણરસાશ્રિત છે લક્ષ્મણના ભોજનમાં કિંચિત્ વીરરસ અને વસિષ્ઠાદિ ઋષિઓમાં કંઇક હાસ્યરસ છે ઋષિઓ ઘણા રસિક પુરુષ હતા તેઓ ધર્મની વાત લઇને અનેક હાસ્યવિનોદ કર્યા કરતા.

રામાયણની ભાષા જો કે સરલ અને વિમલ છે, તોપણ અત્યન્ત અશુદ્ધ જણાય છે રામાયણના એક કાંડમાં યોદ્ધાઓની કંઇ પણ વાત નહિ હોવાથી તેનું નામ રખાયું છે " અયોધ્યાકાંડ. " ગ્રંથકારે તેને " અયોદ્ધાકાંડ " નહિ લખતાં " અયોધ્યાકાંડ " લખ્યું છે પ્રાચીન સંસ્કૃત ગ્રંથોમાં બહુધા આ પ્રમાણે અશુદ્ધ સંસ્કૃત જોવામાં આવે છે આધુનિક યૂરોપિઅન પંડિતોજ વિશુદ્ધ સંસ્કૃતના અધિકારી છે

---

# लग्नसंबंधी सजानो कायदो

## પ્રકરણ ૧ લું–ઉપોદ્ઘાત

ઉદ્ધત પતિઓ અને બીજાઓ, જેઓ સ્ત્રીઓની સંપૂર્ણ સત્તા સ્વીકારતા નથી તેઓને કાબૂમાં લાવવાને ખાસ કાયદાની જરૂર જણાયાથી નીચેનો કાયદો ઘડવામાં આવે છે

કલમ–૧ આ કાયદાને " લગ્ન સંબંધી સજાનો કાયદો " એવું નામ આપવામાં આવશે અને તે હિન્દુસ્તાનના દરેક પરણેલા વતનીઓને લાગુ પડશે.

---

## પ્રકરણ ૨ જું–વ્યાખ્યાઓ

કલમ–૨ ' પતિ ' એટલે સ્ત્રીની સંપૂર્ણ સત્તા નીચેની જંગમ અને પોતાની મેળે હાલી ચાલી શકે એવી મિલ્કત

ઉદાહરણ

( અ ) ઝાડનું થડ અથવા પેટી એ કંઇ પતિ નથી, કારણ કે તે વસ્તુ જંગમ

છતા પોતાની મેળે હાલી ચાલી શકતી નથી

( ब ) ઢોર ( સાંઢ, પાડા, બળદ ઇત્યાદિ પશુઓ ) એ પણ પતિ નથી, કારણ કે તેઓ હાલવા ચાલવાની શક્તિ ધરાવે છે ખરા, પરતુ ઘણી ખરી વાર તેઓ પોતાની મરજી પ્રમાણે વર્તે છે, એટલે કે તેઓ સ્ત્રીને સપૂર્ણ આધીન નથી

( क ) માત્ર વિવાહિત પુરુષોજ પોતાની ઇચ્છા પ્રમાણે કોઈ પણ કાર્ય કરી શકતા નથી, એટલા માટે ( પશુઓને નહિ પણ ) એમનેજ પતિ કહી શકાય

કલમ–૩ ' પત્ની ' એટલે પતિ ઉપર માલિકીનો હકક ધરાવનાર સ્ત્રી

ખુલાસો

માલકીના હકકમા ફટકા મારવાના હકકનો પણ સમાવેશ થાય છે

કલમ–૪ ' લગ્નાવસ્થા ' એટલે પૂર્વ જન્મમાં કરેલા પાપોની શિક્ષાતરીકે પુરુષોએ ઇચ્છાપૂર્વક સ્વીકારેલી સ્થિતિ

---

## પ્રકરણ ૩ જું–સજાઓવિષે

કલમ–૫. આ કાયદા પ્રમાણે અપરાધીઓને નીચે પ્રમાણેની સજાઓ થશે

( ૧ ) કેદની સજા–કે જે શયનગૃહની અથવા તો કોઈ પણ મકાનની ચાર દિવાલોની વચ્ચે થઇ શકશે

કેદની સજાના બે પ્રકાર છે જેમકેઃ—

( अ )–' સખત ', એટલે કે કઠોર શબ્દપ્રયોગ સાથેની, અને

( ब )–' સાદી '

( ૨ ) ' દેશનિકાલ ' એટલે કે શયનગૃહની બહાર કાઢી મૂકવાની સજા.

( ૩ ) ' વૈવાહિક દાસત્વ '

( ૪ ) ખિસ્સા ખરચ જપ્ત કરવો

કલમ–૬ " દેહાત દડની સજા '–આ કાયદામા તેનો અર્થ એવો છે કે પત્ની પોતાના માબાપને ત્યાં અથવા કોઈ સ્નેહીસબધીને ત્યાં જલદી પાછી ન આવવાના ઇરાદાથી ચાલી જશે

કલમ–૭. સાધારણ ગુન્હાઓ માટે વળી નીચે પ્રમાણેની બીજી સજાઓ કરાવવામા આવે છે

( ૧ ) પત્નીનુ તિરસ્કારયુક્ત મૌન

( ૨ ) કરડી નજર

( ૩ ) અશ્રુપાત અને આક્રંદ.

( ૪ ) ઠપકા અને ગાલિપ્રદાન.

---

## પ્રકરણ ૪ થું–સામાન્ય અપવાદો

કલમ–૮ પત્નીએ કરેલું કોઇ પણ કૃત્ય ગુન્હામા ગણાશે નહિ.

કલમ–૯ પત્નીના હુકમઅનુસાર પતિ જે કઇ કૃત્ય કરશે તે ગુન્હામાં ગણાશે નહિ.

કલમ–૧૦ " લગ્ન સંબંધી સજાના કાયદા " ની કલમોમાંથી માફી મેળવવાને, પરણેલી સ્થિતિના કોઇ પણ પુરુષને બીજા કોઇ પણ કારણો આગળ ધરવાનો હક્ક રહેશે નહિ.

## પ્રકરણ ૫ મું–મદદગારી વિષે

કલમ–૧૧. નીચેનાઓ લગ્નસંબંધી ગુન્હો કરવાના કામમાં મદદ કરનાર ગણાશે.

( ૧ ) જે માણસ લગ્ન સંબંધી ગુન્હો કરવાને પતિને ઉશ્કેરે, સમજાવે, ફોસલાવે કે ઉત્તેજન આપે, અથવા

( ૨ ) જે ગુન્હો કરતી વખતે તેની મદદે જાય અથવા તે કરતી વખતે તેની સાથે રહે તે.

ખુલાસો

કોઇ પણ અવિવાહિત પુરુષ તેમજ સ્ત્રી ગુન્હો કરવાના કામમાં મદદ કરનાર હોઈ શકે.

ઉદાહરણ

( ૧ ) ब स्त्रीनो पति अ, अने क એક કુવારો માણસ, બન્ને જણા સાથે દારૂ પીએ છે, તો દારૂ પીવો એ લગ્ન સંબધી ગુન્હો હોઇને क એ अ ને ગુન્હો કરવાને માટે મદદ કરી ગણાશે.

( ૨ ) क સ્ત્રીના પતિ ब ને, તેની ( ब ની ) મા अ,क પત્નીને નાપસંદ માર્ગે પૈસા ઉડાવવા સમજાવે છે, તો આ પ્રમાણે સ્ત્રીના મત વિરુદ્ધ પૈસા ઉડાવવા એ દાંપત્યઅપરાધ ( ગુન્હો ) હોઇ, अ એ बने ગુન્હો કરવાને મદદ કરી ગણાશે

કલમ–૧૨. જો એક પરણેલો પુરુષ બીજા પરણેલા પુરુષને લગ્નસંબંધી ગુન્હો કરવાના કામમાં મદદ કરે તો તે પણ મૂળ ગુન્હો કરનારાના જેવી અને જેટલીજ સજાને પ્રાપ્ત થશે. જો કે એવી સજા માત્ર તેમ કરવાને સત્તા ધરાવનારી કોર્ટજ કરી શકશે.

ખુલાસો

આ ઠેકાણે "સત્તા ધરાવનારી કોર્ટ" એનો અર્થ ગુન્હેગાર પતિ ઉપર માલકીનો હક્ક ધરાવનારી પત્ની છે

કલમ–૧૩ જો ગુન્હાના કામમા મદદ કરનાર સ્ત્રી અથવા પુરુષ અવિવાહિત હશે તો તેઓ માત્ર ઠપકો, ગાલિપ્રદાન, કરડી નજર, અશ્રુપાત અને નાકદ્દારા સજાને પાત્ર થશે.

## પ્રકરણ ૬ ઠું–રાજ્ય વિરુદ્ધના ગુન્હાઓ વિષે

કલમ-૧૪ આ કાયદામા " રાજ્ય " નો અર્થ વિવાહિત અવસ્થા એવો કરવામા આવશે.

કલમ-૧૫ જે કોઇ પોતાની સ્ત્રી સામે લડાઇ કરશે અથવા એવી લડાઇઓ કરવાનો પ્રયત્ન કરશે અથવા તો તેમ કરવાના કામમા કોઇને મદદ કરશે કે ઉશ્કેરણી કરશે તેને દેહાંતદડની શિક્ષા કરવામાં આવશે, એટલે કે તેને અલગ રહેવાની અથવા અન્ય શયનગૃહરૂપી દેશનિકાલની સજા કરવામાં આવશે, અને તેનો સઘળો ગજવા-ખરચ બધ કરવામા આવશે

કલમ-૧૬. જે કોઈ પોતાના મિત્રોને સહાયક બનાવીને અથવા સતાનને પોતાના પક્ષમાં લઇને અથવા તો બીજી કોઇ રીતે પત્નીની સામે લડાઇ કરવાના ઇરાદાથી યુદ્ધની તૈયારી કરશે; તો તેને દેશનિકાલની સજા થશે. અર્થાત્ તેને શયનગૃહની બહાર કાઢી મૂકવામાં આવશે અને તે ઉપરાંત તિરસ્કાર, અશ્રુપાત અને આક્રંદની પણ સજા કરવામા આવશે.

કલમ-૧૭. જે માણુસ પોતાની સ્ત્રી સિવાય બીજી કોઈ સ્ત્રી તરફ સદ્ભાવ દર્શાવશે તેણે 'વ્યભિચાર'નો ગુન્હો કર્યો છે, એમ ગણાશે.

### ખુલાસો ૧ લો

પત્ની સિવાય બીજી કોઇ જુવાન સ્ત્રીના તરફ જરા પણ ભલમનસાઇ બતાવવી એ આવી જુવાન સ્ત્રી પ્રત્યે સદ્ભાવ બતાવવા બરોબર છે

### ઉદાહરણ

અ, બનો પતિ છે. ક એક યુવાન સ્ત્રી છે અ, કના છોકરાને ચાહે છે, કારણ કે તે એક સુદર બાળક છે અને તેને ખાવાને પૂરીઓ આપે છે. તો અ એ ક પ્રત્યે સદ્ભાવ બતાવ્યો ગણાશે

### ખુલાસો ૨ જો

આ કલમ મુજબ ગુન્હાની કલ્પના કરી લેવાનો હક્ક પત્નીને પ્રાપ્ત થશે, અને પોતે ગુન્હો કર્યો નથી એ કારણસર કોઇ પણ પતિ સજામાંથી મુક્ત થવાનો દાવો કરી શકશે નહિ.

ફરિયાદ થઇ છે એજ હકીકત હમેશાં ગુન્હો પૂર્ણ રીતે પૂરવાર થયાની સાબિતી-રૂપ માનવામા આવશે

### ખુલાસો ૩ જો

આ કલમમા આવી જતા ગુન્હાને કલ્પી લેવાનો હક્ક સામાન્ય રીતે, વૃદ્ધ પત્નીઓ અને વૃદ્ધ તેમજ કદરૂપા પતિની પત્નીઓને રહેશે, અને જ્યાંસુધી કોઇ યુવાન પત્ની ખાસ કરીને પોતાનો સ્વભાવ ઘણોજ ચિડીઓ છે, અથવા પોતે બચપણમા બહુ લાડમા ઉછરેલી હતી, કે કાં તો પોતે ઘણીજ કદરૂપી છે, એવું સાબિત ન

કરી શકશે નહિ, ત્યાંસુધી તે આ હક્ક ધારણ કરવાનો દાવો કરી શકશે નહિ.

કલમ–૧૮ જે કે ઇ પુરુષ વ્યભિચારનો ગુન્હો કરશે તે આ કાયદામા ગણાવેલી તેમજ ગણાવવામાં નહિ આવેલી એવી સઘળી સજાઓને પાત્ર થશે

## પ્રકરણ ૭ મું

### ખુશ્કી અને દરિયાઇ લશ્કરને લગતા ગુન્હાઓ વિષે

કલમ–૧૯ આ કોડમાં " ખુશ્કી અને દરીઆઇ લશ્કર " એ શબ્દોમા છોકરાઓ, છોકરીઓ અને છોકરાઓની વહુઓનો સમાવેશ થાય છે.

કલમ–૨૦. જે કોઇ પત્નીની સામે બળવો ઉઠાવવાને દીકરા, કે દીકરી કે પૂત્રવધૂને ઉશ્કેરશે તે તિરસ્કાર, અશ્રપાત અને આક્રંદની સજાને પાત્ર થશે.

## પ્રકરણ ૮ મું

### ઘરમાં સુલેહનો ભંગ કરવાના ગુન્હાઓ વિષે

કલમ–૨૧ બે અથવા વધારે પરણેલા પુરુષો નીચે લખેલા કોઇ પણ હેતુને માટે એકત્ર થાય તો એવી મંડળીને ગેરકાયદેસર મંડળી ગણવી

૧ નીચે વ્યાખ્યાઓમાં જણાવ્યા પ્રમાણે દારૂ પીવો, જુગાર રમવો અથવા એવા બીજા લગ્ન સંબંધી ગુન્હા કરવા

૨ પોતાની પત્નીઓને તેમને કાયદેસર મળેલી સત્તાનો અમલ કરવા દેવામા રૂઆબથી દમ ભરાવી અટકાવ કરવા

૩ પત્નીના હુકમના અમલની સામે થવા

કલમ–૨૨ જે કોઈ ગેરકાયદેસર મંડળીનો સભાસદ હોય, તેને સખ્ત શબ્દો સાથે કેદખાનાની સજા ફરમાવવામાં આવશે, તેમજ તે તિરસ્કારયુક્ત મૌન અને ઠપકાને પણ પાત્ર થશે

### દારૂ પીવા વિષે

કલમ–૨૩ શીશીમા રખાયલા અને કાચના વાસણમા પિવાયલા કોઇ પણ પ્રવાહીને દારૂ ગણવામાં આવશે

કલમ–૨૪. ઉપરની વ્યાખ્યામા જણાવ્યા પ્રમાણેનો દારૂ જે કોઇના કબજામાં હશે તે દારૂ પીએ છે એમ ગણવુ.

#### ખુલાસો

તે માણસે કદાચ તે પ્રવાહીનો સ્પર્શ પણ કર્યો ન હોય તોપણ તે દારૂ પીએ છે એમજ ગણવુ.

કલમ–૨૫. જે કોઇ દારૂ પીવાનો ગુન્હો કરશે તે દરરોજ સાંજના વખતે શયનગૃહમાં, બેમાંથી ગમે તે એક પ્રકારની કેદ રાખવાની સજાને પાત્ર થશે; અને તે ઉપ-

ગત ઠપકાને પાત્ર પણ થશે.

### હુલ્લડ કરવા વિષે

કલમ–૨૬ જે કોઇ પોતાની પત્ની સાથે કર્કશ સ્વરે બોલશે તેણે ઘરમા હુલ્લડ મચાવવાનો ગુન્હો કર્યો લેખાશે.

કલમ–૨૭ જે કોઇ પોતાના ઘરમા હુલ્લડ મચાવવાનો ગુન્હો કરશે તે તિરસ્કાર-યુક્ત મૌન અથવા ઠપકો અથવા અશ્રુપાત અથવા આક્રંદની સજાને પાત્ર થશે

## एक "खास खबरपत्री"नो पत्र

પ્રિન્સ ઑફ્ વેલ્સની સાથે જે અનેક "ખાસ ખબરપત્રીઓ" અહીં આવ્યા હતા, તેમાના એક વિલાયતના કોઇક વર્તમાનપત્રમાં નીચે પ્રમાણેનો પત્ર લખ્યો હતો અમે તેનું ભાષાંતર અહીં પ્રગટ કરીએ છીએ તે વિલાયતી વર્તમાનપત્રના નામ માટે કોઇ અમારો જીવ ખાશે, તો અમારે લાચાર થવુ પડશે. વર્તમાનપત્રનુ નામ અમે જાણતા નથી, અને ક્યા જોવામાં આવ્યુ હતું તેનુ પણ અમને સ્મરણ નથી પત્રનો ભાવાર્થ આ પ્રમાણે છે

યુવરાજની સાથે આવીને બગાળા દેશમાં જે જે જોયુ, તે આ અવકાશના વખતમા વર્ણવીને આપને કૃતાર્થ કરવાની ઇચ્છા છે મે આ દેશસબધે અનેક તપાસ કરી છે, તેટલા માટે મારી પાસેથી જેવી ખરી હકીકત મેળવી શકશો તેટલી બીજા કોઇ પાસેથી મળી શકશે નહિ આ દેશનુ નામ "બેગૉલ" છે, એ નામ શામાટે પડ્યુ, તે દેશી લોકો કહી શકતા નથી, પરન્તુ દેશી લોકોને આ દેશની અવસ્થા પૂરેપૂરી માલૂમ નથી, તેઓ જાણે પણ કેવી રીતે ? તેઓ કહે છે, પૂર્વે એમાંના એક પ્રદેશને 'બગ' કહેવામા આવતો તે પ્રદેશના લોકોને હમણા પણ "બગાલ" કહેવામાં આવે છે, એટલા માટે એ દેશનુ નામ "બગાલા" પડ્યું, પરન્તુ આ દેશનુ નામ "બગાલ" નથી, પણ "બેગૉલ" છે તે આપ સૌ જાણો છોજ, એટલે એ લોકોની વાત કેવળ જૂઠી છે મને લાગે છે કે, બેન્જામીન ગૉલ સક્ષેપમા બેન્ગૉલ નામના કોઇ અગ્રેજે પ્રથમ આ દેશ શોધી કાઢીને અને તેના પર અધિકાર જમાવીને પોતાના નામથી તેને વિખ્યાત કર્યો હતો

રાજધાનીનુ નામ "કાલકાટા" છે 'કાલ' અને 'કાટા' એ નામના બે બગાળી શબ્દોમાથી એ નામની ઉત્પત્તિ થઇ છે. એ નગરમાં કાલ કાપવા (વખત ગુજારવા) ને કંઈ પણ મુશ્કેલી પડતી નથી, એટલા માટેજ એનુ નામ "કાલકાટા" પડ્યુ છે.

એ દેશના લોકોમાથી કેટલાક અતિશય કૃષ્ણ વર્ણના અને કેટલાક કિંચિત્ ગૌર છે જે લોકો કૃષ્ણ વર્ણના છે તેમના પૂર્વ પુરુષ, માલૂમ પડે છે કે, આફ્રિકામાથી

આવીને અહી વસ્યા હતા, કારણ કે તે કાળા રંગના બંગાળીઓમાંના અનેક જણના કેશ ગુચ્છાંવાળા છે નરતત્ત્વવેત્તાઓએ સિદ્ધ કર્યું છે કે, ગુચ્છાંવાળા વાળ હોય તેઓ કાફ્રા–સીધી–જ, અને જેઓ કિંચિત્ ગૌર વર્ણના છે, તેઓ ઘણુ કરીને ઉપર્યુક્ત મેન્ગૉલ સાહેબના વંશજ છે.

મે જોયુ છે કે, ઘણા ખરા બંગાળીઓ મેન્ચેસ્ટરના સુતરમાંથી બનેલાં વસ્ત્રો પહેરે છે, એટલા માટેજ સ્પષ્ટજ સિદ્ધ થાય છે કે, હિન્દુસ્તાન મેન્ચેસ્ટરના સબંધમા આવ્યા પહેલાં, બંગ દેશના લોકો નગ્નજ રહેતા. હમણા મેન્ચેસ્ટરની દયાથી તેઓ વસ્ત્ર પહેરીને જીવે છે એ લોકોએ કેવળ હમણાજ વસ્ત્ર પહેરવાનો આરંભ કર્યો છે, એટલે કેવી જાતના વસ્ત્ર પહેરવા જોઇએ, તે હજીસુધી બરાબર નક્કી કરી શક્યા નથી. કોઇ કોઇ આપણા જેવાં પાટલુન પહેરે છે, કેટલાક તુર્ક લોકોના જેવા પાયજામા પહેરે છે, અને કેટલાક તો કોનુ અનુકરણ કરવુ તે સમજવે હજુ સુધી કંઇ પણ નક્કી નહિ કરી શકયાથી કેવળ કમરેજ વસ્ત્ર લપેટી રાખે છે

એટલે જુઓ કે, બ્રિટિશ રાજ્ય બેંગાલમાં કેવળ સો વર્ષ થયાંજ સ્થાપન થયુ છે, છતાં તેટલામાંજ અસભ્ય નગ્ન જાતિને વસ્ત્ર પહેરતા શીખવી દેવાયુ છે. ખરેખર ઇંગ્લાંડનો અસીમ મહિમા અને તેદ્વારા ભારતવર્ષમા ધન અને ઐશ્વર્યની વૃદ્ધિ જે પ્રમાણમાં થતી રહે છે, તે વર્ણવી જાય એમ નથી. એ વાત અંગ્રેજ જાણે છે, બંગાળીઓ સમજી શકે એટલી બુદ્ધિ તે લોકોમાં હોય એવો સંભવ નથી.

દુ:ખની વાત એ છે કે, હુ આટલા થોડા દિવસોમા બંગાળી લોકોની ભાષામાહેલુ શાસ્ત્રીય જ્ઞાન અધિક પ્રાપ્ત કરી શકયો નથી, તો પણ કંઇક કંઇક શીખ્યો છુ, અને ગુલિસ્તાં અને બોસ્તાં નામના જે બે બંગાળી ગ્રંથો છે, તેનો અનુવાદ પણ વાંચી ગયો છુ એ બન્ને પુસ્તકોનો સ્થૂળ મર્મ એ છે કે, યુધિષ્ઠિર નામના એક રાજાએ રાવણ નામના એક બીજા રાજાનો વધ કરીને તેની પટ્ટરાણી મંદોદરીનુ હરણ કર્યું હતુ. મંદોદરીએ કેટલાક કાળ સુધી વૃંદાવનમા વાસ કરીને કૃષ્ણની સાથે રાસલીલા કરી હતી અને તેના પિતાએ કૃષ્ણને નિમંત્રણ નહિ કરવાથી તેણે દક્ષયજ્ઞમા પ્રાણ ત્યાગ કર્યા હતા

હું થોડુ ઘણુ બંગાળી શીખ્યો છુ બંગાળીઓ 'હાઇકોર્ટ' ને 'હાઇકોર્ટ' કહે છે, 'ગવર્નમેન્ટ' ને 'ગવર્નમેન્ટ' કહે છે; 'ડિક્રી' ને 'ડિક્રી' કહે છે; 'ડિસમિસ' ને 'ડિસમિસ,' 'બોલ' ને 'બોલ,' 'ડોર' ને 'દાર' અને 'ડબલ' ને 'ડબલ' (ઇત્યાદિ ઇત્યાદિ) કહે છે. એ ઉપરથી સ્પષ્ટજ પ્રતીત થાય છે કે, બંગાળી ભાષા અંગ્રેજીની એક શાખા માત્ર છે

પરન્તુ એમાં એક સંદેહ ઉત્પન્ન થાય છે કે, જો બંગાળી અંગ્રેજોની શાખા હોય તો, અંગ્રેજોના આ દેશમા આવવા પહેલાં કોઈ ભાષા અહિં હતી કે નહિ ? જુઓ, આપણા ક્રાઇસ્ટના નામ ઉપરથીજ એ લોકોના પ્રધાન દેવતા કૃષ્ણનું નામ

પડયું છે, અને અનેક યૂરોપિયન પડિતોના *મત પ્રમાણે એ લોકોને મુખ્ય ધર્મ-ગ્રંથ કૃષ્ણપ્રણીત ભગવદ્દગીતા બાઇબલનોજ અનુવાદ છે ! એટલે બાઇબલ રચાયું તે પૂર્વે એ લોકોની કોઇ પણ ભાષા ન હતી, એ એક રીતે નક્કીજ છે. તે પછી એ લોકોની ભાષા ક્યારે ઘડાઈ તે કહી શકાય નહિ મને લાગે છે કે, પડિતવર મેક્સમલર ધારે તો એ વિષયનો નિર્ણય કરી શકે એમ છે. જે પડિતોએ સાબિત કર્યું છે કે, અશોકના પહેલાં આર્ય લોકો લખી જાણતા ન હતા, તેજ પડિતો આ બાબતનો અંતિમ નિર્ણય કરવાને સમર્થ છે

એક બીજી વાત પણ જાણવા જેવી છે સર વિલિયમ જોન્સથી માંડીને મેક્સ-મૂલર સુધીના પ્રાચ્યતત્ત્વવિત્ પડિતોએ જણાવ્યું છે કે, એ દેશમાં સસ્કૃત નામની એક બીજી ભાષા છે, પરન્તુ આ દેશમાં આવીને મેં કોઇને પણ સસ્કૃત બોલતા કે લખતા જોયો નથી. એટલા માટે આ દેશમા સસ્કૃત ભાષાના અસ્તિત્વવિષે મને વિશ્વાસ નથી. માલૂમ પડે છે કે, એ ચાતુરી સર વિલિયમ જોન્સ વગેરેનીજ છે. તેમણે સ્વપ્રસિદ્ધિને માટેજ એ ભાષાની કલ્પનાસૃષ્ટિ ઉપજાવી કાઢી છે*

ગમે તેમ હો, હવે એ લોકોની સામાજિક અવસ્થાસબધે કઇક કહીશ. તમે સાંભળ્યું છે કે, હિંદુઓ ચાર જાતિમા વહેચાયલા છે, પરન્તુ તેમ નથી એ લોકોમાં અનેક જાતિ છે, તેના નામ નીચે દર્શાવું છુ

૧ બ્રાહ્મણ, ૨ કાયસ્થ, ૩ શૂદ્ર, ૪ કુલીન, ૫ વશજ, ૬ વૈષ્ણવ, ૭ શક્તિ, ૮ રાય, ૯ ઘોષાલ, ૧૦ ટાગોર, ૧૧ મુર્શી, ૧૨ ફ્રરામજી, ૧૩ ગમાયણ, ૧૪ મહા-ભારત, ૧૫ ગવર્ણી મહોલ્લો, ૧૬ પેરિયા ડોગ્સ (મેલુ ખાનારા કુતરા.)

બગાળી લોકોનુ ચારિત્ર્ય ઘણા ઉતરતા પ્રકારનુ છે તેઓ હડહડતા જૂઠ્ઠા છે, કારણવિના પણ અસત્ય ભાષણ કરે છે સાંભળ્યુ છે કે બગાળીઓમાં શ્રેષ્ઠ પડિત બાબુ રાજેન્દ્રલાલ મિત્ર છે મે અનેક બગાળીઓને પૂછ્યુ હતું કે તેઓ કયી જાતિના છે? સઘળાઓએજ કહ્યું કે કાયસ્થ છે, પરન્તુ તેઓ મને ઠગી શકે એમ નથી. કારણ કે મે તેજ પડિતવર મેક્સમૂલરના ગ્રથમાં + વાંચ્યુ છે કે, બાબુ રાજેન્દ્રલાલ મિત્ર, બ્રાહ્મણ છે વળી માલમ પડે છે કે, મિત્ર શબ્દ મિટર નો અપભ્રશ છે, એટલા માટે પણ મિત્ર મહાશયને પુરોહિત જાતિનાજ માનવા જોઇએ

બંગાળીઓનો એક ખાસ ગુણ એ છે કે, તેઓ ઘણાજ રાજભક્ત છે યુવરાજ-ને જોવાને તે લોકોનાં જે ટોળે ટોળા આવ્યા હતા તે ઉપરથી માલૂમ પડે છે કે, પૃથ્વીપર આવી રાજભક્ત જાતિ બીજે કોઇ પણ સ્થળે જન્મીજ નથી. ઇશ્વર આપણી

* ડૉ લોરીન્ઝર.

— સાવધાન ! કોઇ હસશો નહિ મહામહોપાધ્યાય પડિત ડોગલ્ડ સ્ટુઅર્ટ યથાર્થ આવાજ મતનો હતો.

+ 'ચીપ્સ ફ્રોમ એ જર્મન વર્કશોપ '

બઢતી કરો, કારણ કે તેમ થવાથી બંગાળીઓનુ પણ કંઇક કલ્યાણ થઇ શકે !

બંગાળી લોકો સ્ત્રીને પરદેનશીન રાખે છે એમ સાંભળ્યુ છે, તે સત્ય છે, પરન્તુ સર્વત્ર નહિ * જ્યારે કંઇ પણ લાભની વાત ન હોય ત્યારે તેઓ સ્ત્રીજાતિને અંત-પુરમા રાખે છે, અને લાભની સધિ જોતાજ બહાર લાવે છે, આપણે જે પ્રમાણે " ફાઉલિંગ પીસ " (બંદુક) નો ઉપયોગ કરીએ છીએ તેવીજ રીતે બંગાળીઓ સ્ત્રીઓનો ઉપયોગ કરે છે જ્યાં પ્રયોજન નહિ હોય ત્યારે પેટીમા પૂરી રાખે છે, શિકાર જોતાંજ બહાર કાઢીને તેમા દારૂ ભરે છે બંદૂકની સીસાની ગોળીથી હલકી જાતના પક્ષીનો પક્ષચ્છેદ થાય છે, બંગાળી સ્ત્રીઓના નયન-બાણો કોના પક્ષચ્છેદની આશા રાખે છે તે કહી શકતો નથી મેં બંગાળી લલનાઓનાં ઘરેણાંમા રહેલી જે પ્રકારની મોહકતા જોઇ છે તે પરથી મને ઇચ્છા થાય છે, કે હું પણ " ફાઉલિંગ પીસ " ને એકાદ બે સોનાના ઘરેણા પહેરાવી દઉ,-જોઉ, તેમ કરવાથી કોઇ પક્ષી બેચાઈને બંદૂક ઉપર આવીને બેસે છે કે નહિ ?

કેવળ નયનબાણ તો શું પણ સાંભળ્યુ છે, કે બંગાળી સ્ત્રીઓ તો પુષ્પબાણ છોડવામા-મદન ઉશ્કેરવામા-પણ ઘણી સુપટુ છે હિન્દુ સાહિત્યમા વપરાયલા પુષ્પ-શરમા અને આ બંગકામિનીઓ તરફથી ફેંકાયલા પુષ્પશરમાં કંઇ સંબંધ છે કે નહિ તે હું જાણતો નથી, જો તેમ હોય તો બંગાળી સ્ત્રીઓને દુર્વાસનાવાળી કહેવી જોઇએ સાંભળવા પ્રમાણે કોઇ બંગાળી કવિએ લખ્યુ છે કે—

" આ તે પુષ્પધનુ (કામદેવ) શુ પોતાનુ વિવિધ રંગ ધનુષ્ય ધારણ કરે છે ?"
હમણા એમા જરા ફેરફાર કરીને કહેવુ જોઇએ કે—

' આ તે પુષ્પધનુ-કામદેવ ( તે ઉશ્કેરનારી સ્ત્રીઓ )-પોતાના વિવિધરંગી પુષ્પો કટાક્ષો-મારે છે શુ ? " ગમે તેમ હો. પુષ્પબાણ (કામદેવ) સચરાચર પ્રચલિત ન થઇ બેસે ! નહિ તો બંગાળામા અંગ્રેજોને રહેવુ ભારે થઇ પડશે મને સર્વદા ભય રહે છે, કે હુ એક ગરીબ દુકાનદારનો છોકરો, બે પૈસાના લાભથી સમુદ્ર ઓળંગી-ને અહિ આવ્યો છુ-કોણ જાણે કયારે બંગકુલકામિની-પ્રેરિત કુસુમશર આવીને, આ ફાટેલા તણુને છેદીને મારા હૃદયમા આઘાત કરે, અને હુ તત્ક્ષણ ધમ્મ દઇને ચત્તોપાટ પડી જાઉ ! હાય ! ત્યારે મારૂં શુ થશે ! મને મરતા પાણી પણ કોણ પાશે !

હુ એમ કહેતો નથી કે, સઘળા બંગાળીઓની સ્ત્રીઓ આ પ્રકારની ફાઉલિંગ પીસ છે, અથવા તો સઘળીજ આ પ્રમાણે કુસુમશર ચલાવવામા સુચતુર છે, તોપણ કોઇ કોઇ એવી છે ખરી, એ મે લોકોક્તિપરથી જાણ્યુ છે. સાંભળ્યુ છે કે, તેઓ પોતાના પતિની આજ્ઞાનુસારજ આ પ્રકારના કાર્યમા પ્રવૃત્ત થાય છે અને તે પતિ-

* બંગાળી સ્ત્રીઓમાંની કોઈ કોઇએ અંતપુરનો પરિત્યાગ કરીને રાજપુત્રનું સ્વાગત કર્યું હતુ.

ઓએ દેશી શાસ્ત્રાનુસારજ એ પદ્ધતિનુ અવલમ્બન કરેલુ હોય છે. હિન્દુઓના જે ચાર વેદ છે તે માહેલા ચાણક્ય શ્લોક નામક વેદમાં ( મે એ સકળ શાસ્ત્રનો ખાસ અભ્યાસ કર્યો છે ) લખ્યુ છે કે —

आत्मानं सततं रक्षेत् दारैरपि धनैरपि ।

એનો અર્થ એવો છે કે, હે પદ્મપલાશલોચન શ્રીકૃષ્ણ ! હુ પોતાની ઉન્નતિ માટે તમને આ વનફૂલની માળા અર્પણ કરૂ છુ, તમે તે કંઠે ધારણ કરો.

---

# वर्षसमालोचना

વર્તમાનપત્રોનો રિવાજ છે કે, નવા વર્ષમા પ્રવેશ કરતા ગત વર્ષની સઘળી ઘટનાઓની સમાલોચના કરવી "બંગદર્શન" વર્તમાનપત્ર નથી, પરન્તુ તેટલા માટે શુ અમને તે કરવાની ઇચ્છા નહિ થાય ? જેમ અનેક માણસો રાજા નહિ હોવા છતા રાજા જેવા થઇને ફરે છે, જે પ્રમાણે અનેક લોકો કાળા ભારતવાસી હોવા છતાં સાહેબ બનવાની ઇચ્છાથી કોટપાટલુન ચઢાવે છે, તેજ પ્રમાણે અમે પણ અમારૂ પત્ર એક સામાન્ય માસિક હોવા છતા પ્રખર પ્રતાપશાળી સમાચાર-પત્રનો અધિકાર ગ્રહણ કરવાની અભિલાષા રાખીએ છીએ

પરન્તુ મનુષ્યજાતિ એવી દુર્ભાગી છે, કે જ્યારે તે અમુક ઇચ્છા રાખે છે ત્યારે તેની તે ઇચ્છા પાર પાડવામા વિઘ્ન આવી નડે છે નવુ વર્ષ બેસી ચૂક્યુ પોષ માસથી, અને અમે લખીએ છીએ માર્ગશીર્ષ માસનુ "બંગદર્શન" સત્યાનાશની પાટી એ છે, કે ' બંગદર્શન " ચર્ચાના વિષયો સબંધે કોઇ પણ નિયમ સ્વીકારતુજ નથી–અત્યંત સ્વેચ્છાચારી છે, એટલા માટે અમે મનની ઇચ્છા મનમાજ નહિ સમાવી દેતા, તેમાં વિષાદ ઇત્યાદિ અનુપ્રસાદના લોભનુ સવરણ કરી માર્ગ-શીર્ષ માસમા પણ સને ૧૮૭૫ની સાલની સમાલોચના કરીશુ, તેથી હે ગતવર્ષ ! સાવધાન થા, અમે તારી સમાલોચના કરીશુ.

ગત વર્ષમા રાજકારભાર કેવી રીતે ચાલ્યો હતો, તે સંબધે અનેક તપાસને અંતે જાણવામા આવ્યુ છે, કે એ વર્ષમા ૩૬૫ દિવસ હતા, એક પણ ઓછો ન હતો દરેક દિવસમા ૨૪ કલાક અને દરેક કલાકમા ૬૦ મિનિટ હતી. કોઇમા એક પણ ઓછી જોવામા આવી ન હતી, એ ઉપરથી જણાય છે, કે અધિકારીઓએ એમા કોઈ પણ પ્રકારનો હસ્તક્ષેપ કર્યો ન હતો આ ઉપરથી તેમની વિજ્ઞતાનો પરિચય મળી શકે છે અનેક માણસોનુ એમ કહેવુ છે કે, એ વર્ષમાથી કેટલાક દિવસ ઘટાડી નાખ્યા હોત તો ઠીક થાત, પરન્તુ અમે એ વાતને અનુમોદન આપી શકતા નથી. દિવસ ઘટાડવાથી કેવળ નોકરીઆત વર્ગને પગારનો અને વર્તમાનપત્રોના

લેખકોને મહેનતના બચાવનો લાભ મળે. સામાન્ય જનસમાજને કઇ પણ લાભ થાય નહિ, ( અમારૂં તો માસિક છે, એટલે ૧૨ માસના ૧૨ અંક લીધા વિના કોઇ છોડવાનુ નથી ) તોપણ ગ્રીષ્મકાલ તદન ઉડાવી લેવામાં આવે તો ઠીક થાય ખરૂં. આપણા અધિકારીઓને ભલામણ કરીએ છીએ કે, બારે માસ શીત કાળજ રહે, એવો કોઇ કાયદો પસાર કરાવવાનો તેઓ પ્રયત્ન કરે

અમે સાંભળીને ખેદ પામ્યા છીએ કે, આ વર્ષ સઘળાનાજ આયુષ્યમાંથી એક એક વર્ષ ચોરી ગયુ છે, પરન્તુ અમે એ વાતપર સપૂર્ણું વિશ્વાસ મૂકી શકતા નથી અમે પ્રત્યક્ષ જોઇએ છીએ કે, અમારી ૭૧ વર્ષની ઉમ્મર હતી, તે આ વર્ષે વધીને ૭૨ ની થઇ છે. જો આયુષ્યમાંથી ચોરી થઈ ગઇ હોત તો એક વર્ષ વધે કેવી રીતે? માટે દોષદૃષ્ટિવાળાઓએજ આવી અફવા ફેલાવી લાગે છે

આ વર્ષ સુવર્ણ હતુ તેની વિશેષ સાબીતી એ છે કે એ વર્ષમાં અનેક માણુસને ત્યા સતાનપ્રાપ્તિ થઇ છે. મ્યુનીસીપાલ ડિપાર્ટમેન્ટના સુદક્ષ અમલદારોએ ખાસ પ્રયત્ન કરીને કોને કોને પુત્ર થયા, કોને કોને કન્યા અવતરી અને કોના કોના ગર્ભસ્રાવ થઇ ગયા, તેની ખબર મેળવી છે દુઃખની વાત એ છે, કે એ વર્ષમાં કેટલાક મનુષ્યો-અધિક નહિ-રોગ વગેરેથી મુઆ છે સાભળવામા આવ્યુ છે, કે આ દેશની કોઇ એક મહાસભા પાર્લામેન્ટને સવિનય પ્રાર્થના કરનાર છે કે, આ ભારતરાજ્યની પુણ્ય ભૂમિમા કોઇ પણ મનુષ્ય મરવા પામે નહિ વળી તેણે એક એવો પણ ઠરાવ પસાર કર્યો છે કે, જો કોઇને ખામ મરવાની જરૂર હોય તો તેણે પોલિસને ખબર આપીને તેની અનુમતિ લીધા પછી મરવુ

આ વર્ષનુ ફિનેન્સિઅલ ડિપાર્ટમેન્ટનુ પ્રકરણ ( નાણા પ્રકરણ ) ઘણુ વિચિત્ર છે-અમને ભરોસાદાર સ્થળેથી ખબર મળી છે, કે ગવર્નમેન્ટને આવક પણ થઈ છે અને વ્યય પણ થયો છે આ હકીકત આશ્ચર્યકારક હો કે ન હો, પરન્તુ વધારે આશ્ચર્યની વાત તો એ છે કે, આથી સરકારી ખજાનામા કઇક વધારો-નહિ તો ઘટાડો તો થયોજ હશે, અને તેમ નહિ તો જમા ઉધારનાં પાસાં સરખા તો થઇ રહ્યાં હશેજ આગામી વર્ષમા ( સને ૧૮૭૬ ) કોઇ નવો કર પડશે કે નહિ તે વિષે આજે કઇ પણ કહી શકાય નહિ, પરન્તુ આશા રાખીએ છીએ કે, ૭૭ ની સાલના એપ્રિલ માસમા એ વાત નક્કીપણે કહી શકીશુ.

આ વખતે ન્યાયખાતાના કામની પ્રશસા કરવાને અમે અસમર્થ છીએ. ખરૂં છે કે, જેમણે ફરિઆદ કરી છે, તેમનો ન્યાય અપાયો છે, અથવા આપવાના પ્રયત્ન ચાલી રહ્યા છે, પરન્તુ જેમણે ફરિઆદ નથી કરી તેમનો કઈ પણ ઇન્સાફ થયો નથી અમે સમજી શકતા નથી કે જ્યાં ન્યાય સાર્વજનિક હોય ત્યા ફરિઆદ કરવામાં આવે કે ન આવે તોપણ સર્વનો ન્યાય શામાટે ન તોળાવો જોઇએ ! કોઇ તડકાને ચાહતું હોય કે ન હોય તોપણ સૂર્ય ભગવાન સર્વત્ર તાપ ફેલાવે છે, કોઈ

વૃષ્ટિ ચાહે કે ન ચાહે તોપણ મેઘ ખેતરે ખેતર વૃષ્ટિ કરે છે, એજ પ્રમાણે કોઇ ન્યાય માગે કે ન માગે તોપણ ન્યાયાધીશોએ ઘેરે ઘેર જઇને ન્યાય આપી આવવો જોઇએ જો કોઈ એવો પ્રશ્ન ઉઠાવશે કે, ન્યાયાધીશો આ પ્રમાણે વગર તેડયા ઘેરે ઘેર ઘુસવા લાગે તો ગૃહસ્થોની સમાર્જનીx અકસ્માત વિઘ્ન ખડાં કરી દેવાનો નભવ રહે છે તો તેને માટે અમારો જવાબ એ છે કે, ગવર્મેન્ટના અધિકારીઓ કાંઈ સમાર્જનીથી એટલા બધા ડરતા નથી નિમ્ન શ્રેણીના ન્યાયાધીશોને સમાર્જની સાથે વિલક્ષણ પરિચય છે, અને તેઓ બહુધા તેની સાથે પ્રતિદિન સભાષણ કરતાજ ફરે છે જે પ્રમાણે મયૂર સર્પપ્રિય હોય છે તેજ પ્રમાણે તેઓ પણ સમાર્જનીપ્રિય છે નજરે પડતાંજ બહુધા ભક્ષણ કરી જાય છે અમે એવું પણ સાભળ્યુ છે, કે કેટલાક કનિષ્ઠ પંકિતના અધિકારીઓએ સરકારને એવી વિનતિ કરી છે કે જે પ્રમાણે ઉચ્ચ પકિતના અધિકારીઓના પુરસ્કાર માટે "ઑર્ડર ઑફ ધિ સ્ટાર ઑફ ઇન્ડિઆ" નો ઇલકાબ કાઢવામા આવ્યો છે તેજ પ્રમાણે ઉતરતી પંકિતના અધિકારીઓ માટે "ઑર્ડર ઑફ ધિ બ્રૂમસ્ટિક" નો ખિતાબ કાઢવો જોઇએ, અને ખાસ લાયકાત ધરાવનારા ડેપ્યુટી કલેકટરો અને મબજડજો ઇત્યાદિને ચૂટી ચૂટીને આ મહારત્ન તેમની કોટેજ પ્રચારીની (ખજુરીના છટીઆની) દોરીથી બાધીને લટકાવવુ જોઇએ તે તેમના ચેહનથી વિભૂષિત થએલા અને સદાય ધ્રુજતા વક્ષસ્થલ ઉપર અપૂર્વ શોભા ધારણ કરશે. રાજપ્રસાદરૂપે જો આ ટાઇટલ અર્પણ કરવામાં આવશે તો તેનો આદર સાથે સ્વીકાર થશે એ અમે સોગનપૂર્વક કહી શકીએ છીએ અમને ભય કેવળ એટલોજ રહે છે, કે ઉમેદવાર એટલા બધા નં કળગે કે એટલી સાવરણી એકઠી કરવી ભારે થઇ પડશે

ગત વર્ષમા વૃષ્ટિ થઇ હતી, પરતુ સર્વત્ર સમાન નહિ ખચિત મેઘોનો એ પક્ષપાતજ હતો જે જે પ્રદેશોમાં વૃષ્ટિ થઇ નથી, તે તે પ્રદેશના લોકોએ એવી મતલબની માગણી કરી છે, કે જેથી ભવિષ્યમા સર્વત્ર સમાન વૃષ્ટિ થાય એવો કોઇ ઉપાય શોધી કઢાવો જોઇએ અમારા અભિપ્રાય પ્રમાણે એ સદુપાયના સંશોધન માટે એક કમિટિ નિમાવી જોઇએ એક મોબ્ભાદાર પત્રમિત્ર જણાવે છે, કે જો સરકાર તરફથી મેઘોની બરદાસ્ત બરાબર થઇ શકે, તો તેઓ બીજા કોઇ પણ દેશમા ચાલ્યા જવાની બીક રહેશે નહિ, પરતુ અમારા અભિપ્રાય પ્રમાણે એમ કરવાથી પણ જોઇએ તેવો સુધારો થઇ શકશે નહિ—કારણ કે બગ દેશના સર્વ મેઘ અત્યત સૌદામિનીપ્રિય છે, એટલે સૌદામિનીને છોડીને પૈસાના લોભથી પણ તેઓ દેશાન્તરમા જવાનુ સ્વીકારશે નહિ એટલા માટે અમે સૂચના કરીએ છીએ, કે સઘળા મેઘોને બરતરફ કરવા અને તેને ઠેકાણે ભિસ્તીઓનો બદોબસ્ત કરી દેવો દરેક ખેતરમા એક એક ચપરાસી અથવા સુયોગ્ય ડેપ્યુટી કલેકટર લાબા વાસ ઉપર ભિસ્તીને

x સાવરણી, ઝાડુ

બાંધીને વાસ ઉભો કરીને પકડી રહે, અને ભિસ્તી ત્યાંથી ખેતરમા પાણી છાંટીને પછી નીચે ઉતરી આવે! ખરાબર છે ને ?

આપણા દેશની રમણીઓ દેશહિતચિંતક નથી, નહિ તો ભિસ્તીઓની પણ જરૂર પડત નહિ. તેઓ જો દરરોજનું રડવાનું નિત્યકર્મ ખેતરમા જઇને કરી આવે તો અનાયાસેજ ખેતીના કામમા અનુકૂળતા થઇ જાય, અને મેઘ ડિપાર્ટમેન્ટનો બહિષ્કાર (એબૉલિશ) કરી શકાય, પરન્તુ લોકોના શારીરિક અને માનસિક કલ્યાણને માટે કહીએ છીએ, કે આકાશવૃષ્ટિને બદલે જો નારીનયનાશ્રુનો હુકમ ફરમાવવામા આવે તો પ્રથમ પોલિસનો પહેરો બંદોબસ્ત કરવો જોઇએ, નહિ તો આ (નારીરૂપી) નવીન મેઘની કટાક્ષવિદ્યુતથી ખેતરમાં ખેડૂતોના છોકરાનું શુ થશે તે કહી શકાય નહિ— પોલિસે હાજર રહેવુ સારૂ

સાભળ્યુ છે, કે કેળવણી ખાતામા મોટો ગોટાળો ઉભો થયો છે ખબર પ્રમાણે અનેક વિદ્યાલયના વિદ્યાર્થીઓએ કાન કાપવાને માટે એક એક ગજ છરા તૈયાર કરાવ્યા છે તેમના મનમા ઘોર સદેહ ઉત્પન્ન થવાથી તેઓ કહે છે, કે અધ્યાપકોની શ્રવણેદ્રિય કાપી લઇશુ, નહિ તો તેમની પાસે ભણીશુ નહિ. વિદ્યાર્થીઓના ઘોંઘાટથી અધ્યાપકોના કાન પાકી ઉઠે નહિ, તેટલા માટે આ કાર્ય તેમને કદાચ જરૂરી લાગ્યુ હશે અમારી ખાત્રી છે, કે કાન કાપવાની છરી નાની પડે એવો જરા પણ સભવ નથી

ગમે તેમ હો વર્ષ નઠારૂ હો કે સારૂ હો, પણ ત્રણ નિગૂઢ તત્ત્વ અમે નિશ્ચય-પૂર્વક જાણી શક્યા છીએ

(૧) વર્ષ ચાલ્યુ ગયુ છે, એ સબંધમાં મતભેદ નથી.

(૨) વર્ષ ગયુ છે તે પાછુ આવશે નહિ. પાછુ લાવવાને પ્રયત્ન કરવો નહિ, કારણ કે નિષ્ફળ થવાશે.

(૩) વર્ષ પાછુ આવે કે ન આવે, પણ વાચનાર! તારે અને મારે માટે તો એ બન્ને સમાનજ છે, કારણ કે આપને માટે અને મારે માટે ૭૫ માં પણ ઘાસ-પાણી હતાં અને ૭૬ મા પણ તે હશે આપનુ કલ્યાણ થાઓ. આપ ઘાસપાણી તરફ નજર રાખતા રહેશો.



# हनुमद्बाबु–संवाद

એક દિવસ બાલસૂર્યનાં કિરણોથી સુશોભિત કદલીકુંજમાં× શ્રીયુત હનુમાનજી વાયુસેવનાર્થે પરિભ્રમણ કરતા હતા. તેમની પરમ રમણીય લાંગૂલલતા* કેટલાક ચક્રમાં કુંડલીનું રૂપ ધારણ કરી કદી પીઠપર, કદી સ્કંધ ઉપર, અને કદી વૃક્ષની શાખા ઉપર સુશોભિત થઇ રહેતી હતી ચોપાસે સોનેરી ખામડીઆ, કોકણી ઇત્યાદિ જાત જાતના પરિપક્વ અને અપક્વ રંભાફળોની લૂમની લૂમ શાખાઓને સુશોભિત કરીને દશે દિશાઓને સુગંધિત કરી રહી હતી. વીરવર કદી કદી કોઇક વૃક્ષપરથી એકાદ ફળ તોડી પાડી ઘડીકમાં આઘ્રાણ (સુંઘવું તે), ઘડિકમા ચુંબન, ઘડીકમા લેહન (ચાટવું) અને ઘડીકમાં ચર્વણ કરીને કદલીફળોના અનંત માધુર્યની મનમા ને મનમાં અત્યંત પ્રશંસા કરતા હતા એવે સમયે દૈવયોગથી બૂટ, કોટ, પાટલૂન, ચેઇન, ચસ્મા, ચિરુટ અને ચાબુકધારી, હૅટ સુશોભિત મસ્તકવાળા એક યુવાન બાબુ ત્યા ઉપસ્થિત થયા હનુમાનચંદ્ર દૂરથીજ આ અપૂર્વ મૂર્તિને જોઇને મનમા ને મનમા વિચારવા લાગ્યા, "આ કોણ? આકાર ઇંગિતથી માલૂમ પડે છે કે, અવશ્ય એ કિષ્કિંધાથી આવે છે આવો નકલી વેશ, ગમન અને હમહમ અન્ય કોઇ પણ દેશમા હોવા અસંભવિત છે એ મારો સ્વદેશી અને જાતિબંધુ છે, માટે હું એનો આદર સત્કાર અવશ્ય કરીશ"

એમ વિચારીને મહાત્મા પવનાત્મજે એક સુંદર કદલીવૃક્ષપરથી પરિપક્વ સોનેરી કેળાની એક લૂમ તોડીને સુંઘી જોઇ, અને તેની સુગંધથી તૃપ્તિ પામીને તેનો અતિથિસત્કાર માટે ઉપયોગ કરવાનો મનમા નિશ્ચય કર્યો એ દરમિયાન તે હૅટ કોટથી શણગારાયલી મોહનમૂર્તિ, વીરવરની સંમુખ આવી અને તેને સંબોધીને કહેવા લાગી–

સલામ સાહેબજી, મી હનુમાન! આપની તબીયત કેમ છે? આપને જોઈને ઘણો ખુશી થાઉં છું! અરે! મને લાગે છે આપે તો ક્યારનો નસ્તો પણ લેવો શરૂ કર્યો છે

હનુમાન બોલ્યા—**किमिदं? किं वदसि?** (શું આ? શું કહે છે?)

બાબુ—આ તે શું! હું ધારૂં છું કે આ કિષ્કિન્ધાની પ્રાંતિક ભાષા છે, તે એક પ્રતાપી દેશ છે–ખરૂં કે નહિ? તે સર્વસુંદર ભૂમિ છે, ગૌરવ અને એવું બીજું આપ જાણો છો તેમ તે છે

હનુ૦—**कस्त्वं? कस्माज्जनपदात् आगतोऽसि?** (તું કોણ? ક્યા દેશમાથી આવે છે?)

બાબુ—(સ્વગત) તેની કિંમતી ભાષા તદ્દન અસંસ્કારી પટપટારો જણાય છે, પણ હું ધારૂં છું કે મારે તે નિભાવી લેવો જોઇએ (પ્રગટપણે) મારા વહાલા મી

×કેળની ઘટામા *પૂછડારૂપી લતા

હનુમાન ! શરમ સાથે મારે કબૂલ કરવું જોઈએ કે, આપની સુંદર માતૃભાષાથી હું બિલકુલ પરિચિત નથી હું છાતી ઠોકીને કહું છું કે, તે એક ઘણી સરકારી ભાષા છે. આપ થોડું અંગ્રેજી બોલી શકો છો એમ હું અનુમાન કરૂં છું.

એટલે તે મહાવીર પવનનંદને એકાએક બન્ને આંખો ફેરવીને પોતાનો બૃહલ્ લાંગૂલપાશ[1] વિસ્તારીને બાબુજીના ગળામાં નાખ્યો અને ગાળો કરીને કસકસાવવા લાગ્યા, એટલે તો બાબુ મહાશય હ કહેતા ધમ્મ દઈને ગબડ્યા, મોંમાની ચિરુટ પણ ઉડી પડી પછી બોલ્યા —

"અલ્યા, આ તો જણાય છે કંઈક —

( પુચ્છનો એક વધુ પેચ )

(કશુંયે નહિ તો-કંઈક અસભ્યતા જેવું.)

( એક વધુ પેચ. )

( વહાલા મી હનુમાન ! તમે મને ઈજા કરશો. )

( એક બીજો આંટો )

દયાળુ ભલા મી. હનુમાન *

એટલે હનુમાને બાબુ મહાશયને પુચ્છવડે ઉંચે ઉડાવીને અદ્ધર તોળ્યા

બાબુની ટોપી, ચશ્મા, અને ચાબુક પડી ગયા જાકીટના ગજવામાંથી ઘડીઆળ નીકળી પડી ને ચેઈન (અછોડા) સાથે ઝુલવા લાગી હવે બાબુનું મો મૂકાવા લાગ્યું તેઓ બોલી ઉઠયા —ઓ"હનુમનાજી ! ભૂલ થઇ ગઇ, છોડો, છોડો બચાવો ગરીબના પ્રાણ જાય છે ! "

હનુમાને બાબુ તરફ સદય થઇ તેમને ભૂતલપર સ્થાપન કરીને લાંગૂલપાશથી મુક્ત કર્યા. અવસર મળતા બાબુએ ટોપી, ચશ્મા અને ચાબુક ઉઠાવી લીધા હનુમાન બોલ્યા "મહાશય ! દુઃખ ધરશો નહિ. આપની બોલી અંગ્રેજી, વેશ કિંચિંન્ધાનો અને મૂર્ખતા પહાડના જેવી જોઇને આપની જાતિ ઓળખવાને માટે મારે આપને આટલું કષ્ટ આપવું પડ્યું છે. હવે—

બાબુ —હવે શું ?

હનુમાનઃ—હવે હું સમજી ગયો કે આપનો જન્મ કોઇક હિંદી સ્ત્રીના ગર્ભથી થયો છે હમણાં આપ શ્રમિત થયા છો એકાદ કેળું ખાશો ?

બાબુજીની જીભ એવી તો સુકાઇ ગઇ હતી કે, તેમને પણ એકાદ સરસ કેળાનું ભક્ષણ કરી લેવું ઘણું જરૂરનું જણાયું એટલે તેમણે પ્રસન્નતાપૂર્વક ઉત્તર આપ્યો — " ઘણીજ ખુશીની સાથે "

હનુમાન —આપનો જે દેશમા જન્મ છે, ત્યા હું કેળા અને વંતાકના સંશોધનાર્થે વારંવાર ગમન કરૂં છું અને તે દેશની સુંદરીઓ 'વડી' નામની જે સ્વાદિષ્ટ

૧ પૂછડાનો મોટો ફાંસો. * અહીંસુધી બાબુજીનો સંવાદ ઈંગ્રેજીમાં છે.

વાની બનાવે છે તેને કદિ કદિ વિના અનુમતિએ રામાનુચરની સેવાને માટે પસંદ કરી લઉં છું આથી હું દેશીભાષા સારી પેઠે સમજી શકું છું એટલે મારી સાથે માતૃભાષામાજ વાતચીત કરશો

બાબુ —તેમાં શી નવાઇ ‘ આપ કેળા આપવા ચાહો છો ’ હું અત્યંત આનંદપૂર્વક આપના કેળા આરોગીશ

હનુમાનજીએ બાબુ મહાશય તરફ કેળાની એક લૂમ ફેંકી–તે દેવને પણ દુર્લભ એવાં કેળા ખાઇને બાબુ અતિ પ્રસન્ન થયા હનુમાને પ્રશ્ન કર્યો:–કેળાં કેવાં છે ‘

બાબુ —‘ ડીલીશીયસ ’ ઘણુંજ સ્વાદીષ્ટ !

હનુમાન.—હે ટોપ્યાવૃત × મહાપુરુષ ! માતૃભાષામા વાત કરો.

બાબુ.—એ તો મારી ભૂલ થઇ ગઇ આટલી વખત મને ‘એક્સક્યુઝ’ માફ કરો

હનુમાન — એ વળી શું ?

બાબુ —મને માફ કરજો. હું ઘણો–શું કહું ? અંગ્રેજી શબ્દ તો ‘ફરગેટફુલ’ છે એનું ગુજરાતી શું ?

હનુમાન:—વત્સ ! તારા કથોપકથનથી હું પ્રસન્ન થયો છું હવે તું બીજા કેળા પણ ખાઇ શકીશ, જેટલી ઇચ્છા હોય તેટલા ખાવાની છૂટ છે કેળ ઉપર લાગલા છે તે તોડી આપું છું વળી આગથી તારૂં બીજું પણ કોઇ કાર્ય સધાતું હોય તો તે જણાવ. હું તેની સાધનામા તત્પર થઇશ

બાબુ —થેન્કસ ! હે મારા પ્રિય વાનર મહાશય ! આ વખતે જો આપ મને એક વાત સમજાવશો તો હું આપનો ઘણો ઉપકૃત થઇશ

હનુમાન —કયી વાત હે વિદ્વન્ !

બાબુ —તેજ વાત હનુમાન ! કે જે જાણવાને હું આપને ત્યા આવ્યો છું

આપે રામરાજ્ય જોયું છે રામરાજ્યના જેવું કોઇ પણ રાજ્ય કદી પણ થયું નથી, પણ કેટલાકો કહે છે કે એ સઘળી ગપમાત્ર છે

હનુમાનઃ—(આંખો લાલચોળ કરી દાંત કચકચાવી) રામરાજ્ય ગપ ! બેટા, ત્યારે તો હું પણ ગપ ? અને મારૂં આ પૂછડું પણ એ ગપજ ? જો ત્યારે એ કેવી ગપ છે તે !

એમ કહીને મહાક્રોધથી હનુમાને પેલું અનેક ગુંછળાવાળું મહાપૂચ્છ ફરીથી બિચારા બાબુના સ્કંધપર સ્થાપ્યું એટલે બાબુ લેવાઇ ગયેલા વદને બોલી ઉઠયા – ‘ થોભો થોભો હે મહાલાંગૂલ ! તમે કંઇ ગપ નથી, અને તમારૂં પૂછડું નો કદી પણ નહિજ એ બાબત હું સોગનપૂર્વક કહી શકું છું, એટલે તમારૂં રામરાજ્ય પણ ગપ નથી પાકનો પૂરાવો તેનો પ્રસાદ લેવાયા છે

વાત એ છે કે તમે રામના દાસ છો હું અંગ્રેજનો દાસ છું. તમારો રામ મોટો

× ટોપીથી શણગારાયલા.

કે મારા અગ્રેજ ' અમારા અગ્રેજી રાજ્યમા એક નવી વાત બને છે-તમારા રામ-રાજ્યમાં તે હતી કે '

હનુમાન —ને કયી ? પાકા કળા '

બાણુ —ને નહિ. લોકલ સેલ્ફ ગવર્મેન્ટ.

હનુમાન.—ને વળી શુ '

બાણુ —સ્થાનિક આત્મશાસન. હતું તમારે ?

હનુમાન —હતું નહિ તો શુ ' સ્થાનિક આત્મશાસન એટલે કોઇ ખાસ સ્થાન ઉપરનુ આત્મશાસનને ? એ તો અમે હમેશાંજ કરતા અમારૂ આત્મશાસન હતુ પૂછડાપર-જો પૂછડાપર-અમે આત્મશાસન નહિ રાખત તો ત્રેતાયુગના અડધો અડધ મનુષ્ય સમુદ્રમા ડૂબીને મરી જાત જ્યારે પણ મારૂ પૂછડુ પટ પટ કરે છે, અને અમુકના ગળામા વીંટાવવાની ઇચ્છા રાખે છે ત્યારે હુ પુચ્છ સ્થાનપર આત્મશાસન કરૂં છુ પૂછડાને બે પગ વચ્ચે સતાડી દઉ છુ બીજુ તો શુ પણ જે દિવસે શ્રીરામચદ્રે પોતે સીતાજીને અગ્નિમા પ્રવેશ કરવાને કહ્યુ હતુ, તે દિવસે મારામા જો એ સ્થાનિક આત્મશાસન ન હોત તો આ લાગૂલ રામચદ્રના ગળામા પણ પહોચી જાત; પરતુ સ્થાનિક આત્મશાસનના બળથી તે બે પગ વચ્ચે દબાઇ રહ્યુ. બીજી એક વાત એ કે જ્યારે અમે લોકો લકાને ઘેરીને બેઠા હતા તે દિવસોમાં આહારાભાવથી અમારા સઘળાનું આત્મશાસન ઉદરમાં સ્થાપિત થઇને તે પ્રદેશમા સ્થાનિક થઇ પડયુ હતુ.

બાણુ —મહાશયના સમજવામા ભૂલ થઇ છે-એ પ્રકારના આત્મશાસનની વાત હુ નથી કહેતો.

હનુમાન —સાંભળો તો ખરા, સ્થાનિક આત્મશાસન ઘણું ઉત્તમ હોય છે, જેમકે સ્ત્રીઓનુ આત્મશાસન રસનામા હોય તે ઉત્તમ આત્મશાસન કહેવાય. બ્રાહ્મણ પડિતોનુ આત્મશાસન સાભળવા પ્રમાણે લાડુની ટોપલીમા હોય તો તે બહુ ઉત્તમ ગણાય. તમારા લોકોનુ આત્મશાસન-

બાણુ:—શું પીઠપર '

હનુમાન —ના. તમારા લોકોની પીઠ તો બીજાઓના શાસનનુ ક્ષેત્ર છે, પરતુ તમારા લોકોના આત્મશાસનનુ યથાર્થ ક્ષેત્ર તમારા બે ચક્ષુઓ છે.

બાણુ:—તે કેવી રીતે '

હનુમાન —તમને રડવુ આવે તે છતા તમે રોતા નથી એ વાત ઉત્તમ છે. રાત-દિવસ ટીપા પાડવાથી તમારા પ્રભુઓ ગુસ્સે થવાનો સભવ છે

બાણુ —તે ગમે તેમ હો પણ હુ તે અર્થમા સ્થાનિક આત્મશાસનની વાત કરતો નથી.

હનુમાન.—ત્યારે કયા અર્થમા ?

બાણુ.—શાસન કોને કહે છે, જાણો છો ને ?

હનુમાન —બેશક તને જો હુ લપડાક મારૂ તો તુ શાસિત થાય ! એજ શાસનને ?

બાબુ—તે નહિ રાજશાસન જાણતા નથી ?

હનુમાન —તે પણ જાણુ છુ, પરતુ તે અર્થમા તમે પોતે રાજા નહિ હોવા છતા કેવી રીતે આત્મશાસન કરી શકશો ?

બાબુ —(મનમા) આનુજ નામ વાનરબુદ્ધિ. (પ્રકટ) જો રાજા કૃપા કરીને પોતાનાં કેટલાક કામ અમને સોપે તો ?

હનુમાન —તેમ થાય તેમાં તો રાજાનેજ લાભ તે પોતાના કામ બીજાના માથા-પર નાખી પટરાણી સાથે રગચેન ઉડાવશે, અને આપણે તેનુ વૈતરૂ કરી મરશુ એ જાણ્યુ તમારૂ રામરાજ્ય ! અરે ! રામ !

બાબુ —વાત હજીપણ આપના સમજવામા નથી આવી ફ્રીડમ–લીબર્ટી કોને કહે છે તે જાણો છો ?

હનુમાન:—કિષ્કિન્ધાની કોલેજમા એ સવાળુ શીખવાતુ નથી

બાબુ —ફ્રીડમ એટલે સ્વાધીનતા સ્વાધીનતા કોને કહે છે તે તો જાણો છો ને ?

હનુમાન —હુ વનનો પશુ છુ, સ્વાધીનતા હુ નહિ જાણુ તો શુ તું જાણવાનો હતો ?

બાબુ:—સારી વાત. જે પ્રમાણમા મનુષ્ય સ્વાધીન થશે તે પ્રમાણમાં તે સુખી થશે

હનુમાન —અર્થાત્ જે પ્રમાણમા મનુષ્ય પશુભાવ પ્રાપ્ત કરશે તેજ પ્રમાણમાં તે સુખી થશે !

બાબુ:—મહાશય ગુસ્સે થશો નહિ, પરંતુ એ વાત કેવળ હનુમાનને યોગ્ય છે

હનુમાન —હું તો તેજ છુ ને ? વારૂ, હવે બાબુની યોગ્ય વાત હુ સાંભળવા ભાગ્યશાળી થઇ શકીશ ?

બાબુ —સ્વાધીનતા વિનાનો મનુષ્યજન્મ પશુજન્મ છે પરતત્ર લોકો ગાય–ભેસ વગેરેની પેઠે દોરડાથી બધાઇને તાડિત થાય છે સૌભાગ્ય બળથી અમારા રાજપુરુષો આ જન્મ સ્વાધીન–ફ્રી બોર્ન છે

હનુમાન —અમારી પેઠે

બાબુ —આત્મશાસન એજ સ્વાધીનતાનુ લક્ષણ છે

હનુમાન —અમે પણ તેજ લક્ષણયુક્ત છીએ અમારામા આત્મશાસન સિવાય બીજુ રાજ્યશાસન નથીજ અમે પૃથ્વીપર સ્વાધીન જાતિ છીએ તમે શુ અમારા જેવા થવાને ચાહો છો ?

બાબુ —છટ ! છટ્ ! હવે સમજ્યો કે, વાનરો આત્મશાસન સમજી શકતા નથી.

હનુમાન —સારી વાત ભાઇ ! ચાલો ત્યારે બંને જણ કેળાં ખાઇએ

# ग्राम्य-कथा

## કથા નંબર વન

### પાઠશાળાના પંડિતજી

ઝરમર ઝરમર વરસાદ વરસી રહ્યો છે હું માથે છત્રી ઓઢીને ગામને રસ્તે ચાલ્યો આવતો હતો જોતજોતામાં વરસાદ જોરમંધ પડવા લાગ્યો, એટલે રસ્તાની બાજુપર એક નાળીએરી ઘર જોઇને મે તેની પડાળીનો આશરો લીધો ત્યાં મારા જોવામાં આવ્યુ કે અંદર કેટલાક છોકરાઓ હાથમા પુસ્તક લઇને બેઠા બેઠા ભણતા હતા એક પંડ્યાજી બંગાળી ભણાવતા હતા કાન માંડીને મે તેમનુ શિક્ષણ જરા તરા સાંભળી લીધુ. તે પરથી જણાયુ કે ગુરુજીને વ્યાકરણ ઉપર કંઇક વિશેષ પ્રેમ હતો એકાદ ઉદાહરણ આપુ છુ પંડિતજીએ એક વિદ્યાર્થીને પૂછ્યુ:-

'બોલ જોઉ 'भू' ધાતુને 'क्त' પ્રત્યય લગાડીએ તો શુ થયુ કહેવાય ?

વિદ્યાર્થી જરા મોભાગ્ર બુદ્ધિનો હતો સાંભળવા પ્રમાણે તેનુ નામ બોધલરામ હતુ. તેણે ઘણો વિચાર કરીને જવાબ આપ્યો, 'જી, भू ધાતુને क्त લગાડવાથી 'भुक्त' થાય."

પંડિતજી, વિદ્યાર્થીની નર્ખતા જોઇને ચિડાઇ ઉઠ્યા અને તેને "મૂર્ખ", "ગર્દભ" ઇત્યાદિ નાનાવિધ સંસ્કૃત વિશેષણોથી અસંસ્કૃત કરવા લાગ્યા વિદ્યાર્થી પણ કંઇક તપી ઉઠીને બોલ્યો, કેમ ગુરુજી ! "ભુક્ત" શબ્દ શુ નથી ?

ગુરુજી:—ન હોય શા માટે ? 'भुक्त' કેવી રીતે થાય તે શુ નથી જાણતો '

વિદ્યાર્થી —ના, જાણુ નહિ શામાટે ? સારી રીતે ચાવીને કોળીઆ ગળી જવાથી "ભુક્ત" થવાય ( ધરાઇ જવાય )

ગુરુજી —મૂર્ખ ! વાનર ! શુ હુ એ પૂછુ છુ ?

આખરે બોધલરામથી અત્યંત કંટાળી જઇને તેમણે તેની પાસેના વિદ્યાર્થી રામને પૂછ્યુ, "વારુ, રામ ! તુજ બોલ જોઉ, "ભુક્ત' શબ્દ કેવી રીતે બને છે '"

રામ.—જી, "भुज्" ધાતુ ઉપર 'क्त' લગાડવાથી 'भुक्त' થાય છે

ગુરુજીએ બોધલરામને કહ્યુ, "સાભળ રે બોધા ! તારૂ કંઇજ વળવાનુ નથી"

બોધલરામ ખીજવાઇને બોલ્યો નહિ વળશે તો નહિ, પણ તમેયે આટલો બધો પક્ષપાત કરો છો.

ગુરુજી —પક્ષપાત વળી શો કર્યો, હનુમાન !

બોધલરામ —એના નસીબમા 'ભૂજા' (પૌંઆ) અને મારા નશીબમાં કેવળ 'ભૂ' આ પક્ષપાત નહિ તો બીજુ શુ ?

વિદ્યાર્થી મનના ભૂજા ( પૌંઆ) અને નશીબની તુલના કરીને કોપાયમાન થઇ ગયો છે, એ વાત ગુરુજી સમજી શક્યા નહિ, એટલે તેમણે ખીજવાઇને બોધલને

એક થપ્પડ લગાવી દીધી, અને પ્રશ્ન કર્યો, "હવે કહે, 'भू' ધાતુને क्त લગાડવાથી શુ થાય ?"

બોધલરામ —( સજલ નયને ) જી, તે હુ નથી જાણતો

ગુરુજી —નથી જાણતો ? 'ભૂત' કેવી રીતે થાય નથી ખબર ?

બોધલરામ —જી, તે તો જાણુ છુ. મરવાથી વળી ભૂત થવાય

ગુરુજી.—સુવર ! ગદ્ધા ! 'भू' ધાતુને 'क्त' લગાડવાથી ભૂત થાય

બોધલરામ આ વખતે સમજ્યો, અને મનમા ને મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો કે, મરવા પછી જે થાય તેજ 'भू' ધાતુ ઉપર 'क्त' લગાડવાથી પણ થાય હવે તેણે વિનીત ભાવે ગુરુજીને પૃછ્યુ, "જી, 'भू' ધાતુને 'क्त' લગાડવાથી શુ શ્રાદ્ધ પણ કરવુ પડે કે ?"

ગુરુજીથી હવે વધારે સહન થઇ શક્યુ નહિ પાંચે આગળાંની છાપ આબાદ પડી રહે તેવી રીતે વિદ્યાર્થીના ગાલમા એક તમાચો લગાવી દીધો. વિદ્યાર્થી પુસ્તક ફેંકી દઇને રડતો રડતો ઘર તરફ ચાલી નીકળ્યો. એ વખતે શાળા છુટી ગઈ ગઇ હતી. રગ જોવાને હુ પણ તેની સાથે સાથે ચાલ્યો તેનુ ઘર વિદ્યાલયથી ઘણે દૂર ન હતુ. બોધાએ ઘરમાં દાખલ થતી વખતે બમણા જોરથી રડવા માડયુ, અને પછાડ ખાઇને ભોય ઉપર પડયો આ જોઇને તેની મા પાસે આવીને તેને સાંત્વન આપતા પૂછવા લાગી, કેમ, ભાઈ શુ થયું ?

છોકરાએ મો ચઢાવીને કહ્યુ, "હવે પૂછે છે કે, શુ થયુ ભાઈ ? આવી સ્કૂલમા મને મોકલ્યો હતો શામાટે, કાળા મોઢાની ?"

મા —પણ કેમ, થયુ છે શુ, ભાઇ ?

પુત્ર —હરામજાદી, હવે કહે છે કે, થયુ છે શુ ભાઇ ? હમણાંજ તારૂ 'ભૂ' ધાતુ ઉપર 'क्त' થઈ જાઓ, જલદીજ થઇ જાઓ, કે હુ તારૂ શ્રાદ્ધ કરૂ

મા —તે વળી શું, ભાઇ ? એ કયી વસ્તુ ?

પુત્ર —હમણાજ તુ ભૂત થઈ જાઓ, જલદી થઈ જાઓ

મા —એ શુ ? મરવાનું કહે છે, ભાઇ ?

પુત્ર:—તે નહિ તો શુ ? હું એજ કહી શકયો નહિ, તેટલા માટે ગુરુજીએ મને માર માર્યો.

મા —ભોય નાખે તને પડયાને ! જગ અક્કલે નથી માગ આ વેત જેવડા છોકરાને તે વળી કેટલી વિદ્યા હોય ? જે વાત કોઈ જાણે નહિ, તે ન કહી શકયો તે માટે છોકરાને માર ! મુઆને આજે એક વાર જોવે તો ખરી

એટલુ કહીને કપડાં ઠીક કરી બોધાની મા પંડિતજી પાસે જવા નીકળી. હુ પણ પાછળ પાછળ ચાલ્યો. તે સુપુત્રવતીને બહુ દૂર જવુ પડયુ નહિ. એ વખતે પાઠશાળા બધ થઇ ગઇ હતી પંડિતજી ઘર તરફ સીધાવી જતા હતા; એટલે માર્ગ-

માંજ બન્નેનો ભેટો થયો

બોધાની માએ કહ્યું, "વારૂ, પંડિતજી! જે કોઇજ જાણે નહિ, તે મારો છોકરો કહી શક્યો નહિ તેટલા માટે શું તેને આટલો બધો મારવો જોઇએ?"

પંડિતજી—અરે ના, કંઇ એવી અઘરી વાત પૂછી ન હતી માત્ર એટલોજ સવાલ કર્યો હતો કે, 'ભૂત કેવી રીતે થાય?'

બોધાની મા—'ભૂત' થાય ગમા નહિ મળવાથી ભલા, એ બધી વાતની વળી છોકરાને ક્યાંથી ખબર હોય? એવી એવી બાબત તો અમને પૂછવી જોઇએ

પંડિત—અરે નહિ, તે ભૂત નહિ.

બોધાની મા—ત્યારે વળી કયું ભૂત?

પંડિત—એ બધુ કંઈજ નહિ તું બાઈ માણસ એમાં શું સમજશે? કહું જે, ભૂત શબ્દ છે

બોધાની મા—મેં એવા ભૂતના શબ્દ કેટલાએ સાભળ્યા છે હજી તો એ છેક બાળક છે તેને આવી આવી વાતો કહીને બીવડાવવા એ શું ઠીક કહેવાય?

મને લાગ્યું કે, આ પંડિતોની સમસ્યા સહેલમાં પતે એમ નથી મેં પણ એ રંગમાં કંઇક અંશે ભાગ ભરવાની આશાથી છતા થઇને પંડિતજીને કહ્યું, "મહાશય! એ તો સ્ત્રી જાત છે, એની સાથે વિવાદ કરવો છોડી દો. મારી સાથે એ સંબંધમાં કંઇક વાતચીત કરવી ઠીક પડશે"

પંડિતજી મને બાહ્મણ જોઇને કંઈક આદરથી કહેવા લાગ્યા "આપ પ્રશ્ન કરીએ."

મેં કહ્યું "ઠીક, આપ ભૂત ભૂત કરતા હતા, તે બોલો જોઇએ, ભૂત કેટલા છે?"

પંડિતજી સંતુષ્ટ થઇને બોલી ઉઠયા બહુ સારૂ, ઘણુંજ ઉત્તમ, પંડિત હોય તે પંડિતના જેવીજ વાત કરે સાંભળે છે કે બાઈ? ને પછી મારા તરફ ફરીને જાણે વિદ્યાનો બોજો ઉતારી નાખતા હોય તેવુ મોં કરીને બોલ્યા—"ભૂત પાંચ છે."

એટલે તો બોધાની મા ગર્જીને બોલી ઉઠી, "વાહ રે પંડિત! આવીજ વિદ્યાપર મારા છોકરાને મારતા હતા કે? ભૂત પાંચ! ભૂત તે પાંચ કે ચાર?"

પંડિતઃ—તે કેમ બને બેન! આ સજ્જનનેજ પૂછ ને? ભૂત પાંચ છે—क्षित्याप्—

બોધાની મા—ભૂત ચાર નથી તો મારી બધી દોલત કોણ ખાઇ ગયુ? શું હું પ્રથમથીજ આવી દુખી હતી?

એટલું કહીને કહેતાં તો બોધાની માએ છેડો વાળ્યો. મેં તે વખતે તેનો પક્ષ લઇને કહ્યું, એણે જે કહ્યું તે ખરૂં હોઈ શકે અનેક વખત સાંભળવામાં આવે છે કે, પારકાની દોલત છીનવી લઇને ભૂત લોકો પોતાનુ પિતૃકાર્ય કર્યા કરે છે. શું તમારા સાંભળવામાં નથી આવ્યુ કે અમુકના પૈસાથી ભૂતના બાપનું શ્રાદ્ધ થાય છે?"×

× જ્યારે કોઇ બદમાશ પારકો માલ ઉડાવી જાય છે, તે પ્રસંગે જે એક

આ વાત સાભળીને, હુ વ્યગ કરૂં છુ કે સત્ય કહુ છુ તે પડિતજી બરાબર સમજી શકયા નહિ, કારણ કે તેમની બુદ્ધિ કઇક ભોળાગ્ર હતી. પડિતજીને કઇક ત્રાસ થયેલો જોઇને હુ બોલ્યો, "મહાશય ! એ સબંધી પ્રમાણ પૂરાવા તો સર્વજ્ઞાનીજ જાણમાં છે મનુએ કહ્યુ છે કે—

**कृपणानां धनं चैव पोष्यकुष्माण्डपाठिनाम् ।**
**भूतानां पितृश्राद्धेषु भवेन्नष्टं न संशयः ॥**

પડિતજીનુ સસ્કૃત જ્ઞાન **भू** ધાતુને **क्त** પ્રત્યય લગાડવા પૂરતુજ હતું, એટલે તેમને એક મોટો ભય એ હતો કે, રખેને વિદ્યાર્થિમડળી આગળ અને ખાસ કરીને બોધાની મા સમક્ષ મારાથી હારી જવાય ! તેટલા માટે "**भूताना पितृश्राद्धेषु भवेन्नष्टं न संशय** " એ જેવુ સાભળ્યુ તેવાજ તેઓ બોલી ઉઠ્યા, "મહાશય ! આપ યથાર્થજ કહો છો વેદમા પણ લખ્યુ છે કે, **अस्ति गोदावरीतीरे विशाल: शाल्मलीतरु**" આ સાભળીને બોધાની મા ઘણીજ સતુષ્ટ થઈ ગઇ અને પડિતજીના અનેક વખાણ કરીને કહેવા લાગી, "ત્યારે મહારાજ ! આટલી બધી વિદ્યા હોવા છતા મારા છોકરાને શામાટે મારો છો ?"

પડિતજી —અરે બેન ! તારા છોકરાને એવોજ વિદ્વાન્ બનાવવાને તો મારૂ છુ માર્યા વિના શુ વિદ્યા આવે ખરી કે ' સોટી વાગે ચમચમ્ અને વિદ્યા આવે ઘમઘમ્

બોધાની મા —મહારાજ ! મારવાથીજ વિદ્યા આવતી હોય તો અમારા ઘરવાળાને કેમ કઇજ ન આવડયુ ? ઝાડુ કહો કે જુતા કહો, મે તો કઇજ બાકી રાખ્યુ ન હતુ.

પડિત —બેન ! એ તે કઈ તમારા હાથથી બની શકે ? એ તો અમારૂંજ કામ

બોધાની મા —મહારાજ ! મારા હાથમા કઇ જોરની કસર નથી જોશો ?

એમ કહીને બોધાની માએ પડિતજીને એક મૂઠી કોપરાપાક આપી દીધો પડિતજી આ પ્રમાણે અધિક વિદ્યાલાભનો આકસ્મિક યોગ ઉપસ્થિત થયેલો જોઇને એકશ્વાસે પલાયન કરી ગયા સાભળ્યુ છે કે, તે દિવસથી પડિતજી ફરીથી બોધલરામનુ નામ લેતા નથી, અને ભૂ ધાતુને માટે પાઠશાળામા ફરીથી દાખલ થયવા પામ્યું નથી. બોધલરામ જયા ત્યા કહેતો ફરે છે કે, માએ એકે તડાકે પડિતજીનુ ભૂત કાઢી નાખ્યુ

---

કહેવત બગાળીમાં વપરાય છે ( અમુકેર ટાકાટાય ભૂતેર બાપેર શ્રાદ્ધ હઇતે છે) તેનુ આ ભાષાન્તર છે

## કથા નંબર ૮—ધર્મશિક્ષણ

### સિદ્ધાંત

બોલો બેટા, "मातृवत् परदारेषु"

છોકરો—એટલે શુ, બાપા ?

બાપ—એ કે, જેટલી સ્ત્રીઓ–પારકી સ્ત્રીઓ હોય તે સઘળીને આપણી મા બરાબર જાણવી.

છોકરો—તે સઘળીજ મારી મા ?

બાપ—હા બેટા, બીજુ શુ ?

છોકરો—બાપા, ત્યારે તમારે માથે તો મહા દુખ આવી પડવાનુ. જો તેઓ મારી મા હોય તો આપની શુ લાગે ?

બાપ:—છટ ! છટ ! એવુ તે બોલાતુ હશે ? બોલ—

"मातृवत्परदारेषु परद्रव्येषु लोष्ठवत्"

છોકરો:—એનો શો અર્થ, બાપા ?

બાપ:—પારકી ચીજ લોટ સમાન ગણવી જોઇએ

છોકરો—'લોષ્ઠ' શુ ?

બાપ—માટીનુ ઢેકુ

છોકરો:—બાપા, ત્યારે તો કંદોઇને પેંડાના પૈસા પણ નહિ આપવા પડે ઢેકાનુ વળી મૂલ્ય શુ ?

બાપ—તેમ નહિ પારકી ચીજ માટીના જેવી સમજવી એટલે તે લેવાની ઇચ્છાજ ન થાય

છોકરો.—બાપા ! કુંભારનો ધંધો શીખીએ તોપણ નહિ થાય ?

બાપ—છટ્ ! તને કશુજ આવડશે નહિ સાંભળેછ ! હમણાં બોલ.

"मातृवत्परदारेषु परद्रव्येषु लोष्ठवत् ।
आत्मवत्सर्वभूतेषु यः पश्यति स पंडितः ॥"

છોકરો:—"आत्मवत्सर्वभूतेषु" એટલે શુ, બાપા ?

બાપઃ—એજ કે, સઘળાને પોતાના જેવાજ જાણવા.

છોકરો.—તેમ હોય તો તો ઘણુજ સારૂ. જો પારકાને આપણા જેવા સમજવા એમ હોય તો પારકાની ચીજ તે આપણીજ ગણવી જોઇએ, અને પારકી સ્ત્રી પણ આપણીજ સમજવી જોઇએ.

બાપઃ—દૂર થા ! મૂર્ખ ! છછૂદર !

ઇતિ ચપેટિકાઘાત ( તમાચાપ્રહાર ).

## અભ્યાસપાઠ

### પાઠ પહેલો

કાદમ્બિની નામની એક પ્રૌઢા સ્ત્રી બેડું બગલમાં રાખીને પાણી ભરવા જાય છે એ અરસામાં પેલો શાસ્ત્ર ભણેલો છોકરો તેની સામે આવી ઉભો.

છોકરાએ કહ્યું —મા !

કાદમ્બિની:—કેમ, બેટા ! અહા ! છોકરાની વાણી કેવી મિઠી છે ! કાળજું પણ ઠરી જાય છે

છોકરો —મા, પેંડો ખાવાને એક પૈસો આપને !

કાદમ્બિની —બાઇ, હું દુઃખી માણસ છું, પૈસો ક્યાંથી લાવું ?

છોકરો.—દીકરી, નથી આપતી કે ? કમબખ્ત, ચોટલા બળી !

કાદમ્બિની —અરે મુઆ ! દેવતા પડે તારા મો પર મુઓ આવો છોકરો કોનો છે ?

છોકરો —મારી બેટી નહિ આપે કે ? ( એમ કહી પ્રહાર કરવો અને તેથી ઘડાનું ફૂટી જવું. )

( પછી છોકરાના બાપનું તેજ રંગભૂમિ ઉપર હાજર થવું )

બાપ —અરે વાનર ! આ શું ?

છોકરો.—કેમ, બાપા, આ તો મારી મા છે માની સાથે જે પ્રમાણે ચાલું છું તેજ પ્રમાણે આની સાથે પણ વર્તું છું "**मातृवत्परदारेषु**" કેમ રે ! ડકરી ! બાપાને જોઇને ઘુમટો પણ નથી તાણતી કે ?

### પાઠ બીજો

કંદોઇએ છોકરાના બાપની પાસે આવીને ફરીઆદ કરી કે, તમારા છોકરાના જુલમથી હવે દુકાન ચલાવવી ભારે થઇ પડી છે છોકરો દુકાન લૂટીને બધી મિઠાઇ ઉડાવી જાય છે

ગોવાળે આવીને તેજ પ્રમાણે દૂધ માખણના સંબંધમાં ફરિઆદ કરી એટલે પિતાએ પુત્રને પકડીને મારવા માંડયો છોકરાએ પૂછ્યું, મારો છો શામાટે, બાપા ?

બાપ —મારૂં નહિ તને ? પારકી ચીજ લૂટી લાવનારને ?

છોકરો —બાપા ! ચોરોનો ભય વધી પડયો છે, તેથી ઢેફાં ( ગોળા ) એકત્ર કરી રાખું છું, પારકી ચીજ તો ઢેફાંજ છે ને ?

સરસ્વતીપૂજનનો સમય આવી રહ્યો છે પ્રાતઃકાળમાં પિતાએ પુત્રને કહ્યું:— "જા એક જૂબકી મારતો આવ અને અંજલિ આપ, નહિ તો ખાવા પામીશ નહિ"

છોકરો —ખાઇને સાંજે અંજલિ આપીએ તો નહિ ચાલે ?

બાપ —એમ કેવી રીતે બને ? ખાધા પછી તે અંજલિ અપાતી હશે, ગાંડા ?

છોકરો —ત્યારે આ વર્ષની અંજલિ બીજા વર્ષની અંજલિ માથે આપવાથી નહિ ચાલે ' આ વખતે તો ટાઢી ઘણી સખત છે

બાપ —એમ નહિ ચાલે સરસ્વતીને અંજલિ આપ્યા સિવાય શુ વિદ્યા આવે '

છોકરો —એકાદ વરસ શુ ઉધાર વિદ્યા નહિ મળી શકે '

બાપ.—દૂર જા, મૂર્ખ ! જા, સ્નાન કરી આવ, અંજલિ આપ્યા પછી બે સરસ પેંડા આપીશ.

"બહુ સારૂ" કહીને છોકરો નાચતો કૂદતો નહાવા દોડયો ટાઢી પુષ્કળ હતી—પવન પણ તેવોજ—પાણી હાથ ઠરી જાય તેવું હતું. એટલે છોકરાએ અક્કલ દોડાવી-ને ઘાટપર એક પાચ વર્ષનો માછીનો છોકરો ઉભો હતો તેને પકડયો, અને બે ડુબકી મરાવી પછી તેને પાણીમાથી ખેચી કાઢી બાપ પાસે ઘસડી લાવ્યો, અને બોલ્યો, "બાપા નાહી આવ્યા "

બાપ:—ક્યાં બાપુ—ક્યા નાહી આવ્યો '

છોકરો —આ માછીના છોકરાને ઝબોળી લાવ્યો છુ

બાપ —મોટુ કામ કર્યું પણ તુ ક્યા નાહી આવ્યો '

છોકરો —બાપા, "**आत्मवत् सर्वभूतेषु**" એટલે એનામા અને મારામાં કઇ ભેદ છે ? એ નાહ્યો એટલે હુ પણ નાહ્યોજ છુ ને ? હવે પેંડા આપો.

પિતા હાથમાં લાકડી લઇને પુત્રની પાછળ દોડવા લાગ્યા પુત્ર નાસતા નાસતા બોલતો હતો, "બાપા શાસ્ત્ર જાણતા નથી "

થોડી વાર પછી તે શિક્ષિત બાળકના પિતાના સાભળવામા આવ્યુ કે પુત્રે પાસેના મહોલ્લાના દિનમણિશંકર શાસ્ત્રીની પાઠશાળામા જઇને શાસ્ત્રીને સારી પેઠે ખાખરા કર્યા છે છોકરો ઘેર આવતા પિતાએ પૂછ્યુ, આ વખતે વળી શી મોકાણ માંડતો આવ્યો '

છોકરો —શુ કરૂં બાપા ! તમે કઇ છોડો એમ હતા ? લાકડી મારતજ મારત, એટલે મે જાતે જાતેજ માર ખાઇ લીધો

બાપ —તે કેવી રીતે બચ્ચાજી ? પોતેજ ક્યાથી ? દિનમણિશંકર શાસ્ત્રીને મારી આવ્યો છે ને ?

છોકરો—બાપા, "**आत्मवत् सर्वभूतेषु**" દિનમણિશંકર શાસ્ત્રી અને મારામા શુ તમે ભેદ જુઓ છો ?

પિતાએ પાણી મૂક્યુ કે આ છોકરાને હવે કદિ પણ ભણાવવો નહિ.



# कमलाकान्तनुं दफतर

## कमलाकान्तनो परिचय

અનેક જણ કમલાકાન્તને પાગલ કહે છે તે ક્યારે શુ કરશે અને શુ બોલશે તેનુ કંઇ ઠેકાણું નથી. તેને લખતાંવાચતા આવડતું નથી એમ નથી તે કંઇક અંગ્રેજી અને કંઇક સંસ્કૃત પણ જાણે છે, પરંતુ જે વિદ્યાથી દ્રવ્યોપાર્જન ન થાય તે વિદ્યા શુ વિદ્યા કહેવાય ? ખરી વાત એ છે કે, સાહેબ સુબા પાસે પહોંચતા આવડવુ જોઇએ, પછી તે ગમે તેવો મૂર્ખશિરોમણિ કાં ન હોય ! ભલે કેવળ પોતાની સહીજ કરી જાણતો હોય તેની હરકત નહિ, તેવાઓ પણ મઝેથી અમલદારી ભોગવે છે અમારા વિચાર પ્રમાણે તેજ પંડિત, અને કમલાકાન્ત જેવા વિદ્વાન્ જેમણે કેટલાએ પુસ્તકો ભણી નાખ્યા હોય તેઓ મહા મૂર્ખજ છે

કમલાકાન્ત એક વખત નોકરીએ રહ્યા હતા એક સાહેબે તેમની અંગ્રેજી વાતચીત સાભળીને તેમને પોતાની ઑફિસમા બોલાવી જઈ કારકુની આપી હતી, પરંતુ કમલાકાન્ત નોકરી ટકાવી શક્યા નહિ. તેઓ ઑફિસમાં જઇને ઑફિસનુ કામ કરતા નહિ સરકારી રજીસ્ટરમા કવિતા લખતા, ઑફિસની ચિઠ્ઠીપત્રી ઉપર કોઇક શેકસપિયર નામના લેખકનાં વચનો નોંધતા, અને બીલ-બૂકનાં પાના ચિત્રોથી અંકિત કરતા એક વખત સાહેબે તેમને માસિક પગાર બીલ તૈયાર કરવા કહ્યુ કમલાકાન્તે બીલ-બૂક લઇને એક ચિત્ર ખેંચ્યુ કેટલાક નાગા બાવાઓ સાહેબ પાસે ભિક્ષા માગે છે, અને સાહેબ બહાદુર બબ્બે ચચ્ચાર પૈસા તેમના તરફ ફેંકી રહ્યા છે નીચે લખ્યુ હતુ—"વાસ્તવિક પે-બિલ" સાહેબે આ નૂતન-નતર પે-બિલ જોઇને તેજ દિવસે કમલાકાન્તને માન સાથે વિદાય કરી દીધા !

કમલાકાન્તની નોકરી અહીથીજ સમાપ્ત થાય છે પૈસાનુ તેમને ઝાઝું પ્રયોજન પણ ન હતું કમલાકાન્ત સ્ત્રીપરિગ્રહણની પંચાતમાં તો કદી પણ પડયા ન હતા જ્યા રહ્યા ત્યાં પેટપૂર અનાજ અને અડધાભાર અફીણ મળ્યુ એટલે થયુ. અહીં તહીં મોજ આવે ત્યા પડયા રહેતા અનેક દિવસ મારે ઘેર પણ રહ્યા હતા.

હુ તેમને પાગલ જાણીને તેમની જરા વધારે સભાળ લેતો, પરતુ હુ પણ તેમને ઝાઝું રાખી શક્યો નહિ તેઓ કોઇ પણ ઠેકાણે સ્થાયી રહેતાજ નહિ એક દિવસ પ્રાત કાળે ઉઠને બ્રહ્મચારીના જેવાં ગેરુઆ રગના કપડા પહેરીને તેઓ ચાલતા થયા, અને કયા ગયા તેનો પત્તોજ લાગ્યો નહિ.

તેમની પાસે કાગળોનુ એક દફતર-બડલ-હતુ કમલાકાન્તની પાસે કોઈ પણ કોરો કાગળ રહેવા પામતોજ નહિ. નજરે પડતાજ ધૂળ પત્થર ચીતરી મારતા. શુ લખતા તેમાનુ કઇ પણ સમજી શકાતુ નહિ. કોઇક કોઇક વખત તાનમાં આવી જઇને તેઓ મને વાંચી સભળાવતા, સાભળતાંજ હુ નિદ્રાધીન થઇ જતો એ કાગળો તેઓ શાહીથી ખરડાયલા એક જરી પુરાણા વસ્ત્રમા બાધી રાખતા જતી વખતે તેઓ મને એ બડલ સોંપતા ગયા અને બોલ્યા, "તમને આ બક્ષિસ કરૂ છુ "

એ અમૂલ્ય રત્ન લઇને મારે શુ કરવુ ? પ્રથમ એવી ઇચ્છા થઇ કે, અગ્નિદેવને સમર્પણ કરૂં, પરતુ પાછળથી મારા હૃદયમા લોકહિતૈષિતાનો પ્રબળ ભાવ સ્ફુરી આવ્યો મે વિચાર્યું કે જેણે લોકોપકાર કર્યો નથી તેનો જન્મ વૃથા છે. મને અનુભવ હતો કે આ દફતરમાં અનિદ્રાની અતિ ગમબાણ દવા છે, અને જે એને વાંચશે તેના પર નિદ્રાદેવી તરતજ પ્રસન્ન થઇ જશે, અને તેથી કરીને જેઓ અનિદ્રા રોગથી પીડાતા હોય તેમના ઉપકારાર્થે હુ કમલાકાન્તની કૃતિઓનો પ્રચાર કરવા તત્પર થયો છુ +

શ્રીભીષ્મદેવ ખોશનબીશ

## एकांत

### "એ કોણ ગાય છે?"

લાબા વખતથી ભૂલી જવાયલા સુખસ્વપ્નની સ્મૃતિની પેઠે એ મધુર ગાને મારી કર્ણગુહામાં પ્રવેશ કર્યો. એ સંગીત બહુ સુદર છે એમ નથી, છતાં આટલુ મધુર શામાટે લાગે છે ? પથિક રસ્તે ચાલતાં પોતાની મોજથી ગાતો ગાતો જાય છે. ચાદનીવાળી રાત્રી જોઇને તેના હૃદયનો આનદ ઉભરાઈ આવ્યો છે સ્વાભાવિક રીતેજ તેનો કઠ મધુર છે-એ મધુર કઠથી આ મધુમાસ (ચૈત્ર)મા તે પોતાના હૃદયાનદનુ માધુર્ય વરસાવી રહ્યો છે તો પછી સિતારની તત્રી ઉપર આગળી ફરતા જેમ તેના સઘળા તારો ઝણઝણી ઉઠે છે, તેમ આ ગીતધ્વનિ પોતાના સ્પર્શથી મારી હૃદયતત્રીને શામાટે ધ્રૂજાયમાન કરી મૂકે છે ?

+ બંગાળીમાં "કમલાકાન્તેર દફતર" એ નામથી પ્રસિદ્ધ થએલી એ કૃતિઓમાંની કેટલીક ચુટી કહાડીને તેનો અનુવાદ અત્ર અપાય છે. મત્રી સ૦ સા૦

શામાટે ? એનો ઉત્તર કોણ આપશે ? રાત્રી જ્યોત્સ્નામયી× છે વાલુકામય+ નદીમાં કૌમુદિ* હાસ્યતરંગ ફેલાવી રહી છે નીલી સાડીથી જેનું અર્ધું અંગ ઢંકાયલું છે એવી સુંદરીની પેઠે કૃશ શરીરવાળી, સ્વચ્છ ભૂરા જળવાળી તરંગિણી– કિનારાપરની રેતીને આલિંગતી ચાલી જાય છે રાજમાર્ગ ઉપર આનંદ આનંદ રેલાઇ રહ્યો છે–બાળક, બાલિકા, યુવાન, યુવતિ, પ્રૌઢા, વૃદ્ધા સર્વ નિર્મળ ચંદ્ર–કિરણોમાં સ્નાન કરીને આનંદ કરી રહ્યા છે કેવળ હું જ આનંદરહિત છું–તેથીજ આ સંગીતથી મારી હૃદયતંત્રી ઝણઝણી ઉઠી છે

હું એકલો છું, તેથીજ આ સંગીતથી મારૂં શરીર રોમાંચિત થઇ ઉઠ્યું છે આ બહુજનપૂર્ણ નગરીમાં–આ આનંદપૂર્ણ અનંત મનુષ્ય–પ્રવાહમાં હું એકલોજ છું તો હું પણ શામાટે આ અનન્ત જળપ્રવાહમાં ભળી જઇને આ વિશાળ આનંદતરંગ–તાડિત જલબુદ્બુદના સમૂહ માંહેલો એક બીજો બુદ્બુદ નહિ બનું ? જળના બિંદુ બિંદુ મળીને સમુદ્ર બન્યો છે હું પણ એક જળબિન્દુ છું, તો પછી એ સમુદ્રમાં શામાટે ન ભળી જાઉં ?

તે હું જાણતો નથી–કેવળ એટલુંજ જાણું છું કે હું એકલો છું મારી સલાહ છે કે કોઇએ પણ એકલા રહેવું નહિ જો કોઇ અન્ય તમારા પ્રણયનું ભાગીદાર ન થયું તો તમારો મનુષ્યજન્મ વૃથા છે પુષ્પમાં સુગંધ છે, પરન્તુ જો તેને કોઇ સુઘનાર ન હોય તો તે સુગંધી કહેવાશે નહિ, કારણ કે સુઘનાર વિના સુગંધના અસ્તિત્વનું પ્રમાણ પણ શું ? પુષ્પ પોતાને માટે વિકસતાં નથી, તમારા હૃદયપુષ્પને પણ અન્યને માટે પ્રફુલ્લિત થવા દો.

પરન્તુ કેવળ એક વાર સાંભળતાજ એ સંગીત મને એટલું મધુર શામાટે લાગ્યું તે તો મે કહ્યું જ નહિ અનેક દિવસ થયા આનંદોત્પન્ન સંગીત મારા સાંભળવામાં આવ્યું નથી–લાંબા વખતથી મે આવો આનંદ અનુભવ્યો નથી. યૌવનમાં જ્યારે આખી પૃથ્વી સુંદર હતી, જ્યારે પુષ્પે પુષ્પે સુગંધ મળતી હતી, પ્રત્યેક ખરી પડતાં પાંદડાના અવાજમાં મધુર શબ્દો સંભળાતા હતા, પ્રત્યેક નક્ષત્રમાં ચિત્રા-રોહિણીની શોભા દેખાતી હતી, અને પ્રત્યેક મનુષ્યના મુખ ઉપર સરળતા ભાસતી હતી, ત્યારે આનંદ હતો. પૃથ્વી આજે પણ તેની તેજ છે, સંસાર આજે પણ તેનો તેજ છે, અને મનુષ્યચરિત્ર પણ આજે તેનું તેજ છે, પરંતુ આ હૃદય હવે તેનું તે રહ્યું નથી તે સમયે સંગીત સાંભળતાં જે આનંદ થતો હતો તેજ આનંદ આજે આ સંગીત સાંભળીને યાદ આવી ગયો છે જે અવસ્થામાં, જે સુખમાં તે આનંદ અનુભવ્યો હતો, તેજ અવસ્થા, તેજ સુખ હમણાં યાદ આવી ગયાં છે જાણે ક્ષણભરને માટે ફરીથી જુવાની પ્રાપ્ત થઇ હમણાં ત્યારની પેઠેજ જામેલી મનોમય મિત્ર-મંડળીમાં મનવડે જઇ બેઠો, અને પહેલાની પેઠે અકારણ ઉચ્ચ સ્વરે હસવા લાગ્યો.

× ચાંદનીવાળી + રેતીવાળી * ચાંદની. – નદી.

જે વાત હમણા પ્રયોજન વિનાની સમજીને હુ બોલતો નથી, પણ ચિત્તની ચચળતાને લીધે તે વખતે નિષ્પ્રયોજન છતાં અનેક વાર બોલ્યો હતો તે સઘળી વાત હમણા પાછી બોલવા લાગ્યો ફરીથી સરળ હૃદયે અન્યના સ્નેહને અકૃત્રિમ સમજીને સ્વીકારવા લાગ્યો મને ક્ષણભરને માટે ભ્રાન્તિ થઇ ગઇ—તેથીજ આ ગીત આટલુ મધુર લાગ્યુ કેવળ એમજ નહિ, ત્યારે સગીત પ્રિય લાગતું, હમણા તેમ નથી—ચિત્તની જે પ્રફુલ્લતાને લીધે સગીત પ્રિય લાગતુ તે પ્રફુલ્લતા હવે રહી નથી એટલે તેમ લાગતુ નથી—હુ ચિત્ત પરોવીને તે ગત યૌવનસુખને વિચાર કરી રહ્યો હતો તેજ અરસામા આ પૂર્વ સ્મૃતિનુ સ્મરણ કરનાર સગીત કાને પડ્યુ, અને તેથીજ તે આટલું મધુર લાગ્યુ

તે પ્રફુલ્લતા, તે સુખ હવે શા માટે નથી ? શુ સુખની સામગ્રીઓ ઘટી ગઇ છે? પ્રાપ્તિ અને ક્ષય બનેજ સસારના નિયમ છે, પરતુ તેની સાથે ક્ષતિ કરતા પ્રાપ્તિ અધિક હોય એવો પણ નિયમ છે તમે જીવનમાર્ગમા જેટલા આગળ વધશો તેટલાજ સુખસામગ્રીનો વધારે સચય કરશો, તો પછી અવસ્થા થતા અગમાંથી સ્ફૂર્તિ ઘટે છે શામાટે ? શામાટે પૃથ્વી તેવીજ સુદર દેખાતી નથી ? શામાટે આકાશના તારા પ્રથમના જેવા ઝગઝગતા નથી ? આકાશની ભૂરાશમા પણ અમલના જેવી ભભક શામાટે જણાતી નથી ? જે સ્થળ તૃણપત્રપૂર્ણ, કુસુમસુવાસિત, સ્વચ્છ નદીના જલશીકરથી છટાતુ અને વસતના પવનથી સચાલિત હૃદયને ઠારે એવુ હતુ તે હમણાં રેતાળ મરુભૂમિ જેવુ ઉજ્જડ શા માટે જણાય છે ? કેવળ રગીન ચશ્મા નહિ હોવાથીજ—આશા એજ રગીન ચશ્મા જુવાનીમા મેળવેલુ સુખ તો અલ્પ હોય છે, પરતુ સુખની આશા અપરિમિત હોય છે. હમણાં સચિત સુખ તો અધિક છે, પરન્તુ તે બ્રહ્માડવ્યાપીની આશા ક્યાં છે ? ત્યારે સસારનો ક્રમ શો છે તે જાણતો ન હતો, તેથીજ અનેક જાતની આશાઓ રાખતો હતો હવે સમજવામા આવ્યુ છે કે આ સસારચક્રપર આરોહણ કરનારને પાછા જ્યાના ત્યાજ આવવુ પડે છે જ્યારે તે પોતાના મનમા એમ ધારે છે કે હુ આગળ વધુ છુ, ત્યારે તે માત્ર ચક્કરજ લેતો હોય છે હવે સમજાયુ છે કે સસારસમુદ્રમાં તરવાનો આરભ કરતા તેના તરગે તરગ પ્રહાર કરીને આપણને ફરીથી કિનારા તરફ ધકેલી લાવે છે

હવે સમજાયુ છે કે, આ અરણ્યમાં માર્ગ નથી, આ રણમા જલાશય નથી, આ નદીનો પાર નથી, આ સાગરમા દ્વીપ નથી, આ અંધકારમા નક્ષત્રનો પ્રકાશ નથી હવે સમજાયુ છે કે પુષ્પમા કીડા હોય છે, કોમલ પલ્લવોમાં કટક હોય છે, આકાશમા વાદળા હોય છે, નિર્મળ નદીમા કમળ હોય છે, ફળમા વિષ હોય છે, ઉદ્યાનમાં સર્પ હોય છે, મનુષ્યહૃદયમાં કેવળ પોતાનેજ માટે આદર હોય છે. હવે સમજાયુ છે કે વૃક્ષે વૃક્ષે ફળ હોતા નથી, પુષ્પે પુષ્પે સુવાસ હોતી નથી, પ્રત્યેક મેઘ વરસતો નથી, વને વને ચદન નથી, ગજે ગજે મૌક્તિક નથી, હમણાજ સમજી

શકયો છુ કે કાચ પણ હીરાની પેઠે ચળકતો હોય છે, પિત્તળ પણ સુવર્ણ જેવું ચકચકિત હોય છે, કાદવ પણ ચંદન જેવો સ્નિગ્ધ[1] હોય છે, અને કાસુ પણ ચાંદી જેવું મધુર રણકાદાર હોય છે પરંતુ શું કહેતો હતો, ભૂલી ગયો ! હા ! તેજ ગીતધ્વનિ ! તે મધુર લાગ્યો હતો ખરો, પરંતુ હવે હુ તે બીજીવાર સાંભળવા ઇચ્છતો નથી જેવું આ મનુષ્યકંઠમાંથી ઉત્પન્ન થયેલું સંગીત તેવુંજ એક બીજું સંગીત સંસારમાં છે. સંસારરસના રસિયાઓજ તે સાંભળી શકે એમ છે તેથીજ સંગીત સાંભળવા માટે મારૂ ચિત્ત આકુળ થઇ રહ્યું છે

શું તે સંગીત હવે હુ નહિ સાંભળી શકીશ ? સાંભળીશ, પરંતુ હુ વિવિધ જાતના વાદ્યધ્વનિથી સંમિલિત અનેક કંઠમાંથી ઉત્પન્ન થયેલું પેલું પૂર્વશ્રુત સંસાર સંગીત હવે સાંભળીશ નહિ

હવે પહેલાના જેવા ગાયક નથી, તે ઉમ્મર પણ નથી, તે આશા પણ નથી પરંતુ તેને બદલે જે સંગીત હમણા સાંભળી રહ્યો છું તે તેના કરતા પણ વધારે પ્રીતિકર છે અન્ય કોઇ પણ વાદ્યની સહાયતા લીધા વિનાના માત્ર તેજ એક ગીત ધ્વનિથી મારા કર્ણ પરિતૃપ્ત થઇ જાય છે 'પ્રેમ' સંસારમા સર્વવ્યાપી છે—પ્રેમજ ઇશ્વર છે પ્રેમ એજ હમણા મારા કર્ણમા પ્રવેશેલું સંસારસંગીત છે અનંતકાળ સુધી એજ મહાસંગીત સાથે મનુષ્યની હૃદયવીણા વાગતી રહો જો મનુષ્યજાતિ ઉપર મારો પ્રેમ અવિચળ રહે તો પછી અન્ય સુખની હુ સ્પૃહા રાખતો નથી

શ્રીકમલાકાન્ત ચક્રવર્તી

## मनुष्यरूपी फळ

અફીણની એકાદ માત્રા વધારે ચઢાવતા મને ભાસે છે કે, આ સંસારવૃક્ષ ઉપર માયારૂપી પર્ણઘટામા જાતજાતના ફળરૂપે મનુષ્યમાત્ર લટકી રહ્યા છે પાકતાજ ખરી પડશે પણ સઘળાંજ કઇ પાકી શકતા નથી કેટલાક પવનના સપાટાથી અકાળે પણ ખરી પડે છે, કેટલાકને કીડા લાગે છે, કેટલાકને પખીના ચંચુપ્રહાર નડે છે, કેટલાક સુકાઇને ખરી પડે છે, અને કેટલાક પરિપકવ થતા તોડી લેવામાં આવે છે, અને ગંગાજળથી ધોવાઇને દેવસેવા અથવા બ્રહ્મભોજનના ઉપયોગમા લેવાય છે. તેમનોજ ફળજન્મ અથવા મનુષ્યજન્મ સાર્થક છે કેટલાક ફળ બહુ પાકી જતા આપોઆપ વૃક્ષ ઉપરથી જમીનપર ખરી પડે છે, અને શિઆળ વગેરે તેઓને ખાઇ જાય છે, તેમનો મનુષ્યજન્મ અથવા ફળજન્મ વૃથા છે કેટલાક ફળ તીખાં, કડવા અને તુરા હોય છે, પરન્તુ તેમાથી અમૂલ્ય ઔષધિઓ બને છે કેટલાક ફળ ઝેરી

1 ચીકણો

હોય છે કે જે ખાય તે મરીજ જાય અને કેટલાક ઇંદ્રવર્ણાની જાતના હોય છે કે જે કેવળ દેખાવમાજ સુદર હોય છે

મને કદી કદી ઝોકાં ખાતા ખાતા જણાઇ આવે છે કે, જૂદી જૂદી જાતના લોકો જૂદી જૂદી જાતના ફળો છે આપણા દેશના હમણાના મોટા લોકો મનુષ્યજાત મધ્યેનાં ફણુસ જેવા માલૂમ પડે છે

કેટલાક ખારમા ખાવાલાયક હોય છે, કેટલાકમા જાળાં વધારે હોય છે, અને કેટલાંક બિલકુલ સત્ત્વ–ચાપા–વિનાના ઢોરને ખાવા જેવાજ હોય છે કેટલાક ફણુસ પાકે છે, કેટલાંક કેવળ કાચાજ રહી જાય છે, કદી પણ પાકતા નથી. કેટલાક પકવે તો પાકી શકે એવા હોય છે, પરન્તુ પાકવા પામતા નથી પૃથ્વીના રાક્ષસરાક્ષસીઓ તેને કાચાં ને કાચાજ તોડી પાડી દાળમા નાખીને ખાઇ જાય છે, અને જો તે પાકે તો મોટા કોલાઓનો ઉપદ્રવ નડે છે. જો ઝાડને ચારે બાજુએથી ઘેરી લીધુ હોય અને ફણુસ ઉચે લાગ્યુ હોય તો તો ઠીક, નહિ તો શિઆળવાઓ કોઈ પણ રીતે તેને ઉદરસ્થ કરી દે છે. શિઆળવાઓમા કેટલાક મેનેજર, કેટલાક કારકુન, કેટલાક નાયબ, કેટલાક મુનીમ, મુનસફ અને કેટલાક કેવળ આશીર્વાદ આપનારા–ગોર બ્રાહ્મણ વગેરે હોય છે જો એ સઘળાના હાથમાથી બચીને પાકુ ફણુસ કોઇ પણ રીતે ઘેરજ પહોચવા પામ્યુ તો ત્યા માખીઓ તેની આસપાસ ગણગણવા મડી જાય છે માખીઓ ફણુસ ચાહતી નથી, તેઓને કેવળ તેના થોડા ઘણા રસ નીજ અપેક્ષા હોય છે એક માખીને કન્યાનો ભાર છે–તેના લગ્ન માટે થોડો રસ આપો બીજીની માનુ શ્રાદ્ધ છે, થોડો રસ આપો આ માખીએ એક પુસ્તક લખ્યુ છે, તેને થોડો રસ આપો, પેલીએ પેટને માટે એક વર્તમાન પત્ર કાઢ્યું છે તેને પણ થોડો રસ આપો. આ માખી ફણુસની ફોઇની સાસુના પુત્રના સાળાના પુત્રની સાળી થાય છે ગુજરાનનુ સાધન નથી, થોડો રસ આપો પેલી માખીની પાઠશાળામા સાડાત્રણ છોકરાઓ ભણે છે, થોડો રસ આપો હવે આ તરફ ફણુસને ઘરમા રાખી મૂકવા પણ ઠીક નથી–સડી જઇને ગધાઈ ઉઠશે. અમારા અભિપ્રાય પ્રમાણે તેને કાપીને તેની ઉત્તમ ચોકખા દૂધમા ખીર રાધીને કમલાકાન્ત જેવા સુપાત્ર બ્રાહ્મણને તેનુ ભોજન કરાવવુ એજ ઉત્તમ છે

આ દેશની "સિવિલ સર્વિસ"ના સાહેબ લોકોને હુ મનુષ્યજાતિ મધ્યેના આમ્રફળ સમજુ છુ આ દેશમા આમ્રફળ ન હતા, સાગરપારથી કોઇ મહાત્મા એ સ્વાદિષ્ટ ફળ આ દેશમા લઇ આવ્યા છે આમ્રફળ દેખાવમા રગદાર અને ટોપલાને શોભાવી મૂકે એવા હોય છે કાચા બહુજ ખાટા હોય છે, પણ પાકતા સુમિષ્ટ થઇ જાય છે ખરા, પરન્તુ ત્યારે પણ હાડ (ગોટલા) ખટાશ જતી નથી. કેટલાક ફળ તો એવા હલકી જાતિના હોય છે કે, પાકવા છતા પણ તેની ખટાશ બિલકુલ જતીજ નથી, પરન્તુ તેઓ દેખાવમા એવા તો મોટા અને રગદાર હોય છે કે વેચ-

નાર સહેલાઇથી ગ્રાહકોને છેતરીને સેકડાના પચીસ રૂપીઆ ઉપજાવી શકે છે કેટલાક ફળ કાચા હોય ત્યારે મીઠા લાગે છે, પણ પાકતા ઉતરીને–બેસ્વાદ થઇ જાય છે કેટલાક એવા પણ હોય છે કે દામ આપીએ ત્યારેજ પાક, તેવાને તો કાપીને મીઠું છાટી અથાણુંજ કરી નાખવા ઠીક છે

બધા લોકો આમ્રફળ ખાઈ જાણતા નથી એ ફળ ઝાડપરથી તોડીને તરતજ ખાવા ઠીક નથી એને કેટલાક વખત સુધી સનામરૂપી પાણીમા ડૂબાડીને ઠડા કરવા, અને જો બની શકે તો તે પાણીમા થોડોક ખુશામતરૂપી બરફ નાખવો કે જેથી સારી પેઠે ઠડા પડે તે પછી છરી ચલાવી મઝેથી ખાઇ શકાશે.

સાધારણ રીતે સ્ત્રીઓને કેળની ઉપમા આપવામા આવે છે પરન્તુ તે વાત અયુક્ત છે કદલીફળ અને ભુવનમોહિની સ્ત્રી જાતિ એ બેમા મને કઇ પણ સાદૃશ્ય દેખાતુ નથી સ્ત્રીઓ શુ લૂમે લૂમે ફળે છે ? કોઇના નશીબમા ફળતી હોય તો હોય–પરન્તુ કમલાકાન્તના ભાગ્યમા તો નથીજ કેળ સાથે કામિનીઓનુ એટલુજ સાદૃશ્ય છે કે, એ બન્ને વસ્તુઓ વાનરોની પ્રિય વસ્તુ છે

કામિનીઓમા આ એક સમાન ગુણ હોવા છતા હુ તેની તુલના કેળ સાથે કરી શકતો નથી બીજી બાજુએ કેટલાક કટુભાષી લોકો છે, તેઓ બધા ફળોમાથી ઇદ્રવર્ણાની સાથેજ યુવતિઓની તુલના કરે છે જેઓ એવુ કહે છે તેઓ કઠોરભાષી છે, હુ તો સુદરીઓનો દાસાનુદાસ છુ હુ એવુ કહી શકતો નથી

હુ કહુ છુ કે રમણીઓ આ સસારમા નાળિએરનુ સ્થાન લે છે નાળિએરી પણ ઝુમખે ઝુમખે ફળે છે ખરી, પરન્તુ (વ્યાપારી સિવાય) કોઇ પણ તેની લૂમની લૂમ તોડી પાડતુ નથી કદાચ કોઇ બારશના પારણા કરવા અથવા તો વૈશાખ માસમા બ્રાહ્મણોની સેવામાટે એકાદ બે તોડે છે

નાળિએરની લૂમે લૂમ તોડી પાડીને ખાવાના અપરાધ માટે જો કોઇ પણ ગુન્હેગાર હોય તો તે કેવળ કુલીન બ્રાહ્મણોજ છે * કમલાકાન્તથી કદી પણ તેવો અપરાધ થયો નથી

વૃક્ષના નાળિએરોની પેઠે સસારના આ નાળિએરોની પણ અવસ્થાભેદે જૂદી જૂદી સ્થિતિ છે. છેક કુમળી અવસ્થામા બન્નેના હૃદય ઘણા સ્નિગ્ધ હોય છે–નાળિએરના જળથી ઉદર ઠડુ થાય છે, અને કિશોરીના અકૃત્રિમ, ભોગવિલાસના લક્ષણોથી રહિત, પ્રણયરસથી હૃદય ઠડુ થાય છે, પરન્તુ બન્ને જાતિના–ફૂલજાતિના અને મનુષ્ય જાતિના–કુમળા નાળિએરજ સારાં છે તે વખતે એ ફળ દેખાવમા કેવા

* આપણે ત્યાના દેશાઈ લોકોની પેઠે બગાળાના કુલીન બ્રાહ્મણ એક ઉપર બીજી, ત્રીજી એમ વીસ વીસ પત્નીઓ કરતા તેમના ઉપર આ કટાક્ષ છે હમણાં એ બદી ઓછી થતી જાય છે

સ્યામલ કાંતિમાન હોય છે ! તેનાથી તાપ પરાજય પામી જાય છે—જાણે તે નવીન સ્યામલ શોભા આગળ જગતનો તાપ ઠંડો પડી જતો હોયની ! ઝાડ ઉપરની નાળિએરની લૂમે લૂમ અને ઝરૂખામાની સ્ત્રીઓના ઝુંડે ઝુંડ મારી નજરે એકસરખાજ દેખાય છે બન્ને પોતપોતાના સ્થાન દીપાવે છે, પરન્તુ જોજો-જોતા ભૂલમા પડી જશો નહિ—આ ચૈત્રમાસનો તાપ છે, વૃક્ષપરથી કાચા નાળિએર તોડી ખાવા મંડી જશો નહિ—એ વખતે એમા ઘણી ગરમી રહેલી હોય છે સંસારના પાક ભરવા-વિનાની બાલિકાને એકાએક હૃદયમા સ્થાન આપશો નહિ નહિ તો તમારા હૃદયમાં જ્વાલા (જ્વર) પ્રગટી નીકળશે આમ્રફળની પેઠે કાચાં નાળિએરને પણ (ખુશામત-રૂપી) બરફના પાણીમા રાખીને ઠંડાં કરવા જો બરફ ન હોય તો તળાવના પાણીમા બોળવાં જો મિષ્ટ વચનથી ન થઈ શકે તો કમલાકાન્ત ચક્રવર્તીની આજ્ઞા છે કે સખ્તાઇથી તેમ કરવુ

નાળિએરમા ચાર ચીજ હોય છે—પાણી, ગર, કાચલી અને જટા નાળિએરના પાણી સાથે સ્ત્રીઓના સ્નેહમા મને સાદૃશ્ય જણાય છે બન્નેજ ટાઢક આપનાર છે જ્યારે તમે સંસારતાપથી તપીને હાંફતા હાંફતા ઘરના છાંયડામા બેસીને વિરામ લેવાની ઇચ્છા કરો, ત્યારે એજ શીતળ જળનુ પાન કરજો એટલે અચળા પરિતાપ ભૂલી જશો તમારી દરિદ્રતાના ચૈત્રમા અથવા બન્ધુવિયોગના વૈશાખમા તમારા યૌવન-ના મધ્યાન્હમા અથવા વ્યાધિતમ પાછલા પહોરમા તમારૂં હૃદય બીજા શાથી ઠંડુ પડી શકશે ? માતાનો આદર, સ્ત્રીનો પ્રેમ, કન્યાની ભક્તિ, એ સિવાય જીવનના સંતાપસમયમાં સુખનુ બીજુ સાધન છે ? ગ્રીષ્મના તાપમા કાચા નાળિએરના પાણી જેવુ બીજુ ઠંડક આપનાર શુ છે ?

પરન્તુ નાળિએર પાકતા પાણી કંઇક તિખાશવાળુ થઇ જાય છે રામાની માની ઉમ્મર પાકી થયા પછી રામાનો બાપ એ તિખાશના સપાટાથી ઘર છોડી ચાલ્યો ગયો છે, એટલાજ માટે નાળિએરમા કાચા નાળિએરનોજ વધારે આદર થાય છે

નાળિએરનો ગર તે સ્ત્રીઓની બુદ્ધિ છે છેક કુમળી અવસ્થામાં તો તે ઝાઝી હોતી નથી કિશોર અવસ્થામાં તે અત્યંત મધુર અને કોમળ હોય છે પછી પાકી વય થતા બહુ સખત થઈ જાય છે, કોની તાકાત છે કે તેને દાંતથી ફોડી શકે ? તે વખતે એ 'ગૃહિણીપણું' કહેવાય છે ગૃહિણીપણામાં રસ અને મિઠાશ તો હોય છે ખરાં, પરન્તુ તેમાં કોઈના દાત બેસી શકતા નથી એક તરફ કન્યા બેઠી છે, માના ઘરેણાના દાબડામાથી કંઇક મેળવવાની આશા રાખે છે, પરન્તુ ડોસીનો ગર એવો સખત છે કે, તેમા દીકરીના દાંત બેસી શક્યા નહિ—આખરે માએ જાતેજ કંઇક વાળી કાઢીને આપી આ તરફ માની નમદ પૂજીપર દાઢ ઘાલીને પુત્ર બેઠો છે ડોસીએ દયા કરીને રોકડાં સાત પહોળીઆં કાઢી આપ્યા ધણીને ઘડપણમાં કંઇક ધંધો કરવાનો વિચાર થયો છે, પરન્તુ આખર અવસ્થામા હાથ ખાલી હતા—પૈસા વિના

વેપાર થાય નહિ–તેથી તેની નજર પણ ડોસીની પૂજીપર ચોટી. બેચાર પ્રવૃત્તિરૂપી દાત લગાવી જોયા પણ ઘડપણના હાલી રહેલા દાત ભાગી ગયા–હવે જો કોઈ પણ રીતે બાકી રહેલા દાતની ક્રીકી લાગી જાય તોપણ નાળિએરને જેરવવાની શક્તિ ક્યા છે ? જ્યાસુધી રૂપીઆ પાછા ભરી દેવાય નહિ ત્યાસુધી પતિદેવને અજીર્ણ રોગથી રાત્રે નિદ્રા પણ આવવા પામે નહિ

એ પછી નાળિએરની કાચલી લઇએ એને સ્ત્રીઓની વિદ્યા કહેવી જોઇએ હુ તો એને અડધી પડધી સિવાય કદી પણ પૂરેપૂરી જોઈ શકયોએ નથી નાળિએરની કાચલી કઈ મોટા કામમા આવતી નથી સ્ત્રીઓની વિદ્યા પણ બાજરબાણુ નથી. મેરી મમરવિલે વિજ્ઞાનનુ પુસ્તક લખ્યુ છે, જેન ઓસ્ટેન અને જ્યોર્જ ઇલિયટે નવલકથા લખી છે–તે ખરાબ નથી, પરન્તુ બન્ને કાચલીના પ્રમાણમાજ ઉપયોગી છે

જટા એ સ્ત્રીઓનુ રૂપ છે જે પ્રમાણે જટા નાળિએરનો બાહ્ય અશ છે તેજ પ્રમાણે રૂપ પણ સ્ત્રીઓનો બાહ્ય અશ છે બન્નેમા કઇ પણ સાર નથી, એનો પરિત્યાગ કરવોજ સારો છે, તોપણ નાળિએરની જટા એક કામમા આવે છે–તેના ઉત્તમ દોરડા બને છે જેવડે મોટા મોટા જહાજો બાધી શકાય છે સ્ત્રીઓના રૂપરજ્જુથી પણ અનેક જહાજો બદ્ધ થઇ જાય છે તમે જે પ્રમાણે નાળિએરના (કાથાના) દોરડાથી જગન્નાથજીનો રથ ખેચો છો તેજ પ્રમાણે સ્ત્રીઓ પણ રૂપના રજ્જુથી મોડા મોટા મનોરથ ખેચે છે જ્યારે રથ તાણવા અટકાવવા માટેનો કાયદો ઘડાય ત્યારે તેમા આ રથ ખેચવા અટકાવવામાટેની કલમ પણ નખાવી જોઇએ, તેમ થતા અનેક નરહત્યા અટકી જશે નાળિએરના રજ્જુનો ગળામા ફ્રાંસો નાખીને કોઇએ કદી પણ પ્રાણ ત્યાગ કર્યો છે ? નહિ તે હુ જાણતો નથી પરન્તુ રમણીઓના રૂપરજ્જુનો ફાંસો ખાઇને કેટલા બધા લોકોએ પ્રાણ ત્યાગ કર્યો છે, તેની ગણના કોણ કરી શકે એમ છે ?

વૃક્ષના નાળિએર અને સસારના નાળિએર માથે મારે વાધો એ છે કે, હુ હત-ભાગી એમાના એકનુ પણ હરણ કરી શકયો નથી

બીજા ફળો આકર્ણી * લગાવીને પાડી લેવાય છે, પરન્તુ નાળિએર ઝાડપર ચઢયા વિના આટીમા આવતા નથી જો ઝાડપર ચઢવા જાઓ તો પોતાના પગમાં દોરડુ બાધવુ પડશે, નહિ તો નરવાડાની+ ખુશામત કરવી પડશે

હુ તરવાડાની ખુશામત કરવાને પણ રાજી છુ, પરન્તુ મારા ભાગ્યદોષથી લલાટ-મા નાળિએર લખાયુજ નથી હુ જેવા 'ટાઇપ'નો માણસ છુ, તેવાજ વૃક્ષપરથી તેવા રૂપગુણની આકર્ષણી લગાવીને નાળિએર તોડી શકુ એમ છુ તોડી શકુ ખરો પરન્તુ ભય એટલોજ રહે છે કે, રખેને નાળિએર આવીને ગરદનપર પડે એવી ઘણીએ કાળી, કુબડી, કુબજા કામિનીઓ છે, કે જેઓ કમલાકાન્તને પતિતરીકે

* કડી, આકડી. + કમલાકાન્ત ઘણુ કરીને ગોર લોકોને તરવાડો કહે છે, કારણ કે ગોરની મદદ સિવાય લગ્ન થઇ શકતાજ નથી અરરર કેટલો ઢોંગ ! ભીષ્મદેવ

સ્વીકારવા રાજી હોય, પરન્તુ પારકી છોકરીને ગરદનપર બેસાડીને આ સંસારયાત્રા રવાને આ ગરીબ માણસ હમણા અસમર્થ છે, એટલા માટેજ કમલાકાન્તે આ ખતની યાત્રામાં નારિકેલ-ફલ ભક્તિભાવપૂર્વક વિશ્વનાથનેજ અર્પણ કરી દીધુ છે મેક તો તે સ્મશાનવાસી છે, અને તે ઉપરાંત હમણા તેમણે વિષપાન કર્યું છે-એટલે મે ધૂળ જેવુ કાચુ નાળિએર તેને નુ કરી શકવાનુ હતું '

આ દેશમા હમણા હમણા એક જાતના લોકોએ દેખાવ દેવા માડયો છે, તેઓ શહિતૈષીના નામથી પ્રસિદ્ધ છે, તેમને હુ સામળાના ફૂલ સમજુ છુ જ્યારે ફૂલ ટે છે ત્યારે દેખાવમા ઘણુ સુદર હોય છે-મોટાં રાતા રાતા ફૂલોથી ઝાડ સુશોભિત ઇ રહે છે, પરન્તુ મારી નજરમા તો સામળના નગ્ન વૃક્ષપર આટલી રતાશ ારી દેખાતી નથી તે થોડા ઘણા પાદડાથી ઢકાયલુ રહ્યુ હોત તો શોભત. પાંદડા- ી અદરથી જે થોડી થોડી રગની છટા દેખાય તેજ સુદર લાગે છે ફૂલમાં સુગ- ધનુ તો નામે નથી, કોમળતાનો (સહૃદયતાનો) અશે નથી પરન્તુ તે છતા l ખાસ્સા મોટા અને રાતાચોળ હોય છે ખરા જ્યારે ફૂલ ખરી જઇને ફળ માવ્યાં ત્યારે મનમાં થયુ કે, હવે કઇક લાભ મળશે, પરન્તુ તેઓ મોટા વધવા ાગ્યાજ નહિ અને ધીમે ધીમે ચૈત્ર માસ આવતા રૌદ્રના તાપથી ×લઘુ અતરવાળા ળ ફૂટ દઇને ફાટી પડયા, અને તેમાથી મહેજસાજ રૂ બહાર નીકળીને તેના બીગડા માખા દેશમા ઉડવા લાગ્યા

સસ્કૃત પડિતો અને શાસ્ત્રીઓ સમારમા ધતુરાનાં ફળ જેવા છે મોટા લાબા ાબા સમાસો અને મોટા મોટા વાકયોના રૂપમાં તેમના લાબા લાબા ફૂલો ફૂટે છે, રન્તુ ફળ વખતે તો ધતુરાના કટકમય જીડવાજ નજરે પડે છે મને ઘણા દિવસ ામાં વિચાર થયો કે, કુક્કુટ માંસનુ ભોજન લઇને હિન્દુજન્મ પવિત્ર કરૂ-પરન્તુ ,ષ્ટ ધંતુરાના કાટાના ભયથી હજી સુધી કઇ પણ કરી શક્યો નથી ધતુરાનો ગુણમા ુણ એજ છે કે, તે માદક પદાર્થની માદકતામા વૃદ્ધિ કરે છે જે ગજેરીઓને ાજાથી નિશો ચઢતો નહિ હોય તેમણે ગાજાની સાથે ધતુરાના બે ચાર બી વાટી ાખવા-જે માયાભક્તોને માયાથી નિશો ચઢતો નહિ હોય તેમણે માયા સાથે બે ચાર બીજ ધતુરાનાં વાટી નાખવા માલુમ પડે છે કે એજ હિસાબે આ દેશના સાક્ષરો ાતપોતાના લેખો અને ભાષણોમાં શાસ્ત્રીઓ પાસેથી બે ચાર પ્રમાણ વચન-શ્લોકો ાભળી લઇને ઘુસાડી દે છે. લેખો અને નિબંધોરૂપી ગાંજામા પેલાં પ્રમાણ વાક્ય- રૂપી ધંતુરાના બીજ મેળવવાથી તેના ઉપાસકો (વાચકો અને શ્રાવકો) ને ઘેન સારી રે ચઢી શકે છે, અને એજ નિશાથી આજકાલ આખો દેશ ઉન્મત્ત થઇ ગયો છે.

આપણા દેશના લેખકોને હુ આમલી સમજુ છુ એમની પોતાની પૂજી તો મલી ખટાશજ છે. પરન્તુ તે દૂધનો પણ સ્પર્શ કરતા તેનુ દહીં બનાવી દે છે.

×કદમા નાના, લઘુ અત કરણવાળાં.

ગુણમાં કેવળ ખટાશનો ગુણ—અને તે પણ નિકૃષ્ટ પ્રતિનો, તેમ છતા એનો એક બીજો ગુણ આપણે કબૂલ કરવો જોઇએ તે એ કે, એ સાક્ષાત્ કાઠનો અવતાર છે આમલીનુ કાષ્ઠ નિરસ છે ખરૂ, પરન્તુ સમાલોચનારૂપી અગ્નિમા બળે છે સારૂ સત્ય વાત બોલવામાં ભય શો ? આમલીના જેવી ખરાબ ચીજ મે દુનીઆમા જોઇજ નથી જો થોડી સરખી પણ ખાવામા આવે તો અજીર્ણ થઈ જાય, અને ખાટા ખાટા ઓડકાર આવવા લાગે જો વધારે પ્રમાણમા ખાધી તો અમ્લપિત્તના રોગથી સદાય પીડાવુજ પડે જેઓ સાહેબ બની ગયા છે, અને ટેબલ ખુરશીપર બેસીને ગ્યાસ અથવા વિજળીની રોશનીમાં, ફૈજુલ્લાખાને પકાવેલુ ખાણ કાંટા ચમચાથી ખાતાં શીખી ગયા છે તેઓ એક મહા પીડામાંથી છૂટી ગયા છે, તેમને આમલીની તીક્ષ્ણ ધારના ઘા ખમવા પડશે નહિ, તેમને પહેલેથી છેલ્લે સુધી આમલીના પાણીમા માછલી રાધીને તેની સાથે ભાત મેળવીને ખાવાનો પ્રસગ નથી આવતો ×, પરન્તુ જેઓને રસોડામા બેસી અબોટીઆ પહેરીને ગૃહિણીના હાથનુ રાધેલુ થાળી વાટકામા ખાવુ પડે છે તેમના દુઃખનો કઇ આરો છે ? ગૃહિણી કુલીન માબાપની દીકરી છે, દરરોજ સવારમા નહાય છે, અને હાથમાં તુલસીની માળા લઇ હરિનામ કીર્તન કરે છે પરતુ રાધતી વખતે દાળ, ભાત, રોટલી ને શાક સિવાય બીજુ કશુપણ કરી જાણતી નથી ફૈજુલ્લા જાતનો તો મુસલમાન છે, પરતુ રાધે છે અમૃત જેવુ

હવે બીજા એક પ્રકારના મનુષ્યફળની વાત કહીને આજે વિરમીશુ કહો જોઇએ દેશી ન્યાયાધીશો કયી જાતનાં ફળ છે ? જેઓ ગુસ્સે થવાના હોય તેઓ ભલે થાય, પરન્તુ હુ તો સ્પષ્ટ વાત કહીશ તેઓ પૃથ્વીપરના ભૂરા કોળા છે તેમને જો છાપરાં-પર ચઢાવવામા આવે તોજ તેઓ ઉંચે ફળવાના નહિ તો ભોયપર ગબડયાજ કરવાનાં જે સ્થળે ઇચ્છા થાય તે સ્થાને એમને ચઢાવી દો, પરન્તુ જ્યા એકાદ પવનનો સપાટો આવ્યો કે, વેલા ઉપરથી ડબાડબ તૂટી પડીને જમીનપર ગબડવા આડવાના ઘણા ખરા ફળો તો રૂપમા પણ કોળા જેવા અને ગુણમાં પણ કોળા જેવાંજ—તો પણ કોળાં હમણા બે પ્રકારના થાય છે, દેશી કોળા અને વિલાયતી કોળાં.

વિલાયતી કોળા કહેવાથી એમ સમજી લેવાનુ નથી કે, એ કોળા વિલાયતથી આવ્યા છે. જે પ્રમાણે દેશી મોચીના બનાવેલા જોડાને વિલાયતી બૂટ કહેવામાં આવે છે, તેજ પ્રમાણેના એ પણ વિલાયતી કોળા છે વિલાયતી કોળાનુ ગૌરવ અધિક હોય એ કહેવાની કઇ જરૂર નથી સસારના ઉદ્યાનમા બીજા પણ અનેક ફળો ફળે છે, તેઓમા સર્વ કરતા નિરૂપયોગી, હલકી પક્તિનુ અને ખાટુ ફળ આ છે.

શ્રીકમલાકાન્ત ચક્રવર્તી

---

× બગાળામાં ઉચી નાતના હિંદુઓ પણ મત્સ્યનો ખુલ્લી રીતે ઉપયોગ કરે છે.

# यूटिलिटी* अथवा उदर–दर्शन

બેન્થામ સાહેબ હિતવાદ–દર્શનનો પ્રચાર કરીને યૂરોપમાં અક્ષય કીર્તિ પ્રાપ્ત કરી ગયા છે

હુ એ હિતવાદ–મતનો વિરોધી નથી, એટલુજ નહિ પણ તેને અનુમોદન આપનારો છુ, છતાં હુ પણ એક કુશળ દાર્શનિક છુ, અને એ વાત આપની જાણમા છે કે કેમ તે હુ કહી શકતો નથી મે એજ હિતવાદ–દર્શનના આધારે તેમા કંઇક ભાંગફોડ કરીને વધારો ઘટાડો કરીને એક નવીન દર્શનશાસ્ત્ર રચ્યુ છે વાસ્તવિક રીતે જોતા તે બંગાળામા પ્રચલિત હિતવાદ દર્શનનુ કેવળ એક નવીન ભાષ્યજ છે, તેનો સ્થૂળ મર્મ સક્ષેપમા અહી જણાવુ છુ પ્રાચીન પદ્ધતિ પ્રમાણે દર્શનશાસ્ત્ર સૂત્રોમાં લખવામાં આવ્યુ છે, અને તેનું ભાષ્ય પણ મે પોતેજ લખીને સૂત્રોની સામેલ કર્યું છે સૂત્રો બંગાળીમાજ લખવામા આવ્યા છે, તે ઉપરથી હુ સંસ્કૃત ભાષાથી અજ્ઞાત છુ એમ કોઇએ માનવુ નહિ પરંતુ સંસ્કૃતમા સૂત્રો લખવાથી તે કેટલા થોડા માણસો સમજી શકે? એટલા માટે સાધારણ વાચકોની અનુકૂળતા ખાતર જ મે સઘળુ કાર્ય બંગાળીમાજ કર્યું છે તે સૂત્રગ્રંથનો સારાંશ આ પ્રમાણે છે —

**સૂત્ર ૧. પ્રાણીમાત્રના શરીરમાં રહેલી ચોક્કસ વિશાળ ગુફાને ઉદર કહે છે.**

## ભાષ્ય

વિશાળ એટલે કે નાક, કાન ઇત્યાદિ ક્ષુદ્ર ગુફાઓને ઉદર કહી શકાય નહિ, કહીએ તો 'અતિવ્યાપ્તિ' દોષ આવે "પ્રાણીમાત્રના શરીરમા રહેલી વિશાળ ગુફા" એમા "પ્રાણીમાત્રના શરીરમા રહેલી" એમ કહેવાનુ તાત્પર્ય એ છે કે એમ ન

---

*યૂટિલિટી શબ્દનો અર્થ શો? શુ એ બંગાળી શબ્દ નથી? હુ પોતે અંગ્રેજી જાણતો નથી–કમલાકાન્તે પણ કશો ઉલ્લેખ કર્યો નથી, તેથી નિરુપાયે મે મારા પુત્રને પૂછ્યુ મારા દીકરાએ ડિક્ષનરી જોઇને આ પ્રમાણેનો અર્થ બતાવ્યો 'યૂ' શબ્દ કહેતા 'તુ' અથવા 'તમે,' 'ટિલ્' શબ્દનો અર્થ 'ખેતી કરવી,' 'ઈટ્' એટલે 'ખાવુ' અને 'ઇ' શબ્દનો અર્થ શો થાય છે તે તે કહી શક્યો નથી પરંતુ હુ ધારૂ છુ કે, કમલાકાન્તનો "યૂ ટિલ્ ઇટ ઇ" પદથી એવો ઉદ્દેશ વ્યક્ત થાય છે કે, "તમે ખેતી કરીનેજ ખાઓ." કેવો નાલાયક? સઘળાનેજ ખેડુ ગણ્યા! આવા દુર્જન, દશાનન, લંબોદર, ગજાનનની કૃતિ વાચવામાં પણ પાપ છે. મને લાગે છે કે, મારો છોકરો અંગ્રેજીમાં પારંગત થયો જણાય છે, નહિ તો આવા કઠિન શબ્દનુ સ્પષ્ટીકરણ કરવા શક્તિમાન થઇ શકત નહિ.

**શ્રીભીષ્મદેવ ખોશનવીસ**

કહીએ તો કોઇ પર્વતગુફા ઇત્યાદિને ઉદર સમજીને તેની પૂર્તિ કરવાની આકાંક્ષા રાખવા તત્પર થઇ જાય

'ગુફા'—'ઉદર' શબ્દનો વાચ્યાર્થ પ્રાણિમાત્રના શરીરમા રહેલી ચોક્કસ ગુફાજ થાય છે, તોપણ અવસ્થાવિશેષે અંજનિ વગેરેનો પણ ઉદર શબ્દમા સમાવેશ થાય છે કોઇ ઠેકાણે ઉદર ભરાવવુ પડે છે, અને કોઈ સ્થળે ખોબો ભરાવવો પડે છે

**સૂત્ર ૨. ઉદરની ત્રિવિધ પૂર્તિજ પરમ પુરુષાર્થ છે.**

**ભાષ્ય**

સાંખ્યશાસ્ત્રનો પણ એવોજ મત છે. આધિભૌતિક, આધ્યાત્મિક અને અધિદૈવિક એ ત્રણ પ્રકારની ઉદરપૂર્તિ છે

"આધિભૌતિક"—લાડુ, દૂધપાક, માવાની ઘારી, પેડા, શીરાપૂરી ઇત્યાદિ જાત જાતની ભૌતિક સામગ્રીદ્વારા જે ઉદરપૂર્તિ થાય છે તે આધિભૌતિક પૂર્તિ કહેવાય

"આધ્યાત્મિક"—કાળક્ષેપ કરીને મોટા લોકોની વાતોની તૃપ્તિ મેળવવી તેનુ નામ આધ્યાત્મિક પૂર્તિ

"આધિદૈવિક"—દૈવકૃપાથી અરોળ, જલદર ઇત્યાદિથી પેટ ભરાઇ જવુ તેનુ નામ આધિદૈવિક ઉદરપૂર્તિ

**સૂત્ર ૩ એ માંહેલી આધિભૌતિક-પૂર્તિજ વિહિત છે**

**ભાષ્ય**

"વિહિત"—શબ્દથી બાકીની પૂર્તિઓનો નિષેધ થયો કે નહિ તેનો નિર્ણય ભવિષ્યના ભાષ્યકારો કરશે

હમણાં તો એ સિદ્ધ થયુ કે, ઉદર નામક મહાગુફામાં લાડુ, દૂધપાક, પેડા ઇત્યાદિ ભૌતિક પદાર્થોનો પ્રવેશજ પુરુષાર્થ છે, એટલા માટે એ ખાડાની પૂરણીના સાધનોની પણ પસંદગી કરવી જોઇએ

**સૂત્ર ૪ પ્રાચીન પંડિતોએ પુરુષાર્થના વિદ્યા, બુદ્ધિ, પરિશ્રમ, ઉપાસના, બલ અને છળ એ છ જાતના ઉપાયો દર્શાવ્યા છે.**

**ભાષ્ય**

(૧) "વિદ્યા"—વિદ્યા એટલે શુ, તેનો નિર્ણય કરવો કઠિન છે કોઇ કહે છે કે, લખતાંવાચતાં શીખવુ એનુ નામ વિદ્યા કેટલાક કહે છે કે, વિદ્યાને માટે વિશેષ લખતાવાચતા શિખવાનુ પ્રયોજન નથી, ગ્રંથ લખતાં અને વર્તમાનપત્રો તથા માસિકોમાં લેખ લખતા આવડયુ એટલે થયુ કેટલાક એની સામે એવો વાંધો લાવે છે કે, જેઓ લખી જાણતા નથી, તેઓ વર્તમાનપત્રો વગેરેમાં લખશે કેવી રીતે'

મારા અભિપ્રાય પ્રમાણે આવી દલીલ તદ્દન પાયા વગરની છે. મગરનુ બચ્ચુ ઇંડામાથી નીકળતાવારજ પાણીમાં જઇને તરવા લાગે છે, તેને કઇ શીખવાની

જરૂર પડતી નથી તેજ પ્રમાણે અહીના લોકોને વિદ્યા સ્વભાવસિદ્ધજ છે, તેને માટે લખતાવાંચતા શીખવાની કઇજ જરૂર નથી

(૨) "બુદ્ધિ"—જે અદ્ભુત શક્તિદ્વારા રૂ લોઢુ છે અને લોઢુ રૂ છે એમ સિદ્ધ કરી શકાય તેનુ નામ બુદ્ધિ કૃપણે સઅહી રાખેલા ધનના ઢગલાની પેઠે બુદ્ધિમાન માણુસ પોતે પોતાની બુદ્ધિને જોઇ શકે છે, બીજાઓને તેનુ દર્શન થઇ શકતુ નથી. પૃથ્વીપરની બીજી સઘળી ચીજો કરતા જગતમાં એનીજ અધિકતા હોય એમ માલૂમ પડે છે, કારણુ કે કોઇને પણ કદીએ એવુ કહેતાં તો સાભળ્યોજ નથી કે મારી પાસે એનો ભડોળ ઓછો છે

(૩) 'પરિશ્રમ"—બરાબર વખતે જૂદી જૂદી વાનીનુ ઉનુ ઉનુ ભોજન કરવુ તે, પછી નિદ્રા લેવી, હવા ખાવા જવુ, તમાકુનુ ધ્રમ્રપાન કરવુ અને ગૃહિણી સાથે પ્રેમગોઠી કરવી ઈત્યાદિ મહાત્કાર્યો પાર ઉતારવા તેનુ નામ પરિશ્રમ

(૪) "ઉપાસના"—કોઇ પણ વ્યક્તિના સબધમાં કઇ વાત કહેવામાં આવે તો તે કા તો તેના ગુણાનુવાદ હોય કે કાતો દોષકીર્તન હોય જ્યારે કોઇ સામર્થ્યવાન્ પ્રધાન વ્યક્તિના સબધમાં આ પ્રમાણે વાત થતી હોય, ત્યારે જો તે ખરેખર દોષ-યુક્ત વ્યક્તિ હોય તોપણુ તેનુ દોષકીર્તન કરવુ એ 'નિંદા' કહેવાય, અને જો તે દોષયુક્ત ન હોય તોપણુ તેની દોષગણુના કરવી એનુ નામ સ્પષ્ટવક્તાપણુ' અથવા 'રસિકતા'। અને ગુણુના સબધમા આમ છે કે—જો તે ગુણુહીન હોય તોપણુ તેના ગુણુ ગાવા એનુ નામ "ન્યાયપરાયણુતા"। અને જો તે ખરેખર ગુણુવાન હોય તો તેના ગુણુકીર્તનને ઉપાસના અથવા ખુશામત કહે છે

(૫) "બલ"—મિથ્યા શબ્દપ્રલાપયુક્ત સભાષણો, લાલ ડોળા, અને રાતુ-ચોળ મોં, સામાને ડરાવે એવા બખાળા કરવા, મોમાથી બેસુમાર હિંદી અગ્રેજી શબ્દો સાથે થૂક ઉડાડવુ, દૂરથી ભમર ચઢાવી, હોઠ પીસી, મુક્કી, લપડાક, ધુસ્સા, લાત અને લાકડી વગેરે મારવાની ઇશારત કરવી, અને ઉન્મત્તની પેઠે જાતજાતની અગચેષ્ટા કરવી, પરતુ સામા પક્ષવાળા તરફથી કઇક પણ ચમત્કાર બતાવતાં તરતજ પલાયન કરી જવુ એનુ નામ 'બળ.' બળ ૭ પ્રકારના છે. જેવાં કે —

૧. મુખબળ—શાપ, ગાળાગાળી, નિંદા ઈત્યાદિ.

૨ હસ્તબળ—મુક્કી, લપડાક ઇત્યાદિ દૂરથી બતાવવા.

૩ ચરણુબળ—પલાયનાદિ

૪ દૃષ્ટિબળ—રોદન વગેરે—આ વિષયમાં ચાણુક્ય પડિતનું પ્રમાણુ છે કે — "बालाना रोदनं बलं" ઇત્યાદિ.

૫. ત્વચાબળ—પ્રહારસહિષ્ણુતા [૧]

૧ માર ખમવાની શક્તિ.

૬ મનોમળ—દ્વેષ, ઇર્ષ્યા, હિંસા વગેરે

( ૬ ) "છળ"—નિમ્નલિખિત વ્યક્તિઓ જગતમાં ઠગ જાણવી

નંબર ૧ વેપારી પ્રમાણ—દુકાનદાર માલ વેચીને પૈસા માગે છે, દરેકે દરેક ઘરાકનો એવો મત હોય છે કે તે દુકાનદારથી ઠગાયો છે

નં૦ ૨ વૈદ્ય. પ્રમાણ—રોગી રોગમુક્ત થયા પછી વૈદ્ય જ્યારે ફી માગે છે ત્યારે દરેક રોગી બહુધા એવુંજ સાબીત કરે છે કે હું મારી મેળેજ સાજો થયો છું મારો બેટો નકામો ઠગીને પૈસા લઇ જવા માગે છે

નં૦ ૩ ધર્મોપદેશક અને ધાર્મિક માણસ—એઓ પરાપૂર્વના ઠગ લોકો છે એમનું બીજું નામ "બગભગત" છે એ લોકો ઠગ છે એનું વિશેષ પ્રમાણ એ છે કે, તેઓ પૈસાની ઇચ્છા રાખતા નથી

**સૂત્ર ૫ એ છ પ્રકારનાં સાધનોથી ઉદરપૂર્તિ અથવા પુરુષાર્થ અસાધ્ય છે.**

## ભાષ્ય

આ સૂત્રથી પ્રાચીન પંડિતોના મતનું ખંડન કરવામાં આવે છે, વિદ્યાદિ ષડ્-વિધ સાધનોથી ઉદરપૂર્તિ થઇ શકતી નથી, નીચે ક્રમવાર તેના ઉદાહરણ આપવામાં આવે છે

"વિદ્યા"—વિદ્યાથી જો ઉદરપૂર્તિ થતી હોય તો દેશી વર્તમાનપત્રો અને માસિકો ભૂખે શામાટે મરે ?

"બુદ્ધિ"—બુદ્ધિથી જો ઉદરપૂર્તિ થતી હોય તો ગધેડા બોજો શામાટે વહે ?

"પરિશ્રમ"—પરિશ્રમથી પેટ ભરાતું હોય તો દેશી ગ્રેજ્યુએટો કારકુન શા માટે થાય ?

"ઉપાસના"—ઉપાસનાથીજ ઉદરપૂર્તિ થતી હોય તો સાહેબ લોકો ક્રમલાકાન્ત ઉપર અનુગ્રહ શામાટે નથી કરતા ? મેં કંઇ ખોટું 'પે-બિલ' બનાવ્યું નહોતું

"બલ"—બલથી જો ઉદરપૂર્તિ થતી હોય તો આપણે ભોયભેગા થઇને માર શામાટે ખાઇએ ?

"છળ"—જો છળથી ઉદરપૂર્તિ થતી હોત તો દારૂની દુકાનો કોઇ કોઇ વખત દેવાળાં શામાટે ફુંકે છે ?

**સૂત્ર ૬. ઉદરપૂર્તિ યા પુરુષાર્થ કેવળ લોકોપકારથીજ થઇ શકે છે.**

## ભાષ્ય

ઉદાહરણ—બ્રાહ્મણ, ગોર અને ધર્મગુરુએ લોકોના કાનમાં મંત્ર ફૂંકીને તેમનું કલ્યાણ કરે છે યૂરોપિઅન લોકોએ અનેક જંગલી જાતિઓનું કલ્યાણ કરી નાખ્યું છે અને રશિઆ હમણાં મધ્ય એશિઆનું કલ્યાણ કરવામાં મંડેલું છે. ન્યાયાધીશો ન્યાય આપીને દેશનું હિત સાધી રહ્યા છે, અને અનેક લોકો ફેલાવો કરનાને યોગ્ય

કે અયોગ્ય પુસ્તકો તથા પત્રોનો પ્રચાર કરીને દેશહિત કરી રહ્યા છે, એ સઘળા-ઓની ઉદરપૂર્તિ સારી પેઠે થાય છે અર્થાત્ પુરુષાર્થની પ્રાપ્તિ થાય છે.

સૂત્ર ૭. એટલા માટે સઘળાએ દેશહિત સાધવું

ભાષ્ય

આ છેલ્લા સૂત્રવડે હિતવાદ દર્શન અને પેટ-દર્શનની એકતા સિદ્ધ થઇ ચૂકી; એટલે કમલાકાન્તના સૂત્ર ગ્રંથની પણ આ સ્થળે સમાપ્તિ થાય છે હું આશા રાખું છું કે આ ગ્રંથ ભારતવર્ષમાં "સપ્તમ દર્શનશાસ્ત્ર" તરીકે આદર પામશે.+

શ્રીયુત કમલાકાન્ત ચક્રવર્તી

## पतंगीउं

બાબુના દિવાનખાનામાં લેમ્પ બળી રહ્યો છે, પાસેજ હું સુમહીની ઢબથી બેઠો છું બાબુ આપણી નાતોના તડ સંબંધી વાતચીત કરતા બેઠા છે-અને હું પણ અમલ ચઢાવીને ઝોકાં ખાતો બેઠો છું. આપણા લોકોની ફાટફૂટથી ચિઢાઇને મે આજે બમણો અમલ ચઢાવ્યો છે જેવા વિધિના લેખ! આ અખિલ બ્રહ્માંડની અનાદિ ક્રિયાપરંપરાઓમાંની એક એ ક્રિયા પણ નિર્માણ થઇ ચૂકેલી હશે કે વીસમી સદીમાં કમલાકાન્ત ચક્રવર્તી અવતાર લઇને આજે રાત્રે નસીરામ બાબુના દિવાન-ખાનામાં બેસીને સારી પેઠે અમલ ચઢાવશે, તો પછી મારી શી તાકાત કે હું તેને ફેરવી શકું?

અમલના જોશમાં હું જોઇ શકયો કે, એક પતંગીઉં ફુઉઉ કરતું આવીને લેમ્પની ચારે બાજુ ભમવા લાગ્યું અફીણના ઘેનમાં ને ઘેનમાં મને વિચાર આવ્યો કે, શું હું પતંગીઆની ભાષા નહિ સમજી શકું? કેટલીક ક્ષણ કાન માંડીને સાંભળ્યું-કંઇ પણ સમજી શકયો નહિ. મનમાં ને મનમાં પતંગીઆને કહેવા લાગ્યો-"તું આ ફુઉઉ શું કરી રહ્યું છે, હું કંઇ પણ સમજી શકતો નથી." એટલામાં એકાએક અફીણના પ્રભાવથી મને દિવ્ય કાન પ્રાપ્ત થયા અને મેં સાંભળ્યું પતંગીઉં કહે છે કે-"હું પ્રકાશ સાથે વાત કરૂં છું, તું ચૂપ રહે" એટલે હું મૂંગો રહીને તેની વાત સાંભળવા લાગ્યો. પતંગીઉં કહેવા લાગ્યું.—

જુઓ પ્રકાશમહાશય, તમે તે વખતે સારા હતા. પિત્તળની દીવી ઉપર

+ પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનમાં યુટિલિટી-ઉપયોગવાદ એ પણ એક સ્વતંત્ર મત છે. તેના ઉત્પાદકો જોન સ્ટુઅર્ટ મીલ અને બેન્થામ કહેવાય છે તેમના મત પ્રમાણે વધારેમાં વધારે માણસોનું વધારેમાં વધારે હિત થાય એજ ઇષ્ટ છે, અને ઉપયોગ-વાદનો એ મૂળ મંત્ર છે.

ભા૦ કo

માટીના કોડીઆમાં તમે શોભતા હતા, અને અમે સ્વચ્છંદે બળી મરી શકતા; પરંતુ હમણા તમે ફેશનના માર્બલ ગ્લોબની અંદર ભરાઇ બેઠા છો. અમે ચારે તરફ ફરિફરી મારી વળીએ છીએ છતાં અંદર આવવાનો માર્ગજ જડતો નથી, તો પછી બળી મરવાની તો વાતજ ક્યા રહી ?

જુઓ, બળી મરવાનો અમારો 'રાઇટ' છે—અમારો પરાપૂર્વનો હક્ક છે. અમારી પતંગજાતિ પરાપૂર્વથી પ્રકાશમા બળી મરતીજ આવી છે—કદિ કોઇ પણ પ્રકાશે અમારો અટકાવ કર્યોજ નથી તેલના પ્રકાશે, મીણબત્તીના પ્રકાશે, લાકડાના પ્રકાશે કે બીજા કોઇએ પણ અમને અટકાવ્યા નથી તો પછી હે પ્રભુ ! તમે શા માટે કાચના કોટમા ભરાઈ બેસીને અમને બળી મરવામાં અંતરાય નાખો છો ?

અમે ગરીબ પતંગ !—અમારા ઉપર સહગમન—નિષેધનો કાયદો શામાટે લાગુ પાડો છો ? અમે શુ હિન્દુ સ્ત્રીઓ છીએ કે ન બળી મરી શકીએ ?

જુઓ, હિન્દુની સ્ત્રીઓ અને અમારામા ઘણોજ તફાવત છે. સ્ત્રીઓ જ્યા સુધી સૌભાગ્ય ટકી રહે છે ત્યાસુધી બળી મરવા ચાહતી નથી. પહેલાં વિધવા થાય, તે પછીજ સતી થાય. કેવળ અમેજ હરકોઇ સમયે આત્મવિસર્જન કરવા તત્પર હોઇએ છીએ, તો પછી અમારી સાથે સ્ત્રીજાતિની તુલના કેવી ?

અમારી પેઠે સ્ત્રીજાતિ પણ રૂપની જ્યોતિ પ્રજ્વલિત જોતાં તેમા ઝંપલાવી પડે છે ખરી, ફળ પણ એકજ આવે છે—અમે બળી મરીએ છીએ, તેઓ પણ બળી મરે છે, પરંતુ ધ્યાનમા રાખવુ જોઇએ કે તે દહનમાજ તેમનુ સુખ છે—અમારે શુ સુખ ? અમે કેવળ બળવાને ખાતરજ બળીએ છીએ, મરવાને ખાતરજ મરીએ છીએ સ્ત્રીજાતિથી એ બની શકશે ? તો પછી અમારી સાથે તેની તુલના શામાટે ?

સાભળો જો જવલન્ત રૂપમાં શરીર ન હોમ્યુ તો પછી એનો ઉપયોગ શો ? બીજા લોકો શુ ધારે છે તે તો હુ કહી શકુ નહિ, પરંતુ અમે પતંગ જાત તો શરીરનો એ સિવાય બીજો શો ઉપયોગ હશે તે સમજી શકતા નથી. એને ધારણ કરીને શુ કરવુ ?—

અમે અહર્નિશ પુષ્પમધુ ચૂમીએ છીએ, અહર્નિશ વિશ્વને પ્રફુલ્લ કરનાર કિરણોમા વિચરીએ છીએ.

પરંતુ તેમા શુ સુખ ? ફૂલમાં એક સુગંધજ છે, મધમા એક મિષ્ટતાજ છે, અને સૂર્યમાં કેવળ એક પ્રકારનુ તેજજ છે. આવા અસાર, પુરાણા, વૈવિધ્ય—શૂન્ય જગતમા તે રહેવાતુ હશે ? કાચમાથી બહાર આવો, તમારી જવલન્ત રૂપ-જ્યોતિમા અમે કાયાને હોમી દઇએ

જુઓ, અમારી ભિક્ષા ઘણી નજીવી છે—અમારા પ્રાણ તમને અર્પણ કરી જઇશુ, સ્વીકારશોને ? અમે આપીશુ ખરાં પણ લઇશુ નહિ, તો પછી આપને હાનિ શી ? તમે રૂપમાં બાળવાને જન્મ્યા છો, અમે પતંગ જાતિએ બળવાને

જન્મ લીધો છે, આવો, જેનું જે કામ તે કરતા જઇએ તમે હસતા રહો, હું બળીશ.

તમે સકળ સંસારને બાળવાને શક્તિમાન છો—તમને અટકાવી રાકે એવું જગતમાં કંઇ પણ નથી તમે કાચની અંદર શામાટે છુપાઈ બેઠા છો ? તમેજ આખા જગતની ગતિના કારણરૂપ છો—તો પછી કોના ભયથી કાચના કિલ્લામાં છુપાઇ બેઠા છો ? ક્યા નીચ માણસે એ કિલ્લો નિર્માણ કર્યો ? ક્યા નીચ માણસે આપને એ દુર્ગમા પૂર્યા છે ? તમે વિશ્વવ્યાપી છો, કાચનો કિલ્લો તોડીને મને દર્શન ન દઇ શકો ?

તમે કોણ છો, તેની મને ખબર નથી—ખબર નથી છતાં કેવળ એટલું જાણું છું કે તમે મારી વાસનાના વિષય, જાગ્રતમાં ધ્યાન, નિદ્રામાં સ્વપ્ન, જીવનની આશા અને મરણસમયના આશ્રયરૂપ છો તમને કદી જાણી શકીશ નહિ—જાણવાની ઇચ્છા પણ નથી—જે દિવસે જાણીશ તેજ દિવસે મારૂં સુખ ઉડી જશે.

કામ્ય વસ્તુનું સ્વરૂપ જાણી લીધા પછી કોનું સુખ ટકે છે ?

તમને શું ન મેળવી શકીશ ? કેટલા દિવસ તમે કાચની અંદર રહેશો ? શું કાચને હું તોડી શકીશ નહિ ? ઠીક રહો હું તમને છોડીશ નહિ—બીજી વાર આવું છું—ઙુઉઉ .. " પતંગીઉ ઉડી ગયું

× × × × ×

નસીરામ બાબુએ હાક મારીઃ—"કમલાકાન્ત." હું ચોંકી ઉઠ્યો ! આંખ ઉઘાડીને જોયું—માલુમ પડ્યું કે મોટા મોટા ઝોકા ખાઇ રહ્યો હતો. આંખ ફાડીને જોયું પણ નસીરામને ઓળખી શક્યો નહિ—એમ લાગ્યું કે એક મોટું પતંગીઉં તકીઆને અઢેલીને હુક્કો ગગડાવે છે. તે મારી સાથે વાતે વળ્યું, અને તેની ભાષામાં શું કહે છે તે મને સમજાવા લાગ્યું. તે દિવસથી મને પ્રતીતિ થવા લાગી કે મનુષ્યમાત્ર પતંગીઆ છે દરેકને એક એક અગ્નિ પ્રિય હોય છે, અને બધાજ તેમાં પડીને મરવા ચાહે છે. બધાજ એમ માને છે કે તે અગ્નિમાં પડીને બળી મરવાનો તેમને અધિકાર છે—કોઈ મરે છે, અને કોઇ કાચ સાથે અથડાઇને પાછું ફરે છે જ્ઞાનનો અગ્નિ, ધનનો અગ્નિ, માનનો અગ્નિ, રૂપનો અગ્નિ, ધર્મનો અગ્નિ, ઈંદ્રિયનો અગ્નિ, કેટલું ગણાવીએ ? આખો સંસારજ અગ્નિમય છે. વળી સંસાર પણ કાચથી ઘેરાયલો છે જેઓ પ્રકાશ જોઇને મોહિત થાય છે—મોહ પામીને તેમા ઝંપલાવવા જાય છે—તેઓ તેને પામી શકતા નથી. એટલે ચક્કર મારીને ઙુઉઉ કરીને પાછા જાય છે, અને પાછા આવીને તેની આસપાસ ફરતા ફરે છે. કાચનો ઘેરો ન હોત તો સંસાર આજસુધીમા બળીને ખાખ થઈ ગયો હોત. જો સઘળાજ ધર્મવિદ્ ચૈતન્યદેવની પેઠે ધર્મનો સાક્ષાત્કાર કરી શક્યા હોત તો પછી કોણ બચી શકત ? અનેક માણસ જ્ઞાનાગ્નિના આવરણરૂપી કાચની સાથે અથડાઇને બચી જાય છે; પરંતુ સોક્રેટીસ અને ગેલિલિઓ તેમા બળી મુઆ. રૂપના અગ્નિમાં,

ધનના અગ્નિમા અને માનના અગ્નિમા તો નિત્ય પ્રતિ હજારો માણુસને બળી મરતા હુ નજરે જોઉ છુ એ અગ્નિદાહનુ જેમાં વર્ણુન હોય છે તેને કાવ્ય કહેવામા આવે છે મહાભારતકારે અભિમાનનો અગ્નિ પ્રકટાવીને દુર્યોધન–પતગને ભસ્મ કીધો, એથી જગતમાં એક અદ્વિતીય કાવ્યગ્રથ રચાયો જ્ઞાનાગ્નિથી પ્રકટેલા દાહનુ ગીત "પેરેડાઇઝ લોસ્ટ,"[1] અને ધર્માગ્નિનો અદ્વિતીય કવિ સેન્ટ પોલ[2] ગણુાય છે વિલાસાગ્નિના પતગ "એન્ટની અને કિલયોપેટ્રા,*" રૂપાગ્નિનાં "રોમિયો અને જુલિયટ,*" અને ઇર્ષ્યાગ્નિનુ પતગ "ઓથેલો,+" ઈદ્રિયાગ્નિમા "ગીતગોવિદ" અને "વિદ્યાસુદર' જલે છે, અને સ્નેહાગ્નિમા સીતા પતગને બાળવાને માટે રામાયણુની રચના થઇ

અગ્નિ શુ છે તેની મને ખબર નથી રૂપ, તેજ, તાપ, ક્રિયા, ગતિ એ સઘળા શબ્દોનો કશો અર્થ નથી

આ સ્થળે દર્શનશાસ્ત્ર પરાજય પામે છે, વિજ્ઞાનના હાથ હેઠા પડે છે, ધર્મગ્રથો હારી જાય છે અને કાવ્યશાસ્ત્ર "નેતિ નેતિ" પોકારે છે ઇશ્વર શુ છે, ધર્મ શુ છે, જ્ઞાન શુ છે, સ્નેહ શુ છે ? એ શુ છે તેની કઇજ ખબર નથી, તો પણુ તે અલૌકિક, અજ્ઞાત પદાર્થોની આસપાસ હુ ભટકયા કરૂ છુ હુ પતગ નહિ તો કોણુ ?

જુઓ ભાઇ પતગીઆ લોકો ! ચક્કર મારતા ફરવામાં કઇ લાભ નથી બની શકે તો આગમા ઝપલાવી બળી મરો ન બને તો ચાલો, ફુઉઉઉ કરીને ઉડી જઇએ.

શ્રીયુત કમલાકાન્ત ચક્રવર્તી

---

૧ ઈગ્લાંડમાં સત્તરમા સૈકામાં થઇ ગયેલા મિલ્ટન નામના મહાન કવિનો એક ગ્રથ. ૨ ક્રાઇસ્ટની પછી થયેલો ખ્રિસ્તિ ધર્મનો મહાન ધર્મપ્રવર્તક એણે યુરોપના પૂર્વ ભાગના ઘણા ખરા દેશોમાં ખ્રિસ્તિ ધર્મ ફેલાવ્યો અને પોતાના પ્રાણુનુ બલિદાન પણ આપ્યુ હતુ + ઇગ્લાંડના કવિકુલ શિરોમણિ શેક્સપિયરનાં નાટકો અને તેમાંના પાત્રો

# मारुं चित्त

મારૂ ચિત્ત ક્યા ગયુ ? કોણ લઇ ગયુ ? જ્યા તે હતુ, ત્યા તો નથી મે જ્યાં રાખ્યુ હતું તે સ્થળે તે નથી કોણે ચોરી કરી ? મત્યલોક ઢુઢી વળ્યો પણ મારા ચિત્તનો ચોર કોઇ પણ સ્થળે મળી શક્યો નહિ, તો પછી ચોરી કોણે કરી ?

મારા એક મિત્રે કહ્યુ " જો, રસોડામા જઇને તપાસ કર. તે ઠેકાણે તારૂં મન પડેલુ હોય એવો સભવ છે " હુ માનુ છુ કે, રસોડામા મારૂ મન પડેલુ હોય જ્યા બીરજ, માલપુવા, ભજીયા વગેરેની સુગધ (!) ફેલાઇ રહી હોય, જ્યાં મસાલેદાર કાચલી તડાતડ અવાજ કરતી તેલમા તળાઇ રહી હોય ત્યાં મારૂ મન પડી રહે છે જે સ્થળે તાજી તાજી મેવાધારી કડાઇરૂપી ગગામા ઘૃતના અભિષેક સાથે સ્નાન કરીને માટી, કાસુ, કાચ કે ચાંદીના સિહાસનપર વિરાજમાન હોય છે ત્યાજ મારૂ મન પ્રણત થઈને પડી રહે છે, ભક્તિરસમા તલ્લીન થઇને તે તીર્થ સ્થાન કદી પણ છોડવા ચાહતુ નથી જ્યા રમેયારૂપી વિષ્ણુ, પૂરીરૂપી સુદર્શન ચક્ર છોડે છે ત્યાજ મારૂ મન પરમ વૈષ્ણવ બનીને ઉભુ રહે છે, અથવા જે આકાશમા પૂરીરૂપી ચદ્રનો ઉદય થાય છે તેજ સ્થળે મારૂ મન રાહુરૂપે જઈને તેનો ગ્રાસ કરવાને ચાહે છે બીજા લોકો તો ચાહે તેને કહેતા હોય, પરન્તુ હુ તો પૂરીનેજ 'અખંડ-મંડલાકાર' કહુ છુ જે સ્થળે પેંડારૂપી શાલિગ્રામ બિરાજે છે તેજ સ્થળે મારૂ મન પૂજારી બનીને રહે છે નસીરામના ઘરવાળી રાયમણિ દેખાવમાં બેડોળ અને ઉમરે સાઠેક વર્ષની હોવા છતાં રસોઇ બનાવે છે અચ્છી, અને પીરસવામા પણ મોકળા હાથની છે, એટલે મારૂ મન તેની સાથે વાતચિત કરવાનો પ્રસગ ખોળવા લાગ્યુ, પરન્તુ વાંધો કેવળ એટલોજ નડ્યો કે, રાયમણિ પરલોકગમન કરી ગઇ અને મનની મનમાજ રહી ગઇ

એક વખત મિત્રના કહેવાથી મે રસોડામા ચિત્તની ખોળ કરી, પરન્તુ ત્યા તેનો પત્તો લાગ્યો નહિ બીરજ, ભજીયા ઇત્યાદિ અધિષ્ઠાતા દેવોને પૂછવાથી માલુમ પડ્યુ કે, તેમાના કોઇએ પણ મારૂ ચિત્ત ચોર્યું ન હતુ

મિત્રે ફરીથી કહ્યુ—જરા પ્રસન્ન ગોવાલણ પાસે તપાસ માટે જઇ આવોને ! પ્રસન્ન સાથે મારે થોડો ઘણો પ્રેમ છે ખરો, પરન્તુ તે પ્રણય કેવળ ગોરસાત્મક છે—શૃગારરસાત્મક નહિ. પ્રસન્ન દેખાવામા હૃષ્ટપુષ્ટ, ગોળમટોળ, વયે ચાળીશથી પણ ઓછી, દાંતે મસી ઘસનારી અને હસમુખી છે તેના કપાળપરનુ એક નાનુ સરખું છુદણુ ચદ્રમાં કલક પેઠે શોભી રહ્યુ છે તે રસભર્યું હાસ્ય વરસાવતી વરસાવતી રસ્તે ચાલી જતી અને હુ તે ઝીલી લેતો, આથી કેટલાક નઠારા લોક મારી નિદા કરતા. જેમ પૂજારી મહારાજના પાપે બાગમા ફૂલ ખીલવા પામતા નથી, તેમ

નિન્દાખોરોના દુખે પ્રસન્ન પાસે મારૂ મુખકમળ ઉઘડવા પામતુ નહિ, નહિ તો ગોરસ અને કાવ્યરસનો પરસ્પર વિલક્ષણ વિનિમય થાત આથી મારે પોતાને માટે મને દુખ હો યા ન હો પરન્તુ પ્રસન્નને માટે મારૂ મન ખાસ કરીને ખિન્ન છે, કારણ કે પ્રસન્ન સતી સાધ્વી પતિવ્રતા છે આ વાત પણ મારાથી મો ફાડીને કહી શકાતી નથી મે એક વખત એ વાત કહી હતી ત્યારે મહોલ્લાના એક ભ્રષ્ટ બુદ્ધિના છોકરાએ તેનો વિપરીત અર્થ કર્યો હતો તે બોલ્યો કે, પ્રસન્ન 'છે' એટલા માટે તે 'સત્' અથવા 'સતી' કહેવાય ખરી તે સાધુ ગોવાળની સ્ત્રી છે એટલા માટે 'સાધ્વી' અને વિધવાવસ્થામા પણ તે પતિરહિત નથી એટલા માટે પૂરેપૂરી 'પતિવ્રતા' છે કહેવાની જરૂર નથી કે, જે અસભ્ય છોકરાએ આવો ખરાબ અર્થ કર્યો હતો તેને શિક્ષાને માટે કપોલપ્રદેશ ઉપર મે બે ચાર તમાચા ખેચી કાઢયા હતા, પરન્તુ તેથી પણ મારૂ કલક દૂર થયુ નહિ

જ્યારે લખવા બેઠો છુ ત્યારે સ્પષ્ટ વાત બતાવવીજ ઉચિત છે કે હુ પ્રસન્નનો કઈક પ્રણયી છુ ખરો, અને તેના અનેક કારણો છે પ્રથમ તો પ્રસન્ન જે દૂધ આપે છે તે ભેળવગરનુ અને ભાવમા સસ્તુ હોય છે. બીજુ તે કદી કદી દૂધ, દહીં, માખણ વગેરે મને વિના મૂલ્યે પણ આપી જાય છે ત્રીજુ, એક દિવસ તેણે મને કહ્યુ હતુ કે, " બાબુજી ! તમારા દફતરમા આ કાગળો શેના છે ? " મે પૂછ્યુ, " તુ સાભળીશ ' ' તે બોલી, " સાભળીશ "

મે તેને કેટલાક લેખો વાચી સભળાવ્યા--તેણે તે બેસીને એકચિત્તે સાભળ્યા ભલા આવા ગુણોથી કયો લેખક વશીભૂત ન થઇ જાય ? પ્રસન્નના ગુણની વધારે શી તારીફ કરૂ ' તે મારા આગ્રહથી અફીણ લેતા પણ શીખી ગઇ છે

આ બધા કારણોથી મારૂ મન કદી કદી પ્રસન્નના ઘરના પાછલા બારણા તરફ ઘૂમ્યા કરતુ, એ હુ કબૂલ કરૂ છુ, પરન્તુ કેવળ તેના પાછલા બારણા આગળજ નહિ પણ તેની કોઢમાં પણ હુ ડોકીઉ કરી આવતો પ્રસન્ન તરફ મારી જેવી પ્રીતિ છે તેવીજ તેજમગલા નામની ગાય ઉપર પણ છે એક દૂધ, દહી અને માખણની ખાણ છે અને બીજી તેનુ દાન કરનારી છે ગગા વિષ્ણુના ચરણમાથી ઉત્પન્ન થઇ છે ખરી, પરન્તુ તેને લાવનાર ભગીરથ હતો. મગલા મારે મન વિષ્ણુ પદ અને પ્રસન્ન ભગીરથ છે હુ બન્નેને સમાન ભાવથી ચાહુ છુ પ્રસન્ન અને તેની ગાય બન્નેજ સુદર, બન્નેજ સ્થૂલાગી (હષ્ટપુષ્ટ), લાવણ્યમયી અને ઘટસ્તની છે એક ગોરસ ઉત્પન્ન કરે છે અને બીજી હાસ્યરસ ઉત્પન્ન કરે છે હુ બન્નેનોજ વિના મૂલ્યે ખરીદાયલો દાસ છુ

પરન્તુ આજકાલ તપાસ કરતા જણાયુ કે મારૂ ચિત્ત પ્રસન્નના જાળીઆ આગળ અથવા તેની કોઢમા પણ નથી. તો પછી મારૂ મન ગયુ કયા ?

રોતો રોતો હુ બહાર રસ્તાપર નીકળ્યો જોયુ તો એક યુવતી પાણીનો ઘડો

બગલમાં રાખીને ચાલી જાય છે તેના મુખમંડલ ઉપર પવનથી ફરફર ઉડતા, વક્ર, ઘેરા કાળા રંગના કેશનો કલાપ, કાળાં ભ્રમર જેવાં ભ્રુયુગલ, અને તેવાજ કાળા રંગની ચંચળ આંખની કીકીઓ જોવામાં આવતાં મને લાગ્યું કે, કમળના વનમાં કેટલાક ભ્રમરો ઉડતા ફરે છે—એક સ્થળે બેસતા નથી, પણ ફર્યાજ કરે છે ચાલતી વખતે તેનું અંગ એવી રીતે ડોલાયમાન થતું કે, જાણે લાવણ્યની નદીમાં નાની નાની લહરીઓ ઉઠતી હોય અને તેનું ડગલે ડગલું જાણે પાસળીના હાડકાનો ચૂરે-ચૂરો કરી નાખતું હોય એમ લાગતું એને જોતાં મને લાગ્યું કે, નિ:સંદેહ એણેજ મારૂં મન ચોર્યું છે હું તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો તેણે પાછું ફરીને જોતાં કંઈક ક્રોધપૂર્વક મને પૂછ્યું, "અરે ! આ શું ? તમે મારી પાછળ શામાટે આવો છો ?"

મેં કહ્યું:—"તે મારૂં ચિત્ત ચોર્યું છે ?"

યુવતીએ ગાલિપ્રદાન કરતાં તીખા સ્વરથી કહ્યું:—"મેં તો ચોર્યું નથી, પણ તમારી બેને મને તેનો ભાવ ઠરાવવા આપ્યું હતું દર ઠેરવીને મેં તેને પાછું આપી દીધું છે, માટે ત્યાં તપાસ કરો "

હું તેજ વખતે પાઠ શીખ્યો, અને ચિત્તની શોધખોળ કરતાં ફરીથી રસિકતા ચલાવવાનું સાહસ કરી શક્યો નહિ, પરન્તુ મનમાં ને મનમાં સમજી લીધું કે, આ સંસારમાં મારૂં ચિત્ત કોઈપણ સ્થળે નથી મજાક છોડીને સત્ય વાત કહું છું કે, કોઇ પણ ચીજમાં મારૂં મન હવે નથી શારીરિક સુખ અને સ્વચ્છન્દતામાં મારૂં મન નથી જે હાસ્યવિનોદ મને પ્રિય હતો, તે હાસ્યવિનોદમાં પણ મારૂં મન નથી મારી કેટલીક ફાટીતૂટી ચોપડીઓ હતી, જેમાં મારૂં મન પહેલાં રહેતું હતું, તેમાં પણ હમણાં તે નથી ધનસંગ્રહમાં તો મારૂં મન કદી પણ હતુંજ નહિ, અને હમણાં પણ નથી કોઈ પણ ચીજમાં મારૂં મન નથી, તો પછી તે ગયું ક્યાં ?

સમજ્યો, લઘુચેતસ (સાંકડા દિલના માણસો) ના મનને માટે બંધન અવશ્ય હોવું જોઇએ, નહિ તો તેનું ચિત્ત ઉડી જાય છે મેં કદી પણ મારા ચિત્તને કોઇ પણ ચીજ સાથે બાંધ્યું નથી એટલા માટેજ કોઈ પણ સ્થળે મારૂં ચિત્ત નથી. આ સંસારમાં આપણે શામાટે આવીએ છીએ, તે હું બરાબર રીતે તો કહી શકતો નથી; પરન્તુ માલૂમ પડે છે કે, કેવળ મનને બંધનમાં નાખવાને માટેજ આવીએ છીએ.

હું હમેશાં પોતાનોજ રહ્યો—અન્યનો ન થયો, એટલાજ કારણથી આ પૃથ્વીપર મને સુખ નથી જેઓ સ્વભાવથીજ કેવળ આત્મપ્રિય હોય છે, તેઓ પણ લગ્નબંધનથી જોડાઇને સંસારી થઈને ઓસતાન આગળ આત્મસમર્પણ કરે છે, અને તેટલા કારણથી તેઓ સુખી હોય છે, નહિ તો તેમને સુખનો છાંટો પણ મળી શકત નહિ. મને ઘણી તપાસને પરિણામે જણાયું છે કે અન્યને માટે આત્માર્પણ કીધા સિવાય પૃથ્વી ઉપર શાશ્વત સુખનું કંઇ પણ સાધન નથી ધન, યશ, ઇન્દ્રિયજન્ય સુખ એ સુખ છે ખરાં, પરંતુ તેઓ સ્થાયી નથી. એ સઘળાં પહેલીવાર જેટલાં

સુખદાયક લાગે છે તેટલા બીજીવાર જણાતા નથી અને ત્રીજી વખત તેના કરતાં પણ અલ્પ સુખદાયક થઇ જાય છે આમ ક્રમે ક્રમે તે રોજના થઇ જતાં તેમાં જરા પણ સુખ લાગતું નથી સુખ નથી મળતું એટલુંજ નહિ પરંતુ અસુખનાં બે કારણો જન્મ પામે છે પ્રથમ એ કે જેનો મહાવરો પડી ગયો હોય તેના અસ્તિત્વમાં સુખ લાગતું નથી, પરંતુ અભાવ થતાં મહા દુ:ખ થાય છે, અને બીજું કદી પણ તૃપ્તિ નહિ થઇ શકે એવી લાલસાની વૃદ્ધિથી દુ:ખનો પાર રહેતો નથી, એટલા માટે પૃથ્વી-પર જે સઘળી વસ્તુઓ કામ્ય વસ્તુઓતરીકે લાંબા કાળથી મનાતી આવી છે, તે સઘળીજ અતૃપ્તિ કરાવનારી અને દુ:ખના મૂળરૂપ છે. સઘળેજ ઠેકાણે યશની પાછળ નિન્દા, ઇન્દ્રિયસુખની પાછળ રોગ તથા ધનની પાછળ ક્ષય અને મનસ્તાપ રહેલાં છે સુંદર શરીર જરાગ્રસ્ત અને રોગિષ્ઠ થાય છે સારૂં નામ પણ મિથ્યા કલંકથી દૂષિત થાય છે ધનનો ઉપભોગ પત્નીનો જાર પણ કરે છે માનપ્રતિષ્ઠા મેઘમાલાની પેઠે શરદઋતુ પછી ટકતા નથી વિદ્યા તૃપ્તિ આપનારી નથી તે કેવળ અંધકારમાંથી ગાઢતર અંધકારમાંજ લઇ જાય છે તે તત્ત્વજ્ઞાનવિષયક જિજ્ઞાસાને કદી પણ તૃપ્ત કરતી નથી અલબત્ત પોતાના હેતુની સિદ્ધિમાં વિદ્યા કદી પણ અસમર્થ થતી નથી હું દ્રવ્યોપાર્જન કરીને સુખી થયો છું અથવા યશસ્વી થઇને સુખ પામ્યો છું, એમ કહેતાં કદિ પણ કોઇને સાંભળ્યો છે ? જેઓના વાંચવામાં આ થોડી લીટીઓ આવે તેમણે પણ ખૂબ યાદ કરી જોવું કે એવું કદી પણ તેઓના સાંભળવામાં આવ્યું છે ? હું સોગનપૂર્વક કહી શકું છું કે કોઇએ પણ એવી વાત કદીએ સાંભળી ન હોય ધનમાનાદિની નિ:સારતાનું આના કરતા વધારે સબળ પ્રમાણ બીજું કયું મેળવી શકાય ?

નવાઇની વાત તો એ છે કે, આવા સબળ પ્રમાણ હોવા છતાં મનુષ્યમાત્ર તેમને માટે જીવતોડ મહેનત કરે છે, એ પરિણામ કેવળ હાલની સંગીન (!) કેળ-વણીનુંજ છે માતાના ધાવણમાંથી બાળકના મગજમાં એવો ખ્યાલ પેસી જાય છે કે, જે કંઇ પ્રાપ્તવ્ય છે તે ધન અને માનજ છે બાળક નાનપણથીજ રાતદિવસ જોતું આવે છે કે, માબાપ, ભાઇબેન, ગુરુ, નોકર ચાકર, આડોશીપાડોશી, શત્રુ મિત્ર સઘળાજ જીવતોડ પરિશ્રમ કરીને હાય પૈસો ! હાય કીર્તિ ! હાય માન ! હાય મરતબો ! કરતા ફરે છે, એટલે બાળક બોલતા શીખે તે પહેલાંજ એ રસ્તે ચાલતા શીખી જાય છે કોણ જાણે ક્યારે મનુષ્યો નિત્ય સુખ પ્રાપ્ત કરવાનો ઉપાય શોધતા થશે ? જેટલા જેટલા વિદ્વાન, બુદ્ધિવાન, દાર્શનિક અને સંસારતત્ત્વજ્ઞ હોવાનું અભિમાન ધરાવે છે તેઓ સઘળા મળીને વિચારી જુએ કે, અન્યને સુખી કરવા સિવાય મનુષ્યને માટે બીજું સુખનું મૂળ છે ખરૂં ?—નથી હું મુઆ પછી બળીને ભસ્મ થઇ જઇશ, મારૂં નામ સુદ્ધાં ભૂંસાઇ જશે; પરંતુ હું મુક્તકંઠે કહું છું કે, એક દિવસ મનુષ્યમાત્ર મારૂં આ કથન સમજશે કે મનુષ્યના નિત્યસુખનું આ સિવાય બીજું સાધન નથી. આજકાલ લોકો જે પ્રમાણે ધન,

માન, વિલાસ ઇત્યાદિની પાછળ ગાડા થઇને દોડે છે, તેજ પ્રમાણે મનુષ્ય જાતિ એક દિવસ પારકાંને સુખી કરવા માટે ઉન્મત્ત થઇને ધસશે હુ મુઆ પછી ભસ્મ થઇ જઇશ પરંતુ મારી આ આશા એક દિન ફળશે ફળશે ખરી, પણ કેટલે દિવસે હાય ! કોણ કહી શકશે કે એટલા દિવસોમા ?

વાત ઘણી પુરાણી છે અઢી હજાર વર્ષ પૂર્વે શાકયસિંહ (ગૌતમબુદ્ધ) એ વાત અનેક રીતે જણાવી ગયા છે તેમના પછી હજારો લોકોપદેશકોએ હજારો વાર એજ બોધ આપ્યો છે, પરંતુ લોકો કશાથી પણ સમજતાં નથી–કશાથી પણ માનપ્રતિષ્ઠા ઇત્યાદિની ઇંદ્રજાળ કાપી નાખી શકતા નથી, અને હવે જ્યારથી આપણો દેશ અંગ્રેજી મુલક થયો છે ત્યારથી તો આ સબંધમા ઘણોજ ગોટાળો વધી ગયો છે. અંગ્રેજી શાસન, અંગ્રેજી સભ્યતા અને અંગ્રેજી કેળવણીની સાથે સાથે "મટિરિયલ પ્રોસ્પેરિટી" (જડ સંપત્તિ) ઉપર મોહ થવા માડીને દેશ પાયમાલ થવા બેઠો છે અંગ્રેજ પ્રજા જડ સંપત્તિની પરમભક્ત છે–અંગ્રેજોની સભ્યતાનું એજ પ્રધાન ચિન્હ છે તેઓ અહી પધારીને આ દેશની જડ સંપત્તિ [ સાધનો તરફજ મડયા છે–આપણે પણ તેનેજ શ્રેષ્ઠ સમજીને બીજુ સઘળુજ ભૂલી ગયા છીએ

ભારતવર્ષની અન્ય સઘળી દેવમૂર્તિઓ સ્થાનભ્રષ્ટ થઇ ગઈ છે, સિન્ધુથી માડીને બ્રહ્મપુત્રા સુધી કેવળ જડ સંપત્તિનો પૂજાનો આરંભ થઇ ચૂકયો છે જુઓ કેટલો વેપાર વધતો જાય છે–જુઓ હિન્દ ભૂમિ રેલ્વેની જાળથી કેવી જકડાઈ ગઇ છે, જુઓ છોને ટેલીગ્રાફ કેવી ચીજ છે ! જોઉં છુ ખરો, પરંતુ કમલાકાન્તનો પ્રશ્ન એ છે કે તમારાં રેલ્વે અને ટેલીગ્રાફથી મારા ચિત્તની પ્રસન્નતા વધી શકશે ? મારૂ ખોવાઇ ગયલુ ચિત્ત શુ એ વસ્તુઓ લાવી શકશે ? કોઇની પણ હૃદય જ્વાળા શાંત કરી શકશે ? આ જે કૃપણો ધનની તૃષ્ણાથી મરી જાય છે તેમની તૃષ્ણા નિવારી શકશે ? અપમાન પામેલાનુ અપમાન ધોઇ શકશે ? ના કદી નહિ. ત્યારે તમારા રેલ્વે અને ટેલીગ્રાફ વગેરેને ઉપાડીને સમુદ્રમાં ફેંકી દો–કમલાકાન્ત શર્મા તેથી કંઇ પણ નુકસાન સમજશે નહિ.

શુ અંગ્રેજી કે શુ દેશી જે વર્તમાનપત્ર, માસિકપત્ર, રિપય, ડિબેટ અને લેકચર વાંચીએ છીએ કે સાંભળીએ છીએ તેમાં એજ જડ સંપત્તિ સિવાય અન્ય કોઇ પણ વિષયસબંધે કશુ પણ જોવામા આવતુ નથી હર હર ! બોમ્ બોમ્ ! જડ સંપત્તિની પૂજા કરો હર હર ! બોમ્ બોમ્ ! ઢગલા ઉપર ઢગલા જેટલો પૈસો એજ ભક્તિ, એજ મુક્તિ, એજ શીલ એજ પરમ ગતિ, એજ ધર્મ, એજ અર્થ, એજ કામ, અને એજ મોક્ષ છે એવે રસ્તે જશો નહિ કે જેથી દેશનુ દ્રવ્ય ઓછુ થાય. એવે માર્ગે ચાલો કે જેથી દેશનો પૈસો વધે ! બોમ્ બોમ્ ! હર હર ! પૈસા વધારો પૈસા વધારો ! રેલ્વે ટેલીગ્રાફ એ પૈસાની માતા છે. તેના મંદિરમાં જઇને શિર ઝુકાવો. એવુ કરો કે જેથી પૈસા વધે. શૂન્ય આકાશમાથી પણ પૈસા વરસ્યા કરે !

રૂપિયાના ઝણઝણાટથી ભારતવર્ષ ભરપૂર થઈ જાય ! અને મન ? મન વળી બીજી શી વસ્તુ છે ? રૂપિયા સિવાય મન બીજુ શુ છે ? રૂપીઆ એજ મન છે રૂપીઆ સિવાય બીજુ મન અમારી પાસે નથી ટકશાળમા અમારૂ મન ગાળી દેવાયું છે રૂપીઆ એજ જડ સપત્તિ છે ! હર હર ! ઓમ્ ઓમ્ ! જડ સપત્તિની પૂજા કરો. એ પૂજાના પુરોહિત ×તામ્ર શ્મશ્રૂધારી અગ્રેજ નામના ઋષિઓ છે —એડમસ્મિથ પુરાણ અને મીલ—તત્રમાંથી એ પૂજાના મંત્રો ભણવામા આવે છે એ પૂજાના ઉત્સવપ્રસગે સઘળા અગ્રેજી વર્તમાનપત્રો ઢોલ બજાવે છે અને દેશી પત્રો કાંસાં કૂટે છે એમા કેળવણી અને ઉત્સાહ નૈવેદ્યરૂપે અને હૃદયને બલિદાનતરીકે ધરવામાં આવે છે એ પૂજાનુ ફળ આ લોકમાં અને પરલોકમા અનત નરકભોગ ! તો આવો, સઘળા મળીને જડ સપત્તિની પૂજા કરીએ આવો, યશોગગાના જળમા શુદ્ધ કરીને છેતરપિંડીના બિલીપત્રપર મીઠી મીઠી વાતોરૂપી ચદન ચોપડીને એ મહાદેવની પૂજા કરીએ. બોલો હર હર, ઓમ્ ઓમ્ ! જડ સપત્તિની પૂજા કરીએ બજાવો ભાઇ ઢોલ, નગારાં, તુરી, ઝાંઝ, ઢમ ઢમ, ટમ ટમ, ઝમ ઝમ, પેપૂ પેપૂ ! પધારો પુરોહિતજી ! મત્ર ભણો અમારૂં આ ઘણુ જૂનુ ઘી લઇને સ્વાહા મત્ર ભણીને અગ્નિમાં આહુતિ આપો કયા ગયા ભાઇ યુટિલિટેરીઅન કુમાર ? બકરાને ખુટા ઉપર રાખ્યો છે, એક વાર બાબા પચાનન્દનુ* નામ લઇને હાથ ચલાવો ! હર હર, ઓમ્ ઓમ્ ! કમલાકાન્ત ખડા છે, મુડી આપી દો ! તમે મજેથી પૂજા કરો, પૂજા કરો, કઇ પણ નુકશાન નથી, પરન્તુ મને કેટલીક વાત સમજાવતા જાઓ તમારી જડ સપત્તિથી કેટલા નઠારા માણસો સારા થયા છે ? કેટલાક અસભ્ય માણસો શિષ્ટ થયા છે ? કેટલા અધર્મી માણસો ધાર્મિક થયાં છે ? કેટલા અપવિત્ર માણસો પવિત્ર થયા છે ? એક જણ પણ નહિ જો ન થયા હોય તો તમારી એ તૃણ જેવી વસ્તુ મારે જોઇતી નથી હુ હુકમ ફરમાવુ છુ કે એ ભસ્મ ભારતવર્ષમાથી ફેંકી દો

તમારી વાત હુ સમજુ છુ પેટ નામનો એક મોટો ખરો છે તેને દરરોજ ભરવો જોઇએ, નહિ તો કામ ચાલી શકે નહિ તમારૂ કહેવુ એવુ છે કે, "સઘળાનો એ ખરો જેથી કરીને સારી રીતે ભરાય તેવા પ્રયત્ન અમે આદરીએ છીએ" હુ કહુ છુ, કે એ વાત ઘણીજ ઉત્તમ છે ખરી, પરતુ તેને માટે આટલી ગડમથલનુ કામ નથી પેટ ભરવાની ધૂનમાં તમે એટલા તો તલ્લીન થઈ ગયા છો કે બીજી સઘળીજ વાત ભૂલી ગયા છો કદાચ ખાડાનો એકાદ ખૂણો ખાલી રહે તો બહેતર છે, પરતુ બીજી દિશા તરફ થોડુ ઘણુ પણ ધ્યાન રાખવુ જોઇએ પેટ ભરવાના કરતાં મનનું સુખ એક જૂદીજ ચીજ છે, તો શુ તેની ( માનસિક

× રાતી દાઢીવાળા. —એડમ સ્મિથ અને મિલ એ બને મોટા અર્થશાસ્ત્રીઓ હતા

* પચાનન નામ યોગ્ય નથી પચાનદજ યોગ્ય છે મદ્ય, માંસ, ગાડી, પોશાક અને વેસ્યા એ પાચ પ્રકારના આનદથી આ નવીન પચાનદ શબ્દ વ્યુત્પન્ન થયો છે.

સુખની ) વૃદ્ધિનો કોઇ પણ ઉપાય થઇ શકે એમ નથી ? તમે આટઆટલા યન્ત્રો બનાવો છો, તો શુ મનુષ્ય મનુષ્ય વચ્ચે પ્રેમની વૃદ્ધિ થાય એવી એકાદ કળ નહિ યોજી શકો ? જરા અક્કલ વાપરીને જુઓ, નહિ તો સઘળુ વિફળ થઇ જશે

હુ પણ લાંબા વખતથી કેવળ પેટજ ભરતો આવ્યો છુ—કદી પારકાને માટે વિચાર પણ કર્યો નથી એજ કારણથી હવે હુ સઘળુ હારી બેઠો છુ—સસારમા મને સુખ નથી, એટલે હવે મારે પૃથ્વીપર રહેવાનુ પ્રયોજન પણ જોતો નથી પારકાનો બોજો હુ શામાટે વહન કરૂ એમ વિચારીને હુ સસારી થયો નહિ. તેનુ ફળ એ આવ્યુ કે, કોઇ પણ સ્થળે મારૂ મન રચ્યુ નથી હુ સુખી નથી હોઉ પણ કેવી રીતે ? પારકાને માટે મે કંઇ પણ કર્યું નહિ તો પછી સુખપર મારો અધિકાર કયાથી ?

સુખપર મારો અધિકાર નથી, પરતુ એ ઉપરથી તમે એમ સમજી લેશો નહિ, કે તમે વિવાહ કર્યો છે એટલે સુખી સુખી બની ગયા છો જો કૌટુમ્બિક સ્નેહમાં તમારી આત્મપ્રિયતા લુપ્ત ન થઈ ગઈ હોય, જો વિવાહસસ્કારથી તમારૂં હૃદય ઉન્નત ન થયું હોય અને જો પોતાના પરિવારપરના પ્રેમથી તમે આખી મનુષ્યજાતિ ઉપર પ્રેમ રાખતા ન શિખ્યા હો, તો તમે જે વિવાહ કર્યો છે તે મિથ્યા છે તમે નકામો બોજો વહી મર્યા છો, ઈન્દ્રિય-તૃપ્તિ અથવા પુત્રનું મોં જોવુ એટલાજ માટે વિવાહ નથી જો લગ્નસં-બંધથી મનુષ્યનું ચારિત્ર્ય ઉન્નત ન થયું તો લગ્નનું પ્રયોજન નથી. ઈંદ્રિયાદિ અભ્યાસથી વશ થઇ શકે છે અભ્યાસથીજ ઇદ્રિયમાત્ર તદ્દન શાંત બનાવી શકાય છે. ઈંદ્રિયને વશ કર્યાથી જો કદાપિ મનુષ્યજાતિ પૃથ્વીપરથી લુપ્ત થઇ જાય તોપણ બહેતર છે, પરતુ જે વિવાહથી પ્રીતિનુ શિક્ષણ નથી મળતુ તેવા વિવાહનુ કઈ પણ પ્રયોજન નથી

હમણાં કમલાકાન્ત હાથ જોડીને સઘળા આગળ નિવેદન કરે છે કે, તમારા-માંનો કોઇ કમલાકાન્તને એકાદ સ્ત્રી સાથે પરણાવી શકે એમ છે ?



## बेसतुं वर्ष

શ્યામબાબુ:— ગુડમોર્નિંગ મિ રામબાબુ-હાઉ ડુ યુ ડુ ?'
રામબાબુ —' ગુડમોર્નિગ મિ શ્યામબાબુ-હાઉ ડુ યુ ડુ ?'

( બન્નેનુ પ્રગાઢ કરમર્દન )

રામબાબુ:—તમને નવીન વર્ષ મુબારક હો અને એવાં બીજા ઘણાં વર્ષ ભોગવો એમ ઇચ્છુ છુ

શ્યામબાબુ:—આપને માટે પણ તેમજ હો.

( શ્યામબાબુની આવી વાતચીત માટે અન્ય મિત્રોને ત્યાં જવુ, અને રામબાબુનો અંતઃપુરમા પ્રવેશ )

રામબાબુની સ્ત્રી —એ કોણુ આવ્યુ હતુ ?

રામબાબુ —એ તો પેલા ધરવાળા શ્યામબાબુ

સ્ત્રી:—તે તમારે ખેચતાણુ શામાટે થતી હતી ?

રામબાબુ —શુ બકે છે ? ખેચતાણુ વળી ક્યારે થઇ ?

સ્ત્રી:—વાહ ! તમે તેનો હાથ પકડીને ઝટકી નાખ્યો અને તેણે તમારો હાથ પકડીને તેમ કરીને બદલો લીધો તમને વાગ્યુ તો નથી ?

રામ —એ ખેચતાણુ ? કેવુ પાપ ! એ તો કહેવાય શેકીગ હેન્ડઝ એ તો આદરનુ ચિન્હ છે

સ્ત્રી —ખરેખર ! સારે નશીબે હુ તમારા આદરનુ પાત્ર ન બની, પણ અરે ! તમને વાગ્યુ તો નથી ?

રામ.—જરા નખ વાગી ગયો છે, પણ એ તે કઇ ગણુતરીમાં લેવાય ?

સ્ત્રી.—આહ ! જોઇએ છોલાઈ ગયા છો ભોંયપડયો, સવારના પહોરમા મુઓ મારે ઘેર હાથાહાથી કરવા આવ્યો હતો ખેલ્યા હવે છૂટો છૂટી ! મુઆની સાથે હવેથી રમ્યા તો તમે તમારી વાત જાણ્યા.

રામ.—શુ બકે છે ? રમવાની વાત વળી ક્યારે થઈ હતી ?

સ્ત્રી.—વાહરે ! તે બોલ્યો, 'હા ડુડુડુ' તમે પણ કહ્યું "હાં ડુડુડુ" તે શુ ! "હા ડુડુડુ'× ખેલવાની હવે તમારી ઉમર છે ?

રામ:—આહ ! આ ગામડીઅણુના હાથમાં પડીને મારૂ તે કાંઇ જીવતર છે ! અરે "હા ડુડુડુ" નહિ "હાઉ ડુ યુ ડુ" એનો ઉચ્ચાર થાય છે.

---

× એવા નામની કોઇ રમત બગાળામાં હશે.

સ્ત્રીઃ—એનો અર્થ શો ?

રામ—એનો અર્થ એ કે, "તમે કેમ છો ?"

સ્ત્રી—એ કેવી રીતે હોય ? તેણે તમને પૂછ્યુ, "તમે કેમ છો ?" તમે તેનો કંઈ પણ ઉત્તર આપ્યો નહિ, અને ઉલટી તેની તેજ વાત ઉલટાવીને બોલ્યા !

રામ—એજ છે આજકાલની એટીકેટ-સભ્ય રીત

સ્ત્રીઃ—શુ તેનું તે ઉલટાવીને કહેવુ એ સભ્ય રીત છે ? જો તમે મારા છોકરાને કહો કે, કેમ રે હરામખોર, લખતો વાચતો નથી ? તો શુ તે પણ તમને ઉલટાવીને પૂછશે કે, કેમ રે હરામખોર, લખતો વાચતો નથી ? શુ આજ સભ્ય રીત કે ?

રામઃ—અરે એમ નહિ, એમ નહિ "કેમ છો ?" પૂછવાથી ઉત્તર નહિ આપતા સામુ પૂછવુ પડે છે કે, "કેમ છો ?" એજ સભ્ય રીત કહેવાય

સ્ત્રીઃ—( હાથ જોડીને ) મારી એક પ્રાર્થના છે તમે સવારમાજ સાજા માંદા રહો છો, એટલે મને દિવસમા પાચ વાર ખબર લેવી પડે છે કે, "તમને કેમ છે ?" તે વખતે મને "હા ડુડુડુ" કહીને કાઢી મૂકશો નહિ. મારી પાસે કૃપા કરીને એવા સભ્ય ન બનતા

રામ—ના, ના, એમ તે કંઇ થાય ? તોપણ આ સઘળી વાત તારે જાણી રાખવી જોઇએ

સ્ત્રી—તે બતાવશો એટલે સમજી જઇશ જરા સમજાવી દોને ? વારૂ, પણ સ્યામબાબુ આવ્યા અને કિચિર મિચિર કરીને બોલ્યા અને ચાલ્યા ગયા જો "હા-ડુડુડુ" ખેલવાની વાત કહેવા ન આવ્યા હતા તો શામાટે આવ્યા હતા ?

રામઃ—આજે બેસતુ વર્ષ છે, એટલા માટે નવા વર્ષના આશીર્વાદ કહેવા આવ્યા હતા.

સ્ત્રી—આજે બેસતુ વર્ષ ? મારાં સાસુસસરા તો વૈશાખ* સુદ પડવાથી નવુ વર્ષ ગણતા !

રામ—આજે પહેલી જાન્યુઆરી છે અમે લોકો આજથીજ નવુ વર્ષ ગણીએ છીએ.

સ્ત્રી—સાસુસસરા ગણતા વૈશાખ સુદ પડવાથી, તમે ગણો છો પહેલી જાને-વારીથી, અને ધારૂં છુ કે, મારો છોકરો ગણશે શ્રાવણ સુદ પડવાથી !

રામ—એ તે કેવી રીતે બને ! આ તો અગ્રેજોનો મુલક છે એટલે હમણા અમારે પણ અગ્રેજી નવા વરસને નવુ વરસ ગણવુ પડે.

સ્ત્રી—તે તો ઠીકજ છે, પણ આટલા બધા શરબતના સીસા શામાટે લાવ્યા છો ?

રામ—આનંદનો દિવસ છે. સાહેબ લોકોને ભેટસોગાદ મોકલવી જોઇશે. એ તો વિલાયતનો ઉચી જાતનો . છે

* બગાળામાં વર્ષ વૈશાખ માસથી બદલાય છે

સ્ત્રી—તો ઠીક, હું મોઇ પુટલા નશીબની સમજી કે આ બધા શરબતના સીસા હશે ને આ ગરમીની મોસમમા તે દાન કરવા લાવ્યા હશો હુ તો તમને વારવાની હતી પણ વખતે તમે મારાં સાસુસસરાને નિમિત્તે આપવાના હશો એમ ધારીને બોલી નહિ.

રામ:—તુ ઘણી મૂર્ખ છે.

સ્ત્રી—એજ સારી વાત છે તો, એથી તો વધારે વાત પૂછતાં ડરૂ છુ

રામ:—વળી બીજુ શુ પૂછવું છે ?

સ્ત્રી—આટલી બધી કોબી, મૂળા, ગાજર, બેદાના, પસ્તાં, દ્રાક્ષ, કેળા, એ બધુ લાવ્યા છો શામાટે ? શું એટલુ બધુ ખાવામાં વપરાવાનુ હતું ?

રામ—ના, એ બધાનો તો સાહેબને ડાલીઓ ભરીને મોકલવો પડશે

સ્ત્રી—હાય ! હાય ! એવુ કામ ન કરતા. લોકો ઘણુ નબળુ બોલશે.

રામ:—શુ બોલશે ?

સ્ત્રી:—લોક કહેશે- કે એના ઘરમા તો દારૂના સીસાના દાન થાય છે અને બ્રાહ્મણને ઠેકાણે સાહેબ લોકોને અપાય છે

( પ્રહારભયથી ગૃહિણીનુ ત્યાથી સત્વર પલાયન રામબાબુનુ વકીલના ઘર તરફ ગમન અને હિન્દુના છૂટાછેડા થઇ શકે કે નહિ તે સબધમા પ્રશ્ન )

# चांदनीमां

આ ઘાસપાનથી સુશોભિત લીલાકુંજાર ખેતરોમાં, આ કલરવ કરતી વહેતી ભાગીરથીના તીરે, આ ખીલેલી ચાદનીમાં, 'દફતર' ની અભિવૃદ્ધિ–કલેવરની વૃદ્ધિ–કરીશ આવી ચાદનીમાજ ટ્રેલસ ટ્રોય નગરની ઉચ્ચ દિવાલપર ચઢીને ક્રેસિડાને યાદ કરીને ઉષ્ણુ નિ શ્વાસ મૂકતો હતો નહિ વારૂ ? આવી ચાંદનીમાજ ચિમ્બી સુદરી આવા ઝાકળબિન્દુથી છટાયલા કોમળ તૃણુને સુકુમાર પદથી દલિત કરીને પિરામસ સાથે કરેલા સ કેતસ્થાનપ્રતિ અભિમારિણી થતી હતી નહિ વારૂ ' 'અભિસારિણી' શબ્દમાં 'અભિ'– ઉપસર્ગ છે, 'સૃ' એક ધાતુ+ છે, અને સ્ત્રીત્વવાચક 'ઇની×' પ્રત્યય છે આ જીવનમાં કમલાકાન્ત શર્માએ અનેક ઉપસર્ગ

– ( ૧ ) ધાતુની આગળ જોડનાર પદ, જેમકે 'અનુચર' માં 'અનુ' (૨) મદવાડ, આફ્ત.

+ ( ૧ ) શબ્દનુ મૂળ ( ૨ ) શરીરના સાત ધાતુ જેવા કે રસ, રુધિર, માસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર, એમાનો એક.

× ( ૧ ) ક્રિયાપદ ઉપરથી સ્ત્રીલિંગ નામ બનાવનાર પ્રત્યય ( ૨ ) 'ઇની'

અને અનેક ધાતુવિકારવાળા માણસો જોયા છે. તેમજ કેટલીએ 'ઇની' નજર તળે આવી ગઈ છે, પરંતુ ઉપસર્ગસહિત ધાતુયુક્ત 'ઇની' (એણી) કદી પણ જોવામાં આવી નથી. કમલાકાન્તે ઉપસર્ગથી કોઇ પણ ઇનીનો ધાતુ બગાડ્યો નથી, અને કમલાભિસારિણી નાયિકા કદી પણ થઇ નથી. જેઓ ગોરસ વેચવાને આવે છે તેમને શ્રીમદ્ ભાગવતમાં "પ્રસારિણી"* કહી છે કોઈ પણ સ્થળે "અભિસારિણી" કહી હોય એવુ સ્મરણમાં આવતુ નથી જો તેમ કહેવાતુ હોત તો મે અનેક અભિસારિણી જોઇ છે એમ હુ કહી શકુ.

ચન્દ્ર ! તુ હાસ્ય કરે છે ? હસતો હસતો નાસે છે ? તારી સત્તાવીસ 'ઇની' (નક્ષત્રો) સાથે મને જોઇને મારા તરફ કટાક્ષ ફેકી ઉપહાસ કરે છે ? દક્ષપ્રજાપતિના આવાજ કામ ? એકીવખતે સત્તાવીશ જણીને એક ચદ્રને સમર્પણ કરી દીધી, અને આ તરફ કમલાકાન્ત શર્માને એક વિવાહ માટે પણ ફાફાં ! હે અમલ-ધવલ-કિરણરાશિ સુધાકર ! બીજી સઘળી ભલે તારી રહે, પરતુ ઓછામા ઓછી અશ્લેષા અને મઘા ઉપરથી તો તારો હાથ ઉઠાવી લે. હુ એ બન્નેને અત્યત ચાહુ છુ મારા જેવા કામધધાવિનાના માણસોને એની કૃપાથી ઓછામા ઓછા બે દિવસ તો ગૃહવાસ સુખની પ્રાપ્તિ થઈ શકશે. હુ એ બન્નેને ભગિનીઓને મારા ઘરમાં હમેશને માટે સ્થાન આપીને સુખે કાળ ગાળીશ. એમનામાં બીજા પણ અનેક ગુણો છે પોતાની અશક્તિને લીધે જો કોઇ કામ પાર પડી શકતુ નથી તો લોકો ઇચ્છા પ્રમાણે એમને દોષ દઇને બીજા આગળ પોતાની બડાઇ હાકી શકે છે. હુ પણ જો નસીબાણુનુ કાપડ ખરીદતાં કમઅકલથી છેતરાઇ આવુ તો મારી બન્ને સહધર્મિણીને માથે સઘળો દોષનો પોટલો નાખી દઇને સફાઇ બતાવી શકુ.

ચદ્રદેવ ! તે મારી વાત તરફ કાન પણ દીધા નહિ ? હજીસુધી તુ મન્દાકિનીનાં મદ-આંદોલિત વૃક્ષ-વસન કરસ્પર્શથી પ્રતિભાસિત કરતો રહેશે છે ? હજી પણ મદસમીર સાથે ગોષ્ઠિ કરીને વૃક્ષની કુપળોપર પલક મારી મારીને ઝલક વર્ષાવી રહીશ ? હજી પણ તૃણક્ષેત્રોપર છૂટથી મણિ-મુક્તા-મરકતની× વૃષ્ટિ કરતો રહીશ ? બીજા કોઇ મોતી વરસાવે કે ન વરસાવે, પરતુ જોઉ છુ કે તુ તો વરસાવે છે, અને આજે હુ પણ વરસાવીશ.

---

બગાળી શબ્દનો અર્થ સ્ત્રીજાતિવાચક 'આ' થાય છે સરખાવો 'પારસી ગુજરાતી' નો 'એણી' શબ્દ.

* બગાળી શબ્દ છે અને તેનો અર્થ સ્ત્રી દુકાનદાર થાય છે.

× લીલા રગનુ રત્ન-નીલમ.

આ સંસારના *લોક—આ બલ્લાળસેનના પાત્રના પૌત્રના પૌત્રના પૌત્ર અને—દૌહિત્રના દૌહિત્રના દૌહિત્રના દાહિત્ર મને બાળીને ખાખ કરે છે મારી છાતી ઉપર વિશ્વવિદ્યાલય સ્થાપન થયુ છે બી. એ. પાસ કર્યા સિવાય કોઇ કન્યા આપતુ નથી હવે સસાર રસાતળ ગયો છે. ઉચ્ચ કેળવણીનુ ફળ શુ ? છત્રપલગ, ચાંદીના પાત્રો, રેશમી વસ્ત્રો અને સુવર્ણાલકારથી શણગારાયલી એક વશવૃદ્ધિ કરનારી ! હરિ ! હરિ ! ડૂબતી વેળા તરણાનો આશ્રય લેનાર પાણ્ડિત્યાભિમાની બી એ ની ઉપાધિ ધારણ કરનાર ઉંચી કેળવણી પામેલા બગવાસી યુવકના ચાંદી, પાત્ર અને વસ્ત્ર—વશ—ખાટસહિત સચેત અવસ્થામાજ રામ બોલાઇ ગયા !× પ્રથમ ઉપાધિ મેળવી હતી, હવે સમાધિ મળી તે વિલાયતી બ્રહ્મમા લીન થઇ ગયો, બગાળી યુવક મસારી થયો ખરો, પણ તેની ઉંચી કેળવણીએ તેને તેના અતિમ ધામે પહોચાડી દીધો. તેને હજાર તોલાના ચાંદીપાત્ર, સો તોલા વજનના સુવર્ણાલકાર, અને સસારકુટીરનો એક આધારસ્તભ—વશવૃદ્ધિ કરનારી—મળી ગયાં છે, તણે પોતાની ચિરવાચ્છિત હેમકૂટ પર્વત પાસેની કિષ્કિન્ધાપુરીની સરકારી વકીલાત મેળવી છે. હરિ હરિ ! ભાઇ, હરિ હરિ !

તેને આટલે દિવસે સમાધિ મળી ! તેણે ઉંચી કેળવણી પ્રાપ્ત કરવાને માટે ભગીરથ પ્રયત્ને કામસ્કાટકા દેશની સઘળી નદીઓના નામ કઠાગ્રે કર્યા હતા એજ ઉચ્ચ કેળવણીને માટે તેણે આખી રાત દીવે બેસીને એકચિત્તે સહરાના રણના એક એક રેતીના ઢગલાઓની સખ્યા ગોખી મારી હતી એજ ઉચ્ચ શિક્ષણને માટે +શાર્લમેનની પહેલી બાવન અને પાછલી સાડીત્રેપન પેઢીના નામ ગોખી માર્યા હતાં એજ ઉચ્ચ કેળવણીના પ્રતાપે તે શીખ્યો હતો કે, ટાઉનહૉલમાં ભાષણ આપવુ એજ પરમ પુરુષાર્થ છ યેન કેન પ્રકારેણ અગ્રેજોની નિદા કરવી એજ રાજનીતિનિપુણતા છે, અ વશવૃદ્ધિ કરનારીનો આરાધના કરીને ઉમેદવારો ( સતાનો ) ના દળમા વૃદ્ધિ કરીને દેશને જગલ જેવો બનાવી મૂકવો એમાજ કળિયુગના મનુષ્યજીવનનુ સાફલ્ય છે

હુ આવી વશવૃદ્ધિકારિણીને માટે પ્રયાસ કરનાર નથી. હુ 'વીલ' કરી જઇશ કે મારી સાત પેઢી સુધી કોઇનો પણ વિવાહ ન થાય તો બહેતર, પરતુ આવી વશવૃદ્ધિકારિણીનો આશ્રય લઇને સ્વર્ગ પ્રાપ્ત કરવાની વાચ્છના કોઇએ પણ રાખવી નહિ

× આ રાત્રિથી કમલાકાન્તમા વાયુની વૃદ્ધિ ઘણીજ થઇ ગઈ હોય એમ માલૂમ પડે છે શ્રી ભીષ્મદેવ ખોશનબીશ

* શાર્લમેન એ આઠમા સૈકામા થઇ ગયેલો યૂરોપનો ચક્રવર્તી રાજા હતો; અને તે 'હોલી રોમન એમ્પરર' તરીકે અભિષિક્ત થનાર પહેલોજ રાજા હતો.

જો સંસારની વૃદ્ધિ કરવી એજ લગ્નનો ઉદ્દેશ હોય તો હું માછલી સાથે વિવાહ કરીશ, જો પૈસાને માટેજ લગ્ન કરાતાં હોય તો હું ટંકશાળના મેનેજર સાથે વિવાહ કરીશ, અને જો સૌંદર્યને માટેજ લગ્ન થતા હોય તો ઘુંઘટ–આચ્છાદિત ચંદ્રવદનાને દૂરથીજ પ્રણામ કરીને આ આકાશી ચંદ્ર સાથે લગ્ન કરીશ.

ભાગીરથિ ! જો તું શાન્તનુના વક્ષસ્થળમાં, અથવા તે કરતાં પણ વધારે ઉંચા હિમાલય–ભવનમાં અથવા તેથી પણ ઉંચે ધૂર્જટિ (શિવ) ના જટાજૂટમાં રહી હોત તો આજે કોણ તારી ઉપાસના કરત ? તે અધોગામિની થઇને મૃત્યુ લોકમાં ઉતરીને સહસ્ર ધારાએ સાગરને મળવા માટે પ્રયાણ કર્યું તો કેવો સગરવંશનો ઉદ્ધાર થયો !

હે વાયુ ! જો તું અંજનિના અચલ સાથેજ ચિરકાલ પર્યંત ક્રીડા કરવામાં આસક્ત રહ્યો હોત, અથવા મલયાચલપર પોતાના પ્રમોદભવનમાં ચંદનની શાખા ઝુકાવીને અથવા એલચીની લતાઓને કંપાયમાન કરીને પરિભ્રમણ કરતો રહ્યો હોત તો પછી "**त्वमेव जगज्जीवनं पालनं**" કહીને તારી સ્તુતિ કોણ કરત ? આ બાલ વસન્ત–વિહારી વિહંગમોનો કલરવ જો કેવળ નંદનવનમાંજ સંભળાતો હોત, તો પછી કમલાકાન્ત ચક્રવર્તી આ રાત્રિના સમયમાં તેમના નામપર પોતાની શાહી અને લેખિનીનો નિરર્થક વ્યય શામાટે કરત ? હે સુધાંશુ (ચંદ્ર !) જો તું ક્ષીરસાગરતલે, અમૃતના ભંડારમાં, પ્રવાલ પલંગપર, મોતીની શય્યા ઉપર સૂઈ રહ્યો હોત તો પછી તારી સાથે રમણીના મુખમંડલની તુલના કોણ કરત ? અથવા તારી આ સત્તાવીસ ક્રમાનુગતિક સુંદરીઓને લઇને "**खलु सारं श्वसुरमन्दिरम्**" એ સિદ્ધાન્ત પ્રમાણે તે દક્ષભવનમાં વાસ કર્યો હોત તો પછી આજે કમલશર્મા તારા દર્શનનો અભિલાષી થઇને, આ શ્મશાન નજીક, આ વડતળે સંસારથી તટસ્થ થઇ શામાટે બેસત ?

હે શશિ ! જો તું વ્યાકરણ ભણ્યો હોય તો મને માફ કરજે, મારાથી પ્રાણાન્તે પણ "શશિન્" બોલી શકાતુ નથી અત્યારસુધી તારા ગુણો તરફજ મારૂં ધ્યાન ચોંટેલું હતું

શશિ ! તું અનાથોની પર્ણકુટીના દ્વારપર અનિમેષ નયને પહેરેગીરરૂપે ચોકી કરતો રહે છે, કાલુંઘેલું બોલતાં બાળકો જ્યારે નાચતાં નાચતાં તને પકડવાને દોડે છે, ત્યારે તું પણ તેમની સાથે નાચતો નાચતો ખેલ કરે છે; બાલિકાઓ જ્યારે સ્વચ્છ સરોવરના હૃદયપ્રદેશમાં તને કોઇ વાર જોવા પામે અને કોઇ વાર ન જોઈ શકે ત્યારે તારાં દર્શન માટે અહીંતહીં સરોવરતટે દોડતી ફરે છે, ત્યારે તું કોઇ કોઇ વાર સહજ દેખાવ દઇને તેમની સામે સંતાકુકડી રમે છે, નવવધૂ જ્યારે મંદ મંદ પવન સાથે મહેલની અગાસીમાં એકલી બેસીને દીર્ઘ નિશ્વાસ મૂકતી હોય છે, ત્યારે તું નારિકેલની કુંજના અંતર પ્રદેશમાંથી અતિ ધીરે ધીરે અમૃત વરસાવી તેના

હૃદયને ભરી દઇ શીતળ કરે છે, જ્યારે તરંગિણી (નદી) આશા તરંગિત હૃદયે, ધીર પ્રવાહે, મંદગતિથી સાગર પાસે જવા નીકળે છે, ત્યારે તુંજ તેને સુવર્ણાલંકારથી શણગારીને, આશીર્વાદ દઈ માર્ગ દર્શાવે છે, જ્યારે ગુલાબ વસન્તના રંગથી મસ્ત થઇને ચારે તરફ નજર ફેંકી ડોલે છે, ત્યારે તેના કાનમા માલતીલતાને ચુંબન કરવાની સલાહ તુંજ આપે છે, વળી તેજ તું, જ્યારે દુષ્ટ હેતુવાળો કોઇ માણસ કોઇ કુલ કામિનીનો ધર્મ નષ્ટ કરવા પ્રવૃત્ત થાય છે ત્યારે તારા સુકુમાર મુખમંડલપર એવી ભ્રકુટી ચઢાવે છે કે તે તારા મુખ તરફ દૃષ્ટિપાત કરવા પણ સમર્થ થઈ શકતો નથી, તુંજ ખૂનીની તલવારમાં એવી વિજળી ચમકાવી દે છે, કે તેને તેના પાપ–શોણિતબિન્દુથી રૌરવ નરકની પ્રતીતિ થઇ જાય છે

તું ખેલતાં કૂદતાં બાળકોની ચાલતી સુવર્ણ થાળી છે, તરુણ પુરુષોનો આશા-પ્રદીપ છે, યુવકયુવતીઓને માટે રાત્રિ વિતાવવાનુ અને ભોગઉપભોગનુ પ્રધાન સાધન છે, અને ઘરડાંઓને માટે સ્મૃતિદર્પણ છે તુ અનાથોનો પહેરેગીર, સ્થિર, તેજભંડાર, પ્રવાસીઓનો માર્ગદર્શક, ગૃહસ્થોનો રાત્રિ–સૂર્ય, પાપીઓના પાપનો સાક્ષી, પુણ્યાત્માની નજરે તેમની યશ પતાકા, ગગનનો ઉજ્જવલ મણિ, જગતની શોભા અને આ સ્મશાનવિહારી કમલાકાન્તનો એકમાત્ર આધાર છે તુ સારાને માટે સારો, નઠારાને માટે નઠારો, રસમા રસ અને નિરસ સમયે વિષ છે તુ કમલાકાન્તની સહધર્મિણી છે, શશિ ! હુ તને બહુજ ચાહુ છુ, હુ તારી સાથેજ લગ્ન કરીશ બધા હરિ હરિ બોલો, ભાઈ ! આજે આજ સ્થળે વિવાહરાત્રીનુ શયનગૃહ ! સઘળા બોલો એક વખત હરિ હરિ. બોલો, ઓમ્ ભોળાનાથ ! ચન્દ્ર તો પુરુષ છે ! હવે કમલમાત્રા ચઢાવવી પડશે.

ચન્દ્ર આપણા આર્ય મત પ્રમાણે પુરુષ છે ખરો, પરન્તુ વિલાયતી પંડિતોના મત પ્રમાણે તે એક કોમલાગી છે. આપણા મત પ્રમાણે ચન્દ્ર "હી" + અંગ્રેજી મતે "શી" છે. તો પછી ઉપાય શો ? 'હી' કે 'શી,' એ નક્કી થાય કેવી રીતે ?

વાસ્તવિકરીતે સંસારના લોકો સાથે મારે આ વિષયમાં એકમત થઈ શક્યો નથી એ સંબંધમાં મને જાત જાતના સંદેહ ઉપજે છે. જે વાજીદઅલી શાહ લખનૌ શહેરમાથી સ્વચ્છંદે આનાદમાં બેસી કેદખાનામાં જઇને હંસ–હંસી, કપોત–કપોતી વગેરે સાથે ખેલતો, ગુલાબજળની નદીમાં રોજ સ્નાન કરતો, અને પોતાના જેવી પિંજરમાં પડેલી બુલબુલને ઘીવાળો પુલાવ ખવડાવતો તે 'હી' કે 'શી' ? અને જે રાણીએ સ્વદેશપ્રેમને લીધે ઐહિક સુખસંપત્તિનો ત્યાગ કરીને–રાજપુરુષોને શરણાગત થવા કરતાં ભિક્ષા માગવી ઉત્તમ સમજીને નેપાળના પહાડી પ્રદેશનો આશ્રય લીધો તે 'શી' કે 'હી' ?

+ 'હી'–તે, 'શી'–તે, અંગ્રેજી સર્વનામ છે. 'હી' પુંલ્લિંગ અને 'શી' સ્રીલિંગ.

શ્રીસીતાદેવ.

જો 'હી' અને 'શી' નો ભેદ પરાક્રમથી નક્કી ન કરી શકાય તો શું તે યુદ્ધ-કૌશલ્યદ્વારા થઇ શકશે ? જે જુવાને ( જોન ઑફ આર્ક ) ઑર્લિઅન્સના કિલ્લા-પર આક્રમણ કરતી વખતે સર્વથી પહેલાં પગલાં ભર્યાં અને જેણે ફ્રાંસનો પુનરુદ્ધાર કર્યો તેને 'શી' કહીશુ કે 'હી' ? અને જે બેડફર્ડે તેને બળતી આગમાં નાખી દેવાને માટે તે કેદખાનામા હતી ત્યારે પુરુષનાં વસ્ત્રો પહેરાવી રાખ્યાં હતાં તેને 'હી' કહીશુ કે 'શી' ? ના, યુદ્ધકૌશલ્યથી એ જાણી શકાશે નહિ. ત્યારે સાધારણ રીતે સાંભળવામાં આવે છે કે, જે બળવાન તેજ પુરુષ, અને જે જાતિ નિર્બળ તેજ સ્ત્રી વારુ, કોમ્ટે + પોતાને નીતિરાજ્યનો સર્વોપરિ સમજીને યૂરોપીઅન પંડિતો પાસે 'કર' ની માગણી કરી હતી, તેજ અતુલ પરાક્રમશાલીને જે મેડમ ક્લોટિલ્ડ દેઓએ પોતાના પ્રતાપથી વશ કરી લીધો તેને 'શી' કહીશુ કે 'હી' ? રોમન મહા-રાજ્યના કૈસર પ્રતાપી પૃથ્વીપતિ હતા, મિસરની જે કિલયોપેટ્રા રાણીએ એવા ત્રણ કૈસરો ઉપર પોતાનો અમલ ચલાવ્યો તેને 'શી' કહેશો કે 'હી' ?

વાસ્તવિક રીતે જગતમા 'હી' કોણ અને 'શી' કોણ તેનો નિર્ણય થઇ શકે એમ નથી તે દિવસે નાટકનો ખેલ ચાલતો હતો, તેમા એક સ્ત્રી એક્ટરે કહ્યુ – "સિંહણ થઇ શુ શિયાળના પગ સેવીશ ?" અને બગ નવયુવકો મન્ત્રમુગ્ધની પેઠે પુતળાં જેવા તેના મુખ તરફ જોઇ રહ્યા હતા, ખરેખર મને ત્યારે તે ગાનારી સિંહ જેવીજ લાગી હતી અને ચેલા સઘળા બંગાળી યુવકો મને શિઆળરૂપજ ભાસ્યા હતા. તે સમયે જો કોઇ મને પ્રશ્ન કરત કે, 'હી' કોણ અને 'શી' કોણ ? તો હું અવશ્ય કહેત કે, આ ગાનારીજ 'હી' અને તેનો જડવત્ શ્રોતૃવર્ગજ 'શી' છે. ખરી રીતે તો બંગાળી યુવકો કોઇક ઠેકાણે 'હી,' કોઇક સ્થળે 'શી' અને સર્વત્ર વિકલ્પે * 'ઇટ' હોય છે તેમનો નિત્યક્રમ પણ છે જેમકે ઠઠ્ઠામશ્કરીમાં 'હી' શયન-ગૃહમા 'શી' અને કામકાજમાં "ઇટ" હોય છે. તેઓ ભાષણ આપતી વેળા 'હી' સાહેબની પાસે 'શી' અને મદ્યપાન પછી 'ઇટ' થઇ જાય છે પરિણામે 'ઇટ,' ગમે તેમ હો, મને મારા પોતાના સબંધમાં પણ સંદેહ છે કે હુ 'હી' છુ કે 'શી' ? તે દિવસે મધુ માટે મારૂં નામ દઇને પ્રસન્નની કંઇક રોળ કરી એટલે તેણે તરતજ દૂધની ભરેલી તાંબડી તેના માથામાં અફાળી અને ભાટની છાતીનાં પાટીઆંની મજબૂતીની પરીક્ષા કરવા માટે તેનાપર એક ખાસ પ્રકારનું અસ્ત્ર ચલાવવાનો ઈશારો કીધો. તે પ્રસન્ન જગતની દૃષ્ટિમાં ઠરી 'શી,'–અને હુ–જેને નસીબાણુએ એક દિવસ કહ્યુ કે "ચક્રવર્તી ! આજે ઝોકાં ખાતાં ખાતાં બિછાનું સળગાવી દીધુ, મને લાગે છે કે એકાદ દિવસ લંકાકાંડ, કરી દેશો !" આ ભયથી તેમણે અફીણની માત્રા ઘટાડી દીધી, તેજ હું 'હી' ઠર્યો ! આવા આવા

+ કોમ્ટ (જન્મ, ૧૭૯૮ માં) એ એક ફ્રેન્ચ નૈયાયિક હતો. ભા૦ ક૦

* 'ઇટ'–ને. અંગ્રેજી સર્વનામ નપુંસક લિંગમાં તે વપરાય છે.

વિચારોને લીધેજ મારે જગત સાથે વાગ્-યુદ્ધ મચે છે તાત્પર્ય એ છે કે જ્યારે હું પોતેજ 'હી' છું કે 'શી' તેનો નિર્ણય કરવો દુષ્કર થઇ પડે તો પછી ચંદ્ર 'હી' છે કે શી' તે કેવી રીતે નક્કી થઇ શકે ? જો ચંદ્ર હી હશે તો હું શી ' કારણ કે મારી સાથે ચદ્રને પ્રેમ થઈ ચૂકયો છે અને મારે ચદ્ર સાથે વિવાહ કરવોજ પડશે, અને હું જો ખરેખર કમલાકાન્ત ચક્રવર્તી નીકળ્યો તો ચદ્ર થશે 'શી ' ચદ્ર અગ્રેજોના મત પ્રમાણે 'શી' છે તેમ થતાં હુ ચન્દ્રનુ અંગ્રેજી રીતે પાણિગ્રહણ કરીશ.

હમણા વિવિધ મતાનુસાર વિવિધ કાર્યો થતાં રહે છે, હુ વિલાયતી મત પ્રમાણે લગ્ન કરીશ હમણાં દશાવતાર દશ ભિન્ન ભિન્ન કર્મને માટે યોજાયા છે મત્સ્ય, કૂર્મ અને વરાહ ટેબલની શોભામા વૃદ્ધિ કરે છે નૃસિહ, લક્ષ્મીની આરાધના કરનાર દૈત્યકુળમા ઉત્પન્ન થયલા પ્રલ્હાદના બૂલડૉગ ' રૂપે આશ્રિત થઇ રહ્યા છે. ભારતીય યુવકો વામન અવતારધારી હોવા છતા સુવર્ણ ચદ્રને પકડવાનુ અભિમાન ધરાવે છે. તેમણે પ્રથમ રામ ( પરશુરામ ) પાસેથી માતૃસેવાનુ, બીજા રામ (દશરથસુત ) પાસેથી પત્નીસેવાનુ અને છેલ્લા રામ ( બળરામ ) પાસેથી વારુણીસેવા ( મદિરા-સેવન ) નુ શિક્ષણ પ્રાપ્ત કર્યું છે. એમણે બાદ્ધ મતમાથી જગતની અનિત્યતા સમજી લઇને કલ્કિ અવતારની પેઠે સહાર મૂર્તિ ધારણ કરી છે હાલના સમયમા શક્તિ મત પ્રમાણે ભોજન તૈયાર કરીને તેને શિવના ત્રિશૂલ (કાટા) માં પરોવીને ગળા નીચે ઉતારી દેવામાં આવે છે અને તે પછી સુરાપાન અવશ્ય સેવનીય ગણાય છે. વળી જેરુસેલમના પ્રથમ ગૌરાગ-( ઇસુખ્રિસ્ત ) ના ઉપદેશાનુસાર ભજન કરવા જોઇએ નવદ્વીપવાસી બીજા ગૌરાગ (ચૈતન્ય) ની પેઠે હરિસકીર્તન થવુ જોઇએ અને રાધાનગરના નાના ગૌરાગની પેઠે સસ્કૃત શ્લોક પણ ભણવા જોઇએ.

એટલા માટે શશિ ! પૂર્ણ શશિ ! હુ તને અગ્રેજી મત પ્રમાણે 'શી' સમજીને રાજી ખુશીથી તન્દુરસ્ત હાલતમા, અક્કલ હુશિઆરીથી તારી સાથે લગ્ન કરું છુ હુ અને મારા પછી મારા વશ વારસો, કોઇની પણ અટકાયત વિના તારો ઉપભોગ સુખપૂર્વક કરતા રહીશુ એમા તુ અથવા તારી જગ્યાએ આવનાર કોઈ પણ કશો વાંધો લેશે કે લેવરાવશે તે રદબાતલ ગણાશે આજથી તારી સત્તાવીસ પ્રિયા ઉપર મારો સપૂર્ણ અધિકાર જામી ચૂકયો છે

હવે આ પ્રમાણે પગ દબાવી દબાવીને રોહિણી સાથે ગોષ્ઠિ કરવાથી શુ વળશે? અને આ પ્રમાણે મો મલકાવીને આછા આછા મેઘનો ઘુઘટ તાણીને કેટલેક દૂર સુધી ચાલ્યાં જશો ? ઇતિ કૉર્ટશિપ સમાપ્ત

હવે ગાન્ધર્વ વિવાહ થઇ ચૂકયો મે તને વરમાળ પહેરાવી, તુ મને કરમાળ આરોપ.

કન્યાનો તાત યે કન્યા, વર વરપિતા સ્થાનમા,
ગોર જ્યાં મન પોતાનુ, લગ્ન-શય્યા શ્મશાનમાં

હરિ ! હરિ !

આજથી હવે ચન્દ્રને જોઇને કમલ મુદિત થશે નહિ. કમલને પ્રફુલ્લ થતો જોઇને હવે ચંદ્ર મ્લાન થશે નહિ આજથી ભારતવાસી કવિ લોકોનું કવિત્વ લુપ્ત થશે. પહેલા તેઓ એમ કહેતા કેઃ—

"કમળનયન પ્રસન્ન ચન્દ્ર નિરખતા થતા,"

હવે

કમળનયન ચંદ્ર દેખતા મિચાઈ જતાં
ચન્દ્ર હૃદયે શ્યામતા દિસે છે કેવળ,
( કિન્તુ ) ચન્દ્ર કમળ—હૃદયમાંહી પરમ ઉજ્જવળ
સોળ કળા સેવી ચંદ્ર—વૃદ્ધિ ક્ષય નડે,
ચક્રવર્તી પૂર્ણ એક કળાને રડે.
ચંદ્ર કળા કદિ લુપ્ત કદિ વર્તમાન,
કમળ—બાગમાંહી સર્વ કળા વર્તમાન

જો શશિ ! હમણાં એકાન્ત છે. તને કેટલીક વાત કહેવાની છે. તું તારા પોતાના રૂપના અભિમાનથી ગર્વિષ્ઠ થઇને જે તે ઠેકાણે રૂપની વૃષ્ટિ કરી મૂકીશ નહિ. જ્યારે પુત્રશોકાતુર માતા છાતી કૂટતી તારા તરફ જોતી આક્રંદ કરતી હોય ત્યારે તું તેની આગળ રૂપ દેખાડીને શું કરીશ ? ત્યારે હે કલંકિની ! તારા રૂપરાશિને ગાઢા વાદળાની અંદર છુપાવી રાખજે જ્યારે કોઇ માણસ સંસારની જ્વાળાથી દગ્ધ થઇને તારા દરબારમાં આવીને ફરિયાદ કરે ત્યારે તેની આગળ તારા સૌન્દર્યનું પ્રદર્શન કરીશ નહિ, કારણ કે જેઓ સંસારથી બળી રહેલા છે તેમને માટે તે સૌન્દર્ય તીવ્ર વિષસમાન થઇ પડશે તેમની સાથે રાતાચોળ થઇનેજ વાત કરવી બહેતર છે જે સવળાનેજ ઘૃણાની નજરથી જુએ છે, તે કોઈની પણ પ્રીતિ સહન કરી શકતો નથી વળી જેઓ ઉત્તમ પ્રકારના ઐહિક સુખની સીમા સુધી પહોંચી જઇને આત્મત્યાગને માટે તત્પર થયા છે તેમને પણ ખોટી આશા આપીને સાન્ત્વન આપીશ નહિ

તું હવે કેવળ એક મારેજ ભોગ્ય છે, તો બીજાને કેવી રીતે આશા આપી શકીશ ? કમાલાકાન્તને વેળા કવેળા નથી, અનુકૂળતા પ્રતિકૂળતા નથી, કે સુખ દુઃખ પણ નથી તારે હમેશાજ મારી પાસે આવવું, તારી આત્મકથા મને કહેવી, મારી વાત સાંભળતાં જવી અને તેને તારા અંતરમાં તારા અસ્થિમજ્જાની સાથે મિશ્રિત કરી જડી રાખવી તારે અજવાળી રાત્રિએજ મને મળવાને આવવું, આ કોમળ કાંતિસાથે અંધકારમાં નીકળીશ નહિ, આજનો આપણો દિવસ કેવા સુખનો છે તે તારા અને મારા સિવાય કોણ સમજી શકે એમ છે ? આજથી માસગણના કરીને પ્રત્યેક મહીનાને અંતે આ ગંગાતટપર તૃણવાસકસજ્જામાં રાત્રિ ગાળીશ, પણ

તારે દરેક પૂર્ણિ'માએ એકદમ મારી પાસે આવવા નીકળવુ નહિ. પ ચાંગ બનાવનાર જોષીઓ સાથે દિવસ પળનો વિચાર કરીને–મુહૂર્ત જોઇને કમલાભિસારિણી થવુ, નહિ તો કોઇ દિવસ રાહુ તને માર્ગ'મા એકાએક શાહી ચોપડીને કષ્ટ પહોંચાડશે હવે આજની વિવાહરાત્રિએ નવવધૂને અધિક ઉપદેશ આપવા જતા ધર્મ-ઢોંગીપણાનો આરોપ આવે; માટે अलमतिविस्तरेण !

હમણા એક વાર

" કમલ–શશિના શયન–ગૃહે હે, કોકિલ ગા પ ચમ સૂરે "

હવે શશિ ! આ મૃત્યુલોકપર ઉતરીને તરગાવલિ ઉપર અપ્સરાની પેઠે એકવાર નૃત્ય કર જોઉ ! એકવાર કાળા વાદળાની અ દર વેગથી દોડી જઇને, અન ત આકાશના અનત પથમા ઉછળી પડ જોઉ ! એક વાર ગાઢા વાદળામા નાનું સરખુ છિદ્ર પાડીને તેમાથી આખ માડીને મારા પ્રતિ મધુર દષ્ટિપાત તો કર જોઉ ! એક વાર નક્ષત્ર નક્ષત્રમા કલહ વધારી દઇને જેવા તેઓ પરસ્પર સ ગ્રામ કરવા લાગે કે તરતજ તે બન્ને દળના વ્યૂહ ભેદીને વેગથી દોડ તો ખરી ! એક વાર ત્વરિત ગમનને લીધે થાકનુ સૂચન કરતાં, મોતીને પણ લજવે એવા સ્વેદબિન્દુથી છ ટાયલા કપાળ ઉપર ઘુમટો તાણીને ગગન–ગોખમા સ્થિર દષ્ટિથી બેસીને વાયુસેવન કર તો ખરી એકવાર અવિરત અમૃતવર્ષા કરીને ચકોર ચક્રવાકની અપરિતૃપ્ત રસનાને તૃપ્ત તો કર. એક વાર શુભ ક્ષણે કમલાકાન્તના હૃદયમા આવિર્ભૂત થા, કમલાકાન્ત શયન કરે છે

ચદ્ર ! તુ ક્ષીરસાગરની ત્રિભુવનવિહારિણી પુત્રી હોવા છતા પણ બાલિકાઓના સ્વભાવ–સુલભ ' અભિમાન ' ની આરાધના કરે છે કે ' કમલાકાન્તનો શો અપરાધ થયો છે તે કહી શકતો નથી–કોઇક વાર સ્ત્રીપુરુષના ભેદની ગુચ કાપી નાખવાને ઉદાહરણતરીકે પ્રસન્નનુ નામ બોલ્યો હતો, એવી સામાન્ય વાતને માટે આજની રાત્રિએ આટલો રોષ દર્શાવવો ઘટતો નથી જો, તું કલકિની છે તે છતાં મે તને ગ્રહણ કરી છે તારી સાથે વિવાહ કીધો ત્યારથી આજપર્ય ત ' લ્યુનેટિક ' *નામ ધારણ કર્યુ છે જ્યોતિર્વિદ્ લોકો કહેતા આવ્યા છે કે, તુ પાષાણમયી છે–તોપણ મે તારી સાથે લગ્ન કીધુ છે તે છતા આટલો ગુસ્સો ? ત્યારે હવે આ " સ સાર–ગરલ–ખ ડન×" " ગિરિતરુશિરસિમ ડલ "+ કરલેખા મારા મસ્તક ઉપર સ્થાપી છે. બની શકે તો, આ અનન્ત નીલ વૃન્દાવનમાં મેઘનો ઘુ ઘટ તાણીને એક વાર

---

* ચ દ્રગ્રસ્ત અથવા ગાંડો. શ્રી ભીષ્મદેવ

+' ગીત ગોવિદ ' માંની શ્રીકૃષ્ણની રાધા પ્રત્યેની નીચેની ઉક્તિની (અસલ લખાણ પરથી કરેલી હાસ્યરસવાળી ટીકા )

" स्मरगरलखंडनं मम शिरसि मंडनं देहि पदपल्लवमुदार "

માનિની રાધા થઈને બેસ ! હુ એક વાર સ્ત્રીજાતિના ચરણ પકડીને આ જડ જીવન સાર્થક કરી લઉ+ આજે હુ સેકડો અપરાધોનો અપરાધી હોવા છતાં તારાવડેજ મારા સઘળા પાપોનુ પ્રાયશ્ચિત્ત થશે તુ મારા ચાન્દ્રાયણ (વ્રત)નુ ચન્દ્રફલક છે, તું મને વૈતરણી માટે નવીન વત્સ છે

જો તું કમન બતાવીશ તો હુ શત સહસ્ર વિવાહ કરીશ હવે કમલાકાન્ત વિવાહની નવીન પદ્ધતિ શીખી ચૂક્યો છે કમલ હવે પોતે વર કર્તાકારવતા પુરોહિત અને લગ્નનુ ચોકઠું બેસાડી આપનાર વેવિશાળીઓ થવાનુ શિખ્યો છે. કમલ હવે ફાવે ત્યાં વિવાહ કરી શકે છે જ્યારે જોઇશ કે નવપલ્લવિકા શાખા—સ્કન્ધમાંથી મુખ બહાર કાઢીને પત્રરૂપી કરસચાલનથી બોલાવે છે કે તરતજ હું તેની સાથે લગ્ન કરી લઇશ જયારે જોઇશ કે પદ્મ સ્વચ્છ સરોવરના દર્પણમાં વાકી ડોક કરીને પોતાનુ મુખ જોતી ખીલી રહી છે, એટલે તેજ ક્ષણે હુ સ્થળકમળ સાથે જળકમળને જોડી દઇશ જ્યારે જોઇશ કે નિર્ઝરિણી મેઘધનુષ્યને પકડી લાવીને તેની સાથે લહેરાઈ લહેરાઇને ખેલ કરી રહી છે એટલે તરતજ તેને તે ધનુષ્યનો સ્પર્શ કરાવી શપથ આપીને મારી સગિની કરી લઇશ, અથવા જ્યારે જોઇશ કે નદી અનન્ત શય્યા (પૃથ્વી) પર સુવર્ણ અને મણિ આદિના આભૂષણો અને શ્વેતામ્બરથી વિભૂષિત થઇને ઉત્તર દક્ષિણ શયને નિદ્રિત થતા જાય છે એટલે તરતજ તેના પાણિગ્રહણથી ધીરે ધીરે જાગૃત કરીને મારા અર્ધાગની ભામિની કરીશ. જ્યારે જોઇશ કે કુંજલતા કાને પુષ્પગુચ્છ લટકાવીને શ્યામ કેશકલાપ ચારે તરફ વિસ્તારીને નિસ્તબ્ધભાવે સૂર્યના કુળા કિરણોથી સહજ તપ્ત બને છે, કે તરતજ તેના કેશકલાપમાં મસ્તક ઝુકાવી દઇને તેનો પુષ્પગુચ્છ સરકાવી દઈ તેને તેના પતિની પિછાન કરાવી દઈશ કમલાકાન્ત ચક્રવર્તિ હવે લગ્ન કરતા શિખ્યો છે અને વેવિ ાળીઆની વિદ્યા પણ શિખ્યો છે, હવે કોઇની પણ ખુશામત કરશે નહિ

વાચક ! જો તને મારી સલાહ માન્ય હોય તો તુ પણ મારી પેઠે લગ્ન કર. હુ વરને માટે કન્યા અને કન્યાને માટે વર શોધવાનુ સારી પેઠે જાણુ છુ. તમને મનપસદ સામગ્રી મેળવી આપીશ

---

× મને ખબર છે કે કમલાકાન્તે એક દિવસ પ્રસન્ન ગોવાલણના પગ પણ પકડ્યા હતા, પરન્તુ તે દૂધને માટે. ભીષ્મદેવ

# वसन्त ऋतुनी कोकिला

વસન્તની કોકિલા ! તુ ઉત્તમ પ્રાણી છે જ્યારે પુષ્પો ખીલે, દક્ષિણાનિલ વાય અને આખો સસાર સુખના સ્પર્શથી ચમકી ઉઠે ત્યારે તુ આવીને તારી રસિકતા બતાવવાનો આરંભ કર. જ્યારે લોકો કડકડતી ઠડીમાં દાત કકડાવતા કપવા લાગે ત્યારે તુ કયા રહેશે બાપુ ? જ્યારે શ્રાવણની જલધારાથી મારી છાયેલી છાપરીમાં નદીઓ વહેવા માડે છે ત્યારે વરસાદની ઝડીથી ભિજી ગયેલા કાગડાઓ અને સમડીઓ ઠેક ઠેકાણે ઉડતાં ફરે છે, ત્યારે તારી આ સ્નિગ્ધ કૃષ્ણ કાંતિવાળી મોહક કાયા કયા રહે છે ? તુ વસન્તની કોકિલા છે શિયાળાની કે વર્ષાઋતુની નહિ.

ક્રોધ કરીશ ના–તારા જેવા અમારા લોકોમા પણ અનેક છે જ્યારે નસીબાણને ત્યાં તાલુકાથી વતનદારીની રકમ આવે છે ત્યારે મનુષ્ય–કોકિલથી તેમની ગૃહકુજ પૂરાઇ જાય છે અનેક ચોટલી, ટીલા, ચાંલ્લા અને ચશ્માનુ હાટ મડાઇ જાય છે કેટલીએ કવિતા, કેટલાએ શ્લોક, કેટલાએ ગીત, અપભ્રશ અગ્રેજી, સુધરેલી અગ્રેજી ચોરાટીઆ અગ્રેજી અને ‘લાલીઆ પરાપર’ અગ્રેજીથી નસીબાણનું દવાખાનુ મૃદુ ઘૂ ઘૂ ધ્વનિ કરતાં કબૂતરોથી છવાયલી અગાસીની માફક શોભી રહે છે જ્યારે તેમની ડહેલીએ, નાચરગ, ગાનતાન, રામલીલા અને વાર પર્વની મીજલસ હોય છે, ત્યારે મનુષ્ય–કોકિલના ટોળેટોળા આવીને તેમના ઘરમા અધારૂ ઘોર કરી મૂકે છે કોઇ ખાય છે, કોઇ ગાય છે, કોઇ હસે છે, કોઇ કરાજે છે, કોઇ હુક્કા ગગડાવે છે, કોઈ હસતા ફરે છે, કોઇ અમલ ચઢાવે છે અને કોઇ ટેબલની નીચે ગબડે છે. (દારૂ પીને.) જ્યારે નસીબાણ બાગમા જાય છે ત્યારે તેના સોબતીઓ કીડીની પેઠે ઉભરાઇ નીકળે છે, પરતુ જે રાત્રિએ મુસળધાર અવિશ્રાન્ત વરસાદ વરસ્યો અને નસીબાણના પુત્રે એકાએક દેહ મૂકયો, ત્યારે તેમને એક પણ માણસ મળી શકયુ નહિ, કેટલાકની તબીયત જરા ઠીક ન હતી તેથી તેઓ આવી શકયા નહિ, કેટલાકને ઘેર પરમ આનદનો દિવસ હતો–દીકરાને ઘેર દીકરો અવતર્યો હતો–તેથી તેઓ આવી શકયા નહિ, કેટલાકને આખી રાત ઉઘજ આવી નહોતી તેથી તેઓ આવી શકયા નહિ, કેટલાક સારી રાત ઘોર નિદ્રાદેવીને આધીન થઇ ગયા હતા તેથી તેઓ આવી શકયા નહિ ખરી વાત એ છે કે તે દિવસ વર્ષાનો હતો, વસન્તનો નહિ, તો પછી વસન્તની કોકિલા તે દિવસે શામાટે આવે ?

તો પછી બેન વસન્તની કોકિલા ! તારો દોષ નથી તુ સુખે ગા. આ અશોકની ડાળે બેસીને, રાતા ફૂલોના ઢગલા વચ્ચે તારા કૃષ્ણ શરીરને બળતા અગારામાં રહેલાં કાળાં વેગણની પેઠે છુપાવી રાખીને એક વખત પચમ સ્વરથી “કુ–હૂ” કરીને ટહૂક. તારા આ “કુ–હૂ” રવને હુ ઘણોજ પસદ કરૂ છુ. તુ જાતે કાળી–પારકા

અન્નથી પોષાયથી એટલે તારી દૃષ્ટિમાં સઘળુંજ 'કુ' (ખરાબ) છે, તો પછી જેટલા જોરથી બની શકે તેટલા જોરથી આ પંચમ સ્વરે બોલ–'કુ–હૂ' જ્યારે પૃથ્વી ઉપર કોઈ એવી સુંદર ચીજ જોવામાં આવે કે જેથી તારામાં દ્વેષ, અદેખાઇ ઇર્ષ્યા જાગી ઉઠે ત્યારે ઉંચી ડાળ ઉપર બેસીને પોકારીને કહે, 'કુ–હ', કારણ કે તું સૌંદર્યશૂન્ય અને પારકા અન્ન ઉપર જીવન નિભાવનારી છે જ્યારે કુસુમગુચ્છથી છવાયલી લતા સન્ધ્યાનો સમીર આવતાં ડોલી ઉઠે, અને સુગંધની લહરી આવવા માંડે એવું જણાય એટલે તરતજ ટહુકી ઉઠ, 'કુ–હૂ.'

જે વખતે અસંખ્ય ચમેલી એક સાથે ખીલી ઉઠીને પોતાની સુગંધથી પોતેજ મસ્ત થઇ એક એક ઉપર ઢળી પડતી જોવામાં આવે એટલે તારે તેજ ડાળેથી તરતજ પોકારી ઉઠવું 'કુ–હૂ' જેમ યૌવનપૂર્ણ સુંદરીનું લાવણ્ય ખીલી ખીલીને, મરડાઇ મરડાઇને, ડોલી ડોલીને, લચકાઇ લચકાઇને તેના દેહમાંથી ઉભરાઇ નીકળે તેમ બકુલ વૃક્ષના ગાઢા છવાયલા સ્નિગ્ધ, શ્યામલ, ઉજ્જવલ પત્રોની શોભા વૃક્ષ ઝીલી ન શકે, એમ જ્યારે તારા જોવામાં આવે, તેનાં ખીલી રહેલા અસંખ્ય પુષ્પોની સુગંધીથી આકાશ સુવાસિત થઈ રહે, ત્યારે તેજ વૃક્ષોનો આશ્રય લઇને તે કોમળ પત્રના સ્પર્શથી તારાં શરીરને શીતળ કરીને, તેનાજ સુવાસથી તારા દેહને પવિત્ર કરીને એજ બકુલકુંજમાંથી તું 'કુ–હૂ' એવું પોકારજે જ્યારે જોવામાં આવે, કે શુભ્રમુખી, ધવલકાન્તિવાળી નવમલ્લિકા (ચંપેલી) સંધ્યાના ઝાકળબિન્દુથી છંટાઇને પ્રકાશની ઉગ્રતાનો હ્રાસ થતો જોઇને ધીરે ધીરે મુખ વિકાસવાનું સાહસ કરવા માંડે–અસંખ્ય અકલંક પાંખડીઓના પડના પડ વિકસિત થવાનો ઉપક્રમ શરૂ થાય, જ્યારે જોવામાં આવે કે ભ્રમર તે રૂપ જોઇને–સ્નેહભર્યા સ્વરે તેમની આસપાસ ગુંજારવ કરતા ફરીને મધુરસ ચૂમે ત્યારે પણ હે કૃષ્ણમુખી! ફરીથી 'કુ–હૂ' બોલી ઉઠીને તારા મનની જ્વાળા શાંત કરજે, અને જ્યારે તું કોઇ ગૃહસ્થના આંગણામાં આવેલી દાડમડીની ડાળે બેસીને તે ઘરની કુસુમકુમારિકાઓ લતાનું ડોલન, ગુલાબનો વિકાસ, બકુલનો રૂપભંડાર અને ચમેલીની વિમલતા એકત્ર કરતી, આનંદ કરી રહી હોય, એવું જોવામાં આવે ત્યારે તેના મોં ઉપરજ આ પંચમસ્વરે આખા ઘરઆંગણાને પ્રતિધ્વનિત કરી સૌને પોકારીને કહેજે કે આટલું રૂપ, આટલું સુખ, આટલી પવિત્રતા એ સઘળું 'કુ–હૂ!' એજ તારો વિજય છે,–એજ પંચમસ્વર છે, નહિ તો તારા આ 'કુ–હૂ'ને કોઇ પણ સાંભળત નહિ. આ પૃથ્વી ઉપર તું ગ્લેડસ્ટનx અને

x મિ ગ્લેડસ્ટન (ઇ. સ. ૧૮૦૯—૧૮૯૮) ઓગણીસમા સૈકાનો ઈંગ્લાંડનો સૌથી મહાન પુરુષ હતો એ ૧૮૩૩માં પહેલી વાર પાર્લામેંટમાં દાખલ થયો. પ્રથમ એ કોન્ઝર્વેટીવ પક્ષનો હતો, પણ પાછળથી લીબરલ મતવાદી થયો હતો. પાર્લામેંટમાં એ ૧૮૩૩ થી ૧૮૯૪ સુધી લાગલાગટ ૬૧ વર્ષ સુધી રહ્યો હતો, અને તે દરમિયાન

*ડિસ્રાયલીની પેઠે કેવળ શબ્દચાતુર્યથીજ જિતી ગઇ છે, નહિ તો તારો આ કાળો રગ કંઇ જોર મારવાનો ન હતો શબ્દચાતુર્યમાં આટલો ગુણ ન હોત તો જેણે દમ વગરની નૉવેલ્સ લખી છે તે ( ડિસ્રાયલી ) સમ્રાટ્‌ના અમાત્યપદે શી રીતે બિરાજત ? અને જોન સ્ટુઅર્ટ +મીલ જેવો સમર્થ વિદ્વાન પાર્લામેન્ટમાં બેસવાને પણ શક્તિમાન ન થયો તેનુ શુ કારણ ?

તો પછી હે કોકિલ ! તુ પ્રકૃતિની મહા પાર્લામેન્ટમા ઉભી રહીને નક્ષત્રમય ભૂરા ગગનરૂપી ચ દરવાથી આચ્છાદિત અને ગિરિ, નદી, નગર અને કુજરૂપી બેન્ચોથી સજ્જિત આ મહાસભાગૃહમા તારા પચમ સ્વરે–" કુ–હૂ " કહીને પોકાર, કે જેથી સિહાસન ઉપરથી હેસ્ટિગ્સ× સુધીના સઘળાજ કપી ઉઠે. ઠીક, બાપુ,

---

૪ વખત બ્રિટિશ સામ્રાજ્યના વડા પ્રધાનનુ પદ પામ્યો હતો એની વક્તૃત્વશક્તિ અદ્ભુત હતી જે કોઈ એને સાંભળતુ તે મત્રમુગ્ધજ બની જતુ ઇ સ. ૧૮૫૩મા જમાખર્ચનો વાધાભર્યો ખરડો પાર્લામેટમા પસાર કરાવવા માટે એણે પાંચ કલાક સુધી એક મિનિટ પણ વિશ્રાતિ લીધા સિવાય છટાદાર ભાષણ આપ્યુ હતુ, છતા આટલા લાબા ભાષણથી પણ કોઇને જરાએ કટાળો ઉપજ્યો ન હતો. એક સભાસદે કહ્યુ હતુ કે "મારા પાંચ કલાક પસાર થઇ ગયા એમ ઘડીયાળમા જોવાથીજ જણાયુ, અને મને એમ લાગ્યુ કે એ પાચ કલાક આટલા જલદી કેમ પસાર થઇ ગયા" મિસ્ટર ગ્લેડસ્ટને જે અનેક ઉપયોગી કામો કર્યાં તેમા તેને તેની કલમ કરતાં જીભેજ ઘણી મદદ કરી હતી એનુ 'જીવનચરિત્ર ' ચરિત્રમાળા 'દ્વારા' નીકળેલા " જગવિખ્યાત પુરુષો–ભાગ ૪થો. 'મા અપાયલુ છે

* ડિસ્રાયલી ( અર્લ ઑફ્ બેકનસ્ફીલ્ડ ) મિ ગ્લેડસ્ટનનો સમકાલીન અને પ્રતિપક્ષી હતો એ જાતે યાહુદી હતો યુવાવસ્થામા લીબરલ હતો પણ પાછળથી ચુસ્ત કોન્ઝરવેટીવ થયો હતો, એ પણ એક છટાદાર વક્તા હતો, પણ ગ્લેસ્ટનની પેઠે કોઇ પણ વિષયને માટે તનતોડ મહેનત લેતો નહિ નિષ્પક્ષપાતપણાને માટે એ ગ્લેડસ્ટનના જેટલોજ પ્રસિદ્ધ છે એ જ્યારે ઉમરાવ બનીને "હાઉસ ઑફ્ કૉમન્સ"માંથી અમીરોની સભામા ગયો ત્યારે ગ્લેડસ્ટનને સૂનુ સૂનુ લાગ્યુ હતુ, કારણ કે વાદવિવાદને માટે ડિસ્રાયલી જેવો બીજો કોઇ સમર્થ પ્રતિપક્ષી તે સભામાં રહ્યો નહતો ડિસ્રાયલી નવલકથાકાર તરીકે પણ જાણીતો છે એ ઇ સ ૧૮૬૮મા થોડા દિવસ સુધી બ્રિટિશ સામ્રાજ્યના વડા પ્રધાનપદ પર રહ્યો હતો

+ જોન સ્ટુઅર્ટ મીલ એક સમર્થ તત્ત્વજ્ઞાની, નૈયાયિક અને અર્થશાસ્ત્રી હતો. ( ૧૮૦૬ થી ૧૮૭૩ ) ભા૦ ૬૦

× વૉરન હેસ્ટિગ્સ હિન્દુસ્તાનનો પહેલો ગવર્નર જનરલ હતો. ( ૧૭૭૪–૮૫ ) એના ઉપર હિન્દુસ્તાનની અમલગિરિ દરમિયાન તેણે કરેલા અમાનુષી

આ મધુર કંઠથી ' કુ ' કહીશ તો ' કુ ' માનીશ, અને ' સુ ' બોલીશ તો ' સુ ' માની લઈશ. ' કુ ' સિવાય બીજું છે પણ શું ' સઘળુંજ ' કુ ' છે. લતામાં કંટક છે, કુસુમમાં કીડા છે, ગંધમાં વિષ છે, પાદડાં સુકાઈને ખરી પડે છે, રૂપ વિરૂપ થઈ જાય છે અને સ્ત્રીજાતિમાં પ્રપંચ છે. ' કુ–હૂ ' ઠીક છે–તું ગા, પરંતુ જ્યારે તું આ પંચમ સ્વરે બોલશે ત્યારેજ ' કુ ' માનીશ, નહિ તો કુકડાજી ' કૂકૂરે કૂક્ ' બોલીને મારી સુખભરી ગુલાબી ઉંઘને ' કુ ' કહેશે તો હું માનીશ નહિ, કારણ કે તેના ગળામાં મિઠાશ નથી. શબ્દચાતુર્યથી જગત્ જીતાય છે ખરૂં, પરંતુ કેવળ બૂમ બરાડાથી નહિ જો કોઈ પણ શબ્દમંત્રવડે જગતને વશ કરી શકાતું હોય તો તે માત્ર તારો પંચમ સ્વરજ છે

બેસુરા અથવા તીવ્ર, મધ્યમ સ્વરથી કામ સરતું નથી. સર જેમ્સ મેકિન્ટોસ× પોતાના ભાષણમાં ફીલસુફીનો તીવ્ર મધ્યમ સુર મેળવ્યાથી નિષ્ફળતા પામ્યો અને મૅકોલે– રેટરિક ( અલંકાર–વાણીવિભવ ) ના પંચમનું અવલંબન કરવાથી વિજયી નીવડયો, અને ' કૂકડ ' દયારામ+ આદિરસ ( શૃંગાર ) નો પંચમ ગાવાથી

---

કામોના આરોપ બદલ પાર્લામેન્ટમાં સાત વરસ સુધી મુકર્દમો ચાલ્યો હતો એવો લાંબો અને પ્રખ્યાત મુકર્દમો ઇંગ્લાંડમાં બીજો એકે ચાલ્યો નથી રાણી, શાહજાદા ને શાહજાદીઓ, ડયુકો ને બીશપો, તેમજ પોતાની પત્નીઓ સાથે ઉમરાવો અને પોતાના ઝભ્ભા પહેરેલા ન્યાયાધીશો, એ સર્વ મુકર્દમો સાંભળવા આવ્યા હતા હેસ્ટિંગ્સ ઉપરનાં તોહમતો સાબીત કરવાને તેના પ્રતિપક્ષીઓ તરફથી એડમંડ બર્કે એવું તો છટાદાર ભાષણ આપ્યું હતું કે તે સાંભળીને શ્રોતાઓની આંખમાંથી હેસ્ટીંગ્સે ગુજારેલા અત્યાચારમાટે દડ દડ આંસુ વહેલાં, એટલુંજ નહિ પણ ખુદ હેસ્ટિંગ્સને પોતાને પણ લાગેલું કે હું મરી ગયો હોત તો સારૂં થાત ભા૦ કં૦

× મેકિન્ટોસ ( ૧૭૬૫–૧૮૩૨ ) એક અંગ્રેજ રાજદ્વારી પુરુષ અને ઇતિહાસકર્તા હતો તેણે ' એન્સાઇકલો પિડિઆ ' માટે ઇંગ્લાંડમાં થએલા મહાન્ રાજવિપ્લવનું પ્રકરણ લખ્યું હતું તેના લખાણમાં ઐતિહાસિક પ્રસંગો કરતાં ઐતિહાસિક તત્ત્વજ્ઞાનનું પ્રાધાન્ય જોવામાં આવે છે તેથી કદાચ તેના પુસ્તકો લોકપ્રિય ન થઈ શક્યાં હોય તે ફોક્સ અને બર્કનો સમકાલીન હતો.

– લૉર્ડ મૅકોલે ( ૧૮૦૦–૧૮૫૯ ) એ પ્રસિદ્ધ ધારાશાસ્ત્રી અને સમર્થ વિવેચક તથા ઇતિહાસકાર હતો એ હિન્દુસ્તાનની " વાઇસરિગલ " કાઉન્સિલનો સભાસદ હતો, અને તે હોદ્દાની રૂઇએ તેણે હિન્દુસ્તાનની અંગ્રેજી કેળવણીનો પાયો નાખ્યો હતો. તેના લખાણમાં સચોટ ભાષા અને તીક્ષ્ણ પૃથક્કરણ શક્તિનો સારો પરિચય મળે છે.

+ મૂળ પુસ્તકમાં ભારતચંદ્ર અને કવિ કંકણનાં નામ છે.

અમર થઇ ગયો, પરંતુ આખાના ઋષભ ( ખરમચડા ) સ્વરને સાભળે છે કોણ ? જુઓ, ઘરડાં માબાપના બેસુરા બકબકાટથી કયું સારૂ ફળ આવેલું જણાય છે ? પરંતુ જ્યારે સાહેબનાં પત્ની સાહેબનો ‘સૂર બાંધવા’× ( એટલે કે તેમની રગ પકડવા ) તેમનો કાન* પકડીને પંચમસુરથી આલાપ કરે છે, ત્યારે સાહેબ કેવા એકતાન થઇને બાઇસાહેબના સૂર સાથે પોતાનો સૂર મિલાવી દે છે ?

તોપણ તારા સ્વરને પંચમ સ્વર શામાટે કહે છે તે સમજી શકાતું નથી શું જે મધુર હોય તેજ પંચમ ? બે પંચમ અવશ્ય મધુર લાગે છે–એક પંચમ સુરનો, અને બીજો સ્ત્રીના પગે પહેરાતા ઘુઘરીવાળા વિછુવાનો–, તોપણ સુર પંચમમાથી ઉઠે તોજ મધુર લાગે છે, અને પગનો પંચમ પગ તળેથીજ ઉઠે તો મિષ્ટ લાગે છે.

કયો સ્વર પંચમ, કયો ષડ્જ, કયો મધ્યમ અને કયો ગાંધાર કહેવાય એ મને કોણ સમજાવશે ? આ હાથીનો અવાજ, પેલો ઘોડાનો હણહણાટ, આ મોરની કેકા, અને પેલો વાંદરાનો કચકચાટ છે એમ કહેવાથી તો મારા સમજવામાં કશું પણ આવતું નથી હું અરસિકી ભાઈ–બેસૂરૂ સાભળું, બેસૂરૂ સમજું, અને બેસૂરૂ લખું છું–ધૈવત, ગાંધાર, નિષાદ, અને પંચમની પંચાત શામાટે રાખું+ ? જો કોઇક પખાજ, તંબુરો કે ફીડલ લઇને મને સમ સૂર સમજાવવા આવે ત્યારે તેનું ગર્જન સાભળીને મંગલા ગાયના તરતના જન્મેલા વાછરડાનો અવાજ મને યાદ આવી જાય છે તેણે પીતા વધેલા નિર્મળ દૂધના ધ્યાનમાં મન તલ્લીન થઇ જાય છે–એટલે સુર સમજી શકાતો પણ નથી હું ગવૈયાઓનો કૃતજ્ઞ થઇને તેમને મન વચન કર્મથી આશીર્વાદ આપું છું, કે બીજે અવતારે તેઓ મંગલા ગાયના વત્સ થાય

હવે આવ, કોયલડી ! હું અને તું બન્ને એક વાર પંચમ ગાઇએ તું જે છે, તેજ હું પણ છું–આપણે બન્ને એકજ દુખે દુખી અને એકજ સુખે સુખી

× વાજીંત્ર વગાડનારાઓ સપ્તકમાના કોઈ પણ સૂરથી ‘સા’ વગાડીને પોતાને અનુકૂળ સપ્તક બનાવી લે છે તેને ‘સૂર બાંધવો’ કહે છે

* ૧. સાહેબના કાન ૨ સારંગીની ખીંટી.

– નાચનારીઓ પગના આંગળામાં જે ઘુઘરીવાળું ઘરેણું પહેરે છે છે તે. ભા૦ ક૦

\+ निषादर्षभगांधारषड्जमध्यमधैवताः ।
पंचमश्चेत्यमी सप्त तंत्रीकंठोत्थिता• स्वराः ॥

સંગીતશાસ્ત્રમા એકંદર સાત સ્વર છે ‘સા’ આગળથી ઉઠતા સ્વરને ષડ્જ, ‘રિ’ આગળથી ઉઠતાને ઋષભ, ‘ગ’ આગળથી ઉઠતાને ગાન્ધાર, ‘મ’ થી ઉઠતાને ‘મધ્યમ, ‘પ’ થી ઉઠતાને પંચમ, ‘ધ’ થી ઉઠતાને ધૈવત અને ‘નિ’ થી ઉઠતાને નિષાદ કહેવામા આવે છે

છીએ તુ આ કુસુમોદ્યાનમાં વૃક્ષે વૃક્ષે આનંદથી ગાતી ફરે છે, હુ પણ આ સંસાર-વાટિકામાં ગૃહે ગૃહે નિર્જનદે આ દફતર સંભળાવતો ફરૂ છુ આવ, બેન, આપણે બન્ને હળીમળીને પંચમ ગાઇએ તારે પણ કોઈ નથી, આનંદ છે, મારે પણ કોઇ નથી, આનંદ છે તારી પૂજી આ કંઠ છે, મારી પૂજી આ અફીણની ગોટી છે. તુ આ સંસારમા પંચમ સ્વરને પસંદ કરે છે,–હુ પણ એનેજ ચાહુ છુ. તુ પંચમસ્વરથી કોને બોલાવે છે ? અને હુ પણ કોને ' કહે જોઉ કોયલડી, હુ કોને પોકારૂ છુ ?

જે સુંદર છે તેનેજ પોકારૂ છુ, જે સારૂ છે તેનેજ પોકારૂ છુ, જે મારૂ બોલવુ સાભળે છે તેનેજ પોકારૂ છુ, જે આ અદ્ભુત બ્રહ્માડને જોઇને કઇ પણ ન સમજી શકતાં આશ્ચર્યચકિત થઇ ગયાં છે, તેમનેજ પોકારૂ છુ. આ અનન્ત સુંદર જગત્–રૂપી શરીરનો જે આત્મા છે તેને પોકારૂ છુ હુ પણ પોકારૂં છુ, તુ પણ પોકાર જાણીને પોકારૂ અથવા અજાણતા પોકારૂ, એ એકનુ એકજ છે. તુ પણ કઇ જાણતી નથી અને હુ પણ જાણતો નથી તારો પોકાર પણ પહોંચશે અને મારો પોકાર પણ પહોચશે જો સાંભળનારને કાન હશે તો પછી તારો પોકાર ત્યાંસુધી કેમ નહિ પહોચે ? આવ, બાપુ, એક વાર બન્ને જણુ હળીમળીને પંચમ સ્વરે ગાઇએ.

ઠીક, તો પછી ટ્હૂકરવથી સધાયલા કંઠથી હે કોકિલ ! એક વાર બોલ તો ખરી ! કંઠ નહિ હોવાથી હુ મારા મનની વાત કદી પણ કહી શકયો નથી જો તારો આ ભુવનમોહન સ્વર મને પ્રાપ્ત થયો હોત તો કહેત. તુજ મારા મનની વાત પ્રકટ કરીને આ પુષ્પમય કુંજવનમા એક વાર પોકાર જોઉ ! કમલાકાન્તના મનની વાત આ જન્મમાં કહેવાઇ નથી–જો કોકિલકંઠ પામું–કોઈ અમાનુષી ભાષા પામુ તોજ મનની વાત કહી શકુ. આ નીલા આકાશમા પ્રવેશીને, આ નક્ષત્રમંડળમા ઉડીને શુ હુ કદી પણ કુહૂ પોકારી નહિ શકુ ? હુ નહિ પોકારી શકુ તો ખેર, પરંતુ હે કોકિલ ! તુજ મારાવતી એક વખત પોકાર તો, જોઉ.

# स्रीओनुं रूप

અનેક સુંદરીઓ રૂપના અભિમાનથી ધરતીપર પગ માડતી નથી. તેઓ એમ સમજે છે કે, જે તરફ તેઓ લચકાતી મચકાતી ચાલી જાય છે તે તરફના લોકો લાવણ્યની લહરીઓમાં ડૂબી જાય છે, અને તેદ્વારા એક નવીન જગતની સૃષ્ટિ થાય છે તેઓ એમ માને છે કે, તેમના રૂપનો ઝંઝાવાત જે દિશા તરફ વાય છે, તે તરફના સઘળા લોકોનુ ધૈર્ય બીજે સ્થળે ઉડી જાય છે. ધર્મનો કોટ ભાંગી

પડે છે. જ્યારે પુરુષોના હૃદય-સાગરમાં તેમના રૂપનો પ્રબળ પ્રવાહ વહેવા માંડે છે ત્યારે તેમાં તેમના ( પુરુષોના ) કર્મ-જહાજ, ધર્મ-નૌકા અને બુદ્ધિરૂપી મછવા સઘળુંજ ડૂબી જાય છે. કેવળ સૌંદર્યાભિમાની રમણીઓનીજ આવી પ્રતીતિ હોય છે એમ નથી પુરુષો પણ જ્યારે સુંદરીઓની મોહિની શક્તિથી વશીભૂત થઇને તેમનો સૌંદર્યમહિમા વર્ણવવાનો આરંભ કરે છે ત્યારે જે કંઇ બોલે છે તે સાંભળીને પણ વિસ્મિત થવું પડે છે. ત્યારે તેઓ ગગનના તારા, અને શુક, પૃથ્વી-ના પર્વતો, પશુપક્ષી, કીટપતંગ અને લતાગુલ્મ ઇત્યાદિની સાથે મારી મચરડીને સ્ત્રીઓનાં વિવિધ અંગોની ઉપમા આપવા મંડી જાય છે-અને પછી તેમાંના અનેકને અપમાનિત કરીને પાછા કાઢે છે રૂપવતીઓના મુખમંડળ સાથે તુલના કરવા માટે તેઓ પૂર્ણચંદ્રને નિમંત્રણ દઇને પછી તેને કલંકિત ગણીને પાછો વિદાય કરી દે છે, ગરીબ બિચારો ચંદ્ર પોતાનું કલંક પોતાના હૃદયમાં રાખીને રાતોરાત પોતાનું કામ બજાવીને પલાયન કરી જાય છે તેઓ સુંદરીના લલાટ પરનું સિન્દુરબિંદુ જોઇને ઉષાની સેંથીના શોભારૂપ બાલસૂર્યની નિંદા કરે છે પરિણામે સૂર્યદેવ ક્રોધથી રાતાચોળ થઇ પૃથ્વીને તપ્ત કરીને ચાલ્યા જાય છે રસિક રમણીના વદનનું હાસ્ય જોતા તેઓ પ્રફુલ્લ કમળપરના સૂર્યનાં કિરણોના અને ખીલેલી કુમુદિની પરના ચાંદનીના નૃત્યને કશા લેખામાં ગણતા નથી ત્યારથીજ કમળ અને કુમુદ ઉપર કીડા અને પતંગનો અધિકાર જામી ગયો છે કામિનીના કંઠહારનું નિરીક્ષણ કરતાં તેઓ રાત્રિની તારકમાળાપ્રતિ તિરસ્કાર દર્શાવવા લાગ્યા છે, મને લાગે છે કે ભવિષ્યમા જ્યોતિષનું અધ્યયન છોડી દઇને મારે તેમના હાર ઘડનાર સોનીની વિદ્યા શીખવામાં મન લગાડવું રસીલી રંગીલી લલનાઓનાં અંગ સંચાલનમાં તેઓ એવી તો લાવણ્ય-લીલા નિહાળે છે કે ચાંદની રાત્રીમાં મંદમંદ હાલતા વૃક્ષપત્રોમાં અથવા તો નિત્યકંપિત સમુદ્રતરંગમાં થતી ચંદ્રિકાની ક્રીડામાં તેમનું મન ચોટતું નથી સંભવ છે કે એટલા માટે સ્ત્રીઓ રાત્રે નિદ્રાધીન થઇ જાય છે અને ઘડા ભરી ભરીને નદીને શોષી લેતી રહે છે, અને જ્યારે તેઓ રમણીઓના નયનોનું વર્ણન કરવા બેસે છે ત્યારે મલયસમીરથી ડોલાયમાન થતા સરોવરમાંનાં ભૂરા રંગનાં કમળો તો દૂર રહ્યાં, પણ વિશ્વમંડળમાંની કોઇ પણ ચીજ તેમને પસંદ પડતી નથી

એ સ્ત્રીમૂર્તિના પ્રશંસકોની ઉપમાનુભવશક્તિનાં કંઇક વખાણ કર્યા સિવાય રહી શકતો નથી. એમની કલ્પનાના પ્રભાવથી એક-નયન ઘડીકમાં પક્ષી, જેમકે ખંજન, ચકોર વગેરે, ઘડીકમાં મત્સ્ય, જેમકે શફરી, ઘડીકમાં વનસ્પતિ, જેમકે પદ્મ, પલાશ, કમળ વગેરે, અને ઘડીકમાં જડ પદાર્થ, જેમકે આકાશના તારા વગેરે બની જાય છે એક ચન્દ્ર એમના પ્રભાવથી કોઇ વખતે રમણીનું મુખમંડળ

અને કોઈ વખતે તેમની ચરણાંગુલિનો નખ× બની જાય છે.

ઉચ્ચ કૈલાસશિખર અને નાનીસરખી કમળની કળી, બન્નેની ઉપમા એકજ અંગ સાથે અપાય, છતાં તેટલાથી પૂરૂં થતું નથી, તેથી દાડમ, કદંબ અને હાથીનાં કુંભસ્થળ જેવી વિષમ વસ્તુઓને પણ ઉપમાની સાંકળથી જકડી લેવામાં આવી છે. નાનુંસરખું જળચર પક્ષી હંસ અને પ્રચંડ શરીરધારી સ્થળચર પશુ હાથી, એ બન્નેના ગમનમાં વિષમતા હોય એ સ્વાભાવિક છે, પરન્તુ કવિઓની નજરમાં બન્નેજ રમણીઓની ચાલનું અનુકરણ કરનારા છે વળી જેવા તેવા હાથીની ગતિ સાથે એ હંસગામિનીઓના ગમનની તુલના થતી નથી, પરન્તુ જે હાથી હાથીઓનો પણ રાજા હોય તેની ગતિ સાથેજ એ ગજેન્દ્રગામિનીઓની ગતિ સરખાવવા યોગ્ય ગણાય છે સાંભળ્યું છે કે, હાથી એક દિવસમાં ઘણે દૂર સુધી જઈ શકે છે, ઘોડા કે તેવાં બીજા પશુ તેટલું જઈ શકતા નથી. તો પછી જેઓને દૂર મુસાફરીએ જવાનું હોય તેઓ એ ગજેન્દ્રગામિનીઓની (સ્ત્રીઓની) પીઠ ઉપર સ્વારી કરીને શામાટે જતા નથી? જે વિભાગમાં રેલ્વે થઈ નથી તે તરફ જો ચૂંટી ચૂંટીને ગજગામિની સ્ત્રીઓનાં સ્ટેશન બેસાડવામાં આવે તો કેવું?

હું પણ એક વખતે કામિનીભક્ત કવિદળ માંહેલો એક હતો ત્યારે મને આ અખિલ સંસારમાં રમણીસમાન સુંદર વસ્તુ બીજી કોઈ પણ દેખાતી ન હતી. ચંપક, કમળ, કુંદ (બટમોગરો), શિરીષ, કદંબ, ગુલાબ ઈત્યાદિ પુષ્પોનો પુંજ તે સમયે કામિનીઓની કાન્તિમાં ગુંથેથી કુસુમમાલા જેટલો મનોહર લાગતો નહિ. કેટલે સુધી કહું! વસન્તની પુષ્પવતી પૃથ્વીના કરતાં પણ હું કુસુમમયી કામિનીને વધારે પસંદ કરતો, વર્ષાઋતુની આગળ વધતી જતી, તરંગમયી, રંગદાર નદી કરતાં રસિક યુવતીનો હું વધારે પક્ષપાતી હતો, પરન્તુ હવે મારો તે ભાવ બદલાઈ ગયો છે. મને દિવ્ય જ્ઞાન થયું છે હું માયામયી મહિલામંડળની મોહજાળ કાપી છૂટો થઈને નાસી આવ્યો છું માછીની સડી ગયલી જાળમાં ફસાઈ પડેલો મચ્છ જેવી રીતે તેને કાપીને નાસી જાય છે તેજ પ્રમાણે હું નાસી છૂટયો છું, જે પ્રમાણે ક્ષુદ્ર કરોળીઆની જાળમાં સપડાયલું જીવડું જાળ તોડીને પલાયન કરી જાય છે તેજ પ્રમાણે હું નાસી છૂટયો છું, અથવા જે પ્રમાણે તોફાની આખલું દોર તોડાવ્યા પછી ઉભી પૂંછડીએ નાસી જાય છે તેજ પ્રમાણે હું દોટ મૂકીને પલાયન કરી આવ્યો છું. એ સઘળો પ્રતાપ અફીણનોજ છે. હે માતા અફીણ

× મારા વિચાર પ્રમાણે ચન્દ્રની સાથે નખનીજ ઉપમા ઘણી સુંદર છે; કારણ કે તેથી કવિતામાં ઉત્તમ પદવિન્યાસ અથવા 'જમક' આવી શકે છે. જેમકે—"નખર–નિકર–હિમકર–કલમ્બિત–કોકિલ કૂજિત કુંજકુટીરે." આ ખાસ મારી પોતાનીજ કૃતિ છે. "ગીતગોવિંદ"માંના પૃ. ૨૪

શ્રી ભોગ્અતલ બોશાનભીસ

દેવી ! તારી દાબડી અક્ષય રહો તું પ્રતિવર્ષે સુવર્ણ જહાજમાં બેસીને ચીન દેશમાં જઈ માન અકરામ અને પૂજા પામી આવ, જાપાન, સૈબીરીઆ, યૂરપ, અમેરિકા એ સઘળાજ તારા અધિકાર નીચે આવો દેશેદેશમા તારી જયતી ઉજવાઓ; પરન્તુ કમલાકાન્તને ચરણુ સમીપ રાખજે હુ તારી કૃપાથી જનસમાજના ઉપ કારાર્થે દીલ ખોલીને મારા મનની બે ચાર વાતો કહીશ

બેશક મારી વાત સાંભળીને કેવળ સ્ત્રીઓજ નહિ, અનેક પુરુષો પણ મને પાગલ કહેશે કહેવા દો, હરકત નહિ. જે કોઇ નવીન વાત કહે છે તે પાગલજ ગણાય છે. +ગેલીલીઓએ કહ્યુ કે "પૃથ્વી ફરે છે" એ સાભળીને ઇટલીનો શ્રીમત વર્ગ, ધાર્મિકવર્ગ અને વિદ્વાન વર્ગ હસવા લાગ્યો, તેમણે નિશ્ચય કર્યો કે ગેલી-લીઓને ચિત્તભ્રમ થયો છે કાળનો પ્રવાહ વહી ગયો, હવે ઇટલીનો શ્રીમતવર્ગ, ધાર્મિક વર્ગ અને વિદ્દ્વર્ગ પૃથ્વી ફરે છે એ કથન સાભળીને હસતો નથી, અને ગેલીલીઓને હવે કોઇ ભેજાગેપ પણ કહેતું નથી

સઘળા લોકો સૌંદર્યની બાબતમાં સ્રીઓનુ પ્રાધાન્ય સ્વીકારે છે વિદ્યા, બુદ્ધિ અને બળમાં પુરુષોની શ્રેષ્ઠતા સ્વીકારતા છતા રૂપનુ સર્વોપરિપણુ તો સ્રીઓનેજ અર્પવામા આવે છે મારા વિચાર પ્રમાણે આ એક ભયકર ભૂલ છે દિવ્ય ચક્ષુથી મારા જોવામા આવ્યુ છે કે, પુરુષના રૂપ કરતાં સ્રીનું રૂપ ઘણે દરજ્જે ઉતરતી પંક્તિનુ છે હે માનમયી મોહિનીઓ ! મારા આ અપરાધને માટે તમે મને તમારા કુટિલ કટાક્ષની કાલકૂટવૃષ્ટિથી ભસ્મીભૂત કરશો નહિ કાળી નાગણને પણ ભૂલાવે એવી વેણીથી મને બાધી લેશો નહિ, ગુસ્સાથી ભ્રકુટિ–ધનુષ્યપર તીક્ષ્ણ શર ચડાવીને મને વિધી નાખશો નહિ શુ કહુ, તમારી નિદા કરતાં ભયથી કાળજુ ધડકી ઉઠે છે જો તમે માર્ગ જોઇને તમારી વાળીની જાળ પાથરી રાખો તો તેમા કેટલાએ હાથીના પગ બધાઇ જઇને તેઓ તમારા નાક સાથે ઝુલ્યા કરશે, તો પછી કમલા-કાન્ત તે શી વિસાતમાં? તમારી વાળીનુ લોલક જો સરી પડે તો અનેક માણસોના ખૂન થઇ જવાનો બહુજ સભવ છે તમારા ચદ્રહારમાનો એકાદ ચદ્ર પણ જો સ્થાનભ્રષ્ટ થઇને કોઇના અગ ઉપર પડે તો તેના હાથપગ ભાગી જાય એમા કઈ નવાઇ નથી, એટલા માટે તમે કોપ કરશો નહિ. અને હે રમણીપ્રિય, કલ્પનાપ્રિય, ઉપમાપ્રિય કવિજનો ! હું તમારી સ્રીદેવીની સુખમયી સુવર્ણમયી પ્રતિમા ભાગી નાખવા પ્રવૃત્ત થયો છુ એમ સમજીને મને મારવાને માટે ઉદ્યત થશો નહિ. હું સાબીત કરી આપીશ કે, તમે કુસસ્કારથી દૂષિત પૌત્તલિક (મૂર્તિપૂજકો) છો. તમે

+ ગેલીલીઓ ઇટાલીઅન ખગોળવેત્તા હતો અને પૃથ્વી પોતાની ધરી ઉપર ફરે છે એ સિદ્ધાંતને યૂરોપના વિદ્વાનો સમક્ષ મૂકનાર પહેલો પુરુષ એ હતો. કોપ-ર્નિકસે એ સિદ્ધાંતને સિદ્ધ કરી બતાવી માન્ય કરાવ્યો હતો. હિંદમા તો એ સમય અગાઉથી એ સિદ્ધાંત જણાઇ મનાઇ ચૂક્યો હતો. ભા૦ ક૦

લોકો ઉપાસ્ય દેવતાની પ્રકૃત ( અસલ ) મૂર્તિનો પરિત્યાગ કરીને વિકૃત (બનાવટી) પ્રતિમૂર્તિની પૂજા કરવા લાગ્યા છે

જેમને માથે સુંદર કેશકલાપ હોય છે તેઓ કૃત્રિમ વાળનો ઉપયોગ કરતા નથી. જેમના દાંત ઉજળા દૂધ જેવા અને સુંદર હોય છે, તેમને બનાવટી દાંત વાપરવાનું પ્રયોજન નથી જેમની ચામડીનો વર્ણજ મન હરણ કરે એવો હોય તેમને પછી રંગ લગાવીને સૌન્દર્યની વૃદ્ધિ કરવી પડતી નથી જેમની આંખો સાબૂત હોય છે તેમને કાચના ચક્ષુઓ ( ચશ્માનો ) આશ્રય લેવો પડતો નથી જેમને પગ હોય છે તેઓ લાકડાના પગનો આધાર શોધતા નથી, આ પ્રમાણે જેમની પાસે જે વસ્તુ હોય છે તેને માટે તેઓ લખલખાટ કરતા નથી. જેઓ એમ સમજે છે કે, પ્રકૃતિએ તેમને અમુક ચીજથી બેનશીબ રાખ્યા છે, તેઓજ તે સંબંધી પોતાની અપૂર્ણતા દૂર કરવાને માટે યત્ન કરતા રહે છે

આ સઘળુ જોઇ સાંભળીને મે નિશ્ચય કર્યો છે કે, સ્ત્રીઓમા સુંદરતાનો અત્યંત અભાવ છે તેઓ સર્વદા પોતપોતાનું રૂપ વધારવામાજ રોકાયલી રહે છે કયા ઉપાયથી પોતે સુંદર દેખાશે તેના વિચારમાજ રહે છે સારા સારા અલંકારો કેવી રીતે મળી શકે એજ તેમની હમેશની ભાવના હોય છે, એટલુજ નહિ પણ હું તો એટલે સુધી કહી શકુ છુ કે, અલંકારજ તેમને માટે જપ, અલંકારજ તેમને માટે તપ, અલંકારજ તેમને માટે ધ્યાન અને અલંકારજ તેમને માટે જ્ઞાન છે. પોતાનો દેહ શણગારવાને માટે તેઓ એટલા બધા યત્ન કરે છે તે ઉપરથી તેમનામા પ્રકૃત ( ખરેખરૂ ) સાૈંદર્ય ઝાઝુ હોય એમ લાગતું નથી જેનું નાક સુંદર ન હોય તેજ નાકે વાળીરૂપી દોરીમા લોલકરૂપી જગન્નાથને ઝુલાવે છે જેના કાન સુંદર ન હોય તેજ ફળફૂલ કે પશુપક્ષી ભર્યા બાગના ચકરડાં (કર્ણફૂલ, એરિંગ વગેરે) કાને લટકાવે છે જેનુ હૃદય સુંદર ન હોય તેઓજ તે ઠેકાણે 'નવસર' હાર લટકાવીને પુરુષજાતિને—ખાસ કરીને સ્તનપાન કરનારા બાળકને ભય બતાવે છે જે આભૂષણવિના પણ પોતાને સુંદર માને છે તે કદી પણ ઘરેણાનો બોજો લાદવાને આટલી બગ્ર બને નહિ. પુરુષો દાગીનાવિના પણ સંતુષ્ટ રહે છે, પરન્તુ સ્ત્રીજન ઘરેણાંવિના પાંચ માણસમાં મો બતાવતા લજાય છે, એટલા માટે સ્ત્રીઓના પોતાના આચરણ ઉપરથીજ માલૂમ પડી આવે છે કે, સાૈંદર્યની બાબતમા પુરુષો કરતાં સ્ત્રીઓ નકૃષ્ટ છે.

સ્ત્રીજાતિ કરતા પુરુષોનુ સાૈંદર્ય વધારે છે એ વાત કુદરતની સૃષ્ટિનુ અવલોકન કરવાથી એથી પણ વધારે સ્પષ્ટ રીતે પ્રતીત થશે જે ખીલેલી કળા જોઇને વાદળાઓના મુકુટરૂપ ઇન્દ્રધનુષ્ય પણ હારી જાય છે, તે ચંદ્રકલાપ (કળા) મોરનેજ હોય છે, ઢેલને નહિ. જે વાળથી સિંહની આટલી શોભા છે તે સિંહણને હોતી નથી. જે ગાડો વૃષભની શોભામાં વૃદ્ધિ કરે છે તે ગાયને હોતો નથી. મરઘાને માથે જે સુંદર

રાતી કલગી (માજર) અને પિછાઓ હોય છે તે મરઘીને હોતાં નથી. આ પ્રમાણે જોતાં જણાશે કે, ઉચ્ચ કોટિના જીવોમા પણ સ્ત્રીના કરતાં પુરુષ વધારે સુંદર હોય છે તો પછી મનુષ્યને ઘડતી વખતે સૃષ્ટિકર્તાએ એ નિયમનો ભંગ કર્યો હોય એ સમજી શકાતુ નથી હે "વિદ્યાસુંદર" નાટકના રચનાર! તારા મનમા પણ શુ આજ સિદ્ધાંત ઘોળાતો હતો? શુ એટલાજ માટે તે નાયકનુ નામ "સુદર" રાખ્યુ હતુ? શુ તું સમજી શક્યો હતો કે સ્ત્રીઓ ગમે એટલી વિદ્યાવતી કા ન હોય, પરંતુ પુરુષની સ્વાભાવિક સુંદરતા અને બુદ્ધિ આગળ તેને પરાભવ સ્વીકારવોજ પડે છે!

સૌંદર્યનો બહાર યૌવન કાળમા ખીલે છે, પરન્તુ હે રૂપાન્ધ ભામિનીવૃન્દ! તમારૂ યૌવન કેટલી ક્ષણ ટકે છે? જુવાળ (ભરતી) ના પાણીની પેઠે ચડતા ચડતાંમાજ ઉતરી જાય છે કોડી વરસ પૂરા થતા પહેલાં તો તમે ડોસીઓ બની જાઓ છો. થોડા દિવસોમાજ તમારાં સઘળા અંગો શિથિલ થઇ જાય છે વય થતાંજ તમારૂ કંઠમાધુર્ય વિકૃત થઈ જાય છે ચાળીશ પીસ્તાળીશ વર્ષની અવસ્થાએ પુરુષોમા જે તેજ જોવામા આવે છે તે તમારામા વીશ પચીશ વર્ષની અદર પણ રહેતુ નથી તમારા રૂપની સ્થિતિ વિદ્યુતની પેઠે અને ઇન્દ્રધનુષ્યની પેઠે ક્ષણસ્થાયી ન છતા બહુજ અલ્પ કાળ માટેની છે જેઓ રૂપભોગને માટે પાગલ જેવા રહે છે તેમનુ દુ ખ હું ભોજન કરવા બેસુ ત્યારેજ અનુભવી શકુ છુ મને મારા જીવનમાં મોટામા મોટુ દુ ખ એ છે કે, જમવાની ચોજ પીરસતા પીરસતામાંજ ટડી પડી જાય છે, એજ પ્રમાણે સ્ત્રીઓનો સૌંદર્યરૂપી ભાત પ્રણય–કલહરૂપી પાત્રમાં પીરસાતાં પીરસાતાજ ઠડો પડી જાય છે–પછી કોની તાકાત છે કે તે ખાવાની તેને રુચિ થાય? છેવટે પોશાક અને આભૂષણરૂપી ચટણી મેળવીને અને હાવભાવરૂપી મીઠુ દઇને ગમે તે રીતે ગળે તો ઉતારવોજ પડે છે

હે સૌંદર્યાભિમાની કામિનીઓ! સાચેસાચુ કહો જોઇએ, શુ ક્ષણસ્થાયી હોવાને લીધેજ તમારા એ રૂપનો આટલો બધો આદરસત્કાર થાય છે? તમારૂં રૂપ સારી પેઠે જોયુ ન જોયુ તેટલામાં, કે તેનો સારી પેઠે ઉપભોગ કર્યો ન કર્યો તેટલામા તે અન્તર્હિત થઈ જાય છે, તેટલા માટેજ શુ પુરુષો તરસ્યા ચાતકની પેઠે તેને માટે ઉન્મત્ત બની જાય છે? અગોચર સ્થાને પડેલા કે ખોવાયલા ધનના જેવુ માનીને શુ તમે તે રૂપની ખરી કિંમત આંકવા શક્તિમાન નથી? કેવળ ક્ષણસ્થાયી પદાર્થ હોવાને લીધેજ નહિ, પરન્તુ બીજા કારણથી પણ સ્ત્રીઓનુ સૌંદર્ય મનોહર મૂર્તિ ધારણ કરે છે. તે કારણ એ છે કે, આ ભૂમડળ ઉપર જે જે ગ્રથકારોના મત આજ ઠર્યા છે તે સઘળાજ પુરુષો હતા, અને મારી સમજ પ્રમાણે તેમણે પ્રેમદૃષ્ટિથી સ્ત્રીઓના રૂપના વર્ણન કર્યાં છે કહેવાય છે કે, જે લૈલા ઉપર મજનૂએ પ્રાણ ઓવાર્યા હતા તે ઘણી બદસુરત હતી, પરન્તુ "જેણે જેમાં માન્યું, તેમા તેને સુખ". સ્ત્રીઓ જે પ્રણયની મૂર્તિ છે તેમને સામાન્ય દૃષ્ટિથી કોણ જુએ? ઉચી જાતના આયનાના પ્રભાવથી દૃ

વસ્તુ કદ્રૂપી હોય તો તે પણ સુંદર જણાય છે. મનોહારિણી સ્ત્રીઓનું રૂપ જોતી વખતે તેને પ્રીતિનું અંજન આંજીને જોશો તો પછી તે પુરુષોના કરતાં વધારે સુંદર કેમ નહિ જણાય?

હે પ્રણયદેવ! પાશ્ચાત્ય કવિઓએ તને અંધ કહ્યો છે વાત પણ ખોટી નથી. તારા પ્રભાવથી લોકો પ્રિય વસ્તુના દોષ જોઇ શકતા નથી. તારા અંજનથી જેમનાં નેત્રો અંજાયાં છે, તેઓ–વિશ્વવિમોહન પદાર્થ–પરંપરાથી ઘેરાયલાજ રહે છે વિકટ મૂર્તિ તેમને મનોહર ભાસે છે, કર્કશ સ્વર મધુર લાગે છે, વત્રીની અંગ–ભંગીને મંદમંદ પવનથી ડોલાયમાન થતી લલિત લવંગવતીની લાવણ્યલીલા કરતાં પણ અધિક સુખદાયક માને છે, એજ કારણથી ચીન દેશમાં ચીબા નાકને આદર મળે છે, એજ કારણથી વિલાયતી મડમોમાં ભૂરા વાળ અને બિલાડી જેવી–માંજરી–આંખોને માન મળે છે, એજ કારણથી સીધીઓના દેશમા જાડા અધરોષ્ઠનું સન્માન છે, અને એજ કારણથી ભારતવર્ષમાં ચંદ્રના કલંક સમાન છુંદણાવાળા મુખચંદ્રનો મહિમા વધારે છે તથા એજ કારણથી માનવસમાજમા સ્ત્રીઓને આદર મળે છે હવે જો સ્ત્રીઓ પુરુષની પેઠે મનની વાત મોંએ લાવી શકતી હોય તો તેમ થતાં, હે પ્રણયદેવ! તેમના ગુણથી તો કદાચ બને કે ન બને, પરન્તુ તમારા પ્રભાવથી તો અમે અવશ્ય સાંભળી શકીએ છીએ કે, પુરુષોના સૌંદર્ય આગળ સ્ત્રીઓનું સૌંદર્ય કુછ બિસાતમા નથી.

જો કે અંતરના ગુપ્ત ભાવો વાણીદ્વારા વ્યક્ત કરવામાં સ્ત્રીઓ અત્યંત સંકોચ પામે છે ખરી, તોપણ તેમના અંતરના ગૂઢ ભાવો તેમના કાર્યદ્વારા કેટલેક અંશે પ્રકટ થઈ જાય છે

કોના જોવામા નથી આવ્યું કે, એક સ્ત્રી બીજી સ્ત્રીના સૌન્દર્યનો સ્વીકાર કરવા ચાહતી નથી, છતાં પુરુષનેમાટે તેઓ આત્મસમર્પણ કરી દે એવી ભક્ત બની જાય છે આ ઉપરથી કોણ ન સમજી શકશે કે, તેઓ અંદરખાનેથી સ્ત્રીના રૂપ કરતા પુરુષના રૂપની પક્ષપાતિની છે?

'રૂપ રૂપ' કરવાથી સ્ત્રીઓનું સત્યાનાશ વળી ગયું છે, સઘળાજ એમ સમજે છે કે, સ્ત્રીઓનું કિંમતી ધન રૂપજ છે, રૂપજ સ્ત્રીજાતિનું સર્વસ્વ છે એનું પરિણામ એ આવ્યું કે, સ્ત્રીઓ જે કંઈ ઇચ્છિત વસ્તુને માટે માગણી કરે છે, તે વસ્તુ લોકો કેવળ રૂપના બદલામાંજ આપવા ચાહે છે આથીજ મનુષ્યસમાજના કલંકરૂપ વારાંગનાઓનો વર્ગ ઉત્પન્ન થયો, આથીજ કુટુંબમા સ્ત્રીવર્ગને માટે દાસત્વ સ્થાપિત થયું.

અસ્થાયી સૌંદર્યજ કામિનીઓની એકમાત્ર પૂંજી છે, સંસારસાગર પાર ઉતારનાર કર્ણધાર છે, એ વાત પુન સાંભળવા હું ચાહતો નથી. અનેક દિવસ સુધી સાંભળી ચૂક્યો છું.

સાંભળતાં સાંભળતાં કાન ફૂટી ગયા છે. હવે એનું એ સાંભળી શકું એમ નથી.

હવે તો એવુ સાભળવા ઇચ્છુ છુ કે સ્ત્રીજાતિમા રૂપના કરતા સોગણા હજાર ગણા, લાખગણા કરોડગણા ઉમદા ગુણો રહેલા છે હુ એવુ સાંભળવા આતુર છુ કે, તેઓ સાક્ષાત્ સહિષ્ણુતા ભક્તિ અને પ્રેમની મૂર્તિ છે જેમણે જોયુ છે કે જનની કેટલાં કષ્ટ સહન કરીને સતાનનુ લાલન પાલન કરે છે, જેમણે જોયુ છે કે, સ્ત્રીઓ કેવા પ્રેમ અને કાળજીથી પોતાના કુટુબના રોગી માણસોની બરદાસ ઉઠાવે છે તેમને સ્ત્રીજાતિની સહિષ્ણુતાનો કિંચિત્ પરિચય થઇ શકયો હશે જેમણે કોઇ વખતે કોઇ સુદરીને પોતાના પતિ અથવા પુત્રને માટે જીવન વિસર્જન કરતા, ધર્મને માટે બાહ્ય સુખોને લાત મારતાં જોઇ છે, તેઓજ કેટલેક અશે સમજી શકે છે કે, સ્ત્રીહૃદય મા કેવો પ્રેમ અને કેવી ભક્તિ રહેલા છે !

જ્યારે હુ ઉત્કૃષ્ટ રમણીઓના સબધમા વિચાર કરવા બેસુ છુ કે તરતજ મારા માનસપટ ઉપર સહગમન કરવાને તત્પર થએલી 'સતી' ની મૂર્તિ ખડી થઇ આવે છે. મારા જોવામાં આવે છે કે ચિતા ભડ ભડ બળી રહી છે, સતી પતિના ચરણને આદરપૂર્વક છાતીસાથે ચાપીને બળતી ચિતાની વચ્ચે બેઠી છે ધીરને ધીરે અગ્નિ ફેલાતો જાય છે, એક અગને બાળીને બીજામા પ્રવેશી રહ્યો છે, સતી બળતી બળતી પોતાના સ્વામીના ચરણોનુ ધ્યાન ધરી રહી છે વચમા વચમા રામ નામનો ઉચ્ચાર અથવા સકેત કરી રહી છે, શારીરિક કે માનસિક દુખનુ કઇ પણ ચિન્હ નહિ જણાતાં વદન પ્રફુલ્લ છે, ધીમે ધીમે અગ્નિની જ્યોત વધવા લાગી, પ્રાણ નીકળી ગયા અને કાયા ભસ્મીભૂત થઇ ગઇ. ધન્ય છે એ સહિષ્ણુતાને ! ધન્ય છે એ પ્રીતિને ! અને ધન્ય છે એ ભક્તિને !

જ્યારે હુ વિચાર કરૂ છુ કે કેટલાક દિવસ થયા આપણા દેશની અબલા અગનાઓ કોમલાંગી થવા છતા આ પ્રમાણે આત્મસમર્પણ કરી શકે છે, ત્યારે મારા મનમાં નવી આશાનો સચાર થાય છે, ત્યારે મને ખાત્રી થાય છે કે મહત્તાનુ બીજ આપણા લોકોના હૃદયમાં હજી પણ ટકી રહેલુ છે વખત આવ્યે આપણે પણ શુ મહત્તા દર્શાવી શકીશુ નહિ ? હે ભારતીય પૌરાંગનાઓ ! તમે પોતેજ ભારતવર્ષનાં અણમૂલા રત્નો છો તમારે મિથ્યા ઠાઠથી રૂપ વધારે દેખાડવાને શા-માટે મથવુ જોઇએ ?



# फूलनो विवाह

વૈશાખ માસ લગ્નસરાનો મહિનો છે મે વૈશાખ સુદી પડવાને દિવસે નસી બાગના કુસુમોદ્યાનમા (ફૂલવાડીમા) બેસીને એક વિવાહ જોયો ભવિષ્યના વરકન્યાઓને કંઇક શીખવાનુ મળે તેટલા માટે તે નોંધી રાખુ છુ.

ચમેલીનો વિવાહ હતો બચપણનો સંધિકાળ વીતી જવાની તૈયારી હતી, કલિકા—કન્યા લગનને માટે લાયક થઇ આવી હતી કન્યાનો પિતા મોટો માણસ નથી, તે એક સાધારણ વૃક્ષ છે. વળી વધારામા તેના ઉપર ઘણી દીકરીઓ પરણાવવાનો ભાર છે. સંબંધને માટે ઘણેક સ્થળે વાતચીત થઇ હતી, પરન્તુ કોઇ પણ સ્થળ નક્કી થયું ન હતુ બાગનો રાજા ગુલાબ, પાત્ર તો ખામી વગરનું, પરન્તુ ઘર ઘણુ મોટુ એટલે તે આટલો નીચે ઉતરવા રાજી ન હતો. જાસુદને વિવાહ માટે વાંધો ન હતો, પરંતુ તે અત્યંત રોગી (લાલ–ક્રોધી) હોવાથી કન્યાના પિતાનુ મન માનતું ન હતુ રાયચંપો પાત્ર તો સારૂ, પણ દિમાગ ઘણો ભારે એટલે તેની સાથે જોગ થાય એ અસંભવિત આવા ભાજગડના સમયે ભ્રમરરાજ વેવિશાળીઆ બનીને ચમેલી–સદનપર આવી બેઠા, અને બોલ્યા—

"ગુ ગુ ગુ ! કન્યા છે ?"

ચમેલીના પિતાએ (વૃક્ષે) પાંદડા હલાવીને ઉત્તર આપ્યો "છે"

ભ્રમર પાંદડાનુ આસન ગ્રહણ કરીને બોલ્યા—"ગુ ગુ ગુ ? જરા કન્યા બતાવશો?"

વૃક્ષે ડાળી નમાવીને નતનયના ઘુંઘટવતી કન્યા બતાવી. ભ્રમરે એક વાર વૃક્ષની પ્રદક્ષિણા કરીને કહ્યુ:—

'ગુ ગુ ગુ ! જરા ઘુંઘટ ખોલો, કન્યાનુ રૂપ જોવા મરજી છે." શરમાળ કન્યાએ કેમે કરી ઘુંઘટ ખોલ્યો નહિ

વૃક્ષે કહ્યુ, "તમે જરા થોભો, મારી દીકરી શરમાળ છે. હુ મુખ બતાવુ છુ"

ભ્રમર મહાશય ગુ ગુ કરતા ગુલાબના દિવાનખાનામા જઇને રાજપુત્ર સાથે ગોષ્ઠિ કરતા બેઠા આ તરફ ચમેલીની મોટી બહેન સંધ્યા આવીને ઘણુ ઘણુ સમજાવવા લાગી અને બોલી—"બહેન ! એક વાર ઘુંઘટ ખોલ, નહિ તો વર આવશે નહિ. મારી લક્ષ્મી, મારી ચંદા, મારી સોનાની પુતળી કની !"

કલિકાએ કેટલીક વાર ખભા ચઢાવ્યાં, કેટલીક વાર સુધી ગુસ્સાથી મોં ચઢાવી રાખ્યુ, અને અનેક વાર કહ્યુ કે, "જા અહીંથી જા." પરન્તુ છેવટે સન્ધ્યાના સ્નિગ્ધ સ્વભાવથી પીગળીને કન્યાએ ઘુંઘટ ખસેડ્યો, એટલે વેવિશાળીઆએ ભૂકરીને રાજગૃહમાંથી ઉતરી આવીને કન્યા તરફ નજર ફેરવી.

કન્યાના પરિમલથી મુગ્ધ થઇને તે બોલ્યાઃ—"ગુ ગુ ગુ ! કન્યા રૂપવતી તો છે

ખરી, પણ ઘરમા મધ કેટલુ છે ?"

કન્યાના પિતા–વૃક્ષે કહ્યુ "કરાર પ્રમાણે પૂરતુ આપીશ લેશ પણ ઓછુ નહિ."

ભ્રમર બોલ્યો —ગુ ગુ ગુ ! આપ અનેક સદ્ગુણસપન્ન છો. સેવકની મહેનતનુ કઇ ?

કન્યાના પિતાએ ડાળી હલાવીને ઉત્તર આપ્યો, "તે પણ થશે"

ભ્રમરે કહ્યુ —સેવકની ભેટ ઉધાર તો રાખતા નથી ને ? નગદ દાનજ શ્રેષ્ઠ દાન છે–ગુ ગુ ગુ !

આ સાંભળતાં ક્ષુદ્ર વૃક્ષે ગુસ્સે થઇને સઘળી ડાળીઓ હલાવીને કહ્યુ, "પ્રથમ વરની વાત તો કહો ' પાત્ર કોણ છે ?"

ભ્રમરે કહ્યુ –"વર ઘણોજ સુપાત્ર છે સર્વ ગુણસપન્ન છે"

વૃક્ષે કહ્યુ.—"પણ તે કોણ ?"

ભ્રમરે કહ્યુ –"ગુલાબરાય ગન્ધોપાધ્ય. બહુજ ગુણવાન માણસ."

આ સઘળી વાતચિત મનુષ્યો સાંભળી શકતા નથી. કેવળ હુ જ અફીણની કૃપાથી દિવ્ય શ્રુતિશક્તિ મેળવીને એ બધુ સાભળી શકયો છુ. મારા સાભળવામા આવ્યુ કે કુલાચાર્ય મહાશય પાખ ફફડાવીને છએ પગ વિસ્તારીને ગુલાબનાં ગુણગાન કરતા બેઠા હતા. તેઓ કહેતા હતા કે, ગુલાબનુ કુળ ઘણુજ કુલિન છે એનો તો રગજ ન્યારો છે જો કે ખીલે છે તો સઘળાય ફૂલો, પરન્તુ ગૌરવ તો ગુલાબનુજ વધારે છે, કારણ કે એ સાક્ષાત્ બ્રહ્માનીજ પેદાશ છે. તેણે તે પોતાના હાથેજ રોપેલુ છે કદાચ તમે કહેશો કે 'એ ફૂલમાં કટક છે,' તો કયા કુલમા કે કયા ફૂલમાં તે નથી વારૂ ?

ગમે તેમ હો, પણ વેવિશાળીઓ કોઇ પણ પ્રકારે સબધ નકી કીધા પછીજ ઉઠયો, અને ગુલાબબાબુને ઘેર ખબર પહોચાડી એ સમયે ગુલાબરાય હવા સાથે નૃત્ય કરતા કરતા, હસતા હસતા ખેલતા હતા તેમણે વિવાહની વાત સાંભળતાંજ આનદમા આવી જઇને પ્રશ્ન કર્યો, 'કન્યાની ઉમ્મર કેટલી' ' ભ્રમરે કહ્યુ, "આજકાલમાજ ખીલી ઉઠશે"

ગોધૂલિ લગ્ન કર્યા ગુલાબરાયના વરઘોડાની તૈયારી થવા લાગી તમરાએ નોબત બજાવવાનો આરભ કર્યો મધમાખીએ શરણાઇનુ બાનુ લીધુ હતુ, પરતુ તે રતાંધળી હોવાથી સાથે આવી શકી નહિ આગીઆએ મસાલ ધરી, આકાશમા તારાઓની આતશબાજી થવા લાગી, કોકિલા આગળ આગળ મધુર સૂરે મગળગીત ગાવા લાગી, જાનમાં અનેક લોકો સામેલ થયા રાજકુમાર સ્થળપદ્મ સાજનો વખત હોવાથી પ્રકૃતિ અસ્વસ્થ હોવાને લીધે આવી શકયા ન હતા, પરતુ સફેદ જાતિનાં, રાતી જાતિનાં અને પીળી જાતિના જાસુદ સહકુટુમ્બ પધાર્યા હતા કરેણના દળે પ્રાચીન કાળના રાજાઓની પેઠે ઘણી ઉચી ડાળે ચઢીને હાજરી આપી હતી, બટ-

મોગરો સાથમેલો બનવાનો હોવાથી સારી પેઠ શણગારાઇને મહાલતો હતો. ચંપો પીતામ્બર પહેરીને આવી ઉભો, પણ તે પાન્ડી ચઢાવીને આવેલો હોવાથી તેની ઉગ્ર ગંધ છૂટી રહી હતી બકુલ પુષ્પે ટોળેટોળામા આવીને પોતાની સુગંધથી સમગ્ર પ્રદેશ બહેકાવી મૂક્યો હતો નિશાને લીધે લાલ બનેલા અશોક સાથે કીડીઓનુ દળ અંતરંગ સહચરી બનીને આવ્યુ હતુ તેને ગુલ્ગુની સાથે નિસ્બત નથી, ઉલટુ મોમાં ઝેર ઝાઝુ રાખે છે–આવા જાનૈયા કયા વિવાહમાં નથી ભેગા થતા અને ક્યા વિવાહ-મા તેઓ ધાધલ કરીને ઝગડો નથી મચાવી મૂકતા ' આ સિવાય કુટજ૧ કુરૂમક + ઇત્યાદિ બીજા અનેક જાનૈયાઓ પણ આવ્યા હતા. એમનો વિશેષ પરિચય વેવિશા-ળીઆ તરફથી મળી શકશે, કારણ કે તેઓ સઘળે ઠેકાણે આવજા કરે છે, અને દરેક ઠેકાણેથી થોડુ ઘણુ મધ પણ મેળવતા રહે છે

મને પણ નિમંત્રણ હતુ તેથી હુ ત્યા ગયો હતો. જઇને જોઉ છુ તો વરપક્ષ-વાળા મહા વિપત્તિમાં આવી પડયા હતા પવને વાહન પૂરા પાડવાનુ બાનું લીધુ હતુ, ને તે વખતે તો હ હ કરી છાતી ઠોકીને મરદાનગી બતાવતો હતો, પરંતુ કામને વખતે કોણ જાણે ક્યાં જઇને છુપાયો કે પત્તોજ નહિ ! આથી વર અને જાનૈયાઓ દિઙ્મૂઢ બનીને સ્તબ્ધપણે ઉભા ચમેલીના ઘરની પ્રતિષ્ઠા જતી જોઇને મે તેમને માટે વાહન બનવાનુ બીડુ ઝડપ્યુ અને વર તથા જાનૈયા વગેરે સઘળાને ઉચકી લઇને હુ મલ્લિકા (ચમેલી)પુરમા પહોચી ગયો

ત્યા જોઉ છુ તો કન્યા પક્ષની સઘળી સુંદરીઓ આનંદના તાનમા ઘુંઘટ ખસેડી-ને મો મલકાવતી, સુગંધ વરસાવતી, સુખ લૂટતી હાસ્ય કરી રહી છે. પાંદડીએ પાંદડી એક બીજીને વળગી રહી છે, સુગંધ ભંડારમાથી સુગંધની રેલછેલ થઇ રહી છે લાવણ્યના બહારથી સઘળા લચી પડે છે. જુઇ, માલતી, બકુલ (બોરસલ્લી) ગુલ-છડી ઇત્યાદિ સુહાગણોએ સ્ત્રીઆચાર કરાવીને વરને પોંખ્યા, એટલામા પુરોહિતજી પણ હાજર થઇ ગયા નસીબાણુની નવ વર્ષની કન્યા (જીવન્ત કુસુમરૂપી) કુસુમલતા સુતર લઇને ઉભી છે કન્યાના પિતાએ કન્યાદાન દીધુ પુરોહિતજીએ બંન્નેને એક સુતરે બાંધી ગાંઠ વાળી દીધી !

પછી વરને તેમના ખાસ ઉતારામાં લઇ જવામાં આવ્યા. ત્યાં અનેક મધુમયી રસિલી સુંદરીઓ તેની આસપાસ ફરી વળી. સરળ સ્વભાવનાં પાટલા સાસુ તગરનુ તો મજાક કરતા કરતાં મો પણ સુકાઈ ગયુ. ગુલમેંદીના લાલીભર્યા મુખમા હસવુ સમાતુ ન હતુ. જુઇ કન્યાની સખી હોવાથી તેની પાસે જઇને સૂતી. ગુલછડીને મોટી તાટકા રાક્ષસીની ઉપમા આપીને વરરાજાએ સારી પેઠે બનાવી, બકૂલ એક

૧ ફૂલનુ નામ. + વૃક્ષનુ નામ. આ નામો સંસ્કૃત સાહિત્યમા વપરાયલા જોવામા આવે છે.

તો બાલિકા અને વળી જેટલા ગુણ તેટલું રૂપ પોતામાં નહિ હોવાથી તેણે એક ખુણે માન ગ્રહીને બેસવાનું ઉચિત ધાર્યું, અને મધુમાલતી મોટાં માણસના ધણી-આણી એટલે ભારેખમ થઈને પોતાની નીલી સાડી ફડફડાવતા રૂવાબ સાથે બેઠા એટલામા—

"કમલ કાકા ! ઉઠો ઘેર જાઓ. રાત પડી ગઇ છે શુ અહીજ સઇ રહેવુ છે ?" એમ કહીને કુસુમલતા મને ઢઢોળવા લાગી મે ઝબકીને જોયુ તો કઇજ મળે નહિ ફૂલોનો તે જાનીવાસો ક્યાંય લુપ્ત થઇ ગયો. મને લાગ્યુ, ખરેખર સસાર અનિત્યજ છે હમણાં હોય છે તે ક્ષણવારમા લુપ્ત થઇ જાય છે ! તે રમ્ય દિવસ ક્યા ઉડી ગયો ! તે સવળી હસમુખી, સુધામુખી પુષ્પ સુદરીઓ ક્યાં ચાલી ગઈ ? જે ઠેકાણે સઘળા જશે તે ઠેકાણે—સ્મૃતિના દર્પણ તળે—ભૂતસાગરના ગર્ભમા જે સ્થળે રાજા, પ્રજા પર્વત, સાગર, ગ્રહ, નક્ષત્ર વગેરે ગયા છે અથવા જશે તે ઠેકાણે—મૃત્યુપુરમા ! આ વિવાહની પેઠેજ સઘળુ શૂન્યમાં મળી જશે હવામાં ઉડી જશે ત્યારે રહેશે શુ ભોગ ? ના ભોગ્ય ન રહે તો ભોગ ટકી શકતો નથી, ત્યારે શુ સ્મૃતિ ?

વળી કુસુમ બોલી—"ઉઠોને શુ કરોછ ?"

મે કહ્યુઃ—દૂર થા, ગાંડી ! હુ લગ્ન કરાવતો હતો

કુસુમ હસતી હસતી પાસે આવીને ઉત્કંઠાથી પૂછવા લાગી "કોનુ લગ્ન કાકા ?"

મે કહ્યુ —"ફૂલનુ."

"ઓહ ! કપાળ તમારૂ શુ કહુ ! હુ પણ હમણાં એ ફૂલોની લગ્નવિધિ કરાવવામાંજ રોકાયલી હતી."

"ક્યા વારૂ ?"

"જુઓ હમણાજ આ માળા ગુથી છે તેમા" જોઉ છુ તો મારા વરકન્યા તેજ માળામા ગુથાયલાં હતા !

---

# जगतरूपी बजार

પ્રસન્ન ગોવાલણ સાથે મને હમેશના વિયોગનો સભવ નજરે પડે છે હુ નસીરામ બાબુના ઘેર આવ્યો ત્યાસુધી તેની પાસેથી દૂધ, દહી, ઘી, મલાઇ અને માખણ ખાતો આવ્યો છુ ખાતી વખતે સમજતો કે પ્રસન્ન કેવળ પરલોકમાં સદ્-ગતિ પામવાની ઇચ્છાથીજ આ અનત પુણ્યનો સચય કરી રહી છે હુ સમજતો કે સસારરૂપી અરણ્યમા જે લોકો પુણ્યરૂપી મૃગને પકડવાને જાળ લઇને ઘૂમે છે તેઓમા પ્રસન્ન સુચતુર છે ભોજનાન્તે હમેશા પ્રસન્નને પરકાલમા અક્ષય સ્વર્ગ અને આ લોકમાં હુંગોપાણી મળે તેટલા માટે પ્રભુ પાસે પ્રાર્થના કરતો હતો, પરતુ

અફસોસ ! માનવચરિત્ર કેવી ભયાનક સ્વાર્થપરાયણતાથી કલંકિત છે ! હમણાં તે પૈસા માગે છે !

એટલા માટે તેની સાથે હમેશનાજ રામ ગમનો સભવ દેખાય છે જ્યારે પહેલે દિવસે તેણે પૈસા માગ્યા ત્યારે મે હસવામા તે વાત ઉડાવી દીધી—બીજે દિવસે વિસ્મિત થયો—અને ત્રીજે દિવસે બોલાવવા માડયો હવે તેણે દૂધ દહી બધ કરી દીધાં છે કેવુ ભયકર ! આટલે દિવસે જાણ્યુ કે મનુષ્યજાતિ ખરેખર સ્વાર્થપરાયણ છે. આટલે દિવસે માલમ પડે છે કે આશાઓને કાળજીપૂર્વક હૃદયક્ષેત્ર રોપીને વિશ્વાસવારિથી પુષ્ટ કરવી, એ સઘળુ વ્યર્થજ છે હમણાંજ જાણુ છે કે ભક્તિ, પ્રીતિ, સ્નેહ, પ્રણય આદિ સઘળુ ખાલી શબ્દોજ છે—આકાશકુસુમ છે ! પડછાયા સમાન છે ! હાય ! મનુષ્યજાતિનુ શુ થશે ! હાય ધનલોભી ગોવાળ જાતિનો ઉદ્ધાર કોણ કરશે ? હાય પ્રસન્ન નામની ગોવાલણની ગાય ક્યારે ચોરાઇ જશે ‘

પ્રસન્નના દૂધ દહી છે એટલે તે આપશે અને મારે પેટ છે, એટલે હુ ખાઉ એમા તે પૈસા કયા અધિકારથી માગે છે, તે હુ સમજી શકતો નથી પ્રસન્ન કહે છે કે હુ અધિકાર, અનધિકાર સમજતી નથી ગાય મારી છે, દૂધ મારૂ છે, હુ પૈસા લઇશ તે સમજતી નથી કે ગાય કોઈની પણ નથી, ગાય ગાયની પોતાની છે, અને દૂધ જે પીએ તેનુજ છે.

છતા આ સસારમા કિમ્મત લેવી એ એક રિવાજ પડી ગયો છે તે હુ કબૂલ કરૂ છુ કેવળ ખાદ્ય સામગ્રીજ નહિ, પરતુ સઘળીજ વસ્તુઓ મૂલ્ય આપીને ખરીદવી પડે છે. દૂધ, દહીં, દાળ, ચોખા, ખાવ–પીવાની બીજી વસ્તુઓ અને કપડા–લત્તા વગેરે બજારમા વેચાતી ચીજોને કદાચ બાજુ રાખીએ, પરતુ વિદ્યા–બુદ્ધિ પણ મૂલ્ય આપીનેજ ખરીદવી પડે છે ! કોલેજમા પૈસા આપીને વિદ્યા વેચાતી લેવી પડે છે અનેક લોકો સારી વસ્તુ મલ્ય આપીને ખરીદે છે હિન્દુઓ સામાન્ય રીતે પૈસા આપીને ધર્મ ખરીદતા રહે છે યશ અને માન બહુજ થોડી કિમ્મતમા મળી જાય છે સારી વસ્તુઓ પૈસા આપીને ખરીદવી પડે એ વાત તો કઇક સમજવામા આવે છે ખરી, પરન્તુ મનુષ્યો પૈસાના એવા તો ગુલામ છે કે નઠારી ચીજ પણ પૈસાવિના કોઈ કોઇને આપતુ નથી ! જો તમારે ઝેર ખાઇને મરવુ હોય તો તે પણ બજારમાથી વેચાતું લઇનેજ ખાવુ પડે.

ખરેખર આ આખુ જગતજ એક મોટા બજાર જેવુ છે સઘળાઓ એમા પોતપોતાની દુકાન શણગારીને બેઠા છે. સઘળાનોજ ઉદ્દેશ પૈસાની પ્રાપ્તિ છે. સઘળાઓ અવિરત બૂમ મારી રહ્યા છે કે “ અમારી દુકાનમા સારો માલ છે—ખરીદનાર ચાલ્યા આવો ” સઘળાઓનો એકજ ઉદ્દેશ—ગ્રાહકોની આખમા ધૂળ નાખીને રદ્દી માલ પધરાવી દેવો એજ છે. દુકાનદારો અને ગ્રાહકો વચ્ચે યુદ્ધજ મચી રહ્યું છે, જોઇએ, કોણ કોને મહાત કરી શકે છે ! સસ્તુ ખરીદવાના અવિરત પ્રયત્નને

આ બજારમા મનુષ્યજીવન કહે છે

જરા ઉંડો વિચાર કરીને મનનુ દુ:ખ ઓછુ કરવા અરીણુની માત્રા ચઢાવી, એટલે જ્ઞાનનેત્ર ઉઘડી ગયા સામે સુવિસ્તૃત જગ-બજાર પડેલુ જોયુ જોયુ તો અસખ્ય દુકાનદારો દુકાન શણગારીને બેઠેલા છે અસખ્ય ગ્રાહકો ખરીદી કરે છે મારા જોવામા આવ્યુ કે તે અસખ્ય દુકાનદારો અને અસખ્ય ગ્રાહકો પરસ્પર આગળા બતાવી રહ્યા છે હુ પણ ઝોળી ખભે ભેરવીને બજાર જઇ આવવા બહાર નીકળ્યો પહેલવહેલો રૂપની દુકાનમા ગયો. ઉઘાડુ છે કે જે ચીજ ઘરમા નથી હોતી તેને માટેજ દુકાન આગળ જવુ પડે છે ત્યા જઇને જોયુ તો તે સસારની "માછલી પીઠ" જણાઇ! પૃથ્વીપરની સુદરીઓ માછલી બનીને બરણીમા પેઠેલી હતી મે જોયુ કે, નાની, મોટી, ભીમ, માગણુ, બાઇ, રઉ, છમની, બુમલી! વગેરે જાત જાતની માછલીઓ ગ્રાહકને માટે પૂછડી પટકી પટકીને ધમપછાડ કરી રહી છે, જેમ જેમ બજારનો વખત વીતતો જાય છે તેમ તેમ તે વેચાવાને માટે તલપાપડ થઇ રહી છે માછણો પોકારી રહી છે કે, "માછલી લ્યો રે માછલી! કુલીન કુળરૂપી સરોવરની સસ્તી માછલી, ફોગટમાંજ આપવાની છે ભાર ઓછો કરવાનેજ વેચી નાખુ છુ" કોઇ પોકારે છે કે, "માછલી લ્યોરે માછલી! ધન-સાગરની મીઠી માછલી—જે ખરીદશે તેને ફરીથી જન્મ લેવો પડશે નહિ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ સર્વ મસ્તક નમાવીને તેના ઘર આગણામા આમ તેમ નાચના ફરશે, જેની શક્તિ હોય તે ખરીદે સોનાની હાડીમા આખોના નીરવડે ઉકાળીને હૃદયાગ્નિની સખત જ્વાળા આપીને રાંધવી પડશે કયો ખરીદનાર સાહસ કરે છે, આવો હોશિયાર થઇને આવો, ગળે બાધશો તો માત્ર નાનો સરખો કાટો ભોકાશે ને છૂટા ફરવુ પડતુ હશે તો સાસુ (તમારી કે તેની) રૂપી બિલાડીજ તેને ચુસી ન ખાય માટે જરાક તેને પગે પડતા રહેવુ પડશે ખરીદનાર હશે તે શુ એવો બીરૂ હશે કે આવી બીકથી પાછો હઠી જશે'" કોઇક કહે છે, "અરે! અમારી લજ્જાળુ માછલી વેચાવા બેઠી છે, ખટાશમા, તેલમા, ઘીમા, પાણીમા જેમા નાખશો તેમા રધાઇ જશે ચાલો, જીદગીની સફળતા કરો" કોઇક બોલે છે, "કાદવ ધોઇને પુનમના ચદ્ર જેવી માછલી (કન્યા) લાવી છુ, જોતામાજ ખરીદનાર ભાન ભૂલે છે. લ્યો, લઇ જાઓ ઘર ઉજાળો'

આ પ્રમાણે જોઇ સાભળીને હુ તો એકાદ માછલી ખરીદવાને તત્પરજ થઇ ગયો, કારણ કે મારૂ ઘર હજીસુધી માછલીની મઝાથી ખાલી હતું મારા જોવામા આવ્યુ કે માછલીઓના દલાલ હોય છે, અને તેનુ નામ પુરોહિત અથવા ગોર હોય છે દલાલ ઉભો થતા ભાવતાલ પૂછ્યો ઉત્તર મળ્યો કે જે લેવી હોય તે લ્યો બધાનુ એકજ મૂલ્ય છે, માત્ર "જીવન-સર્વસ્વ!!" મેં પૂછ્યુ, "વારૂ, એ માછલી કેટલા દિવસ ખાઇ શકાશે?" દલાલે કહ્યુ, "બે દિવસ કે ચાર દિવસ;

તે પછી તો સડી જઇને ગધાઇ ઉઠશે ” ત્યારે આટલી ભારે કિમ્મતે આવી ક્ષણભંગુર-તકલાદી ચીજ શામાટે વહોરૂ ' એમ વિચારીને હુ મચ્છી બજારમાથી નાઠો, એ જોઇને માછણો હાથ લાંબા કરી કરીને મહાકાવ્યમાના રોયા, પીટયા વગેરે અનેક અલંકારોથી મને વિભૂષિત કરવા લાગી હુ રૂપબજાર છોડીને વિદ્યાના બજારમા ગયો જોયુ તો એ ઠેકાણે ફૂળ મૂળ વેચાય છે એક ઠેકાણે નજર પડતા આડા ઉભા કેટલાક ટીલા ટપકા તાણેલો બ્રાહ્મણ રેશમી મુગટો પહેરીને, રામનામી ઓઢીને, જૂના નાળિએરની દુકાન ખોલીને બેઠો બેઠો ગ્રાહકોને પોકારી પોકારીને કહે છે કે, હુ વેચુ છુ ઘટત્વ, પટત્વ, પત્વ–ખુત્વ

ઘરમા દાણોપાણી હોય તેજ સ્વત્વ, નહિ તો તત્ત્વ

જગતમા દ્રવ્યત્વ એજ પદાર્થ છે

બાપના શ્રાદ્ધમા દક્ષિણા ન આપવાથી પુત્ર અપદાર્થ થાય છે

પદાર્થ તત્ત્વ નામનુ એક સૂકુ નાળિએર છે ખાવામા ઘણુજ કઠિન છે તેના પહેલા છોટલામા લખ્યુ છે કે, બ્રાહ્મણીજ પરમ પદાર્થ છે.

અભાવ નામના નાળિએરના ચાર પ્રકાર હોય છે*તેની વાત પણ સાભળો —

૧ તમારા ઘરમાં ધન છે અને મારા ઘરમા નથી, એ થયો અન્યોન્યાભાવ.

૨. જ્યાસુધી ધન પ્રાપ્ત થતુ નથી ત્યાસુધી પ્રાગભાવ

૩ ધન ખરચાઇ જાય તે ધ્વસાભાવ, અને

૪ મારા ઘરમા જે હમેશજ રહે છે તે અત્યન્તાભાવ.

જો સંશય પડે કે અભાવ નિત્ય છે કે અનિત્ય, તો મારા ભડારમા નજર નાખો. જણાશે કે અભાવ નિત્યજ છે, એટલા માટે મારાં સૂકાં નાળિએર ખરીદો !

'વ્યાપ્ય,' 'વ્યાપક,' અને 'વ્યાપ્તિ' એ આ નાળિએરનો ગર છે બ્રાહ્મણનો હાથ ઠર્યો વ્યાપ્ય, ચાંદીનો સિક્કો થયો વ્યાપક અને તમે આપશો એટલે થઇ વ્યાપ્તિ માટે આ સૂકુ નાળિએર ખરીદો, હમણાંજ સઘળુ સમજમાં આવી જશે.

“ જુઓ શેઠ, ' કાર્ય–કારણ'નો સબંધ ઘણી મોટી વાત છે, રૂપીઓ આપો, હમણાજ એક ' કાર્ય ' બની જશે. ઓછુ આપવુ એ ' અકાર્ય ' છે.

હવે ' કારણ ' કેમ સમજાવુ ? આ બપોરના તાપમાં સૂકા નાળિએર વેચવા આવ્યો છુ, બ્રાહ્મણીજ એનુ ' કારણ ' છે. જો કઇ ખરીદશો નહિ તો નાળિએરનો ભાર વળી ' અકારણ ' થશે, એટલા માટે નાળિએર ખરીદો, નહિ તો આ સૂકુ નાળિએર માથામાં મારીને જીવ કાઢીશ.” બ્રાહ્મણનુ પ્રખર તાપથી તપેલુ અને પરસેવાથી તરબોળ થએલુ લલાટ અને વિતંડાવાદપૂર્ણ અધર–સુધાદષ્ટિ જોઇ-

* નૈયાયિકો કહે છે કે અભાવ ચાર પ્રકારનો છે. અન્યોન્યાભાવ, પ્રાગભાવ, ધ્વંસાભાવ અને અત્યન્તાભાવ. શ્રીકમલાકાન્ત

ને મને દયા ઉપજી–મે પૂછ્યુ, "ભટ્ટાચાર્યજી ! મને નાળિએર લેવાને વાંધો નથી, પરન્તુ દુકાનમા કઇ હથિઆર છે ? તે વિના છોલવુ કેવી રીતે ?"

"ના બાપુ, અમે હથિઆર રાખતા નથી"

"ત્યારે નાળિએર છોલો છો કેવી રીતે ?"

"અમે છોલતા નથી. દાતથી કરડી કરડીને ખાઇએ છીએ"

આ સાંભળીને હુ ભૂદેવને નમસ્કાર કરીને પાસેની દુકાનમા ગયો.

સામે જોયુ તો તે એક્સપેરિમેન્ટલ "સાયન્સ" ની દુકાન હતી કેટલાક ગોરા દુકાનદારો સૂકાં નાળિએર, બદામ, પિસ્તા, સોપારી વગેરે ફળો વેચતા હતા દુકાન ઉપર મોટા મોટા પીત્તળના અક્ષરે લખ્યું હતુ કે—

**મેસર્સ બ્રાઉન, જોન્સ અને રોબિન્સન.**

સૂકો મેવો વેચનારા

સ્થાપન થઈ પ્લાસીના મેદાનમાં ૧૭૫૭

મેસર્સ બ્રાઉન, જોન્સ અને રોબિન્સન

હિન્દુસ્તાની પ્રજાને

ભૌતિક, આધ્યાત્મિક, નૈયાયિક અને અનૈયાયિક

સૂકા મેવાનો મોટો જથ્થો પૂરો પાડે છે

જે હિંદવાસી યુવકોને પોતાના વધારે પડતા દાત

તોડવાની ઇચ્છા હોય,

તેમના દાત ભાગે અને જડબા તોડી નાખે

**એવો સંગીન સૂકો મેવો**

દુકાનદાર પોકારે છે, "આવો બચ્ચાઓ, 'એક્સપેરિમેન્ટલ સાયન્સ' અનુભવા-આવો, જુઓ, નબર એકનો એક્સપેરિમેન્ટ (પ્રયોગ) મુક્કો છે એનાથી દાત તૂટે છે, માથુ ફૂટે છે અને હાડકા ભાગે છે અમે આ સઘળા એક્સપેરિમેન્ટ (પ્રયોગો) વિના મૂલ્યેજ બનાવીએ છીએ–કેવળ પરાયુ માથુ અને પોચુ હાડ મળવુ જોઇએ અમે સ્થૂળ પદાર્થોનો સયોગ અને પૃથક્કરણ કરવામા કુશળ છીએ રાસાયનિક બળથી, વીજળિક બળથી અથવા ચુબક બળથી જડપદાર્થોનુ પૃથક્કરણ કરવાના અમે ખાસ 'એક્સપર્ટ' છીએ, પરન્તુ સર્વ કરતાં મુષ્ટિપ્રહારના બળે મસ્તકના ટુકડેટુકડા કરવામાં અમે અદ્વિતીય સફળતા મેળવી છે મધ્યાકર્ષણ, સ્નેહાકર્ષણ, ચુમ્બકાકર્ષણ ઇત્યાદિ જાતજાતના આકર્ષણોની વાત અમને જ્ઞાત છે. પરતુ એ સર્વ કરતાં કેશાકર્ષણના અમે ખાસ અનુભવી છીએ. આ સૃષ્ટિમા જડપદાર્થોના અનેક પ્રકારના યોગ (મિશ્રણ) જોવામાં આવે છે, જેમ કે હવામાં ઓક્સિજન અને નાઇટ્રોજનનો સાધારણ સયોગ, પાણીમા હાઇડ્રોજન અને ઓક્સિજનનો યોગ અને તમારા લોકોની પીઠપર અમારા હાથનો મુષ્ટિયોગ ! એટલા માટે આ સઘળો આશ્ચર્ય-

જનક વ્યાપાર જોવો હોય તો માથુ આગળ ધરો. એકસપેરિમેન્ટ કરીએ. જોશો કે ગ્રેવિટેશન (આકર્ષણ શક્તિ) ના બળથી આ સઘળા નાળિએર વગેરે તમારા મસ્તક ઉપર પડશે, પર્કશન (સંઘટ્ટન) નામક અદ્‌ભુત શબ્દ–રહસ્યનો પણ પરિચય પામશો અને તમારા મસ્તકમા રહેલા સ્નાયુઓના ગુણથી તમે વેદના અનુભવશો પ્રથમ બાનુ આપશો તો મફત પણ પ્રયોગ જોઈ શકશો "

હુ આ સઘળુ જોતો સાભળતો ઉભો હતો, એટલામા એકાએક જોયુ તો અગ્રેજ વેપારીઓ હાથમા ડંડા લઇને ત્વરિત ગતિથી બ્રાહ્મણોનાં સૂકા નાળિએરના ઢગ ઉપર જઇ પડયા આ જોતાજ બ્રાહ્મણો નાળિએર છોડી દઇને, રામનામી વસ્ત્ર ફેંકી દઇને, મુક્તકચ્છ બનીને ઉચા શ્વાસે પલાયન કરવા લાગ્યા. પછી સાહેબ લોકો તે સઘળા તજી દેવાયલા નાળિએરો દુકાનમા ઉઠાવી લઇ આવ્યા અને વિલાયતી અસ્ત્રથી તેનુ છેદન કરીને સુખે ખાવા લાગ્યા મે પ્રશ્ન કર્યો કે–" આ શુ થયુ ? "

સાહેબોએ કહ્યુ ઓરિયન્ટલ શોધખોળ, એટલે રખેને મારા શરીરમા તો કોઈ પ્રકારની શારીરિક શોધખોળ નહિ થઇ જાય તેની શકાથી ભયભીત બનીને ત્યાથી હુ નાઠો.

પછી સાહિત્યના બજારમા ગયો જોયુ તો વાલ્મીકિ આદિ ઋષિ લોકો અમૃતફળ વેચતા હતા મારા સમજવામા આવ્યુ કે એ સસ્કૃત સાહિત્ય હતુ જરા આગળ ચાલીને જોયુ તો કેટલાક મનુષ્યો પીચ, આલુ, દાડમ, દ્રાક્ષ ઇત્યાદિ સ્વાદિષ્ટ ફળો વેચતા હતા–માલૂમ પડયુ કે એ પાશ્ચાત્ય સાહિત્ય છે આ ઉપરાંત બીજી પણ એક દુકાન જોઇ–તેમાં અસખ્ય સ્ત્રી છોકરાઓ આપ લે કરી રહ્યા હતા. અતિશય ભીડને લીધે હું તેમા પ્રવેશ કરી શકયો નહિ–બહારથીજ પૂછ્યુ, ' આ શાની દુકાન છે ? "

બાળકો બોલી ઉઠયા, " ગુજરાતી સાહિત્યની. "

" વેચે છે કોણ ? "

" અમેજ વેચીએ છીએ એકાદ બે મોટા વેપારીઓ પણ છે એ ઉપરાત લેભાગુ દુકાનદારો (લેખકો)નો પરિચય 'બળશીઆ–પ્રકાશ' નામના માસિકમાંથી મળી શકશે. "

" ઠીક, એને ખરીદે છે કોણ ? "

" અમેજ લોકો "

વેચાઉ માલ જોવાની ઇચ્છા થઇ જોતા સમાચારપત્રમા લપેટેલા કેટલાક કાચા કેળા માલૂમ પડયા

ત્યાર પછી ઘાચીવાડામાં ગયો. જોયુ તો દુનીઆભરના ઉમેદવારો અને• જીવજાન દોસ્તો ઘાચીના રૂપમા તેલના કુડા લઇને હારબધ બેસી ગયા છે. તમારા હાથ તળે એકાદ જગ્યા ખાલી છે એવુ સાંભળતાજ તમારા પગ પકડીને તેલની કુપ્પી બહાર કાઢીને તેલ માલીશ કરવા બેસી જાય છે. નોકરી ન હોય તોપણ કદાચ હશે એવી આશાથી પગ ખેચી લઇને તેલ ચોળતા બેસે છે તમારી પાસે નોકરી

નહિ હોય તો નહિ—નગદ રૂપીઆ તો છે ને ?—બહુ સારૂં, તેજ આપો, તેલ આપુ છુ કોઇક એવી પ્રાર્થના કરે છે કે જ્યારે તમે તમારા બાગમાં બેસીને બાન્ડિ ઉડાવશો ત્યારે હુ તમારા પગે તેલ લગાવીશ- મારી દીકરીનાં લગ્ન થઇ જવાં જોઇએ કોઇકની અરજ છે કે, તમારા કાનમાં ખુશામતનું ખુશબોદાર તેલ અવિરત રેડીશ—મારા ઘરની ભાગેલી દીવાલ સુધરાવી આપો કોઇક એવી કામના રાખે છે કે, તમારા ભડારમા દીવો કરી જઇશ—મારૂ સમાચારપત્ર ચાલવુજ જોઇએ સાંભળ્યુ છે કે, ઘાચીઓની ખેચતાણથી અનેક જણના પગ લગડા થઇ ગયા છે મને શકા પડી કે, રખેને કોઇ ઘાચી અરીણુ માગવાને માટે મારા પગે પણ તેલ ઘસવા ન મડી જાય ! આથી હુ પલાયન કરી ગયો.

એ પછી યશના કદોઇવાડામા ગયો વર્તમાનપત્ર લેખક નામના કદોઇઓ ગોળ ચોપડેલા સદેશ*ની દુકાન માંડીને રોકડે પૈસે વેચી રહ્યા છે રસ્તે જતા લોકોને પકડી પકડીને માલ બધાવી દઇ હાથ ધરે છે—પૈસા નહિ મળે તો વસ્ત્ર ઉતારી લે છે આ તરફ તેમના વેચાઉ યશની દુર્ગન્ધથી પથિકો નાક બધ કરીને પલાયન કરી જાય છે. દુકાનદારો માવા વિના, કેવળ ગોળથીજ અદ્ભુત સદેશ સસ્તે ભાવે મૂકીને વેચી રહ્યા હતા કોઇ રૂપીઆ અડધાને માટે, કોઇ આના બે આનાને માટે, કોઇ કેવળ માનને ખાતર, અને કેટલાક કેવળ સાજના વાળુને માટેજ યશ વેચે છે કેટલાક એવા પણ છે કે જેઓ કેવળ શેઠીઆની ગાડીમા બેસવાનુ મળે તેટલા માટેજ યશનો વિક્રય કરે છે બીજી તરફ રાજપુરુષો કદોઇના રૂપમાં શણગારાઇને ગવબહાદુર, રાવસાહેબ, ખાનસાહેબ, રાજાબહાદુર, ખિતાબ, શાલ પાઘડી, નિમત્રણ, ધન્યવાદ ઇત્યાદિ જાતજાતની મિઠાઇઓ લઇને વિસ્તારીને બેઠેલા હતા—ઉઘરાણુ, સલામ, ખુશામત, દવાખાના ખોલવા, રસ્તા બધાવવા ઇત્યાદિ મૂલ્ય લઇને મિઠાઇ વેચતા હતા, પરતુ વિક્રયમા અધાધુધી ઘણીજ ચાલે છે, કારણ કે કેટલાક સર્વસ્વ અર્પણ કરવા છતા પણ કશુજ પામી શકતા નથી, જ્યારે કેટલાક કેવળ સલામ કરીનેજ મણ દોઢ મણ ભાર બાંધી જાય છે

આ પ્રમાણે અનેક દુકાનો જોઇ, પરન્તુ બધેજ ઠેકાણે સડી ગએલો માલ અડધી કિમતે વેચાતો જણાયો કોઇ ચોકખા માલની દુકાન જોવામા આવી નહિ. કેવળ એક દુકાન જોઇ—તે ઘણી અદ્ભુત હતી

જોયુ તો દુકાનમા ગાઢ અધકાર છવાઇ રહેલો હતો—કઇ પણ નજરે પડી શકતું નહિ બૂમ પાડવા છતા દુકાનદાર તરફથી ઉત્તર મળી શકયો નહિ—કેવળ પ્રાણી માત્રને ભય પમાડે એવી અનન્ત ગર્જના સભળાઇ—ઝાખા પ્રકાશમા બહારના પાટીઆ ઉપરનુ લખાણ વાચ્યુ—

* ૧. ખબર, ૨ મીઠાઇનુ નામ

યશની દુકાન
વેચવાનો માલ—અનન્ત યશ.
વેચનાર — કાલ.
મૂલ્ય — જીવન

પોતાના જીવનમા કોઇ એમા પ્રવેશ કરી શકતો નથી, બીજે કોઇ પણ ઠેકાણે સુયશ વેચાતો નથી

વાંચીને વિચાર્યું —મારે આવા યશનુ કામ નથી કમલાકાન્ત જીવતો હશે તો ઘણો યશ કમાશે

પછી ઇન્સાફના બજારમા ગયો–જોયુ તો તે કસાઇખાનુ હતુ. ટોપીવાળા, બગાળી ફેંટાવાળા, નાના, મોટા સઘળા કસાઇઓ (વકીલો) હાથમા છરી લઇને ગાય કાપી રહ્યા છે ભેસ, પાડા, સાઢ વગેરે મોટા મોટાં પશુઓ શિંગડાં બતાવીને છૂટીને નાસી જાય છે બકરાં, મેઢા અને ગાય વગેરે નાના અને નિર્બળ પશુઓ કસાઇ પડે છે મને જોતાંજ બળદ જાણીને એક કસાઇ બોલી ઉઠયો, "આ પણ બળદ છે કાપવો જોઇશે" હુ સલામ કરીને ત્યાંથી ઉભી પુછડીએ નાઠો

હવે જગત્ બજારમા ફરવાની ઇચ્છા રહી નહિ, તોપણ પ્રસન્ન ઉપર ગુસ્સો હતો તેથી એકવાર દહી બજાર જોવા પહોચ્યો જતા પ્રથમજ જોવામાં આવ્યુ કે ખુદ કમલાકાન્ત ચક્રવર્તી નામક ગોવાળ, દફતરરૂપી સડેલી છાશની મટુકી લઇને બેઠો છે–પોતે તે છાશ પીએ છે અને બીજાને પાય છે

એટલામા ચોકી ઉઠયો–આખ ઉઘડી ગઇ,–જોયુ તો નસીબાણુના ઘરમાજ છુ, પણ છાસની દોણી પાસે છે ખરી પ્રસન્ન એક દોણી છાશ લાવીને મને મનાવે છે કે, "ચક્રવર્તી મહાશય! ગુસ્સે થશો નહિ. આજે દૂધ દહી કશુ રહ્યુ નથી–આટલી છાશ લાવી છુ–એના પૈસા આપવા નહિ પડે"

# मारो दुर्गोत्सव

માતાની આઠમને દિવસે મને આટલુ અફીણ ચઢાવવાનુ કોણે કહ્યુ હતુ! મે શામાટે અફીણ લીધુ! હુ શામાટે મૂર્તિના દર્શન કરવા ગયો! જે કદી દેખીશ નહિ તે શા માટે જોયુ! આ ઈંદ્રજાલ કોણે દેખાડયુ!

મે જોયુ, કાલનો પ્રવાહ દશે દિશામા વ્યાપી જઇને પ્રબલ વેગથી છૂટી રહ્યો છે–હુ તરાપા ઉપર બેસીને ગમન કરૂ છુ. જોયુ તો, અનન્ત અપાર અધકારમાં પવનથી ઉત્પન્ન થતા તરગવાળો તે પ્રવાહ વહી રહ્યો છે વચમા વચમા ઉજ્જવલ નક્ષત્રો ઉદય પામે છે, આથમી જાય છે અને ફરી ઉગે છે હુ કેવળ એકલોજ

હતો—એકલો હોવાથી ભય પામવા લાગ્યો—બીલકુલ એકલો—માતૃહીન—મા ! મા ! કહીને પોકારૂં છુ. હુ આ કાલસમુદ્રમાં માતૃસંશોધન અર્થે આવ્યો છું માતા કયા છે ? કયાં છે મારી મા ! કયા છે કમલાકાન્ત—પ્રસૂતિ ભારત માતા ? આ ઘોર કાલમમુદ્રમાં તુ કયા છે ‘

એકાએક સ્વર્ગીય વાદ્યથી કર્ણ તૃપ્ત થઇ ગયા ગગનમંડળમાં પ્રાતઃકાળના અરુણોદય જેવો લોહિતોજ્જવલ પ્રકાશ છટાઇ ગયો—શીતળ મંદ પવન વહેવા લાગ્યો—તે તરંગપૂર્ણ જલરાશિ ઉપર દૂર દેશમા નજર નાખતા સુવર્ણથી મઢેલી, માતા સરસ્વતીની પ્રતિમા દેખાઇ ! જળમા હસે છે, તરતી તરતી ખસતી જાય છે, અને તેજ ફેલાવે છે શુ આજ માતા ‘ હા, એજ માતા. ઓળખી શક્યો, કે એજ મારી જનની જન્મભૂમિ—એજ—મૃણ્મયી—[1] અનન્ત રત્નભૂષિતા—અત્યારે કાળના ગર્ભમા દટાએલી છે !

રત્નવિભૂષિત દશ દિશારૂપી દશ ભુજાઓ દશે દિશા તરફ ફેલાયલી છે, તે ભુજાઓમાં વિવિધ આયુધરૂપે વિવિધ શક્તિઓ શોભે છે, પગનીચે શત્રુ કચરાઇ પડયા છે એ મૂર્તિ હવે જોઈશ નહિ—આજે જોઇશ નહિ—કાલે પણ જોઇ શકીશ નહિ—કાલપ્રવાહને પાર ઉતર્યા વિના જોઇ શકીશ નહિ—પરતુ એક દિવસ જરૂર દેખીશ—દશ ભુજાવાળી, નાના આયુધધારિણી, શત્રુમર્દિની, વીરેન્દ્રવાહિની, જમણી બાજુએ ભાગ્યરૂપિણી લક્ષ્મી, અને ડાબી બાજુએ વાણી, વિદ્યા અને વિજ્ઞાનમયી સાક્ષાત્ સરસ્વતીવાળી બળરૂપી કાર્તિકેય અને કાર્યસિદ્ધિરૂપી ગણેશના સંગવાળી ભારત માતાની સુવર્ણમયી પ્રતિમા મે તે કાલપ્રવાહમા ફરીથી જોઇ

પુષ્પ કયાથી મળ્યાં તે કહી શકતો નથી,—પરતુ મે તે પ્રતિમાના ચરણે પુષ્પાંજલિ સમર્પી—અને બોલ્યો, “ હે સર્વ મંગલદાયિની ! હે કલ્યાણિ ! ! હે સર્વાર્થ-સાધિકે ! અસખ્ય સંતાનપાલિકે ! ધર્મ અર્થ અને કર્મફલરૂપ સુખ—દુ ખને આપનારી માતા ! મારી પુષ્પાજલિ ગ્રહણ કર. આ ભક્તિ, પ્રીતિ, વૃત્તિ, શક્તિ આદિક પુષ્પો હાથમા લઇને તારા ચરણકમળમા પુષ્પાંજલિ સમપું છુ, તુ આ અનન્ત જલરાશિમાથી નીકળીને, આ વિશ્વમોહિની મૂર્તિ જગત્ સમીપ એકવાર પ્રકટાવ આવ, માતા ! ઘેર આવ—અમે ૩૩ કોટિ સંતાનો એકત્ર થઇને, એકી-વખતે, ૬૬ કોટિ હાથ જોડીને, તારા ચરણકમળની પૂજા કરીશુ. ૩૩ કરોડ મુખથી “ માત ! જનનિ ! અંબિકે ! ધાત્રિ ! ધરિત્રિ ! ધનધાન્યદાયિકે ! નગાંકશોભિનિ, નગેન્દ્રબાલિકે ! શરત્સુંદરિ ! ચારુપૂર્ણચંદ્રભાલિકે ! ” એમ પોકારીશુ હે સિન્ધુસે-વિતે, સિન્ધુપૂજિતે, સિન્ધુમથનકારિણિ ! શત્રુઓનો વધ કરવા માટે દશ ભુજાઓમા દશ આયુધ ધારણ કરનારી ! અનન્ત શ્રીસંપન્ન, અનંતકાલ—સ્થાયિની ! હે અનંત શક્તિપ્રદાયિનિ ! તારા સંતાનોને શક્તિ આપ ! હે મા ! અમે તને શુ કહીને

[1] મૃત્તિકામયી—માટીમયી.

ાલાવીએ ? આ તેત્રીસ કોટિ શિર તારા ચરણકમળ ઉપર ધરીશું—આ તેત્રીસ ોટિ કંઠે તારૂં નામ લઇને હુંકાર કરીશું આ તેત્રીસ કોટિ દેહની તારે માટે માહુતિ આપીશું જો ન કરી શકીશું તો આ ૬૬ કોટિ ચક્ષુમાંથી તારે માટે માંસુ વહેવડાવીશું આવો મા, ઘરમાં આવો—જેના ૩૩ કોટિ સંતાન—તેને ચિન્તા ાની ? "

જોતજોતામાં આ પ્રતિમા તે અનન્ત કાલસમુદ્રમાં ડૂબી ગઇ—ફરીથી જોઇ ાક્યો નહિ તે તરંગપૂર્ણ જળરાશિ અંધકારથી વ્યાપ્ત થઇ ગયો, જળકલ્લોલમાં ામસ્ત જગત્ ડૂબી ગયું, એટલે હું હાથ જોડીને, સજળ નેત્ર, પોકારવા લાગ્યો, ઉઠ મા ! સુવર્ણમયી ભારતભૂમિ ! ઉઠ ! હવે અમે સુસંતાન થઇશું, સત્પથે ાલીશું, તારૂં નામ રાખીશું ઉઠ મા, દેવતાઓની કૃપાપાત્ર દેવિ ! હવે અમે અમારી તતને ભૂલી જઇશું, બંધુપ્રેમી બનીશું, પરહિત સાધીશું,—અધર્મ, આલસ્ય અને ાષયસેવન ત્યાગ કરીશું. ઉઠ મા ! એકલો રડી રહ્યો છું, રડતાં રડતાં આંખો ફૂટી ઇ છે મા ! ઉઠ, ઉઠ માતા ભારતજનનિ !

માતા ઉઠી નહિ. ઉઠે નહિ શા માટે આવો સર્વ બંધુઓ ! આપણે આ ાંધકારમય કાલ—પ્રવાહમાં ભુસકો મારીએ ચાલો, આપણે ૬૬ કોટિ ભુજાઓવડે ે પ્રતિમા ઉઠાવીને, તેત્રીસ કોટિ મસ્તક ઉપર ચઢાવીને ઘેર લઈ આવીએ આવો, ાંધકાર છે તો શું થયું ? શો ભય છે ? આ નક્ષત્રો જે વચમાં વચમાં ઉગે છે ાને ઝબકારા મારીને અદૃશ્ય થાય છે તે આપણને માર્ગ બતાવશે ચાલો, ચાલો, ાસંખ્ય હસ્તપ્રહારથી એ કાળસમુદ્રના જળને ઉછાળતા ઉછાળતા, વલોવતા વલો- તા, ડહોળી નાખીને તરી જઇએ અને માતાની સુવર્ણપ્રતિમા મસ્તક ઉપર રાખી ઇ આવીએ. ભય શો ? ન બનશે તો ડૂબી મરીશું, માતા વિના આ જીવનનું કામ ણું શું છે ? આવો, પ્રતિમા ઉઠાવી લાવીએ પૂજાની મોટી ધામધૂમ મચશે દ્વેષરૂપી કરાને સત્કીર્તિરૂપી ખડ્ગથી છેદીને માતાને બલિ ચઢાવીશું. નોબત વગાડનારા ાનેક પૂર્ણ જોરે નોબતના ગંભીર નાદથી ભારતના યશોગાન ગજવી આકાશ કંપાવી કશે અનેક ઢોલ, કાંસા, પખાજ વગેરે ભારતના જયનાદ ફેલાવશે અને અનેક રણાઇઓ પોતાના સૂરવડે માતાનો મહિમા વિસ્તારશે પૂજાની મોટી ધૂમ મચશે. ાનેક બ્રાહ્મણો, પંડિતો લાડુના લોભથી ભારતપૂજામાં સામેલ થઇને પતરાળી ાડવશે—અનેક દેશી વિદેશી સજ્જનો—ઉચ્ચ નીચ સઘળા—આવીને માતાના ચરણમાં સ્તક નમાવશે. કેટલાંએ દીન દુખીઓ પ્રસાદ ખાઇને પેટ ભરશે. અનેક નર્તકી- ા નૃત્ય કરશે, ગાયકો મંગળ ગાશે, અને કરોડો ભક્ત પોકારશે—મા ! મા ! મા !

જય જય જય જય જગદ્ધાત્રી, જય જય જય હિંદ જગદ્ધાત્રી,
જય જય જય સુખદા અન્નદા, જય જય જય વરદા શર્મદા.

જય જય જય શુભા શુભકરી, * જય જય જય શાન્તિ ક્ષેમકરી, ×
દ્વેષક-દલિની – સતાન-પાલિની, જય જય દુર્ગા, દુર્ગતિ-નાશિની.
જય જય લક્ષ્મી વારીન્દ્ર-બાલિકા, જય જય કમલાકાન્ત-પાલિકા,
જય જય ભક્તિ શક્તિ-દાયિકા, પાપ તાપ ભય શોક-નાશિકા.
મૃદુલ-ગભીર-ધીર-ભાવિકા, જય મા કાલિ કરાલિ અબિકા,
જય હિમાલય-નગ બાલિકા, અતુલિત-પૂર્ણ-ચદ્ર-બાલિકા,
શુભા શોભના સર્વ અર્થ સાધિકા, જય જય શાન્તિ શક્તિ કાલિકા,
જય જય મા કમલાકાન્ત-પાલિકા

नमोऽस्तु ते देवि वरप्रदे शुभे ॥
नमोऽस्तु ते कामचरे सदा ध्रुवे ॥
ब्रह्माणीन्द्राणि रुद्राणि भूतभव्ये यशस्विनि ॥
त्राहि मां सर्वदुःखेभ्यो मानवानां भयंकरी
नमोऽस्तु ते जगन्नाथे जनार्दनि नमोऽस्तु ते ॥
प्रियदान्ते जगन्मातः शैलपुत्रि वसुंधरे ॥
त्रायस्व मा विशालाक्षि भक्तानामार्तिनाशिनि ।
नमामि शिरसा देवीं बन्धनोऽस्तु विमोचित * ॥

## एक गीत

'સાભળ પ્રસન્ન, તને એક ગીત સભળાવુ "

પ્રસન્ન ગોવાલણ બોલી, "હમણાં મને ગીત સાભળવાને નવરાશ નથી–દૂધ દોહવાનો વખત થયો છે"

કમલાકાન્ત —આવો આવો આવો આવો રે, પ્રીતમ પ્યારા

પ્રસન્ન:— છટ્ છટ્ ! હુ શુ તમારો પ્રીતમ ?

કમલાકાન્ત —છટ્ છટ્ તુ શા માટે પ્રીતમ થવા જાય છે ? મારા ગીતમા છે—

"આવો આવો આવો આવો રે, પ્રીતમ પ્યારા
પાથરૂં પાલવ અરધો વ્હાલા આસને પધારો,
નયનભરી નિરખુ હો રે—પ્રીતમ પ્યારા.

સૂર કાઢીને મે ભજન છેડતાં પ્રસન્ન દહોણી તગારામા મૂકીને બેઠી મે આદિથી અત સુધી ગાયુ

"આવો આવો આવો આવો રે, પ્રીતમ પ્યારા.
પાથરૂ પાલવ અરધો, વ્હાલા આસને પધારો,

---

* શુભ કરનાર × ક્ષેમ કરનાર – દ્વેષીનો નાશ કરનાર. *આચાર્ય સ્તોત્ર.

નયનભરી નિરખુ હો રે,—પ્રીતમ પ્યારા
પ્રાણુ ધન ખોયુ મારૂ, મેળવ્યુ વિધિએ પ્યારૂ,
ફળ મનેચ્છાઓ ચારુ રે,—પ્રીતમ પ્યારા.
મળે ન માણેક મોતી-પ્હેરૂ હાર હૈયે રહેતી,
ફૂલ નહિ કેશ ગુથુ શાથી રે,—પ્રીતમ પ્યારા.
સુજી હોત ન નારી વેશે, પ્રિય સગ દેશો દેશે,
રહેત ફરતી હરનિશે રે,—પ્રીતમ પ્યારા
થાતાં આપનુ ચિતન, દગ દોડે વૃદાવન,
વિસરૂ વેણી-બધન રે,—પ્રીતમ પ્યારા.
જઇને રસોડા વિષે, ગુણુ ગાતાં ધૂમ મિષે,
છાનુ રોતી હું અતિશે રે,—પ્રીતમ પ્યારા.

પરતુ ગુજરાતી ભાષામાં આવોજ એક બીજો મોહમત્ર સાંભળવાને મનમાં ઘણી અભિલાષા રહેલી છે જ્યારે આ ગાન પ્રથમ કર્ણતૃપ્તિ પામે એવી રીતે સાભળ્યુ ત્યારે મનમા આવ્યુ કે આ નીલ-આકાશતલે એક સાધારણુ પખી બનીને આ ગીત ગાઉ મનમાં થયુ કે તે અદ્ભુત કલ્પનાકુશળ કવિની પ્રકૃતિ-બસીમાં એજ સ્વર ફૂકુ-વાદળાઓની ઉપર જે શબ્દશૂન્ય અદશ્ય વાયુચક્ર છે, જે સ્થળેથી પૃથ્વી દેખી શકાતી નથી તે સ્થળે બેસીને પેલી મોરલીમાં એકાંતે એજ ગીત ગાઉ-એ ગીત કદી ભૂલી શકયો નથી, ભૂલી શકીશ પણુ નહિ.

" આવો આવો આવો આવો રે, પ્રીતમ પ્યારા "+

લોકોના મનમા શુ હશે તે હુ કહી શકતો નથી, પરતુ કમલાકાન્ત ચક્રવર્તી ઇન્દ્રિયતૃપ્તિમા કઇ પણુ સુખ હોય એ સમજી શકતા નથી જે પશુને ઇન્દ્રિયતૃપ્તિને માટે પરસદર્શનની આકાંક્ષા હોય તેણે કમલાકાન્ત શર્માની દફતગ-મુકતાવલિ કદી પણુ વાંચવા બેમવુ નહિ. હુ વિલાસપ્રિય માણુસના મુખમાંથી નીકળતા—

" આવો આવો આવો આવો રે, પ્રીતમ પ્યારા "

એ ચરણુને સમજી શકતો નથી, પરતુ એટલુ સમજી શકાય છે કે, મનુષ્યે મનુષ્યને માટે જન્મ લીધો છે-એક હૃદય અન્યના હૃદયને માટેજ ઘડાયુ છે-તે હૃદયે હૃદયનુ આલિગન, હૃદયે હૃદયનું મિલન એજ મનુષ્યજીવનનું સુખ છે અન્ય હૃદયની કામના એજ આ જન્મમાં મનુષ્યહૃદયની તૃષ્ણા હોય છે. મનુષ્યહૃદય નિરતર બીજા હૃદયને પોકારે છે કે "આવો આવો આવો રે, પ્રીતમ પ્યારા " નાની નાની સઘળી પ્રવૃત્તિઓનો હેતુ શરીરરક્ષાનો છે. અને મહાન પ્રવૃત્તિઓનો ઉદ્દેશ "આવો રે પ્રીતમ પ્યારા" એ છે, તમે નોકરી કરો છો પેટને માટે, યશની આકાક્ષા રાખો છો, અન્યની પ્રીતિ સપાદન કરવાને, જનસમાજના હૃદયને તમારા હૃદય સાથે મેળવી લેવાને માટે. તમે જે પરોપકાર

+ વાચકે ગીતની સાથે મેળવી જોવુ

કરો છો તે પારકાના હૃદયનું દુઃખ પોતાના હૃદયમાં અનુભવો છો તેજ કારણથી તમે જે ક્રોધ કરો છો તેનું કારણ તમારે મનગમતું કામ ન થયું હોય, હૃદય હૃદય સાથે ભળ્યું ન હોય તેજ છે. સર્વત્ર એજ રવ સભળાય છે કે, "આવો રે પ્રીતમ પ્યારા."

સર્વ કર્મોનો મૂળ મંત્ર એજ છે કે, "આવો રે પ્રીતમ પ્યારા" જડ જગતનો નિયમ આકર્ષણ કરવાનો છે મોટા ગ્રહ ઉપગ્રહને બોલાવે છે "આવો રે પ્રીતમ પ્યારા!" સૂર્ય મોટા ગ્રહને બોલાવે છે કે, "આવો રે પ્રીતમ પ્યારા!" એક જગત્ બીજા જગતને પોકારે છે કે, "આવો રે પ્રીતમ પ્યારા!" અને પરમાણુ પરમાણુને નિરંતર બોલાવે છે કે, "આવો રે પ્રીતમ પ્યારા!" આ પ્રમાણે તમામ જડપિંડ ગ્રહ, ઉપગ્રહ, ધૂમકેતુ સઘળાજ આ મોહમંત્રથી બંધાઇને ઘુમતા ફરે છે પ્રકૃતિ પુરુષને કહે છે કે "આવો રે પ્રીતમ પ્યારા!" જગતનો અવિશ્રાન્ત ગંભીર ધ્વનિ "આવો રે પ્રીતમ પ્યારા" એજ છે કમલાકાન્તનો પ્રીતમ શું આવશે?

"પાથરૂં પાલવ અરધો, વ્હાલા આસને પધારો"

આ ઘાસપાનથી છવાયલા કંટક આદિથી વિકટ સંસાર અરણ્યમાં, હે મનના માન્યા! તમને બીજું કયું આસન આપું? મારા આ હૃદયપટના અર્ધા ભાગ ઉપર વિરાજો. આ કાંટાકાંકરામાં તમને આસન આપવા માટે હું મારી કાયાને અનાચ્છાદિત કરૂં છું મારા પાલવ ઉપર બેસો! હે મિલિત! જેનાવડે મારી લજ્જાની તથા માનની રક્ષા થાય છે, અને જે મારા શરીરની શોભા છે તે અર્ધા ભાગને તમે પણ ગ્રહણ કરો અર્ધા પાલવ ઉપર બેસો હે પારકાના હૃદય! હે સુન્દર! હે મનોરંજન! હે સુખદ! પાસે આવો હું તમારી સાથે સંલગ્ન થઇશ દૂર ન બેસો— આ મારા શરીર સંલગ્ન અર્ધા અંચળ—પાલવ ઉપર બેસો હે કમલાકાન્ત! હે દુર્વિનીત! (અસભ્ય) હે બાળબ્રહ્મચારી! તું આ ઉપરથી શાન્તિપુરની ખરવાળી સાડીના પાલવનો અર્ધો ભાગ સમજીશ નહિ તું જે અર્ધા પાલવ ઉપર બેસીશ તેનો વણનાર હજીસુધી જન્મ્યોજ નથી મનનું નગ્નપણું જ્ઞાનવસ્ત્રથી ઢંકાયું છે અર્ધા વસ્ત્રથી તારૂં હૃદય આચ્છાદિત કર અને બાકીના અર્ધા ઉપર મનના માન્યાને બેસાડ. તું મૂર્ખ છે, તોપણ જો કોઇ તારા કરતા પણ મૂર્ખશિરોમણિ હોય તેને કહે—

"આવો આવો આવો આવો રે, પ્રીતમ પ્યારા"
પાથરૂં પાલવ અરધો,
વ્હાલા આસને પધારો"

× × × × +

"નયન ભરી નિરખું હો રે!"

કોઇએ કદી પણ જોયું છે? તે પુષ્કળ ધન મેળવ્યું છે, પણ કોઇ દિવસે નયન ભરીને આત્મધન જોઇ શકયો છે? તે યશ મેળવવાને માટે જીવતોડ મહેનત કરી છે, પરન્તુ કયે દિવસે તારાં નેત્ર આત્મ—યશ નિરખીને તૃપ્ત થયાં છે? રૂપની તૃષ્ણામાં

તે આખુ જીવન વિતાડી દીધુ છે—જ્યાં પુષ્પો ખીલે છે, ફૂળો ઝુલે છે, પખીઓ ઉડે છે, વાદળાં ઘેરાય છે, ગિરિશૃંગ ઉપમે છે, નદીઓ વહે છે અને ઝરણાઓ ઝરે છે, તે સ્થળે તુ રૂપની શોધમાં ભટક્યો છે? જે સ્થળે બાળક પોતાનુ પ્રસન્નતાભર્યું વદનકમળ હલાવીને હસે છે, જે સ્થળે યુવતી લજાતી શરમાતી વાકીચૂકી શક્તિ મને જાય છે, જ્યાં ભરજુવાનીથી પૂર્ણરૂપે ખીલેલી પ્રૌઢા મધ્યાન્હ પદ્મિનીની પેઠે જરા પણ સંકોચ સિવાય રૂપનો બહાર પ્રકટાવે છે, ત્યા તું રૂપની શોધમા ભટક્યો છે, પણ કદીએ નયન ભરીને રૂપ જોયુ છે? શુ તું જોતો નથી કે કુસુમ જોતજોતામા કરમાઇ જાય છે, ફળ જોતજોતામાં પાકી જાય છે, ખરી પડે છે, ઉતરી જાય છે અને સડી જાય છે, પખીઓ ઉડી જાય છે, વાદળાં વિખરાઇ જાય છે, પર્વત ધુમ-સથી ઢકાઇ જાય છે, નદી સુકાઈ જાય છે, ચદ્ર અસ્ત પામી જાય છે, નક્ષત્ર લુપ્ત થઇ જાય છે, અને બાળકોનુ હાસ્ય રોગ હરી લે છે।

આ સંસારનું કમભાગ્ય છે, કોઇ કોઇને નયન ભરીને જોઇ શકતુ નથી, અથવા એ સસારનુ સૌભાગ્ય છે કે કોઇ કઇ પણ નયન ભરીને જોઇ શકતુ નથી. ગતિ એજ સસારનુ સુખ છે, ચચલતા એજ સસારનુ સૌંદર્ય છે નયન તૃપ્તિ પામતા નથી તૃપ્ત નયન અમને મળી શકતાજ નથી મળત તો સસાર દુખમય બની જાત, પરિતૃપ્તિરૂપી રાક્ષસી અમારાં સઘળાં સુખોનો ગ્રાસ કરત. જે કારીગરે આ પરિ-વર્તનશીલ સસાર અને આ અતૃપ્ત નયન સરજાવ્યા છે, તેની કારીગરીની કારીગરી "નયનભરી નિરખુ હો રે" એ વાસના છે જગત્ પરિવર્તનશીલ છે. નયન પણ અતૃપ્ત છે, અને તે છતા વાસના એવી કે,—

"નયન ભરી નિરખુ હો રે।"

હે રૂપ! હે બાહ્ય સૌન્દર્ય! હે અનન્ત પ્રકૃતિની સાથે સબધ ધરાવનાર! પાસે આવ, નયન ભરીને તને જોઉ દૂર બેસવાથી દેખી શકાશે નહિ, કારણ કે જોવાનુ કેવળ આંખોથીજ બનતું નથી. સસ્પર્શ અથવા પાસે આવ્યા સિવાય મનની વિદ્યુત્ વહેતી નથી. અમે તમામ શરીરના સબધમાં જોતા આવ્યા છીએ. એક મનમાંથી બીજા મનમા વિદ્યુત્ દોડે છે ત્યારે નયન ભરાય છે. હાય! કેવી રીતે નયન તૃપ્ત થગે? નયનમાં તો પલક છે!

"પ્રાણ ધન ખોયુ મારૂં, મેળવ્યુ વિધિએ પ્યારૂ, ફળી ઇચ્છા અનેક દિવસે રે"

મને કદી કદી વિચાર આવ્યા કરે છે કે વિધાતાએ કેવળ દુખનુ માપ કાઢવાને માટેજ દયા કરીને દિવસ સરજાવ્યો છે, નહિ તો કાળ અપરિમિત હોવાથી મનુષ્યનુ દુ.ખ પણ અપરિમિત થાત. હમણા આપણે કહી શકીએ છીએ કે હુ બે દિવસ, બે માસ કે બે વરસથી દુ.ખ ભોગવુ છુ, પરન્તુ જો રાતદિવસનો ફેરફાર ન થતો હોત તો કાળનો માર્ગ ચિન્હરહિત થાત અને તેથી લોકો એમ જાણત કે હુ અનન્ત કાળથી દુ ખ ભોગવતો આવ્યો છુ, આશાને તેની પાસે ઉભા રહેવાનુ સ્થાન

મળી શકત નહિ. કોઇ એવો વિચાર કરી શકત નહિ કે આટલા દિવસ પછી મારા દુખોનો અંત આવશે ઝાડપાન વિનાના વિશાળ વેરાન પ્રદેશમાના માર્ગની પેઠે જીવન-પથ કાપવો દુષ્કર થઇ પડત જીવનયાત્રા ઘોર દુખનુ કારણ બની જાત. એટલા માટે આ વિશાળ જગતના કેન્દ્રસ્વરૂપ સૂર્યનો માર્ગ આપણા દુખનો પરિમાણ-દડ છે દિવસગણના કરવામા સુખ છે સુખ હોવાથીજ દુખી માણસો દિવસ ગણતા રહે છે દિવસગણના એજ દુખનો વિનોદ છે, પરન્તુ એવા દુ:ખીઆરાઓ પણ છે કે જેઓ દિવસ ગણતા નથી, દિવસ ગણવાથી તેમના જીવને આનદ મળતો નથી. પૃથ્વી ઉપર ભૂલથી જન્મ લેનાર હુ કમલાકાન્ત ચક્રવર્તી શામાટે દિવસ ગણુ? મને સુખ નથી, આશા નથી, ઉદ્દેશ નથી કે કામના પણ નથી આ સસારસાગરમાં હુ એક તરતા તરણા જેવો છુ, સસારરૂપી ઝઝાવાતમા ઉડતી ધૂળની રજ છુ, સસાર-અરણ્યમા એક નિષ્ફળ વૃક્ષ છુ, સસારાકાશમા જળશૂન્ય મેઘ છુ, તો પછી હુ શામાટે ગણુ?

ગણીશ. મને એક દુખ, એક સતાપ, એક વિશ્વાસ છે હુ ઇ૦ સ૦ ૧૨૦૩ થી દિવસ ગણુ છુ. જે દિવસથી બગાળામાથી હિન્દુ નામ લુપ્ત થયુ છે, તેજ દિવસથી હુ દિવસ ગણુ છુ હાય! કેટલાક દિવસ ગણીશ? દિવસ ગણતા ગણતા માસ થાય છે, માસ ગણતા ગણતા વર્ષ થાય છે, વર્ષ ગણતા ગણતાં સૈકા થાય છે, સૈકા પણ સાત વખત ગણી નાખ્યા.

અનેક દિવસે મનની ઇચ્છા ક્યા ફળી? વિધાતાએ પ્રાણધન ક્યા મેળવી આપ્યુ? જે ચાહુ છુ તે ક્યા મળ્યુ છે? મનુષ્યત્વ ક્યાં પ્રાપ્ત થયુ છે? રાષ્ટ્રીય ભાવના ક્યા પ્રાપ્ત થઇ છે? ઐક્ય ક્યા છે? વિદ્યા ક્યા છે? ગૌરવ ક્યાં છે? શ્રીહર્ષ ક્યા છે? ભટ્ટ નારાયણ ક્યાં છે? હલાયુદ્ધ ક્યા છે? લક્ષ્મણસેન ક્યા છે? શુ એ હવે નહિ મળશે? હાય! સૌને ઇપ્સિત મળે છે, કમલાકાન્તને નહિ મળશે?

"મળે ન માણેક મોતી– પહેરૂ હાર હૈયે સોતી,"

વિધાતાએ જગતને જડ પદાર્થમય શામાટે બનાવ્યુ છે? રૂપ જડ પદાર્થ શા માટે? મનળા અશરીરી શા માટે ન થયા? તેમ થાત તો હૃદય હૃદય સાથે કેવી રીતે મળી શકત? જો રૂપને માટે શરીરની જરૂર હતી તો વિધાતાએ તમારૂ અને મારૂ શરીર એકજ શામાટે ન બનાવ્યુ? તેમ થાત તો પછી વિયોગ થઈ શકતજ નહિ. હવે શુ આપણા શરીર એક ન બની શકે? મારા શરીરમા એટલુ સ્થાન છે–તેમા કોઇ પણ સ્થળે શુ હું તમને નહિ રાખી શકુ? તમને ગળે વડગાડીને હૃદયપર ઝુલાવી શકુ નહિ? હાય! તમે માણેક નથી, મોતી પણ નથી, કે હાર કરીને ગળે પહેરૂ?

અરે ભારતભૂમિ! તુજ માણેક મોતી શામાટે ન બની? તારો હાર બનાવીને હુ તને કઠે શામાટે ન ધરી શક્યો? જો તને કઠમા ધારણ કરત, તો મુસલમાનો જ્યાસુધી મારી છાતીમા લાત ન મારત ત્યાસુધી તેની પદરજ તારો સ્પર્શ કરી

શકત નહિ. તને સુવર્ણના આસનમાં બેસાડીને (મઢાવીને) હૃદયપર ઝુલાવી દેશે દેશમા બતાવત. યૂરોપ, અમેરિકા, મિસર અને ચીન જોઇ શકત કે તું મારૂં કેવુ ઉજ્જવળ રત્ન છે?

"સૃજી હોત ન નારી વેરો, પ્રિય સગ દેશો દેશે,
રહેત ફરતી હરનિશે રે, પ્રીતમ પ્યારા"

પ્રથમ આવાહન,—"આવો આવો આવો આવારે, પ્રીતમ પ્યારા"
પછી સ્વાગત,—"પાથરૂં પાલવ અરધો, વહાલા આસને પધારો"
પછી ભોગ,—"નયન ભરી નિરખુ હો રે પ્રીતમ પ્યારા."

હવે સુખભોગ કાળે દુ ખની સ્મૃતિ થઇ આવે છે,—

"પ્રાણુ ધન ખોયુ મારૂ, મેળવ્યુ વિધિએ પ્યારૂ,
ફળી ઇચ્છા અનેક દિવસે રે. પ્રીતમ પ્યારા'

સુખ બે પ્રકારના છે, સપૂર્ણ અને અપૂર્ણ. અપૂર્ણ સુખ જેવા કે,—

"મળે ન માણેક મોતી, પહેરૂં હાર હૈયે રહોતી."

એ પછી સપૂર્ણ સુખ જેમ કે,—

"સૃજી હોત ન નારી વેરો, પ્રિય સગ દેશો દેશ,
રહેત ફરતી હરનિશે રે પ્રીતમ પ્યારા."

સંપૂર્ણ સુખનુ, અસલ સુખનુ લક્ષણ શારીરિક ચાચલ્ય અને માનસિક અસ્થિરતા છે એ સુખ કયા રાખુ? લઇને શુ કરૂ? હુ કયા જાઉં? એ સુખનો ભાર ઉપાડીને ક્યાં ફેંકુ? ઉપાડીને સુખનો બોજો લઇને હું દેશે દેશ ફરીશ, એ સુખને એક સ્થળે પકડી રખાતુ નથી,જ્યા જ્યાં પૃથ્વીઉપર સ્થાન છે ત્યાં ત્યા એ સુખ લઇને જઇશ

આ જગત્—સસારને એ સુખથી ભરી દઇશ સસારને એ સુખના સાગરમા તરાવીશ, એક મેરુથી બીજા મેરુ સુધી સુખના તરગ નચાવીશ, હુ પોતે ડુબકી મારતો મારતો, તરતો તરતો, તેમા દોડીશ, પરન્તુ એ સુખમાં કમલાકાન્તનો અધિકાર નથી—એ સુખમાં બગાળીનો અધિકાર નથી. સુખની વાતમાત્રમાં પણ બગાળીનો અધિકાર નથી ગોપીઓનુ દુઃખ એ હતુ કે વિધાતાએ તેમને સ્ત્રી શામાટે ઘડી? અમારૂ દુઃખ એ છે કે વિધાતાએ અમને સ્ત્રી શામાટે ન ઘડી?—જો તેમ થાત તો આ મુખ કોઇને બતાવવુ પડત નહિ.

સુખની વાતમાં બગાળીઓનો અધિકાર નથી, પરન્તુ દુઃખમા છે. આર્તનાદ કેટલો ગભીર, કેટલો હૃદયવિદારક કા ન હોય, તે બગાળીઓની મર્મોક્તિ છે—અને દુ ખનો પોકાર કયા નથી હોતો? તરતનાં જન્મેલાં પક્ષીનાં બચ્ચાથી માંડીને મહાદેવના નગારાના ધ્વનિ સુધીના સઘળા અવાજો આર્તનાદજ છે. સપૂર્ણ સુખમાં સુખી રહેનાર પણ સુખના વખતમાં પહેલાંના દુઃખનુ સ્મરણ કરીને દુઃખના પોકાર કરે

છે નહિ તો પછી સુખની સંપૂર્ણતા ક્યાથી ? દુઃખની સ્મૃતિ વિના સુખમાં સંપૂર્ણતા ક્યાથી ? સુખ પણ દુ ખમય છે

" થાતાં આપનું ચિંતન, દગ દોડે વૃંદાવન, વિસરૂં વેણી-બંધન રે—પ્રીતમ પ્યારા.

આ ઉક્તિ સુખ-દુ ખની સીમા-રેખા છે જેઓ ગત સુખોની સ્મૃતિ તાજી થતા તે સુખાનુ દર્શન હમણા પણ પામી શકે છે, તેઓ આજે પણ સુખી છે-તેમનુ સુખ જડમૂળથી નષ્ટ થયુ નથી તેનો પ્રીતમ, તેનો પ્રિય, તેનો મનમાન્યો ચાલ્યો ગયો છે, પરન્તુ તેનુ વૃંદાવન છે-ચાહે તો તે, તે સુખભૂમિ તરફ નજર નાખી શકે છે જેનુ સુખ ગયુ છે-સુખની ઝાખી પણ અદૃષ્ટ થઇ છે-પ્રીતમ ગયો છે, વૃન્દાવન પણ ગયુ છે, ઝાખીને જોવાનુ કોઇ પણ સ્થાન રહ્યુ નથી-તે દુ ખી છે, અપાર દુ ખમા ડૂબેલ છે વિધવા યુવતીને અતિ કાળજીપૂર્વક સાચવી રખાયલી મૃત પતિની પાદુકા ખોવાઇ જતા જે દુઃખ થાય છે તેવાજ દુ ખે તે પણ દુ ખિત થાય છે

મારા આ બંગદેશના સુખની સ્મૃતિ છે, પરન્તુ દર્શન ક્યા છે ? દેવપાલદેવ, લક્ષ્મણસેન, જયદેવ, શ્રીહર્ષ, પ્રયાગ સુધી વિસ્તાર પામેલુ રાજ્ય, ભારતના અધીશ્વરના નામ, અને ગૌડ રીતિ એ સઘળાની સ્મૃતિ છે, પરન્તુ દર્શન ક્યા છે ? સુખની યાદ આવે છે, પણ જોવુ કયી દિશા તરફ ? તે ગૌડ ક્યા છે ? હમણાં તેના યવન-પદદલિત ભગ્નાવશેષ માત્ર રહેલા છે આર્ય રાજધાનીનુ ચિન્હ ક્યા છે ? આર્ય જાતિનો ઇતિહાસ ક્યાં છે ? જીવનચરિત્ર ક્યા છે ? કીર્તિ ક્યાં છે ? કીર્તિસ્તંભ ક્યા છે ? સમરક્ષેત્ર ક્યા છે ? સુખ ગયા સુખનાં ચિન્હ પણ ગયા પ્રાણવલ્લભ ગયા, વૃન્દાવન પણ ગયુ-હવે હુ કયી તરફ જોઉ ?

જોવા લાયક હવે એક સ્થાન રહ્યુ છે-સ્મશાનભૂમિ—નવદ્વીપ* એજ ઠેકાણે સત્તર યવનોએ બંગાળાનો પરાજય કર્યો બંગમાતાનો પરાજય કર્યો બંગમાતાને એમ થયુ કે હવે હુ એ સ્મશાનભૂમિ તરફજ જાઉ. હજી પણ જોઉ છુ તો એ નાનકડા ગામની આસપાસ મધુર કલકલ નિનાદ કરતી ભાગીરથી વહી રહી છે ત્યારે હુ ગંગાને સંબોધન કરીને પૂછુ છુ કે તુ તો છે પણ અમારી રાજલક્ષ્મી ક્યાં ગઇ ? તુ જેના પગ ધોતી તે અમારી માતા ક્યા છે ? તુ જેની આસપાસ નૃત્ય કરતી હતી તે આનંદમૂર્તિ માતા ક્યા છે ? તુ જેને માટે સિંહલ, બાલિના ટાપુ, અરબસ્તાન અને સુમાત્રાથી તારી છાતીપર ધારણ કરીને દોલતના ઢગલે ઢગલા વહી લાવતી તે ધનેશ્વરી આજે ક્યા છે ? તુ જેના રૂપની માત્ર છાયા ધારણ કરીને સ્વ-

* પંદરમા શતકમા અને ત્યાર પહેલા નવદ્વીપ (નદિયા) ઘણુ જ સમૃદ્ધિશાળી નગર હતુ આખા ભારતખંડને માટે તે વિદ્યાનુ મુખ્ય કેન્દ્ર હતુ નવદ્વીપના વિશ્વવિદ્યાલયની પદવિવાળા પંડિતો સર્વત્ર માન પામતા હતા. શ્રીચૈતન્ય અથવા ગૌરાંગ પ્રભુનુ એ જન્મસ્થાન છે

રૂપવતી દેખાતી હતી તે અનંત સૌંદર્યશાલિની ક્યા છે ? તું જેની ફૂલની પ્રસાદી લઇને તારા સ્વચ્છ વક્ષસ્થલ ઉપર પુષ્પમાલા ધારણ કરતી, તે પુષ્પાભરણા માતા ક્યા ગઇ ? એ રૂપ, એ ઐશ્વર્ય તુ ક્યાં ખેચી લઇ ગઇ ? વિશ્વાસઘાતિનિ ! તું શુ તારા મધુર કલકલ ધ્વનિથી મારા મનને મોહિત કરીને મને પટાવી કહાડવા માગે છે ? ઠીક, હવે હુ સમજ્યો. તારા અગાધ ઉંડાણમાં યવન લોકોના ભયથી ડરીને એ અમારી રાજલક્ષ્મી ડૂબકી મારીને અંદર પેસી ગઇ, કુપુત્ર સંતાનોનુ મોં જોઇશ નહિ એવો સંકલ્પ કરીને તારા જલરાશિમા સમાઈ ગઇ હુ તે દિવસને યાદ કરી કરીને અશ્રુપાત કરૂ છુ હુ માનસનેત્રે જોઇ શકુ છુ કે ઝગઝગતા ભાલા ઉંચા કરીને, ઘોડાના પગની પડઘીઓના અવાજથી રાત્રિની શાંતિનો ભંગ કરીને યવન સેના નવદ્વીપ તરફ ચાલી આવે છે પોતાનો સમય ભરાઇ ચૂક્યો જાણીને બંગદેશની લક્ષ્મી નવદ્વીપમાથી અંતર્ધાન થઇ ગઇ એકાએક આકાશમાં અંધકાર વ્યાપી ગયો રાજપ્રાસાદનું સુવર્ણશિખર તૂટી પડયુ વટેમાર્ગુઓ ભયભીત થઇને રસ્તામાંથી નાસી ગયા નાગરિકોના અલંકાર નીકળી પડયા કુંજ પક્ષીઓ ચૂપ થઇ ગયાં. ગૃહમયૂરનો અડધો ઉચ્ચારેલો કેકારવ તેના કંઠમાંજ રૂંધાઇ ગયો બાકીનો અડધો નીકળ્યોજ નહિ. ખરે બપોરે મધ્યરાત્રિ થઈ ગઇ ચોટાની દીપમાળા બૂઝાઇ ગઇ. મંદિરોના શંખનાદ બંધ થયા પંડિતોના મુખમાંથી અશુદ્ધ મંત્રો નીકળવા લાગ્યા શાલિગ્રામ સિંહાસન ઉપરથી ગબડી પડયા યુવાનોનું બળ એકદમ ક્ષીણ થઈ ગયુ યુવતીઓને એકાએક વૈધવ્યની શંકા પડવા લાગી બાળકો કોઇ પણ જાતના વ્યાધિ વગર માતાના ખોળામા સૂઇને મરી જવા લાગ્યા અંધકાર વધારે ને વધારે પ્રગાઢ થઇને દિશાઓમા ફેલાવા લાગ્યો. આકાશ, પ્રાસાદ, રાજમહેલ, રાજમાર્ગ, દેવમંદિર, બજાર સર્વ ઘન અંધકારથી ઢંકાઇ ગયા. કેવળ અંધકાર સર્વત્ર વ્યાપી ગયો સઘળા પદાર્થો એ અંધકારને લીધે અદૃશ્ય થઇ ગયા. હું મારી આંખે અત્યારે બધુ જોઇ શકુ છુ આકાશમા ગંભીર વાદળ ઘેરાયુ છે, અને નદીના ઘાટ ઉપરથી રાજલક્ષ્મી નદીમાં પ્રવેશ કરે છે હોલવાઇ જતા દીવાની માફક અંધકારની અંદર ધીમે ધીમે એ તેજોરાશિ વિલીન થઇ જાય છે જો ગંગાના અગાધ ઉંડાણમા ડૂબી ન ગઇ હોય તો આપણા દેશની લક્ષ્મી બીજે ક્યા જાય ?



# बिलाडी

હુ શયનગૃહમાં પલગ ઉપર હાથમા હુક્કો લઇને ઝોકાં ખાતો હતો એક નાનો સરખો દીવો ઝાંખો પ્રકાશ ફેલાવી રહ્યો હતો દિવાલ ઉપર ચ ચળ છાયા પ્રેતવત્ નાચી રહી હતી રસોઇ તૈયાર થઈ ન હતી, તેથી હાથમા હુક્કો લઇને આખો બ ધ કરીને હું વિચાર કરવા લાગ્યો, કે જો હુ નેપોલિયન હોત તો વૅાટર્લુ જિતી શકત કે નહિ ? એટલામા એક ઝીણો સૂર સાભળ્યો, " મિયાઉ "

આખ ઉઘાડીને જોયુ, એકાએક કંઈ સમજમા આવ્યુ નહિ. પ્રથમ લાગ્યુ કે, વેલિંગ્ટન એકાએક બિલાડીનું રૂપ ધારણ કરીને મારી પાસે અફીણ માગવાને આવ્યો છે પહેલા તો પત્થરના જેવા સખત થઇને કહેવા ધાર્યું કે, ડ્યુક સાહેબ ! તમને અત્યાર પહેલા યોગ્ય પુરસ્કાર અપાઇ ચૂકયો છે હવે વધારે બદલો આપી શકાશે નહિ વળી અતિલોભ સારો નથી. ડ્યુક બોલ્યા, " મિયાઉ ! "

એટલે મે આખો ફાડીને સારી પેઠે જોયું, તો વેલિગ્ટન ન હતો એક નાની બિલાડી હતી. પ્રસન્ન મારે માટે જે દૂધ મૂકી ગઇ હતી, તેને નિ શેષ કરીને તેણે ઉદરસાત્ કરી દીધુ હતુ. હું તે સમયે વૅાટર્લુના મેદાનમા વ્યૂહરચના કરવામા રોકા-યલો હતો એટલે કઇ જોવામાં આવ્યુ નહિ. હમણા આ માર્જારસુ દરી દુગ્ધપાનથી પરિતૃપ્ત થઇને પોતાના મનનો આન દ જગતમા પ્રકટ કરવાના હેતુથી નિર્લજ્જ થઇને અતિ મધુર સ્વરે કહે છે, " મિયાઉ ! " હુ કહી શકતો નથી પણ સમજુ છુ ખરો કે એમા કઈક વ્ય ગ છે

મને લાગ્યુ કે બિલાડી મનમા ને મનમા હસીને મારા તરફ જોઇને કહેતી હતી કે, " ખોદે ઉ દર અને બોમવે બોરિ ગ " અથવા તો તે " મિયાઉ " શબ્દથી મારૂ મન જોવા માગતી હતી બિલાડીના મનનો ભાવ હવે હુ સમજ્યો, તે કહેતી હતી કે, " તમારૂ દૂધ તો હુ પીને બેઠી છુ, હવે શુ કહો છો ? "

બોલુ શુ ? હુ તો કઇજ નિશ્ચય કરી શકયો નહિ, દૂધ મારા બાપનુ પણ ન હતુ, દૂધ હતુ મ ગલા ગાયનુ અને દોહેલુ પ્રસન્ન ગોવાલણે, એટલા માટે તે દૂધ ઉપર મારો જેટલો અધિકાર હતો તેટલોજ બિલાડીનો પણ હતો, એટલે ક્રોધ કરી શકતો નથી, તોપણ લાબા કાળથી એક પ્રથા ચાલી આવે છે કે, બિલાડી દૂધ પી જાય તો તેને મારવા દોડવુ પડે છે હુ તો લાબા કાળથી ચાલતી આવેલી પ્રથાની અવગ-ણના કરીને જનમ ડળમાં કુલાંગારરૂપે ઓળખાઉં એ પણ પ્રચ્છવાજોગ ન હતુ. કોણ જાણે, વખતે એ બિલાડી પોતાની જાતિના મ ડળમાં કમલાકાન્તને કાપુરુષ (બાયલો) કહીને ઉપહાસ તો નહિ કરે ? એટલા માટે પુરુષકર્તવ્યજ કરવુ ઉચિત છે. આવો નિશ્ચય કરીને દુ ખિત હૃદયે હાથમાથી હુક્કો નીચે મૂકીને ઘણી શોધખોળને અતે

એક ભાગેલી લાકડી મેળવી અને પછી ગર્વપૂર્વક બિલાડી ઉપર ધસી ગયો.

બિલાડી કમલાકાન્તને ઓળખતી હતી, લાકડી જોઈને તે કઇ વિશેષ ભય પામી હોય એમ જણાયુ નહિ. કેવળ મારા મુખ તરફ જોઇને એક નિશ્વાસ મૂકીને જરા બાજુએ સરી જઈને બેઠી, અને બોલી, "મિયાઉ!" આ વખતે પ્રશ્ન સમજમા ઉતરતાં લાકડી મૂકી દઇને ફરીથી પથારીપર આવી હુક્કો હાથમાં લીધો, એટલે દિવ્ય કર્ણ પ્રાપ્ત થવાથી બિલાડીનુ સઘળુ કથન સમજી શક્યો

બિલાડી કહે છે "માર પીટ શામાટે કરો છો? જરા સ્વસ્થ થઇને હુક્કો હાથમા લઇ વિચાર તો કરી જુઓ! આ જગતમા દૂધ, દહી, મલાઇ, ખીર, મત્સ્ય, માસ વગેરે સઘળુ જ તમે ખાશો, શામાટે અમે કઇ પણ નહિ મેળવી શકીએ? તમે મનુષ્ય છો, અમે બિડાલ છીએ, આપણી વચ્ચે ભેદ શો છે? તમને ભૂખતરસ લાગે છે, તો શુ અમને નહિ લાગતી હોય? તમે ખાઓ છો તેમાં અમે હરકત કરતા નથી, પરન્તુ અમે ખાવા મંડીએ કે તરતજ તમે ડડા લઇને મારવા દોડો છો એ કયા શાસ્ત્રાનુસાર છે, તે હુ બહુ બહુ તપાસ કરવા છતા જાણી શકી નથી તમારે અમારી પાસેથી કઇક ઉપદેશ ગ્રહણ કરવો જોઇએ ચતુર ચોપગા પાસેથી શિક્ષણ મેળવ્યા સિવાય તમારા જ્ઞાનનો ઉદય થવાનો રસ્તો નથી. તમારાં વિદ્યાલયો જોવાથી માલૂમ પડે છે કે, તમે આટલે દિવસે પણ મારી આ વાત માનવા લાગ્યા છો.

જો, શય્યાશાયી મનુષ્ય! ધર્મ શુ છે? પરોપકારજ શ્રેષ્ઠ ધર્મ છે આ દુગ્ધપાનથી મારા ઉપર મોટો ઉપકાર થયો છે તમારે પીવાના દૂધથી આ પરોપકાર થયો છે, એટલા માટે તમે આ પરમ ધર્મના ફલભાગી થયા છો મે ચોરી કરી કે ગમે તે કર્યું, પણ તમારા ધર્મસચયનુ મૂળ કારણ હુ જ છુ, એટલા માટે મારી ઉપર પ્રહાર નહિ કરતા મારી પ્રશસા કરો હુ તમારા ધર્મની સહાયક છુ

જુઓ, હુ ચોર છુ એ વાત સાચી, પરન્તુ શુ હુ ઇચ્છાપૂર્વક ચોર થઈ છુ? ખાવાનુ મળે તો કોણ ચોર થાય? જુઓ, જેઓ મોટા મોટા શાહુકાર કહેવાય છે, અને જેઓ ચોરના નામથી કપી ઉઠે છે, તેઓ ચોરના કરતાં પણ વધારે અધર્મી છે તેમને ચોરી કરવાની જરૂર નથી માટેજ તેઓ ચોરી કરતા નથી, પરન્તુ જરૂરિયાત કરતાં વધારે પૈસો હોવા છતા પણ તેઓ ભૂખના માર્યા ચોર બનનાર તરફ ઝાખીને જોતાએ નથી, એટલાજ માટે ચોર લોકો ચોરી કરે છે અધર્મનુ કારણ ચોરો નથી, ચોર જે ચોરી કરે છે તે અધર્મનુ મૂળ કૃપણ ધનવાનોજ છે ચોર ગુન્હેગાર છે ખરો, પરન્તુ તેના કરતા સોગણો વધારે દોષભાગી કૃપણ ધનવાન છે. ચોરોને સજા થાય છે, પરન્તુ ચોરીનુ મૂળ જે કૃપણો તેમને શામાટે દડ નહિ દેવાય?

જુઓ, હુ દિવાલે દિવાલે મિયાઉ મિયાઉ કરતી ફરૂ છુ, તોપણ મને કોઈ એઠો ટુકડો સરખો નાખતું નથી વધ્યું ઘટયુ જે કઇ હોય તે લોકો ગટરમાં પધ-

રાવી દે છે, પાણીમા નાખે છે. પરન્તુ અમને બોલાવીને આપતા નથી. તમારા પેટ ભરાયલા છે, તમે અમારા જેવા ભૂખ્યાની ગત શી રીતે જાણો ? હાય ! ગરીબોને દુઃખે દુઃખી થવાથી શુ તમારૂ ગૌરવ ઘટી જાય એમ છે ? હા ! મારા જેવા દરિદ્રના દુખે દુખી થવુ એ શરમની વાત છે, એમાં સંદેહ નથી જેઓ આધળાને મૂઠીસરખી આપતા નથી, તેઓને પણ જ્યારે કોઇ મોટો રાજા મુશ્કેલીમા આવી પડે છે ત્યારે રાતભર ઉંઘ આવતી નથી આ પ્રમાણે મોટાના દુખે દુખી કહેવરાવવામાં મધળા રાજી હોય છે, પરન્તુ કોઈ સાધારણ માણસના દુઃખે દુખી છટ ! કોણ થાય?

જો કોઇ મહામહોપાધ્યાય કે વ્યાખ્યાનવાચસ્પતિ, કોઇ વેદાલકાર કે ન્યાયરત્નાલકાર આવીને તમારૂ દૂધ પી જાય તો શુ તમે તેને લાકડી લઇને મારવા દોડો છો ? ઉલટા હાથ જોડીને કહેશો કે "કેમ બીજુ થોડુ લઇ આવુ ?" તો પછી અમારી વખતે લાઠી શામાટે ? તમે કહેશો કે તેઓ મહા પડિત અને પ્રતિષ્ઠિત છે પડિત અથવા પ્રતિષ્ઠિત હોવાથી શુ તેમને અમારા કરતા વધારે ભૂખ લાગે છે? તેમ તો નથી. ભર્યામાં ભરવાનો મનુષ્યજાતિને રોગ છે દરિદ્રોની ભૂખને કોઇ જાણતુ નથી. જેઓને ખાવાનુ કહેતા ના પાડે છે તેમને માટે ભોજનનો બદોબસ્ત કરો છો, અને જેઓ ભૂખના દુઃખથી વગર બોલાવ્યે પણ તમારૂ અન્ન આરોગી જાય છે તેમને ચોર કહીને સજા કરો છો—છટ ! છટ !

જુઓ અમારા હાલ જુઓ દિવાલે દિવાલે, આગણે આગણે, અને ઘેરે ઘેર મિયાઉ મિયાઉ કરીને ચારે દિશાએ નજર નાખીએ છીએ—કોઇ અમને સૂકો રોટલોએ નાખતુ નથી હા, જો કોઈ બિલાડી તમારી પાળેલી હોય તો તે ઘરબિલાડી થઈને બુઢ્ઢાને ઘેર રહેનાર તેની જુવાન બાયડીના ભાઇનુ અથવા તો મૂર્ખ ધનવાનની પાસે રહીને ગંજીફા ખેલનાર તેના દોસ્તદારનુ સ્થાન લઇ શકે એટલી હૃષ્ટપુષ્ટ થઇ જાય તે વખતે તેની પૂછડી ફૂલી ઉઠે છે શરીરે રૂવાટી આવી જાય છે અને તેના રૂપની ભભક જોઇને અનેક બિલાડાઓ કવિ બની જાય છે

વળી અમારી દશા જુઓ, આહારના અભાવથી પેટ ચોટી ગયુ છે, હાડકા નીકળી આવ્યા છે, પૂછડી પડી ગઇ છે, જીભ નીકળી પડી છે—સદાની ભૂખથી પોકારૂં છુ, "મિયાઉ, મિયાઉ" "ખાવાનું મળ્યુ નથી" અમારી કાળી ચામડી જોઇને તિરસ્કાર કરશો નહિ આ પૃથ્વીના પદાર્થો ઉપર અમારો પણ કંઈક અધિકાર છે ખાવાને આપો નહિ તો ચોરી કરીશુ અમારી નૂર વિનાની કાળી ચામડી, સૂકાઈ ગયલું મુખ, અને ક્ષીણ સ્વરે નીકળતો મિયાંઉ મિયાઉ કરુણરવ સાભળીને શુ તમને દુખ થતુ નથી ? ચોરને માટે દડ છે, તો શુ નિર્દયતાને માટે તે નથી ? દરિદ્રોના આહારસશોધનને માટે દડ છે તો પછી ધનવાનોની કૃપણતાને માટે દડ શામાટે નથી ? હે કમલાકાન્ત તુ દીર્ઘદૃષ્ટિવાળો છે, કારણ કે અફીણી છે શુ તુ પણ જોઈ શકતો નથી કે શ્રીમતોના દોષથીજ દરિદ્રો ચોર બને છે ? પાચસો ગરીબોના લોહી

ચૂસીને એક માણુસ તેમની ભોજનસામગ્રી શામાટે સંગ્રહી રાખે છે ' અને જો સંગ્રહે તો તેણે ખાધા પછી વધી પડેલું દરિદ્રોને શામાટે વહેંચી ન દેવું ' જો તે ન આપે તો ગરીબો જરૂર તેની પાસેથી ચોરી જશે, કારણ કે ભૂખે મરી જવાને માટે આ પૃથ્વી ઉપર કોઇ પણ આવેલું નથી "

હવે વધારે સહન નહિ થઇ શકવાથી હું બોલ્યો, " શોભ ! શોભ ! માર્જાર પંડિત ! તારી વાત પૂરેપૂરી સોશીયાલીઝમવાળી, સમાજબંધનને છિન્ન ભિન્ન કરી નાખનારી લાગે છે જો દરેક માણુસ પોતપોતાની શક્તિપ્રમાણે ધનસંચય કરી શકે નહિ અથવા સંચય કરીને તેનો ચોરોના દુઃખ નિર્વિઘ્ને ઉપભોગ કરી શકે નહિ તો પછી કોઇ પણ માણુસ ધનસંચયને માટે પ્રયત્ન કરશે નહિ, અને તેથી સમાજની આર્થિક ઉન્નતિ અટકી પડશે "

માર્જારે કહ્યું —તેમા અમારે શું સમાજની ધનવૃદ્ધિ—આર્થિક ઉન્નતિ એટલે પૈસાદારોની ધનની વૃદ્ધિ. ધનિકોના ધનની વૃદ્ધિ ન થઇ તેમા દરિદ્રોને શી હાનિ ·

મે સમજાવીને કહ્યું કે, " સામાજિક ધનવૃદ્ધિવિના સમાજની ઉન્નતિ નથી "

બિલાડીએ ગુસ્સે થઇ જઇને કહ્યું " મને જો ખાવાનું ન મળ્યું તો પછી સમાજની ઉન્નતિ પડી કૂવામા ! "

બિલાડીને સમજાવવાનું કઠિન થઇ પડયું જે વિચારક અથવા નૈયાયિક છે તેને કોઇ પણ માણુસ કોઇ પણ કાળે કશુએ સમજાવી શકતો નથી આ માર્જારી સુવિચારક અને તર્કશાસ્ત્રી પણ ખરી, એટલે નહિ સમજવાની બાબતમા એનો અધિકાર છે એટલા માટે હું એના ઉપર ગુસ્સે નહિ થતા બોલ્યો "સમાજની ઉન્નતિની દરકાર ગરીબોને ન હોય તો નહિ, પરન્તુ ધનવાનોને તે વિશેષ છે એટલા માટે ચોરોને સજા કરવીજ જોઇએ

શ્રીમતી માર્જારી બોલ્યા " ચોરને ફાસી આપો, તેમાં અમને વાંધો નથી; પરન્તુ તેની સાથે એક બીજો નિયમ પણ કરો. જે ન્યાયાધીશ ચોરને સજા કરે, તેણે પ્રથમ ત્રણ દિવસ ઉપવાસ કરવા એ પછી જો ન્યાયાધીશને ચોરીછુપીથી ખાઇ લેવાની ઇચ્છા નહિ થાય તો તે ખુશીથી ચોરને ફાંસીએ ચઢાવે. તમે મને મારવાને માટે લાકડી ઉપાડી હતી, પણ આજથી ત્રણ દિવસ સુધી ઉપવાસ કરી જુઓ એ અરસામાં જો તમે નસીરામ બાબુના રસોડામા પકડાઈ ન જાઓ તો મને ડંડો મારજો હું વાંધો લઇશ નહિ. "

ચતુર લોકોનો મત એવો છે કે, જ્યારે વાદવિવાદમા પરાજય થાય ત્યારે તે ન સ્વીકારતા એકદમ સામા ઉપર સવાર થઈ જઇ ગંભીરભાવે ઉપદેશ આપવા મંડી જવું. હું તેજ પ્રથા પ્રમાણે માર્જારને કહેવા લાગ્યો કે, " આ સઘળી વાત કેવળ નીતિવિરુદ્ધ છે, એની ચર્ચામાં પણ પાપ છે, તું આ સઘળા દુષ્ટ વિચારો

છોડી દઇને ધર્માચરણમા ચિત્ત પરોવ. જો તુ મને ચાહીશ તો હું તને ન્યૂમેન અને પાર્કરના ગ્રંથ વાંચવાને આપી શકીશ અને કમલાકાન્ત ચક્રવર્તીનુ દફતર વાંચવાથી પણ તને કંઈક લાભ મળી શકશે. બીજુ કંઈ તો થાઓ કે ન થાઓ, પરન્તુ અફીણનો નિઃસીમ મહિમા તો સમજી શકાશેજ.

અત્યારે તો સ્વસ્થાને સિધાવો પ્રસન્ને થોડુ દહીં આપવાનુ કહ્યુ છે નાસ્તા વખતે આવજો, બન્ને વહેચીને ખાઇશુ. આજે હવે કોઇની પણ હાંડલી ચાટશો નહિ, જો ભૂખથી ખરેખર અધીરા થઈ જવાય તો ફરીથી આવી પહોંચજો, રાઇના દાણા જેવી એકાદ બે અફીણની ગોળી આપીશ.

બિલાડીએ કહ્યુ " અફીણની ખાસ જરૂર નથી, તોપણ હાડી ચાટવાની વાત ઉપર ભૂખ પ્રમાણે વિચાર ચલાવવામા આવશે "

બિલાડીબાઇ વિદાય થયાં આજે એક પતિત આત્માને અંધકારમાથી પ્રકાશમાં આણ્યો છે એવા વિચારથી કમલાકાન્તને ઘણો આનંદ થયો.

## ઢીંકણી

મને વિચાર આવ્યો કે, પૃથ્વીપર ઢીંકણી ન હોત તો ખાત શું? પક્ષીની પેઠે છોડ ઉપર બેસીને દાણા ખાત? નહિ તો, કાન અને પૂછડુ હલાવતી ગજેન્દ્રગામિની ગાયની પેઠે અનાજના પાલામાં મો વાલત? જરૂર મારાથી તેમ થઇ શકત નહિ—રંગે શામળો, વસ્ત્રવિહીન લકુપકુ ખેડુત આવીને મારી પાસળીમા દંડપ્રહાર કરત અને હુ ફુંફાટો મારી નિઃશ્વાસ મૂકીને શિંગડાં અને પૂછડુ હલાવતો પલાયન કરી જાત, પરન્તુ આર્ય—સંસ્કૃતિના અપાર મહિમાથી તે ભય રહ્યો નથી ઢીંકણી છે—ભાત ખડાઇને ચોખા થાય છે હુ એ પરોપકારપરાયણ ઢીંકણીને આર્યસંસ્કૃતિનુ એક ખાસ પરિણામ લેખુ છુ એની આગળ મારા મનથી આર્યસાહિત્ય અને આર્યદર્શન કંઇ વિસાતમા નથી રામાયણ, કુમારસંભવ, પાણિનિ કે પતંજલિ કોઇ પણ ડાંગેરના ચોખા કરી શકતા નથી ઢીંકણીજ આર્યસંસ્કૃતિની કુખ દીપાવનાર સંતાન—શ્રાદ્ધાધિકારી છે, નિત્ય પિંડદાન કરે છે ક્યા? કેવળ ભાડભુંજાના ઘરમાં? સમાજમાં, સાહિત્યમાં, ધર્મસંસ્કારમા, રાજસભામા કે બીજે કયે ઠેકાણે ઢીંકણી, આર્યસંસ્કૃતિનુ નામ દીપાવનાર પુત્રનુ—શ્રાદ્ધના અધિકારીનુ સ્થાન લેતી નથી? ક્યાં નિત્ય પિંડદાન કરતી નથી? દુઃખની વાત છે કે આટલુ છતા પણ આર્યસંસ્કૃતિ મુક્તિ પામી શકતી નથી, આજે પણ ભૂત થઇને રહી છે આશા છે કે કોઇ ઢીંકણી વગરવિઘ્ને એજ તેનુ " ગયા શ્રાદ્ધ " કરશે

ઢીંકણીના આ અપરિમિત માહાત્મ્યનુ કારણ શોધવા હું અતિ ઉત્સુક બન્યો.

આ 'વીસમી સદી' છે–વિજ્ઞાનનો જમાનો છે–કારણ અવશ્ય શોધવાંજ જોઇએ.

ઢીંકણીમાં આવી કાર્યદક્ષતા કયાથી આવી? આ પરોપકારબુદ્ધિ, આટલો જાહેર જુસ્સો આવવાનુ કારણ શુ? **नावस्तुना वस्तुसिद्धिः?** શુ કારણ વિના એ ઉત્પન્ન થઇ શકે છે? કારણ શોધવાને માટે હુ ઢીંકણીના સ્થાનમા ગયો

જોયુ તો ઢીંકણી ખાડામા પડે છે મદિરાનુ ટીપુ સરખુ લેતી નથી, છતાં ફરી ફરીને ખાડામા પડે છે, ઉઠે છે, જરા પણ વિશ્રાંતિ લેતી નથી મે વિચાર્યું કે વારવાર ખાડામા પડવુ એજ શુ આટલા માહાત્મ્યનું કારણ હશે? ઢીંકણી ખાડામાં પડે છે તેથીજ શુ આટલી પરોપકારબુદ્ધિ, આટલો 'પબ્લીક સ્પિરિટ' આવ્યો હશે? ના, એવુ કદી પણ બની શકે નહિ, કારણ કે અમારા રામચદ્ર ભાઉ પણ બન્ને વેળા ખાડામા પડયા રહે છે, પરન્તુ તેનામા તો જરા પણ 'પબ્લીક સ્પીરીટ' નથી નિશા-કાલ સિવાય તેનો જરા પણ પરોપકાર નજરે આવતો નથી, બીજી પણ મનની વાત છુપાવવાની શી જરૂર? હુ કમલાકાન્ત ચક્રવર્તી પોતે પણ એક દિવસ ખાડામા પડયો હતો, અને ગર્તલોકપ્રાપ્તિ થઇ હતી, પણ તેનુ કારણ બીજુજ હતુ ગોપાગના-કુલ-કન્ટકિની પ્રસન્ન ગોવાલણે એક દિવસ તેની મગલા ગાયને છોડી મૂકી હતી છોડતાંજ તે પૂછડી ઉંચી કરી ને શિગડાં નીચાં કરીને દોડવા લાગી. કયા વિચારથી મગલા દોડી તે કહી શકતો નથી, સ્ત્રીજાતિ અને ગોજાતિના મનની વાત કેવી રીતે કહી શકાય? પરન્તુ મને લાગ્યુ કે હુજ તેના બન્ને શિગડાનુ નિશાન જ બન્યો છુ, એટલે મે તરતજ મગર્વે કમર કસી અને ઉંચે શ્વાસે નાસવા માડયુ! અને પાછળ તે ઘટોઘ્ની+ ભયકર રાક્ષસી!

હુ જેટલુ દોડતો તેટલુ તે પણ દોડતી પરિણામે હુ તો દોટ મૂકતા મૂકતાં ઠોકર ખાઇને ગબડતો ગબડતો ચદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્રોની પેઠે, વિવરપ્રદેશમા (ઉંડા ખાડામાં) જઇ પહોચ્યો "અસ્તવ્યસ્ત કેશપાશ, મુખે ના લેવાય શ્વાસ"—હાય! ત્યારે શુ મારા હૃદય પ્રદેશમાં 'પબ્લીક સ્પીરીટ' રૂપી પૂર્ણચદ્રનો ઉદય થયો હતો કે? ન થયો એમ તો નહિ તે વખતે મે સિદ્ધાત બાધ્યો કે જો પૃથ્વીપર એક પણ ગાય ન રહે અને તાડ, નાળિએરી, ખજુરી ઇત્યાદિ ઝાડોમાથી દૂધ ઝર્યાં કરે તો આ દૂધ ઉપર જીવનારી હિદુ જાતિપર વિશેષ ઉપકાર થાય. તેઓ શિગડાના ભય વિનાજ દૂધ પીતા થઇ જાય! એ દિવસે તે *વિવરપ્રાપ્તિના કારણથી મારી પરહિતકામના એટલી બધી પ્રબળ થઇ આવી કે મે બીજે પ્રસગે પ્રસન્નને કહ્યું,—"અયિ દધિદુગ્ધ-ક્ષીર-નવનીત-પરિવેષ્ટિતા ગોપકન્યા! તુ ગાયને વેચી દઇને જાતેજ દુધી અને અનાજનાં છલા ખાવા માંડ, એટલે તુ પોતેજ ઘટસ્તની થઇને

+ મોટાં બાઉલાવાળી. * ખાડામા પડવાના કારણથી

દૂધપર નિર્વાહ ચલાવનાર અનેક જણનું પાલનપોષણ કરી શકીશ માત્ર કોઇને શિંગાટતી નહિ, એટલે બસ '

પ્રત્યુત્તરમા પ્રસન્ને તરતજ ઝાડુ હાથમા લીધુ, અને તે દિવસથી મારે પરહિત-વ્રતનો પરિત્યાગ કરવો પડ્યો.

કહો ત્યારે પરહિતકામના, દેશપ્રેમ, જાહેર જુસ્સો અર્થાત્ પબ્લીક સ્પીરીટ ' અને ખાસ કરીને કાર્યદક્ષતા એ સઘળુ ખાડામા પડવાથી ઉદ્ભવે છે કે નહિ ' જો તેમ ન હોય તો ઢાંકણીમા આ કાર્યદક્ષતા અને આ મહાન્ શક્તિ ક્યાથી આવી ? હું આ કૂટ તર્કની નિષ્પત્તિ માટે સાશક વિચાર ચલાવી રહ્યો હતો એટલામા મધુર કંઠે કોઇક બોલ્યુ, ' ચક્રવર્તી સાહેબ ! મોઢુ વિકાસીને શો વિચાર કરો છો ? શુ ઢીંકણી કદી જોઇ નથી '"

આખ ઉઘાડીને જોયુ તો તરંગિણી અને માતંગિની બે બ્હેનો કુસકા કાઢનારી ઢીંકણી ઉપર પગ ચલાવી રહી છે અત્યાર સુધી તે તરફ ધારીને જોવાયુ ન હતુ જેમ પેલા હાથી જોવા ગયેલા આંધળાએ કેવળ સૂંઢજ જોઇ હતી, તેમ હુ પણ ઢીંકણી જોવા જઇને તેની સૂંઢજ જોઇ રહ્યો હતો પાછળ બે રમણીઓના રંગિત પગ ઢીકણી ઉપર પડતા હતા તે તો દેખાયાજ ન હતા જોતાંવારમાંજ જાણે કોઇએ મારી આંખપરની અંધારી ઉતારી લીધી !

મને દિવ્ય જ્ઞાન થઇ આવ્યુ, કાર્યકારણ સબંધની પરંપરા મારી નજર આગળ પ્રખર સૂર્યકિરણમાં ઝળકી ઉઠી આજ રહ્યું ઢીંકણીનુ બળ ! આજ ઢીંકણીના માહાત્મ્યનુ મૂળ કારણ !—રમણીના પાદપદ્મ ! પાદપદ્મ તેની પીઠ ઉપર ધબાધબ પડે છે, અને ઢીંકણી ભાત ખાડીને ચોખા બનાવે છે ! ઉઠે છે, પડે છે, ઢકઢક, કચકચ કરતી કેટલો પરોપકાર કરે છે ! હા ઢીંકણી ! આ પગમાં તે એટલો બધો શુ ગુણ છે કે, એના પીઠ ઉપર પડવાથી તુ આ સાત ક્રોડ બંગાળીઓને અન્ન આપી શકે છે, અને તે ઉપરાત દેવતાઓને ભોગ પણ ધરાવે છે ' આવો, સ્ત્રીજનના શ્રી ચરણ ! તમે ઢીંકણીની પીઠ ઉપર સારી પેઠે નૃત્ય કરો, હુ કૃતજ્ઞતાના પાશથી બંધાઇને તમને—હાય ? શુ કરૂ ?—કાસાના કલ્લાં પહેરાવીશ !

હવે ઢીંકણીગણ ! હુ તમારી વિદ્યા, બુદ્ધિ સઘળુ સમજી ગયો છુ જ્યારે પીઠ ઉપર રમણીપાદપદ્મ ઉર્ફે સ્ત્રીઓની લાત પડે છે ત્યારેજ તુ ડાંગર ખાંડે છે—નહિ તો કેવળ લાકડાનુ ઠોયુજ છે—ખાડામા સૂંઢ ઘાલીને પૂછડુ ઉચુ કરી ઢીંકણી-શાળામા પડી રહે છે તારી વિદ્યા કેવળ ખાડામા પડવાની, આનંદ ભાતમા, અને પુરસ્કાર પેલી રંગીન ચરણશ્રીનો ! વળી સાભળવામા આવ્યુ છે કે, તમારા લોકોમા એક વિશેષ ગુણ છે ઘરમા રહીને તમે વચમા વચમા મગર બની જાઓ છો, નહિ વારૂ ? અને ઢીંકણીબાઈ, એક બીજી વાત પૂછુ છુ સાભળ્યું છે કે તમને વચમા વચમા સ્વર્ગે જવુ પડે છે, ખરેખર ત્યાં જઇને પણ શુ તમારે ડાંગર

ખાંડવી પડે છે? દેવતાઓ અમૃતપાન કરે છે, પારિજાતપર ચઢે છે, અપ્સરા સાથે ક્રીડા કરે છે, મેઘ ઉપર સવારી કરે છે, વિદ્યુત્ પકડે છે, રતિ અને રતિપતિ (કામદેવ) સાથે સતાકુકડી રમે છે,-તે વખતે શુ તું ધચર ધચર કરીને ભાતજ ખાડે છે? ધન્ય છે બાઇ, તારી સાધનાને!

ઢીંકણીએ કંઈ પણ ઉત્તર આપ્યો નહિ કેવળ ભાત ખાંડતીજ રહી. મે ગુસ્સે થઇને ત્યાથી પાધરા 'કમલાશ્રમ' તરફ પકડી કમલાશ્રમ તે શુ? શ્રી શ્રી ૧૦૮ નસીબાણુ હમણા ભાત ખાડવા ચાલી ગયા છે હતાશના પિતાની હજામડીએ એક ભાગીતૂટી છાપરી મૂકીને વારસ ઠરાવ્યા સિવાય સ્વર્ગારોહણ કર્યું છે-ઘર એવી હાલતમા હતુ કે બીજા કોઇએ તે તરફ નજર નાખી નહિ-એટલે મે તેને કમલાશ્રમ બનાવ્યુ છે-એ કેવળ કમલાકાન્તનોજ આશ્રમ નથી-સાક્ષાત્ કમલાનો આશ્રમ છે મે તેજ ઠેકાણે ડામચીઆપર પડીને અફીણ ચડાવ્યુ, આખ ઘેરાઇ આવી, જ્ઞાનનેત્ર ઉઘડી ગયા જોયુ તો આ આખો સસાર કેવળ ઢીકણી-શાળાજ છે મોટી મોટી ઇમારતો, દિવાનખાના, રાજમહેલો વગેરે સઘળાજ ઢીકણી રાખવાનાં સ્થાનો છે-તેમા મોટી મોટી ઢીકણીઓ ખાડણીઆમાં મો ઘાલીને ખડે પગે ઉભી રહેલી છે કોઇ ઠેકાણે જમીનદારરૂપી ઢીકણી પ્રજાના હૃદયપિડને ખાડણીઆમાં ખાડીને નવા કરરૂપી ચાવલ કાઢી સુખે રાધીને ભોજન કરે છે કોઈ સ્થળે કાયદાબાજ ઢીકણી 'મિનિટ' અને 'રિપોર્ટ' ના ઢગલાને ખાડણીઆમા ખાંડીને ફૂટો કરીને નવા નવા કાયદા બહાર પાડ છે ન્યાયાધીશ ઢીકણી તે કાયદાઓનો ખાડણીઆમાં ફૂટો કરીને બહાર કાઢે છે-દારિદ્રય, કારાવાસ, ધનવાનોના ધનનો અત અને સજ્જનોનો દેહાન્ત! સાહેબ ઢીકણી બોટલ-ખાડણીઆમા બાપની પૂજીનો ફૂટો કરીને કાળજુ અને બરોળ કાઢે છે,× તેમની પત્નીરૂપી ઢીકણી એકાદશી વ્રતના ખાંડણીઆમા બજારખરચનો ફૂટો કરીને કાઢે છે અના-હાર! અને સૌ કરતા ભયાનક તો એ જોયુ કે, (લેખકુ) સાક્ષર ઢીકણી સાક્ષાત્ સરસ્વતી માતાના શિરને છાપાઓના ખાડણીઆમા ખાંડીને કાઢે છે સ્કૂલ બુક, કચરાબુક, વાર્તાબુક, જોડકણાબુક, માથાખાઉબુક!

જોતા જોતાં માલમ પડયુ કે, હુ પણ એક મસ્ત ઢીકણી છુ-કમલાશ્રમે લાબો થઇને પડયો છુ, નિદ્રાના ખાડણીઆમાં મનોવેદનારૂપી ડાગર ખાંડીને દફતર રૂપી ચોખા કાઢુ છુ મનમાં ને મનમા અહકાર ઉત્પન્ન થયો કે આવા ચોખા તો કોઇપણ ખાંડણીઆમાથી નીકળતા નથી, એટલે ઇચ્છા થઇ આવી કે આ ચોખા મનુષ્ય લોકને લાયક નથી, હુ સ્વર્ગલોકમા જઇને ભાત ખાંડીશ. તરતજ 'અન્ધ મનોરથ' વડે હુ સ્વર્ગે પહોચ્યો. ત્યા જઇ દેવાધિદેવને પ્રણામ કરીને બોલ્યો,

× દારૂ પીવાથી કલેજુ અને બરોળ ફૂલી જાય છે. ભા૦ ક૦

"હે મહેન્દ્ર ! હું શ્રીયુત કમલાકાન્ત ચક્રવર્તી છું–સ્વર્ગમાં ભાત ખાંડવા આવ્યો છું " મહેન્દ્ર બોલ્યા, " હરકત શી ? પુરસ્કાર શું ચાહો છો ?"

મે કહ્યું:—" ઉર્વશી, મેનકા, રંભા "

દેવેન્દ્ર —" ઉર્વશી, મેનકા મળી શકશે નહિ અને બાકી રહી તે–રંભા– તો મૃત્યુલોકમાંથી પણ તને મથી શકશે–રૂપીઆની આડના દરે "

હું કટુભાષી બોલ્યો:" શું દેવતાજી ! આડ રંભાફળ–કેળાં ? તે શું આજકાલ માણસને મળી શકે એમ છે ? હમણાં તો તે દેવતાઓજ ચપાટી જાય છે "

ઇન્દ્રદેવે સંતુષ્ટ થઇને મને એક શેર અમૃત અને એક કલાકને માટે ઉર્વશીનું સંગીત બક્ષીસ કરવાનો હુકમ ફરમાવ્યો સચેત થઇને જોયું તો પાસે મટુકીમાં એક શેર દૂધ પડયું છે, અને પ્રસન્ન ઉભી ઉભી કોલાહલ કરે છે–" અફીણીઓ ! " " લુચ્ચો ! " " પેટભરો ! " ઇત્યાદિ ઇત્યાદિ મે ( તે ) ઉર્વશીને કહ્યું, " બાઇ જા. એક કલાક થઇ ગયો–હવે બંધ કરો "



— ૧ વેશ્યા ૨ વિધવા કલકત્તામાં એ બન્નેનું પ્રમાણ ઘણુંજ વધારે હોવાથી બંકિમે આ ટકોર લગાવી છે.

ભા૦ ૬૦



# कमलाकान्तना पत्रो

## पत्र १ लो—शुं लखुं ?

પૂજ્યપાદ શ્રીયુત "બંગદર્શન" ના સંપાદક મહાશયના

પવિત્ર ચરણકમલમાં.

મારૂં નામ શ્રીયુત કમલાકાન્ત ચક્રવર્તી છે મારો નિવાસ શ્રી શ્રી ૐ "નસીધામ" માં છે હું આપને પ્રણામ કરૂં છું આપની સાથે મારે સાક્ષાત્ પરિચય નથી, તોપણ આપે આપની લાયકાતથી મારો પરિચય મેળવી લીધો લાગે છે હું પ્રથમથીજ જાણતો હતો કે ભીષ્મદેવ ખોશનવીશ એક જુગારી માણસ છે—હું મારૂં દફતર તેને ત્યાં અનામત મૂકીને તીર્થયાત્રાએ નીકળ્યો હતો, તેણે આવી તક મળતાં તે દફતર આપને વેચી માર્યું છે વેચાણની વાતનો આપે સ્વીકાર કર્યો નથી, પરંતુ હું જાણું છું કે, ભીષ્મદેવ સાહેબ શાલિગ્રામને પણ વિનામૂલ્યે તુળસી ચઢાવે એવા નથી, તે આપને શ્રીયુત કમલાકાન્ત–પ્રણીત દફતર વિનામૂલ્યે આપે એવો સંભવજ બહુ ઓછો છે આ છેતરપિંડીની વાત આટલા દિવસ સુધી હું જાણતો ન હતો દૈવયોગે એક દિવસ એક જોડી ખાસડાં ખરીદવાથી એની ખબર મળી ગઈ એ ખાસડાંની જોડી એક છાપાના કાગળમાં બાંધેલી હતી જોતાંજ વિચાર ઉદ્ભવ્યો કે એવું તે કોનું સૌભાગ્ય ઉઘડી ગયું છે કે તેની કૃતિ શ્રીમાન્ કમલાકાન્ત શર્માના ચરણયુગલના ઉપયોગમાં આવનાર જૂતાંને વિભૂષિત કરે છે ! મનમાં લાગ્યું કે, તેનું લેખિનીને ધારણ કરવું ધન્ય છે ! તેનું રાત્રિએ તેલ બાળવું પણ સાર્થક છે ! કોઇ મૂર્ખના હાથમાં તેની કૃતિ વંચાવા નહિ જતાં સાધુજનના ચરણ સાથે તેનો કોઈ પણ પ્રકારે સંબંધ થયો. એ તે બંગીય લેખકનું મોટું સૌભાગ્ય છે, એમ વિચારીને મેં કુતૂહલ સાથે વાંચી જોયું કે કાગળ શો છે ? વાંચ્યું તો ઉપર લખ્યું હતું કે "બંગદર્શન", અંદર "કમલાકાન્તનું દફતર." એટલે સમજમાં આવ્યું કે આ તો મારીજ પૂર્વજન્મની સંચિત સુકૃતિનું ફળ છે.

બીજું પણ એક કુતૂહલ ઉત્પન્ન થયું 'બંગદર્શન' શું હશે તે જાણવાની

ઇચ્છા થઇ એક મિત્રને પૂછ્યુ, "ભાઇ સાહેબ, 'બંગદર્શન શુ છે તે કહી શકશો ?" તેણે ઘણીક વાર સુધી વિચાર ચલાવ્યો અનેક ક્ષણ પછી માથુ ઉચુ કરીને કહ્યુ, "મને લાગે છે કે, બંગદેશના દર્શન કરવાં એજ બંગદર્શન." મે તેની વિદ્વત્તાનાં બહુ વખાણ કર્યા, પરંતુ લાચારીથી એક બીજા મિત્રને પણ એ પ્રશ્ન પૂછવો પડયો તેણે એવો નિર્ણય આપ્યો કે, શકારના ઉપર જે રેફ છે તે મુદ્રણકારની ભૂલ હોય એમ લાગે છે. ખરો શબ્દ "બંગદશન" અર્થાત્ બંગાળીઓના દાંત છે મે તેને પાઠશાળા કાઢવાની સલાહ આપી અને એક બીજા સુશિક્ષિત માણસને પૂછ્યુ. તેણે બંગ શબ્દથી પૂર્વ બંગાળાનો બોધ થતો જણાવી ઉત્તર આપ્યો કે, એનો અર્થ "પૂર્વ બંગાળાનાં દર્શન કરવાની વિધિ," આ પ્રમાણે અનેક પ્રકારની શોધને અંતે મારા જાણવામા આવ્યુ કે, બંગદર્શન એક માસિકપત્ર છે, અને તેમા કમલાકાન્ત શર્માનુ માસિક પિંડદાન થતુ રહે છે હમણાં એવુ પણ સાંભળવામા આવ્યુ છે કે કોઇ ધનુર્ધરે એ દફતરને પોતાની કૃતિ જણાવીને પ્રકટ કરવા માંડયુ છે કોણ જાણે બીજુ પણ શુ શુ થશે !

એટલા માટે હે બંગદર્શનના સંપાદક મહાશય ! આપને વિદિત થાય કે, હુ કમલાકાન્ત શર્મા અદ્યાપિ આ જગતમા શરીર વર્તમાન છુ, અને આપ લોકોને ખાસ હરકત હશે તોપણ બીજા કેટલાક દિવસ રહેવાની ઇચ્છા રાખુ છુ

હવે આપને શામાટે આજે પત્ર લખુ છુ તે જાણી લઇએ. ઉપર જોઈ શકશો કે, "શ્રી શ્રી ૐ નસીધામ" લખેલુ છે, અર્થાત્ મારા નસીબમાણુ શ્રી શ્રી ૐ પરમાત્મામા વિલીન થયા છે મારી ખાત્રી છે કે, તેઓ સર્વના આશ્રય સ્વરૂપ શ્રીપાદ-પદ્મમા પહોચી ગયા છે, પરંતુ તેમની વાસ્તવિક ગતિ કયે માર્ગે થઇ છે તેની નિશ્ચિત ખબર મને નથી કેવળ એટલુજ જાણુ કે, તેઓ આ લોકમાં નથી ! એટલા માટે મારો પણ આશ્રય નથી, અફીણમા કંઈક ગરબડ થઈ ગઇ છે, તેનો કંઇ બંદોબસ્ત કરી શકશો ? મારા દફતરને માટે આપે ખોશનબીશ મહાશયને શુ આપ્યુ છે તે હુ કહી શકતો નથી, પરન્તુ મને પાશેર અફીણ મોકલશો તો ( મારી માત્રા કંઇક વધારે છે ) હુ એક એક નિબંધ પાઠવતો રહીશ આપનુ કલ્યાણ થાઓ આપ આમા કંઈ વાંધો કાઢશો નહિ, પરન્તુ આપની સાથે કંઇ પણ પાકો બંદોબસ્ત કરતાં પહેલા કેટલીક ગુંચવણભરેલી બાબતોનો ખુલાસો મેળવવા ઇચ્છા છે આ કમલાકાન્તના કારખાનામાં ઓર્ડર મુજબ સઘળી જાતનો માલ (લેખ) તૈયાર થાય છે આપને શુ જોઇશે ? નાટક-નૉવેલ ઇચ્છો છો કે પૉલિટિક્સની જરૂર છે ? કંઇક ઐતિહાસિક શોધખોળને લગતુ મોકલુ કે સંક્ષિપ્ત સમાલોચના કરૂ ? વિજ્ઞાનશાસ્ત્રમા આપની રુચિ છે કે ભૂગોળશાસ્ત્રના તત્ત્વદર્શનમા આપને રસ પડે છે ? સ્થૂળ વાત એ છે કે, મોટા વિષયો મોકલુ કે લઘુ વિષય પાઠવુ ? મારી કૃતિનુ મૂલ્ય આપ ગજના હિસાબે આપશો કે મણના ? જો આપને

કાબાણુ વિષયમાં અભિરુચિ હોય તો જણાવશો કે તેમાં કયા પ્રકારના અલંકારનો સમાવેશ કરું ? આપ કોટેશન ( અવતરણ ) પસંદ કરો છો કે 'ફુટનોટ' ઉપર પ્રીતિ રાખો છો ? જો 'કોટેશન' અથવા 'ફુટનોટ' જરૂર હોય તો તે કયી ભાષામાંથી આપવાં તે લખશો. યૂરપ અને એશિઆની સઘળી ભાષાઓમાંથી મે કોટેશનનો સંગ્રહ કરી રાખ્યો છે, આફ્રિકા અને અમેરિકાની કેટલીક ભાષાઓનો પત્તો હજી મળ્યો નથી, પરન્તુ હું તે સઘળી ભાષાઓના કોટેશન બહુજ થોડા વખતમાં રજુ કરીશ, આપ નિશ્ચિંત રહેશો

જો ગહન વિષયસબંધી લેખો આપને વધારે પસંદ હોય તો કયા પ્રકારના વિષય આપને જોઇશે તે પણ જણાવશો તે સબંધમાં હું પોતે તો કંઇ કરી શકું કે ન પણ કરી શકું, પરન્તુ મારે એક મોટી ઓથ છે ભીષ્મદેવ ખોશનબીશ મહાશયના ચિરંજીવી, જેણે 'યુટિલિટિ' શબ્દની અદ્દભુત વ્યાખ્યા કરી હતી× તેનું આપને સ્મરણ હશેજ તે હમણાં સર્વવિદ્યામાં પારગત થયો છે એમ એ પાસ કરીને અંગ્રેજી વિદ્યાનો ફાંસો તેણે ગળે ધર્યો છે લાંબા વિષયોપર તેનો સંપૂર્ણ કાબૂ છે આપને સ્કૂલોમાં ચાલતી ટેક્સ્ટ બુકો જોઇએ છે ? તેઓ 'વર્ણપરિચય' ( બાળપોથી કે પ્રાઇમર ) થી માંડીને રોમ દેશના ઇતિહાસપર્યંત સઘળુંજ લખી શકે એમ છે નેચરલ હિસ્ટરીનો તો એમણે અંતજ આણી નાખ્યો છે, પુરાણાં પેનિ મૅગેઝિનમાંથી અનેક લેખોના તેમણે અનુવાદ કરી રાખ્યા છે, અને ગોલ્ડસ્મિથ કૃત 'એનીમિટેડ નેચર'ના સારાંશની સંકલના પણ કરી રાખી છે એ કૃતિઓ આપને ખપશે ? ગહનમાં ગહન વિષય જે અંકગણિત અને ભૂમિતિ ગણાય છે, તેમાં પણ એમનું સાહસ ઓછું નથી ભૂમિતિ અને ત્રિકોણમિતિ ચૂલામાં જાય, ચતુષ્કોણમિતિ ઉપર પણ એનો સંપૂર્ણ કાબૂ છે દૈવવિદ્યાના બળે તેમણે પોતાના બાપદાદાના ચતુષ્કોણાકૃતિ તળાવને પણ માપી નાખ્યું છે કહેવાની જરૂર નથી કે આ પરાક્રમ સાંભળીને લોકો ધન્ય ધન્ય કહેવા લાગ્યા હતા એમની ઐતિહાસિક-કીર્તિની વાત શું કહું ? તેમણે ચિતોડના રાજા આલ્ફ્રેડ ધિ ગ્રેટના જીવનચરિત્રના દશ પંદર પાનાં લખી રાખ્યા છે, અને બંગાળી સાહિત્ય-સમાલોચના સબંધી એક અમૂલ્ય ગ્રંથ મહાભારતના આધારે તૈયાર કરી રાખ્યો છે તેમાં કોમ્ટ અને હર્બર્ટ સ્પેન્સરના મતનું ખંડન કરવામાં આવ્યું છે, અને 'મધ્યાકર્ષણ બલ ઉપર પૃથ્વી ટકેલી છે' એવી ડાર્વિનની થિયરીનો જવાબ આપવામાં આવ્યો છે ! એ ગ્રંથમાં પ્રમાણમાટે 'માલતીમાધવ' માંથી ચારપાંચ શ્લોક પણ ઉદ્ધૃત કરવામાં આવ્યા, આ બધા કારણોથી એ એક ગહન વિષય ઉપરનો મોટો ગ્રંથ થઇ પડયો છે મારી ખાત્રી છે કે એની સમાલોચના કરતી વખતે આપ કહેશો કે, આ ગ્રંથ બંગાળી ભાષામાં અદ્વિતીય છે.

હું આશા રાખું છું કે, ગહન વિષય છોડીને સામાન્ય બાબતો તરફ આપની

× યુ-ટિલ-ઇટ-ઇ

અભિરુચિ નજ થશે, કારણુ કે તેમા કાંઈક મુશ્કેલી વધારે છે, તોપણુ ખોશનબીશ પુત્રે એક નાટકની સામગ્રી તૈયાર રાખી છે ખરી નાયિકાનુ નામ ચદ્રકલા અથવા શશિરભા રાખવું એવો નિર્ણય કરવામાં આવ્યો છે તેનો પિતા વિજયપુરનો રાજા ભીમસિહ છે અને નાયક કોઇ અમુક સિહ છે છેલ્લા અકમા શશિરભા નાયકની છાતીમા છરી મારીને પોતે 'हा हतास्मि' (હાય હુ હણાઇ) કરીને મળી મરશે, આ પ્રમાણેનો પ્લૉટ ઠરાવવામા આવ્યો છે, પરતુ નાટકનો આદિ અને મધ્યભાગ કેવા પ્રકારનો થશે અને નાટકમાં જણાવવામાં આવેલા બીજા પાત્રો શુ શુ કરશે તે સબધે કશુ નક્કી કરવામા આવ્યુ નથી છેલ્લા અકમાં છરી મારવાના સીન સબધમા કેટલુક લખી રાખવામા આવ્યુ છે, અને હુ આપને સોગનપૂર્વક કહીશ કે જે વીસ લીટીઓ લખી રાખવામા આવી છે તેમા આડ વખત "હા સખિ" તેર વખત "શુ થયુ! શુ થયુ!' અને પદર વખત "વહાલા!" "વહાલી!" નો સમાવેશ કરવામા આવ્યો છે છેલ્લે એક ગાયન પણુ મૂકવામા આવ્યુ છે, અને નાયિકા હાથમાં છરી લઇને તે ગાય છે, પરન્તુ દુખની વાત એ છે, કે નાટકના બીજા અકો હજી સુધી કોરે પાનેજ છે

જો આપને નૉવેલની ઇચ્છા હશે તોપણુ અમે એટલે કે ખોશનબીશ કપની જરા પણુ પાછી પડે એમ નથી અમે ઉત્તમ નૉવેલ લખી શકીએ છીએ, તોપણુ અમારી ઇચ્છા એવી હતી કે કયગા જેવી નવલકથા નહિ લખતા ડૉનકિવક્ઝોટ અથવા જિલબ્લાના પરિશિષ્ટ લખવા, દુર્ભાગ્યવશાત્ એ બન્ને પુસ્તકમાનુ એક પણુ હજી સુધી અમારા વાંચવામા આવ્યુ નથી હાલ તુરત મેકૉલેના એસે (નિબધ) નુ પરિશિષ્ટ લખી આપવાથી આપનુ કામ નિભી શકશે? તે પણુ એક નૉવેલજ છે—ટુકી ટુકી વાર્તાઓનો સગ્રહ છે!

જો આપ કાવ્ય પસદ કરતા હો તો પ્રાસબદ્ધ કવિતા જોઇશે કે પ્રાસવિનાની 'બ્લેન્ક વર્સ' તે સ્પષ્ટ જણાવશો પ્રાસબદ્ધ કવિતા અમારાથી બની શકશે નહિ અમારાથી અનુપ્રાસ મેળવી શકાતા નથી તો પણુ પ્રાસવિનાની કવિતા જેટલી કહેશો તેટલી લખી શકીશુ હમણા ખોશનબીસ—સુને 'જીમૂતનાદવધ' નામના એક કાવ્યનો પ્રથમ ખડ લખી રાખ્યો છે એ કાવ્ય બહુધા મેઘનાદવધને મળતુજ છે—માત્ર તેમાના ચાર નામમાંજ ફેરફાર કરવામા આવ્યો છે પસદ કરશો?

જો લઘુ ગુરુ અને ખોશનબીસી રચના છોડીને કેવળ કમલાકાન્તી ઢબને પસદ કરતા હો તો તે પણુ જણાવશો, મારૂ લખેલુ ધૂળ પત્થર જે કઇ હશે તે મોકલી આપીશ ધારણા એવી છે કે તેના બદલામા અફીણુ લેવુ વજન કરાવીને ગોટીએ ગોટી ગણી લઇશ—એક તલભાર છોડીશ નહિ કેમ આપ રાજી છો? આપ રાજી હો કે ન હો, પણુ હુ તો છુજ

લિ અફીણાકાંક્ષી ઉત્તરોત્સુક,

શ્રીયુત કમલાકાન્ત ચક્રવર્તી

# पत्र २ जो–पॉलिटिक्स

આપના શ્રીચરણમા પ્રણામ. અફીણ પહોચ્યુ છે આપે પુષ્કળ અફીણ મોકલાવ્યુ છે શ્રીચરણમા પ્રણામ–પુન પુન પ્રણામ હજી થોડુ અફીણ મોકલાવશો

પણ આપના ચરણકમળમાથી કમલાકાન્ત તરફ આવી કઠિન આજ્ઞા શા માટે મોકલવામા આવી તે હુ સમજી શકતો નથી આપ લખો છો કે "હાલમા નવા કાયદાને લીધે લોકો પૉલિટિકસ (રાજનૈનિક વિષય) વિષે બહુજ થોડુ લખે છે તમો કાઈક લખો તો ઘણુ સારૂ" એમ શા માટે, મહાશય! મે એવાં શા પાપ કર્યાં હોય કે પૉલિટિક્સરૂપી પત્થર મારીને મારૂ માથુ ફોડુ? કમલાકાન્ત બિચારો દરિદ્ર બ્રાહ્મણ, તેને શા માટે પૉલિટિકસ વિષે લખવાની આજ્ઞા કરો છો? કમલાકાત સ્વાર્થી માણસ નથી. અફીણ સિવાય મને જગતમા બીજો કોઇ સ્વાર્થ નથી મારા જેવા ગરીબ ઉપર શામાટે પૉલિટિક્સરૂપી બોજો લાદો છો? શુ હું રાજા છુ? શુ હુ ખુશામતીઓ છુ? શુ હુ જુગારી છુ? શુ હુ ભિખારી છુ? શુ હુ પત્રનો અધિપતિ છુ કે મને પૉલિટિકસ વિષે લખવાનુ કહો છો? આપે મારૂં દફતર તો વાચ્યુ હશે તેમા મારી સ્થૂલ બુદ્ધિનુ એક પણ ચિન્હ તમારી નજરે પડ્યુ કે મને પૉલિટિકસ વિષે લખવા કહ્યુ? અલબત, મે અફીણની ખાતર આપની ખુશામત કરી હશે પણ એ ઉપરથી એમ તો નજ સમજવુ કે હુ એવો સ્વાર્થપરાયણ, નીચ ખુશામતીઓ છુ કે પૉલિટિકસ ઉપર લેખ લખુ? ધિક્કાર છે તમારા અધિપતિઓને! ધિક્કાર છે આપે કરેલા અફીણના દાનને! આપ હજી પણ સમજી શકયા નહિ કે કમલાકાન્ત એક ઉચ્ચ આદર્શ ધરાવનાર કવિ છે કમલાકાત પામર પૉલિટિશિયન નથી

આપની આ આજ્ઞા મળ્યા પછી હુ અત્યત ખિન્ન ચિત્તે એક પડી ગએલા વૃક્ષની ડાળ ઉપર બેઠો અને "બગદર્શન" ના તત્રીની બુદ્ધિમા થએલી વિપરીતતા વિષે વિચાર કરવા લાગ્યો. શુ કરૂં? ગમે તેમ કરીને પણ સવાપાશેર અફીણનો કસુબો મે ઉતારી દીધો છે સામે ગબુ ઘાચીનુ ઘર છે– ઘરના આગણામાં બે ત્રણ બળદ બાંધેલા છે–ઘાચણના હાથે તલની સાનાની જોડે મેળવાયલો ખોળનો ભૂકો ખાઇને આંખો મીંચીને બળદ વાગોળતા બેઠા છે આ દૃશ્ય જોઇને મને કઇક શાતિ વળી. અહીં તો પૅલિટિકસ નથી. આ ઘાચીની કોઢની અદર બાંધેલા બિચારા બળદ પૉલિટિકસ રહિત અકૃત્રિમ સુખ ભોગવતા બેઠા છે તેમને જોઇને મને સતોષ થાય છે તોપણ અફીણના અમલને લીધે પ્રસન્ન મનથી લોકોનુ પૉલિટિકસના વિષય તરફ થતુ વલણ હુ મારા મનમાં વિચારવા લાગ્યો મને આ વખતે વિદ્યાસુદરના નાટકનુ એક ગાયન યાદ આવે છે —

મુગાભાઇ કહે બોલું બોલ, લગડશા કહે મૂકુ દોટ,

તમે કહો હું બનું પંડિત, એ ત્રણેની એકજ રીત. વાહ ! વાહ ! વાહ !

આપણા લોકોની વૃત્ત હમણાં પૅાલિટિક્સ તરફ ગઈ છે દરરોજ થોડી થોડી પૅાલિટિક્સ જોઈએજ પણ બોબડાની વાક્ચાતુર્યની કામના, લંગડાની દોડવાની અભિલાષા, આંધળાની ચિત્રો જોવાની લાલસા, અને બિચારી હિંદી વિધવાની સ્વામીસ્નેહની આકાંક્ષા અને પત્નીનો પ્રેમ ભોગવવાની મારા મનની ઇચ્છા એ સર્વ માત્ર ઉપહાસજ કરાવનાર છે, કેમકે તે કદી પણ ફળીભૂત થનાર નથી પૅાલિટિકસ પૅાલિટિકસ કરનાર ભાઈઓ ! હું કમલાકાન્ત ચક્રવર્તી તમારા ભલાની એક વાત કહું છું તે સાંભળો સિપાઈને સાસરું તો છે, પણ જે પ્રજાને માત્ર સત્તર સ્વારોએ જિતીને પરાધીન કરી તેને વળી પૅાલિટિક્સ કેવી ! જય રાધેકૃષ્ણ ! ભગવાન તમારું ભલું કરશે ! અમે ભૂખ્યા તમારે આગણે ઉભા છીએ નહી નાખશો કે આ? આ તેમની પૅાલિટિકસ ! ! એ સિવાયની બીજી પૅાલિટિકસ કે જે ઝાડપર ઉગે છે, તેના તો બીજ પણ આ દેશની જમીનમાં અંકુરિત થવાનો સંભવ નથી

આ પ્રમાણે હું વિચાર કરતો બેઠો હતો એવામાં મેં જોયું કે ગણુ ધાચીનો પૌત્ર જેની ઉંમર દશ વર્ષની છે, તે એક શકોરામાં ભાત લાવી ઓટલે બેસીને ખાવા લાગ્યો તેને દૂરથી એક કાબરચિતરા કૂતરાએ જોયો જોઈને થોડી વાર ઉભો રહ્યો પછી નિરાશ થઈને જીભ બહાર કહાડવા લાગ્યો ધોળા જુઈના ફૂલ જેવો ભાત કાંસાના પાત્રમાં શોભી રહ્યો હતો—કૂતરાના પેટ તરફ જોયું તો વેતવેતના ખાડા પડેલા હતા કૂતરો બિચારો ઉભો ઉભો ટગરટગર જોવા લાગ્યો પછી આળસ મરડીને કાન ફફડાવ્યા ત્યાર પછી બહુ વિચાર કરી કરીને ડરતો ડરતો એક એક પગલું આગળ આવવા લાગ્યો, અને ધાચીના છોકરાના ભાતથી ભરેલા મેં તરફ આડી નજરે જોતો જાય અને બીતો બીતો એક પગલું આગળ ભરતો જાય અફીણના પ્રતાપથી મને દિવ્ય ચક્ષુ પ્રાપ્ત થયાં મેં જોયું કે આ પૅાલિટિકસ ચાલે છે અને કૂતરો મહાન્ પૅાલિટિશ્યન છે. પછી ઘણો વિચાર કરીને એકાગ્ર ચિત્તે બેસીને મેં જોયું કે કૂતરાએ એક પક્કા પૅાલિટિશ્યનની ચાલ ચાલવી શરૂ કરી હતી કૂતરાએ જોયું કે ધાચીનો છોકરો કાંઈ બોલતો નથી, ઘણો દયાળુ લાગે છે એટલે તે ધીરે ધીરે તેની પાસે જઈને લાંબા પગ કરીને બેઠો પછી પૂછડી હલાવવા લાગ્યો અને ધાચીના છોકરાના સામું જોઈ પુષ્કળ હાંફવા લાગ્યો તેનું દુર્બળ શરીર, ચોટી ગયેલું પેટ, દયામણી નજર અને તેના મોંમાંથી વારંવાર નીકળતા નિશ્વાસ જોઈને ધાચીના છોકરાને તેના પર દયા આવી કૂતરાનું 'પોલિટિકલ એજીટેશન' ( રાજનૈતિક આંદોલન ) સફળ થયું ધાચીના છોકરાએ માછલીના હાડકાના એક ટુકડાને સારી પેઠે ચુસી લીધા પછી કૂતરા તરફ નાખ્યો કૂતરાએ અત્યંત આનંદથી ઘેલછામાં આવી જઈને તેને ચાટવાનું, ચાવવાનું, ગળવાનું અને પચાવવાનું કામ શરૂ કર્યું આનંદને લીધે તેનાં નેત્રો ચળકવા લાગ્યા

જ્યારે આ માછલીના હાડકાના ભક્ષણનું મદન કાર્ય ઉત્તમ પ્રકારે સમાપ્ત થયું ત્યારે તે સુચતુર પૉલિટિશ્યનના મનમાં ઇચ્છા થઇ કે બીજો એક ટુકડો મળે તો કેવું સારૂં ! એવો વિચાર કરીને પૉલિટિશ્યન છોકરાના મો તરફ ટીકી ટીકીને જોવા લાગ્યો જોયું તો છોકરો ભાતમાં આમલી અને મરચાનું પાણી ચોળીને સપાટાબંધ થોરાવતો બેઠો છે, અને કૂતરા તરફ નજર પણ નાખતો નથી હવે કૂતરાએ એક ' બોલ્ડ મુવ ' ( હિમત ભર્યું પગલું ) લીધું કેમ ન લે ? ગમે તેવો પણ પૉલિટિશ્યન ! આવી રાજનીતિના બળ ઉપર આધાર રાખીને તે એક પગલું આગળ આવીને બેઠો અને નિશ્વાસ નાખવા લાગ્યો, તોપણ ઘાંચીના છોકરાએ તેના તરફ જોયું નહિ ત્યાર પછી તે ઝીણે ઝીણે સ્વરે રડવા લાગ્યો જાણે કહેતો હોય કે, " હે રાજાધિરાજ ઘાંચીકુમાર ! આ ગરીબનું પેટ ભરાયું નથી ' આ સાંભળીને ઘાંચીના છોકરાએ તેના તરફ જોયું. માછલી તો ન હતી પણ ભાતનું એક ઢેફું તેના તરફ ફેંક્યું જે આનંદથી પોતાના નંદનવનમાં બેસીને ઈં. અમૃતપાન કરે છે, જે સુખથી કાર્ડિનલ વુલ્સીએ અને કાર્ડિનલ જૅર્જે પોતાની કાર્ડિનલની ટોપી ધારણ કરી હતી તેટલાજ આનંદથી તે કૂતરો ભાત ખાવા લાગ્યો એવામાં ઘાંચણ ઘરમાંથી બહાર આવી છોકરાની પાસે બેસીને કૂતરો લપક લપક ભાત ખાય છે એ ઘાંચણથી સહન થયું નહિ તેના નેત્ર ક્રોધથી લાલચોળ થઇ ગયાં, અને એક ઈંટનું રોડું ઉપાડીને તેણે કૂતરા તરફ જોરથી ફેંક્યું બિચારો પૉલિટિશ્યન માર ખાઇને પાછલા બે પગ વચ્ચે ઘણીજ કાળજીથી પોતાની પૂછડી છૂપાવીને અનેક પ્રકારની રાગરાગણીના આલાપ મારતો મારતો ત્યાંથી પલાયન કરી ગયો

એવામાં એક બીજો બનાવ મારી દૃષ્ટિએ પડ્યો જ્યારે પામર કૂતરો પોતાના પેટને માટે અનેક પ્રકારનું ચાતુર્ય બતાવી રહ્યો હતો તેજ વખતે એક હૃષ્ટપુષ્ટ ગોધો આવીને ઘાંચીએ બળદને નાખેલા ગોતના વાસણમાં મો ઘાલીને મરજીમાં આવે તેટલું ખાવા લાગ્યો. બળદ ગોધાના ભયંકર શીંગડા અને પ્રચંડ દેહ જોઇને ડરી ગયો અને વાસણમાંથી પોતાનું મોઢું કહાડી લીધું તથા તેની ભોજન કરવાની કુશળતા ભયપૂર્ણ નેત્રે નિહાળવા લાગ્યો કૂતરાને પત્થર મારી હાંકી કહાડી ઘાંચણ આ નવીન ચોર તરફ વળી અને એક લાકડી લઇને ગોધાને મસાણ તરફ જવાની સલાહ આપતી આપતી તેના તરફ દોડતી આવી, પણ મસાણે જવાની વાત તો બાજુએ રહી અને ગોધો એક ડગલું પણ ત્યાંથી ખસ્યો નહિ. જેવી ઘાંચણ તેની પાસે આવી એટલે તરતજ તેણે પોતાનાં લાંબા શીંગડા હલાવ્યા અને તેની છાતીમાં પોતાના શીંગડાની અણી કેવી સહેલાઇથી પ્રવેશ કરી શકશે તેનું સૂચન કરવા લાગ્યો. ઘાંચણ રણસંગ્રામમાંથી પાછી હઠી અને ઘરમાં પેસી જઈને બારણાં બંધ કરી દીધા. ગોધો પણ પોતાની ફુરસદે ઇચ્છા પ્રમાણે ગોતાનો આહાર કરી ડોલતો ડોલતો પોતાને મુકામે ચાલ્યો ગયો

મને વિચાર આવ્યો કે આ પણ એક પૉલિટિક્સ છે મે બે પ્રકારની પૉલિટિક્સ જોઇ, એક કૂતરાની અને બીજી ગોધાની બિસ્માર્ક એ ગોધાની પદ્ધતિ ગ્રહણ કરનાર પૉલિટિશ્યન છે અને વુલ્સીથી માંડીને આપણા પરમપ્રિય રાવબહાદુર ટોલકપ્રસાદ શર્મા સુધીના બધા કૂતરાની પદ્ધતિ ગ્રહણ કરનારા પૉલિટિશ્યનો છે

આપનો કમલાકાન્ત ચક્રવર્તી

# पत्र ३ जो--भारतवासीओनुं मनुष्यत्व

મહાશય ! આપને શુ લખુ ? લખવામા વિઘ્ન નાખનાર અનેક દુશ્મનો ભમે છે. હુ હમણા જે ભાગાતૂટા ઘરમાં રહુ છુ તેની પાસે મારા દુર્ભાગ્યે બે ત્રણ ફૂલના છોડ ઉગી નીકળ્યા છે મને વિચાર આવે છે કે આ કમલાકાંતને કોઇ સગુ વહાલુ નથી ત્યારે આ પુષ્પો મારા સખા અને સખીઓ થશે, કેમકે ખુશામત કર્યાથી એ કાઇ પ્રફુલિત થતાં નથી, એમને મેળવવા માટે રૂપીઆ ખર્ચવાની જરૂર પડતી નથી, એમને અલકાર પહેરાવવા પડતા નથી, એમને પ્રસન્ન કરવાને જૂઠાં વખાણ કરવાની જરૂર નથી, તેઓ પોતાના નિજાનદવડેજ પ્રફુલિત થાય છે એમના મુખમાં હાસ્ય છે, રોદન નથી. આનદ છે, ક્રોધ નથી એવો પણ વિચાર આવે છે કે પ્રસન્ન ગોવાલણે મારો ત્યાગ કર્યો તો ફિકર નહિ, હવે હુ આ પુષ્પો સાથે પ્રેમ જોડીશ

એટલામા પુષ્પો પણ ખીલ્યા-હસવા લાગ્યા તત્રી સાહેબ ! મને એક વિચાર આવ્યો ! પણ વિચાર આવ્યો ન આવ્યો એટલામાં તો તે ખીલેલા ફૂલને જોતા વારજ ભમરાના ઝૂડના ઝુડ-હજારો પતગીઆ મધમાખીઓ અને બીજાં અનેક પ્રકારના રસશોધક રસિકોના ટોળે ટોળાં મારા બારણા આગળ આવીને હાજર થયા. પછી ગણ ગણ, ભણ ભણ, ઝણ ઝણ, ગનન ગનન કરીને તેઓ મને ત્રાસ આપવા લાગ્યા તેમને મે ઘણાએ સમજાવ્યા કે, " સદ્‌ગૃહસ્થો ! આ સભા નથી, સમાજ નથી, એસોશિયેશન, લીગ, સોસાઇટી, કલબ એવુ કાંઇજ નથી, આ તો કમલાકાતની પર્ણકુટી છે. આપને જો ગનનન ગનનન કરવુ હોય તો બીજે કોઇ ઠેકાણે જાઓ હમણા હું કોઇ રેઝોલ્યુશન ( ઠરાવ ) પસાર કરાવવા તૈયાર નથી, માટે આપ કોઇ બીજે ઠેકાણે સિધારો, પણ એ ગણણણ ભણણણ કરનારા ગૃહસ્થો કોઇ રીતે જવાને કબૂલ થયાજ નહિ ઉલટા તેઓ પુષ્પના છોડ ઉપરથી ઉડીને મારી પર્ણકુટી ઉપર હુમલો કરવા લાગ્યા મે આપને પત્ર લખવાનુ કામ તો હમણાંજ શરૂ કર્યું ( હમણા અફીણનો અમલ ઉતરવા આવ્યો છે ) એટલામાં તો

એક કાજળ જેવો કાળો ભમરો ભુઉઉ કરીને ઘરમા દાખલ થયો અને મારા કાન પાસે આવીને ગણુગણુવા લાગ્યો. તત્રી મહાશય! કહેશો! હું આપને પત્ર શી રીતે લખી શકું?

ભમરાજી મનમા એમ સમજે છે કે પોતે ઘણા રસિક અને છટાદાર વક્તા છે; અને તેના ગણુગણુાટથી મારા આખા શરીરમા આનદની લહરી ફેલાઇ જઇને મને ઘણોજ મનોષ થશે મારાજ આગણાના ફૂલની પાખડીઓ તોડીને મારાજ કાન પાસે ગણુગણુાટ મચાવી મૂકે છે મારો ક્રોધ એકદમ ફારનહિટ પૉઇટપર ગયો મે પખો લઇને તેની સાથે યુદ્ધ આરભ્યુ, પછી મે ઘૂર્ણન, વિઘૂર્ણન, સઘૂર્ણન વગેરે વિવિધ દાવપેચ કરી પખારૂપી શસ્ત્ર ચલાવવા માડ્યુ ભમરો પણ ડીન, ઉડીન, પ્રડીન, સમાડીન વગેરે તરેહ તરેહના પેતરા ભરીને પોતાની ચાલાકી બતાવવા લાગ્યો હું કમલાકાંત ચક્રવર્તી-દફતર મુક્તાવલિનો લેખક છુ, પરતુ મનુષ્ય તે મનુષ્યજ! મનુષ્યનું પરાક્રમ અત્યત તુચ્છ છે! તેનું બળ અત્યત અલ્પ છે! હે મનુષ્યવીર્ય! ધિક્કાર છે તને! તુ પરાપૂર્વથીજ મનુષ્યને ઠગીને તારી અમારતા સાબીત કરતુ આવ્યુ છે તે ઝામાના યુદ્ધમા હેનીબાલને, પલટોવાના યુદ્ધમા ચાર્લ્સને, વૉટર્લુના યુદ્ધમા નેપોલિયનને અને આજે ભ્રમર સાથેના યુદ્ધમાં કમલાકાંત ચક્રવર્તીને ફસાવ્યો છે હુ જેમ જેમ પખો હલાવીને વાયુને ગતિમાન કરીને ભમરને ઉડાડી મૂકવા લાગ્યો, તેમ તેમ તે દુષ્ટ ફરી ફરીને મારા માથાની પાસે આવીને ભણુભણાટ કરવા લાગ્યો કોઈ વાર તે મારા કપડામા સતાઈ જઇને વાદળામાં છુપાઇને લડતા ઇન્દ્રજિતની પેઠે મારી સાથે યુદ્ધ કરવા લાગ્યો, તો કોઇ વાર કુભકર્ણ સાથે યુદ્ધ કરતા રામચદ્રના સૈન્યની માફક મારી બગલ આગળ આવીને મને ચીડવવા લાગ્યો કોઇ વખત જાણે મારૂ પરાક્રમ સૅમ્સનની માફક મારી ચોટલીમા રહ્યુ હોય તેમ સમજીને મારા મેઘ જેવા કાળા વાકડીયા વાળમાજ ભરાઇ બેસીને ભેરીનાદ કરવા લાગ્યો પછી તે કદાચ મને કરડી બેસે તેવા ભયથી મેજ સમરાગણુમાથી પલાયન કર્યું. ભમરાએ પણ મારી પૂઠ લીધી એવામા અધુરામા પૂરૂં ઉમરાની ઠોકર વાગવાથી કમલાકાંત "**પપાત ધરણીતલે**" આ સસારરૂપી જગમા મહારથી કમલાકાંત ચક્રવર્તી જેમણે દારિદ્ર, હમેશનુ વાંઢાપણું અને અફીણુ વગેરેની સામે યુદ્ધમા કદિ પણ હાર ખાધી ન હતી, તેમનો અફસોસ! એક સાધારણ જીવડાને હાથે પરાજય થયો

પછી ધૂળ ખખેરીને હુ ઉઠી ઉભો થયો અને ભ્રમરરાજની ક્ષમા પ્રાર્થના કરવા લાગ્યો-"હે ભમરકુલભૂષણ! આ ગરીબ બ્રાહ્મણે તમારો શો અપરાધ કર્યો કે તમે તેના લખવામા ખલેલ કરવા આવ્યા? જુઓ, હુ બગદર્શનના અધિપતિને પત્ર લખવા બેઠો છુ, પત્ર લખીશ તો અફીણુ મળશે. તમે શામાટે ગણુગણાટ કરીને તેમા વિઘ્ન કરવા આવો છો?" મે આજે સવારમાં એક બગાળી નાટક વાંચ્યુ

હતુ તેથી એકાએક નાટકની ધૂનમા હુ ભમરને કહેવા લાગ્યો,–"હે ભૃંગ ! હે અનંગરંગના તરંગમા વિક્ષેપ કરનાર ! હે ઉદ્યાનવિહારી ! તમે શામાટે ભણુભણાટ કરો છો ? હે ભૃંગ ! હે દ્વિરેફ ! હે ષટ્પદ ! હે અલે ! હે ભ્રમર ! હે ભમરા ! હે ભણુભણુ '—

આ ભ્રમરસહસ્ર નામના પાઠથી ભમરો એકદમ પ્રસન્ન થઇ ગયો અને મારી સામે આવીને બેઠો વળી પાછો ગણુગણુ કરીને ગળુ સાફ કરીને બોલવા લાગ્યો મને પણ અફીણના પ્રતાપથી સર્વ પ્રાણીઓની ભાષા સમજવાની શક્તિ પ્રાપ્ત થઇ હતી એટલે હુ સ્થિરચિત્તે સાંભળવા લાગ્યો

ભ્રમરરાજે બોલવા માડ્યું ' હે વિપ્ર ! મારા ઉપર આટલો ગુસ્સો શામાટે ? હુ શુ એકલોજ ગણુગણુ છુ ? આ હિંદુસ્તાનમાં જન્મીને હવે ગણુગણીએ નહિ તો બીજુ કરીએ શુ ? કયો હિંદુસ્તાની ભણુભણાટ નથી કરતો ? કયા હિંદુસ્તાન-વાસીએ ભણુભણાટ છોડીને બીજો ધંધો શરૂ કર્યો ? તમારામા જેઓ રાજા મહા-રાજાઓ અને ઑનરેબલો છે તેઓ કાઉન્સીલમા બેસીને ગણુગણાટ નથી કરતા ? જેમને રાવબહાદુર અથવા સર થવાની અભિલાષા છે તેઓ શુ સાહેબ લોકોની પાસે બેસીને ભણુભણાટ નથી કરતા ? જેઓ માત્ર નોકરીનીજ ઉમેદ રાખે છે તેમના ભણુભણાટનો તો પારજ નથી હિંદુસ્તાનના શિક્ષિતો જેઓ થોડા વર્ષ સુધી અંગ્રેજી શીખ્યા છે, તેઓ તો હાથમા સીફારસની ચિઠ્ઠિઓ લઇ દરવાજે દરવાજે ભણુભણાટ કરતા ફરે છે તેઓ મચ્છરની માફક ખાતાપીતા, ઉઠતા બેસતા, હાલતા ચાલતા, રાત દહાડો, સવાર, બપોર ને સાંજ હરઘડી ભણુભણાટજ કરતા રહે છે જેઓ નોકરી ન કરતા સ્વતંત્રપણે વકીલ, બારિસ્ટર તરીકે ધંધો કરે છે, તેઓ સનદી ભણુભણાટ કરે છે સાચા જૂઠાના સાગરસંગમમા પ્રાતઃસ્નાન કર્યા પછી જ્યા લાકડાના અથવા સળીઆના પાંજરામા માથે "નાગ" પહેરીને હાઇકોર્ટના જડ્જો, જીલ્લા જડ્જો, સબ જડ્જો, ડેપ્યુટીઓ, મુનસફો વગેરે બેઠા હોય ત્યા જઇને ભણુભ-ણાટનો ફુવારો છોડી મૂકે છે કેટલાક એમ સમજતા હોય છે કે ભણુભણાટ કર-વાથી દેશનો ઉદય થશે તેથી તેઓ નાના મોટાને એકઠા કરીને ગણુગણુવા માડે છે. દેશમા દુકાળ પડ્યો ચાલો ભાઇ જરા ભણુભણીએ આપણા લોકોને ઘણી ઉચી નોકરીઓ આપવામા આવતી નથી, માટે ચલો આપણે બધા એકઠા થઇને ગણુગ-ણાટ કરીએ અમુક ગૃહસ્થની મા મરી ગઇ, ચાલો ભાઇ તેના સ્મરણાર્થે જરા ભણુભણીએ કેટલાકને તો આથી પણ સંતોષ નથી થતો તેઓ તો કાગળ, ખડીયો અને કલમ લઇને દર અઠવાડીએ, દર મહિને કે દરરોજ ભણુભણાટ કર્યાજ કરે છે, અને ભાઇ મારા ગણુગણાટથી આટલા ચીડાઇ જાઓ છો, પણ તમે પોતેજ હમણા શુ કરવા બેઠા છો ? બંગદર્શનના અધિપતિની પાસે થોડુક અફીણ મેળવવાની લાલચે તમે પણ ગણુગણુવાજ બેઠા છો ને ! તો પછી મારો ગણુગણાટ તમને આટલો

કટાળો શામાટે ઉપજાવે છે ?"

"હે કમલાકાંત ચક્રવર્તી ! હુ તમને સત્ય વાત કહુ છુ. તમે લોકો જે ગણુગણુટ ભણુભણુટ કરો છો તે અમને પણ પસંદ નથી આવતો જુઓ અમે જીવડાં છીએ તોપણુ અમે માત્ર ગણુગણુટજ કરીને બેસી રહેતાં નથી અમે મધ પ્રાપ્ત કરીએ છીએ અને અમારો ડખ વાપરવાનો અભ્યાસ કરીએ છીએ તમને નથી આવડતુ મધ મેળવતા કે નથી આવડતો ડખ વાપરતાં ! ફક્ત બણુબણુટજ કરો છો ! તમને કામ તો એકકે કરતા આવડતુજ નથી, માત્ર બાયડીઓની માફક સવાર સાંજ છેડો વાળીને રડતા કકળતાજ આવડે છે હવે તમે જરા બકબકાટ અને લખાપડી છાડીને ઉપયોગી અને વ્યાવહારિક કામ કરવા મડો તો ઠીક. તેમ કરશો તોજ તમારૂ શ્રેય થશે મધ મેળવતા શીખો જરાક ડખનો ચટકો લગાવતા શીખો તમારી જીભ કરતા અમારો ડખ વિશેષ સામર્થ્ય ધરાવે છે તમારાં વાક્યબાણુથી કોઇ મરતુ નથી પણુ અમારા ડખથી તો તમે બધાજ હરહમેશ ડરતા રહો છો સ્વર્ગમા જેમ ઇન્દ્રનુ હથિયાર વજ્ર છે, પૃથ્વી ઉપર જેમ અગ્રેજોનુ હથિયાર તેમની તોપ છે, તેમ આકાશમાર્ગમા અમારો ડખ પણુ એક પ્રબળ હથિયાર છે, માટે મારૂ કહેવુ એમ છે કે મધ એકઠુ કરતાં શીખો. કામમા લક્ષ પરોવો અને જો તમારી જીભમાં થતી ચળને લીધે તમારૂ લક્ષ કામમાં નજ પરોવાતુ હોય તો બહેતર છે.કે તમે તમારી જીભને કાપી નાખો તેમ કરશો તો જરૂર કામમા ચિત્ત પરોવાશે અને ખાલી બણુગણુટ કરવા ઉપરથી તમારૂ મન ઉઠી જશે "

આટલુ બોલીને ભમરરાજ ભુઉઉઉ કરીને ઉડી ગયો

મે પછી વિચાર કર્યો કે આ ભમરો અલબત્ત ઘણુાજ જ્ઞાની જતુ છે આપણે જાણીએ છીએ કે મનુષ્યોમા જેમ જેમ પદવૃદ્ધિ થતી જાય છે તેમ તેમ તે વધારે વધારે ડાહ્યો મનાતો જાય છે એટલા માટે બે પદવાળા મનુષ્યો કરતાં ચાર પદવાળાં પશુઓ વિશેષ ડહાપણુવાળાં હોવા જોઇએ ત્યારે આ ભમરો તો ષટ્પદ છે. એક નહિ બે નહિ પણુ ષટ્પદ એટલે છ પદવાળો છે ખરેખર એ છ પદવાળો જીવ ઘણુોજ જ્ઞાની હોવો જોઇએ એ વાત એના પદની અસામાન્ય સખ્યા ઉપરથી સિદ્ધ થાય છે એવા સુચતુર મહાજ્ઞાની ભમરની સલાહની અવગણુના કેમ કરાય ? માટે આજથી હુ મારો ગણુગણુાટ બધ કરૂ છુ, પણુ મધ મેળવવાની તૃષ્ણા હુ તજી શકતો નથી બંગદર્શનરૂપી પુષ્પમાંથી અરીણુરૂપી મધ પ્રાપ્ત થશે એવી ઉમેદથી જીવન ધારણુ કરી રહ્યો છુ

આપનો આજ્ઞાધીન
કમલાકાંત ચક્રવર્તી



# पत्र ४ थो—घडपणनी वातो

---

અધિપતિ સાહેબ ! મને આજે અફીણુ મળ્યુ નથી ઘણુ દુઃખ થાય છે આજે હુ જે લખુ છુ તે ફાટે ડોળે લખુ છુ મારી પોતાની બુદ્ધિવડે લખુ છુ—અફીણુની ચમત્કારિક શક્તિવડે નહિ આજે તો હુ મારા વીતકની કથા લખુ છુ

આજે ઘડપણુની વાત લખુ છુ લખવાનુ મન તો ઘણુએ થાય છે પણુ લખી શકતો નથી દારુણુ દુ ખની કથા મને ઘણી પ્રિય લાગે એ બનવાજોગ છે પોતાના વીતકની, મર્મભેદ દુ ખની કથા દરેકને પ્રિય હોય છે, પણુ આ બાબત હુ લખીશ તોપણુ વાંચશે કોણુ ? એ પ્રશ્ન છે હાલ તો યુવાન વર્ગજ વાચવાનો શોખ ધરાવે છે મોટી ઉમ્મરના લોકો તો બીલકુલ વાંચતાજ નથી. આથી મને લાગે છે કે મારી ઘડપણુને લગતી વાતો આપના વાચકવર્ગમાંથી કોઈ વાચશે નહિ

માટે હુ ખરેખરા ઘડપણુની વાતો લખતો નથી—લખી શકતો પણુ નથી વૈતરણીની તરગમાલાથી ધોવાતા જીવનના ઓવારાના છેલ્લા પગથીઆ ઉપર મે હજી મારો પગ મૂકયો નથી તેની પેલીપાર જવાને જે દ્રવ્ય જોઇએ તેની એક પાઇ પણુ હુ કમાઇ શકયો નથી. મને હજી વિશ્વાસ છે કે એ દિવસ હજી ઘણો દૂર છે, તોપણુ જુવાની ઉપરથી મે મારો દાવો છોડયો છે, જો કે મારી કેદની બધી મુદત હજી ખતમ થઈ નથી કેદની મુદત પૂરી થશે તોપણુ મારે ઘણુ દેવુ પતવવાનુ બાકી રહેશે, તેની મને થોડી ઘણી ચિતા રહે છે. યૌવનને સલામ કરી છેવટની ફારગતી લઇ શકયો નથી એ સિવાય હજી મહાજનનુ મારી પાસે કેટલુક લેણું છે દુષ્કાળના વર્ષોમા મે ત્રણુ અનાજ ઉછીનુ લીધુ છે તે દેવુ પણુ હુ અદા કરી શકયો નથી—અને અદા કરવાની મારામા શક્તિ પણુ નથી વળી વૈતરણીની સામી પાર જવાને માટે પણુ પૈસા એકઠા કરવાનો વખત આવી લાગ્યો છે મારી આ સમયની દુ ખની બે ચાર વાતો કહુ તો તમે તમારાં યૌવનનાં સુખ બાજુ પર મૂકી સાંભળશો ખરા ?

પ્રથમ સત્યનો નિર્ણય કરવાની જરૂર છે કે હું જુવાન છુ કે વૃદ્ધ છુ ? મે આ સવાલ મારે એકલાને માટે ઉઠાવ્યો છે એમ નથી હું વૃદ્ધ છુ અગર જુવાન છુ એ બેમાંથી એક વાત તો મજુર રાખવીજ પડશે, પણુ જેમની સ્થિતિ એવી છે કે જેઓ જુવાન ન ગણાય તેમ ઘરડા પણુ ન કહેવાય, જેમનો જુવાનીનો સૂર્ય પશ્ચિમ દિશા તરફ ઝુકવા લાગ્યો છે, જેમના જીવનના પડછાયા પૂર્વ દિશા તરફ લબાવા લાગ્યા છે તેમને હુ પૂછુ છુ કે ભાઇ ! તમે વિચાર કરીને કહો કે તમે યુવાન છો કે વૃદ્ધ ? અલબત, આપના વાળ આજે પણુ ભ્રમર જેવા કાળા અને સુદર છે, આપના દાંત અવિચ્છિન્ન મોતીની સેર જેવા શોભી રહ્યા છે, આપની નિદ્રા આજે પણુ એવી ગાઢ છે કે નૂતન પત્નીના ઢંઢોળવાથી પણુ તમે જાગી શકતા નથી, તો

પણ મારે કહેવુ જોઇએ કે તમે ઘરડાજ થયા છો અથવા તો આપના વાળ ગગા જમના જેવા કાંઇક સફેદકાળા થયા છે, દાતની હારો કોઇ કોઈ ઠેકાણેથી તૂટવા લાગી છે, તેમાથી એકાદ બે મોતીના દાણા ખરી પડ્યા છે, આપની નિદ્રા નેત્રની વિડબનાતુલ્ય બનવા આવી છે તો પણ તમે યુવાન છો તમે પૂછશો કે મારા કહેવાનો અર્થ શો ? એનો અર્થ "ઘડપણ ઉમ્મરથી નથી મપાતું પણ જ્ઞાનથી મપાય છે" એમ પણ હુ કહેવા નથી માગતો હુ અત્ર જ્ઞાનની ચર્ચા કરતો નથી, ઘડપણનીજ ચર્ચા કરૂ છુ ઘડપણ એ વધેલી ઉમ્મરનુ પરિણામ છે, બીજુ કાંઇ નથી. કોઇ માણસ ચાળીશ વર્ષે વૃદ્ધ થાય છે તો કોઈ માણસ બેતાળીશ વર્ષની ઉમ્મરે પણ યુવાન રહે છે ઉમ્મરમાંજ વિશેષતા છે એવુ તમે કદિ પણ જોઇ શકશો નહિ. જે માણસ પિસ્તાળીશ વર્ષની ઉમ્મરે પોતાને યુવાન કહેવડાવે છે તે કાં તો મૃત્યુથી અત્યત ડરતો હોવો જોઇએ અથવા બીજી કે ત્રીજી વારની ધણીયાણીનો પતિ હોવો જોઇએ જે બાત્રીશ વર્ષે પોતાને ઘરડામા ખપાવવા મથે છે તેને કાં તો ઘડપણ પ્રસદ છે, કાંતો બિમાર છે અથવા તો તે કોઇ પ્રકારના ભારે સકટથી પીડાતો હોવો જોઇએ

પણ જીવનની અડધી મજલ પર આવી પહોચ્યા પછી ચશ્માં હાથમાં લઇ રૂમાલ વડે સાફ કરીને જુઓ અને વિચાર કરીને કહો કે હુ વૃદ્ધ થયો હઈશ અને નહિ પણ થયો હોઉ મારૂં મન સાક્ષી પૂરે છે કે આપે સુઝતુ હેય યા ન સુઝતુ હોય, માથે તાલ પડી હોય યા ન પડી હોય તોપણ હું હજીસુધી વૃદ્ધ કહેવાઉ નહિ કેમ વારૂ ? કોઇ પણ વૃદ્ધ થયુ નથી ત્યારે હુજ એકલો શાને વૃદ્ધ થાઉ ? આ સનાતન કાળથી ચાલ્યુ આવતુ વિશ્વ આજે પણ નવીન સરખુજ છે મારી પ્રિય કોકિલાનો મધુર ટુહુકાર હજી વૃદ્ધ થયો નથી. ગગા નદીની સુદર, હીરાકણી જેવી ચળકતી કોમળ તરંગમાલામાં હજી ઘડપણે પ્રવેશ કર્યો નથી પ્રભાતના પહોરનો શીતળ, સુખકર વાયુ, બકુલ, ચપો વગેરે સુગધી પુષ્પો, વૃક્ષની લીલી, હરિયાળી ઘટા, નક્ષત્રમાલાનો ચળકાટ એ વગેરે સર્વ હજી તેવાં ને તેવાજ સુદર અને મોહક છે, તેમનામાં ઘડપણની છાયા પણ આવી નથી, તો શુ હુજ એકલો વૃદ્ધ ? નહિ, હુ એ વાત કદિ પણ માનીશ નહિ. જગતમાં તો હજી પણ હાસ્ય અને આનદના ફુવારા ઉછળી રહ્યા છે. શુ મારા એકલાનાજ હસવાના દિવસ પૂરા થયા ? પૃથ્વી ઉપર ઉત્સાહ, ક્રીડા, આનદ હજી જેવાં ને તેવા ચાલે છે તો તે શુ મારે માટેજ બધ થયા ? આખુ જગત તેજોમય છે. શુ મારેજ ઘોર અમાવાસ્યાની રાત્રિ ? નહિજ. સુલેમાન ચશ્માવાળાની દુકાનનું સત્યાનાશ જજો ! હુ મારા ચશ્માં આજેજ ભાગી નાખુ છુ અને છાતી ઠોકીને કહું છુ કે હું ઘરડો થયો નથી.

પણ મુશ્કેલીની વાત તો એ છે કે હુ સ્વીકાર કરૂં યા ન કરૂં, તોપણ ઘડપણ મારો પીછો છોડતુ નથી ધીમે ધીમે દરરોજ–પળે પળે ઘડપણરૂપી ચોર મારા

દેહરૂપી શરીરમા પ્રવેશ કરતોજ જાય છે. આયુષ્ય ક્ષીણ થતુ જાય છે જુવાનીનો કિનારો દૂર જતો જાય છે હુ કરોડ વાર કહુ કે હુ ઘરડો નથી પણ મારો પ્રત્યેક નિશ્વાસ ઘડપણ આવ્યુ છે એવી સાક્ષી પૂરે છે બીજા લોકો ગાય છે, નાચે છે ત્યારે હુ પણ ઘરડો નથી થયો એમ બતાવવાને, મારી જુવાનીનો ઉલ્લાસ હજી જેવો ને તેવોજ છે એવો ડોળ કરવાને તેમની મિજલસોમાં સામેલ થાઉં છુ. બીજાઓ જ્યારે રડે છે ત્યારે હુ લોકલજ્જાના ભયથી ભારેખમ થઈને બેસુ છુ, પણ સાચું પૂછો તો હસવા બોલવામાં કે ગાવા વગાડવામા મારૂ હૃદય હવે આનદ નથી ભોગવતુ મારામા હવે ઉત્સાહ ઉલ્લાસ નથી રહ્યા આશાનો અર્થ મારે માટે આત્મપ્રતારણાજ છે મારે માટે આશા, વિશ્વાસ એમાંનુ કશુ છેજ નહિ જે છેજ નહિ તેને માટે મિથ્યા વલખા શામાટે મારવાં ?

વલખા માર્યાથી શુ વળે ? જે પુષ્પોની માળા મારી જીવનરૂપી વાડીને શોભા આપતી હતી તેની પાખડીઓ માર્ગમા એક પછી એક ખરી ગઈ જે સદાય હસતા વદન મને અતિ પ્રિય લાગતાં હતાં તે એક પછી એક અદૃશ્ય થઇ ગયા ! અને કેટલાક છે તે પણ ગ્રીષ્મ ઋતુના પ્રખર તાપને લીધે ચીમળાઇ જતા પુષ્પ જેવા મ્લાન થઇ ગયાં છે આ ભાગ્યાં તૂટ્યા ભવનોમા, આ નિરાનદ થએલી નાટયશાળામાં, આ પરિત્યક્ત થયેલી મિજલસોમાં ઉજ્જ્વલ દીપમાલા ક્યા છે ? એક પછી એક હવે બુઝાઇ ગઇ માત્ર વદનજ નહિ પણ હૃદય સુદ્ધા ! તે સરલ, પ્રેમથી છલકાતા, વિશ્વાસભર્યાં, મૈત્રીપૂર્ણ, અપરાધ થયા છતા સર્વદા પ્રસન્ન રહેનાર એવા સ્નેહી હૃદય પણ ગયા ! એમા કોઇનો દોષ નથી. મારો દોષ નથી સ્નેહીઓનો પણ દોષ નથી માત્ર વયનો અથવા યમરાજનોજ દોષ છે.

વારૂ, તો એથી નુકશાન શુ થયુ ! એકલો આવ્યો હતો અને એકલો જઇશ, તેમાં ચિન્તા શી છે ? આ જીવ પણ પરિપૂર્ણ મારો થયો નહિ ઠીક, રામ રામ ! હે પૃથ્વી ! તુ તારી નિયમિત કક્ષામા રહીને ઘૂમતી રહેજે હુ મારા ઇષ્ટ સ્થાને જાઉ છુ તારો અને મારો સબધ તૂટે છે હે મૃણ્મયી ! હે વસુધરા ! હે જડ સૃષ્ટિના ભારથી દબાયલી પૃથ્વી ! તેમાં તને પણ નુકશાન શુ છે ? તુ અનત કાલ પર્યંત શૂન્ય માર્ગમાં ભ્રમણ કર્યા કરજે, હુ થોડાદિવસ ભ્રમણ કરીશ, ત્યાર પછી તને છેલ્લા રામ રામ કરી જેની સમીપમા સર્વ જ્વાલાઓ શાંત થાય છે તેની પાસે જઇને મારા અતરની જ્વાલાનો અત લાવીશ

ત્યારે હવે એક વાત તો નક્કી થઇ ગઇ કે હું ઘરડો થઈ ચૂક્યો છુ, ત્યારે હવે મારૂ કર્તવ્ય શુ છે ? કેટલાક મૂર્ખ લોકો કહી ગયા છે કે, " **पंचाशदूर्ध्वं वनं व्रजेत्** " ( પચાસ ઉપરની વય થતાં વનમા જવુ ) અરે ભાઇ ? વન ક્યા છે ? આ અવસ્થામા તો સર્વ પ્રકારના ભોગ-વિલાસથી પૂર્ણ મોટા મોટા ભવ્ય મહેલો કે જે શોભા અને મનુષ્યની દોડધામથી નવ જુવાન પુરુષોને પ્રસન્ન કરે એવા છે તે પણ મારે

મનથી જંગલ જેવાજ લાગે છે. હે યુવાન વાચકો ! તમારે ને મારે આ બાબતમા મતભેદ પડયા વગર રહેશે નહિ તમારૂ હૃદય મારા હૃદયનો મેળ કરશે નહિ. જ્યારે કોઇના ઉપર અમુક પ્રકારની વિપત્તિ આવી પડે છે ત્યારેં લોકો ઘરડા માણસને પૂછે છે કે, "હે ડોસા તેં ઘણા જમાના જેયા છે, આવે પ્રસંગે શુ કરવુ જોઇએ તે અમને કહે" પણ સુખના આનંદના પ્રસંગે કોઇ એમ કહેવા નથી આવતું કે, 'ડોસા ! આજ અમારો આનંદનો દિવસ છે. તું અમારી પાસે આવ અને અમારા આનંદમા ભાગ લે." ઉલટુ એમજ બને છે કે એવા ખુશાલીના કલ્લોલ કરવાના પ્રસંગે રખેને એ વાત ડોસાના જાણવામાં આવે તેની કાળજી રાખવામાં આવે છે, ત્યારે ભાઇ, આ જંગલ નહિ તો બીજુ શુ ?

હે પ્રૌઢ વયના વાચકો ! જ્યાં તમે પ્રથમ સ્નેહ અને વિશ્વાસ પ્રાપ્ત કરતા હતા ત્યા તમે હવે માત્ર ભય અને કોઇક વખત ભક્તિના પાત્ર થાઓ છો જે પુત્ર તમારી જુવાનીના સમયમા અને તેના બાળપણના સમયમા તમારી સાથે તમારીજ પથારીમા સૂતો હતો અને અર્ધનિદ્રિત અવસ્થામા પોતાના નાના હાથવડે તમને શોધી કહાડીને તમારે ગળે વળગતો હતો તે આજ તમારી ખબર પણ લેતો નથી અને "મારા પિતાને કેમ છે ?" એવુ માત્ર લોકોને પૂછીનેજ પોતાને કૃતકૃત્ય માને છે કોઇ પરાયા બાલકની સુંદરતા ઉપર મોહિત થઇને તમે તેને ખોળામાં બેસાડીને રમાડયો હશે, તમે તેના ઉપર પ્રેમ રાખ્યો હશે તે આજ કાલક્રમે મોટો થતાં પોતાની નિર્દોષ ખુબસુરતી ગુમાવી બેઠો છે અને કદાચ મહા પાપી થઇને પૃથ્વી ઉપર પાપનો પ્રવાહ વહેવડાવી રહ્યો છે કદાચ તે તમારી નિંદા પણ કરતો હશે તમે શુ કરી શકો છો ? તમે એટલુજ બોલીને બેસી રહો છો કે મે એને ખોળામા લઇ રમાડયો હતો, ખાંધે બેસાડીને ફેરવ્યો હતો. તમે જેને ખોળે બેસાડીને 'ક' 'ખ' શીખવ્યા હતા તે આજે કદાચ પ્રતિષ્ઠિત લેખક બની ગયો હશે અને તમારી મૂર્ખતા સભારી મનમા તમારો ઉપહાસ પણ કરતો હશે. જેને તમે એક વાર તુચ્છ માનતા હતા તેજ હવે તમને તુચ્છ માને છે જેને તમે એક વારની નિશાળમા ભરવાની ફી આપીને ભણવામાં સહાય આપી હતી તેજ આજ તમને પૈસા ધીરે છે અને ધીરેલા નાણાં પેટે તમારી પાસે વ્યાજ લે છે તમે જેને શિખવતા હતા તેજ આજ તમને શિખવવા તૈયાર થાય છે. હવે બોલો, આ જંગલ નહિ તો બીજુ શુ ?

અંતર્ગત વાતો એક બાજુએ રાખી બહારનાજ જગત્ તરફ નજર કરીએ. જે ઠેકાણે તમે તમારે પોતાને હાથે બગીચો બનાવ્યો હતો, પસંદ કરી કરીને ગુલાબના છોડ, ચમેલી, ડોલર તથા બીજા અનેક જાતના વિલાયતી રોપાઓ ઘણી મહેનતે રોપ્યા હતા, જેમને તમે તમારે હાથે ઝારી લઇને પાણી સિચ્યુ હતું ત્યાં તમે આજે જઇને જુઓ. તમારાં ગુલાબ અને ચમેલી સુકાઈ ગયાં છે અને જ્યાં

એક વાર રમણીય બગીચો હતો ત્યાં આજે ઘણુ વટાણાનાં વાવેતર થાય છે અને રામો પટેલ પોતાના મોટા શીંગડાવાળા બળદને ગીત લલકારતો ખેતી કરી રહ્યો છે, તેના હળની અણી તમારા હૃદયમાં આરપાર પેસી જતી નથી? તમારી જુવાનીના વખતમા મનમાં અનેક પ્રકારની અભિલાષાઓ પોષીને, મનોરથો રચીને, મહાપ્રયત્ને તમારા ઉપભોગ માટે સુદર હવેલી બંધાવી હતી, જેમાં મનોહર પલગ બિછાવીને નેત્રે નેત્ર અને અધરે અધર મિલાવીને તમારી બાલપ્રણયિની સાથે આ જીવનમાં કદિ પણ લુપ્ત ન થાય એવા પવિત્ર પ્રેમયુક્ત સભાષણ કર્યું હતું, આજે ત્યા જઇને જુઓ; તે તમારી હવેલીની ઈંટાના ટુકડા ગધેડા પર લદાઇને કોઇના તબેલાનું ભોયતળીયું બનાવવાના કામમા વપરાવા જાય છે. તમારા પલગના ટુકડા વડે એક બાઈ રસોઇ કરતી બેઠી છે આ અરણ્ય નહિ તો બીજુ શુ?

સતાપ ઉપર સતાપ! હુ જેને જુવાનીમા ઘણો સુદર જોતો હતો તે આજે ઘણોજ વિરૂપ બની ગયો છે મારો પરમ મિત્ર સુદરલાલ તેની જુવાનીના પૂર બહારમા જ્યારે હતો ત્યારે અક્કડને અક્કડ ફરતો કેટલીએ સ્ત્રીઓ પાણી ભરતા તેનું રૂપ અને ભભકો જોઇને મોહિત થતી અને **નમઃ શિવાય** એમ કહેવાને બદલે **નમઃ સુંદરલાલાય** એવુ બોલી જતી તે સુદરલાલને આજે જઇને જુઓ. તેનુ વદન કરમાઈ ગયુ છે, માથે પળીયાં આવી ગયાં છે, દાત પડી ગયા છે, ચામડી ઝુલી ગઇ છે અને શરીર સુકાઇને જીર્ણશીર્ણ થઇ ગયુ છે. એ સુદરલાલ એક બાટલી બ્રાંડી અને ત્રણ શેર બિસ્કુટ વગર નાસ્તો કરતો ન હતો, તે સુદરલાલ આજે તિલક છાપા લગાવતા ભગતરાજ થયા છે, રામનામી ઓઢે છે અને જમતી વેળા કોઇ મદ્ય માંસનું નામ દે તો પીરસેલી થાળી પણ મૂકીને ઉઠી જાય છે હવે જગલમાં શુ બાકી રહ્યુ.

પેલી સુમનગૌરીને જુઓ એ સુમનગૌરી જ્યારે નાની હતી અને મારી વાડીમા ફૂલ ચોરી જવા આવતી તે વખતની તેના દેહની શોભા, લાવણ્ય, ચપળતા, કોમળતા યાદ કરો. તેને જોઇને મને એમજ થતુ કે નદનવનનુ કોઈ પારિજાત વૃક્ષજ પુષ્પો સહિત ઉપાડીને અહીંઆ આણ્યુ હોવુ જોઇએ તેની અલકાવલિ સાથે વાયુ અડપલા કરતો હતો ગુલાબના કાટા તેના સાળુમાં પ્રવેશ કરી રસકેલિ કરતા હતા. હાય! એજ સુમનગૌરી કેવી થઇ છે તે જુઓ તો ખરા! આજે છોકરાંને ગાળો દેતી, મારતી, પીટતી, તરતની વિઆયલી કૂતરી જેવી દાળ ઝાડકવા બેઠી છે! તેનાં કપડા મેલાં અને પચાસ થીગડાંવાળા છે તેનાં લટીયાં લૂખા ઉડતા ફરે છે, દાત પડી ગયા છે, નિસ્તેજ આખો ઉડી પેસી ગએલી છે, હોઠમા ફીકાશ આવી છે, ગાલની રતાશ ઉડી ગઈ છે, હાડકા દેખાય છે, કઠમા કર્કશતા આવી છે. એજ તે સમયની રૂપની પુતળી સુમનગૌરી! કહો જોઇએ આ જગલ નહિ તો બીજુ શુ?

ત્યારે હવે એ પણ નક્કી થયુ કે વનમાં જવાની જરૂર નથી. ત્યારે હવે કરવુ

શું ? હિન્દુશાસ્ત્રોમાં બતાવેલા રિવાજ પ્રમાણે કવિ કાલિદાસ કહે છે કે સર્વ ગુણ-સંપન્ન રઘુવંશના રાજાઓએ પણ ઘડપણ આવતા મુનિવ્રત ધારણ કર્યું હતું. હું ખાત્રીપૂર્વક કહી શકું છું કે કાલિદાસે રઘુવંશ રચ્યો ત્યારે તે ચાળીશ વર્ષનો નહિ હોય. તેણે પોતાની જુવાનીમા રઘુવંશ રચ્યો હતો આ વાત તેના રચેલા બે શ્લોક ટાકીને સિદ્ધ કરી બતાવીશ

પહેલો શ્લોક રઘુવંશ માંહેલા અજવિલાપનો —

इवमुच्छ्वसितालकं मुखं तव विश्रांतकथं दुनोति माम् ।
निशि सुप्तमिवैकपंकजं निरताभ्यान्तरषट्पदस्वनम् ॥

વાયુની લહરીથી તારી અલકાવલિ ફરફરી રહી છે, માત્ર તારૂ વાણી રહિત મુખ, રાત્રિએ બીડાયલા ભ્રમરના ગુંજન રહિત કમળ જેવું જે દેખાય છે તે મને વ્યથા આપે છે

આ યૌવનનુ રુદન છે

હવે કુમારસંભવમાંનો રતિવિલાપનો એક શ્લોક જુઓ —

गत एव न ते निवर्तते स सखा दीप इवानिलाहतः ।
अहमस्य दशेव पश्य मामविषह्य व्यसनेन धूमिताम् ॥

રતિ મદનના સખા વસંતને કહે છે કે, ' તમારો મિત્ર વાયુથી હોલવાઇ ગએલા દીવાની માફક ( પરલોકમા ) જતો રહ્યો છે, હવે તે પાછો આવતો નથી અને હુ હોલવાયલા દીવાની વાટ જેમ ધુમાડાવાળી થાય તેવી દુઃખને લીધે થઇ છુ તે જુઓ

આ ઘડપણના રુદનનુ દૃષ્ટાંત.

વારૂ, મારે કહેવાનુ તાત્પર્ય એ છે કે કાલિદાસને રઘુવંશ લખતી વખતે જો ઘડપણના ગૌરવપૂર્ણ કર્તવ્યનુ ભાનહોત તો તે વૃદ્ધ પુરુષોએ મુનિવ્રત લેવુ જોઇએ એવુ લખી જાત નહિ. બિસ્માર્ક અને ફ્રેડરિક વૃદ્ધ હતા. તેમણે જો મુનિવ્રત ધારણ કર્યું હોત તો જર્મન પ્રજાનુ દઢ બંધારણ ક્યાથી થાત ? ટિયર પણ વૃદ્ધ હતો. તેણે જો મુનિવ્રત લીધુ હોત તો ફ્રાન્સની સ્વતંત્રતા અને પ્રજાસત્તાક રાજ્યતંત્ર તે કેવી રીતે યોજત ? ગ્લૅડસ્ટન અને ડિઝરાયલી વૃદ્ધ હતા. તેમણે મુનિવ્રત લીધુ હોત તો પાર્લમેન્ટની સુધારણા અને આઇરિશ ચર્ચની ડિસએસ્ટાબ્લિશમેંટ કોણ કરત ?

ઘડપણ તો ખરેખરૂ મહત્ત્વનુ કાર્ય કરવાનો સમય છે. ઘડપણ એટલે "નિર્બળ અને બોખા ડાચાવાળુ ચોથી સ્થિતિએ પહોંચેલુ માનવ શરીર" એમ સમજવું નહિ. એ હાલતને તો બીજુ બચપણુજ કહેવાય જેઓ યુવાન નથી તેમ છેક ઘરડા પણ નથી તેવા માણસને વિષે હુ બોલુ છુ યૌવન એ કાર્ય કરવાનો સમય તો છેજ પણ એ વખતે કામ જેવુ જોઇએ તેવુ થઇ શકતુ નથી. એક તો તે વખતે બુદ્ધિ અપરિપક્વ હોય છે, વળી રાગ, દ્વેષ અને ભોગવાસનાનુ બળ પણ વિશેષ

હોય છે અને યુવાન સ્રીઓની પાછળ ફાંફા મારવાથી યુવાન પુરુષોને હમેશા પ્રતિષ્ઠા ગુમાવવાની દહેશત પણ રહે છે આથી કરીને જુવાનીમાં કોઇ કોઇ અલૌકિક શક્તિ-વાળા પુરુષો સિવાય ઘણા ખરા સારી રીતે કામ કરી શકતા નથી, પણ યૌવન-કાળ પૂરો થયા પછી મનુષ્ય દીર્ઘદર્શી થાય છે, તેની બુદ્ધિ ઠરેલ બને છે પ્રતિષ્ઠા મેળવે છે, અને ભોગવાસનાનું બળ ઘટે છે તેથી તે સમય કોઇ પણ મહત્ત્વના કામને ઘણો યોગ્ય છે, માટે મારી સલાહ છે કે ઘડપણ આવ્યું એમ સમજીને કોઇએ પોતાના કર્તવ્યનો ત્યાગ કરી મુનિવ્રત લેવા તરફ વૃત્તિ દોડાવવી નહિ. ઘડપણમાં પણ સંસારની સેવા કરવી.

તમે કદાચ કહેશો કે એ વાત કહેવાની જરૂરજ નથી. કોઈ પણ માણસ જીવતા સુધી અથવા અશક્ત થતા સુધી સાંસારિક કાર્યનો ત્યાગ કરતોજ નથી માનું દૂધ ધાવવા માંડે ત્યાંથી તે છેવટનું વસીયતનામું કરતા સુધી માણસ સંસારનું કાર્ય કદી પણ પડતું મૂકતોજ નથી, પણ હું એવા કામકાજમાં પ્રૌઢ ઉમ્મરના પુરુષોને જોડવા ચાહતો નથી આપણે જુવાનીમાં જે કામ કરીએ છીએ તે આપણે માટેજ કરીએ છીએ માટે જુવાની ગયા પછી જે કામ કરીએ તે પારકાનાજ ભલા માટેજ થવાં જોઇએ, એજ મારી સલાહ છે. એમ ન સમજવું કે હજી સુધી આપણું પોતાનું કામ તો પૂરૂં થયું નથી ને બીજાનું કામ શી રીતે કરીએ? આપણું કામ તો કદિ પૂરૂં થયું પણ નથી અને થવાનું પણ નથી મનુષ્ય-જીવન એક લાખ વર્ષ પર્યંત લંબાય તો પણ કોઇ એમ નહિ કહે કે હવે મારૂં કામ પૂર્ણ થયું મનુષ્યની સ્વાર્થ-પરાયણતાની સીમા નથી—અંત નથી, માટે ઘડપણ આવે એટલે આપણું કામ પૂરૂં થયું સમજીને પરમાર્થનુંજ કોઇ કાર્ય હાથમાં લેવું એવું મુનિવ્રત તેજ ખરૂં મુનિ-વ્રત, જાતિ, સમાજ, સ્વદેશ અને સ્વધર્મની ઉન્નતિ કરવામાં મદદ કરવી એજ ખરૂં મુનિવ્રત ન કે જંગલમાં જઇને પંચાગ્નિ તાપીને અથવા બીજી અનેક રીતે શરીરને કષ્ટ આપવું સત્ય મુનિવ્રત ગ્રહણ કરો

તમે વખતે એમ કહેશો કે ઘડપણમાં પણ જો આપણે સ્વાર્થનાં અથવા પરમા-ર્થના કામમાંજ મચ્યા રહીએ તો પછી ઇશ્વરસ્મરણ ક્યારે કરવું? પરલોક માટે તૈયારી ક્યારે કરવી? હું એના જવાબમાં એમ કહું છું કે પરલોક માટે તો બાળ-પણથીજ તૈયારી કરતા રહેવું જોઇએ બાળપણથીજ જગદીશ્વરને હૃદયમાં પધરાવવા જોઇએ. જે કાર્ય સર્વ કાર્ય કરતાં શ્રેષ્ઠ છે તે કાર્યને ઘડપણ ઉપર શા સારૂં મુલતવી રાખવું? બાળપણ કિશોરાવસ્થા, યૌવન અને વાર્ધક્ય, સર્વ અવસ્થામાં ઇશ્વરનું ભજન તો કરવુંજ જોઇએ એને માટે કાંઇ ખાસ અવસરનું પ્રયોજન નથી એ કાર્ય કરવામાં—કોઈ પણ બીજું કાર્ય વિઘ્નરૂપ થઈ શકેજ નહિ, એટલુંજ નહિ પણ ઇશ્વર-ભક્તિની સાથે સાથે આપણે જે જે કાર્ય કરીશું તે સર્વ મંગલદાયક, યશસ્કર અને વિશુદ્ધ થશે.

મને એમ લાગે છે કે ઘણાને આ વાત રુચશે નહિ કોઇ એમ પણ કહેશે કે થોડીવાર પર તો સુમનગૌરીના લાવણ્યની વાત કહી અને એટલામાં ઇશ્વરભક્તિનુ પ્રકરણ ક્યાંથી નીકળ્યુ ? હમણાં તો ઘડપણની ઢીંકી વડે 'જગદર્શન' ને માટે ગમરા ખાંડવા માંડ્યા હતા અને એટલામા શિવનુ સ્તવન કરવાનુ ક્યાંથી સૂઝ્યુ ? મારી ભૂલ થઇ હશે એ હુ કબૂલ કરૂ છુ પણ એમ થાય છે ખરૂ, બધા પ્રકારના કાર્ય કરતા કરતાં ઇશ્વરસ્તવન કરવુ સારૂજ છે

ઠીક હોય યા ન હોય પણ ઘડપણનો કશો ઇલાજ નથી. તમારી સુમનગૌરીઓ, પ્રસન્નમનગૌરીઓ, હેમલતાઓ, કનકલતાઓ હવે મારા સામુ જોતી પણ નથી. મારો પડછાયો પડતાં પણ તેમને સુગ આવે છે. તમારા મિલ, કૅન્ટ, સ્પેન્સર, બર્ક હવે મારા મનને તૃપ્તિ આપી શકતા નથી. તમારી ફિલસુફી, સાયન્સ મને કુવા જેવા, આંધળાના શિકાર જેવાં લાગે છે આ વર્ષાના અંધકારમય દિવસમાં, આ કાલરાત્રિના છેલ્લા ચોઘડીઆમા, આ નક્ષત્રહીન અમાવાસ્યાની કાળી ઘટાટોપ રાત્રિએ મારો કોણ બેલી છે ? આ ભવ-નદીના ભાઠાની ગરમ ગરમ રેતીમાં પ્રખર વેગવાળી વૈતરણીના ભયંકર વમળવાળા પ્રવાહમા, આ દુસ્તર સંસારસાગરની પ્રબલ તરંગમાલાના આઘાતમાથી મારૂ રક્ષણ કરનાર કોણ છે ? પવન ઘણા જોરથી, પ્રચંડ વેગથી વાય છે પ્રભો ! ચારે દિશાએ અંધકાર છે. મારી ક્ષુદ્ર હોડી દુષ્કૃત્યના બોજાથી ઘણી ભારે થઇ ગઇ છે મારો કોણ બેલી થશે ? પ્રભો ! તુજ.

આપનો

કમલાકાન્ત ચક્રવર્તી

# पत्र ५ मो-कमलाकान्तनी विदाय

અધિપતિ સાહેબ ! રજા લઉં છુ આજથી લખવુ બંધ કરૂ છુ. આપણે બન્યુ નહિ આપની સાથે સારો મેળ ન બેઠો. આપના વાચકો સાથે સારો મેળ ન બેઠો. આ સંસારની સાથે પણ મારે બન્યુ નહિ. ખુદ મારી સાથે પણ મારે બન્યુ નહિ બસ હવે રામ રામ! હવે કશુએ લખવુ નથી. બેસુરી વાંસળી તે વાગી શકતી હશે ? વાંસળી વાગુ વાગું કરે છે પણ વાગતીજ નથી વાંસળી ફાટી ગઇ છે હે હૃદય-બંશી ! તુ વાગ જોઇએ. એક વાર તો વાગ. હાય! તને એવુજ વાગતા આવડે છે કે ? તને પણ શુ તેજ તાન યાદ આવે છે કે ? તુ પણ એકવાર હતી તેવી નથી રહી અને હુ પણ નથી રહ્યો તારામા સળો પેઠો છે તેમ મારામા પણ પેઠો છે. મારામા એવુ શુ છે કે સળો પેઠો ? તે હુ જાણતો નથી. હવે મારો અસલ સ્વર રહ્યો નથી એટલે શું વગાડુ ? હવે તે રસ રહ્યો નથી એટલે મારૂ સાંભળે પણ કોણ ? હે હૃદય ! એકવાર તો વાગ. આ સંસાર-બહેરો, ધનની ધુનથી ઘેલો બનેલો સંસાર, મૂઢ સંસાર' તેવા સંસારને હુ મારા મનની વાતો શી રીતે

ટહુ'? કહીશ તો સાભળશે પણ કોણ? જ્યારે મારી લખવા જેવી અવસ્થા હતી ત્યારે કેટલાએક સમય પૂર્વે મારૂ દફતર લખ્યુ હતું હવે આ અવસ્થામાં મારી નીરસ વાતો કોણ સાભળશે? હવે કોઈ તે વસત પણ નથી ને આ બેસી ગયેલા ગળાવાળી કોયલનો ટહુકો પણ કોઇ સાભળશે નહિ

સાહેબ! હવે કશુએ કહેવાની જરૂર નથી. હવે વગાડવાની પણ નથી ભાંગીતૂટી વાસળીવડે બેસુરો રાગ કહાડવાની જરૂર નથી આ સમયે મારા હસવા સાથે કોઈ હસશે નહિ. મારા રુદન સાથે કોઇ પોતાનુ રુદન મિલાવશે પણ નહિ જુવાનીમા હસવા રડવામા એક પ્રકારની મોજ હતી તેથી લોકો સાથે સાથે હસતા અને રડતા. હાલ તો હાસ્ય અને રુદન બેઉ ઉપહાસને પાત્ર થાય

હે અધિપતિ–કુલ–શિરોમણિ! આપને હુ સત્ય વાત કહુ છુ કમલાકાતમા હવે અસલનો રસ રહ્યો નથી હવે તે નસીબાણુ પણ નથી તે કસુબાના જલસા પણ નથી તે પ્રસન્ન ગોવાલણ પણ કોણ જાણે કયાય હશે? તેની મગળા ગાય પણ કયા ગઈ હશે? ખરેખર, હુ તે સમયે–એકલો હતો અને આજે પણ એકલો છુ; પણ તે વખતે હુ એકલો છતા એક હજાર જેવો હતો, આજે હુ એકલો અડધા જેવડો છુ. વારૂ, પણ એકલાને આટ આટલાં બધન શાને? જે પક્ષીને પાળી પોષીને ઉછેર્યું હતુ તે કયારનુંએ મરી ગયુ, તેને માટે આજે પણ હુ અશ્રુપાત કરૂ છુ જે પુષ્પને મે વિકસાવ્યુ હતુ તે કયારનુએ સુકાઇ ગયુ છે, તેને માટે પણ આજે હુ રડુ છુ. જે જલબિબ, એક વેળા નદીના પ્રવાહમા સૂર્યનાં ઉજ્જવલ કિરણથી ચમકતું મે જોયું હતું તેને માટે પણ હુ શોક કરૂ છું કમલાકાત સાચા દિલનો સન્યાસી છે તેને આવા બધન શાને? આ દેહ સડી જવા લાગ્યો છે, પણ આ હૃદયના બધન કેમ નથી સડતા? ઘર ભાગી પડ્યુ, પણ આગ હજી હોલવાતી નથી તળાવ સુકાઇ ગયુ છતાં તેના કાદવમા હજીએ કમળ કેમ ઉગે છે? તોફાન થમી ગયુ, પણ સમુદ્રમા હજી તરગાઘાત ચાલુ છે, પુષ્પ કરમાઇ ગયુ પણ સુવાસ હજી ગઇ નથી. સુખ વિલુપ્ત થયું, પણ આશા હજી અમર છે હજી તેની સ્મૃતિ છે જીવન છે પ્રેમ ચાલ્યો ગયો છે, પણ યત્ન હજી ચાલુજ છે પ્રાણ જતો રહ્યો. હવે પિંડદાન શાને જોઇએ? કમલાકાત તો ગયો જે કમલાકાત ચદ્ર સાથે લગ્ન કરતો, કોકિલા સાથે ગીત ગાતો, પુષ્પોને પરણાવતો તે ચાલ્યો ગયો, ત્યારે હવે કસુબાના રગ–પાણી શાને જોઇએ? વાસળી ફાટી ગઇ, હવે સા રી ગ મ શાને? પ્રાણ ગયો, હવે નિશ્વાસ કેવો? સુખ ગયુ, હવે રડવુ શા માટે?

તોપણ હુ અશ્રુપાત કરૂં છુ, જન્મ્યો ત્યારથી રડયો છુ અને મરતાં સુધી રડીશ.

" જીવન મળતા રોયો'તો હું રડુ મરતાં સુધી,
રુદન કરવુ તેમા મારે નથી અઘરૂ જરી,
+ + +
મુજ જિગરની જ્વાલા અતે મને સળગાવશે "

શ્રી અનુગત, સ્વગત, વિગત કમલાકાન્ત ચક્રવર્તી.



# कमलाकांतनी जुबानी

( ખોશનબીસ જુનિયર પ્રણીત )

---

આ આપણા અફીણી કમલાકાંતના ઘણા દિવસથી બિલકુલ સમાચાર મળ્યા ન હતા. ઘણીએ તપાસ ચલાવી. એકાએક હમણા તેમને મે ફોજદારી કચેરીમાં જોયા. મે જોયુ તો એક દરિદ્ર બ્રાહ્મણ ઝાડ તળે તેના ગૂંણીઆને અઢેલીને નાળિયેરની કાચલીના હુક્કામાંથી આંખો મીંચીને તમાકુ પીતો બેઠો હતો. મને થયુ કે ખરેખર આ બ્રાહ્મણે લોભના માર્યા કોઇની અફીણની ડાબલીમાંથી અફીણ ચોર્યું હોવુ જોઇએ. કમલાકાંત બીજા કશાની ચોરી કરેજ નહિ એમની પાસે એક કાળી ડગલીવાળો સિપાઇ ઉભો હતો હુ ત્યાં બહુ વાર ઉભો રહ્યો નહિ, કેમકે વખત છે કમલાકાંતના જામિન થવુ પડે દૂર ઉભો ઉભો તમાસો જોવા લાગ્યો

થોડી વાર પછી કચેરીના સિપાઇએ કમલાકાંતનુ નામ પોકાર્યું, એટલે એક સિપાઈ હાથમાં ડંડો હલાવતો હલાવતો તેમને અદાલતમા લઇ ગયો. હુ પણ પાછળ પાછળ ગયો. ઉભા ઉભાં મે થોડુ ઘણુ સાભળી લીધુ. શો મામલો હતો તે પણ મારા સમજવામા આવી ગયો

અદાલતમા રિવાજ પ્રમાણે એક પ્લાટફોર્મ ઉપર માજીસ્ટ્રેટ સાહેબ બેઠા હતા. તેઓ એક સ્વદેશી ન્યાયમૂર્તિ ધર્માવતાર પુરુષ હતા. તપાસ કરતાં માલમ પડયું કે તેઓ ડેપ્યુટિ કલેકટરની પદવીએ હતા કેસ ગાયની ચોરીને લગતો હતો ફરિયાદી પ્રસન્ન ગોવાલણ હતી

કમલાકાંતને સાક્ષીના પાંજરામાં ઉભા રાખ્યા, એટલે તેઓશ્રી મદમદ હસવા લાગ્યા સિપાઇએ તેમને ધમકાવ્યા, "હસે છે કેમ ?"

કમલાકાંત હાથ જોડીને બોલ્યા, "બાપુ ! મે કોના ખેતરમાંથી અનાજ ચોરી ખાધુ છે કે મને પાંજરામા પૂર્યો છે ?"

સિપાઈ દાદા કંઇ આ વાતમાં સમજ્યા નહિ, એટલે તેમણે દાઢી ખંજવાળી કહ્યુ, "આ મશ્કરી કરવાની જગા નથી. સોગદ ખાઓ "

કમલાકાંતે કહ્યુ—ખવડાવ, ભાઇ, ખવડાવવા હોય તો.

પછી શિરસ્તેદાર તેમને સોગંદ ખવડાવવા આવ્યો. તેણે કહ્યું, " બોલો. હું પરમેશ્વરને પ્રત્યક્ષ જાણીને-"

કમલા —(વિસ્મયથી) શું બોલું ?

સિરસ્ને —સાંભળ્યું નહિ ? ' પરમેશ્વરને પ્રત્યક્ષ જાણીને—

કમલા —પરમેશ્વરને પ્રત્યક્ષ જાણીને ? આપ તો ગજબ કરો છો !

માજીસ્ટ્રેટે જેયું કે સાક્ષી ગડબડ મચાવી મૂકે છે. તેથી તેમણે પૂછ્યું, " શાનો ગજબ ? "

કમલા —પરમેશ્વરને પ્રત્યક્ષ જાણીને-એમ કોણે પરમેશ્વરને પ્રત્યક્ષ જેયો છે ?

માજી —એમ કહેવામાં શી હરકત છે ? સોગંદનામાના ફારમ પર એવું લખ્યું છે

કમલા —આપ સાહેબ સુજ્ઞ ન્યાયાધીશ છો,પણ એક વાત મારે કહેવી પડે છે કે સાક્ષી પૂરતાં પૂરતાં કોઇ વાર એકાદ બે નજીવી અસત્ય વાતો કહેવાઇ જાય તે તો ઠીકજ, પણ આ તો શરૂઆતમાંજ જુઠું બોલવું ? "

માજી:—એમાં જુઠું શાનું ?

કમલાકાન્ત -(સ્વગત) "તમારામાં આટલી બધી બુદ્ધિ ન હોત તો આવી "પદ-વૃદ્ધિ " થાત શાની ? ( પ્રકટ ) ધર્માવતાર ! મને તો એમ લાગે છે કે પરમેશ્વર પ્રત્યક્ષ જેવાય એવા નથી. પછી મારા નેત્રનો દોષ હોય કે ગમે તેમ હોય, પણ આજ સુધીમા કદિ પણ પરમેશ્વરને મે પ્રત્યક્ષ જેયા નથી. કદાચ આપ લોકો કાયદારૂપી ચશ્મા નાકપર ચડાવીને પરમેશ્વરને પ્રત્યક્ષ જેઈ શકતા હશો, પરંતુ જ્યાં સુધી હું પરમેશ્વરને કચેરીના હૉલમાં પ્રત્યક્ષ જેઇ શકતો નથી ત્યાંસુધી હું " પર-મેશ્વરને પ્રત્યક્ષ જાણીને " એમ શી રીતે કહી શકું ? "

ફરિયાદીનો વકીલ ચીડાઇ ગયો તેનો કિંમતી વખત ! મિનિટે મિનિટે રૂપીઓ કમાય ! તે અમલ્ય સમય આ કમઅક્લ સાક્ષી બરબાદ કરતો હતો, તેથી તે તપી જઇને બોલ્યો, " તમારાં આધ્યાત્મિક પ્રવચનો ' પ્રાર્થના સમાજને માટે રહેવા દો તો ઠીક અહી અદાલતમાં તો કાયદાને માન આપીનેજ ચાલવુ પડશે."

કમલાકાંતે તેના તરફ જેયુ અને મૃદુ હાસ્ય કરીને પૂછ્યુ, " આપ વકીલ છો એમ લાગે છે. "

વકીલ:—( હસીને ) કેમ જાણ્યુ ?

કમલા —સહેલાઇથી આપનો સોનાનો અછોડો અને ×શામલા ઉપરથી. ઠીક સાહેબ ! આપને માટે મારા આધ્યાત્મિક ભાષણો નથી. આપ તો અસીલ આવે ત્યારે પરમેશ્વરને પ્રત્યક્ષ દેખતા હશો !

× એક જાતની બંગાળી પાઘડી.

વકીલ એકદમ ગુસ્સે થઇને ઉભા થયા અને માજીસ્ટ્રેટને કહ્યુ, " હું આ સાક્ષીના અપમાનની સામે મારો બચાવ કરવાને નામદાર કૉર્ટનું રક્ષણ માગુ છુ."

માજીસ્ટ્રેટ.—" મી પ્રસન્નારવિંદરામ ! સાહેદ તમારા પોતાના પક્ષનો છે અને તમે તેને રજા આપી શકો એમ છો

હવે જો કમલાકાન્તને રજા આપવામાં આવે તો વકીલ સાહેબનો દાવો રદ જાય, તેથી તેઓ સ્વાર્થ વિચારીને ચૂપ થઇ ગયા. કમલાકાન્ત એમ સમજ્યા કે માજીસ્ટ્રેટ કોઇ વટલેલ છે ખરો આર્ય નથી

પછી માજીસ્ટ્રેટે સાહેદની પ્રકૃતિથી વાકેફ થવાથી સિરસ્તેદારને હુકમ કર્યો " સાહેદ સોગંદ લેવાનો વાંધો લે છે એને ' સીમ્પલ એફર્મેશન ' આપો."

શિરસ્તેદારે કમલાકાન્તને કહ્યુ, " ચાલો એ વાત જવા દો, બોલો, ' હુ પ્રતિજ્ઞા કરૂં છુ ' "

કમલા — શેની પ્રતિજ્ઞા લેવાની તે પહેલેથી કહો તો વધારે સારૂં

શિરસ્તેદારે માજીસ્ટ્રેટ તરફ ફરીને કહ્યુ, " સાહેબ, સાહેદ ઘણો જક્કી છે "

વકીલ સાહેબ પાન ચાવતા ચાવતા બોલ્યા, " વેરી ઑબ્સ્ટ્રક્ટીવ. "

કમલા — ( વકીલને ) શેની પ્રતિજ્ઞા કરવાની છે તે જાણ્યા વગર પ્રતિજ્ઞા કરવી અને કોરા કાગળપર સહી કરવી એ એક બરાબર છે કચેરીની બહાર એમ ચાલતુ હશે પણ કચેરીમાં ચાલે ખરૂ કે ?

વકીલ:—કોરા કાગળપર સહી કરવાનુ તમને કોણ કહે છે ?

કમલા —ત્યારે શાની પ્રતિજ્ઞા કરવાની છે તે પહેલેથી કહેતા કેમ નથી ? "

માજીસ્ટ્રેટે શિરસ્તેદારને કહ્યુ –' એને પહેલેથી પતિજ્ઞાપત્ર વાચી સંભળાવો ગરબડ ન થવા દો. શિરસ્તેદારે વાંચ્યુ, " સાભળો, તમારે કહેવાનું એટલુંજ છે કે હું એવી પ્રતિજ્ઞા લઉં છુ કે હું જે સાક્ષી પુરીશ તે સાચીજ પૂરીશ કશુ પણ છુપાવીશ નહિ, સાચા સિવાય કશુ બોલીશ નહિ. "

કમલા —વાહ ! બહુ મજેની વાત !

શિરસ્તેદાર —કેમ ? કબૂલ છે ?

કમલા — હા બોલો, હુ બોલુ છુ

કમલાકાન્તે પછી વધુ ગડબડ ન મચાવતાં પ્રતિજ્ઞા લીધી પછી તેમને સવાલ પૂછવા માટે વકીલ સાહેબ ઉભા થયા લાલચોળ આંખો કરીને તેમણે કરડાઇથી કહ્યુ.–" હવે તમારે તમારી બદમાસી બતાવવી નહિ. હુ જે પૂછુ તેનોજ ઉત્તર આપવો. બીજી નકામી ગરબડ કરવી નહિ. "

કમલા.—આપ જે પૂછો તેનોજ જવાબ આપવો ? બીજુ કાંઇ નહિ ?

વકીલ —નહિ.

આ ઉપરથી કમલાકાન્તે માજીસ્ટ્રેટને કહ્યુ, "સાહેબ, મને હમણાજ પ્રતિજ્ઞા લેવડાવી કે મારે કશી વાત છુપી રાખવી નહિ સાહેબ, બેઅદબી માફ કરજો આજે મારી શેરીમા એક ભવાઈ થવાની હતી મને ઇચ્છા હતી કે હુ જોવા જાઉ, પણ તે ઇચ્છા અહીયાજ પૂર્ણ થઈ હોય એમ લાગે છે, કારણ કે આ વકીલ સાહેબ ભવૈયાના નાયક જેવા છે અને હું એક ભવૈયો છુ એ જેટલું બોલાવશે તેટલુજ બોલીશ, અને નહિ બોલાવશે તેટલુ આપોઆપ છુપુજ રહેશે, માટે મારી પ્રતિજ્ઞાનો ભગ થાય તે માફ કરજો "

માજીસ્ટ્રેટ —જે કાઇ કહેવાનુ જરૂરનુ લાગે તે વગર પૂછે પણ કહી શકાય

કમલાકાન્તે માજીસ્ટ્રેટને સલામ કરી અને કહ્યુ –" બહુ સારૂ, સાહેબ!" પછી વકીલે તેમને સવાલ કરવા માડયા, "તમારૂ નામ શુ ?"

કમલા —કમલાકાન્ત ચક્રવર્તી.

વકીલ —તમારા બાપનુ નામ શુ ?

કમલા.—કેમ ? મારૂ લગ્ન કરવાનો વિચાર કરો છો કે શુ ?

વકીલ એકદમ તપી ગયા અને કહ્યુ –" સાહેબ આ કૉર્ટનુ અપમાન થાય છે "

કૉર્ટને વકીલની ફજેતી થયેલી જોઇને અસતોષ થયો ન હતો તેથી જવાબ આપ્યો. " એ તમારોજ સાહેદ છે."

આ ઉપરથી વકીલ સાહેબ કમલાકાન્ત તરફ બીજી વાર ફર્યા અને કહ્યુ, "બોલો તમારે તમારા બાપનુ નામ કહેવુજ પડશે. "

કમલાકાન્તે બાપનુ નામ કહ્યુ વકીલે પૂછ્યુ, "તમે કોણ "જાતિ" છો ?"

કમલા —હુ નરજાતિ છુ

વકીલ —તમે કોણ જાતના છો ?

કમલા:—હુ હિદુ છુ.

વકીલ —વર્ણ ?

કમળા —કાળો સાહી જેવો.

વકીલ ચાટ પડી ગયા આવો બાગડ સાક્ષી ! પછી પૂછ્યુ, " તમારે ન્યાત છે કે નહિ ?"

કમલા:—છેસ્તો કોણ ચોરી ગયુ છે ?

માજીસ્ટ્રેટ સાહેબે જોયુ કે વકીલનુ કાઇ વળતુ નથી, તેથી તેમણે કહ્યુ, "હિદુ ઓમા બ્રાહ્મણ, વાણિયા, માછી કોળી, ઢેડ ઇત્યાદિ અનેક નાતો છે તેમાની કઇ નાતના તમે છો ?"

કમલા —સાહેબ, વકીલ સાહેબમા અકલ નથી તેમણે જોયુ હશે કે મારી કોટે જનોઈ છે નામ પણ ચક્રવર્તી છે, એ ઉપરથી એ ન સમજ્યા કે હુ બ્રાહ્મણ છુ ?

માજીસ્ટ્રેટે લખી લીધુ. પછી વકીલે પૂછ્યુ, તમારી ઉમ્મર કેટલી ?

કચેરીમા એક ઘડિયાળ હતું તેના તરફ જોઇને મનમા થોડીવાર હિસાબ ગણીને કમલાકાન્ત બોલ્યા, એકાવન વરસ, બે માસ, ત્રણ દિવસ, ચાર કલાક, પાચમિનિટ—

વકીલ —નૉન્સેન્સ તમને કલાક મિનિટ કોણ પૂછે છે?

કમલા:—હમણા તો પ્રતિજ્ઞા લેવડાવી કે કશુ છુપુ રાખીશ નહિ.

વકીલ:—તમારી મરજી તમને પહોચાવાનુ નથી વારૂ, તમે કયા રહો છો?

કમલા.—મારે મુકામ છેજ નહિ

વકીલ —તમારૂ ઘર કયાં?

કમલા —મારે ઘર તો શુ પણ એક ગોખલો પણ નથી

વકીલ:—ત્યારે કયાં રહો છો?

કમલા —હું ફાવે ત્યાં ફરતો ફરૂ છુ

વકીલ —તોપણ કોઇને ત્યાં તો રહેતા હશો?

કમલા —હા, નસીબાબુ જીવતા હતા ત્યારે તો તેમને ત્યાં રહેતો હતો

વકીલ —હાલ કયાં છો?

કમલા —કચેરીમાં.

વકીલ —કાલે કયા હતા?

કમલા —એક ઘાચીની દુકાને.

માજીસ્ટ્રેટ વચ્ચે બોલી ઉઠયા, "કૉર્ટનો વખત ગુમાવો નહિ હુ લખુ છુ કે એને રહેવાનુ ઠેકાણુ નથી. ચાલો આગળ ચાલવા દો."

વકીલ —તમારો ધધો શો?

કમલા:—વળી મારે ધધો કેવો? હુ વકીલ નથી તેમ વેશ્યા પણ નથી

વકીલ —ત્યારે ખાઓ છો શી રીતે?

કમલા —ભાતમાં દાળ રેડીને હાથવડે કોળીઓ મોમાં મૂકુ છું અને ગળે ઉતારૂ છુ

વકીલ:—એ દાળભાત કયાથી લાવો છો?

કમલા:—ભગવાન આપે છે તો મળે છે નહિ તો કાઇ નહિ

વકીલ —કાંઇ કમાઓ છો?

કમલા:—એક પૈસો પણ નહિ

વકીલ —ત્યારે શુ ચોરી કરો છો?

કમલા:—તેમ કર્યું હોત તો તો ક્યારનોએ આપની પાસે આવ્યો હોત, અને આપને પણ કાંઇ ભાગ મળ્યો હોત

વકીલ એકદમ ગુસ્સે થઇ ગયા અને કૉર્ટને કહ્યુ, "મારે આ સાક્ષીનુ કામ નથી હુ તેને સવાલ પૂછવા માગતો નથી.

પ્રસન્ન ગોવાલણે વકીલના ખભા ઉપર હાથ મૂકયો અને કહ્યુ, નહિ, એની સાક્ષી

બહુ જરૂરની છે એ બ્રાહ્મણ કદી જુઠું બોલતો નથી એ હું જાણું છું. હમેશાં સાચુંજ કહે છે, માટે જો તમારે એને સવાલ ન પૂછવા હોય તો મને પૂછવા દો. વળી એ બ્રાહ્મણને ધંધો કેવો ? આ ઘર પેલું ઘર કરતો ફરે છે. તેને વળી કમાવાનું શું પૂછો છો ?

વકીલે એ ઉપરથી માજીસ્ટ્રેટને કહ્યું, લખો, ધંધો ભિક્ષા

કમલાકાન્તને આથી ગુસ્સો ચડયો. શું કમલાકાન્ત ચક્રવર્તી એક ભિખારી છે ? હું ચોકખું કહું છું, કે મે કોઇની પાસે કોઈ વખત પણ પાઇ સરખીએ માગી નથી

હવે પ્રસનથી રહેવાયું નહિ. તેણે કહ્યું, કેમ મહારાજ ! અફીણ નથી માગતા કે ?

કમલા:—ચલ રે ધમલા ગોવાળની બાયડી ! અફીણ ને પૈસા તે બરાબર ! મે કોઇ દિવસ એક પાઇ સરખી પણ માગી નથી.

માજીસ્ટ્રેટે હસીને પૂછ્યું "ત્યારે કમલાકાન્ત તમારો ધંધો શું લખું ?

કમલાકાન્તે નરમ થઇને જવાબ દીધો, " લખો ધંધો બ્રાહ્મણભોજનનું નિમંત્રણ ગ્રહણ કરવાનો "

બધી કોર્ટ હસી પડી. માજીસ્ટ્રેટે તેના કહ્યા મુજબ લખ્યું.

વળી પાછા વકીલ સાહેબ સવાલ પૂછવા લાગ્યા "તમે ફર્યાદણને ઓળખો છો ? "

કમલા — ના

પ્રસન્ન.— કેમ મહારાજ આજ કેટલાં વર્ષ થયાં મારૂં દૂધ, દહીં ખાઓ છો અને કેમ કહો છો કે નથી ઓળખતો ?

કમલા:—તારા દૂધ દહીંને નથી ઓળખતો એવું મે નથી કહ્યું તારા દૂધને હું સારી પેઠે ઓળખું છું જ્યારે શેર દૂધમાં પોણો શેર પાણી જોઉં છું ત્યારે નક્કી જાણું છું કે આ પ્રસન્ન ગોવાલણનુંજ દૂધ જ્યારે મલાઇ કહાડી લીધેલા દૂધનું દહીં જોઉં છું ત્યારે જાણું છું કે એ પ્રસન્ન ગોવાલણનુંજ દહીં છે. તારાં દૂધ દહીંને હું સારી રીતે ઓળખી શકું છું.

પ્રસન્ન જરા લટકો કરીને બોલી, " મારા દૂધ દહીંને ઓળખો છો અને મને પોતાને નથી ઓળખતા કેમ ? "

કમલા — સ્ત્રીજાતિને ઓળખે એવો કોણ છે ? તેમાં ખાસ કરીને ગોવાલણ માથે દહીંની મટુકી મૂકીને જતી હોય તેને તો કોની માએ સૂંઠ ખાધી છે કે ઓળખી શકે ? "

ત્યાર પછી વકીલ સાહેબે સવાલ પૂછવા શરૂ કર્યા —

" બહુ સારૂં, તમે ફરિયાદણને ઓળખો છો તમારે એની સાથે કેવા પ્રકારનો સબંધ છે ? "

કમલા — વાહ ! ખુબ કરી ! તમારામાં એટલા ગુણ ન હોત તો તમને વકીલ પણ કોણ બનાવત ?

વકીલ.—તમે મારામા શા ગુણ જોયા ?

કમલા:—બ્રાહ્મણનો અને ગોવાલણનો સબધ આપ શોધી રહ્યા છો તે

વકીલ—એવો સબધ શુ હોઇ શકતો નથી ? કોણ જાણે તમે એના પોષ્ય પુત્ર પણ હોઇ શકો.

કમલા—એનો તો નહિ પણ એની ગાયનો તો ખરૂજ

વકીલ—ઠીક ઠીક બહુ સારૂ, તમારે અને ફરીયાદણને સબધ છેજ હવે મારે એ પૂછવાનુ છે કે આ કેસની બાબતમાં તમે શુ જાણો છો ?

કમલા—એટલુ જાણુ છુ કે આ કેસમા તમે વકીલ છો, પ્રસન્ન ફરિયાદણ છે, હુ સાક્ષી છુ અને પેલો ઉભો છે એ આરોપી છે

વકીલ—તે તો ઠીક, પણ ગાયની ચોરી વિષે તમે શુ જાણો છો ?

કમલા.—ગાયની ચોરી તો મારી સાત પેઢીમાં કોઇએ કરી નથી. આપ મને એ કળા શીખવશો ? મને દૂધ દહીની બહુ જરૂર છે

વકીલ:—છટ્ ! હુ એમ પૂછુ છુ કે ગાયને તમે ચોરાતી જોઇ છે ?

કમલા—હા, એક દિવસ જોઇ હતી. નસીબાબુની ગાય એક સાળો મોચી—

વકીલ:—કેવો બણુચક છે ? હુ એમ પૂછુ છુ કે પ્રસન્ન ગોવાલણની ગાય જ્યારે ચોરાઇ તે વખતે તમે હાજર હતા ?

કમલા:—ના, ચોરમા એટલીએ અક્કલ ન હોય કે ચોરી કરતાં પહેલા મને સાક્ષી તરીકે ઉભો રાખ્યા પછીજ ચોરી કરે ! તેમ કર્યું હોત તો આપને પણ સહેલુ પડત અને મને પણ સહેલુ પડત.

પ્રસન્ને જોયુ કે વકીલ સાહેબને પૈસા આપેલા ફોકટ ગયા, તેથી તેણે પોતે કામ ઉપાડી લેવાની હિંમત ચલાવી અને વકીલના કાનમા કહ્યુ "આ બ્રાહ્મણ મુકરદમાને લગતી બધી હકીકતનો સાક્ષી નથી. એ તો માત્ર ગાયનેજ ઓળખે છે"

એટલે વકીલ સાહેબ સમજી ગયા તેણે એકદમ મોટી ગર્જના કરીને પૂછ્યુ "તમે ગાયને ઓળખો છો ?"

કમલા:—(મધુર હાસ્ય કરીને) અહાહા ! કેમ ન ઓળખુ ? નહિ તો આપની સાથે આવુ મિષ્ટ સભાષણ હુ કરીજ કેમ શકત ?

માજીસ્ટ્રેટને લાગ્યુ કે સાક્ષી ઘણી ગરબડ કરે છે, તેથી તેમણે કહ્યુ "એ બધી માથાફોડ જવા દો."

પ્રસન્નની શામલા ગાયને કચેરીના આંગણામાં બાંધી હતી અને તે કચેરીમાં બેઠાં બેઠાં જોઇ શકાય તેવી રીતે ઉભી હતી. તેના તરફ આંગળી કરીને માજીસ્ટ્રેટે પૂછ્યુ "તમે આ ગાયને ઓળખો છો ?"

કમલાકાંતે હાથ જોડીને કહ્યુ "કયી ગાય સાહેબ ?"

માજીસ્ટ્રેટે કહ્યુ "કયી ગાય ? આ તમારી સામે બાંધી છે તે."

કમલા:— આપ એકજ ગાય જુઓ છો પણ મારી નજરે તો ઘણી ગાયો દેખાય છે.

માજીસ્ટ્રેટ જરા ગુસ્સે થયા અને બોલ્યા, "જોતા નથી ? આ શામલા !"

કમલાકાંતે શામલા ગાય તરફ ન જોતાં વકીલ લોકોએ માથે પહેરેલી શામલા નામની પાઘડીઓ તરફ જોઈને કહ્યુ ' આ શામલાઓ પણ ચોરીને આણેલી છે કે ?"

હવે માજીસ્ટ્રેટથી કમલાકાંતની નફટાઇ સહન ન થઇ તેમણે ગુસ્સે થઇને કહ્યુ, "તમે કૉર્ટના કામમા ઘણી અડચણ નાખો છો કૉર્ટનો તિરસ્કાર કરવા માટે તમને પાચ રૂપીઆ દડ કરવામાં આવે છે

કમલાકાતે નીચા વળીને સલામ કરી હાથ જોડીને પૂછ્યુ "સાહેબ, બહુ સારૂ, દડ વસુલ કોણ કરશે ?"

માજીસ્ટ્રેટ — કેમ ?

કમલા —દડ વસુલ કરનારને શી રીતે વસુલ કરવો તે શીખવવુ પડશે.

માજી —શા માટે શીખવવુ પડશે ?

કમલા —આ લોકમા તો મારી પાસેથી દડ વસુલ થાય એમજ નથી, માટે પૂછુ છુ કે જે માણસ દડ વસુલ કરવાનુ માથે લેશે તે મારી સાથે પરલોકમા આવશે કે કેમ ?

માજી:—દડ નહિ આપો તો કેદમાં જવુ પડશે

કમલા —કેટલો વખત કેદમાં જવુ પડશે ?

માજી —દડ નહિ આપવા બદલ એક મહિનો

કમલા —સાહેબ મહેરબાની કરીને એકને બદલે બે મહિના કેદમા ન રહેવા દો ?

માજી —વધારે વખત કેદમાં રહેવાનુ કેમ પસદ કરો છો ?

કમલા —સાહેબ આજનો સમય બહુ ખરાબ છે હમણા હમણા બ્રાહ્મણભોજનના નિમત્રણ ભાગ્યેજ આવે છે, અને જો તુરગમાં બે મહિના સુધી નિત્ય બ્રાહ્મણભોજનની વ્યવસ્થા આપ કરી આપશો તો આ ગરીબ બ્રાહ્મણ આપને આશીર્વાદ દેશે.

આવા બાગડને કેદ કર્યાથી અથવા દડ કર્યાથી કશુ વળનાર નથી એમ જાણી માજીસ્ટ્રેટે હસીને, કહ્યુ જાઓ, હવેથી ધાધલ નહિ કરો અને સાચે સાચુ બોલશો તો હુ દડ માફ કરીશ. બોલો તમે આ ગાયને ઓળખો છો કે નહિ ? આમ કહી માજીસ્ટ્રેટે એક સિપાઇને હુકમ કર્યો કે ગાયની પાસે જઈને સાહેદને ગાય બતલાવો

પછી વકીલે પૂછ્યુ "બોલો તમે આ ગાયને ઓળખો છો ?"

કમલા —તમે પેલી શીગડાવાળી ગાયને વિષે પૂછો છો ?

વકીલ —તમે કયી ગાય સમજ્યા ?

કમલા —હુ સમજ્યો કે શામલાવાળી, ઠીક ચાલો, હા, હું એ શીગડાવાળી ગાયને ઓળખુ છુ.

વકીલ.—એ ગાય કોની છે ?

કમલા:—મારી.

વકીલ:—તમારી ?

કમલા —હા. મારીજ

પ્રસન્ન ગોવાલણનુ મો લેવાઇ ગયુ. વકીલે જોયુ કે કેસ હાથથી ગયો. આ વખતે પ્રસન્ને ચીડવાઈને કહ્યુ "હરામખોર તારી ગાય છે ?"

કમલા —મારી નહિ તો કોની છે ? હું એનું દૂધ પીઉ છુ, દહીં ખાઉ છુ, ઘી માખણુ ખાઉ છુ, એ મારીજ ગાય છે. તું તો એને પાળે છે તેથી શુ તે તારી ગાય થઇ ગઇ '

આ ઉંડી વાતો સમજવા જેટલી વકીલ સાહેબમા અકકલ ન હતી. તેમણે કૉર્ટને કહ્યુ "હુ નામદાર કૉર્ટને અરજ કરૂં છુ કે સાહેદ વિરોધી છે હુ એને ક્રૉસ કરવા માગુ છુ

કમલા:—શુ મને ક્રૉસ કરશો ?

વકીલ —હા કરીશજ.

કમલા —હોડીમાં બેસીને કે પૂલ બાધીને ?

વકીલ —એટલે ?

કમલા —વકીલ સાહેબ તમે બી. એ; એલ, એલ બી નુ પુછડુ મેળવ્યુ તો પણુ હજી હનુમાન નથી થયા, કે કમલાકાત સાગરને ઓળગી જાઓ.

આટલુ કહી કમલાકાતજી ક્રોધથી કપતા કપતા પાંજરાની બહાર આવવા લાગ્યા એક સિપાઇએ તેમને પકડીને પાછા પાજરામા ધકેલી દીધા. બિચારા કમલાકાંત લાચાર, નિશ્ચેષ્ટ થઇને બોલ્યા

કરો બાપલા, ક્રૉસ કરો ! હુ અગાધ સમુદ્ર પડયો છુ જેની ઇચ્છા હોય તે ઝપલાવે **अपामिवाधारमनुत्तरंगम्**-તરગ રહિત સમુદ્ર જેવો હુ બની જઇશ. વકીલ સાહેબ આ પાસિફિક મહાસાગર—તોફાન વગરનો છે આપ બેધડક કુદી પડો.

આ સાંભળી વકીલે કૉર્ટને કહ્યુ નામદાર સાહેબ, આ આસામી ગાડો હોય એમ મને લાગે છે એને ક્રૉસ કરવાની બીલકુલ જરૂર નથી, એ ગાંડો છે એટલે એની જુબાની પણુ નકામી છે એને બહાર જવાની રજા આપશો.

માજીસ્ટ્રેટ પણુ કમલાકાંત હવે જાય એમ ઇચ્છતા હતા, તેનો છુટકારો કરવાનો વિચાર કરતા હતા એટલામા પ્રસન્ન હાથ જોડીને કૉર્ટને વિનતિ કરવા લાગી કે: જો હુકમ હોય તો હુ એને એક બે વાતો પૂછી લઉ. પછી કૉર્ટ ભલે એને જવાની રજા આપે

માજીસ્ટ્રેટે ઘણા કુતૂહલ સાથે રજા આપી. પછી પ્રસન્ને કમલાકાતને પૂછ્યુ, કેમ મહારાજ ! આપનો કસુબો પીવાનો સમય થયો છે કે નહિ ?

કમલા —કસુબાને માટે કદી સમય અસમય કહેવાયજ નાહ. **अजरामरवत्प्राज्ञो विद्यां मद्यां च चिन्तयेत्** ।

પ્રસન્ન:—આ વખત અં-બ કરવાનો નથી બોલો કસુબો પીવો છે કે નહિ ?

કમલા — લાવને, કોણ ના કહે છે ?

"બોલો ત્યારે હુ પૂછુ તેનો ઝટ ઉત્તર આપો, એટલે હમણા લાવી આપીશ."

કમલા —પૂછ, પૂછ વહેલી થા.

પ્રસન્ન — બોલો, આ ગાય કોની છે ?

કમલા —" ગાય ત્રણ જણની છે પહેલી અવસ્થામા ગુરુદેવની, બીજી અવસ્થામા સ્ત્રીજાતિની અને ત્રીજી અવસ્થામા વારસોની અને રસી તોડાવીને નાસી જાય ત્યારે કોઇનીએ નહિ "

પ્રસન્ન.—હુ એમ પૂછુ છુ કે આ શામલા ગાય કોની છે ?

કમલા.—જે તેનુ દૂધ પીએ તેની

પ્રસન્ન —આ ગાય મારી ખરી કે નહિ ?

કમલા —તારી શાની ? તુ કાંદ એના દૂધમાથી એક છાટો પણ ચાખે છે ? તુ તો એનુ દૂધ વેચી મારે છે જો આ ગાય તારી હોય તો મુબઇ બેકના બધા રૂપીઆ પણ મારા મારી બાઇ ! પેલા ચોરને એ ગાય આપી દે બિચારો ગરીબ માણસ દૂધ ખાઈ ને તને આશીર્વાદ દેશે.

માજીસ્ટ્રેટે જોયુ કે બેઉ જણે કચકચાટ કરી મૂક્યો છે કચેરી મચ્છી બજાર જેવી થઇ ગઈ છે તેમણે બેઉને ધમકાવીને ચૂપ કરી દીધા. પછી તેમણે જાતેજ સવાલ કર્યો, " આ ગાયનુ દૂધ પ્રસન્ન વેચે છે ?

કમલા —હાજી.

માજી.—એનાજ ઘરમા એ ગાય રહે છે ?

કમલા:—હાજી,એ ગાય એના ઘરમાં રહે છે અને કોઇ કોઇ વાર હુ પણ રહુ છુ

માજી —એ ગાયને પ્રસન્ન ખવડાવે પીવડાવે છે ?

કમલા —એને અને મને બેઉને ખવડાવે છે.

એટલે ફરિયાદણના વકીલે કહ્યુ, " મારૂ કામ પૂરૂ થયુ છે મારે હવે એને કાઈ પૂછવુ નથી " એમ કહીને તેઓ સાહેબ બેસી ગયા. પછી આરોપીનો વકીલ ઉભો થયો તેમને જોઇને કમલાકાતે પૂછ્યું, " આપ સાહેબ કોણ છો ? "

વકીલ.—હુ આરોપી તરફથી તમને ક્રૉસ કરવા ઉભો થયો છુ

કમલા —એક સાહેબ તો ક્રોસ કરી ગયા. હવે તમે કુમાર બહાદુર ક્રૉસ કરવા આવ્યા !

વકીલ —કુમાર બહાદુર કોણ ?

કમલા —તમે રાજકુમારને નથી ઓળખતા ? ત્રેતા યુગમા પહેલ વહેલો સમુદ્ર ક્રૉસ કર્યો મહાવીર હનુમાનજીએ ! એના પછી ક્રૉસ કરનાર કુમાર બહાદુર અંગદજી

વકીલ:—એ હુ નથી જાણતો. તમે કહ્યુ કે હુ ગાયને ઓળખુ છુ. શી રીતે ઓળખો છો ?

કમલા —કોઇ ગાયને શીંગડાથી, કોઇને શામલાથી

વકીલે તપી જઇ ટેબલ પર હાથ પછાડી ધાટો પાડીને કહ્યું —

"ગાંડપણુ જવા દો બોલો, ગાયને શી નિશાનીથી ઓળખો છો ?"

કમલા —તેના ધાટા ઉપરથી

વકીલ સાહેબ મ્હાત થઇ ગયા. તેઓ (હોપલેસ) કહીને બેસી ગયા, અને કમલાકાતને ક્રૅાસ કરવાનો વિચાર માંડી વાળ્યો કમલાકાતે નમ્રતાથી કહ્યું "કેમ સાહેબ દોરડુ કેમ તોડો છો ?"

માજીસ્ટ્રેટે જોયુ કે વકીલ એને ક્રૅાસ નહિ કરી શકે, એટલે તેમણે કમલાકાતને કચેરીની બહાર જવાની રજા આપી. રજા મળતાજ તે નાઠા અને કચેરીની બહાર નીકળ્યા ત્યારેજ થોભ્યા

હુ પણ મારૂ કામ આટોપીને બહાર આવ્યો જોયુ તો કમલાકાન્ત હાથમા હુક્કો લઇને બેઠા છે તેમની ચારે બાજુએ લોકની ઠઠ જામી છે પ્રસન્ન પણ ત્યા આવી પહોંચી કમલાકાત તેનો તિરસ્કાર કરતા હતા તે બોલ્યા, "તને તારી મગળા ગાયના સમ, તારી દૂધની મટુકીના સમ, તારા દૂધ ને દહીંના સમ, તારી લટકાળી વાળીના સમ, પેલા ચોરને ગાય આપી દે"

મે પૂછ્યુ, "ચક્રવર્તી મહાશય ! એ ચોરને ગાય શામાટે આપે ?"

કમલાકાતે કહ્યુ પ્રાચીન કાળમાં મહારાજા શ્યેનજિતને એક બ્રાહ્મણે કહ્યું હતું કે વાછરડુ ભરવાડ અને ચોર એમાંથી જે ગાયનુ દૂધ પીએ તે તેનો ખરો માલિક બીજો કોઇ ગાય પર દાવો કરે એ ઠગાઇજ કહેવાય (મહાભારત, શાંતિપર્વ ૧૭૪ અધ્યાય) આ તો જાણે ભીષ્મ પિતામહનો હિન્દુ લૉ હવે આ જમાનો યૂરોપખંડના ઇન્ટર નેશનલ લૉનો છે જો તમારે સુધરેલા અને આગળ વધેલા ગણાવુ હોય તો બીજાનુ લૂટી લો ગો શબ્દનો અર્થ ગાય અને જમીન બે થાય છે એમનો ઉપભોગ ચોરજ કરે છે સિકદરથી રણજીતસિંહ સુધીના બધા ચોર એની સાબીતી છે વિજયથી મેળવેલો અધિકાર પણ (રાઇટ ઑફ કૉનકસ્ટવે) એક પ્રકારનો અધિકાર છે તો ચોરીનો અધિકાર (રાઇટ ઑફ થૅફ્ટ) તે શુ અધિકાર નહિ ? માટે હે ગોવાલણ ! તુ કાયદા પ્રમાણે ચાલ ઐતિહાસિક રાજનીતિ પ્રમાણે ચાલ. ચોરને ગાય આપી દે

આટલુ બોલી કમલાકાંત ચાલતા થયા. ખરેખર,તદન કાતરીયુ ગેબ થઇ ગયુ હતું !



# तमे रोज गीतानो पाठ करो छो?

## न करता हो, तो ते शा माटे करवो ते सांभळो.

ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે ' હે અર્જુન ! આપણા આ ધર્મ્ય સંવાદરૂપ ભગવદ્‌ગીતાનું જે કોઈ પઠન કરશે, તેણે જ્ઞાનયજ્ઞથી મારૂ પૂજન કર્યું છે એમ હું સમજીશ."

શ્રીજ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે " વેદોના ત્રણે કાંડ ગીતામાં સ્પષ્ટ કરેલા છે. ( એટલુંજ નહિ પણ ) આ શ્રીમદ્ ભગવદ્‌ગીતા મૂર્તિમાન વેદજ હોઈને ઔદાર્યમાં વેદ કરતાં પણ શ્રેષ્ઠ છે "

સ્વામી રામતીર્થજી કહે છે કે "તેના (મહાન અમેરિકન વિચારક એમરસનના) જાની દોસ્તોના કહેવાથી જણાય છે કે તેના મનપર ગીતા અને ઉપનિષદોની વધારે અસર થઈ હતી."

મહાત્મા ગાંધીજી કહે છે કે " એક વખત મારો અંતકાળ પાસે આવેલો જણાયો, તે વખતે ગીતા મને બહુજ આશ્વાસનરૂપ થઈ હતી "

બંગ સાહિત્યસમ્રાટ્ બંકિમચંદ્ર કહે છે કે –

'જ્યારે મનુષ્યની સઘળી વૃત્તિઓ એકમાત્ર ભક્તિવૃત્તિનેજ અનુસરે, ત્યારેજ ભક્તિનું યોગ્ય સ્ફુરણ થયું ગણાય '

' ગીતાને ધર્મનો સર્વોત્તમ ગ્રંથ માનવામાં આવે છે તેનું એજ કારણ છે કે તેમાં જ્ઞાન, કર્મ અને ભક્તિ ત્રણેને યોગ્ય ન્યાય આપવામાં આવ્યો છે અન્ય કોઈ ગ્રંથમાં આવું સામંજસ્ય નથી ! '

' આવો અપૂર્વ ધર્મ, આવું અપૂર્વ ઐક્ય કેવળ ગીતામાંજ દૃષ્ટિગોચર થાય છે આવી અદ્‌ભુત ધર્મવ્યાખ્યા કોઇ પણ દેશમાં, કોઈ પણ કાળે, કોઈએ કરી હોય એમ મારા જાણવામાં નથી '

' ભક્ત્યાત્મક કર્મયુક્ત સંન્યાસ એજ યથાર્થ સંન્યાસ છે '

' શ્રીમદ્ ભગવદ્‌ગીતાને જગતનો સર્વશ્રેષ્ઠ ધર્મગ્રંથ કહેવામાં આવે છે તેનું કારણ એ છે કે આવો ઉદાર અને ઉત્તમ ભક્તિવાદ જગતમાં બીજે ક્યાંય નથી '

' સ્વધર્મના ગ્રંથોનો ત્યાગ કરીને સૌ પહેલા અંગ્રેજી સાહિત્યનો અભ્યાસ કરવાથી અમારૂ વિશેષ અનિષ્ટ થયું છે '

મહાત્મા થૅારો કહે છે કે " પ્રાચીન યુગની સર્વસ્મરણીય વસ્તુઓમાં ભગવદ્‌ગીતાથી શ્રેષ્ઠ કોઈ પણ વસ્તુ નથી × × × ભગવદ્‌ગીતામાં એટલું ઉત્તમ અને સર્વવ્યાપી જ્ઞાન છે કે તેના લખનાર દેવતાને અગણિત વર્ષ થઇ જવા છતા તેના જેવો બીજો એકે ગ્રંથ હજી સુધી લખાયો નથી × × × ગીતાની સાથે સરખાવતા જગતનું આધુનિક સર્વ જ્ઞાન મને તુચ્છ જણાય છે અને વિચાર કરતા આ ગ્રંથનું મહત્ત્વ મને એટલું બધું જણાય છે કે, કોઇ કોઇ વખત " આ તત્ત્વજ્ઞાન કોઈ જૂદાજ યુગમાં લખાયું હોવું જોઈએ, " એવો વિચાર મારા મનમાં થઈ આવે છે. × × × હું રોજ પ્રાતઃકાળે મારી બુદ્ધિ અને અંતઃકરણને ભગવદ્‌ગીતાના પવિત્ર જળમાં સ્નાન કરાવું છું "

આવી મહા મહિમાવંતી ગીતાનો પાઠ પ્રત્યેક હિંદુસ્તાને હરહમેશ કરવો જોઈએ, કુટુંબમાં તેનું નિત્ય શ્રવણ કરાવવું જોઈએ, તથા સારામાઠા પ્રસંગે અને અમસ્થો પણ ગીતા ગ્રંથ છૂટથી ભેટ આપવો જોઈએ.

# धर्मतत्त्व

बंगसाहित्यसम्राट बाबु बंकिमचंद्रना
जीवनवृत्तांत सहित



# धर्मतत्त्व

## अध्याय १ लो—दुःख एटले शुं?

ગુરુ:—વાચસ્પતિ મહાશયના શુ સમાચાર છે? તેમની વેદના કાંઇ શાંત થઇ કે નહિ?

શિષ્ય—તેઓ તો કાશી તરફ ગયા.

ગુરુ:—પાછા ક્યારે આવશે?

શિષ્ય:—હવે આવે એમ લાગતુ નથી. ઘણુ કરીને કાયમને માટેજ ગયા છે

ગુરુ:—એમ કરવાનુ કારણુ?

શિષ્ય—એવુ તે શુ સુખ છે કે અહીંઆ રહેવાને તેઓ રાજી થાય?

ગુરુ:—તેમને શુ દુ:ખ હતુ?

શિષ્ય—એમને બિચારાને ચોતરફતુ દુ:ખ હતુ દુ:ખમા કાંઇ બાકી નહોતુ એમ કહુ તોપણુ ખોટુ નથી આપ ઘણીવાર કહ્યા કરો છો કે ધર્મમાંજ સુખ છે તોપછી વાચસ્પતિ મહારાજ જેવા પરમ ધાર્મિક મનુષ્યો આવા દુઃખોથી કેમ રીબાતા હશે? જગતમાં વાચસ્પતિ મહાશય જેવા ધાર્મિક મનુષ્ય થોડાજ હશે, છતાં તેમના જેવો દુ:ખી મનુષ્ય પણુ બીજો કોઇ નહિ હોય?

ગુરુ:—તેઓ કાં તો દુ:ખી નહિ હોય અને કાં તો ધાર્મિક નહિ હોય.

શિષ્ય:—તેમને કાંઇ દુ:ખજ નહિ હોય એમ શુ આપ કહેવા માગો છો? વસ્તુત તેઓ એટલા બધા કગાલ અને દરિદ્ર છે કે પૂરૂ ખાવાનુ પણુ મળતુ નથી. તે ઉપરાત શરીર ઉપર પણુ લ્હેણુ નહિ. સર્વદા કાંઇક ને કાંઇક રોગ તો હોયજ! અધુરામા પૂરૂ તેમનુ ઘર પણુ સળગી ગયું! આને જો દુ:ખ ન કહેવાય તો પછી દુ:ખ બીજુ કેવુ હોય?

ગુરુ—ત્યારે તેઓ ધાર્મિક નહિ હોય.

શિષ્ય—એમ કેમ કહેવાય ? શું આપ એમ કહેવા માગો છો કે દારિદ્રય–કંગાળપણું, રોગ અને ઘર બળવું, એ સર્વ અધર્મનાં ફળ છે ?

ગુરુ—હા. હું એમજ કહેવા માગું છું.

શિષ્ય—પૂર્વજન્મના અધર્મનું ફળ ?

ગુરુ—પૂર્વજન્મને વચમાં શામાટે નાખે છે ? આજ જન્મના અધર્મનું ફળ !

શિષ્ય—આપ શું એમ માનો છો કે આ જન્મમાં અધર્મ કર્યો હોય તેના ફળરૂપેજ રોગશોકાદિ પ્રાપ્ત થાય છે ?

ગુરુ—હું જ નહિ, પરંતુ તારે પણ માનવું પડશે વધારે ટાઢ લાગે તો શરદી થાય અને ભારે ભોજન વધારે પ્રમાણમાં લેવાય તો અજીર્ણ થાય તેમ તું નથી માનતો ?

શિષ્ય—ટાઢ લાગવી એ શું અધર્મ છે ?

ગુરુ—બીજા અનેક ધર્મો પૈકી શારીરિક ધર્મ પણ એક ધર્મ છે નુકશાનકારક ટાઢ લાગવા દેવી એ ધર્મથી વિરુદ્ધ છે, અને તેથી તે અધર્મ છે.

શિષ્ય—આપે તો અહિંસા ધર્મને શારીરિક અર્થમાં લઇ લીધો

ગુરુ:—જે શરીરસંબંધી નિયમોથી વિરુદ્ધ હોય તે શારીરિક અધર્મ લેખાય

શિષ્ય:—ત્યારે શું સ્વાભાવિક નિયમોને અનુસરવું એનું નામ ધર્મ, અને એ નિયમોનો ભંગ કરી અવળા ચાલવું તેનું નામ અધર્મ ?

ગુરુ—ધર્મ અને અધર્મને લગતો વિષય એવો છે કે એટલી બધી સરળતાથી તેનો નિર્ણય થઇ શકે નહિ. જો તેમ હોત તો ધર્મતત્ત્વ ભૌતિક પદાર્થવેત્તાઓનાજ હાથમાં રહેવા પામત. એમ છતાં ટાઢ લાગવા સંબંધે ઉપર જે કહ્યું છે તે ખોટું નથી.

શિષ્ય.—ધારો કે એ વાત માની લીધી પણ મારો પ્રશ્ન એજ છે કે વાચસ્પતિ મહાશયનું દારિદ્રય–દુઃખ એ કયા પાપનું ફળ ?

ગુરુ—દારિદ્રય–દુઃખ એટલે શું ? એ વાત પ્રથમ બરાબર સમજી લે. ભલા, તેમને શું દુઃખ હતું ?

શિષ્ય:—પહેલું તો એજ કે પૂરું ખાવાનું પણ તેમને મળતું નહોતું.

ગુરુ—વાચસ્પતિ મહાશયને તે દુઃખ તો નહિજ હોય એમ હું ખાત્રાપૂર્વક કહી શકું છું, કારણ કે જો તેમને ખાવાનુંજ મળતું ન હોત, તો તેઓ ક્યારનાએ મરી ગયા હોત

શિષ્ય—કોઇ વખત માત્ર ભાત કે કોઈ વખત માત્ર જાર ઉપર આખા કુટુંબને નિભાવવું પડે એ શું સુખ ગણાય ?

ગુરુ—શરીરરક્ષામાટે અને પોષણમાટે જો તે પૂરતું ન હોય તો તેને દુખ કહી શકાય શારીરિક અને માનસિક પુષ્ટિને માટે યોગ્ય પ્રમાણમાં અન્ન મળવા છતાં વધારે સારા અન્નમાટે બળાપો કર્યા કરવો, એ ધાર્મિક મનુષ્યનું લક્ષણ નથી. સ્વાદિષ્ટ ખોરાક મેળવવા પાછળ તો પેટભરાઓજ હાય હાય કરે, અને એવા-પોતાનુ પેટજ ભરવાની લાલસાવાળાઓ ધાર્મિક નથી.

શિષ્ય—ફાટયાં-તૂટયાં કપડાં મળે તેનું કેમ ?

ગુરુ:—જે વસ્ત્રોવડે લજ્જાનુ નિવારણ થઇ શકે તેવા વસ્ત્રો મળવાથી ધાર્મિક પુરુષો હમેશાં સતોષજ માને છે. શીતકાળમાં શરદીનુ નિવારણ કરવું એ વસ્ત્રોનો ખાસ ઉદ્દેશ છે, અને તે ઉદ્દેશ ગમે તેવી જાડી-પાતળી કે ફાટી-તૂટી કામળથી પણ સિદ્ધ થઇ શકે છે એવુ એકકે વસ્ત્ર શુ વાચસ્પતિ મહાશયને નથી મળતુ ?

શિષ્ય:—એ તો મળે. પણ બિચારા જીવને પોતાનેજ પાણી ભરવુ પડે, હાથેજ વાસણ માજવા પડે તથા ઘરમાંથી ઝાડુ પણ હાથેજ કાઢવુ પડે એ આપદા શુ ઓછી કહેવાય ?

ગુરુ—શારીરિક પરિશ્રમ કરવો એ ઇશ્વરી નિયમ છે. જે કોઇ મનુષ્ય એવો પરિશ્રમ કરવા નથી ચાહતો તે અધાર્મિક છે. હુ એમ નથી કહેવા માગતો કે ધનનુ કાંઇજ પ્રયોજન નથી. મારા કહેવાનો સારાશ એ છે કે જગતમા જેઓ પોતાને દીન-દુખી અને દરિદ્ર માને છે તે તેઓની પોતાની કુશિક્ષા અને કુવાસનાનુંજ ફળ ભોગવે છે અર્થાત્ અધર્મના સસ્કારોજ તેમને માટે કષ્ટના કારણભૂત બને છે. અનુચિત ભોગ-લાલસાજ અનેકોને માટે દુઃખનું કારણ હોય છે.

શિષ્ય:—ત્યારે શુ જેને માટે દારિદ્રય એ યથાર્થરીતે દુખમય નિવડે એવુ કોઇ પૃથ્વીમા નહિ હોય ?

ગુરુ:—કરોડો છે જેમને શરીરરક્ષા પૂરતાં વસ્ત્રો મળી શકે નહિ, અને રહેવાને માટે આશ્રય પણ મળે નહિ તેઓ ખરેખર દરિદ્ર હોવા ઘટે છે તેમને માટે દારિદ્રય એ દુખના કારણભૂત છે, એમ કહી શકાય

શિષ્ય—ત્યારે એ દારિદ્રયને પણ શુ તેમણે આ જન્મમાજ કરેલા અધર્મના ફળરૂપ લેખાય ?

ગુરુ.×—હાજ તો

× મનુષ્યો જે સુખ-દુખ ભોગવે છે તેમા પોતે કરેલાં કર્મોજ ઘણેખરે અશે કારણભૂત હોય છે, પરતુ તે સિવાય બીજા કારણો પણ હોય છે, એ વિષય બીજા કોઇ સ્થાનમાટે મુલતવી રાખીએ છીએ.

શિષ્ય:—ક્યા અધર્મનુ એ ફળ ?

ગુરુ:—ધન ઉપાર્જન કરવામાટે તેમજ અન્ન–વસ્ત્ર વિગેરે પ્રાપ્ત કરવામાટે જે કેટલીક શારીરિક તથા માનસિક શક્તિઓ આપણામા રહેલી છે તેને જેઓ યથાર્થ રીતે કેળવતા નથી અથવા તો ખીલવતા નથી તેઓ દરિદ્ર રહે એ સ્વાભાવિક છે.

શિષ્ય—હુ ધારૂ છુ કે આપણે આપણી સમસ્ત શારીરિક તથા માનસિક શક્તિઓને કેળવવી તથા ખીલવવી એજ ધર્મ, અને તેનાથી વિરુદ્ધ વર્તવુ એ અધર્મ, એમજ આપ કહેવા માગો છો.

ગુરુ:—હુ કહી ચૂકયો છુ કે ધર્મનો વિષય બીજા સર્વ વિષયો કરતા બહુજ ગહન અને કઠિન છે તે આખો વિષય કાંઇ એક–બે વાતો ઉપરથીજ સમજી શકાય નહિ. છતા માની લે કે મે ધર્મ–અધર્મની જે વ્યાખ્યા કરી તેજ જો સપૂર્ણ હોય તો તેમાં શુ દોષ છે ?

શિષ્ય—એ તો વિલાયતના 'ડૉક્ટ્રીન ઑફ કલ્ચર' (અનુશીલનવાદ) જેવુ થયુ!

ગુરુ.—અનુશીલન વસ્તુ એ કાંઈ વિદેશી નથી હિન્દુધર્મનો સારાશ પણ તેજ છે

શિષ્ય—વાહ ! 'કલ્ચર' શબ્દનો અર્થ દર્શાવે એવો ગુજરાતી ભાષામાં પ્રતિશબ્દજ નથી હુ ધારૂ છુ કે આપણા દેશની કોઈ પણ ભાષામા એના અર્થને સૂચવે એવો કોઇ શબ્દજ નહિ હોય.

ગુરુ:—આપણે ખાલી વાતોજ કરીએ છીએ મૂળ વાતની તો કોઈ તપાસે કરતુ નથી એને લીધેજ આજે આપણી આટલી બધી અધોગતિ થઇ છે આપણામા જે ચાર આશ્રમો કહ્યા છે તેનો હેતુ તુ જાણે છે ?

શિષ્ય:—' સીસ્ટમ ઑફ કલ્ચર ' ? (અનુશીલનવાદ ?)

ગુરુ:—એ તત્ત્વ તમારા મેથ્યુ આરનોલ્ડ જેવા પાશ્ચાત્ય અનુશીલનવાદીઓ પણ સપૂર્ણ રીતે સમજ્યા હોય તે વિષેજ મને તો શક છે સધવાઓની પતિભક્તિ, વિધવાઓનુ બ્રહ્મચર્ય, અને તે સિવાયના સમસ્ત વ્રત–નિયમોમાં માત્ર અનુશીલન તત્ત્વજ એક માત્ર સમાએલુ છે જ્યારે આ તત્ત્વ હુ તને બરાબર સમજાવીશ ત્યારે તારી ખાત્રી થશે કે શ્રીમદ્ ભગવદ્ગીતામા જે પરમ પવિત્ર અમૃતમય ધર્મ પ્રબોધવામા આવ્યો છે તે પણ આ અનુશીલનતત્ત્વ ઉપરજ નિર્ભર રહેલો છે

શિષ્ય—આપની આવી વાતો સાંભળ્યા પછી આપની પાસેથી અનુશીલનતત્ત્વ સબધી કાંઇક સાભળવાની ઇચ્છા થાય છે અનુશીલનવાદ એ કેવળ પાશ્ચાત્ય નાસ્તિકોનોજ મત છે, એમ હુ અત્યાર સુધી માનતો હતો, એટલુજ નહિ પણ કોમ્ટના સિદ્ધાતો અનુશીલનની એક પ્રકારની અનુષ્ઠાનપદ્ધતિ સિવાય બીજુ કઇ સૂચવતા નથી એવીજ મારી માન્યતા હતી.

ગુરુ:—એ તારી વાત ખોટી નથી. વિલાયતી અનુશીલનવાદ નિરીશ્વર હોવાથી

તે અસપૂર્ણ અથવા પરિણામવિનાનો છે, કે પછી તે અસપૂર્ણ અથવા પરિણામ રહિત છે એટલાજ માટે તે નિરીશ્વર છે, એ બેમાંથી શું કહેવું તે હું સમજી શકતો નથી હિન્દુઓ પરમ ભક્ત છે, અને તેથી તેમનો અનુશીલનવાદ જગદીશ્વરના ચરણકમળમાંજ સમાપ્ત થાય છે

શિષ્ય.—સમજ્યો પણ તેનું કારણ ખુલ્લુંજ છે આપણો ઉદ્દેશ મુક્તિ મેળવવાનો હોય છે, જ્યારે વિલાયતી અનુશીલનવાદીઓનો સિદ્ધાંત સુખપ્રાપ્તિનો હોય છે એમજ કે નહિ ?

ગુરુ—સુખ અને મુક્તિને પૃથક્ પૃથક્ શામાટે લેખવા, એનોજ આપણે પ્રથમ વિચાર કરવો જોઈએ મુક્તિ એ શું સુખ નથી ?

શિષ્ય—પ્રથમ તો મુક્તિ એ સુખ નથી–મુક્તિમાં સુખ–દુ:ખ માત્રનો અભાવ હોય છે, એમ કહીએ તોપણ ચાલી શકે બીજી વાત એ કે મુક્તિને એક પ્રકારની સુખયુક્ત અવસ્થા માનો તોપણ માત્ર સુખી થવું એને કાંઈ મુક્તિ કહી શકાય નહિ મીઠાઈના એક બે કડકા ખાવાથી મને સુખ થાય તેથી કાંઈ મને મુક્તિ મળી ગઈ એમ કહી શકાય ?

ગુરુ:—તે વાતને ગોટાળે ચડાવી દીધી સુખ અને મુક્તિ એ બે વાતો તું પહેલાં બરાબર સમજી લે નહિતર અનુશીલનવાદમાં તને બરાબર સમજણ પડશે નહિ આજે હવે વખત નથી સાંજ પડી ગઈ છે ચાલ, જરા આ ફૂલના રોપાઓને પાણી સીંચીએ આવતી કાલે એ વિષે ચર્ચા કરીશું

---

# अध्याय २ जो—सुख एटले शुं ?

શિષ્ય—કાલે આપે કહ્યું હતું કે આપણી શારીરિક અને માનસિક સર્વ શક્તિઓનું બરાબર અનુશીલન ન થાય તો દુ:ખ ભોગવવું પડે એ સ્વાભાવિક છે. મતલબ કે શક્તિઓના અનુશીલનનો અભાવ એજ આપણાં દુ:ખમાં કારણભૂત છે. એમજ ને ?

ગુરુ:—ત્યાર પછી ?

શિષ્ય:—મેં કહ્યું હતું કે વાચસ્પતિ મહાશય દેશત્યાગ કરી ગયા તેનું એક કારણ આ પણ હતું કે તેમનું ઘર અગ્નિ લાગવાથી સળગી ગયું હતું. હવે એ આગ કોની ભૂલથી લાગવા પામી અને કેવી રીતે લાગી તે કોઈના જાણવામાં નથી. છતાં વાચસ્પતિ મહાશયના દોષથી તો નથીજ લાગી, એ વાતની અમને સર્વને ખાત્રી છે. પ્રશ્ન એ છે કે તેમની એવી તે કયી શક્તિનું અનુશીલન નહોતું કે જેથી એ આગ લાગવા પામી ?

ગુરુ:—અનુશીલન એ શુ વસ્તુ છે તે સમજ્યા વિના મારો ઉત્તર તું કેવીરીતે સમજી શકશે ? **સુખ અને દુખ એ બંને માત્ર માનસિક અવસ્થા સિવાય બીજું કશું નથી.** સુખ–દુખ એ કોઈ ખાસ બાહ્ય વસ્તુ નથી અને માનસિક અવસ્થા, એ તો કેવળ અનુશીલનનેજ આધીન હોય છે, એ વાત સ્વીકારવામા પણ તને કાંઇ હરકત નહિ હોય આટલી વાત જો તુ બરાબર સમજી શકશે તો પછી માનસિક શક્તિઓનુ યથાયોગ્ય અનુશીલન થયુ હોય તો ઘરનુ બળવુ પણ દુખ-રૂપ ન લાગે, એ વાત તારા લક્ષ્યમાં આવી જશે

શિષ્ય —અર્થાત્ વૈરાગ્ય હોય તો દુઃખ ન થાય એજ આપને કહેવાનુ છે કે બીજુ કાંઇ ? કેવી ભયકર વાત !

ગુરુ—આજકાલ જેને વૈરાગ્ય કહેવામા આવે છે તેને તારે ભયકર કહેવો હોય તો કહે પરતુ હું તો તે વિષે કશી વાતજ કરવા માગતો નથી

શિષ્ય —તે સિવાય આપને બીજુ કહેવા જેવુજ શુ છે ? આપ તો શુ પણ, સમગ્ર હિદુધર્મનો ઝોક એ દિશામાં છે સાખ્યકાર કહે છે કે ત્રણ પ્રકારના દુખોની નિવૃત્તિ–અત્યત નિવૃત્તિ તેનુ નામજ પરમ પુરુષાર્થ ત્યારબાદ આગળ વધતાં તે કહે છે કે સુખ એટલું બધુ અલ્પ છે કે તેને દુખમાજ ગણી લઇએ તો-પણ ખોટુ નથી મતલબ કે સુખ–દુખનો ત્યાગ કરી જડ–પૂતળા જેવા બના જાઓ એજ એક વાત હિદુધર્મ નિરતર કહ્યા કરે છે. આપનો ગીતાધર્મ પણ તે વિના બીજુ શુ પ્રબોધે છે ! ટાઢ–તડકામાં તથા સુખ–દુખાદિ દ્વદ્વોમા સમાન બુદ્ધિ રાખવી એજ એક વાત ગીતાકારને કહેવાની છે કે બીજુ કાંઇ ? હુ કહુ છુ કે જો સુખથી આપણે સુખી ન બનીએ તો પછી જીવવાની જરૂરજ શુ છે ? સુખનો ત્યાગ કરી દેવો એજ જો ધર્મનો ઉદ્દેશ હોય તો હુ તો એ ધર્મને દૂરથીજ નમસ્કાર કરૂ છુ. આપના અનુશીલનવાદનો પણ જો એવોજ કંઇક ઉદ્દેશ હોય તો હુ તે પણ સાભળવા માગતો નથી.

ગુરુ—એટલા બધા ઉશ્કેરાઈ જવાની જરૂર નથી અમારો અનુશીલનવાદ તને મીઠાઇના એક–બે કકડા ખાવા દેવામા કાંઇ જાતનો વાધો નહિ લે–ઉલટો એ તો મીઠાઇ ખાવાની વિધિજ બતાવશે સાખ્યદર્શનને ધર્મરૂપે સિદ્ધ કરી તેનો સ્વીકાર કરવાનુ હુ તને કદાપિ કહીશ નહિ, એ વાતની ખાત્રી રાખજે શીત–ઉષ્ણ તથા સુખ–દુખના દ્વદ્વોમા તુલ્યબુદ્ધિ રાખવા સબધી જે ઉપદેશ ગીતા વિગેરેમા કહ્યો છે તેનો એવો અર્થ બીલકુલ નથી કે મનુષ્યોએ મુદ્દલ સુખ ભોગવવુજ નહિ. તેનો સાચો અર્થ કરવા જેટલો અત્યારે સમય નથી. તે ગઇ કાલ કહ્યુ હતુ કે વિલા-યતી અનુશીલનનો ઉદ્દેશ સુખ અને ભારતવર્ષીય અનુશીલનનો ઉદ્દેશ મુક્તિ પ્રાપ્ત કરવાનો હોય છે હું તેના ઉત્તરમાં કહુ છુ કે મુક્તિ પણ એ સુખની એક

અવસ્થા વિશેષજ છે સુખની સંપૂર્ણ માત્રા અથવા સુખની છેલ્લી ઉત્કૃષ્ટતા એનુંજ નામ મુક્તિ જો આ વાત ખરી હોય તો પછી ભારતવર્ષીય અનુશીલનનો ઉદ્દેશ પણ સુખજ છે એમ કહીએ તો તેમા શુ દોષ છે ?

શિષ્ય:—અર્થાત્ આ કાળે દુ ખ અને પરકાળે સુખ ?

ગુરુ—નહિ આ કાળે પણ સુખ અને પરકાળે પણ સુખ.

શિષ્ય:—પરંતુ મારા પ્રશ્નનો ઉત્તર ન મળ્યો મારા ધારવા પ્રમાણે જીવ મુક્ત થયા પછી સુખ–દુ ખાદિ દ્વંદ્વોને ઓળંગીને દૂર ચાલ્યો જાય છે અને જો તેમજ હોય તો પછી એવી સુખરહિત અવસ્થાને સુખ કેમ કહી શકાય ?

ગુરુ—તેનો ઉત્તર આપુ તે પહેલાં તારે સુખ એટલે શુ અને મુક્તિ એટલે શુ એ વાત બરાબર સમજી લેવી જોઇએ હમણાં મુક્તિની વાતને એક બાજુ રહેવા દઇને પ્રથમ સુખ એટલે શુ તેજ વાતનો નિર્ણય કરી લે

શિષ્ય:—કહો, ત્યારે

ગુરુ—તે કાલે કહ્યુ હતુ કે મીઠાઇના એક–બે કકડા તને મળે તો તેથી તુ સુખી થાય, પરંતુ શામાટે સુખી થાય, તે કંઈ સમજી શકે છે ?

શિષ્ય—મારી ક્ષુધાની નિવૃત્તિ થાય, તેથી.

ગુરુ:—એક મુઠી અણુામમરા ખાવાથી પણ ભૂખની તો નિવૃત્તિ થઇ શકે તો તેનાથી અને મીઠાઇના એક ટુકડાથી શુ તને સમાન સુખ થશે ?

શિષ્ય—ના, મીઠાઇ ખાવા મળે તો વધારે સુખી થાઉ, એ વાત નક્કી છે

ગુરુ—તેનુ શુ કારણ ?

શિષ્ય—મીઠાઈમા રહેલા પદાર્થો સાથે મનુષ્યોની જીભને એવો કોઇ નિત્ય સબંધ છે કે તેથી તે મિષ્ટ લાગવીજ જોઇએ.

ગુરુઃ—મિષ્ટ લાગે તે તો હુ સમજ્યો પણ મારો પ્રશ્ન એ નથી. હુ એમ પૂછુ છુ કે મીઠાઇ ખાવાથી તને સુખ થાય છે તે શાથી ? મિષ્ટતાથી કાંઇ સર્વને સુખ થતુ નથી તુ એક અસલ વિલાયતી માણસને તારા કંદોઇની મીઠાઇ તારા જેટલી સરળતાથી ખવરાવી નહિ શકે તેમજ તુ પણ રોષ્ટ કે બીફનો એકાદ ટુકડો ખાઇશ તો સુખી નહિ થઇ શકે. " રોબીન્સન ક્રુઝો " નામના ગ્રથમા ફ્રાઇડે નામક જે જગલીનુ વર્ણન છે તે યાદ છે કે ? કહે છે કે તેને કાચુ માસજ ભક્ષણ કરવામા આનદ મળતો જો કોઇ મીઠુ વગેરે નાખીને પકાવેલું માંસ તેને આપતુ તો તેને તે બીલકુલ ગમતુ નહિ. આટલા વૈચિત્ર્યો ઉપરથી તુ સમજી શકશે કે તને મીઠાઇ ખાવાથી જે સુખ થાય છે તે તારી જીભને ઘી–સાકર સાથે અમુક પ્રકારનો નિત્ય સબધ હોવાથી નહિ, પણ તે સિવાય બીજુ કોઇ કારણ છે તુજ કહે કે તે શુ કારણ ?

શિષ્ય—અભ્યાસને લીધે

ગુરુ—અભ્યાસને બદલે અનુશીલન કહે

શિષ્ય—અભ્યાસ અને અનુશીલન એ બન્ને શુ પૃથક્ પૃથક્ છે ?

ગુરુ—એટલાજ માટે તો કહું છુ કે તેને અભ્યાસ કહેવાને બદલે અનુશીલન કહે.

શિષ્ય—એ બેમાં શુ ભેદ છે, તે જરા બતાવશો ?

ગુરુ—અત્યારે તે સમજાવવા જેટલો વખત નથી અનુશીલનનો આખો વિષય જ્યાસુધી તારી બુદ્ધિમા નહિ ઉતરે ત્યાસુધી તેમાંની એકકે વાત તારાથી યથાયોગ્ય સમજી શકાશે નહિ. છતા હાલ તુર્તમા આટલુ કહુછુ કે જે રોજ ક્વીનાઇન ખાય તેને ક્વીનાઇન કેવુ લાગે ?

શિષ્ય:—હુ ધારૂ છુ કે ક્વીનાઈન મિષ્ટ તો નજ લાગે હા, વખત જતાં તેની કડવાશ અસહ્ય ન લાગે.

ગુરુ—એ પ્રકારે સહન થતુ એ અભ્યાસનુ ફળ છે ટુકામા અનુશીલન એ શક્તિને અનુકૂળ હોય છે, અને અભ્યાસ એ શક્તિને પ્રતિકૂળ હોય છે અનુશીલનથી શક્તિઓનો વિકાસ થાય છે, ત્યારે અભ્યાસથી શક્તિઓનો વિકાર થાય છે અનુશીલનથી પરિણામે સુખ પ્રાપ્ત થાય છે, અને અભ્યાસથી પરિણામે સહિષ્ણુતા ( સહનશીલતા ) પ્રાપ્ત થાય છે હવે પેલી મીઠાઇવાળી વાત યાદ કર. ત્યા તારો પ્રયત્ન તારી રસ ચાખવાની સ્વાભાવિક વૃત્તિને અનુકૂળ હોય છે, તેથી તારી તે શક્તિ અનુશીલિત થય છે અને એને લીધે તેમાં તને સુખ લાગે એ પણ તદ્દન બનવા યોગ્ય છે આ રીતે અનુશીલનના બળથી વખત જતાં તને ‘રોષ્ટ’ વિગેરે પાશ્ચાત્ય ખાણામા પણ આનદ મળી શકે બીજા ખાણા–પીણાના સબધમાં પણ તેમજ સમજી લેવું

એ ઉપરાંત બીજી ઇંદ્રિયોના અનુશીલનથી પણ સુખની ઉત્પત્તિ થઇ શકે છે. સગીતના શ્રવણથી જે આનદ થાય છે તે પણ આપણા શરીરની અમુક ઇંદ્રિયના એટલે કે અમુક શારીરિક શક્તિના અનુશીલનથીજ થાય છે યુરોપીય પડિતોએ તેને ‘મસ્કયુલર સેન્સ’ એવું નામ આપ્યુ છે એજ પ્રમાણે બીજી અનેક શારીરિક શક્તિઓ માણસમા રહેલી છે, અને તે સર્વના અનુશીલનથી સુખનો અનુભવ થાય છે

શરીર સબધી વાતને બાજુએ મૂકીને હવે આપણે આગળ વિચાર કરીએ. આપણામા કેટલીક માનસિક શક્તિઓ પણ રહેલી છે, અને તે શક્તિઓના અનુશીલનથી જે ફળ પ્રાપ્ત થાય તેને પણ સુખની પક્તિમાજ મૂકી શકાય. શક્તિઓના અનુશીલનમા ખરૂ જોતા જે સુખ છે, તેવુ સુખ બીજા કશામા નથી. અનુશીલનનો અભાવ એજ દુખ દુખ એ કાંઇ જૂદો પદાર્થ નથી. સમજ્યો કે ?

શિષ્ય—ના પ્રથમ તો શક્તિ એટલે શુ એજ હુ જોઇયે તેવું સમજતો

નથી. ધારો કે દયા એ આપણા મનની એક અવસ્થા છે. તેના અનુશીલનથી સુખ થાય એ પણ હુ સ્વીકારૂ છુ, છતાં "આપણે સર્વેએ દયાશક્તિનુ અનુશીલન કરવુ જોઇએ" એમ કહી શકાય ખરૂ ?

ગુરુ—"શક્તિ" શબ્દમા જરા ગુચવણ જેવુ છે, એ વાત ખરી છે. તેને બદલે તારે બીજો કોઈ શબ્દ મુકવો હોય તો તે સબધે મારે કશો વાધો નથી સૌ પહેલા મૂળ વસ્તુને સમજી લે ત્યાર પછી સમજવાની ખાતર તેને ગમે તે નામ આપીશ તે ચાલ્યુ જશે માણુમને શરીર પણ એક હોય છે અને મન પણ એકજ હોય છે, પરતુ તે એકેક છના પણ તે દરેકમા જૂદા જૂદા પ્રકારની અનેક ક્રિયાઓ જોવામા આવે છે, અને તેથી કરીને તે સર્વ જૂદી જૂદી ક્રિયાઓ કરનારી શક્તિઓને જૂદા જૂદા નામ આપવાં અયોગ્ય નથી એ પ્રત્યેક શક્તિનુ મૂળ વસ્તુત એકજ હોવા છતાં ક્રિયાઓમા તેનું જૂદાપણું સ્પષ્ટ રીતે જોવામા આવે છે. અધ મનુષ્ય જોઇ શકતો નથી, પરતુ સાભળી શકે છે ખરો. બહેરો આણુસ કાને સાંભળી શકતો નથી, પણ જોઇ તો શકે છે ખરો. યાદશક્તિ વિનાનો માણુસ ઘણીવાર સુદર કલ્પના કરનારો સુકવિ હોય છે. વળી કોઇ માણુસ કલ્પના કરવામા બહુ અશક્ત હોય છે, પણ બુદ્ધિમાં બહુ પ્રખર હોય છે કોઈ ઇશ્વરમા ભક્તિશૂન્ય હોય છે, પણ લોકો ઉપર ઘણી દયા રાખનારો હોય છે કેટલાકો નિર્દય હોવા છતાં પણ ઇશ્વિરમાં સહેજસાજ ભક્તિભાવ ધરાવતા હોય છે. મતલબ કે દેહ અને મનની ભિન્ન ભિન્ન શક્તિઓનો સ્વીકાર કરવામા કાંઇ દોષ જેવુ નથી છતા એટલુ પણ અત્ર કહી દેવુ જોઇએ કે સ્નેહ–દયા વિગેરે કેટલીક એવી શક્તિઓ છે કે જેને "શક્તિ" નામ આપવુ યોગ્ય નથી લાગતું, પરતુ તેને બદલે બીજો કયો શબ્દ મુકયો હોય તો ઠીક ?

શિષ્ય:—અગ્રેજી શબ્દ–'ફેકલ્ટી'નો અર્થ અનેક લેખકો વૃત્તિ શબ્દથી કરે છે તે શબ્દનો વ્યવહાર કર્યો હોય તો ?

ગુરુ:—પાતજલ વગેરે દર્શનશાસ્ત્રમા વૃત્તિ શબ્દ છેકજ ભિન્ન અર્થમા વપરાયો છે

શિષ્ય:—પરતુ, આપણી ભાષામાં તે શબ્દનો તેવો અર્થ પ્રચલિત નથી. ઘણેખરે સ્થાને સામાન્ય અર્થમાંજ 'વૃત્તિ' શબ્દને નીભાવી લેવામાં આવે છે.

ગુરુ.—તો પછી 'વૃત્તિ' જ કહે માત્ર સમજવાનુંજ કામ છે ને ? તમે લોકો જ્યારે 'મોરલ્સ' નો અર્થ "નીતિ" અને 'સાયન્સ' નો અર્થ "વિજ્ઞાન" કરો છો તો પછી 'ફેકલ્ટી' નો અર્થ "વૃત્તિ" શબ્દથી કરો તો તેમા કાંઇ ખોટુ નથી અસ્તુ.

શિષ્ય—હવે મારો બીજો એક વાધો આપને જણાવું છુ. આપે કહ્યું હતું કે વૃત્તિના અનુશીલનમા સુખ છે, પરતુ પાણી વિના તૃષાનુ અનુશીલન કરવું એમાં

તો દુ:ખનોજ અનુભવ થાય છે

ગુરુ:—એક વાત બરાબર લક્ષમા રાખજે કે, વૃત્તિના અનુશીલનનુ ફળ સૌથી પ્રથમ સ્ફુર્તિરૂપે પ્રકટ થવુ જોઇએ અને છેવટે તૃપ્તિની અવસ્થામાં સમાપ્ત થવુ જોઇએ ધારેલી વસ્તુની પ્રાપ્તિ થવાથી જે સુખ થાય, તે એ પરિતૃપ્તિનુજ સુખ લેખાય ઉક્ત સ્ફુર્તિ તથા પરિતૃપ્તિ એ બન્ને સુખને માટે આવશ્યક છે

શિષ્ય:—એનેજ જો સુખ કહેતા હો તો હુ ધારૂ છુ કે એ પ્રકારનુ સુખ પ્રાપ્ત કરવુ એ મનુષ્યોનો પવિત્ર ઉદ્દેશ નજ હોવો જોઇએ કેમકે વિષયી માણસ પોતાની વિષયી વૃત્તિઓના અનુશીલનથી પરિતૃપ્તિનુ સુખ પ્રાપ્ત કરી શકે છે એવુ સુખ પ્રાપ્ત કરવાનો દરેકે ઉદ્દેશ રાખવો એ શુ ઠીક ગણાય ?

ગુરુ:—નહિજ, કારણ કે તેથી ઇંદ્રિયવૃત્તિઓ એટલી બધી પ્રબળ થઇ જાય કે માનસિક વૃત્તિઓ દબાઇજ જાય અને ધીમે ધીમે વિલુપ્ત પણ થઇ જાય એટલા માટે દરેક મનુષ્યે એક સ્થૂળ નિયમ પાળવો જોઇએ અને તેનુ નામ છે 'સામજસ્ય'! અર્થાત્ જ્યારે જેટલી જરૂર હોય તેટલેજ અંશે વૃત્તિઓને પરિતૃપ્ત કરવી અને તેને ભેકાવી દેવા જેટલી હદે ન લઇ જતા યોગ્ય પ્રમાણુમાંજ શાંત કરવી, તેનુજ નામ 'સામજસ્ય' નુ પાલન ઇંદ્રિયવૃત્તિઓનો સર્વથા વિલોપ કરી નાખવો એ સિદ્ધાંત ધર્મને અનુકૂળ નથી. તેમનુ સામજસ્ય સાચવવુ, અર્થાત્ ઇન્દ્રિયોને યોગ્ય પ્રમાણુમાંજ અંકુશમા રાખવી અને યોગ્ય પ્રમાણુમાંજ તૃપ્ત કરવી એજ પણ ધર્મનો સિદ્ધાંત છે વિલોપમા અને સયમમાં મહાન ભેદ રહેલો છે, પણ એ વાત હવે પછી સમજાવીશ હાલ તુર્તમાં તો આ એક સ્થૂળ વાતનેજ સમજી લે કે વૃત્તિઓના અનુશીલન સમયે એક બીજી વૃત્તિ સાથેનુ તેમનુ પરસ્પરનુ સામજસ્ય બરાબર સચવાવુ જોઇએ. આ સામજસ્ય એટલે શુ ? એ વાત હુ તને હવે પછી સમજાવીશ. અત્યારે તો આપણે સુખના ઉપાદાન સબધીજ થોડોક વિચાર કરીશુ.

પ્રથમ—શારીરિક અને માનસિક વૃત્તિઓનુ અનુશીલન એ સુખના હેતુભૂત છે એમ કહેવાની જરૂર નથી. અનુશીલનદ્વારા પ્રકટતી સ્ફુર્ત્તિ, તે સમયની અવસ્થાને માટે ઉપયોગી પ્રયોજનસિદ્ધ અને છેવટે પરિણતિ એ પણ સુખમાં કારણભૂતજ છે

બીજુ:—તે સર્વ વૃત્તિઓનુ પરસ્પર ઉપયોગી સામજસ્ય

ત્રીજુ:—કાર્યસાધનદ્વારા ઉક્ત વૃત્તિઓની પરિતૃપ્તિ

મે ઉપર કહ્યુ તે સિવાય બીજી કોઇ જાતનુ સુખ હોય એમ સભવતુ નથી. યોગીઓને યોગદ્વારા જે સુખ મળે છે તે સુખ પણ ઉપલા નિયમોમા આવી જાય છે, એ વાત હુ તને બીજે કોઇ પ્રસગે સમજાવીશ. તે સુખનો અભાવ એજ

દુ:ખ× વાચસ્પતિ મહાશયનું ઘર સળગી ગયું અને તેથી તેમને જે દુ:ખ થયું તથા એમના કરતાં પણ વધારે કમનસીબ માણસને પુત્રમૃત્યુથી જે દુ:ખ થાય તે પણ ઉક્ત નિયમમાંજ આવી જાય છે, એ વિષે હું તને બીજે કોઈ પ્રસંગે સમજણ પાડીશ મારે જે કાંઈ કહેવાનું છે તે તું બરાબર લક્ષપૂર્વક સાંભળશે તો તો મારા કહ્યા વિના પણ તું સમજી જઈશ

શિષ્ય—ધારો કે એ તો સમજી ગયો તથાપિ મૂળ વાત તો રહીજ ગઈ આપણે જે વાત ચાલતી હતી તે એજ હતી કે વાચસ્પતિ મહાશય પોતે ધાર્મિક વ્યક્તિ છે, છતાં દુ:ખી છે. આપે કહ્યું હતું કે જે મનુષ્ય દુ:ખી હોય તે ધાર્મિક હોય નહિ. આપે આપની વાત સિદ્ધ કરવા સુખ એટલે શું એ વાત સમજાવી, અને સુખની સાથે દુ:ખ શું એ સમજાયું અસ્તુ આટલી વાત ઉપરથી હું જે કાંઈ સમજી શક્યો છું તે માત્ર એટલુંજ કે વાચસ્પતિ મહાશય વસ્તુત દુ:ખી નહોતા અથવા તેમને દુ:ખી ગણવામાં આવે તોપણ તેઓ પોતાનાજ દોષથી અર્થાત્ પોતાની શારીરિક અને માનસિક વૃત્તિઓનું અનુશીલન બરાબર રીતે ન કરી શક્યા તેથીજ દુ:ખી થયા, પરંતુ એથી કરીને તેઓ અધાર્મિક છે એમ તો કહી શકાય નહિ. આપના અનુશીલન તત્ત્વ સાથે ધર્મને શું સંબંધ છે તે કાંઈ બુદ્ધિમાં ઉતરતું નથી. અનુશીલન એજ ધર્મ, તે સિવાય વધુ કાંઈ મને સમજાયું નથી

ગુરુ:—અત્યારે તો એટલું પણ બસ છે જો કે તે સિવાય બીજી એક ગંભીર વાત પણ સમજવા યોગ્ય છે, કારણ કે જ્યાંસુધી એ વાત તારા સમજવામાં નહિ આવે ત્યાંસુધી અનુશીલનની સાથે ધર્મને શું સંબંધ છે, એ વિષય તું બરાબર સમજી શકશે નહિ. પરંતુ એ વિષયસંબંધી ચર્ચા સૌ પછી કરીશું કારણ કે અનુશીલન એટલે શું એજ વાત તારે પ્રથમ તો સમજવાની જરૂર છે. જ્યાંસુધી તે સમજાય નહિ ત્યાંસુધી વધારે કહેવું નિરર્થક થાય તેમ છે.

શિષ્ય:—અનુશીલનને વળી ધર્મ સાથે સંબંધ ? બહુ નવાઈ જેવી વાત છે !

ગુરુ:—નવાઈ જેવું તેમાં કશુંજ નથી પ્રાચીન શાસ્ત્રોનું કહેલુંજ માત્ર સમજાવું છું.

---

# અધ્યાય ૪ જો—ધર્મ એટલે શું ?

શિષ્ય:—અનુશીલનને ધર્મ કેવી રીતે કહી શકાય એ મારાથી સમજાતું નથી. અનુશીલનનું ફળ તો સુખરૂપે મળે છે પણ શું ધર્મનું ફળ પણ સુખ હોય ?

× કર્મના ફળાફળ સંબંધી વાતને એક બાજુએ મૂકી દઈનેજ આ વાત ચર્ચવી પડે છે, કારણ કે તેમ કરવા જતાં આ વિષય બહુ ગુંચવણભર્યો થઈ પડવાનો ભય રહે છે.

ગુરુ—નહિ તો ધર્મનું ફળ શું દુઃખરૂપ હોત ? જો તેમ હોત તો હું પોતે જગતના સર્વ મનુષ્યોને ધર્મનો પરિત્યાગ કરવાનીજ ભલામણ કરત.

શિષ્ય.—ધર્મનું ફળ પરકાળે સુખ હોઇ શકે, પરન્તુ આ કાળે પણ શું સુખ મળવે ?

ગુરુ—ત્યારે અત્યાર સુધી મેં શું સમજાવ્યું ? ધર્મનું ફળ આ કાળે તો સુખ છેજ, પરંતુ જો પરકાળ હોય તો પરકાળે પણ સુખજ હોય. 'ધર્મ' એજ સુખનો એક માત્ર અદ્વિતીય ઉપાય છે આ કાળે કે પરકાળે ધર્મ સિવાય સુખનો બીજો એકે ઉપાય નથી.

શિષ્ય:—તથાપિ કાંઇ સમાધાન થતું નથી આપણે જેને ક્રિશ્ચિયન ધર્મ, બૌદ્ધ ધર્મ અને વૈષ્ણવધર્મ કહીએ છીએ તેને બદલે તેમને ક્રિશ્ચિયન અનુશીલન, બૌદ્ધ અનુશીલન અને વૈષ્ણવ અનુશીલન એમ કહી શકાય ખરૂં ?

ગુરુ—ધર્મ શબ્દનો અર્થજ તે અહીંઆ તો ઉલટાવી નાખ્યો. ધર્મ શબ્દ વિવિધ અર્થોમાં વપરાય છે. પણ આપણે તે સર્વ અર્થો સાથે આજે કંઇ સંબંધ નથી + તે અત્યારે ધર્મ શબ્દનો જે અર્થ કર્યો તે અંગ્રેજી 'રીલીજીઅન' શબ્દનો તરજુમો માત્ર છે અને એ શબ્દ વિદેશી હોઇ તેમાં આપણો દેશીય ભાવ નથી

+ધર્મ શબ્દના આધુનિક વ્યવહારથી ઉદ્ભવેલા કેટલાક ભિન્ન ભિન્ન અર્થો તેના અંગ્રેજી પ્રતિશબ્દદ્વારા બંકિમ બાબુના "ધર્મજિજ્ઞાસા" ગ્રંથમાંથી નીચે આપ્યા છે

૧ અંગ્રેજીમાં જેને 'રિલિજીઅન' કહે છે, તેને આપણે ધર્મ કહીએ છીએ જેમકે—'હિંદુધર્મ,' 'બૌદ્ધધર્મ' અને 'ખ્રિસ્તીધર્મ' ૨ જેને 'મૉરેલીટી' કહે છે, તેને પણ આપણે ધર્મ કહીએ છીએ જેમકે અમુક કાર્ય 'ધર્મ-વિરુદ્ધ' 'માનવધર્મશાસ્ત્ર' 'ધર્મસૂત્ર' ઇત્યાદિ વળી, 'નીતિ,' આ શબ્દ પણ 'ધર્મ' શબ્દને ઠેકાણે કેટલીકવાર વપરાય છે ૩ 'ધર્મ' શબ્દથી 'વરચ્યુ'નો બોધ પણ થાય છે 'વરચ્યુ' એટલે સદાચાર. વળી આપણે કહીએ છીએ કે અમુક વ્યક્તિ 'ધાર્મિક' છે અને અમુક વ્યક્તિ 'અધાર્મિક' છે અહીં અધર્મને અંગ્રેજીમાં 'વાઇસ' કહે છે ૪ રિલિજીઅન અથવા નીતિને અનુકૂળ જે કાર્ય, તેને પણ ધર્મ કહે છે, અને તેનાથી વિપરીતને અધર્મ કહે છે જેમકે—'દાન પરમ ધર્મ છે.' 'અહિંસા પરમધર્મ છે' 'ગુરુનિંદા મહાન્ અધર્મ છે' આનેજ સર્વ કોઇ પાપ પુણ્ય પણ કહે છે અંગ્રેજીમાં આ અધર્મનું નામ 'સીન' કહેવામાં આવે છે એકજ વાતમાં પુણ્ય શબ્દનો વ્યવહાર પણ અનેક નામથી થાય છે ૫ ધર્મ શબ્દવડે ગુણનો પણ બોધ થાય છે જેમકે 'લોહચુંબકનો ધર્મ લોહાકર્ષણ છે' બીજા અર્થમાં અધર્મનો પણ ધર્મ શબ્દથી વ્યવહાર કરવામાં આવે છે જેમકે 'પરનિંદા ક્ષુદ્ર ચિત્તવાળાઓનો ધર્મ છે' ભગવાન મનુએ પણ તે આ અર્થમાંજ પાખંડ ધર્મની વાત લખેલી છે જેમકે—" हिंस्राहिंस्रे मृदुक्रूरे धर्माधर्मा-

શિષ્ય:—ત્યારે 'રીલીજીઅન' એટલે શું? તેજ સમજાવો

ગુરુ—"રીલીજીઅન" શબ્દ પાશ્ચાત્ય છતા ત્યાના પડિતો પણ તેનો વિવિધ અર્થોમા વ્યવહાર કરે છે અને તેના અર્થ સબધે એકમત નથી *

---

ऋतानृते । यद्यस्य सोऽदधात् सर्गे तत्तस्य स्वयमाविशेत् ॥ અર્થાત્-સૃષ્ટિમા હિસક અને અહિસક, મૃદુ અને ક્રૂર, ધર્મ અને અધર્મ, સત્ય અને અસત્ય, આમાનાં જે કોઇ કર્મ જે જે પુરુષ કરે છે તે તે કર્મો પોતાની મેળે તે તે કર્તામા પ્રવેશ કરે છે વળી પણ "पाखण्डगणधर्मांश्च शास्त्रेऽस्मिन्नुक्तवान्मनु।" ભગવાન્ મનુએ આ શાસ્ત્રમા પાખડીઓના ધર્મ-ગુણ-સ્વભાવો-કહેલા છે ૬ ધર્મ શબ્દ ક્યારેક ક્યારેક આચરણ અથવા વ્યવહારના અર્થમાં પણ વપરાય છે ભગવાન્ મનુએ આજ અર્થમા કહ્યુ છે કે—

'देशधर्मान् जातिधर्मान् कुलधर्मांश्च शाश्वतान् ।'

ધર્મશબ્દના આ છ અર્થ થતા હોઇને આપણા લોકો તેના ઉપયોગમા બહુજ અવ્યવસ્થા કરી દે છે. તેઓ ધર્મ શબ્દનો એક અર્થમાં ઉપયોગ કરીને બીજી ક્ષણેજ તેનો બીજા અર્થમા ઉપયોગ કરે છે, અને તેથી પોતાના સિદ્ધાતમાથી ચ્યુત થાય છે. આ પ્રમાણે અનિયમિત પ્રયોગો કરાતા હોવાથી ધર્મસબધી કોઇ પણ તત્ત્વની સુદર રીતે મીમાંસા થઈ શકતી નથી એ અવ્યવસ્થા આજ નવીન નથી જે ગ્રથોને હિદુશાસ્ત્રના નામથી કહેવામા આવે છે તેમા પણ એ અવ્યવસ્થા મોટા પ્રમાણમાં છે મનુ સહિતાના પ્રથમાધ્યાયના છેલ્લા છ શ્લોકો આના ઉત્તમ ઉદાહરણરૂપ છે ધર્મ શબ્દનો ક્યારેક રિલિજીઅનના અર્થમા, ક્યારેક નીતિના અર્થમા, ક્યારેક સદ્‌ગુણના અર્થમા, ક્યારેક અવગુણના અર્થમા અને ક્યારેક પુણ્યકર્મના અર્થમાં પ્રયોગ થવાથી નીતિનુ લક્ષણ રિલિજીઅનમાં અને રિલિજીઅનનુ લક્ષણ નીતિમા, સદ્‌ગુણનુ લક્ષણ કર્મમા અને કર્મનું લક્ષણ સદ્‌ગુણમા આવી જવાને લીધે એક મહાન્ અવ્યવસ્થા ઉભી થાય છે તેનુ એ પરિણામ આવ્યુ છે કે ધર્મ (રિલિજીઅન) ગૌણધર્મોથી મિશ્રિત, નીતિ ભ્રાંતિયુક્ત, અભ્યાસ કઠિન અને પુષ્કળ દુ:ખજનક થઇ પડેલ છે. હિદુધર્મની અને હિદુ નીતિની આધુનિક અવનતિ અને ધર્મનીતિપ્રતિ આધુનિક અનાસ્થાનું મહાન્ કારણ ઉપર વર્ણવેલી અવ્યવસ્થા પણ છે

* ગુરુ—રીલીજીઅન શુ છે?

શિષ્ય.—તે તો જાણીતી વાત છે. પારલૌકિક વ્યવહારમા વિશ્વાસ?

ગુરુ—પ્રાચીન યહૂદીઓ પરલોકને માનતા નહિ. તો યહૂદીઓનો પ્રાચીન ધર્મ તે શુ ધર્મ નહિ?

શિષ્ય:—ત્યારે દેવદેવીમા વિશ્વાસ?

ગુરુ.—ઇસ્લામ, ખ્રિસ્તી અને યહૂદી આદિ ધર્મમાં દેવી નથી. તે સર્વ ધર્મોમાં

શિષ્ય —પરતુ એ "રીલીજીઅન" શબ્દમાં કોઈ નિત્ય વસ્તુ નથી સમાઇ જતી કે જે દરેક ધર્મમાં મળી આવે ‘

ગુરુ —છે, પરતુ તે નિત્ય પદાર્થને રીલીજીઅન શબ્દથી સબોધવાની કશી જરૂર નથી તેને આપણે ધર્મ શબ્દથીજ વ્યવહરીશુ તો તે યોગ્ય થઈ પડશે

શિષ્ય —તે કેવી રીતે ?

---

દેવ પણ એક ઇશ્વરજ છે, તો તેથી શુ તે સઘળા ધર્મો નહિ ‘

શિષ્ય —ત્યારે શુ ઈશ્વરમાં વિશ્વાસ એજ ધર્મ ?

ગુરુ —એવા અનેક સુદર ધર્મો છે કે જેઓ ઈશ્વરને પણ માનતા નથી ઋગ્વેદસહિતાના અત્યત પ્રાચીન મત્રોની સમલોચના કરતાં સમજી શકાય છે કે તે મત્રોની રચનાના કાળમાં અનેક દેવદેવીઓ મનાતાં હતાં, પરતુ તે વેળા ઈશ્વરને માનતા નહોતા. વિશ્વકર્મા, પ્રજાપતિ, બ્રહ્મ, ઇત્યાદિ ઈશ્વરવાચક શબ્દો ઋગ્વેદના તે પ્રાચીન મત્રોમા નથી, પણ જે મત્રો પ્રાચીન મત્રોની અપેક્ષાએ આધુનિક કહી શકાય તેમાજ છે. પ્રાચીન સાખ્યો પણ અનીશ્વરવાદી હતા અને તે છતાં પણ તેઓ ધર્મહીન નહોતા, કેમકે તેઓ કર્મોનાં ફલને માનતા હતા, અને નિશ્રેયસ્‌ને પણ ઇચ્છતા હતા. બૌદ્ધધર્મ પણ નિરીશ્વરવાદી છે. આથી ઈશ્વરવાદ એજ ધર્મનુ લક્ષણ છે એમ કેમ કહી શકાય? માટે તારા કહેવા પ્રમાણે તો કાઇ સ્પષ્ટીકરણ થતુ નથી.

શિષ્ય —ત્યારે પાશ્ચાત્ય તાર્કિકોની ભાષાનુ અવલબન કરીને કહુ છુ કે ‘લોકાતીત ચૈતન્યમા વિશ્વાસ એજ ધર્મ.’

ગુરુ:—અર્થાત્ તારા કહેવા પ્રમાણે તો ‘સુપરનેચરાલિઝમ’–કુદરતથી અતીતપણુ –થયુ, પરંતુ તેનો સ્વીકાર કરતા તુ ક્યા આવી પહોચ્યો તે જો. પ્રેતતત્ત્વજ્ઞોના મપ્રદાયસિવાય આધુનિક વિજ્ઞાનવેત્તાઓના મતમાં ‘લોકાતીત ચૈતન્ય’નુ કાઇ પણ પ્રમાણ નથી, આમ તારી રીતે તો ધર્મ પણ નથી અને ધર્મનું પ્રયોજન પણ નથી મારી માન્યતા પ્રમાણે તો હુ ‘રિલિજીઅન’ને ધર્મ કહુ છુ.

શિષ્ય —ત્યારે તે રીતે પણ વિજ્ઞાનવેત્તાઓમા પણ ધર્મ તો છેજ. જેમકે — " રિલિજીઅન ઓફ્ હ્યુમેનિટિ–માનવધર્મ"

ગુરુ —તો પછી ‘લોકાતીત ચૈતન્યમાં વિશ્વાસ’ એ ધર્મ નહિ.

શિષ્ય —ત્યારે આપજ કહો કે ધર્મ કોને કહેવો ?

ગુરુ —પ્રશ્ન અત્યત પ્રાચીન છે " **अथातो धर्मजिज्ञासा** " એ પૂર્વમીમાંસાદર્શનનુ પ્રથમ સૂત્ર છે. આ પ્રશ્નનો ઉત્તર આપવા માટેજ મીમાંસાદર્શનની પ્રવૃત્તિ છે તેનો સર્વગ્રાહ્ય ઉત્તર અદ્યાપિપર્યત મળી શક્યો નથી, હુ પણ તેનો યથાર્થ ઉત્તર આપવા માટે સમર્થ થઇશ એવો સભવ નથી, તોપણ પ્રાચીન પડિતોનો અભિપ્રાય તને સભળાવી શકીશ. પ્રથમ મીમાસાકારનો ઉત્તર સાંભળો. તેમણે કહ્યુ

ગુરુઃ—સમસ્ત મનુષ્યજાતિને માટે અર્થાત્ ક્રિશ્ચિયનો-બૌદ્ધો-હિન્દુઓ અને મુસલમાનો એ સર્વને માટે જે ધર્મ હોય તેજ 'ધર્મ' નામને યોગ્ય છે

શિષ્ય:—એવો સમસ્ત મનુષ્યજાતિમાટેનો ધર્મ કેવી રીતે ઓળખી શકાય ?

ગુરુ—મનુષ્યનો ધર્મ શું એ એકજ વાતનો વિચાર કરવાથી સમસ્ત મનુષ્યજાતિને માટે ધર્મનો નિર્ણય થઇ શકે તેમ છે

શિષ્ય:—મારી જીજ્ઞાસા પણ એજ છે કે મનુષ્યનો ધર્મ શુ હોઇ શકે ?

ગુરુ:—એનો ઉત્તર તદ્દન સરળ અને બુદ્ધિમા ઉતરી શકે તેવો છે. જેના અસ્તિત્વથી મનુષ્ય "મનુષ્ય" નામને યોગ્ય બને અને જેના અસ્તિત્વના અભાવે મનુષ્ય

છે કે–' **नोदना लक्षणो धर्मः**" નોદના એટલે ક્રિયામાં પ્રવૃત્તિ કરાવનારૂ વાક્ય. એ પ્રમાણે લક્ષણ માનવામાં તો વિરોધ નથી, પરતુ જ્યારે તદુપરાંત કહેવામા આવેલુ છે કે " **नोदना प्रवर्तको वेदविधिरूपः**" આમ 'વેદવિધિરૂપ' એવુ વિશેષણ આવવાથી મને મોટો સશય ઉપજે છે કે તુ એને ધર્મ માનીને સ્વીકારીશ કે નહિ

શિષ્ય:—એ પ્રમાણે તો હુ ક્યારેય ન સ્વીકારૂ જો તેમ સ્વીકાર કરૂ તો જેટલા ભિન્ન ભિન્ન ગ્રથો છે તેટલા સઘળા ધર્મ માનવા પડે ખ્રિસ્તીઓ કહેશે - 'બાઇબલે કહેલો વિધિ તે ધર્મ' મુસલમાનો પણ એ પ્રમાણે 'કુરાનમા કહેલો વિધિ તે ધર્મ' એમ કહેશે ધર્મની પદ્ધતિ ભલે ભિન્ન ભિન્ન હો, પરતુ ધર્મ એ એકજ વસ્તુ નથી શુ ? ધર્મ એટલે 'રિલિજીઅન' અને તે એક સર્વ સાધારણ વસ્તુ નહિ ?

ગુરુ—હા એક સપ્રદાયનો એવો પણ મત છે 'લૌગાક્ષિભાસ્કર' આદિ આચાર્યોએ કહ્યુ છે કે–" **वेदप्रतिपाद्यप्रयोजनवदर्थो धर्मः** " ( વેદવડે પ્રતિપાદન કરવા યોગ્ય પ્રયોજનવાળો વિષય તે ધર્મ. ) આ સર્વ વાતનુ પરિણામ એ આવેલુ છે કે ધર્મ શબ્દવડે યોગાદિ અને સદાચારનોજ બોધ થાય છે જેમ મહાભારતમા કહ્યુ છે કે–

" **श्रद्धाकर्म तपश्चैव सत्यमक्रोध एव च ।**
**स्वेषु दारेषु संतोष शौचं विद्यानसूयिता ॥**
**आत्मज्ञानं तितिक्षा च धर्मः साधारणो नृप ॥**

અર્થાત્ હે રાજન્ ! શ્રદ્ધા, કર્મ અને તપ, તથા સત્ય અને અક્રોધ, પોતાની સ્ત્રીમાં સતોષ, પવિત્રતા, વિદ્યા, ઇર્ષ્યાનો અભાવ, આત્મજ્ઞાન અને તિતિક્ષા–સહનશીલતા–આ સર્વ નિશ્ચય સાધારણ ધર્મરૂપ છે.

અથવા કેટલાક કહે છે કે " **द्रव्यक्रियागुणादीनां धर्मत्वं** । ( દ્રવ્ય, ક્રિયા અને ગુણ આદિનું ધર્મપણુ છે. ) કોઇ કહે છે કે " અદૃષ્ટ વિશેષ તે ધર્મ. " પરિણામે આર્યોનો સાધારણ અભિપ્રાય એવો છે કે ' વેદ અથવા લોકાચારમાં જે

"મનુષ્ય" નામને માટે અયોગ્ય લેખાય, તેનુજ નામ મનુષ્યનો ધર્મ.

સમત હોય તે ધર્મ. ' જેમ વિશ્વામિત્ર ઋષિએ કહ્યુ છે કેઃ—

यमार्याः क्रियमाणं हि शंसन्त्यागमवेदिनः ।
स धर्मो यं विगर्हन्ति तमधर्मं प्रचक्षते ॥

વેદવેત્તા આર્ય પુરુષો જે કાર્યની પ્રશસા કરે છે તે ધર્મ અને જેની નિંદા કરે છે તે અધર્મ કહેવાય છે

પરતુ હિદુશાસ્ત્રોમા પણ ભિન્ન ભિન્ન મતો નથી એમ નથી

" द्वे विद्ये वेदितव्ये इति ह स्म यद्ब्रह्मविदो वदन्ति परा चैवापरा च ॥"

અર્થાત્ પ્રસિદ્ધ બ્રહ્મવેત્તા પુરુષો પરા અને અપરા એમ બે વિદ્યા જાણવાયોગ્ય છે એમ કહે છે. આ અને આવા અર્થવાળી બીજી શ્રુતિઓપરથી સૂચિત થાયછે કે વૈદિક જ્ઞાન અને તેને અનુસરતા યાગાદિક નિકૃષ્ટ ધર્મ છે, અને બ્રહ્મજ્ઞાનજ પરમશ્રેષ્ઠ—ધર્મ છે ભગવદ્ગીતાનુ સ્થૂલ તાત્પર્ય કર્માત્મક વૈદિકાદિ અનુષ્ઠાનોની નિકૃષ્ટતા કહેવામા છે, અને ગીતામા કહેલ સૂક્ષ્મ ધર્મની ઉત્કૃષ્ટતા કહેવામા સૂક્ષ્મ તાત્પર્ય છે. હિદુધર્મમાં વિશેષે કરીને એક એવો પરમ રમણીય ધર્મ પ્રાપ્ત થાય છે કે જે સાધારણરીતે પૂર્વોક્ત મીમાંસા અને તેમાં કહેલ હિદુધર્મવાદનો વિરોધી છે આ ધર્મ ગીતા,મહાભારત અને ભાગવતમા સર્વત્ર જોવામાં આવે છે તેના વક્તા શ્રીકૃષ્ણ છે, એટલા માટેજ હિદુશાસ્ત્રમા કહેલા ઉત્કૃષ્ટતર ધર્મને આપણે શ્રીકૃષ્ણોક્ત ધર્મ કહીએ છીએ મહાભારતના કર્ણ પર્વમાથી એક વાકય લઇને એનુ ઉદાહરણ આપવામા આવે છે

કેટલાક શ્રુતિઓને ધર્મની બાબતમાં પ્રમાણરૂપે કહે છે, તેમાં હુ દોષનો આરોપ કરતો નથી, પરતુ શ્રુતિમા પણ સમસ્ત ધર્મતત્ત્વ કહેલુ નથી, અને એટલા માટે કેટલેક સ્થળે અનુમાનદ્વારાજ ધર્મનો નિર્દેશ કરવો પડે છે 'પ્રાણીઓની ઉત્પત્તિને નિમિત્તેજ ધર્મનો નિર્દેશ કરવામા આવે છે. ' ' અહિસાયુક્ત કાર્ય કરવામાં આવે એટલે ધર્માચરણ કર્યું કહેવાય છે' 'હિસા કરનારાઓની હિસાના નિવારણ માટેજ ધર્મની રચના થયેલી છે ' ' ધર્મ પ્રાણીઓને ધારણ કરે છે માટેજ તેનુ નામ ધર્મ છે. ' ' જેવડે પ્રાણીઓની રક્ષા થાય તેનુ નામ ધર્મ છે ' એમ શ્રીકૃષ્ણના વચન છે આ પછી વન પર્વમાથી ધર્મવ્યાધે કરેલી ધર્મની વ્યાખ્યા આ પ્રમાણે છે. "જેનાથી સર્વ ભૂતોનુ હિત થાય તેજ સત્ય, સત્યજ શ્રેયપ્રાપ્તિ માટે અદ્વિતીય ઉપાયરૂપ છે સત્યના પ્રભાવવડેજ યથાર્થ જ્ઞાન થય છે અને તેથીજ યથાથ હિત સધાય છે. " અહિ સત્ય શબ્દનો ધર્મના અર્થમાજ વ્યવહાર થયો છે

શિષ્ય —આ દેશના લોકોએ ધર્મની જે વ્યાખ્યા કરી છે, તે નીતિની અથવા પુણ્યની વ્યાખ્યા છે, તો 'રિલિજીઅન'ની વ્યાખ્યા શી ?

શિષ્ય:—તેનુ ખાસ નામ શુ ? કાઇક જૂદુ નામ તો હશેજ ને ?
ગુરુ—હા તેનું નામ 'મનુષ્યત્વ'

# अध्याय ४ थो- मनुष्यत्व एटले शुं ?

શિષ્ય—કાલે આપે કહ્યુ હતુ કે જેના અસ્તિત્વથી મનુષ્ય "મનુષ્ય"ના નામને યોગ્ય લેખાય અને જેના અભાવે મનુષ્ય "મનુષ્ય" નામને યોગ્ય ન

ગુરુ—'રિલીજીઅન' શબ્દવડે જે વિષયનો બોધ થાય છે, તે વિષયના ઉપર આપણા દેશના લોકોની સ્વતંત્રતા કયારેય થતી નથી આપણા મનમા જે વિષયનો વિચાર સરખોય આવતો નથી, તેને આપણે આપણા કયા પરિચિત શબ્દવડે કહી શકીએ'

× × × × ×

× × × × ×

તને ધર્મની જેટલી વ્યાખ્યાઓ સભળાવી તે સર્વમાં હિંદુધર્મની વ્યાખ્યા સર્વોત્કૃષ્ટ છે, અને જો એ વ્યાખ્યા યથાર્થ હોય તો હુ કહુ છુ કે સર્વ ધર્મોમા હિંદુધર્મ શ્રેષ્ઠ ધર્મ છે.

શિષ્ય—પ્રથમ તો ધર્મ શુ છે એ હુ સમજી શકુ, તોજ પછી હિંદુધર્મને સમજું. આ સર્વ પંડિતોએ કરેલી ધર્મની વ્યાખ્યા સાભળીને મને તો એમ લાગે છે કે 'મે સાત કાનવાળો હાથી જોયો.'

ગુરુ—તારૂં કહેવું ખરૂ છે એવો કયો મનુષ્ય જન્મ્યો છે કે જેણે ધર્મનુ પૂર્ણ સ્વરૂપ અનુભવ્યુ હોય ' જેમ સમસ્ત વિશ્વને કોઇ મનુષ્ય પોતાની આંખે જોઈ શકતો નથી, તેમ સમગ્ર ધર્મને કોઇ પણ મનુષ્ય અનુભવી શકતો નથી અન્યની વાત તો બાજુએ મૂકીએ, પણ બુદ્ધદેવ, ઇસુખ્રિસ્ત, મહમદ અથવા ચૈતન્ય દેવ એમાના કોઇ પણ ધર્મના પૂર્ણ સ્વરૂપને અનુભવી શકયા હતા, એમ હુ સ્વીકાર કરી શકતો નથી હા, અન્ય મનુષ્યો કરતાં તો તેમણે સારી રીતે અનુભવ કર્યો હતો, પણ સંપૂર્ણ તો નહોતા અનુભવી શકયા જો મનુષ્યદેહ ધારણ કરીને ધર્મના પૂર્ણ સ્વરૂપને કોઇએ પણ હૃદયમાં અનુભવ્યુ હોય અને મનુષ્યલોકમાં તેનો પ્રચાર કરી શકયા હોય, તો તે શ્રીમદ્ ભગવદ્ગીતાના કર્તાજ. ભગવદ્ગીતાના વચનો ઈશ્વરાવતાર શ્રીકૃષ્ણનાં છે કે કોઇ મનુષ્યનાં છે તે હુ જાણતો નથી, પરંતુ કોઈ પણ સ્થળે જો ધર્મનું સંપૂર્ણ સ્વરૂપ વ્યક્ત અને વિશેષ સ્પષ્ટ થઇ શકયું હોય તો તે શ્રીમદ્ભગવદ્ગીતામાંજ થયું છે.

(બંકિમકૃત "ધર્મજિજ્ઞાસા" માંથી)

લેખાય, તેનુંજ નામ મનુષ્યનો ધર્મ. આ સિદ્ધાંત સમજવામાં કાંઇક કઠિન જણાય છે, કારણ કે સહુ કોઇ જાણે છે કે મનુષ્યે જન્મ લીધો ત્યારથીજ તે મનુષ્ય ગણાય, અને તે મૃત્યુ પામ્યો એટલે મનુષ્ય નામને યોગ્ય નહિ રહેતાં રાખ કે ધૂળનો ઢગલો બની રહે છે એટલા માટે એમ કહેવામાં આવે કે જ્યાંસુધી જીવન હોય ત્યાંસુધીજ મનુષ્ય "મનુષ્ય" છે અને જીવન ચાલ્યુ ગયુ એટલે મનુષ્ય "મનુષ્ય" મટી જાય છે, તો તેમાં શુ ભૂલ છે ? આપનો ઉદ્દેશ એથી બીજો છે કે શુ ?

ગુરુ—સ્તનપાન કરનાર એક નાના બાળકમા પણ જીવન તો છે. તેને શુ મનુષ્ય કહેવાય ?

શિષ્ય—કેમ નહિ ? માત્ર વય નાની એટલુજ. ભલે તેને નાનો મનુષ્ય કહો.

ગુરુ:—મનુષ્યો જે જે કાર્યો કરી શકે તે તે કાર્યો શુ તે બાળક કરી શકે ?

શિષ્ય:—એક મનુષ્ય પણ મનુષ્યજાતિના સમસ્ત કાર્યો પોતે એકલો ક્યાં કરી શકે છે ? અનેક માણસો ભારે વજનના બોજાઓ ઉચકી જાય છે, અનેક મનુષ્યોએ મહાન સમરાંગણોમા વિજય પ્રાપ્ત કર્યો છે, અને અનેક મનુષ્યો કીંગ લીયર અથવા કુમારસભવ જેવાં અદ્દભુત નાટકો લખી અમર કીર્તિ પ્રાપ્ત કરી ગયા છે. આપ પોતે પણ મનુષ્ય છો, પરંતુ શુ આપ એ સર્વ કાર્યો કરી શકવા સમર્થ છો ? અથવા બીજા એવા કોઈ મનુષ્યનુ નામ આપી શકશો કે જે પોતે એકલો ઉક્ત સર્વ કાર્યો કરી શકે ?

ગુરુ:—હુ ન કરી શકુ તેમજ એવા કોઇ મનુષ્યનુ નામ પણ અત્યારે આપી શકુ તેમ નથી કે જે પોતે એ સર્વ કાર્યો કરી શકતો હોય. છતાં એક મનુષ્ય કે જેણે ઉક્ત સઘળાં કાર્યો એક કાળે કર્યા હોય એવો કોઇ મનુષ્ય જન્મ્યોજ નથી, એમ માનવાને તો હું કોઇ રીતે તૈયાર નથી. તેમજ હવે પછી એવો કોઇ મનુષ્ય નહિ જન્મે એમ પણ માની શકતો નથી

શિષ્ય:—મનુષ્યથી બનવા યોગ્ય સર્વ કાર્યો એક મનુષ્યથી બની શકતાં હોય તો કેમ કોઇ એવાં કાર્યો કરતું જોવામાં આવતું નથી ?

ગુરુ—પોતાની શક્તિઓની ખીલવણી સપૂર્ણ રીતે કોઇ કરતુ નથી, તેટલાજ માટે એવી શક્તિવાળા પુરુષો જોવામા આવતા નથી.

શિષ્ય—પણ મૂળ વાત તો રહીજ ગઇ કયી વસ્તુના અસ્તિત્વથી મનુષ્ય "મનુષ્ય" નામને યોગ્ય લેખાય એનો તો કશો ખુલાસો થયોજ નહિ. શુ આપ એમ કહેવા માગો છો કે પોતાની શક્તિઓની ખીલવણી થાય અર્થાત્ શક્તિઓનુ અનુશીલન થાય તોજ મનુષ્યત્વ પ્રાપ્ત કરી શકાય ? જો એમજ હોય તો જગલી માણસો કે જેમની એકે શક્તિ ખીલી નથી તેમને મનુષ્યનુ નામ આપી શકાય કે નહિ ?

ગુરુ—જેની કોઇ પણ શક્તિ ખીલી ન હોય (અનુશીલિત થઇ ન હોય) એવો

કોઇ જંગલી માણસ તું જોઇ શકશે નહિ ઘણા જૂના વખતમાં પણ મનુષ્યોની અમુક શક્તિઓ વિકાસ પામ્યા વિના રહેતી નહિ જો તેમ ન હોય તો તેઓ પથ્થરની છરીઓ વિગેરે કેવી રીતે બનાવી શકે? હવે પ્રશ્ન એ છે કે તેમને મનુષ્ય કહી શકાય કે નહિ? આ પ્રશ્નનો યથાર્થ ઉત્તર મેળવતા પહેલાં વૃક્ષત્વ એટલે શું એ વાત બરાબર સમજી લે. અહીઆં તુ એક ઘાસનુ તૃણ જુએ છે અને સામે એક વડવૃક્ષ જુએ છે તે બન્નેને તુ એકજાતીય કહી શકશે કે નહિ?

શિષ્ય—હા, એક રીતે તેઓ બન્ને એકજાતીય તો ખરાંજ, કારણ કે બન્ને વનસ્પતિની જાતના છે

ગુરુ—પણ બન્નેને વૃક્ષ કહી શકાય?

શિષ્યઃ—ના. વૃક્ષ તો વડનેજ કહી શકાય આ તો તૃણમાત્ર છે

ગુરુઃ—એવો ભેદ શામાટે?

શિષ્યઃ—ફળ-ફૂલ-શાખા-પાન-વગેરેને લઇને વડ 'વૃક્ષ'ના નામને યોગ્ય છે તૃણમા એ સર્વ વિભાગો નથી એટલે તેને વૃક્ષ કહી-શકાય નહિ

ગુરુઃ—ઘાસમાં પણ એ સર્વ છે. અલબત્ત, તે બહુ ક્ષુદ્ર છે તેથી તેની શાખા –ગાંઠ કે ફળ-ફૂલ તને દૃષ્ટિગોચર થતા નથી મતલબ કે તે અપરિણત એટલે સૂક્ષ્મ અવસ્થામા છે. તારાજ કહેવા પ્રમાણે જો ઘાસને વૃક્ષ ન કહેવાય તો પછી જે મનુષ્યની સઘળી વૃત્તિઓ અનુશીલિત ન થઇ હોય અને જે ખીલ્યા વિનાની અવસ્થામાં પડી રહી હોય, તેને મનુષ્ય કેમ કહેવાય? ઘાસ જેમ વનસ્પતિ તરીકે એકજાતીય છે, તેવીજ રીતે જંગલી મનુષ્યોને પણ એકજાતીય કહી શકાય ખરાં, પણ દરેક વનસ્પતિમાથી જેમ વૃક્ષત્વ હોઇ શકતુ નથી તેવીજ રીતે મનુષ્યોનો ધર્મ જે મનુષ્યત્વ તે જેનામાં ન હોય તેને મનુષ્ય કહી શકાય નહિ.

શિષ્યઃ—વંશ અથવા બીજને કારણભૂત લેખીએ તો?

ગુરુઃ—તે વિષય હમણાં એક બાજુએ રહેવા દે જે વાત સરળ અને ગોટાળા વગરની છે તેજ પ્રથમ સમજી લે. ત્યારપછી વંશ અને બીજ વિગેરેની કડાકૂટમા પડવુ હોય તો પડજે વૃક્ષત્વનું ઉદાહરણ ભૂલીશ નહિ, કારણ કે સમજવાને માટે તે બહુ ઉપયોગી છે. અહીઆ જે વાંસ જુએ છે તેને વૃક્ષ કહીશ કે નહિ?

શિષ્ય—મારા ધારવા પ્રમાણે તેને પણ વૃક્ષ તો કહી શકાય નહિ. અલબત્ત, તેને ગાંઠો, શાખા અને પલ્લવ વિગેરે તો છે, પણ ફળફૂલ કયાં? તેનામાં સંપૂર્ણ ખીલવણી (પરિણતિ) થઇ નથી, માટે તેને વૃક્ષ કહી શકાય નહિ.

ગુરુઃ—તને ખબર નથી. પચાસ-સાઠ વર્ષ પછી તેને પણ એક વખત ફળ-ફૂલ આવે છે. તેને જે ફળ આવે છે તે કેટલેક અંશે ચોખાને મળતા આવે છે.

શિષ્યઃ—તો પછી વાંસને પણ વૃક્ષ કહેવામાં હરકત નથી.

ગુરુ:—નહિ. તેમ છતા પણ વાંસ તૃણમાંજ લેખાય છે. તુ એક ઘાસનું તૃણ પાસે રાખીને વાંસની સાથે મુકાબલો કરી જો. બંને મુકાબલામાં સરખા જણાય છે તેથીજ વનસ્પતિશાસ્ત્રના પંડિતોએ વાસને તૃણની શ્રેણીમાં મૂક્યો છે આ ઉપરથી તુ જોઇ શકશે કે તૃણ જેવા પદાર્થોમા પણ એક માત્ર સ્ફૂર્તિના ગુણને લઇને કેટલો બધો ભેદ પડી જાય છે? ઘાસ જેમ તૃણ છે તેમ વાસ પણ તૃણ છે છતાં સ્ફુર્તિગુણને લીધે વાસને વૃક્ષ માનવાનુ મન થઇ જાય છે. તોપણ એક વાત લક્ષમા રાખજે કે વાંસની સપૂર્ણ ખીલવણી, અથવા જેને સર્વાંગીન પરિણતિ કહે છે તે વાસમાં થઇ નથી. જે અવસ્થામા મનુષ્યની સર્વાંગીન પરિણતિ ( વિકાસ ) સપૂર્ણ થાય તે અવસ્થાને હુ 'મનુષ્યત્વ' કહુ છુ.

શિષ્ય:—ઉકત પરિણતિને ધર્મની સાથે શુ સબધ છે?

ગુરુ:—વનસ્પતિની પરિણતિ કિવા ઉત્કર્ષ કેટલેક અશે પ્રયત્નસાધ્ય હોય છે સાધારણ રીતે જેને આપણે ખેતી કહીએ છીએ તે ખેતી કોઇ જગ્યાએ મનુષ્યોદ્વારા થાય છે તો કોઇ જગ્યાએ કુદરતદ્વારા (કુદરતી રીતે) થાય છે. એક સામાન્ય ઉદાહરણ આપુ તને કોઈ દેવતા આવીને એમ કહે કે –" વૃક્ષ અને ઘાસને એક સાથે હુ પૃથ્વીમા રાખવા માગતો નથી. માટે તુ કહે તો સર્વ વૃક્ષોનો નાશ કરુ અને કહે તો સર્વ ઘાસનો નાશ કરૂ. માટે બોલ તને શુ પસદ છે?" તો તુ તેનો શુ જવાબ દે? વૃક્ષનુ રક્ષણ કરવાની પ્રાર્થના કરે કે ઘાસનુ રક્ષણ કરવાની પ્રાર્થના કરે?

શિષ્ય:—વૃક્ષનેજ રાખવાનુ કહુ તેમા પૂછવા જેવુ જ શુ? ઘાસ ન રહે તો કદાચ ગાય–ભેસ વિગેરેને કષ્ટ ખમવુ પડે, પરતુ વૃક્ષ ન હોય તો પછી જાત જાતના ફળો–મેવાઓ વિગેર કયાંથી મળે? ફળ–ફૂલના અભાવે મનુષ્યોને કેટલુ બધુ કષ્ટ થાય?

ગુરુ:—મૂર્ખ! તૃણજાતિ જગત્મા ન રહે તો અન્નના અભાવે સૌને મરવુ પડે તેની કાઇ ખબર પડે છે? ધાન પણ તૃણજાતીયજ છે. ખેતી કરવાથી તૃણમા પણ કેવી જીવનદાયિની શકિત આવવા પામે છે, તેનો કાઇ ખ્યાલ કરી શકે છે? અત્યારે જે વસ્તુઓ તને મિષ્ટ અને મધુર લાગે છે તે વસ્તુઓ એક કાળે ઘણીજ કડવી અને સ્વાદરહિત હતી, એમ વનસ્પતિશાસ્ત્રના વિદ્વાનો સિદ્ધ કરે છે કૃષિ વિગેરેથી એજ વસ્તુઓ આજે મિષ્ટ અને ખાવાયોગ્ય બનવા પામી છે ખેતીથી જેમ વનસ્પતિમા ઉત્કૃષ્ટતા આવે છે તેવીજ રીતે મનુષ્યો પોતાની વૃત્તિઓના અનુશીલનથી ઉન્નત અથવા યથાર્થ મનુષ્ય બની શકે છે. અગ્રેજીમા તો ખેતીને અને અનુશીલનને ઉભયને 'કલ્ચર' એવુજ નામ આપવામા આવે છે. એટલાજ માટે કહેવામાં આવ્યુ છે કે 'ધી સબ્સ્ટન્સ ઑાફ રીલીજીયન ઇઝ કલ્ચર' અર્થાત્ માનવવૃત્તિનો ઉત્કર્ષ એનુજ નામ ધર્મ.

શિષ્ય:—તે ગમે તેમ હો, પણ મુળ વાતનો તો કશોજ ખુલાસો થયો નહિ. મનુષ્યોની

સર્વાંગીન પરિણતિ કોને કહેવાય ?

ગુરુ:—એક નાનકડા અંકુરનું પરિણામ અથવા વિકાસ કે ઉત્કર્ષ, તેજ મહાન વૃક્ષરૂપે દૃષ્ટિગોચર થાય છે, પરંતુ એજ અંકુરને જો તું તેની પ્રાથમિક દશામાં ઉપરથી માટી ખસેડીને જુએ તો તને તે લગભગ અદૃશ્ય જેવો કિંવા અત્યંત ક્ષુદ્ર જેવો લાગ્યા વિના નહિ રહે. વખત જતાં એ ક્ષુદ્ર અંકુરજ મહાન ઘટાદાર ગંભીર વૃક્ષમાં પરિણત થાય છે. બેશક, તેને માટે ખેતી–પાણી–ખાતર વિગેરે તો જોઇએજ સરસ માટી, યોગ્ય પ્રમાણમાં પાણી અને નિયમિત સૂર્યનો તાપ, વિગેરે જો એ અંકુરને ન મળે તો અંકુર કોઈ કાળે પરિણત–ઉન્નત અવસ્થાએ પ્હોંચી શકે નહિ, એટલુંજ નહિ પણ જે તત્ત્વોથી વનસ્પતિને પોષણ મળે એવાં તત્ત્વોવાળું ખાતર પણ આપણે તેને પૂરૂં પાડવું જોઇએ, અને પશુ કે માણસો નુકશાન ન કરે તેને માટે આસપાસ વાડ પણ બાંધી લેવી જોઇએ. આ પ્રકારની જો સરસ-ભાળ લેવામાં આવે તોજ તે નાનકડો અંકુર વખત જતાં મહાન વૃક્ષરૂપે પરિણમે. એવીજ રીતે મનુષ્યોના સંબંધમાં પણ સમજી લેવું જે બાળકના સંબંધમાં તે આગળ વાત કરી, તે પણ એક પ્રકારનો અંકુરજ છે. યથાયોગ્ય કર્ષણથી અથવા અનુશીલનથી તે બાળક યથાર્થ મનુષ્યત્વ પ્રાપ્ત કરી શકે, એટલુંજ નહિ પણ તે બાળક અનુશીલનના પ્રતાપે એક વખત સર્વ ગુણોયુક્ત અને સર્વ સુખસંપન્ન મનુષ્ય પણ બની શકે. મનુષ્યોની જે પરિણતિ હું કહેવા માગું છું તે એજ પ્રકારની.

શિષ્ય:—બરાબર કાંઈ સમજાયું નહિ સર્વ પ્રકારે સુખી અને સર્વ પ્રકારે ગુણયુક્ત શું પ્રત્યેક મનુષ્ય બની શકે ?

ગુરુ—સર્વ મનુષ્યો સર્વ ગુણયુક્ત બની શકે કે નહિ અને બને તો ક્યારે બની શકે એ વિષયની ચર્ચા કરવા જતાં બહુ સમય નીકળી જાય તેમ છે; કારણ કે તેમાં બહુ વિસ્તારથી બોલવાની જરૂર છે. તથાપિ હું એટલો સ્વીકાર કરૂં છું કે હમણાં હમણાં કોઇ એવો મનુષ્ય થઈ ગયો હોય એમ મારા જાણવામાં નથી, તેમજ નજીકના ભવિષ્યમાં કોઇ એવો પુરુષ સહસા નીકળી આવે એવો પણ સંભવ નથી, છતાં ધર્મની હું જે વ્યાખ્યા કરવા માગું છું તેના યથાયોગ્ય અવલંબનથી સમસ્ત મનુષ્યો સર્વ ગુણયુક્ત બનવાનો પ્રયત્ન કરે તો કાળક્રમે તેઓ બહુ ગુણયુક્ત તો બની શકેજ એમાં મને જરા પણ શંકા નથી. મનુષ્યો જો સર્વ પ્રકારનાં સુખો પ્રાપ્ત કરવાનો તન–મનથી પ્રયત્ન કરે તો અનેક પ્રકારનાં સુખો તેઓ મેળવી શકે એ વાત નિઃસંશય છે

શિષ્ય:—અવિનય થતો હોય તો ક્ષમા કરશો, પણ મનુષ્યોની સર્વાંગીન પરિણતિ કોને કહેવાય તે તો હજી હું સમજી શક્યો નથી.

ગુરુ:—જો, ધ્યાન આપ. મનુષ્યને મુખ્ય બે અંગ છે. એક શરીર અને બીજું

મન. શરીરને કેટલાંક પેટા અંગ છે–જેમ કે હાથ–પગ વિગેરે કર્મેંદ્રિયો, આંખ–કાન વિગેરે જ્ઞાનેંદ્રિયો, મસ્તિક–હૃદય–વાયુકોષ વિગેરે જીવનસંચાલક પ્રત્યંગો, અસ્થિ મજ્જા–મેદ–માંસ–રુધિર વિગેરે શારીરિક ઉપાદાનો, અને ક્ષુધા–તૃષા વિગેરે શારીરિક વૃત્તિઓ આ સર્વ પ્રત્યંગોની યથાયોગ્ય પરિણતિ (ખીલવણી) થવી જોઈએ શરીરના પેટા અંગ જેમ મેં ગણાવ્યા તેમ મનને પણ કેટલાક પેટા અંગ છે જેમ કે–

શિષ્ય.—મનસંબંધી વાત હવે પછીને માટે રહેવા દો અત્યારે તો શારીરિક પરિણતિઓના સંબંધમાંજ ચર્ચા થવા દો, કારણ કે પ્રથમ જો તે સમજાય તો પછી આગળ જતાં મનના વિષયમાં કઠિનતા જેવું કાંઈ જણાય નહિ આપે જે શારીરિક પ્રત્યંગો ગણાવ્યા તેની કેવી રીતે પરિણતિ થઈ શકે ? બાળકના, શરૂઆતમાં નાના અને દુર્બળ જણાતા બાહુઓ, વય વધવાની સાથે પોતાની મેળેજ બળવાન અને પરિણત થતા જાય છે. એમાં વળી અન્ય પ્રયત્નનો અવકાશજ ક્યાં રહે છે ?

ગુરુ:—તેં જે સ્વાભાવિક પરિણતિની વાત કહી તેનાં બે કારણો છે હું પણ તેજ બે કારણો ઉપર ભાર મૂકવા માગું છું આ બે કારણોમાં પ્રથમ કારણ પોષણ અને બીજું કારણ ગતિ અથવા હીલચાલ જો એક બાળકના બાહુને તેના ખભાની સાથે નાનપણથીજ બાંધી રાખવામાં આવે, અને બાહુમાં લોહી હરીફરી શકે નહિ એવી વ્યવસ્થા કરવામાં આવે તો એ બાહુ વધારે પુષ્ટ થઈ શકે નહિ, એટલુંજ નહિ પણ અવશ્ય તે દુર્બળ અને નિરર્થક પણ બની જાય કારણ કે બાહુની પુષ્ટિ માટે જે લોહી જોઈએ તે બાહુ મેળવી શકે નહિ બાહુને બાંધવામાં ન આવે તો એક બાળક પોતાનો હાથ કોઈ પણ સમયે હલાવી શકે નહિ એવો બંદોબસ્ત કરવામાં આવે તોપણ હલાવ્યા વિનાનો–નિષ્ક્રિય પડી રહેલો હાથ નિર્બળ અને પાતળો પડી ગયા વિના રહેશે નહિ કદાચ તે એટલો બધો નિર્બળ ન બનવા પામે તોપણ છેવટે હાથમાં જે ઝડપ આવવી જોઈએ તેવી ઝડપ તો કોઈ કાળે નહિજ આવે. કેટલાએક બાવાઓ હાથને નિરંતર ઉંચા રાખી તપસ્યાનો દેખાવ કરે છે તેમને જોયા છે !

શિષ્ય.—સમજ્યો અનુશીલનવડે એક બાળકના કોમળ અને નાના બાહુ ધીમે ધીમે પુખ્ત વયના મનુષ્યના બાહુ જેટલા વિસ્તારવાળા–બળવાળા અને ઝડપવાળા બની શકે છે, પરંતુ મારા ધારવા પ્રમાણે એ ક્રિયા તો સહજ રીતે થયાજ કરે છે તેને માટે પ્રયત્નની શું જરૂર છે ?

ગુરુ:—તું તારા બાહુની સાથે આ બાગવાન–માળીના બાહુની સરખામણી કરી જો તે તારા બાહુની આંગળીઓને એવી રીતે કેળવી છે કે અત્યારે તારે પાંચ મીનીટમાં એક બે લાંબા કાગળો લખવા હોય તો ખુશીથી તું લખી નાખી શકે અને આ બાગવાન બિચારો દશ દિવસ સુધી મહેનત કરે તોપણ તારા

જેવો "ક" અક્ષર પણ લખી શકે નહિ. તારે જ્યારે અમુક વાત કાગળમાં લખવાની હોય છે ત્યારે વિચાર કર્યા વિના કે યત્ન કર્યા વિના રમતા રમતાં જે સ્થાને જે આકારવાળા અક્ષરો જોઇએ તે તુ લખી નાખી શકે છે, પણ માળીને તો બહુજ નવાઇ જેવુ લાગે છે તે બિચારો તો આ બધુ કેવી રીતે બનતુ હશે તે કલ્પી પણ શકતો નથી જગતમા અનેક માણસો અત્યારે લેખનકળા જાણે છે તેથીજ તેમને તેમાં આશ્ચર્ય જેવુ લાગતુ નથી બાકી વસ્તુત તો એ લિપિવિદ્યા એક જાદુઇ કળા કરતા પણ અધિક આશ્ચર્યકારક છે, કારણ કે તેમા બહુજ અનુશીલનની જરૂર પડે છે દાખલાતરીકે તુ એક શબ્દ લખવાનો પ્રયત્ન કરે છે. ધાર કે આ "અનુશીલન" શબ્દજ તારે લખવાનો છે પ્રથમ તો તારે એ શબ્દનુ પૃથક્કરણ કરી તેમા કયા કયા વર્ણો રહેલા છે તેનો નિર્ણય કરવો જોઇએ. "અનુશીલન"નુ પૃથક્કરણ કરવાથી "અ, ન્, ઉ, શ્, ઈ, લ્, અ, ન્,અ" આ પ્રમાણે એક ચિત્ર તારા માનસપટ ઉપર અંકિત થાય, પછી એ પ્રત્યેક વર્ણનો આકાર કેવા છે તેનુ તારે સ્મરણ કરવુ પડે અને તેમા કયો સ્વર મળે તો ઠીક એ વાતનો પણ નિર્ણય કરવો જોઇએ આટલુ નક્કી થયા પછી જ્યારે એક એક વર્ણને યાદ કરી કરીને કાગળમાં લખે ત્યારેજ માંડ માડ "અનુશીલન" એ એક શબ્દ લખાય છતાં તુ જ્યારે એ શબ્દ લખવા બેસે છે ત્યારે એટલી બધી ઝડપથી લખી નાખે છે કે તારે તેમાં કોઇ પણ પ્રકારની માનસિક ક્રિયા કરવી પડતી હોય તેમ જણાતું નથી એક માત્ર અનુશીલનના ગુણને લઇનેજ આવી અસાધારણ કુશળતા અવશ્ય પ્રાપ્ત કરી શકે છે

અનુશીલનનો એક બીજો ભેદ પણ સમજવાયોગ્ય છે તુ આ માળીના બાહુ સાથે તારા બાહુની સરખામણી કરી જો જેવી રીતે પાચ મીનીટમા એક–બે લાંબા કાગળો તુ પોતે લખી નાખી શકે છે, તેવી રીતે આ માળી પાચ મીનીટમાં બે–ત્રણ ફુટ માટી ખોદી કાઢવી હોય તો ખુશીથી ખોદી શકે. તું બે કલાક સુધી તો શુ પણ બે પહોર સુધી મહેનત કર્યા કરે તોપણ તારાથી એ કામ પાર પડે નહિ કારણ કે તે તારા બાહુઓને એ વિષયમાં બરાબર કેળવ્યા કે અનુશીલિત કર્યા નથી, અને તેથી બાહુની જે યથાયોગ્ય પરિણતિ થવી જોઇએ તે થઇ શકી નથી. એટલા માટે એમ કહેવામા હવે કોઇ જાતની હરકત નથી કે તારા પોતાના અને આ માળીના ઉભયના હાથો કેટલેક અંશે અપરિણતજ રહી ગયા છે–તમારે બન્નેએ હાથની જે સર્વાંગીન પરિણતિ કરવી જોઇએ તે તમો કરી શકયા નથી. એક બીજો દાખલો આપુ એક શિક્ષિત ગવૈયાની સાથે તારી પોતાની તુલના કરી જો. બાલ્યાવસ્થામા તારા કઠમા ને ગવૈયાના કંઠમાં ઘણુ કરીને ઘણો તફાવત નહિ હોય, પરતુ ગવૈયો અનુશીલનના પ્રતાપે પોતાના કઠને મધુર તથા આકર્ષક

બનાવી શકે છે, અર્થાત્ પોતાના કદની સર્વાંગીન પરિણુતિ કરી શકે છે, જ્યારે તમે તેવુ કશુ કરી શકતા નથી અને એને લઇને તમારા કદ અનુશીલત થયા વિનાનો રહી જાય છે. ભલા, પગે ચાલીને જવુ હોય તો તુ કેટલા કોશ સુધી જઈ શકે ?

શિષ્ય.—મારાથી વધારે ચાલી શકાય નહિ બહુ બહુ તો બે ત્રણ કોસ ચાલી શકુ

ગુરુ —એનુ કારણુ માત્ર એટલુજ છે કે તારા બન્ને પગોની સર્વાંગીન પરિણુતિ થવા પામી નથી નિસશય તારા હાથની, પગની અને ગળાની સહેજસાજ પુષ્ટિ અને પરિણુતિ થઇ છે, તોપણુ તેને સર્વાંગીન પરિણુતિ તો કોઇ રીતે કહી શકાયજ નહિ એજ પ્રમાણે અન્ય શારીરિક પ્રત્યગોના સબધમાં પણુ સમજી લેવુ. જ્યાંસુધી શારીરિક સમસ્ત પ્રત્યગોની સર્વાંગીન પરિણુતિ થાય નહિ ત્યાં સુધી આપણુા શરીરની સર્વાંગીન પરિણુતિ થઇ છે એમ કહી શકાયજ નહિ, કારણુ કે જ્યાંસુધી સોળ આનામાં એક આનો પણુ અધુરો હોય ત્યાસુધી પૂરો રૂપિયો છે એમ કહેવાય નહિ. એક આનામા એક પાઈ ઘટતી હોય ત્યાંસુધી રૂપિયો પણુ અપૂર્ણુંજ રહે શરીરના સબધમા જેમ આ વાત લાગુ પડે છે તેજ રીતે મનના સબધમા પણુ એજ નિયમ સમજી લેવો મનના પણુ અનેક પ્રત્યગો છે, અને તેને "વૃત્તિ" એવુ નામ આપણે આપી ગયા છીએ મનની કેટલીક વૃત્તિઓ જ્ઞાન મેળવવાનુ તથા વિચાર કરવાનુ કામ કરે છે કેટલીક વૃત્તિઓ કાર્યમા પ્રવૃત્તિ કરાવવાનુ કામ કરે છે જેમકે ભકિત-પ્રીતિ-દયા વગેરે તે સિવાય કેટલીક વૃત્તિઓ આનદનો ઉપભોગ કરાવવાનુ કામ કરે છે દાખલાતરીકે હૃદયને સૌદર્યમા જોડી, રસગ્રહણુ કરાવવો અને ચિત્તને વિનોદ કરાવવો એ આ વૃત્તિનો મુખ્ય ઉદ્દેશ છે આ પ્રમાણે ત્રણે પ્રકારની માનસિક વૃત્તિઓની સપૂર્ણ પુષ્ટિ તથા સપૂર્ણ વિકાસ એનુજ નામ માનસિક સર્વાંગીન પરિણુતિ.

શિષ્ય.—અર્થાત્ જ્ઞાનમા પાડિત્ય, વિચારમા દક્ષતા, કાર્યમા તત્પરતા, ચિત્તમા ધાર્મિકતા, અને સૌદર્યમા રસિકતા એ સર્વ હોય તો જ મનુષ્યના મનની સર્વાંગીન પરિણુતિ થઇ ગણાય. તે ઉપરાંત, વળી શારીરિક સર્વાંગીન પરિણુતિ પણુ થવી જોઇએ એમ આપનુ કહેવુ છે અર્થાત્ મનની સાથે શરીર પણુ બળવાન, નીરોગ અને સર્વ પ્રકારની શારીરિક ક્રિયાઓ કરવામાં યોગ્યતાવાળુ બનવુ જોઇએ. આવી યોગ્યતાવાળા કૃષ્ણુ અને અર્જુન અથવા રામ અને લક્ષ્મણુ સિવાય બીજા કોઈ થયા હોય એમ હુ તો ધારતો નથી

ગુરુ.—મનુષ્યજાતિમાં ઉત્કૃષ્ટ લેખાતી પ્રજા પ્રયત્ન કરે તો સપૂર્ણ રીતે મનુષ્યત્વની પ્રાપ્તિ ન કરી શકે એમ હુ તો કદાપિ માનતો નથી યુગાન્તરે જ્યારે મનુષ્યજાતિ યથાર્થ ઉન્નતિ પ્રાપ્ત કરવા તરફ આકર્ષાશે ત્યારે અનેક મનુષ્યો ઉક્ત આદર્શનુ અનુકરણુ અવશ્ય કરશે, એમ પણુ હું ખાત્રીપૂર્વક માનુ છુ. સસ્કૃત

ગ્રંથોમાં પ્રાચીન ભારતવર્ષના જે રાજાઓનું વર્ણન છે, તે વાચવાથી જણાય છે કે પૂર્વે રાજાઓએ સંપૂર્ણ મનુષ્યત્વ પ્રાપ્ત કર્યું હોવું જોઇએ અલબત્ત તે વર્ણનોનો મોટો ભાગ ઇતિહાસ તથા પુરાણકારોનો કપોલકલ્પિત છે, પરંતુ એ ઉપરથી આટલી વાત સમજવા જેવી છે કે જે સ્થળે આવા રાજગુણોનું વર્ણન થતું હોય તે સ્થળે એક કાળે બ્રાહ્મણ અને ક્ષત્રિયોની સન્મુખ મેં કહ્યો તેવો એક ખાસ આદર્શ રહેતો હોવો જોઇએ, એવું અનુમાન અયોગ્ય નથી હું પણ આજે તેજ આદર્શ સબંધે કાંઇક કહેવા માગું છું. સામાન્ય રીતે એક એવો નિયમ છે કે જે મનુષ્ય પોતે જેવો બનવા માગતો હોય તેની સામે તેવા પ્રકારનો સર્વાંગસંપન્ન એક આદર્શ તો રહેવો-જ જોઇએ ભલે, કદાચ તે સંપૂર્ણરીતે તે આદર્શના જેવો ન થઇ શકે તોપણ તેનું અનુકરણ કરવાથી અનેક અંશે તે આદર્શની પાસે તો પહોચી શકેજ સોળ આનાનું જ્ઞાન હોય તો મનુષ્ય છેવટે આઠ આના પણ પ્રાપ્ત કરે, પરંતુ એક બાળક કે જેને રૂપિયાના સોળ આનાનું જ્ઞાન ન હોય તે બાળક રૂપીઆના ચાર પૈસા લઇને પણ સંતોષપૂર્વક પાછો આવે તો આશ્ચર્ય નથી

શિષ્યઃ—પણ એવો આદર્શ ક્યાં? આજ કાલ તો કોઇ એવો મનુષ્ય હોય એમ જણાતું નથી.

ગુરુ—મનુષ્ય ન હોય તેથી શું થયું? ઇશ્વર તો છે ને? ઇશ્વર પોતેજ સર્વ ગુણોની સર્વાંગીત સ્ફુર્તિ તથા ઉત્કૃષ્ટ પરિણતિનું એકમાત્ર ઉદાહરણ છે. વેદાન્તનો નિર્ગુણ ઇશ્વર ધર્મત્વની પ્રાપ્તિમાં બરાબર સહાયક થઇ શકતો નથી, કારણ કે તે નિર્ગુણ હોવાથી આપણા આદર્શરૂપે આપણી સન્મુખ રહી શકતો નથી અદ્વૈતવાદીઓનું **एकमेवाद्वितीयम्** ચૈતન્ય અથવા હર્બર્ટ સ્પેન્સરે જેને "ઇન્સ્ક્રુટેબલ પાવર ઇન નેચર" નું નામ આપ્યું છે, અર્થાત્ જે કેવળ માત્ર દાર્શનિક અથવા વૈજ્ઞાનિક ઇશ્વર છે તેની ઉપાસના કરવાથી સંપૂર્ણ રીતે ધર્મની પ્રાપ્તિ થઇ શકતી નથી આપણાં પુરાણો જેનું વર્ણન કરે છે, ઇતિહાસ જેનો મહિમા ગાય છે તે ઇશ્વર અથવા તો ક્રિશ્ચિયનોના ધર્મપુસ્તકમાંનો સગુણ ઇશ્વર-તેની ઉપાસના કરવી એજ ધર્મનું મૂળ છે, કારણ કે એવો સગુણ ઇશ્વરજ આપણા આદર્શસ્થાનને માટે યોગ્ય છે. જેને 'ઇમ્પર્સનલ ગૉડ' નિર્ગુણ ઇશ્વર-કહેવામાં આવે છે, તેની ઉપાસના નિષ્ફળ છે. જેને 'પર્સનલ ગૉડ'-સગુણ ઇશ્વર-કહેવાય તેનીજ ઉપાસના સાર્થક છે.

શિષ્યઃ—સગુણ ઇશ્વરને આદર્શરૂપે માનવા જોઇએ એ તો જાણે કે ઠીક, પણ તેની ઉપાસના શામાટે કરવી?

ગુરુ—ઇશ્વરને આપણે જોઇ શકતા નથી, તેથી તેમનું વર્તન નીરખીને તે પ્રમાણે આપણે વર્તી શકીએ એવો બીલકુલ સંભવ નથી. આપણે જે કાંઇ કરી શકીએ તે માત્ર એટલુંજ કે મનવડે તેનું ધ્યાન કરી શકીએ. એ રીતે ધ્યાન

કરવું તેનુંજ બીજું નામ ઉપાસના છે. બેશક ઉપાસનાને વેઠનો બોજો ગણી ઝટપટ પતાવી દેવી તેનો તો કાંઇ અર્થજ નથી. સાંજે સવારે માત્ર સંધ્યાનું રટણ કરી જવું એ તો વિશેષ ફળપ્રદ નથીજ. ઈશ્વરના સર્વગુણસંપન્ન–વિશુદ્ધ–સ્વભાવ ઉપર ચિત્તને સ્થિર–એકાગ્ર કરવું જોઇએ, અને સંપૂર્ણ ભક્તિભાવથી તેનું ધ્યાન કરવું જોઇએ પ્રીતિપૂર્વક હૃદયને તેના સ્વરૂપચિંતન પ્રત્યે વાળવું જોઇએ ઇશ્વરના સ્વભાવ અનુસાર આપણો પણ સ્વભાવ બંધાતો જાય એવી ધ્યાનકળે દૃઢ ભાવના સેવવી જોઇએ. આ રીતે ઉપાસનાદિ કૃત્યો થાય તોજ ઈશ્વરના મહાન પવિત્ર ગુણોની વિમલ જ્યોતિ આપણા જીવનમાં પડે માટે પરમાત્માની નિર્મળતા આપણા જીવનમાં પ્રવેશ કરે, અને તેના જેવીજ સર્વત્ર મંગળમય શક્તિ આપણા ચરિત્રમાં સ્ફુરે, તેવી દૃઢ કામના ભક્તે રાખવી જોઇએ, તથા સર્વદા તે આપણી પોતાની પાસેજ રહેલો છે એમ માની તેના સ્વભાવની સાથે તલ્લીન બનવાના નિરંતર સતત પ્રયત્નો ચાલુ રાખવા જોઇએ ટુંકામાં, તેના સામીપ્યની, સાલોક્યની, સારૂપ્યની, અને સાયુજ્યની ભાવના સેવવી જોઇએ આમ થાય તોજ આપણે ધીમે ધીમે ઈશ્વરની પાસે પહોંચવા ભાગ્યશાળી બનીએ આર્યઋષિઓ વિશ્વાસપૂર્વક પ્રબોધી ગયા છે કે ઉપાસનાથી મનુષ્યો ક્રમે ક્રમે ઇશ્વરના સારૂપ્ય અને સાયુજ્યને પ્રાપ્ત કરી શકે છે, ઈશ્વરમાં તલ્લીન થઇ શકે છે, અને ઈશ્વરમાજ મળી જઇ શકે છે આમ થવું એનુંજ નામ મોક્ષ મોક્ષ એ કાંઇ કોઇ જૂદી વસ્તુ નથી ઇશ્વરી આદર્શને અનુસરી ઈશ્વરી સ્વભાવ પ્રાપ્ત કરવો તેનુંજ નામ મોક્ષ. જેઓ મુક્ત થઇ શકે છે તેઓ સર્વ પ્રકારના દુઃખોથી મુક્ત થઇ સર્વ સુખોના અધિકારી બની શકે છે

શિષ્ય —હું આજ સુધી એમ સમજતો હતો કે ઈશ્વર મહાન્ સમુદ્ર સમાન છે, અને તેની તુલનામાં આપણે એક બિંદુમાત્ર પણ નથી

ગુરુઃ—ઉપાસનાનો મર્મ જેવો હિંદુઓ સમજી શક્યા છે તેવો મર્મ કોઈ બીજી પ્રજા સમજી શકી નથી આજકાલ એ પરમ રમણીય અને તાત્વિક ઉપાસના દુર્દૈવવશાત્ આત્મપીડનરૂપે તથા શૃંગારરૂપે આપણામાં ફેરવાઇ ગઈ છે.

શિષ્ય —મને એક વાત સમજાવો મનુષ્યોમાં યથાર્થ મનુષ્યત્વનો અર્થાત્ સર્વાંગસંપન્ન સ્વભાવનો આદર્શ મળી આવતો નથી તેથી ઈશ્વરનું ધ્યાન કરવું જોઇએ એ વાત હું કબૂલ કરૂં છું, પરંતુ ઈશ્વર તો અનંતપ્રકૃતિમય છે આપણી ક્ષુદ્ર પ્રકૃતિ તેને કેવી રીતે સ્પર્શી શકે ? આપણી અપેક્ષાએ તેના ગુણો પણ અનંત અને વિસ્તાર પણ અનંત છે, તો પછી ક્ષુદ્ર વસ્તુનો આદર્શ અનંતભાવમય ઇશ્વર કેવી રીતે બની શકે ? એ તો અનંત સમુદ્રને જોયા પછી તળાવની પાળ તોડી નાખવા જેવું અથવા અનંત આકાશને જોયા પછી ઘરના ચંદરવાને ફાડી નાખવા જેવું સાહસ ગણાય એમ હું ધારૂં છું

ગુરુ —ધર્મના ઇતિહાસની જરૂર દર્શાવવામાં આવે છે તે એટલાજ માટે. ધર્મના

ઇતિહાસમાં–( રીલીજીયસ હીસ્ટરી ) મા યથાર્થ ધાર્મિક પુરુષોના જીવનચરિત્રો આપવામા આવે છે અનતપ્રકૃતિમય ઇશ્વર, ઉપાસકોની પ્રાથમિક અવસ્થામાં આદર્શરૂપ ન બની શકે એ તારી વાત સત્ય છે, પરતુ ઇશ્વરને અનુસરનારા મહાત્માઓ અર્થાત જે મહાપુરુષોના ગુણો જોઇને તેમને ઇશ્વરીઅશ માનવાનુ આપણને મન થઈ આવે તેઓજ પ્રાથમિક અવસ્થામા આપણા આદર્શરૂપ બનવાને યોગ્ય છે. એટલાજ માટે ઇસુખ્રિસ્ત એક વખત ક્રિશ્ચિયનોના આદર્શસ્થાને બિરાજ્યા હતા, એટલાજ માટે બૌદ્ધોએ શાક્યસિંહને આદર્શ પુરુષનુ એક કાળે પવિત્ર સ્થાન અર્પણ કર્યું હતુ એટલુ છતાં હિંદુશાસ્ત્રમા ધર્મપ્રચારક આદર્શ પુરુષોને જેવુ બહુ માન મળ્યુ છે તેવું પૃથ્વીના બીજા કોઇ ધર્મપુસ્તકમા બીજા કોઇ પુરુષને મળ્યુ નથી. જનકાદિ રાજર્ષિ, નારદાદિ દેવર્ષિ, અને વસિષ્ઠાદિ બ્રહ્મર્ષિઓ એક કાળે આર્યપ્રજામા અનુશીલનના જ્વલત આદર્શરૂપે પ્રકાશી રહ્યા હતા તે ઉપરાંત શ્રી રામચદ્રજી, યુધિષ્ઠિર, અર્જુન, લક્ષ્મણ, અને દૈવીવ્રત ધારણ કરનાર ભીષ્મ વિગેરે ક્ષત્રિયપુત્રો પણ આદર્શ પુરુષનુ સુદર સ્થાન શોભાવી ગયા છે ઇસુખ્રિસ્ત તથા શાક્યસિંહ વિગેરે તો માત્ર ઉદાસીન, કૌપીનધારી, સરળ ધર્મવેત્તાઓ હતા એટલુજ. આપણા હિંદુધર્મના આદર્શ પુરુષો તેથી જૂદાજ પ્રકારના હતા તેઓનામા કેવળ એક-બે ગુણોજ નહોતા, પણ એકી સાથે ઘણા ગુણો પ્રકટી નીકળ્યા હતા, અને તેમણે પોતાની સર્વ વૃત્તિઓને સર્વાંગીન પરિણત તથા સ્ફુર્તિવાળી બનાવી હતી વધારે સ્પષ્ટ રીતે કહુ તો હિંદુઓના આદર્શ પુરુષો સિંહાસન ઉપર વિરાજવા છતા પણ અતરમાં ઉદાસીન (તટસ્થ–રાગદ્વેષરહિત) હતા, હાથમા ધનુષ્ય-બાણ ધારણ કરવા છતા પણ હૃદયથી અહિંસા ધર્મના મર્મને જાણનારા હતા, રાજા હોવા છતા પડિત પણ હતા, અને શક્તિમાન હોવા છતાં સર્વ ભૂતમા પ્રેમભાવ રાખનારા હતા તથાપિ ઉક્ત સર્વ આદર્શોના શિખરે વિરાજી અગ્રસ્થાન લઇ શકે એવો એક બીજો આદર્શ પણ હિંદુઓને માટે છે એ આદર્શ એવો છે કે જેની પાસે બીજા આદર્શો ફીકકા પડી જાય. **યુધિષ્ઠિરે જેમની પાસેથી ધર્મનુ શિક્ષણ લીધું હતું, સ્વયં અર્જુન જેમનો શિષ્ય હતો, રામ અને લક્ષ્મણ જેમના અંશમાત્ર હતા, અને જેમના જીવનચરિત્ર સમાન બીજું મહામહિમામય જીવનચરિત્ર કોઇ કાળે મનુષ્યભાષામાં લખાયું નથી,** ચાલ આજે તને તેની ઉપાસનાથી દીક્ષિત કરૂ

શિષ્ય.—તે કોણ? કૃષ્ણ?

ગુરુ.—તમે લોકો માત્ર* જયદેવના કૃષ્ણને અથવા વૃંદાવનવાળા કૃષ્ણનેજ ઓળખો છો અને તેથીજ કૃષ્ણનું નામ સાભળતાની સાથે આમ ચમકી ઉઠો છો. કૃષ્ણનુ

* જયદેવે "ગીત–ગોવિંદ" નામનો એક અતિ ઉત્કૃષ્ટ સસ્કૃત કાવ્ય ગ્રથ લખ્યો છે. તેમાં મુખ્યત્વે શૃંગારિક કાવ્યો છે અનુવાદક

જીવન હજી તમે સમજતા નથી. જયદેવવાળા કૃષ્ણની પાછળ સર્વ ઇશ્વરીગુણયુક્ત જે કૃષ્ણચરિત્ર પ્રકાશી રહ્યુ છે તેને હજી તમે લોકો જોઈ શક્યા નથી. જે કૃષ્ણોપાસનાથી તને હુ આજે દીક્ષિત કરવા માગુ છુ તે શ્રીકૃષ્ણની શારીરિક વૃત્તિઓ સર્વાંગીનસ્ફુર્તિ પામી, આપણે જેની કલ્પના પણ ન કરી શકીએ તેવા સૌદર્યમા એકરસ થઇ, અતુલનીય બળશાળી બની ચૂકી હતી, એટલુ જ નહિ પણ જેની માનસિક વૃત્તિઓ પણ એજ પ્રકારે સર્વાંગીન સ્ફુર્તિ પામી, ત્રણ જગતમાં પ્રકાશ ફેલાવી શકે એવી વિદ્યા–શિક્ષા અને વીર્યયુક્ત બની ચુકી હતી, તેની સાથે જેની પ્રીતિ–દયા વિગેરે વૃત્તિઓ પણ જગતનુ હિત સાધવામા કોઇ રીતે પછાત પડી નહોતી એટલા માટે તેને પોતાને પણ કહેવુ પડે છે કે —

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगेयुगे ॥

સારાશ એજ કે પોતાના બાહુબળથી દુષ્ટોનુ દમન કર્યું હતુ, બુદ્ધિબળથી ભારતવર્ષને એકતાના સૂત્રવડે બાધી રાખ્યુ હતુ, જ્ઞાનબળથી જેણે અપૂર્વ નિષ્કામ ધર્મનો પ્રચાર કર્યો હતો તેને હુ નમસ્કાર કરૂ છુ કેવળ પ્રેમમયજ હોવાથી જેણે નિષ્કામપણે સર્વ મનુષ્યોના દુષ્કર કાર્યો પણ કરી આપ્યા હતા, જેણે બાહુબળથી સર્વત્ર વિજય પ્રાપ્ત કર્યો હતો, એટલુ જ નહિ પણ બીજાને માટે સામ્રાજ્યની સ્થાપના કરવામાં પોતે મુખ્ય આગેવાન હોવા છતા જેણે સિંહાસન ઉપર વિરાજવાનુ યોગ્ય ધાર્યું નહોતુ, જેણે શિશુપાળના સેકડો અપરાધોને ક્ષમા આપી ક્ષમાગુણનો પ્રચાર કર્યો છે, અને કેવળ દડ આપવાની ખાતર જેણે દડ આપવામા પણ જરાય સકોચ સેવ્યો નથી, જેણે વેદની પ્રબળતાવાળા જમાનામા નિડરપણે જાહેર કર્યું હતુ કે “વેદમા ધર્મ નથી, ધર્મ જોઇતો હોય તો લોકહિત કરો” તે પુરુષ ભલે ઇશ્વર હોય યા ન હોય તોપણ હું તેને નમસ્કાર કરૂ છુ જેનામા એકીસાથે શાક્યસિંહ, ઇસુખ્રિસ્ત અને રામચન્દ્રના સર્વ ગુણો સ્પષ્ટપણે પ્રકાશી રહ્યા હતા, જે પુરુષ એક કાળે જનસમાજના બળના આધારરૂપ હતો, સમાજના ગુણના આધારરૂપ હતો, જે સર્વ ધર્મોનો વેત્તા હતો, એટલુ જ નહિ પણ તેની સાથે જે સર્વત્ર પ્રેમમય હતો, તે આદર્શપુરુષ ભલે ઇશ્વર હોય કે ન હોય, હુ તેને નમસ્કાર કરૂ છુ :—

नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः पुनश्च भूयोऽपि नमो नमस्ते ।

## अध्याय ५ मो–अनुशीलन

શિષ્ય —બાકી રહેલી વાત આજે કહો તો સાંભળવાની બહુ ઇચ્છા છે.

ગુરુ—હજી ખરેખરી વાત તો રહીજ ગઇ છે. અત્યારસુધીમાં આપણે માત્ર

એજ વાતોનો વિચાર કર્યો (૧) મનુષ્યોનુ યથાર્થ સુખ મનુષ્યત્વમા છે, અને (૨) આ મનુષ્યત્વ તે બીજુ કઇજ નહિ પણ સર્વ વૃત્તિઓની યથાયોગ્ય સ્ફુર્તિ, પરિણુતિ અને સામજસ્ય થવા દેવુ તેનુજ નામ છે હવે વૃત્તિઓ કેટલા પ્રકારની છે તે વિષે કઇક વિચાર કરીએ

વૃત્તિઓને સાધારણરીતે બે ભાગોમાં વહેચી દઇ શકાય. એક તો શારીરિક વૃત્તિ અને બીજી માનસિક વૃત્તિ. માનસિક વૃત્તિઓમાં કેટલીક વૃત્તિઓ જ્ઞાન મેળવવાનુ કાર્ય કરે છે, કેટલીક વૃત્તિઓ શરીર પાસે માત્ર કાર્ય અથવા તો પ્રવૃત્તિજ કરાવે છે, અને કેટલીએક વૃત્તિઓ એમાંનુ એકે નહિ કરતાં માત્ર આનદનોજ અનુભવ કરાવે છે હવે જે વૃત્તિઓ જ્ઞાન ઉપાર્જન કરે છે તેને આપણે જ્ઞાનસપાદક વૃત્તિઓ કહીશુ. જે વૃત્તિઓ માત્ર કાર્યમા પ્રવૃત્ત કરાવીનેજ બેસી રહે છે તેને કાર્યકારિણી વૃત્તિ કહીશુ, અને જે વૃત્તિઓ કેવળ આનદજ આપે છે તેને આનદદાયિની અથવા ચિત્તરજિની વૃત્તિ કહીશુ જ્ઞાન, કર્મ અને આનદ એ પ્રમાણે આ ત્રિવિધ વૃત્તિઓનુ ફળ શુ હોઇ શકે એમ જો કોઇ પૂછે તો તેનો ઉત્તર માત્ર એટલોજ કે "સચ્ચિદાનદ" ની પ્રાપ્તિ એજ એ ત્રિવિધ વૃત્તિઓનો ઉદ્દેશ અથવા લક્ષ છે

શિષ્ય —આપે જે ત્રણ વિભાગો પાડયા તે શુ નિર્દોષ છે? મારા માનવા પ્રમાણે તો સર્વ વૃત્તિઓની પરિતૃપ્તિમાં આનદ સિવાય બીજુ કંઇ હોઇજ શકે નહિ

ગુરુ.—અલબત્ત એ વાત સત્ય છે, પરન્તુ જ્ઞાનસપાદક વૃત્તિનુ મુખ્ય ફળ જ્ઞાનપ્રાપ્તિ હોય છે, અને ગૌણ ફળ આનદ હોય છે કાર્યકારિણી વૃત્તિનુ મુખ્ય ફળ કાર્યમા પ્રવૃત્તિ કરાવવી તે, અને ગૌણ ફળ આનદ હોય છે, પરન્તુ કેટલીક વૃત્તિઓનુ મુખ્ય ફળ પણ આનદ અને ગૌણ ફળ પણ આનદજ હોય છે પાશ્ચાત્ય પડિતો તેને 'એસ્થેટિક ફેકલ્ટીઝ' કહે છે.

શિષ્ય —પાશ્ચાત્ય વિદ્વાનો તો આ છેલ્લી વૃત્તિનો પણ 'ઇન્ટેલેક્ચ્યુઅલ' અને 'ઇમોશનલ'માં સમાવેશ કરી દે છે આપ તો તેને ચિત્તરજિની વૃત્તિનુ નામ આપી જૂદી પાડો છો તેનુ કેમ?

ગુરુ —કારણ કે હુ અહીઆ માત્ર પાશ્ચાત્યનેજ અનુસરતો નથી, તેમજ તેને અનુસરવાને બધાયલો પણ નથી. મને વિશ્વાસ છે કે સત્યને અનુસરવાથી મારો ઉદેશ ફળીભૂત થયા વિના રહેશે નહિ. હવે મૂળ વાત ઉપર આવીએ. મનુષ્યોની સઘળી શક્તિઓને ચાર ભાગોમાં વહેચી નાખીએ તો નીચે પ્રમાણે વિભાગો કરી શકાય:—

(૧) શારીરિક વૃત્તિ. (૨) જ્ઞાનસપાદક વૃત્તિ. (૩) કાર્યકારિણી વૃત્તિ, અને (૪) ચિત્તરજિની વૃત્તિ.

આ ચારે પ્રકારની વૃત્તિઓનુ યથાયોગ્ય સ્ફુરણ, પરિણુતિ તથા સામજસ્ય, એનુંજ નામ મનુષ્યત્વ, એ વાત હવે પુન: કહેવાની જરુર નથી.

શિષ્ય —ક્રોધ વિગેરે જે કાર્યકારિણી વૃત્તિઓ અને કામ વિગેરે જે શારીરિક વૃત્તિઓ તેની પણ બરાબર સ્ફુર્તિ તથા પરિણતિ, મનુષ્યત્વની પ્રાપ્તિ માટે શુ જરૂરની છે ?

ગુરુ —ઉક્ત ચાર પ્રકારની વૃત્તિઓના અનુશીલનસબધે મારે એક-બે વાતો કહેવાની છે તે કહી લેવા દે. ત્યારપછી તારી શકાનુ સમાધાન કરીશ.

શિષ્ય —તેની સાથે એક બીજી પણ શકા છે આપે જે કાઇ કહ્યુ તેમાં મને નવુ જાણવા જેવુ કશુ લાગતુ નથી વ્યાયામ અથવા કસરતથી શારીરિક વૃત્તિઓને પરિપુષ્ટ કરવી એમ સૌ કહે છે અને અનેકો તેમ કરે પણ છે. જેઓ સારી સગવડો ધરાવે છે તેઓ પોતાના પુત્રો તથા આશ્રિતોને સારી કેળવણી આપી તેમની જ્ઞાન-સપાદક વૃત્તિઓ ખીલવવાનો બની શકે તેટલો પ્રયત્ન પણ કરે છે આજકાલ જેટલા વિદ્યાલયો જુઓ છો ત્યાં જ્ઞાનસપાદક વૃત્તિઓને ખીલવવા સિવાય બીજુ કામજ શુ થાય છે ? ત્રીજી કાર્યકારિણી વૃત્તિનુ જો કે બરાબર અનુશીલન થતુ નથી એમ મારે સ્વીકારવુ જોઇએ તોપણ તેમ કરવાની પણ આપણી ફરજ છે એમ સૌ કોઇ માને છે. ચોથી-ચિત્તરજિની વૃત્તિનુ સ્ફુરણ ઇચ્છવાયોગ્ય છે એ વાત તો સાહિત્ય-લલિતકળા અને સૂક્ષ્મ શિલ્પવિદ્યા ઉપરથી સિદ્ધ થઇ શકે તેમ છે, અને સાહિત્યમાં પણ તેનાં સેકડો પ્રમાણો મળી આવે છે એમા આપે નવી વાત શુ કહી ?

ગુરુ —આ સસારમાં ખરૂ પૂછે તો ભાગ્યેજ કોઈ નવી વાત હશે. ખાસ સ્વર્ગમા જઇ ત્યાથી કોઇ નવો સદેશો તારે માટે આ પૃથ્વી ઉપર હુ લાવ્યો નથી. વસ્તુત મારી સર્વ વાતો પુરાતનીજ છે મને પોતાને પણ નવીનવાતમાં વિશ્વાસ નથી, અને તેમા પણ હુ અત્યારે તો ખાસ કરીને ધર્મની વ્યાખ્યા કરવા બેઠો છુ ધર્મ પુરાતન છે તો પછી ધર્મની વાતમા નવીનતા કેવી રીતે સભવે ? નૂતન ધર્મ કયાથી લાવવો, એજ હુ તો સમજી શકતો નથી

શિષ્ય:—છતા આપે વિદ્યા અથવા શિક્ષણને ધર્મના અગરૂપે માની લીધાં એમા મને નૂતનતાનો ભાસ થાય છે.

ગુરુઃ—નહિ, તે નૂતન સિદ્ધાત નથી શિક્ષણને ધર્મના એક અંશતરીકે હિદુ-ધર્મમા મૂળથીજ યોગ્ય સ્થાન આપવામાં આવ્યુ છે. એટલા માટે પ્રત્યેક હિદુધર્મ-શાસ્ત્રમા શિક્ષણ-પદ્ધતિને વિધિ-નિયમોથી બરાબર ગુથી રાખવામાં આવી છે. દાખલા તરીકે હિન્દુઓનો બ્રહ્મચર્યાશ્રમ એ કેવળ વિદ્યા પ્રાપ્ત કરવાનો વિધિ નથી તો બીજુ શુ છે ? કેટલાં, વર્ષો સુધી અધ્યયન કરવુ, કેવી રીતે અધ્યયન કરવુ અને કયા કયા વિષયોનુ અધ્યયન કરવુ એ સર્વ વિસ્તારપૂર્વક હિંદુધર્મશાસ્ત્રમાં દર્શાવવામાં આવ્યુ છે બ્રહ્મચર્યની પછી ગૃહસ્થાશ્રમ આવે છે તે પણ શિક્ષણનોજ એક વિભાગ છે બ્રહ્મચર્યાશ્રમમાં જ્ઞાનસપાદક વૃત્તિઓનુ યથાયોગ્ય અનુશીલન થઇ રહે છે. ત્યાર-પછી ગૃહસ્થાશ્રમમાં કાર્યકારિણી વૃત્તિઓનુ અનુશીલન કરવાનો પ્રસગ પ્રત્યેકને પ્રાપ્ત

થાય છે. આ પ્રમાણે બે પ્રકારની શિક્ષણ-પદ્ધતિનો પ્રચાર કરવામાં હિંદુધર્મશાસ્ત્રે જે મહાન ફાળો આપ્યો છે, તે જગતના સાહિત્યમાં અપૂર્વ છે, એમ કહેવાની જરૂર નથી. હું પણ તેજ આર્યઋષિઓના ચરણકમળમાં વંદન કરી તેમણે પ્રદર્શિત કરેલી પદ્ધતિનો તને કાંઇક ખ્યાલ આપવા માગું છું. તેની સાથે એક વાત લક્ષમાં રાખવી જોઇએ અને તે એજ કે આજથી ત્રણ-ચાર હજાર વર્ષો પૂર્વે ભારતવર્ષને માટે જે વિધિ-નિયમો નક્કી કરવામાં આવ્યા હતા તેજ નિયમો અક્ષરે અક્ષર અત્યારના કાળમાં બંધબેસતા થઈ શકે નહિ, અને હું તો એટલે સુધી કહેવાની હિંમત કરૂં છું કે જો તે ઋષિમહાત્માઓ અત્યારે જીવતા હોત તો તેઓ પણ સ્પષ્ટ રીતે કહી દેત કે—"ના, અમારા તે સમયના નિયમો આ સમયે ચાલી શકે તેમ નથી. જો તે નિયમોને અત્યારે પણ અક્ષરે અક્ષર વળગી રહેશો તો અમારા દર્શાવેલા ધર્મનો તમે ખોટો અર્થ કરો છો એમ અમને લાગ્યા વિના રહેશે નહિ." હિંદુધર્મના બાહ્ય નિયમો અને વિધિઓમાં ગમે તેટલો ફેરફાર થાય તોપણ તેનો મર્મ ભાગ તો સર્વદા અમરજ રહેવા યોગ્ય છે તે મર્મભાગ સદા-સર્વદા જીવત રહી મનુષ્યોનું હિત સાધવાને સર્વથા સમર્થ છે, કારણ કે તે નિયમોનો મૂળ પાયોજ માનવ-પ્રકૃતિ ઉપર સ્થપાયેલો છે. કોઇ કોઇ વિધિ દેશ-કાળભેદે રૂપાંતર પામે તો તેથી ગભરાવાનું નથી જેમ બીજી વસ્તુઓના સબંધમાં બને છે તેમ નિયમો પણ સમય જતાં ચોક્કસ ફેરફાર પામ્યા વિના રહેતા નથી હિંદુધર્મમાં પ્રસંગોપાત જે સુધારા-વધારાઓ થતા રહ્યા છે, તેનો એ સંક્ષિપ્ત ઇતિહાસ છે

શિષ્ય —આપ ઘણું કરીને વિલાયતી પદ્ધતિને અનુસરતા હોય એવો મને સંદેહ રહે છે, કારણ કે શક્ષિણ એ ધર્મનો અંશ છે એ વાત કોમ્ટના સિદ્ધાંત સિવાય બીજે ક્યાંઇ સાંભળી નથી

ગુરુ:—હિંદુધર્મના કોઇ એકાદ અંશની સાથે કોમ્ટનો સિદ્ધાંત મળતો આવે તેથી શું આપણે આપણો આર્યમત તજી દેવો? ક્રિશ્ચિયનધર્મમાં ઇશ્વરની ઉપાસના કરવાનું કહ્યું છે તેથી શું આપણે હિંદુઓએ ઇશ્વરોપાસનાને તિલાંજલિ આપી દેવી જોઇએ? એક પ્રસંગે "નાઇંટીન્થ સેન્ચુરી" પત્રમાં હર્બટસ્પેન્સરે કોમ્ટના સિદ્ધાંતોની સામે વાંધો ઉઠાવતા ઈશ્વર-સબંધે પોતાના જે વિચારો જણાવ્યા હતા તે ઘણાખરા આપણા વેદાન્તના અદ્વૈતવાદ તથા માયાવાદ સાથે મળતા આવે છે સ્પિનોઝાના વિચારો સાથે પણ વેદાન્તમતનું સાદૃશ્ય જોવામાં આવે છે. હવે વેદાન્તની સાથે હર્બર્ટસ્પેન્સર અને સ્પિનોઝાનો મત મળતો થયો એટલાજ માટે આપણે આપણું વેદાન્ત તજી દેવું એ ક્યાનો ન્યાય કહેવાય? મારો પોતાનો અભિપ્રાય જાણવા માગતો હોય, તો હું તો વેદાન્ત મતનો ત્યાગ કરવાને બદલે સ્પિનોઝા અથવા સ્પેન્સરનેજ યૂરોપીયન હિન્દુ તરીકે ગણી લઉં. હિંદુધર્મના સ્થૂલ અંશોને યૂરોપ

સહેજસાજ સ્પર્શી શકયો તે ઉપરથી હિંદુધર્મ કેટલો વ્યાપક તથા શ્રેષ્ઠ હોવો જોઇએ, તેનો તું કાંઇ વિચાર કરી શકે છે?

શિષ્ય—આપના કહેવા અનુસાર તો એકકે વાત ધર્મની બહાર હોય એમ લાગતું નથી ધર્મ એજ જો યથાર્થ સુખનો એક માત્ર ઉપાય હોય તો સમસ્ત મનુષ્યજીવન ઉપર કેવળ ધર્મનોજ અધિકાર પ્રવર્તવો જોઇએ હિન્દુધર્મનો પણુ એજ ઉંડામા ઉંડો આશય છે અન્ય ધર્મો એટલા બધા ભારપૂર્વક એ વિષયનો ઉપદેશ કરી શકતા નથી, એમ પણુ હું જોઇ શકું છું, અને એટલા માટે બીજા ધર્મો અપૂર્ણુ છે એમ માનવાને કારણો મળી આવે છે હિન્દુઓની પાસે આ ભવ કે પરભવ, મનુષ્ય કે ઇશ્વર, સમસ્ત જીવ કે સમસ્ત જગત્ એ સર્વ ધર્મમયજ બની રહે છે. એવો સર્વવ્યાપી-સર્વસુખમય અને પવિત્ર ધર્મ બીજો કયો હોઇ શકે?

# अध्याय ६ ट्ठो—सामंजस्य

શિષ્ય:—વૃત્તિનું અનુશીલન શું એ તો કાંઇક સમજ્યો હવે કયે સ્થળે કયી વૃત્તિને ખીલવવી અને કયે સ્થળે કયી વૃત્તિનું દમન કરવું તે સમજાવો, અર્થાત્ વૃત્તિઓનું સામંજસ્ય કેવી રીતે જળવાવું જોઇએ તે વિષે આપના મુખથી સાભળવાની ઇચ્છા છે. હું જાણુવા માગું છું કે જે શારીરિક વૃત્તિઓ વિગેરેનું આપે વર્ણુન કર્યું તે સર્વ વૃત્તિઓ શું એક સરખી રીતે ખીલવી હોય તો મનુષ્યત્વ પ્રાપ્ત કરી શકાય? કામ-ક્રોધ-લોભ આદિ વૃત્તિઓનું જે રીતે અનુશીલન થાય છે, તેજ પ્રકારે શું ભક્તિ-પ્રીતિ-દયા વિગેરેનું પણુ અનુશીલન કરવું? પૂર્વ પુરુષોએ-પ્રાચીન ધર્મવેત્તાઓએ કામક્રોધાદિનું દમન કરવાનો અને ભક્તિ-પ્રીતિ-દયાને ખીલવવાનો ઉપદેશ કર્યો છે, તેનો અર્થ શું? જો એ બન્ને પ્રકારની વૃત્તિઓનું એકસરખું અનુશીલન થાય તો પછી સામંજસ્ય કયાં રહ્યું?

ગુરુ:—ધર્મવેત્તા મહાપુરુષો જે કાંઇ કહી ગયા છે તેજ તેને માટે પૂરતું છે, કારણુ કે વિચાર કરવાથી તેનું મહત્ત્વ અને ઉપયોગિતા સમજી શકાય તેમ છે ભક્તિ-પ્રીતિ વિગેરે શ્રેષ્ઠ વૃત્તિઓ જેની સપ્રસારણુ શક્તિ—અર્થાત્ વિસ્તાર પામવાની-ખીલવાની શક્તિ સૌ કરતા અધિક છે તે વૃત્તિઓને અધિક પ્રમાણુમા ખીલવા દેવી, તેનો અધિક વિસ્તાર થવા દેવો એજ યોગ્ય છે, અને એમ થાય તોજ વૃત્તિઓનું સામંજસ્ય સચવાઇ રહે છે મે સઘળી વૃત્તિઓની સ્ફુર્તિ તથા સામંજસ્ય માટે જે ઉપદેશ કર્યો છે તેનો અર્થ એવો નથી કે પ્રત્યેક વૃત્તિને સ્વચ્છંદતાપૂર્વક આગળ ને આગળજ વધાર્યા કરવી. તું જાણે છે કે બગીચામાં જે જે વૃક્ષો અને રોપાઓ હોય તેને પોતપોતાની શક્તિ પ્રમાણે ખીલવા દઇએ

તોજ બગીચાની શોભામાં મનોહરતા આવે એક તાડ અથવા નારીયેળીના વૃક્ષને ખૂબ ઉંચે ચડતુ જોઇ ગુલાબ અથવા મલ્લિકાના રોપને પણ તેની પેઠે ઉંચે ને ઉંચે ચડાવતા જઇએ તો બગીચામા અવ્યવસ્થા કિંવા બેડોળપણુ જણાયા વિના રહે નહિ, કારણ કે ત્યાં સામંજસ્યનો નિયમ સચવાતો નથી. મતલબ કે જે વૃક્ષની જેવી સંપ્રસારણ શક્તિ હોય તેટલા પ્રમાણમા તેને ખીલવા દેવુ એજ સુયોગ્ય માળીનુ કર્તવ્ય છે. જો એક વૃક્ષની વૃદ્ધિથી બીજા વૃક્ષને બીલકુલ પોષણ મળી શકતુ ન હોય, અથવા બીજા શબ્દોમા કહુ તો આબલી કિંવા નારીયેળીની વૃદ્ધિથી ગુલાબનો રોપો સુકાઇ જતો હોય તો ત્યાં સામંજસ્યનો નિયમ સચવાતો નથી એવો આપણે નિશ્ચય કરવો જોઇએ વૃક્ષોના સંબંધમા આ નિયમ જેમ ઉપયોગી છે તેવીજ રીતે મનુષ્યોના સંબંધમા પણ સમજી લેવુ હુ કહી ગયો છુ કે ભક્તિ, પ્રીતિ તથા દયા વિગેરે વૃત્તિઓ એવા પ્રકારની છે કે તેને ખૂબ વૃદ્ધિ પામવાનો આપણે અવકાશ આપવોજ જોઇએ, અને જો એમ થાય, એટલે કે બીજી વૃત્તિઓ કરતા તેને અધિક સ્ફુર્તિ તથા વિસ્તાર મળી શકે તોજ બાકીની સર્વ વૃત્તિઓનું સામંજસ્ય સુરક્ષિત રહે. કેટલીક શારીરિક વૃત્તિઓ એવા પ્રકારની છે કે તેની વિસ્તાર પામવાની શક્તિ મૂળથીજ અધિક હોય છે હવે જો તે શારીરિક વૃત્તિઓને બને તેટલી છુટથી આગળ વધવા દઇએ તો તેથી બીજી વૃત્તિઓની યોગ્ય સ્ફુર્તિને ઘણી હાનિ પહોંચે એ તદન સંભવિત છે, અને એટલા માટે શારીરિક વૃત્તિઓને સ્વચ્છંદતા પૂર્વક ઉછેરવી એ અયોગ્ય છે આબલીના વૃક્ષ પાસે ગુલાબના રોપાઓ વાવ્યા હોય તો ગુલાબનો રસ આંબલી ચૂસી લે એવો એક નિયમ છે પરંતુ એટલા ઉપરથી એમ સમજી લેવાનુ નથી કે એવા વૃક્ષોનો બગીચામાથી છેક ઉચ્છેદજ કરી નાખવો જોઇએ કારણ કે જીવનમા અનેકવાર ખટાઈની પણ જરૂર તો પડે છેજ તેવી રીતે નિકૃષ્ટ વૃત્તિઓનો સર્વથા ઉચ્છેદ કરી નાખવો એ પણ અયોગ્ય છે, કારણ કે જીવનમા તેની પણ જરૂર પડે છે, પરંતુ એ વિષે બીજે કોઇ પ્રસંગે વિસ્તારથી બોલીશ આબલીના વૃક્ષનો ઉચ્છેદ તો નજ કરવો, પણ બગીચાના એક ખૂણામા તેને ઉછરવાનો અવકાશ આપવો જોઇએ. ત્યા રહીને પણ તે બહુ જોર કરી ન જાય અને બીજા રોપાઓને નુકશાન ન કરે તેની સાવચેતી રાખવી જોઇએ તેમજ સમગ્ર ઉદ્યાનમાં એવાં વૃક્ષો બે–ત્રણથી વધુ ન ઉગે તે માટે પણ લક્ષ રાખવું જોઇએ, કારણ કે એક બગીચામાં આંબલીનાં બે ત્રણ વૃક્ષો બસ લેખાય. તેજ રીતે નિકૃષ્ટ–વૃત્તિઓદ્વારા સાંસારિક જરૂરિયાતો પૂરી પડે તેટલે જ અંશે તેની ઉપયોગિતા સ્વીકારવી, અને તેને તેટલેજ અંશે ખીલવા દેવી જોઇએ જરૂર કરતા વિશેષ જોર કરી જાય એમ બનવા દેવુ નહિ યોગ્ય વૃદ્ધિ અને યોગ્ય સામંજસ્ય એમ જે મે કહ્યુ તે એનુજ નામ.

શિષ્ય:—હવે સમજ્યો કે કેટલીએક એવી વૃત્તિઓ છે, કે જેનુ દમન કરવાથીજ બીજી વૃત્તિઓ યોગ્ય પ્રમાણુમા ખીલી શકે.

ગુરુ—પણ જો "દમન" શબ્દનો અર્થ "ધ્વસ" એવો કરતો હોય તો તે ઠીક નથી કામનો ધ્વસ કરવાથી તો મનુષ્યજાતિનોજ ધ્વસ થાય એટલા માટે ગમે તેવી હલકી વૃત્તિનો પણ ધ્વસ કરવો એ ધર્મવિરુદ્ધ છે–અધર્મ છે. આપણા પરમ રમણીય હિદુધર્મમા પણ એજ વાત કહેવામા આવી છે. હિન્દુશાસ્ત્રકારોએ તેનો ધ્વસ કરવાનો કદાપિ ઉપદેશ કર્યો નથી, એટલુજ નહિ પણ ધર્માર્થે તેની આવશ્યકતા પણ સ્વીકારી છે. હિદુશાસ્ત્ર પ્રમાણે પુત્રોત્પત્તિ અથવા વશરક્ષા એ પણ એક ધર્મનુજ અગ મનાય છે, તોપણ એક વાત ભૂલી જવાની નથી અને તે એજ કે ધર્મના પ્રયોજન સિવાય ઉક્ત વૃત્તિઓની સ્ફુર્તિ થવા દેવી એ નિષિદ્ધ વાત છે હુ જે ધર્મવ્યાખ્યા તને આજે સભળાવવા માગુ છુ તેમા પણ મારે એની એજ વાત પુન કહેવાની છે, કારણ કે વશરક્ષા કિવા સ્વાસ્થ્યરક્ષા સિવાય એવી નિકૃષ્ટ વૃત્તિને અધિક પ્રમાણુમાં ખીલવા દઇએ તો બીજી ઉચ્ચતર વૃત્તિઓની વૃદ્ધિમા તે આડે આવ્યા વિના રહે નહિ અને તેથી સામજસ્યનો ભગ થાય અયોગ્ય અને અનુચિતવૃત્તિઓનો નિરોધ કરવો એનેજ જો દમન કહેવામા આવે તો મે ઉપર કહી તેવી સર્વ વૃત્તિઓનુ દમન કરવુ એને અનુશીલન કહેવામા હરકત નથી, એવા અર્થમા ઈદ્રિયોનુ દમન કરવુ એ પરમ ધર્મ છે, એમ કહેવાની જરૂર નથી

શિષ્ય.—વશરક્ષા અર્થે કામવૃત્તિની મહેજસાજ જરૂર છે, એ વાત ઠીક છે, અને એને માટે એની આવશ્યકતા સ્વીકારવી જોઇએ, પણ તે સિવાય એવી બીજી અનેક નિકૃષ્ટ વૃત્તિઓ છે, તેની સ્ફુર્તિ માટે આપનુ ઉક્ત કથન કેવી રીતે બધબેસતુ થઇ શકે ?

ગુરુ—પ્રત્યેક વૃત્તિને માટે મારો ઉપલો ઉપદેશ લાગુ પડી શકે તેમ છે તુજ કહે કે એવી કયી વૃત્તિ છે કે જેને માટે ઉક્ત ઉપદેશ બધબેસતો ન થઈ શકે ?

શિષ્ય.—દાખલાતરીકે ક્રોધ ક્રોધવૃત્તિનો જડમૂળથી ઉચ્છેદ કરવામાં આવે તો તેમાં હું કાંઇ અનિષ્ટ જોતો નથી.

ગુરુ—આત્મરક્ષા અથવા સમાજરક્ષાને માટે ક્રોધ ઘણો ઉપયોગી છે સજા કરવાનો અથવા દડ કરવાનો કાયદો એ વિધિયુક્ત સામાજીક ક્રોધ નથી તો બીજુ શું છે ? ક્રોધનો ઉચ્છેદ થાય તો તેની સાથે કાયદા–કાનુનનો પણ ઉચ્છેદ થઇ જાય, અને કાયદા–કાનુનનો ઉચ્છેદ થાય તો પછી સમાજનો પણ ઉચ્છેદ થતાં વાર લાગે નહિ.

શિષ્ય:—દડનીતિને હુ ક્રોધમૂલક ગણી શકતો નથી. તેને તો દયામૂલકજ ગણુવી જોઇએ, કારણ કે દડનીતિનો પ્રચાર કરનાર અથવા તે પ્રમાણે શિક્ષા કરનાર પુરુ-

પોતો ઉદ્દેશ જનસમાજનું કલ્યાણ કરવા સિવાય બીજો કાંઇ સંભવતો નથી સર્વ લોકોની કલ્યાણ–કામના એજ રાજદંડના પ્રણેતાઓનો મુખ્ય સિદ્ધાંત હોય છે.

ગુરુ:—મે આત્મરક્ષાની વાત તને કહી તેવિષે ગંભીરતાથી વિચાર કરી જો. અનિષ્ટકારી મનુષ્યોથી પોતાનો બચાવ કરવાની લાગણી તેનુજ નામ ક્રોધ. એવો ક્રોધ આપણામાં હોય તોજ હરામખોરોની સામે આપણે થઇ શકીએ, અને કોઇની સામે થવુ એજ આત્મરક્ષાનો પ્રયત્ન, એમ કહેવુ અયોગ્ય નથી તું કદાચ એમ કહેશે કે અનિષ્ટકારીઓથી બચતા રહેવાનો પ્રયત્ન તો આપણે આપણા બુદ્ધિબળથી કરી શકીએ તેમ છીએ તો પછી ક્રોધની શુ જરૂર છે ? પરતુ તેની સાથે આ એક વાત લક્ષમા રાખવાની છે કે જો કેવળ બુદ્ધિબળથીજ આપણે આપણો બચાવ કરી શકતા હોઇએ તો આપણામાં એટલો બધો આગ્રહ કે વેગ આવી શકે નહિ દુષ્ટોનુ દમન કરવા માટે આપણામાં જે આગ્રહ, વેગ કે ત્વરા રહેલી છે તે કેવળ ક્રોધનેજ આભારી છે ધીમે ધીમે જ્યારે મનુષ્યો બીજાને પોતાના જેવાજ–અર્થાત્ આત્મવત્ જોતાં શીખશે ત્યારે તેજ ક્રોધ આત્મરક્ષા તથા પરરક્ષામાં એકસરખો ઉપયોગી બની રહેશે. બીજાઓનુ રક્ષણ કરવા માટે નિયમ-બદ્ધ જે ક્રોધ તેને દંડનીતિ કહેવામા આવે છે

શિષ્ય—અસ્તુ. પરતુ લોભમાં તો મને ધર્મ જેવુ કાંઇ લાગતું નથી

ગુરુ—જે મનોવૃત્તિની અનુચિત સ્ફુર્તિને "લોભ" એવુ નામ આપવામા આવ્યુ છે તેજ વૃત્તિની ઉચિત કિવા યોગ્ય સ્ફુર્તિને ધર્મસંગત અર્જનસ્પૃહા ( મેળવવાની ઇચ્છા ) કહી શકાય આપણી પોતાની જીવનયાત્રા સહીસલામત રીતે ચલાવવાને માટે, તેમજ જેઓની જીવનયાત્રા નિભાવવાનો ભાર આપણા ઉપર આવી પડયો છે તેમને માટે જે જે વસ્તુની જરૂર પડે તે તે વસ્તુ પ્રાપ્ત કરવી એ પણ ફરજ છે આ પ્રમાણે યોગ્ય સીમામાં રહીને જે કાંઇ કમાવુ તેને હું દોષપાત્ર લેખતો નથી, પણ એ ઉપરથી માત્ર ધનજ પ્રાપ્ત કરવુ જોઇએ એમ હુ કહેવા નથી માગતો. ભોગ્ય વસ્તુમાત્રની પ્રાપ્તિ કરવી જોઇએ એવો મારો ઉદ્દેશ છે અને તે ધર્મયુક્ત છે હવે તેમાં જો યોગ્ય સીમાનુ ઉલ્લંઘન થાય તો તે સદ્વૃત્તિ તુરતજ અશુભવૃત્તિમા–લોભમાં ફેરવાઇ જાય છે આ પ્રમાણે જે વૃત્તિનુ યોગ્ય સ્ફુરણ એક કાળે ધર્મસંગત હતુ તેજ વૃત્તિનુ અયોગ્ય સ્ફુરણ મહાપાપરૂપ બની જાય છે મારો કહેવાનો આશય બરાબર સમજી લે. જેને આપણે નિકૃષ્ટવૃત્તિ કહીએ છીએ તે સર્વ વૃત્તિઓને તેની ઉચિત હદમાં ખીલવા દેવી તેનુ નામ ધર્મ અને તેનુ ઉલ્લંઘન થવા દેવુ તેનુ નામ અધર્મ. આ સર્વ વૃત્તિઓ એવી તેજસ્વી છે કે જો આપણે સાવચેતી ન રાખીએ તો તે આપોઆપ પણ બળવાન્ થઇ જાય અને આપણા ઉપર અધિકાર જમાવી બેસે. એટલા માટે તેનુ યથાયોગ્ય દમન કરવુ એજ અનુશીલન

માર્ગનો મૂળ ઉદ્દેશ છે દમન અને ઉચ્છેદ એ બે શબ્દો છેક જૂદા અને ભિન્ન અર્થ-વાચક છે એ ભૂલી જઇશ નહિ મહાદેવે મન્મથને હદથી વધારે બળવાન બનતો જોઇ તેનો એક સમયે ઉચ્છેદ કર્યો હતો, પરંતુ લોકહિતાર્થે તેને પાછો જીવિત કર્યા સિવાય ચાલ્યું નહિ × શ્રીમદ્ ભગવદ્ગીતામા કૃષ્ણે જે ઉપદેશ કર્યો છે તેમા પણ ઇંદ્રિયોનો ઉચ્છેદ કરવાનુ કયાય કહ્યુ નથી દમન કરવાનુ જ સર્વત્ર પ્રબોધ્યુ છે, કેમકે ઇંદ્રિયો સયમમા રહે તોજ હૃદયની શાંતિનો ભગ થાય નહિ દૃષ્ટાંતરૂપે --

रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥

**શિષ્ય** --અસ્તુ. હવે એ બાબત ઉપર વધુ વખત ગાળવાની જરૂર નથી હવે અધુના ભક્તિ-પ્રીતિ-દયા વિગેરે શ્રેષ્ઠવૃત્તિઓના અનુશીલન સબધે કાઇક ઉપદેશ કરો

**ગુરુ.**--એ વિષય ઉપર મને પણ એટલા બધા વિસ્તારથી બોલવાની ઇચ્છા નહોતી, પરંતુ કેટલાંએક કારણોને લઇને તેમ કરવુ પડયુ પ્રથમ તો એ કે તારી શંકાનુ નિવારણ કયા સિવાય આગળ વધવાનુ મને યોગ્ય લાગ્યુ નહિ, અને બીજુ એ કે આજકાલ યોગધર્મની જે ઘેલછા લોકોમાં દાખલ થવા પામી છે તેના પ્રત્યે મને એવો તિરસ્કાર છે કે પ્રસગોપાત તેવિષે બોલ્યા વિના રહી શકયો નહિ. યોગની પાછળ ઘેલા જેવા બનેલા કેટલાક માણસોનો અભિપ્રાય એવો છે કે કેટલીક વૃત્તિઓનો સમૂળો ઉચ્છેદ કરી નાખવો અને કેટલીક વૃત્તિઓને હદ ઉપરાંત બળવાન બનાવી દેવી આ અભિપ્રાય બહુ ભૂલભરેલો છે વૃત્તિઓનુ યથાયોગ્ય અનુશીલન થાય નહિ અને એક વૃત્તિની ખીલવણી બીજી વૃત્તિને વિઘ્નરૂપ થાય તો ત્યા સામજસ્યનો નિયમ સચવાતો નથી અને એથી કરીને ધર્મ પણ અધર્મરૂપે પરિણમે છે. નિકૃષ્ટવૃત્તિ કે ઉત્કૃષ્ટવૃત્તિ એ ઉભયમાથી એકકે વૃત્તિનો છેક ઉચ્છેદ કરી નાખવો એ અધર્મ છે વિષયી અથવા સ્વાર્થી માણસને આપણે અધર્મી કહીએ છીએ, તે શા માટે ? કારણ કે તેની તે નિકૃષ્ટવૃત્તિઓ ઉચ્ચવૃત્તિઓને આડે આવી એ ઉચ્ચવૃત્તિઓને જોઇએ તેટલા પ્રમાણમા ખીલવા દેતી નથી તેજ પ્રમાણે એક યોગી પણ અધાર્મિક છે, કારણ કે તે બીજી બધી વૃત્તિઓ તરફ ઉપેક્ષા કરી પોતાની ઉચ્ચવૃત્તિઓનેજ હદથી અધિક પ્રમાણમાં કેળવ્યા કરે છે અલબત્ત એટલુ છે કે ઉચ્ચ અને નીચ

× મન્મથનો ઉચ્છેદ થવા છતા મનુષ્યો રતિથી પોતાનો બચાવ કરી શકયા નહિ, એટલા માટે મન્મથને પુન સજીવન કરવો પડયો આ ઉપરથી એટલુ સમજવાનુ છે કે વૃત્તિઓનો ઉચ્છેદ જેમ ઇષ્ટ નથી તેજ પ્રમાણે વૃત્તિઓને બહેકાવી દેવી એ પણ ઇચ્છવાયોગ્ય નથી પૌરાણિક કથાઓનો આ રીતે અર્થ કરવામાં આવે તોજ તે સાર્થક થાય એક-બે પૌરાણિક વાર્તાઓનો અર્થ આજ નિબધમા હવે પછી અમે આપીશુ

વૃત્તિના ભેદોને લઇને સ્વાર્થી તથા વિષયી માણસને હલકી કોટીનો અધાર્મિક અને યોગી તથા કઠોર તપસ્વીને ઉચ્ચ કોટીનો અધાર્મિક કહીએ તો કાંઇ ખોટું નથી. અધાર્મિક તો બન્નેય છે જો મને ખરૂં પૂછે તો હું તો એટલે સુધી કહું છું કે વસ્તુતઃ એકે વૃત્તિ નિકૃષ્ટ કે અનિષ્ટકર નથી આપણા પોતાના દોષને લઇને કોઈ વૃત્તિ અનિષ્ટકર થાય તો તેમા એ વૃત્તિને શામાટે નિંદવી ? નિકૃષ્ટ જેવી કોઇ વસ્તુજ પરમાત્માએ આપણને આપી નથી તેની પાસે નિકૃષ્ટ કે ઉત્કૃષ્ટ એવો કશો ભેદજ નથી તેણે જે જે કાંઇ કર્યું છે તે કેવળ અમુક ઉપયોગ પરતુંજ કર્યું છે, અને જ્યાંસુધી અમુક વસ્તુ ઉપયોગી હોય ત્યાંસુધી તે ઉત્કૃષ્ટજ રહે છે ખરૂ છે કે જગતમાં કેટલુક અમંગળ જેવુ પણ છે, પરતુ એ અમંગળ મંગળની સાથે એવા તો ગાઢ સબંધથી જોડાયલુ છે કે તેને મંગળનો એક અંશવિશેષ લેખીએ તો તે કોઇ રીતે અયોગ્ય નથી. આપણી સર્વ વૃત્તિઓ મંગળમયજ છે જ્યારે તેનાથી કાંઇ અમંગળ થઇ જાય ત્યારે સમજવું કે તે આપણા પોતાના દુરુપયોગ અથવા દોષનુજ પરિણામ છે જગતસબંધી શાંત રીતે તુ વિચારો કરશે તો તને જણાશે કે આપણું મંગળ કરવા સિવાય જગતરચનાનો બીજો ઉદ્દેશજ નથી. નિખિલ વિશ્વના સર્વ અંશો મનુષ્યોની વૃત્તિને કેવળ અનુકૂળતાજ આપી રહ્યા છે એટલાજ માટે યુગોના યુગો વીતવાની સાથે મનુષ્યજાતિની એકંદરે ઉન્નતિજ થતી રહી છે–એકંદરે અવનતિ તો થઇજ નથી, કારણ કે ધર્મ સિવાય ઉન્નતિનુ બીજુ એકકે કારણ નથી જે નાસ્તિક વૈજ્ઞાનિકધર્મનુ ઉપહાસ્ય કરી વિજ્ઞાનનેજ જગત્‌ની ઉન્નતિના કારણરૂપ માને છે તે બિચારો એટલુ સમજી શકતો નથી કે તેનુ વિજ્ઞાન એ પણ ધર્મનોજ એક અંશ–ભાગ છે, અને પોતેજ તે અંશનો ધર્માચાર્ય છે. તે વૈજ્ઞાનિક જ્યારે ' લૉ '’નો માહમા ગાય છે, અને આપણે જ્યારે પ્રભુના નામનુ ઉચ્ચારણ કરીએ છીએ ત્યારે આપણે સર્વ માત્ર એકજ ક્રિયા કરીએ છીએ–એકજ પ્રાર્થના કરીએ છીએ બન્નેની વાણી કેવળ વિશ્વેશ્વરનુજ કીર્તન કરે છે મનુષ્યો ધર્મની પાછળ આવાં ઉપહાસ્યો તથા કલેશ–કંકાસો શામાટે કરતાં હશે તેનુ કારણજ હું સમજી શકતો નથી.

# अध्याय ७ मो–सामंजस्य अने सुख

ગુરુ —નિકૃષ્ટ વૃત્તિઓ સબંધી વાત રહેવા દઈ હવે ઉત્કૃષ્ટ વૃત્તિઓના સબંધમા જે કાંઇ કહુ તે લક્ષપૂર્વક સાભળ.

શિષ્ય —આપ કહી ગયા છો કે ભક્તિ વિગેરે કેટલીક કાર્યકારિણી વૃત્તિઓ ખૂબ આગળ વધી શકે તેવી છે, અને તેથી તેને વિસ્તાર પામવા દઇએ તોજ સર્વ વૃત્તિઓનું સામંજસ્ય જળવાઇ રહે એથી ઉલટી રીતે કામાદિ વૃત્તિઓ એવી છે કે

તેને જો વિસ્તાર પામતી અટકાવવામા ન આવે તો સામજસ્યનો ભગ થયા વિના રહે નહિ બન્ને પ્રકારની વૃત્તિઓ વિસ્તાર પામવાની શક્તિ ધરાવે છે એ વાત તો આપ પણુ કબૂલ કરી ગયા છો જો ઉભયવિધ વૃત્તિમાં વિસ્તાર પામવાની એક-સરખી શક્તિ રહેલી છે તો પછી ભક્તિ વિગેરેને આગળ વધવા દેવી અને કામાદિ વૃત્તિને અમુક સીમાથી આગળ વધવા ન દેવી તેનુ શુ કારણુ ? આપ કહી ગયા છો કે જો કામાદિ વૃત્તિ બળવાન બની જાય તો ભક્તિ-પ્રીતિ અને દયાદિ વૃત્તિઓ બરાબર ખીલી શકે નહિ પરતુ ભક્તિ-પ્રીતિ આદિ વૃત્તિ જો બળવાન થઇ જાય તો કામ-ક્રોધાદિની ઉત્તમ રીતે ખીલવણી થઇ શકે નહિ, અને તેથી સામજસ્યનો ભગ થાય, તેમ કોઈ કહે તો તેનું સમાધાન આપ કેવી રીતે કરો ?

ગુરુ—શારીરિક વૃત્તિઓ કે જેને પાશવવૃત્તિ કહેવામા આવે છે, અર્થાત્ જે વૃત્તિ પશુઓમા પણુ છે, અને આપણામાં પણુ છે તે વૃત્તિ આપણા જીવનની રક્ષાને માટે અથવા તો વંશની રક્ષાને માટે જરૂરની છે એમ આગળ કહી ગયો છુ પરતુ આ પાશવવૃત્તિ પોતાની મેળેજ સ્ફુરી શકે એવી હોવાથી તેને ખીલવવાને માટે અનુશીલનની કે પ્રયત્નની જરૂર રહેતી નથી દાખલાતરીકે ક્ષુધા અને તૃષા માટે આપણે કાંઇ ખાસ પ્રયત્ન કરવો પડતો નથી, તેમજ ઉઘવાની શક્તિ પ્રાપ્ત કરવાને પણુ કોઇ ખાસ પ્રકારની પ્રવૃત્તિ ક્યાય જેવામા આવતી નથી અહીંઆં એક વાત બહુજ લક્ષમાં રાખવાની છે સ્વતસ્ફુર્ત વૃત્તિ અને સહજ વૃત્તિ એ બે છેક ભિન્ન ભિન્ન વસ્તુઓ છે જે વૃત્તિ જન્મની સાથેજ આપણામા ઉતરી આવી છે તેને "સહજ" કહી શકાય, અને સર્વ વૃત્તિ "સહજ"-દેહની સાથેજ ઉત્પન્ન થયેલી છે, પરતુ સર્વ વૃત્તિને સ્વતઃસ્ફુર્ત (પોતાની મેળેજ સ્ફુરવાવાળી) કહી શકાય નહિ જે સ્વતઃસ્ફુર્તિવાળી વૃત્તિ છે તેને બીજી વૃત્તિનુ અનુશીલન કશી હરકત કરી શકતુ નથી

શિષ્ય—કાંઇ સમજાયુ નહિ. જે વૃત્તિ સ્વતસ્ફુર્ત નથી તે બીજી વૃત્તિના અનુશીલનથી શામાટે લુપ્ત થાય ?

ગુરુ—અનુશીલનને માટે ત્રણુ વસ્તુ જરૂરની છે (૧) સમય (૨) શક્તિ-અને (૩) અનુશીલનનુ ઉપાદાન-અર્થાત્ જે વડે વૃત્તિનુ અનુશીલન થાય તે અત્યારના કાળમાં આપણી શક્તિ અને સમય અત્યત પરિમિત છે મનુષ્યજીવન અમુક વર્ષ કરતાં વધારે લબાઇ શકતું નથી ભરણુ-પોષણુ અર્થે વખતનો જે ભોગ આપવો પડે છે, તેના હિસાબે વૃત્તિઓને ખીલવવાનો સમય આપણુને બહુજ અલ્પ મળે છે, એ વાત નિર્વિવાદિત છે હવે જો આ અવકાશના સમયનો કોઇ પણુ રીતે સદુપયોગ ન થાય તો વૃત્તિઓના અનુશીલનને માટે બીજો સમય મળી શકે નહિ. સમયનો દુરુપયોગ ન થાય તેટલા માટે એવો નિયમ કરવો જોઇએ કે "જે વૃત્તિને માટે અનુશીલનની જરૂર નથી-અર્થાત્ જે સ્વતઃસ્ફુર્ત છે તેના અનુ-

શીલનને માટે હું વધારે વખત આપીશ નહિ, અને જે વૃત્તિને અનુશીલનની જરૂર છે, અર્થાત્ પ્રયત્ન કરવાથીજ જે વૃત્તિ ખીલી શકે તેમ છે તેની પાછળજ હું બાકીના સમયનો ઉપયોગ કરીશ " એવો નિયમ જો ન કરવામા આવે અને સ્વત-સ્ફુર્ત વૃત્તિના નિરર્થક અનુશીલન પાછળજ સઘળો સમય વીતાવી દેવામા આવે તો સમયના સંકોચને લઇને અન્ય વૃત્તિઓનુ આવશ્યક તથા યોગ્ય અનુશીલન ન થાય એ તદ્દન સ્વાભાવિક છે, અને એમ થાય તો બાકીની વૃત્તિઓ અપકવ અવસ્થામાજ પડી રહે એમ કહેવાની જરૂર નથી સમયના સબંધમાં જેમ ઉપલી વાત સત્ય ઠરે છે તેવીજ રીતે શક્તિના સબંધમા પણ એજ વાત લાગુ પાડી શકાય. આપણામાં કાર્ય કરવાની જે શકિત રહેલી છે તે મોટે ભાગે પરિમિત છે, અને આજીવિકા ચલાવવા માટે તેનો ઘણો ખરો ભોગ આપવો પડે છે આથી કરીને સ્વતસ્ફુર્ત વૃત્તિઓને કેળવવા માટે જે શક્તિ ખર્ચવી જોઇએ તે આપણાથી ખર્ચી શકાતી નથી. તેમાં પણ પાશવૃત્તિઓને અધિક પોષણ આપવાથી શક્તિનો ઘણો ક્ષય થાય છે એ વાત પણ લક્ષમા રાખવી જોઇએ ત્રીજી વાત એ પણ સમજવાયોગ્ય છે કે સ્વત-સ્ફુર્ત પાશવવૃત્તિના અનુશીલનના ઉપાદાનમા × અને માનસિક વૃત્તિના અનુશીલનના ઉપાદાનમાં પરસ્પર ભારે વિરોધ રહ્યા કરે છે. વધારે સ્પષ્ટરીતે કહુ તો જ્યા પાશવવૃત્તિ બળવાન હોય ત્યાં માનસિક વૃત્તિ સંપૂર્ણ બળથી ખીલી શકતી નથી. જે મનુષ્ય વેશ્યાઓના મંડળમા રાતદિવસ વસતો હોય તેના હૃદયમાં ઇશ્વરસબધી વિચારો આવવા પ્રાય અસભવિતજ છે કોઇ ભયકર ગુસ્સાવાળા લશ્કરી માણસ પાસે જેમ દીન ભિક્ષુક જતા થરથરે છે તેમ વિલાસની પાસે જતા વિશુદ્ધિ પણ કમકમે છે ! ટુકામા કહેવાનો આશય એટલોજ છે કે પાશવવૃત્તિઓ શરીરની રક્ષાને માટે અથવા જાતિની રક્ષાને માટે ઉપયોગી છે તેને લઇને હો, કે વંશપરપરાથી તેની ખીલવણી થતી આવે છે તેને લઇને હો કે પછી આહાર, વિહાર, રીતરીવાજના દોષોને લીધે માણસો નબળા બનતા ચાલીને પાશવવૃત્તિઓના દુરુપયોગને રોકી શકતા નથી તેને લઇને હો—ગમે તેમ હો—પણ એ વૃત્તિઓ એટલી બધી બળવાન હોય છે કે તેની ખીલવણી કરતી વખતે સમસ્ત હૃદય ઉપર તેની સત્તા વર્તવા લાગે છે, અને બીજી કોઇ વૃત્તિને ખીલવાનો અવકાશ મળતો નથી

હવે જે વૃત્તિઓ સ્વતસ્ફુર્ત નથી તેને કેળવવાને માટે આપણે આપણા અવકાશના અવસરનો ઉપયોગ કરીએ અથવા આજીવિકાના નિહર્વામાથી બાકી રહે તેટલી શક્તિનો ઉપયોગ કરીએ તો તેથી સ્વત સ્ફુર્ત વૃત્તિને કોઇ પણ પ્રકારનુ

× ઉપાદાન એટલે વસ્તુની ઉત્પત્તિમા અનિવાર્ય સાધન જેમકે માટી વિના ઘડો થઇજ શકે નહિ માટે માટી એ ઘડાનુ ઉપાદાન કારણ કહેવાય, ઉપાદાનને અંગ્રેજીમાં " મટિરીયલ કોઝ " કહેવામાં આવે છે. અનુવાદક

વિઘ્ન થતું નથી, કારણ કે તે વૃત્તિઓ પોતેજ સ્વતઃસ્ફુર્ત હોય છે, તેની ખીલવણીને માટે કોઇને કશો પ્રયત્ન કરવો પડતો નથી, એ વાત હુ તને આગળ કહી ગયો છુ નિ:સશય, એટલુ થાય કે જેમ જેમ માનસિક વૃત્તિઓ કેળવાય તેમ તેમ પાશવવૃત્તિઓ દબાતી જાય, અર્થાત્ બન્નેનાં ઉપાદાનો ભિન્ન ભિન્ન હોવાથી પાશવવૃત્તિઓનુ દમન થાય એ સ્વાભાવિક છે, પરન્તુ વૃત્તિઓનુ યથાયોગ્ય દમન એજ વસ્તુત વૃત્તિઓનું યથાર્થ અનુશીલન છે

શિષ્ય —પરન્તુ, યોગીઓ અન્ય વૃત્તિઓને ખૂબ કેળવીને અથવા તો બીજા કોઇ ઉપાયથી પાશવવૃત્તિનો છેક ધ્વસ કરી નાખે છે તે યોગ્ય કહેવાય કે નહિ ?

ગુરુ —પ્રયત્ન કરવાથી કામાદિ વૃત્તિનો ઉચ્છેદ ન થાય એવુ કશુજ નથી, પરતુ તે અવસ્થા અમારા અનુશીલન ધર્મમા નથી સન્યાસ ધર્મને માટેજ તેને રહેવા દે, કારણુ કે સન્યાસ એ નિવૃત્તિનો માર્ગ છે, અને અનુશીલન એ પ્રવૃત્તિનો માર્ગ છે

શિષ્ય —અસ્તુ આપના સામજસ્યતત્ત્વનો સામાન્ય નિયમ સમજાય તેવો છે અર્થાત્ જે સ્વતઃસ્ફુર્ત વૃત્તિ છે તેને બહુ વધવા ન દેવી અને જે વૃત્તિ સ્વતઃસ્ફુર્ત નથી તેને ખીલવવાનો પ્રયત્ન કરવો એ વાત તો બરાબર સમજાઇ, પરતુ તેમાં એક શકા છે પ્રતિભા—જેને અગ્રેજીમા "જીનીયસ" કહેવામા આવે છે તે શુ સ્વતઃસ્ફુર્ત નથી ? પ્રતિભા એ કોઇ એક ખાસ પ્રકારની વૃત્તિ નથી એ વાત મારા જાણુવામાં છે, પરતુ ધારો કે કોઈ માનસિકવૃત્તિ એવી હોય કે જે પોતાની મેળે બળ કરી આગળ વધવા માગતી હોય તો શુ તેને વધવા ન દેવી ? હુ માનુ છુ કે એવી વૃત્તિને દબાવવી તેના કરતા આત્મહત્યા કરવી એજ વધારે યોગ્ય છે.

ગુરુ —તારૂ કહેવુ બરાબર છે.

શિષ્ય.—જો ઉક્ત કથન યથાર્થ હોય તો હવે પ્રશ્ન એ છે કે અમુક વૃત્તિને વધવા દેવી અને અમુકને ન વધવા દેવી એનો નિર્ણય કેવી રીતે કરવો ? અમુક વસ્તુ પીત્તળની છે કે સુવર્ણની છે એનો નિર્ણય કરવા માટે કોઇ કસોટી તો જોઇએને ? આપની પાસે એવો કોઇ કસોટીનો પથ્થર છે ?

ગુરુ —હુ કહી ગયો છુ કે સુખનો ઉપાય ધર્મ છે, અને મનુષ્યત્વની પ્રાપ્તિ એજ સુખ છે. એટલા માટે સુખ એજ આપણી કસોટી.

શિષ્ય —બહુ ભયકર વાત ! હુ એમ કહુ કે ઇન્દ્રિયોની પરિતૃપ્તિ એજ ખરૂ સુખ છે, તો આપ તેની સામે કેવી રીતે વાંધો લઇ શકશો ?

ગુરુ —નહિ. હવે તારાથી એમ કહી શકાય નહિ, કારણુ કે સુખ એટલે શુ એ વિષય હુ તને અગાઉ સમજાવી ગયો છુ આપણી સમસ્ત વૃત્તિઓનું સ્ફુર્તિ, સમસ્ત વૃત્તિઓનુ પરસ્પર સામજસ્ય અને તેમની યથાયોગ્ય પરિતૃપ્તિ એજ યથાર્થ સુખ છે.

શિષ્ય —ત્યારે એ વિષય મારાથી બરાબર સમજાયો નથી. સમસ્ત વૃત્તિઓની એકી સાથે સ્ફુર્તિ અને પરિતૃપ્તિ થવા દેવી તેમાં યથાર્થ સુખ હશે કે પ્રત્યેક ભિન્ન ભિન્ન વૃત્તિની સ્ફુર્તિ તથા પરિતૃપ્તિ થવા દેવી તેમા યથાર્થ સુખ હશે ?

ગુરુ—સમસ્ત વૃત્તિઓની એકીસાથે યથાયોગ્ય સ્ફુર્તિ થવા દેવી તેજ યથાર્થ સુખ ભિન્ન ભિન્ન વૃત્તિની સ્ફુર્તિ તથા પરિતૃપ્તિ એ તો સુખનો આભાસ અથવા અંશમાત્ર છે.

શિષ્ય —ત્યારે કસોટી કેવી રીતે કરવી ? સુખનો અંશમાત્ર પ્રાપ્ત થતો હોય તો તે વૃત્તિને ખીલવા દેવી કે એકીસાથે સમસ્ત વૃત્તિઓને ખીલવા દેવી ?

ગુરુ —સમસ્ત વૃત્તિઓને એકીસાથે ખીલવા દેવી અને તેથી જે સુખ પ્રાપ્ત થાય તેનેજ યથાર્થ સુખ લેખવુ

શિષ્ય —એ વાત બરાબર સમજાતી નથી ધારો કે હુ ચિત્રવિદ્યામા કુશળ છુ કેટલીક માનસિકવૃત્તિઓ સારી રીતે કેળવાય ત્યારેજ એવી વિદ્યાઓમા કુશળ થવાય છે, એમ કહેવાની જરૂર નથી અહીઆ સ્વાભાવિકરીતેજ એવો પ્રશ્ન ઉઠે છે કે મારે મારી ચિત્રવિદ્યાસબધી વૃત્તિઓની ખીલવણીમા તલ્લીનતાપૂર્વક લાગ્યા રહેવુ કે નહિ ? આપ તેના ઉત્તરમા એક જ વાત કહેશો કે " સમસ્ત વૃત્તિઓની યથાયોગ્ય સ્ફુર્તિ એકીસાથે થઇ શકે અને કોઇપણ એક વૃત્તિને બીજી વૃત્તિ હાનિ ન કરે એ પ્રમાણે તમારે તમારી વૃત્તિને ખીલવવી " અર્થાત્ હુ એક ચિત્ર આકવાને માટે હાથમા પીછી પકડુ તે પહેલાં મારે આટલી વાતો ઉપર વિચાર કરી લેવો જોઇએ કે ' આ ચિત્ર તો હુ આકુ છુ, પરતુ એથી મારી શારીરિક શકિતઓને કાંઇ વિઘ્ન નડશે કે નહિ ? મારી આખ અને કાનની શકિતને કાંઇ સહન કરવુ પડશે કે નહિ ? ઇશ્વર પ્રત્યેની મારી ભકિત તથા મનુષ્યો પ્રત્યેની મારી પ્રીતિમા કાંઈ અડચણ આવશે કે નહિ ? દીનદરિદ્રો પ્રત્યેની મારી દયામા, સત્ય પ્રત્યેના અનુરાગમા પુત્રો પ્રત્યેના સ્નેહમાં, શત્રુ પ્રત્યેના ક્રોધમાં, કિવા કાવ્યસબધી મારી કલ્પનામા અને સાહિત્યસબધી મારી સમાલોચનામા કાંઇ વિઘ્ન આવશે કે નહિ ? એક સામાન્ય વૃત્તિને કેળવતા પહેલાં આટલી બધી બાબતો ઉપર વિચાર કરી લેવો એ શુ બનવાયોગ્ય છે ?

ગુરુ —અલબત્ત એ કામ કઠિન છે, પરતુ એટલુ ચોકકસ સમજી રાખજે કે ધર્માચરણ એ કાંઇ નાનાં છોકરાંની રમત નથી ધર્માચરણ અત્યત કઠિન વ્યાપાર છે જગત્મા યથાર્થ ધાર્મિક પુરુષોનો બહુધા અભાવ રહ્યા કરે છે તેનુ પણ એજ કારણ છે ધર્મ એજ સુખનો એકમાત્ર ઉપાય છે, પરતુ બેઠા બેઠાં કોઇ કાળે સુખ મળી જતુ નથી. સુખને પ્રાપ્ત કરવાને માટે ખાસ પ્રયત્ન કરવો જોઇએ. એ પ્રયત્ન કઠિન તો છે, પરતુ અસાધ્ય તો નથીજ.

શિષ્યઃ—પરંતુ મારા ધારવા પ્રમાણે ધર્મ સમસ્ત જનસમાજને ઉપયોગી થઇ શકે એવો હોય તોજ તે ઉચિત લેખાય

ગુરુ —મારાથી કે તારાથી ધર્મ ઉત્પન્ન કરી શકાતો હોત તો આપણે જન-સમાજને ઉપયોગી બની શકે એવી રીતનો ધર્મ તૈયાર કરી આપત—લોકોનો "ઓર્ડર" મળત તે પ્રમાણે ધર્મને તૈયાર કરી મોકલી આપી શકત, પરંતુ ધર્મ એ વસ્તુ કઇ એવી નથી કે આપણી ઇચ્છામા આવે તે પ્રમાણે તેને બદલી નાખી શકીએ ધર્મ તો ઈશ્વરી નિયમોને આધીન છે ધર્મના પ્રણેતાઓએ જે રીતે તેનુ બધારણ કર્યું છે તેજ રીતે આપણે તેને સમજવો જોઇએ છતા ધર્મ જનસમાજને માટે નિરુપયોગી કિંવા અનુપયોગી છે એમ તો કહી શકાય નહિ પ્રયત્ન કરવાથી અનુશીલનદ્વારા સર્વ કોઇ ધર્મને માટે અધિકારી થઈ શકે છે એક વખતે સમસ્ત મનુષ્યજાતિ ધર્મને માટે યોગ્ય બની શકશે, એમ પણ હુ દૃઢ વિશ્વાસપૂર્વક કહી શકુ છુ **જ્યાંસુધી તમે પરમ ધાર્મિક બની શકો નહિ ત્યાંસુધી તમારે તમારા આદર્શનું અનુકરણ કરવામાં કોઈ જાતનો પ્રમાદ કરવો ઘટે નહિ** આદર્શસબધે મે જે કાઇ કહ્યુ છે તે એકવાર પુન યાદ કરી લે આદર્શ પુરુષો કેવા હોય તેનુ બરાબર સ્મરણ કરી શકશે તો તારી શકાનુ સમાધાન તુ પોતેજ કરી શકશે.

શિષ્ય —પરતુ જો હુ એમ કહુ કે મને તમારા એ તત્ત્વજ્ઞાનવાળા કે દુષ્પ્રાપ્ય સુખની જરૂર નથી, મને તો ઇન્દ્રિયોની પરિતૃપ્તિનુ સુખ મળે એજ ઇચ્છા છે તો આપ શુ કહેશો ?

ગુરુ —બીજુ શુ કહુ ? માત્ર એટલુજ કહીશ કે તે જે સુખ કહ્યું તે સુખ પ્રાપ્ત કરવાને માટે ધર્મની જરૂર નથી, અધર્મ એજ એક માત્ર એવા—ઇંદ્રિય-સુખનો ઉપાય છે

શિષ્યઃ—ઈંદ્રિયોની પરિતૃપ્તિમા શુ સુખ નથી ? ત્યા પણ ઈંદ્રિયવૃત્તિનુ સ્ફુ-રણ તથા સાર્થક્ય તો છેજ તો પછી ઈંદ્રિયના વિષયોને નિર્બળ કરી નાખી દયા-પ્રીતિ–ભક્તિ આદિ વૃત્તિઓને વિશેષ બળવાન્ શામાટે બનાવવી તેનુ કારણ સમ-જાતુ નથી. ઈંદ્રિયના વિષયોને વધારે પ્રમાણમાં પોષણ આપીએ તો દયા–દાક્ષિણ્ય આદિ વૃત્તિઓનો ધ્વસ થઈ જાય એવો ભય રહે છે, એમ આપે અગાઉ કહ્યુ છે હું તેના ઉત્તરમા કહું છુ કે ધ્વસ થતો હોય તો ભલે થાય, મારે ઈંદ્રિય-સુખોથી શામાટે દૂર રહેવુ ?

ગુરુ —તારી એ કલ્પના બહુ ભૂલભરેલી છે તોપણ હું તેનો ઉત્તર આપવા યત્ન કરીશ તને ઇન્દ્રિય–વિષયોની પરિતૃપ્તિમા સુખ લાગતુ હોય તો ભલે હું ઇન્દ્રિય–વિષયો ભોગવવાની સપૂર્ણ છૂટ આપુ છુ, એટલુજ નહિ પણ એક દસ્તાવેજ સુદ્ધા લખી

આપુ છુ કે તને કોઇ તારા વિષયસુખમા કોઇપણ પ્રકારની હરકત કરશે નહિ–તારી નિંદા પણ કોઇ કરશે નહિ છતાં કોઇ હરકત કરે કે નિંદા કરે તો તેને માટે હુ તને નુકશાની આપવાને પણ તૈયાર રહીશ મારા દસ્તાવેજના બદલામા તારે પણ એક દસ્તાવેજ લખી આપવો પડશે, અને તેમા તારે લખી આપવુ પડશે કે— " હવે આમાં કાંઇ સુખ લાગતુ નથી, એમ કહીને હુ વિષયભોગોથી કોઇ કાળે કંટાળીશ નહિ, વિષયોની પરિતૃપ્તિ અર્થે મારે ગમે તેટલી મહેનત કરવી પડે, ગમે તેટલાં કષ્ટો ખમવા પડે, ગમે તેટલા રોગના હુમલાઓ સહન કરવા પડે, ગમે તેટલો આયુષ્યનો ક્ષય થાય તોપણ વિષયભોગોની નિંદા કરી નાસી છુટવાનો સંકલ્પ કદી પણ નહિ કરૂં " કેમ આવો દસ્તાવેજ લખી આપવાને તું તૈયાર છે ?

શિષ્ય —મહેરબાની આપની હુ એવા દસ્તાવેજથી બંધાવા રાજી નથી, પરંતુ હુ જાણુવા માગુ છુ કે જેમણે સમસ્ત જીવન ઈંદ્રિયોના વિષયો ભોગવવા પાછળજ ગુમાવી દીધુ હોય એવા મનુષ્યો પણ શુ આ સંસારમા નહિ હોય ? હુ ધારૂ છુ કે એવા મનુષ્યો એક–બેજ નહિ પણ સંખ્યાબંધ મળી આવે તેમ છે.

ગુરુ —એવા મનુષ્યો સંસારમા અનેક હશે એમ આપણને માની લેવામા કશો બાધ નથી, પરંતુ આપણે કેવળ બહારનીજ ખબર રાખીએ છીએ, તેમના અંતઃકરણમા શું શું થતુ હશે તેની કલ્પના કોણ કરી શકે તેમ છે ? વસ્તુત જો વિષયી મનુષ્યોના અંતઃકરણમા ઉતરીને આપણે તપાસ કરીએ તો આપણને સ્પષ્ટ રીતે જણાઈ આવે કે તે ઈન્દ્રિયપરાયણ લોકો ઈન્દ્રિયોની પરિતૃપ્તિ અર્થે જે પ્રબળ પ્રયત્ન કરે છે તેના પ્રમાણમાં તેઓ પરિતૃપ્તિનું સુખ લેશ પણ અનુભવી શકતા નથી. વિષયોથી જો તૃપ્તિ થાય તો પછી તેના ઉપર કંટાળો પણ આવવોજ જોઇએ, પરંતુ વાસનાઓની સંપૂર્ણ પરિતૃપ્તિ થતીજ નથી, અને તેટલાજ માટે તે ઇંદ્રિયપરાયણ મનુષ્યોનો પ્રબળ યત્ન સતત ચાલુ રહ્યા કરે છે તેમના અંતઃકરણમાં રાતદિવસ અશાંતિનો અગ્નિ સળગતો હોય છે એ અગ્નિ શાંત કરવાને તે બિચારા શાંતિરૂપી પાણીની તપાસમા ચોતરફ રખડી મરીને અશાંતિમાં ઉલટો વધારોજ કરે છે, પણ એ વાત તેમને કોણ સમજાવે ?

શિષ્ય:—છતાં એવા પણ અનેક મનુષ્યો જોવામાં આવે છે કે જેઓ રાતદિવસ ઇંદ્રિયના વિષયોમા રચ્યા પચ્યા રહે છે તોપણ તેનાથી તેમને કંટાળો આવતો નથી દાખલાતરીકે દારૂડીયાઓનેજ લ્યો કેટલાક દારૂડીયા માણસો મે એવા જોયા છે કે તેઓ આખો દિવસ દારૂ પીવા કરે છે, અને ઘેનમાં ને ઘેનમાજ વખત પસાર કરે છે, છતાં તેઓ દારૂથી કંટાળી ગયા હોય એમ કોઈ દિવસ જણાતુ નથી પરિતૃપ્તિના અંતે કંટાળો આવતો હોય તો પછી શામાટે તેઓ દારૂ તજી દેતા નથી–શામાટે દારૂ તજી દેવાની ઇચ્છા પણ કરતા નથી ?

ગુરુ.—"શામાટે તજી દેતા નથી" એનો અર્થ સમજી લે. "તજી દેતા નથી" તેનુ કારણમાત્ર એટજ છે અને તે એજ કે તજી શકતા નથી, કારણ કે વખત જતાં દારૂ પીવાની લાલસા એક વ્યાધિ સમાન બની જાય છે. ડૉક્ટરો તેને 'ડિપ્સોમેનીઆ' કહે છે તેને માટે દવા અને ચિકિત્સા છે રોગીની એકલી ઇચ્છા માત્રથી તે રોગ દૂર થઇ જતો નથી રોગીનો રોગ દૂર કરવો એ વૈદ્યના હાથમાં છે દવા નિષ્ફળ જાય તો રોગનુ અનિવાર્ય પરિણામ રોગીને સહન કર્યા વિના ચાલે નહિ—અર્થાત્ મૃત્યુદેવ પોતે આવીને રોગીનો ઉદ્ધાર કરે દારૂડીયો માણસ દારૂ છોડી દેવા માગતો નથી, એમ આપણાથી કહી શકાય નહિ, પણ છોડી દઇ શકતો નથી એમ કહેવુ એજ વાજબી છે લોકો ગમે તેમ કહે, પરંતુ હુ તો ખાત્રીપૂર્વક માનુ છુ કે દારૂડીયાની ટોળીમાથીજ દારૂ છોડી દેવાની ઉત્કંઠાવાળા અનેક માણસો તને મળી આવશે જે દારૂડીયો માણસ અડવાડીયામા એકવાર દારૂ પીએ છે તે આજે એમ કહી શકશે કે—"દારૂ પીવો શામાટે તજી દઉ ?" કારણ કે તે વખતે તેની દારૂ પીવાની ઇચ્છા અત્યત બળવાનપણે તેનામાં વર્તતી હોય છે બળવાન બનેલી દારૂની તૃષ્ણાજ તેના મુખમાથી ઉક્ત શબ્દો બહાર કઢાવે છે પરતુ જે મનુષ્યની દારૂ પીવાની તૃષ્ણા પરિતૃપ્ત થાય છે તે મનુષ્ય પોતેજ પોતાને જગતના સર્વ મનુષ્યો કરતા વિશેષ દુ ખી માનવા લાગે છે કેવળ દારૂ પીવાના સબધમાંજ આ વાત લાગુ પડે છે એમ નથી વસ્તુત સર્વ પ્રકારની ઈંદ્રિયવાસનાઓનુ એ પરિણામ અનિવાર્ય છે એક વ્યભિચારી મનુષ્ય પોતાની વિષયવાસનાને બેકાબૂ દે તો તેનુ ફળ એક ખાસ પ્રકારના રોગરૂપે તેને સહન કરવુ પડે તેને માટે પણ ઔષધ છે અને ઔષધ નિષ્ફળ થાય તો મૃત્યુ પોતે અકાળે આવીને તેને રોગમાથી મુક્ત કરે છે મને મારા એક ડાક્ટર મિત્રે એક રોગીના સબધમાં એવી વાત કરી હતી કે "અમુક રોગી મનુષ્ય એટલો બધો વ્યભિચારી હતો કે છેવટે તેને હાથ-પગ બાંધીને ઇસ્પીતાલમા લાવવો પડયો અને ત્યાં તેના હાથ-પગ ઉપર તથા બીજા અગ-પ્રત્યગ ઉપર છરી અને સૂઈ વતી કેટલાક જખમો કર્યા ત્યારે તે શાંત થયો" બહુ ભોજન કરનારા પેટભરાઓની વાત તો તે સાભળીજ હશે એક એવા માણસનો મને થોડા વખત ઉપર પરિચય થયો હતો તે માણસ ભોજન વખતે એટલુ બધુ ઠાંસી ઠાંસીને ખાતો કે છેવટે તેને સગ્રહણીનો રોગ લાગુ પડયો ક્ષુધાવૃત્તિને હદ ઉપરાંત પોષણ આપવાથી કેવા ભયકર પરિણામો આવે છે તે સર્વને પરિચિત છે તે માણસ પોતે મૂર્ખ પણ ન હતો તે સારી રીતે સમજતો હતો કે વધારે પડતુ ભોજન કરવાથી કોઇ રીતે લાભ નથી, અને તે માટે ખાવાના લોભને સયમમાં રાખવાનો પણ પ્રયત્ન કરતો પરતુ ક્ષુધાવૃત્તિનુ અયોગ્ય અનુશીલન તેનામાં એટલુ બધુ બળવાન થઇ ગયુ હતુ

કે તે પોતે પોતાનો સંકલ્પ સિદ્ધ કરી શકતો નહિ. છેવટે તે બિચારો અકાળે મરણને શરણ થયો ! તું જ કહે કે એને શું "સુખ" કહેવું ઉચિત છે ?

શિષ્ય:—આપની સુખસંબંધી વ્યાખ્યા હવે સમજાય છે જે સુખ ક્ષણિક હોય તેને સુખ કહી શકાય નહિ એજ આપના કથનનો આશય છે ને ?

ગુરુ:—ક્ષણિક સુખ હોય તોપણ તેને સુખ શામાટે ન કહેવાય ? ધાર કે મને એક સુંદર ગુલાબનું ફૂલ મળે છે, અને તેની સુગંધનો આનંદ લઉં છું આ પુષ્પ તથા તેની સુગંધ ક્ષણિક છે તોપણ તેનાથી સુખપ્રાપ્તિ નથી થતી એમ કેમ કહેવાય ? એક ઉસ્તાદ ગવૈયો આપણને એક સુંદર ગાયન સંભળાવીને ચાલ્યો જાય ત્યારે ગાયનથી મળતો આનંદ પણ બંધ થઇ જાય, એ સ્વાભાવિક છે, પરંતુ એ ક્ષણિક સુખને સુખ નથી એમ કેવી રીતે કહી શકાય ? મતલબ કે ગમે તે સુખ ગમે તેટલું ક્ષણિક હોય તોપણ તેને સુખ તો કહેવું જ જોઇએ

શિષ્ય.—હવે સમજ્યો. જે સુખ ક્ષણિક હોય અને જેના પરિણામે ઘણા લાંબા વખત સુધી દુઃખ ભોગવવું પડે તેને સુખ ન કહેવાય એવા પ્રકારનું સુખ તે દુઃખની પ્રથમાવસ્થાજ છે, એમ કહીએ તોપણ ખોટું નથી કેમ ? એમજ ને ?

ગુરુ:—હવે માર્ગ ઉપર આવ્યો પરંતુ એ વ્યાખ્યા ન્યાયની દૃષ્ટિએ દૂષિત છે એટલા માટે સુખના બે ભેદ પાડીએ તો ઠીક (૧) સ્થાયી અને (૨) ક્ષણિક, તેમાં—

શિષ્ય—સ્થાયી સુખ કોને કહેવું ? ધારો કે કોઇ એક વિષયાસક્ત વ્યક્તિ પાંચ વર્ષ સુધી ઈંદ્રિયસુખ ભોગવે છે પાંચ વર્ષ સુધી સુખ ભોગવવાનો પ્રસંગ મળવો એ આ જગતમાં અસ્વાભાવિક પણ નથી હવે એટલી મુદતના સુખને ક્ષણિક સુખ કહેવાય કે નહિ ?

ગુરુ:—પહેલી વાત તો એ કે સમસ્ત જીવનની સરખામણીમાં પાંચ વર્ષ એ એક મુહૂર્ત્ત જેટલાં પણ નથી તું પરકાળ માનતો હો યા ન માનતો હો પણ હું તો માનું છું અને એટલા માટે કહું છું કે અનંતકાળની સાથે સરખામણી કરતાં પાંચ વર્ષ કશીજ બીસાતમાં લેખાય નહિ અત્રે પ્રસંગોપાત મારે કહી દેવું જોઇએ કે પરભવનો ભય બતાવી હું તને ધાર્મિક બનાવવા માગતો નથી, કારણ કે અનેક મનુષ્યો પરભવને માનતા નથી—વાણીમાત્રથી ભલે માનતા હોય પણ હૃદયથી પરભવને માનનારાની સંખ્યા બહુ અલ્પ છે ઘણા મનુષ્યો તો એમજ માની બેઠા છે કે પરભવનો ભય એ બીજું કશું જ નથી, પણ લઘુ વયના બાળકોને ડરાવવા માટે જેમ વાઘનો ભય બતાવવામાં આવે છે, તેના જેવોજ એક પ્રકારનો મિથ્યા ભયમાત્ર છે ઘણા ખરા મનુષ્યો આજકાલ પરભવને માનતા નથી તેનું પણ એજ કારણ છે. જે ધર્મનો પાયો "પરભવના ભય" ઉપર ચણવામાં આવે

છે તે ધર્મ અત્યારે જનસમાજના હૃદયમાં પ્રવેશ કરી શકતો નથી. જે ભય એક કાળે આપણા દેશમાં પ્રબળપણે વર્તતો હતો અને જે ભયને લીધે એક કાળે યૂરોપમાં પણ ધર્મના સંસ્કારો દાખલ થવા પામ્યા હતા તે પરભવનો ભય આ "વીસમી સદી" એ વિજ્ઞાનનું બળ બતાવી દૂર કર્યો છે ભોગ–વિલાસમાંજ જીવનની સાર્થકતા સમજાવનારી, કાળા મુખવાળી આ વીશમી શતાબ્દિએ એક હાથમાં તોપ–બંદુક અને બીજા હાથમાં કળ–કારખાનાંઓને ધારણ કરી સેંકડો શિક્ષિત–અર્ધશિક્ષિત તથા અશિક્ષિત હિંદી યુવકોને ધર્મસંસ્કારથી ભ્રષ્ટ કર્યાં છે–પરકાળની માનીનતા એ કેવળ ભ્રમ છે એમ માનતા કરી દીધા છે હું પણ આપણી ધર્મચર્ચામાં પરકાળને એક બાજુએજ મૂકી રાખીશ, કારણ કે જે વસ્તુ તમારા હૃદયક્ષેત્રમાં નથી તે વસ્તુ ઉપર ધર્મનો પાયો નાખવામાં આવે તો તે બીલકુલ ટકી શકે નહિ પરકાળને બાદ કરવાથી આપણી ધર્મચર્ચામાં કોઈ પણ પ્રકારની મુશ્કેલી ઉભી થવા પામે તેમ નથી, કેમકે આ કાળે પણ સુખનો ઉપાય એકમાત્ર ધર્મજ છે, અને પરકાળે પણ સુખનો ઉપાય ધર્મજ છે ટુંકામાં સુખનો ઉપાય ધર્મ અને દુઃખનો ઉપાય અધર્મ એમ બે જે કહ્યું તે જેમ આ કાળને માટે સત્ય છે તેવીજ રીતે પરકાળને માટે પણ અબાધિત સત્ય છે આ કાળે દુઃખના નામમાત્રથી પણ સૌ કોઇ થરથરે છે, અને સુખને માટે તન–મન–ધનથી પ્રયત્ન કરે છે,* એટલા માટે આ કાળનાજ સુખ–દુઃખ ઉપર તારા હૃદયમાં ધર્મની સ્થાપના કરીશ તો તે સંપૂર્ણ દૃઢતાથી ચિરકાળને માટે ટકી રહેશે, એમાં શક નથી આ બે કારણોને લઇને એટલે કે આ કાળ સર્વસંમત હોવાથી અને બીજું પરકાળ સર્વસંમત નહિ હોવાથી હું કેવળ આ કાળ ઉપરજ ધર્મનો પાયો નાખવા માગું છું પરંતુ "સ્થાયી સુખ કોને કહેવાય ?" એવો પ્રશ્ન જ્યારે રજુ કરવામાં આવે ત્યારે તો મારે કહેવું જોઇએ કે અનંતકાળપર્યંત ટકી રહેનારૂં જે સુખ–આ કાળ અને પરકાળ ( શરીર પડયા પછીનો સમય ) એમ ઉભયકાળમાં વ્યાપી રહેનારૂ જે સુખ તેજ "સ્થાયી સુખ" કહેવાય એ સિવાય એક બીજો ઉત્તર પણ છે

શિષ્ય:—આપનો બીજો ઉત્તર પાછળથી સાંભળીશ અત્યારે એક વાતનો નિર્ણય થઇ જવો જોઇએ ક્ષણભરને માટે પરકાળનો સ્વીકાર કરવામાં મને હરકત નથી, પરંતુ હું જાણવા માગું છું કે જે સુખ આ કાળે પ્રાપ્ત થાય તેજ સુખ શું પરકાળે પણ પ્રાપ્ત થઇ શકે ખરૂ ? તેવીજ રીતે જે દુઃખ આ કાળે પ્રાપ્ત થાય તેજ દુઃખ શું પરકાળે પણ પ્રાપ્ત થઇ શકે ખરૂ ? આપે કહ્યું કે "જે સુખ આ કાળ અને પરકાળ એમ ઉભયકાળ વ્યાપ્ત હોય તેજ સાચું સુખ કહેવાય" એક

* क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा–શ્રીમદ્ ભગવદ્‌ગીતા ૪–૧૨.

પ્રકારનું સુખ શું બન્ને કાળમાં પ્રાપ્ત કરી શકાય ?

ગુરુ:—પરકાળનો સ્વીકાર કર્યા વિના એ વિષય કયી રીતે ચર્ચવો તેની મને સમજણ પડતી નથી, પરંતુ ખેર–તારા પ્રશ્નનો ઉત્તર આપતા પહેલાં મારે બે બાબતો જાણી લેવી જોઇએ, કારણ કે જન્માંતરને માટે જેના હૃદયમાં શ્રદ્ધા હોય તેને સમજાવવાનો માર્ગ જૂદો છે, અને જન્માંતરને માટે જેને શ્રદ્ધા ન હોય તેને સમજાવવાનો માર્ગ જૂદો છે બોલ, તું જન્માંતર માને છે ?

શિષ્ય:—ના

ગુરુ:—ભલે. પરકાળનો જો તું સ્વીકાર કરે છે અને જન્માંતરને માનતો નથી તો તારે બે વાતોનો સ્વીકાર કરવો પડશે. પહેલી વાત તો એજ કે આ શરીર આપણી સાથે કાયમ રહેવાનું નથી, અને તેને લીધે શારીરિક વૃત્તિઓદ્વારા પ્રાપ્ત કરેલું સુખ–દુઃખ એ કોઈ પરકાળે આપણી સાથે આવી શકે નહિ. બીજી વાત એ કે શારીરિક સુખો કદાચ આપણી સાથે પરકાળમાં ન આવે તોપણ ત્રણ પ્રકારની માનસિક વૃત્તિઓ તો કાયમને માટે સાથે ને સાથેજ રહેવાની અને તેને લીધે માનસિક વૃત્તિઓદ્વારા પ્રાપ્ત થવા યોગ્ય સુખ–દુઃખ તો પરકાળે પણ રહેવાનુંજ આ પ્રકારના માનસિક સુખો જ્યાં અધિક પ્રમાણમાં અનુભવાય તેને સ્વર્ગ કહી શકાય, અને જ્યાં માનસિક દુઃખો અધિક પ્રમાણમાં અનુભવાય તેને નરક કહી શકાય.

શિષ્ય.—પરકાળ જો હોય તો ધર્મવ્યાખ્યામાં તેને એક અગત્યનું સ્થાન આપણે આપવું જોઇએ બીજી અનેક ધર્મ વ્યાખ્યાઓમાં પરકાળ ઉપર ઘણું ખરૂં વજન કરવામાં આવ્યું છે. આપ પણ પોતે પરકાળને માનવા છતાં ધર્મવ્યાખ્યામાંથી તેનો બહિષ્કાર કરશો તો આપની વ્યાખ્યા અસંપૂર્ણ તેમજ ભૂલભરેલી થઇ પડશે એમ મને લાગે છે

ગુરુ:—અસંપૂર્ણ થઇ પડે એમાં તો કશો સંદેહ નથી પરંતુ ભૂલભરેલી થઇ પડે એમ માનવાને કશું કારણ નથી, કારણ કે સુખનો ઉપાય જો એક માત્ર ધર્મ હોય અને આ કાળનું સુખ પરકાળે પણ ટકી શકે એમ હોય તો પછી આ કાળનો ધર્મ તેજ ધર્મ પરકાળે માટે પણ હોવા યોગ્ય છે, એમ માનવું અસંગત નહિ લેખાય. પરકાળને ન માનતો હોય તે મનુષ્ય પણ આ કાળનેજ સર્વસ્વ માની અસંપૂર્ણરૂપે ધાર્મિક બની શકે ધર્મ નિત્ય છે, એટલુંજ નહિ પણ ધર્મ આ કાળે જેમ સુખપ્રદ છે તેજ રીતે પરકાળે પણ સુખપ્રદ છે. તું પરકાળને માન યા ન માન તોપણ ધર્મને માન આપી ધર્માચરણ કરવામાં પ્રમાદ કરીશ નહિ, એજ મારી તને પુનઃ પુનઃ ભલામણ છે ધર્માચરણથી મનુષ્ય આ કાળે પણ સુખી થઇ શકે છે અને પરકાળ હોય તો પરકાળે પણ સુખી થઇ શકે છે.

શિષ્ય.—આપ પોતે પરકાળ માનો છો તે કોઈ પ્રમાણને આધારે કે પરકાળની

માનીનતા ઠીક લાગે છે એટલાજ ખાતર ?

ગુરુ—પ્રમાણુ વિના તો હું કોઇ વાતજ માનતો નથી

શિષ્ય—જો પરકાળને માટે આપની પાસે પૂરતા પ્રમાણો હોય અને આપ પોતે પરકાળને માનતા હો, તો પછી મને વિશ્વાસ ઉપજાવવા આપ શામાટે ઉપદેશ આપતા નથી ? આપની પાસે જે પ્રમાણો હોય તે મને કેમ સમજાવતા નથી ?

ગુરુ—તે પ્રમાણો બહુધા વિવાદાત્મક છે એમ મારે કબૂલ કરવુ જોઇએ. છતા એ સર્વ વિવાદોનો નિર્ણય થયો નથી તેમજ થઈ શકે તેમ નથી એમ હુ માનતો નથી આજકાલ એ વિવાદોનુ બરાબર સમાધાન થતુ નથી, તેનુ એજ કારણ છે કે **વૈજ્ઞાનિકોએ કુસંસ્કારથી અનેકનાં ચિત્તોને મલિન બનાવી દીધાં છે.** વિવાદવાળા વિષયો ચર્ચવાની મારી મુદ્દલ ઇચ્છા નથી. એટલુજ નહિ પણ તેમ કરવાની મને જરૂર પણ નથી "જરૂર નથી" એમ કહુ છુ તે એટલાજ માટે કે પવિત્ર બનવાનો, શુદ્ધચિત્ત બનવાનો અને ધર્માત્મા બનવાનો જે ઉપદેશ હું આપુ છુ તેમાજ સઘળુ રહસ્ય સમાઇ જાય છે, અને તેથી ખાસ જૂદા પ્રકારના વિવાદાત્મક વિષયો ચર્ચવાની મને જરૂર નથી પડતી આપણે આ ધર્મવ્યાખ્યામા જેમ જેમ આગળ પ્રવેશ કરતા જઇશુ તેમ તેમ ક્રમે ક્રમે સર્વ વાતો સ્પષ્ટ થતી જશે સમસ્ત ચિત્તવૃત્તિઓની સર્વાંગીન સ્ફુર્તિ અને પરિણતિવિષે મે જે ઉપદેશ તને હજી હમણાંજ આપ્યો છે તેનુ છેવટનુ ફળ ચિત્તશુદ્ધિ-કિવા પવિત્રતા સિવાય બીજુ કાંઇજ નથી, એ વાત પણ તને હવે પછી સમજાશે. પરકાળને માટે તુ શ્રદ્ધા રાખે કે ન રાખે તે માટે મારો બહુ આગ્રહ નથી, તથાપિ જો તું તારા ચિતને શુદ્ધ કરી શકશે, તારા આત્માને પવિત્ર બનાવી શકશે, તો તુ આ કાળે અને પરકાળે પણ સુખી થઇ શકશે, એમ હુ હિમ્મતપૂર્વક કહી શકુ છુ ચિત્તની શુદ્ધિ થવાથી આ કાળેજ સ્વર્ગનુ સુખ ભોગવી શકાય તેમ છે જો આ કાળેજ સ્વર્ગ સમાન સુખ મળે, તો પછી પરકાળે સ્વર્ગ મળશે કે નહિ એ શકાજ નિરર્થક છે જો મારી આટલી વાત તુ બરાબર સમજી શકશે તો પરકાળ માનવા માટે હુ તને શામાટે આગ્રહ નથી કરતો તેનુ રહસ્ય પણ તારાથી સહેજે સમજાઈ જશે મારી આ ધર્મવ્યાખ્યા પરકાળ માનનારાઓને માટે તેમજ પરકાળ ન માનનારાઓને માટે-બન્નેને માટે એક સરખી ઉપયોગી છે. જેઓ પરકાળ નથી માનતા તેમને આ કાળે યથાર્થ સુખી થવુ હોય તોપણ ધર્મનો આશ્રય લેવો જોઇએ, અને જેઓ પરકાળ માનતા હોય તેમણે પણ ધર્મનો આશ્રય લેવો જોઈએ જો આમ છે તો પછી આ કાળ કે પરકાળ માટે કોઇને આગ્રહપૂર્વક ઉપદેશ કરવાની શુ જરૂર છે ? પરકાળ માનનારાઓ વિશ્વાસ પ્રતિદિન દઢતર થતો જાય એવી પ્રભુપ્રાર્થના કરી આપણે હવે મૂળ વિષય તરફ જવુ જોઇએ

શિષ્ય—આપે કહ્યુ હતુ કે આ કાળ અને પરકાળ–ઉભય કાળવ્યાપી જે સુખ તેજ યથાર્થ સુખ છે. જે લોકો જન્માંતર માનતા નથી તેમને માટે આપે એક જાતનુ સુખ ઉભય કાળમાં હોઇ શકે એ વાત સિદ્ધ કરી, પરંતુ જે લોકો જન્માંતર માનતા હોય તેમને માટે આપ શુ કહી શકશો ?

ગુરુ:—મારા પ્રથમના શબ્દો યાદ કર મે કહ્યુ છે કે અનુશીલનની સંપૂર્ણતા એજ મોક્ષ અનુશીલન પૂરેપૂરૂં થાય તો પછી પુનર્જન્મ લેવો પડતો નથી. ભક્તિ-તત્ત્વનો વિષય જ્યારે તને સમજાવીશ ત્યારે મારા આ કથનનુ રહસ્ય વધારે સ્પષ્ટ-તાથી તને જણાવીશ

શિષ્ય:—જગતમાં પ્રત્યેક મનુષ્ય અનુશીલનની સંપૂર્ણતા પ્રાપ્ત કરે એ સહજ નથી અને જેઓ સંપૂર્ણ અનુશીલન કરી ન શકે તેઓને પુન જન્મ લેવો પડે એ તો સ્વાભાવિકજ છે. હવે પ્રશ્ન એ છે કે જેઓએ આ ભવમા થોડુ ઘણુ અનુશીલન કર્યું હોય તેઓને તે ગત જન્મના અનુશીલનનુ સુખરૂપી ફળ પરજન્મે મળી શકે ખરૂં ?

ગુરુ—આ જન્મના કર્મનુ ફળ પરજન્મમા મળવુ જ જોઇએ, એવો જન્માં-તરવાદનો મુખ્ય સિદ્ધાંત છે. સમસ્ત કર્મોનો સમવાય–એકીકરણ એજ અનુશીલન-અમારા સિદ્ધાંત પ્રમાણે આ જન્મના અનુશીલનનુ શુભ ફળ પરજન્મમાં અવશ્ય-મેવ મળવું જોઇએ શ્રી કૃષ્ણે પોતેજ અર્જુનને એ વાત કહી છે:–" तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ॥

શિષ્ય—મૂળ વાતથી આપણે બહુ દૂર નીકળી ગયા છીએ " સ્થાયી સુખ " કોને કહેવાય એ વાત તો રહીજ ગઇ આપે કહ્યું હતું કે જે સુખ આ કાળે અને પરકાળે પણ સ્થાયી રહી શકે તેજ યથાર્થ–સ્થાયી સુખ કહેવાય તે સિવાય બીજો પણ એક ઉત્તર છે એમ આપે કહ્યુ હતુ. એ બીજો ઉત્તર શુ છે, તે કૃપા કરીને જણાવશો ?

ગુરુ—મારો બીજો ઉત્તર પરકાળ ન માનનારાઓને માટે છે " આ જીવન એજ સર્વસ્વ છે, મૃત્યુ પામ્યા પછી જીવન જેવુ કાંઇજ રહેતુ નથી " એમ જેઓ માની બેઠા છે તેમને માટે તો આ જીવનમાં જે સુખ અંતકાળસુધી ટકી રહી શકે એજ સ્થાયી સુખ કહેવાય, કારણ કે જેઓ પરકાળ ન માનતા હોય તેમને તો આખી જીંદગી સુધી જે સુખ ચાલે તેજ સ્થાયી સુખ એમ કહેવા સિવાય બીજો શુ ઉપાય છે ? તે કહ્યુ હતુ કે અનેક મનુષ્યો પાચ–પાચ અને દશ–દશ વર્ષ સુધી ઇન્દ્રિય-સુખોમા નિમગ્ન રહે છે, પરન્તુ પાચ–સાત કે દશ વર્ષ એ કાંઇ બહુ લાંબુ જીવન ન કહેવાય ઘણુ કરીને અનેક મનુષ્યોનુ ઇન્દ્રિયસુખ જીવનના અંત સુધી ટકી શકતું નથી, કારણ કે ઇન્દ્રિય–પરાયણ મનુષ્યોનુ સુખસ્વપ્ન ત્રણ પ્રકારે ઉડી જાય છે. પ્રથમ તો અતિભોગોપભોગ ભોગવવાને લીધે જે ગ્લાનિ અથવા વિરાગ ઉપજે તેને

લઇને, બીજું ઇન્દ્રિયાસક્તિને લીધે જે રોગ કિંવા અસામર્થ્ય અવશ્યમેવ આવવુંજ જોઇએ તેને લઇને, અને બીજું વયોવૃદ્ધિને લઇને. એક મનુષ્ય ઇન્દ્રિયસુખોમાં ગમે તેટલો રચીપચી રહે તોપણ ઉક્ત ત્રણ પ્રકારમાંથી કોઇ એક પ્રકારે તેનું સુખ-સ્વપ્ન ઉડી જવાનું, એ વાત ચોક્કસ છે, અને તેથી ઇન્દ્રિયસુખો ક્ષણિક છે એમ કહેવામાં આવ્યું છે તે તદ્દન યથાર્થ છે

શિષ્ય —ત્યારે જે વૃત્તિઓને ઉત્કૃષ્ટ વૃત્તિઓ કહેવામાં આવે છે તે વૃત્તિઓના અનુશીલનથી જે સુખ પ્રાપ્ત થાય તે સુખ શું આ જીવનમાં ચિરસ્થાયી રહી શકે ?

ગુરુ —એમા તો અણુમાત્ર સંદેહ નથી એક સામાન્ય ઉદાહરણથી આ વાત તને સમજાવું પ્રથમ દયાવૃત્તિને લઇએ પરોપકારથી દયાવૃત્તિ ખીલી શકે છે આ વૃત્તિમાં માત્ર એકજ દોષ છે, અને તે એજ કે જે મનુષ્ય પરોપકારવડે દયાવૃત્તિને યોગ્ય પ્રમાણમાં ખીલવી શકતો નથી તે મનુષ્ય દયાવૃત્તિના અનુશીલનમા કેવા પ્રકારનુ ખાસ સુખ રહેલુ છે તેનો તે પોતે અનુભવ કરી શકતો નથી જેઓએ દયાવૃત્તિનુ અનુશીલન કર્યું છે તેઓ સારી રીતે જાણે છે કે દયાના અનુશીલનમાં અથવા તો પરોપકારમાં એક પ્રકારનુ એવુ તીવ્ર સુખ રહેલુ છે કે નિકૃષ્ટ વર્ગના મનુષ્યો તેની કલ્પના પણ કરી શકે નહિ પરોપકાર કરવાથી હૃદયમાં જે સુખ થાય છે તે સુખ જગતની સર્વોત્તમ સુંદરીઓના સહવાસમાં પણ મળી શકતું નથી. વળી તેમાં બીજી ખુબી એ છે કે એ દયાવૃત્તિને જેમ વિશેષ વિશેષ ખીલવતા જઇએ તેમ તેમ તેની સુખજનકતા વધતી જાય છે. નિકૃષ્ટ વૃત્તિઓના અનુશીલનથી ગ્લાનિ ઉપજવાનો જે ભય સ્વાભાવિક રીતે રહેલો હોય છે તેવો ભય તો આ દયાવૃત્તિના અનુશીલનમાં જરા સરખો પણ રહેતો નથી. તેજ પ્રમાણે અતિતૃપ્તિથી જે વિરાગ તથા દુર્બળતા ઉત્પન્ન થવાનો ભય હોય છે તે પણ ઉત્કૃષ્ટ વૃત્તિઓના અનુશીલનમાં રહેતો નથી, એટલુજ નહિ પણ ઉત્કૃષ્ટ વૃત્તિઓ જેમ જેમ વિશેષરૂપે ખીલતી જાય છે તેમ તેમ તેનું બળ અને સામર્થ્ય વૃદ્ધિ પામતુ જાય છે તે સિવાય તેના નિયમિત અનુશીલનમાં પણ કોઇ દિવસ વિઘ્ન નડતુ નથી એક પેટભરો મનુષ્ય બહુ બહુ તો દિવસમાં બે વાર, ત્રણ વાર કે ચાર વાર ઠાસી ઠાસીને ખાઇ શકે તેજ રીતે બીજા ઇન્દ્રિયલોલુપી મનુષ્યોના ભોગની પણ અમુક હદ હોય છે, પરન્તુ પરોપકારી વૃત્તિ તો એવા પ્રકારની છે કે કલાકે ને કલાકે કિંવા ક્ષણે ક્ષણે તેનુ અનુશીલન કરવામા આવે તોપણ કોઈ દિવસ કંટાળો-વિરાગ કે રોગ ઉત્પન્ન થવાનો ભય રહે નહિ જો કોઇ ધારે તો છેવટે જીવનના અંતિમ સમયપર્યંત તે વૃત્તિનુ અનુશીલન નિભાવી શકે અનેક મનુષ્યો મરતાં મરતા પણ અમુક વાક્યોથી કે અમુક ઈસારાથી લોક-કલ્યાણના કાર્યો કરતા જાય છે એડીસને મરતાં મરતાં એક દુરાચારી યુવકને બોલાવીને કહ્યું હતુ કે-" જો ધાર્મિક મનુષ્ય

કેવા આનંદથી મરી શકે છે ?"

હવે પરકાળવિષે બોલીશ. ભલે, જન્માતર માનવામાં ન આવે અને પરકાળ-નોજ સ્વીકાર કરવામાં આવે તોપણ આપણી માનસિક વૃત્તિઓ પરકાળે પણ વિદ્ય-માન હોય છે, મતલબ કે દયાવૃત્તિ પણ પરકાળે હોય છે–કારણ કે તે એક પ્રકારની માનસિકવૃત્તિ છે આપણે આ જીવનમાથી જે પ્રકારની માનસિક અવસ્થા સાથે લઇને જઇશુ તેજ અવસ્થા પરકાળની પ્રાથમિક અવસ્થા લેખાશે. કેમકે જ્યાં સુધી કોઇ એક ખાસ કારણ નથી મળતુ ત્યાંસુધી કોઇ પણ અવસ્થામા આકસ્મિક ફેરફાર થવા પામતો નથી એવો એક સામાન્ય નિયમ છે. આપણે આપણી માન-સિકવૃત્તિને ઉત્તમરૂપે આ અવસ્થામાં ખીલવી શકીએ તો તે આ અવસ્થામા સુખપ્રદ થાય એટલુજ નહિ પણ પરકાળે પણ તે સુખપ્રદ થઇ શકે. જો આપણે ધારીએ તો પરકાળે પણ એ પ્રાથમિક અવસ્થાને અધિક પ્રમાણમા ખીલવી અધિક સુખી બની શકીએ

શિષ્ય —એ સર્વ સુખો કેવળ સ્વપ્નવત્ હોય એમ મને લાગે છે, અને તેથી મારા અત કરણમા તે વાત ઉતરતી નથી દયાનુ અનુશીલન અને સાર્થક્ય કર્મ-નેજ આભારી છે. આપણે જ્યારે આ દેહનો ત્યાગ કરી જઇશુ ત્યારે દેહની સાથે આપણી કર્મેન્દ્રિયો પણ અહિંઆજ રહી જવાની, તો પછી પરકાળમાં કર્મ કેવી રીતે થઇ શકે ?

ગુરુ.—તારો આ પ્રશ્ન બહુજ ક્ષુદ્ર છે તુ એટલુ પણ નથી જાણતો કે જે ચૈતન્ય આ દેહમા વ્યાપી રહ્યુ છે તેજ ચૈતન્ય કર્મેન્દ્રિયોદ્વારા પોતાનુ કામ કરે જાય છે, પરતુ જે ચૈતન્ય દેહથી બંધાયલુ હોતુ નથી તે ચૈતન્યને કામ કરવા માટે કર્મેન્દ્રિયોની જરૂર પડે એમ માનવાનુ કશુ કારણ નથી,અને તે યુક્તિસગત પણ નથી

શિષ્ય—કેમ યુક્તિસગત નથી ? **अन्यथा सिद्धिशून्यस्य नियत पूर्ववर्तिता कारणम् ॥** મતલબ કે કર્મેન્દ્રિયો વિના કર્મ કોઇ કાળે થઇ શકે નહિ. જે મનુષ્ય કર્મે-ન્દ્રિયરહિત હોય તે મનુષ્ય કર્મ કરી શકતો હોય એવુ તો મેં ક્યાંઇ જોયુ નથી.

ગુરુ —ઇશ્વરમાં નથી જોઇ શકતો ? અગર તુ એમ કહેવા માગતો હો કે "હું ઇશ્વરને માનતો નથી " તો આપણી વાત આગળ ચાલી શકશે નહિ. પરકાળને ધર્મથી જુદો પાડી તારી સાથે ધર્મચર્ચા કરવા હુ તૈયાર છુ, પરતુ ઇશ્વર વિના ધર્મની વ્યાખ્યા મારાથી કોઈ રીતે થઇ શકે તેમ નથી. અગર તુ એમ માનતો હો કે "ઇશ્વર સાકાર છે, અને તેથી તેણે એક કારીગરની માફક આ જગત તૈયાર કર્યું છે" તોપણ હુ તારી સાથે આગળ વાત ચલાવવા માગતો નથી. હુ આશા રાખુ છુ કે તુ ઇશ્વરને તો માનતો હોઇશ, તેમજ તે નિરાકાર છે એમ પણ સ્વીકા-રતો હોઇશ. જો આટલી વાત તુ સ્વીકારી શકશે તો ઇશ્વર પોતે કર્મેન્દ્રિયરહિત હોવા

છતાં કર્મનો કર્તા બની શકે છે તે વાતનો સ્વીકાર કરવામાં તને કઠિનતા જેવુ નહિ જણાય, કારણ કે ઇશ્વર પોતેજ સર્વકર્તા અને સર્વસ્રષ્ટા છે

પરલોકમા જીવનની અવસ્થા જૂદાજ પ્રકારની હોય છે, તેથી તેમની જરૂરીઆતો પણ જૂદાજ પ્રકારની હોય છે ત્યા તેમને ઇન્દ્રિયોની જરૂર ન પડતી હોય તો તે તદ્દન સ્વાભાવિક છે

**શિષ્ય** —કદાચ તેમ હોઇ શકે, પરતુ એ સર્વ વાતો માત્ર અનુમાનવાળી છે અનુમાન અથવા કપોલકલ્પના ઉપર મને વિશ્વાસ નથી

**ગુરુ** —કપોલકલ્પના નહિ, પણ અનુમાનવાળી વાત છે, એમ તો હુ પણ સ્વીકારૂ છુ, પરતુ તેનો તારે સ્વીકાર કરવો કે નહિ તે તારી ઇચ્છાને આધીન છે હુ પરલોક પ્રત્યક્ષ જોઇ આવ્યો છુ અને તને તે સબધી વિશ્વાસ કરવાનુ કહુ છુ, એમ તો કાંઇજ નથી. એ સર્વ વાતો એવી છે કે તેને માટે અનુમાન સિવાય બીજું એકકે પ્રમાણ મળી આવતુ નથી, તેમ છતા અનુમાનવાળી વાતોનો પણ કોઇ એક ખાસ પાયો અવશ્ય હોય છે પાયા વગરનુ અનુમાન ટકી શકતુ નથી હવે જો પરકાળ હોય અને તુ "લૉ ઑફ કન્ટીન્યુઇટી"–અર્થાત માનસિક અવસ્થાનો ક્રમાન્વય માનતો હો તો પરકાળસબધી મે જે અનુમાન કર્યું તે સિવાયનુ બીજુ કોઇપણ પ્રકારનુ અનુમાન કરવુ યોગ્ય નથી મે જે 'લૉ ઑફ કન્ટીન્યુઇટી'–ક્રમાનુગત ભાવ સબધી ઇસારો કર્યો તે ખાસ લક્ષમા રાખવા જેવો છે હિન્દુઓનુ, ક્રિશ્ચીઅનોનુ અને ઇસ્લામીઓનુ સ્વર્ગ–નરક ઉકત નિયમથી વિરુદ્ધ છે

**શિષ્ય** —પરકાળનો સ્વીકાર કરી ચૂકયો છુ તો પછી આપનો એ નિયમ સ્વીકારવામા બહુ આનાકાની કરવી એ વ્યર્થ છે આખુ કોળુ ગળે ઉતારી જાય તેને એક ક્ષુદ્ર બીજ ગળી જવુ કાઇજ મુશ્કેલ નથી, પણ હુ જાણવા માગુ છુ કે એ પરકાળની રાજ્યની લગામ કોના હાથમા હશે ?

**ગુરુ**:—જેણે સ્વર્ગ–નરકની રચના કરી છે તેણેજ પરકાળરૂપી રાજ્યની લગામ પોતાના હાથમા રાખી છે, મારા તારા જેવાથી એ રાજ્યની વ્યવસ્થા કે સ્થાપના થઇ શકે નહિ હુ તો માત્ર મનુષ્ય–જીવનની સમાલોચના કર્યા પછી ધર્મનો જે સ્થૂળ મર્મ સમજી શકયો છુ તેજ તને સમજાવવાનો પ્રયત્ન કરૂ છુ, છતાં એક વાત તને કહી રાખુ છુ. વિદ્યાર્થી પાઠશાળામાથી બહાર પડયા પછી તુરતજ જો કે મહામહોપાધ્યાય બની શકતો નથી, પરતુ કાળક્રમે તે એક મહાન પડિત બની શકે એવો સભવ રાખીએ તો તે ખોટુ નથી એથી ઉલટી રીતે જોઇએ તો જે વિદ્યાર્થી પાઠશાળમા ભણ્યો નથી, તેમજ જોન સ્ટુઅર્ટ મીલની માફક પિતાના શિક્ષણ તળે પણ ઉછર્યો નથી એવો વિદ્યાર્થી વખત જતાં ધુરધર પડિત બની શકે એવી સભાવના રહેતી નથી આ લોકને હુ એક પાઠશાળાની ઉપમા આપુ છું જે મનુષ્ય

જીવનકાળમા પોતાની સદ્વૃત્તિઓને કેળવી—સ્વચ્છ કરીને પોતાની સાથે લઇ જાય છે તે મનુષ્ય પરકાળે અસામાન્ય સ્ફુર્તિ પ્રાપ્ત કરે છે, અને તે વૃત્તિઓ ત્યા તેને અનંત-સુખના કારણરૂપ બની રહે છે, આવુ અનુમાન કરવુ એ કોઇ રીતે અયુક્ત નથી. એજ પ્રમાણે જેની સદ્વૃત્તિઓ અનુશીલનના અભાવે અપક્વ અવસ્થામાં પડી રહે છે, અને એવી અપક્વ વૃત્તિઓને સાથે લઇને પરલોક જવુ પડે, તેને પરલોકમાં કોઇપણ પ્રકારનુ સુખ મળવા સભવ રહેતો નથી જે મનુષ્ય આ લોકમા પોતાની અસદ્વૃત્તિઓને ઉશ્કેરી દઇ તેવી વૃત્તિઓને પોતાની સાથે લઇ જાય છે તે મનુષ્ય પરકાળે અનત દુખ ભોગવે છે જન્માતર માનવામા ન આવે, તોપણ ઉપર કહ્યા તેવા સ્વર્ગ—નરક તો માનવાંજ જોઇએ, કારણ કે તે અનાયાસે બુદ્ધિગમ્ય થઇ શકે તેમ છે.

શિષ્ય —હવે આપ પરકાળની ચર્ચાને તજી દઇ આ કાળ સબધી જે સુખની વ્યાખ્યા કરતા હતા તે વિષય પુન હાથમા લ્યો

ગુરુ:—તુ હવે એટલુ તો સમજી શકયો હોઇશ કે પરકાળના વિષયને એક બાજુએ મુકી રાખીએ તોપણ કયા સુખને સ્થાયી સુખ કહી શકાય અને કયા સુખને ક્ષણિક સુખ કહી શકાય ?

શિષ્ય —હજીસુધી એ વાત મારાથી બરાબર સમજાઇ નથી ધારો કે હુ એકાદ ગઝલ કે નાટકનો એકાદ અભિનય જોઇ આવ્યો, અને તેથી મને સહેજસાજ આનદ થયો હવે એ આનદને સ્થાયી સુખ કહી શકાય કે ક્ષણિક સુખ કહી શકાય ?

ગુરુ —મારા સમજવા પ્રમાણે એ તો ક્ષણિક સુખજ છે ચિત્તરજની વૃત્તિઓનું જે યોગ્ય અનુશીલન થાય અને તેના પરિણામે જે ફળ પ્રાપ્ત થાય તેનેજ સ્થાયી સુખતરીકે લેખી શકાય એ સ્થાયી સુખના એક અશ અથવા સાધન તરીકે તે જે ગઝલ અથવા અભિનયનુ સુખ કહ્યુ તેને લેખી શકાય હવે કેટલીએક વૃત્તિઓ એવી છે કે તેના અનુશીલનથી જે સુખ પ્રાપ્ત થાય તેને અસ્થાયી સુખ કહેવામા આવે છે આ અસ્થાયી સુખના હુ બે ભેદ પાડું છુ —

( ૧ ) એક સુખ એવા પ્રકારનુ છે કે જેનુ પરિણામ દુ.ખરૂપ હોય, અને (૨) એક સુખ એવા પ્રકારનુ કે જે ક્ષણિક હોવા છતા પરિણામે દુખરહિત હોય ઇન્દ્રિયાદિ નિકૃષ્ટ વૃત્તિઓના સંબધે ચર્ચા કરતી વખતે મે જે કાંઇ કહ્યુ છે તે ઉપરથી તુ એટલુ તો સમજી શકયો હોઇશ કે નિકૃષ્ટ વૃત્તિઓનુ પણ જો યોગ્ય અને પરિમિત અનુશીલન થાય તો દુખરહિત સુખ પ્રાપ્ત થાય અને એજ વૃત્તિઓને જો સ્વચ્છદતાપૂર્વક બહેકાવી દેવામાં આવે તો તેથી દુખરૂપી ફળવાળુ સુખ પ્રાપ્ત થાય આ પ્રમાણે એકદરે સુખના ત્રણ પ્રકાર કહી શકાય

(૧) સ્થાયી સુખ

(૨) ક્ષણિક, પરન્તુ પરિણામે દુખરહિત સુખ.

(૩) ક્ષણિક, પરન્તુ પરિણામે દુ:ખના કારણભૂત સુખ.

એમાના છેલ્લા પ્રકારના સુખને તો " સુખ " કહેવુ ઘટિતજ નથી માટે આપણે બે પ્રકારનુજ સુખ માનીશુ. એક તો સ્થાયી સુખ અને બીજુ અસ્થાયી સુખ અસ્થાયી સુખનો અર્થ અહીંઆં " દુ:ખશૂન્ય સુખ " એવો કરવાનો છે સુખનો ઉપાય ધર્મ છે એમ મે જે તને આગળ કહ્યુ હતુ ત્યા આ પ્રકારનુજ સુખ સમજવુ જે સુખનુ પરિણામ દુ:ખમય હોય તેને સુખ કહેવુ એ તો શબ્દનો દુરુપયોગજ કરવા જેવુ છે, કારણ કે દુ:ખના પરિણામવાળુ સુખ એ વસ્તુત સુખ નથી, પરતુ દુ:ખની પ્રથમાવસ્થાજ છે દુ:ખના પરિણામવાળા સુખને તો મૂર્ખ મનુષ્યો કિવા પશુઓજ સુખ માની લે છે જે પ્રાણી પાણીમાં ડૂબી મરે તેને પાણીની શીતળતા થોડો વખત તો આનદ યા સુખ આપી શકે, પણ પરિણામે જો પ્રાણ જાય તો તે સુખને " સુખ " એવુ નામજ શી રીતે ઘટી શકે? પાણીમા ડૂબતા મનુષ્યને પાણીની શીતળતાથી જે સુખ થાય તે યથાર્થ સુખ નથી, પણ ડૂબી મરવાના દુ:ખની પ્રથમ અવસ્થામાત્ર છે, તેવીજ રીતે દુ:ખના પરિણામવાળુ ગમે તે સુખ તેને સુખનુ નામ આપી શકાય નહિ

હવે તારા પ્રશ્નનો ઉત્તર આપુ તે સાભળ તે પૂછ્યુ હતું કે " અમુક વૃત્તિનેજ વધવા દેવી અને અમુક વૃત્તિને તો સયમમાજ રાખવી એનો નિર્ણય કેવી રીતે કરવો? અર્થાત્ એવુ કોઇ લક્ષણ હશે કે જે લક્ષણને લઇને તેનો નિર્ણય થઇ શકે?" હવે એ પ્રશ્નનો ઉત્તર તુ બરાબર સમજી શકશે જે વૃત્તિના અનુશીલનથી સ્થાયી સુખની પ્રાપ્તિ થાય તેનેજ યથાશક્તિ આગળ વધવા દેવી એ આપણુ કર્તવ્ય છે. દાખલાતરીકે ભક્તિ–પ્રીતિ–દયા વિગેરે અને જે વૃત્તિના અનુશીલથી ક્ષણિક સુખની પ્રાપ્તિ થાય તેને સયમમા રાખી આગળ વધવા ન દેવી એજ આપણે માટે ઇષ્ટ છે, કારણ કે ક્ષણિક સુખ આપનારી વૃત્તિઓનુ પરિણામ દુ:ખમય હોય છે, એ વાત હુ તને આગળ જણાવી ગયો છુ. જ્યાસુધી તેનુ અનુશીલન અમુક પરિમિત હદમાં રહીને થાય ત્યાંસુધી તો કાંઇ વિઘ્ન નથી, કારણ કે યોગ્ય પ્રમાણમાં કેળવાયેલી વૃત્તિ દુ:ખના પરિણામવાળી હોઇ શકતી નથી હવે એ સબધે મારે કાંઇ વિશેષ બોલવા જેવુ રહેતું નથી અનુશીલનનો ઉદ્દેશ માત્ર સુખની પ્રાપ્તિ સિવાય બીજો કોઈજ સભવતો નથી એટલા માટે જે અનુશીલનના પરિણામે સુખ પ્રાપ્ત થાય અને જે સુખમાં દુ:ખનો લેશ પણ ન હોય તેજ અનુશીલન કર્તવ્ય છે, તેજ અનુશીલન વિહિત છે મતલબ કે સુખ એજ લક્ષણ અને સુખ એજ કસોટી. સુખની કસોટી ઉપર દરેક વૃત્તિને કસી જોવી, અને પરિણામે સ્થાયી કિવા દુ:ખશૂન્ય સુખ પ્રાપ્ત થાય એવો સભવ લાગે તો તે વૃત્તિને આગળ વધવા દેવી.

# अध्याय-८ मो शारीरिक वृत्ति

શિષ્ય —આપની આટલી વાત ઉપરથી " અનુશીલન " એટલે શું એ વિષય સમજાયો. " સુખ " એટલે શું એ પણ સમજાયું તેની સાથે સુખ એ અનુશીલનનો ઉદ્દેશ અને સામંજસ્ય એ તેની સીમા, એ વાત પણ લક્ષમાં આવી ગઇ, પરંતુ વૃત્તિઓના અનુશીલન સંબંધે આપે હજીસુધી કાંઇ કહ્યું નથી અર્થાત્ વૃત્તિઓને કેવી રીતે કેળવવી તે વિષે આપે કાંઇ ઉપદેશ આપ્યો નથી કયી વૃત્તિને કેવી રીતે કેળવવી તે વિષે કાંઇ ઉપદેશ આપવાની જરૂર હોય એમ આપને નથી લાગતું ?

ગુરુ —એ વિષય શિક્ષણશાસ્ત્રનો છે. શિક્ષણશાસ્ત્ર પણ ધર્મશાસ્ત્રમાં આવી જાય છે, પરંતુ આજની આપણી ચર્ચામાં એને માટે સ્થાન નથી આપણો ઉદ્દેશ તો માત્ર એટલોજ છે કે ધર્મ એટલે શું એ વિષય બરાબર સમજી લેવો વિષયાંતર ન થાય તેટલા માટે શિક્ષણસંબંધે જેટલું કહેવા યોગ્ય હશે તેજ હાલ તો કહીશ

વૃત્તિ ચાર પ્રકારની છે. (૧) શારીરિકી, (૨) જ્ઞાનાર્જની (૩) કાર્યકારિણી, અને (૪) ચિત્તરંજિની. સં પહેલાં શારીરિક વૃત્તિના સંબંધમાં બોલીશ, કારણ કે જીવનમાં એજ વૃત્તિનું સ્ફુરણ સૌ પ્રથમ અનુભવાય છે શારીરિક વૃત્તિની સ્ફુર્તિમાં અને પરિતૃપ્તિમાં જે સુખ છે તે વિસ્તારથી સમજાવવાની ભાગ્યેજ જરૂર છે, પરન્તુ ધર્મની સાથે તેનો સંબંધ કેવા પ્રકારનો હોઇ શકે એ વાત બહુ અગત્યની હોવાથી હું તેજ વિષય હાથમાં લઇશ

શિષ્ય—વૃત્તિને કેળવવી અને ખીલવવી એ ધર્મ છે, એમ ઘણાખરા માણસો વિશ્વાસપૂર્વક માનતા નથી, તેટલાજ માટે આપને એ વિષય ચર્ચવાની જરૂર પડી છે ને ?

ગુરુ—કોઇ કોઇ યૂરોપીયન અનુશીલનવાદી, વૃત્તિના અનુશીલનને ધર્મ અથવા તો ધર્મનો અંશ માનવાને તૈયાર જણાય છે, પરંતુ શારીરિક વૃત્તિના અનુશીલનની જરૂર હોય એવું તો તેમાના કોઇએ કહ્યું નથી

શિષ્ય:—તો પછી આપનેજ એમ કહેવાની શામાટે જરૂર પડી ?

ગુરુ —જો સર્વ પ્રકારની વૃત્તિઓનું અનુશીલન એ ધર્મ હોય તો પછી શારીરિક વૃત્તિઓનું અનુશીલન એ પણ ધર્મમાંજ આવી જવું જોઇએ, પરંતુ અત્યારે એ વાતને એક બાજુએ રહેવા દે જગતમાં જેને સર્વત્ર ધર્મ કહેવામા આવે છે તેમાના તું ગમે તે મતવિષે વિચાર કરશે તો તને જણાશે કે શારીરિક વૃત્તિના અનુશીલન માટે ક્યાંઇ ઉપેક્ષા કે બેદરકારી બતાવવામાં આવી નથી. યાગયજ્ઞ, વ્રત-અનુષ્ઠાન, તથા ક્રિયાકલાપ વગેરેને જો તું ધર્મ કહેતો હો, જો દયા-દાક્ષિણ્ય, પરોપકાર વિગેરેને તું ધર્મ લેખતો હો, અગર તો દેવતાની ઉપાસના કિંવા ઈશ્વરોપાસ-

નાનેજ માત્ર ધર્મ કહેતો હો, એટલુજ નહિ પણ ક્રિશ્ચિયનધર્મ કે ઇસ્લામધર્મ-નેજ ધર્મ કહેતો હો તો તે દરેક ધર્મને માટે શારીરિકવૃત્તિના અનુશીલનની પણ અનિવાર્ય જરૂર છે અલબત્ત, શારીરિકી વૃત્તિઓને ખૂબ કેળવવી એવો મુખ્ય અને ખુલ્લો ઉપદેશ કોઈ ધર્મમા નથી, છતાં ધર્મમા જે વિઘ્નો નડે તે વિઘ્નોનો નાશ કરવા અર્થે તેની પણ ઘણીજ જરૂર છે, એમ તને લાગ્યા વિના રહેશે નહિ. આ વાત કોઇ ધર્મવેત્તાએ કદાપિ સ્પષ્ટરૂપે ઉપદેશી નથી, પરતુ અત્યારનો કાળ એવો છે કે હવે તે વાત ખાસ કરીને સ્પષ્ટરીતે કહ્યા સિવાય ચાલતું નથી.

શિષ્ય:—ધર્મમાં વિઘ્ન હોઇજ કેમ શકે ? અને કદાચ વિઘ્ન આવતુ હોય તો શારીરિકી વૃત્તિનુ અનુશીલન તેને કેવી રીતે દૂર કરી શકે તે સમજાવો

ગુરુ—દાખલાતરીકે પ્રથમ રોગનેજ લે. રોગ એ ધર્મમાં મોટામાં મોટુ વિઘ્ન છે જે શ્રદ્ધાળુ હિન્દુ રોગના પજામાં સપડાઇ જાય તે મનુષ્ય યાગયજ્ઞ, વ્રત–નિયમ કે તીર્થદર્શન વિગેરે કાંઇ કરી શકે નહિ એ તો સ્પષ્ટજ છે જે શ્રદ્ધાળુ હિન્દુ પરો પકારાદિ સદનુષ્ઠાનોને ધર્મ માનતો હોય તેને માટે પણ રોગ એક મહાન વિઘ્નરૂપ છે મતલબ કે રોગને લીધે જે મનુષ્ય પોતેજ અશક્ત હોય તે બીજાને કેવી રીતે ઉપ-યોગી થઈ શકે ? જે મનુષ્યો એમ માનતા હોય કે ધર્મને માટે હાથ–પગ હલાવ-વાની કશી જરૂર નથી– માત્ર ઈશ્વરનુ ધ્યાનજ કર્યા કરવુ તેજ યથાર્થ ધર્મ છે તેને માટે પણ રોગ એ ધર્મમાં અતરાયરૂપ છે. કારણ કે રોગી મનુષ્ય ઈશ્વરસબધી જેવુ જોઇએ તેવુ ધ્યાન કરી શકતો નથી રોગની વેદનાને લીધે તેનુ મન એકાગ્ર થઇ શકતુ નથી. શારીરિક વેદનાનુ પ્રાબલ્ય એટલુ બધુ છે કે ચિત્તને તે વિચલિત કે પરાજીત કર્યા વિના રહેતુ નથી રોગ એ કર્મયોગીઓના કર્મમાં મહાન્ વિઘ્ન રૂપ છે. જ્ઞાનયોગીઓના જ્ઞાનયોગમા વિઘ્નરૂપ છે, અને ભક્તોની ભક્તિમા પણ વિઘ્નરૂપ છે ટુકમા રોગ એ ધર્મનુ પરમ વિઘ્ન છે

સમસ્ત શારીરિકી વૃત્તિઓને બરાબર ખીલવવામા ન આવે તોજ રોગ થાય, એ વિષય, હુ ધારૂ છુ કે તને વિશેષ વિસ્તારપૂર્વક સમજાવવાની જરૂર નથી

શિષ્ય—આ વિષયની શરૂઆતમાજ શરીરને વિશેષ શરદી લાગવા દેવી એને આપે અધર્મ કહ્યો હતો શરદી લાગવા દેવી એને પણ શુ અનુશીલનનો અભાવ કહી શકાય ?

ગુરુ.—શારીરિક તત્ત્વોનો તે અભ્યાસ કર્યો હશે તો તુ સમજી શકશે કે શરદી એ ત્વચા ઇન્દ્રિયના સ્વાસ્થ્યકર અનુશીલનમાં એક વિઘ્ન અથવા વ્યાઘાત સમાન છે

શિષ્ય.—આપના કહેવા ઉપરથી એટલુ સિદ્ધ થાય છે કે જ્ઞાનાર્જની વૃત્તિનુ જ્યાસુધી બરાબર અનુશીલન થાય નહિ ત્યાસુધી શારિરીક વૃત્તિનુ પણ યથાયોગ્ય અનુશીલન થઈ શકે નહિ.

ગુરુ—ના તેમ નથી સમસ્ત વૃત્તિઓના યથાયોગ્ય અનુશીલનને પરસ્પરના અનુશીલન સાથે ઘણો ગાઢ સબધ રહેલો છે કેવળ માત્ર જ્ઞાનાર્જની વૃત્તિઓનુ યોગ્ય અનુશીલન થયુ હોય તોજ શારીરિક વૃત્તિનુ અનુશીલન થઈ શકે એવુ તો છેજ નહિ. એની સાથે કાર્યકારિણી વૃત્તિઓનુ પણ યોગ્ય પ્રમાણુમાં અનુશીલન થવુ જોઇએ. કયુ કાર્ય કેવી રીતે કરવા યોગ્ય છે, કયી વૃત્તિનુ કેવી રીતે અનુશીલન થઇ શકે, તેમજ અનુશીલનની આડે આવતા વ્યાઘાતો કેવી રીતે દૂર કરી શકાય વિગેરે વિષયોનુ જ્ઞાન મેળવવા માટે જ્ઞાનાર્જની વૃત્તિની પણ આવશ્યકતા છે જ્ઞાન વિના તો તુ ઇશ્વરને પણ ન ઓળખી શકે, પરતુ એ વાત હમણા રહેવા દે

શિષ્ય:—નહિ, એ વાતને એટલેથીજ મૂકી દઇ શકાય નહિ કારણ કે એક પ્રકારની વૃત્તિનુ અનુશીલન બીજી વૃત્તિના અનુશીલન સાથે ઘણો ગાઢ સબધ ધરાવે છે. તો પછી સૌ પ્રથમ કઇ વૃત્તિનુ અનુશીલન કરવુ તેનો નિર્ણય કેવી રીતે કરવો ?

ગુરુ:—સઘળી વૃત્તિઓનુ યથાસાધ્ય અનુશીલન એકી સાથે એકજ વખતે શરૂ કરી દેવુ જોઇએ અર્થાત્-શૈશવાવસ્થામાં

શિષ્ય.—એ તો બહુ નવાઈની વાત ! કઈ વૃત્તિનુ કેવી રીતે અનુશીલન કરવુ તેની તો શૈશવાવસ્થામા કોઇને ખબર પણ ન હોય ! તો પછી એકી સાથે સમગ્ર વૃત્તિઓનુ અનુશીલન કેવી રીતે કોઇ કરી શકે ?

ગુરુ—એટલાજ માટે શિક્ષકની સહાયના લેવી જરૂરની છે શિક્ષક અને શિક્ષણ વિના કોઈ મનુષ્ય યથાર્થ મનુષ્યત્વ પ્રાપ્ત કરવા માટે ભાગ્યશાળી થઈ શકે નહિ શિક્ષકનો આશ્રય લેવો એ તો સર્વનુ મુખ્ય કર્તવ્ય છે માત્ર બાલ્યાવસ્થામાંજ નહિ પણ ચિરકાળને માટે આપણે અન્યની પાસેથી શિક્ષણ લેવા તૈયાર રહેવુ જોઇએ. હિદુશાસ્ત્રમા ગુરુની પદવીને માટે જે બહુ મહત્ત્વ આપવામા આવ્યુ છે તે છેક નિરર્થક નથી, એટલુજ નહિ પણ બહુ રહસ્યાત્મક છે, એમ કહુ તો પણ વધારે પડતુ નથી આજે આપણી મધ્યમા જેવા જોઇએ તેવા ગુરુઓ મળી આવતા નથી, તેમજ જેવું જોઈએ તેવું ગુરુનું સન્માન થતું નથી તેટલાજ માટે આજે આપણા સમાજની આટલી બધી અવનતિ થઇ છે. ભક્તિવૃત્તિના અનુશીલનવિષે જ્યારે હુ ઉપદેશ કરીશ તે વખતે આ વિષય યાદ કરજે હમણા તો મૂળ વાત ઉપરજ આવીશ

પ્રત્યેક વૃત્તિને અન્ય પ્રકારની વૃત્તિ સાથે બહુ નજીકનો સબધ હોવાથી શારીરિક વૃત્તિના અનુશીલનની ઘણીજ અગત્ય છે જો શારીરિક વૃત્તિને યોગ્ય પ્રમાણુમાં કેળવવામાં ન આવે તો રોગતાપાદિ વિઘ્નો ધર્મકાર્યમા નડયા વિના ન રહે એ વાત હુ તને સમજાવી ગયો છુ. જ્ઞાનાર્જની વૃત્તિને પણ શારીરિક વૃત્તિની સહાય સ્વીકાર્યા વિના ચાલતુ નથી. કારણ કે જો શરીર જેવુ જોઇએ તેવુ સુદૃઢ ન હોય

તો જ્ઞાનાર્જની વૃત્તિને યોગ્ય પોષણ મળી શકે નહિ સર્વ કોઇ સારી રીતે જાણે છે કે જો શારીરિક શક્તિઓ બળવાન અને પુષ્ટ ન હોય તો માનસિક શક્તિઓ પણ બળવાન અને પુષ્ટ થઇ શકે નહિ—અથવા તો સપૂર્ણ વિકાસ પામી શકે નહિ. જેવી રીતે શારીરિક આરોગ્ય સુરક્ષિત રાખવાને માટે માનસિક આરોગ્યની જરૂર છે, તેવીજ રીતે માનસિક સ્વાસ્થ્યના રક્ષણને માટે શારીરિક સ્વાસ્થ્યની જરૂર છે. યૂરોપિયન વિદ્વાનોએ અને વિજ્ઞાનવાદીઓએ શરીર તથા મનનો આ સબધ બહુ ઉત્તમ રીતે સિદ્ધ કર્યો છે. આપણી કૉલેજોમા અને શાળાઓમા અત્યારે જે શિક્ષણ અપાય છે તેમાં જો કોઇ મુખ્ય અને મહાન્ દોષ હોય તો તે એજ છે કે ત્યાં વિદ્યાર્થીઓની શારીરિક ખીલવણી તરફ ઘટતુ લક્ષ અપાતુ નથી એ દોષને લીધે જનસમાજની શારીરિક અવસ્થા શોચનીય બનતી જાય છે, તેની સાથે માનસિક અધ પતન પણ શરૂ થાય છે, અને ધર્મનો આધાર માનસિક શકિત ઉપર રહેલો હોવાથી ક્રમે ક્રમે ધર્મની પણ અધોગતિ થવા લાગે છે

ત્રીજુ વિઘ્ન તો ઉકત વિઘ્ન કરતા પણ અધિક મહત્ત્વનું છે જેની શારીરિક વૃત્તિઓ બરાબર કેળવાતી નથી તે મનુષ્ય પોતાની આત્મરક્ષા કરી શકતો નથી હવે તુ વિચાર કરી જો કે જે મનુષ્ય પોતાની આત્મરક્ષા બરાબર ન કરી શકે તે મનુષ્ય નિર્વિઘ્ને ધર્માચરણ કેવી રીતે કરી શકે ? પ્રત્યેક વસ્તુની પાછળ શત્રુઓ તથા લૂટારાઓ તો લાગેલાજ હોય છે, અને તેઓ પ્રસગોપાત ધર્માચરણમા હરકત કર્યા વિના રહેતા નથી. તે ઉપરાત જેઓ પોતાના બાહુ-બળથી દુષ્ટોનું દમન કરી શકતા નથી તેઓને નિર્બળતાને લઇને આત્મરક્ષા અર્થે અધર્મનુ અવલબન પણ લીધા વિના ચાલતું નથી. આત્મરક્ષા મનુષ્યને એવી તો પ્રિય હોય છે કે પરમ ધાર્મિક મનુષ્ય પણ સીધી નહિ તો આડકતરી રીતે પણ કટોકટીના વખતમા અધર્મનુ અવલબન લીધા વિના રહેતોજ નથી મહાભારતકારે " **अश्वत्थामा हत इति गज.**" એ વાતમા તેનુ બહુ ઉત્તમ ઉદાહરણ પૂરૂ પાડયુ છે * બાહુબળવડે દ્રોણાચાર્યનો પરાભવ કરવામા અસમર્થ નીવડયા એટલે યુધિષ્ઠિર જેવા પરમ ધાર્મિક પુરુષને પણ મિથ્યા વાત કહીને તેમને છેતરવાની જરૂર પડી

**શિષ્ય:**—પ્રાચીનકાળમા એવા પ્રસગો આવતા હોય, પરતુ અત્યારના જમાનામાં તો રાજા પોતે સર્વનુ રક્ષણ કરવાને બધાયેલ છે. આત્મરક્ષા માટે અત્યારે સર્વ કોઇને બળવાન્ બનવાની શુ જરૂર છે ?

**ગુરુ:**—રાજા સર્વની રક્ષા કરે એવો નિયમ છે ખરો, પરતુ વસ્તુત કાર્યમા

* " **अश्वत्थामा हत इति गजः**" એવા શબ્દો મહાભારતમાં નથી. "**हत कुंजरः**" એ પ્રમાણે છે.

તેમ બનતુ જણાતું નથી, જો તેનાથી તેમ થઇ શકતુ હોત તો આજકાલ રોજ જે ક્લેશો–મારામારીઓ–લુટફાટો–ચોરીઓ અને ખુનો થાય છે તે થવા પામત નહિ. પોલીસના રીપોર્ટો વાંચવાથી જણાય છે કે જેઓ પોતાની આત્મરક્ષા કરવાને અસમર્થ હોય છે તેઓના ઉપરજ સર્વત્ર જુલમ ગુજારવામાં આવ્યો હોય છે. બળવાન મનુષ્ય ઉપર કોઇ હુમલો કરી શકતુ નથી, પરતુ મારી આ વાતનો ખોટો અર્થ ન થાય તેટલા માટે મારે એ પણ સ્પષ્ટ કહી દેવુ જોઇએ કે આત્મ-રક્ષાનો અર્થ એવો નથી કે પ્રત્યેક મનુષ્યે પોતાનાજ શરીરની અને પોતાનાજ ધનની રક્ષા કરીને બેસી રહેવુ હુ જ્યારે તને પ્રીતિવૃત્તિના અનુશીલનવિષે કહીશ ત્યારે તું જોઈ શકશે કે આત્મરક્ષા એ જેમ આપણુ મહત્ત્વનુ કર્તવ્ય છે, તેમ આપણાં સ્ત્રી–પુત્રો, પરિવાર, સ્વજન, કુટુબ, પાડોશી વિગેરેની રક્ષા કરવી એ પણુ આપણુ પ્રધાન કર્તવ્ય છે. પોતાની આત્મરક્ષા સાથે જે બીજા મનુષ્યોની રક્ષા ન કરે તેને પરમ અધાર્મિક સમજવો અને એટલાજ માટે મે કહ્યુ છે કે તેવી રક્ષાને માટે જે બળ અથવા શારીરિક શિક્ષણ જરૂરનુ છે તે બળ અને શિક્ષણ જેનામાં ન હોય તેને પણ અધાર્મિક સમજવો.

આત્મરક્ષા અને સ્વજનરક્ષા કરતા પણ બીજી એક વાત અધિક મહત્ત્વની છે, એટલુજ નહિ પણ ધર્મના એક પ્રધાન અગરૂપ છે અનેક મહાત્માઓએ આ ધર્મનુ પાલન કરવા જતા પોતાના પ્રાણનો ભોગ આપ્યો છે અને અનેક પવિત્ર પુરુષોએ સર્વસુખનો પરિત્યાગ કરી આપત્તિમાજ જીવન ગાળવાનુ પસદ કર્યુ છે. હુ અહીઆ હવે સ્વદેશરક્ષાવિષે બોલવા ઇચ્છુ છુ

આત્મરક્ષા અને સ્વજનરક્ષા એ જો ધર્મ હોય તો પછી સ્વદેશરક્ષા પણ ધર્મમાંજ સમાઈ જાય છે એમ કહેવાની જરૂર નથી એક મનુષ્ય જેમ બીજા મનુષ્ય ઉપર હુમલો કરી તેનુ સર્વસ્વ પડાવી લેવાનો પ્રયત્ન કરે છે તેમ એક સમાજ અથવા દેશ પણ બીજા સમાજ અથવા દેશ ઉપર હુમલો કરી તેનુ સર્વસ્વ લુટી જવાનો યત્ન કરે છે. જ્યાસુધી મનુષ્યોને રાજાના હુકમથી કિવા ધર્મની આજ્ઞાથી અકુશમા રાખવામાં ન આવે ત્યાસુધી મનુષ્યો પરસ્પર–એક બીજા ઉપર હુમલાઓ કર્યા વિના રહેતા નથી. જે સમાજમા રાજાની આજ્ઞાનુ પાલન થતુ નથી તે સમાજનાં મનુષ્યો પોતાની મરજીમા આવે તેને હેરાન કરી શકે છે, અને મરજી મુજબ ત્રાસ વર્તાવી શકે છે મનુષ્યોના સબધમા જેમ આ વાત ખરી છે તેમ સમાજોના સબધમાં પણ તેટલીજ ખરી છે. જો વિવિધ મનુષ્ય-સમાજો ઉપર એક રાજા અથવા એક શાસનકર્તા ન હોય તો એક બળવાન સમાજ બીજા નિર્બળ સમાજને હેરાન કરી તેનુ સર્વસ્વ લુટી જાય, એ સ્વાભાવિક છે. હુ અહીઆં જગલી–અસભ્ય સમાજોના વિષયમાં બોલતો નથી, સુધરેલા ગણાતા

પાશ્ચાત્ય પ્રદેશોમાં પણ એ પ્રમાણે બનતુ આપણે જોઇએ છીએ. આજે ફ્રાન્સ જર્મની ઉપર હુમલો કરે છે તો કાલે જર્મની ફ્રાન્સને જમીન દોસ્ત કરવા આગળ વધે છે. આજે તુર્કી ગ્રીસ ઉપર ચડાઇ લઇ જાય છે તો કાલે રશીઆ તુર્કીને ગળી જવાની હીલચાલ કરે છે એવીજ રીતે આજે પોલાડનો વારો તો કાલે અલ-ગેરીઆનો વારો, એ પ્રમાણે યુરોપની સભ્યજાતિઓ પણ કૂતરાની માફક પરસ્પર ડોકીઆં કરી રહી છે શેરીનો કૂતરો જે મળે તે મોમાં નાખીને નાસી જાય છે તેજ પ્રમાણે સભ્ય જાતિ અથવા અસભ્યજાતિ પણ બીજી જાતિ પાસેથી પડાવી લઈ જવાનો પ્રયત્ન કરી રહી છે મતલબ કે દુર્બળ સમાજને પગતળે કચડી નાખવા બળવાન સમાજ હમેશા તૈયારજ હોય છે એટલાજ માટે કહેવુ પડે છે કે દેશ-રક્ષા સિવાય આત્મરક્ષા કોઇ કાળે થઇ શકે નહિ આત્મરક્ષા અને સ્વજનરક્ષા એ જો ધર્મ હોય તો દેશરક્ષા એ પણ ધર્મ છે, એટલુજ નહિ પણ સૌથી અગત્યનો અને સૌથી વધારે મહત્ત્વનો ધર્મ છે કારણ કે જો દેશરક્ષા થઇ શકે તોજ સ્વ-પરનુ બરાબર રક્ષણ બની શકે, અને તોજ ધર્મોન્નતિનો માર્ગ નિષ્કટક બની શકે. પુનરુક્તિના ભયથી એ વિષે વધારે બોલતો નથી

કેટલીક સામાજીક અવસ્થાઓ ધર્મને માટે ઉપયોગી છે તો કેટલીક નિરુપયોગી હોય છે કેટલીક અવસ્થાઓ આપણી સમસ્ત વૃત્તિઓના અનુશીલનને માટે અનુકૂળ હોય છે તો કોઇ કોઇ સામાજીક અવસ્થા પ્રતિકૂળ પણ હોય છે અનેક સમયે એવી પ્રતિકૂળતાઓ રાજા અથવા રાજપુરુષનેજ આભારી હોય છે યુરોપમા એક સમયે પ્રોટેસ્ટ ટ મતવાળાઓને ક્રૂરતાથી જીવતા બાળી દેવામાં આવતા હતા ઔરગઝેબના વખતમાં હિંદુઓ ઉપર જે જુલમો થતા તે પણ તેના ઉદાહરણરૂપે ઉમેરી શકાય ધર્મને માટે જે સામાજીક અવસ્થા અનુકૂળતાવાળી હોય તેને સ્વાધીનતા કહેવામા આવે છે "સ્વાધીનતા" એ દેશી વસ્તુ નથી વિલાયતમાથીજ એ ચીજ આપણા દેશમા આવવા પામી છે. મૂળ શબ્દ "લીબર્ટી" નો એ અનુવાદ માત્ર છે. એ સ્વાધીનતાનો અર્થ એવો નથી કે રાજા પોતે સ્વદેશીજ હોવો જોઇએ. સ્વદેશી રાજા પણ અનેક સમયે સ્વાધીનતાનો શત્રુ હોય છે, અને વિદેશી રાજા અનેક પ્રસગે સ્વાધીનતાનો મિત્ર હોય છે. એને માટે હુ ધારૂ છુ કે ઉદાહરણ આપવાની જરૂર નથી

ધર્મોન્નતિને માટે સ્વાધીનતા અત્યત જરૂરની વસ્તુ છે એટલાજ માટે પ્રત્યેક મનુષ્યે આત્મરક્ષા—સ્વજનરક્ષા તથા સ્વદેશરક્ષાને માટે પોતાની સમસ્ત શારીરિક વૃત્તિઓનુ સપૂર્ણ અનુશીલન કરવુજ જોઇએ

શિષ્ય—ત્યારે એમજ કહી દો ને કે દરેકે યોદ્ધા બનવુ જોઇએ !

ગુરુ.—નહિ, સઘળાઓએ યુદ્ધનો ધધો કરવો એવો મારો આશય નથી. હા, એટલુ છે કે પ્રસગ પ્રાપ્ત થયે યુદ્ધમા કામ આપી શકાય તેટલા માટે આગમચથીજ

બળવાન બનવુ જોઇએ. નાના રાજ્યોએ પણ પોતાના રાજ્યમા યુવાન પુરુષોને યુદ્ધનુ શિક્ષણ મળે એવી વ્યવસ્થા કરવી જોઇએ. જો તેઓ તેમ ન કરે તો બીજુ મોટુ રાજ્ય અનાયાસે નાનાં રાજ્યોને ચગદી નાંખ્યા વિના રહે નહિ પ્રાચીન ગ્રીક પ્રજાના પ્રાય. સઘળા મનુષ્યો યુદ્ધને માટે સર્વદા તૈયાર રહેતા. મહાન રાજ્યોમાં અથવા મહાન સમાજોમા યુદ્ધનો ધધો અમુક માણુસો કરતા આવ્યા છે પ્રાચીન ભારતવર્ષમાં પ્રજાની વતી ક્ષત્રિયો યુદ્ધ કરતા, અને મધ્યકાલીન ભારતવર્ષમા પણ રાજપુતો દેશના પ્રતિનિધિરૂપે લડતા એ વાત સર્વ કોઈના જાણવામા છે, પરતુ એ રિવાજનુ પરિણામ એવુ આવતું કે જો પ્રજાનો એ એકજ ભાગ શત્રુની સાથે લડતાં પરાભવ પામતો, તો સમસ્ત દેશને શત્રુના પજામાં સપડાવુ પડતુ ભારતવર્ષના રાજપૂતો જેવા પરાજિત થયા કે તુરતજ મુસલમાનોએ ભારતવર્ષને કબજામાં લીધો. હવે રાજપુત સિવાયની ભારતવર્ષની અન્ય અન્ય પ્રજાઓ પણ જો યુદ્ધને માટે તૈયાર હોત તો ભારતવર્ષની એવી દુર્દશા કોઈ કાળે થવા પામત નહિ. ઇ સ ના અઢારમા સૈકાંના અતભાગમા ફ્રાન્સના સમગ્ર યુવકોએ નેપોલિયન બોનાપાર્ટની આગેવાની નીચે અસ્ત્ર ધારણ કરીને એકસપીથી યૂરોપને ધ્રૂજાવ્યુ હતું.

શિષ્ય —શરીરને કેવી રીતે કેળવ્યુ હોય તો આપે કહ્યો તે ધર્મ બરાબર પાળી શકે ?

ગુરુ.—કેવળ બળનીજ જરૂર નથી જગલી માણુસો સાથે લડવામાં શારીરિક-બળ ઉપયોગી થાય તેટલુજ બાકી આ વીસમી સદીમા તો શારીરિક બળ કરતા શારીરિક કવાયતજ બહુ જરૂરની છે. અત્યારના સમયમા સૌ પ્રથમ શારીરિક બળની અને અસ્થિ તથા માંસપેશીની પરિપુષ્ટિને માટે વ્યાયામ જોઇએ. આ દેશમા પહેલા દડ-કુસ્તી તથા મગદળ વિગેરે અનેક પ્રકારની કસરતો પ્રચલિત હતી, પરતુ અગ્રેજી સુધારાએ એ સર્વ આપણા હાથમાથી લઇ લીધુ છે આપણે આપણી પૂર્વની કસરતો અને રમતોને શામાટે તિલાજંલિ આપી દેવી તેનુ એકકે યથેષ્ટ કારણ મારા જાણુવામા નથી આપણી અનુકરણપ્રિયતા અથવા તો બુદ્ધિભ્રમનુજ એ એક ઉદાહરણ છે.

બીજુ —અસ્ત્રશિક્ષાને પ્રધાનપદ આપવુ જોઇએ આપણામાના પ્રત્યેકે અસ્ત્ર-શસ્ત્રના પ્રયોગોમા પક્વ બનવુ જોઇએ

શિષ્ય.—પરતુ અત્યારનો કાયદો અસ્ત્ર ધારણ કરવાની આપણુને મનાઇ કરે છે, તેનુ કેમ કરવુ ?

ગુરુ.—એ તો કાયદા બાધનારાઓની ભૂલ છે કાયદાની એ ભૂલ વખત જતા સુધરી શકશે

ત્રીજુ —અસ્ત્રશિક્ષા ઉપરાત કેટલીક શારીરિક કવાયતો પણ શીખવી જોઇએ, કારણ કે શારીરિક ધર્મનુ સપૂર્ણ પાલન કરવા માટે કેટલીક કવાયતો બહુજ જરૂરની છે 'દાખલાતરીકે અશ્વારોહણ, યૂરોપમા જે મનુષ્ય અશ્વારોહણ કરી શકતો

નથી, અને અસ્ત્રવિદ્યા પ્રાપ્ત કરતો નથી તે મનુષ્ય ત્યાં બહુ ઉપહાસપાત્ર લેખાય છે વિલાયતની સ્ત્રીઓ પણ અશ્વારોહણ તથા અસ્ત્રધારણ કરવાને શક્તિવાન હોય છે આપણે હાથે કરીને કેવી દુર્દશાએ પહોચ્યા છીએ?

જેવી રીતે અશ્વારોહણ શારીરિક ધર્મનું એક પ્રકારનું અનુશીલન છે, તેવીજ રીતે પગે ચાલીને દૂર ફરવા જવુ, તથા તરતા શીખવુ એ પણ એક અનુશીલન છે જે મનુષ્ય પગે ચાલીને અમુક મજલ કાપી શકે નહિ, તેમજ નદી—નાળુ તરી શકે નહિ તે યથાર્થ યોદ્ધો બની શકે નહિ મે કહ્યુ તે શિક્ષણ કેવળ યોદ્ધાઓનેજ માટે જરૂરનુ છે એમ માની લઈશ નહિ જે મનુષ્યને તરતા ન આવડે તે મનુષ્ય પાણીમા પોતાનુ કે બીજાનુ કદાપિ રક્ષણ કરી શકે નહિ યુદ્ધના પ્રસગે લડવૈયાઓને આત્મરક્ષા અથવા પરરક્ષા કરવી પડે એટલાજ માટે તરતા શીખવુ જોઇએ એવો સિદ્ધાત કરીને બેસી રહીશ નહિ સામા પક્ષ ઉપર હલ્લો લઇ જવાને તેમજ શત્રુના પજામાથી બચવાને માટે પણ આપણે અનેક પ્રસગે પાણીમા તરતા તરતા જવુ પડે છે પગે ચાલીને પણ કોસોના કોસો સુધી દોડવુ પડે છે, માટે મનુષ્યમાત્રે આ સર્વ કવાયતો શીખવી જોઇએ

શિષ્ય:—મતલબ કે શરીર પુષ્ટ અને બળશાળી બને તેટલાથીજ શારીરિકવૃત્તિનુ અનુશીલન સપૂર્ણ થયુ ન ગણાય, પરતુ તેની સાથે કસરત—કવાયત વિગેરે—

ગુરુ:—કસરત કિવા વ્યાયામમા મલ્લયુદ્ધનો પણ સમાવેશ કરી દેવો જોઇએ કારણ કે તે બહુ બળદાયક છે તેમજ આત્મરક્ષા તથા પરોપકારને માટે પણ તેની ઘણી જરૂર પડે છે.

શિષ્ય:—સમજ્યો. ટુકામાં શરીરની પુષ્ટતા, વ્યાયામ, મલ્લયુદ્ધ, અસ્ત્રશિક્ષા, અશ્વારોહણ, સતરણ તથા પગે ચાલતા દૂર સુધી જવાની પણ ટેવ પાડવી જોઇએ—

ગુરુ:—એટલુજ નહિ સહનશક્તિ પણ જોઇએ ટાઢ—તડકો તથા ક્ષુધા—તૃષા સહન કરતાં શીખવુ જોઇએ ગમે તેટલો પરિશ્રમ થયો હોય તોપણ ચિત્તમા ખેદ કે ગ્લાનિ ન થાય તે માટે અભ્યાસ પાડવો જોઇએ. તે સિવાય એક લડવૈયાને માટે બીજા પણ કેટલાક અભ્યાસો કરવા જોઇએ દાખલા તરીકે જરૂરના પ્રસગે માટી ખોદતાં આવડવુ જોઇએ, ઘર બાધતા શીખવુ જોઇએ, વજન ઉચકી જવાની ટેવ પાડવી જોઇએ, વિગેરે અનેક સમયે યોદ્ધાઓને દશ—બાર દિવસ ચાલે તેટલો અન્નનો જથ્થો પીઠ ઉપર ઉચકીને લઇ જવો પડે છે. ટુકામા એક કારીગર પોતાના ઉપયોગી અસ્ત્રો પોતાની પાસે રાખી તેને બરાબર ધારવાળા બનાવીને સાથે લઇ જાય છે તેવીજ રીતે આપણે, આપણું દેહરૂપી શસ્ત્ર તીક્ષ્ણ ધારવાળા શસ્ત્રની માફક હમેશા તૈયાર રાખવું જોઇએ. કારીગર જેમ પોતાના સજાવી રાખેલા અસ્ત્રોથી સર્વ દ્રવ્યોને તોડી—ફોડી તથા સાંધી શકે છે, તેવીજ રીતે આ દેહ પણ

સર્વ કર્મો કરી શકે તેવો સક્ષમ બનાવવો જોઇએ

શિષ્ય—પણ એ કેમ બની શકે તેનો ઉપાય તો આપે કાંઇ બતાવ્યો નહિ.

ગુરુ—તેના ઉપાયો (૧) વ્યાયામ, (૨) શિક્ષણ, (૩) આહાર, (૪) ઇન્દ્રિય-સંયમ. એ ચાર ઉપાયો શારીરિક અનુશીલનને માટે પૂરતા છે

શિષ્ય—તેમાં આપે વ્યાયામ તથા શિક્ષણ સંબંધે જે કાંઇ કહ્યુ તે મે ધ્યાન-પૂર્વક સાંભળ્યું છે, પરંતુ આહાર સંબંધે કાંઈ ખુલાસો થયો નથી શરૂઆતમાંજ વાચસ્પતિ મહાશયના ખાનપાનસંબંધે જે પ્રશ્ન ઉઠયો હતો તે હવે મને યાદ આવે છે. વાચસ્પતિ મહાશય કેવળ ભાત—દાળ ઉપરજ જીંદગીનો નિર્વાહ કરતા શુ માત્ર એટલુ ખાઇને બેસી રહેવુ તે ધર્માનુકૂળ છે? તેનાથી વિશેષ પ્રકારનાં દ્રવ્યો આહા-રમા લેવા એ શુ અધર્મ છે? હું ન ભૂલતો હોઉ તો આપનો કહેવાનો આશય તે વખતે કાંઇક એવાજ પ્રકારનો હતો

ગુરુ—મે કહ્યુ હતુ કે શરીરની રક્ષા તથા પુષ્ટિને માટે જો એટલોજ ખોરાક યથેષ્ટ હોય તો તેથી અધિક આહારની લાલસા રાખવી એ અધર્મ છે શરીરની રક્ષા તથા પોષણને માટે કેવા પ્રકરાના આહારની જરૂર છે એ વિષય તો વૈજ્ઞાનિક પંડિતોના હાથમાંજ રહેવા દેવો જોઇએ ધર્મના ઉપદેશકોનુ તે કામ નથી. હુ માનું છુ કે વૈજ્ઞાનિક પંડિતો દાળ—ભાતને શરીરરક્ષા તથા પુષ્ટિને માટે યથેષ્ટ લેખશે નહિ, પરંતુ તેની સાથે વાચસ્પતિ મહાશયના સંયોગોને વિચારણામાં લઇએ તો તેમના જેવા શરીરશ્રમ વિનાના માણસો માટે એવા સાદા ખોરાક યથેષ્ટ પણ લેખાવા જોઇએ. આપણે તે ચર્ચામા માથુ મારવાની અત્યારે કશી જરૂર નથી. વૈજ્ઞાનિકોનુ કામ વૈજ્ઞાનિકો કરે એજ ઇચ્છવાયોગ્ય છે આહારસંબંધેનો એક મહત્ત્વનો ઉપદેશ, કે જે સ્વયં શ્રીકૃષ્ણના મુખમાથી નીકળ્યો છે, તે ગીતામાથી હું તને સંભળાવુ છુ, એટલાથીજ સંતોષ માની લેજે—

आयुःसत्त्वबलारोग्य सुखप्रीतिविवर्द्धना· ।
रस्याः स्निग्धा स्थिरा हृद्या आहाराः सात्त्विकप्रिया॥

અર્થાત્—જે આહાર આયુષ્યમાં, ઉત્સાહમાં, બળમા, સ્વાસ્થ્યમાં, સુખમા અને ચિત્તના આનંદમા વૃદ્ધિ કરે, રુચિને પ્રદીપ્ત કરે, જે આહાર રસયુક્ત હોય, સ્નિગ્ધ હોય, અને જેનો તાત્ત્વિક અંશ શરીરમાં પાચન થાય તેવો અર્થાત્ "ન્યુટ્રીશીઅસ" હોય, એટલુજ નહિ પણ જેના દર્શનમાત્રથી ખાવાની ઇચ્છા થાય તેજ આહાર સાત્ત્વિકોને પ્રિય થઇ પડે છે.

શિષ્ય—પણ એમા મદ્ય—માંસ આહારાર્થે લેવા જોઇએ કે નહિ તે તો કાંઇ આવ્યુજ નહિ.

ગુરુ—તે કામ વૈજ્ઞાનિકોનુ છે. શારીરતત્વવેત્તાઓને અથવા તો વૈદ્યોને પૂછી

જો કે મદ્ય–માસ વિગેરે આયુષ્ય, સત્ત્વ, બળ, આરોગ્ય, સુખ, તથા પ્રીતિવૃત્તિમા વૃદ્ધિ કરે છે કે નહિ? મદ્ય–માંસમાં શા શા ગુણો તથા અવગુણો રહેલા છે તેનો ખુલાસો તેમની પાસેથી મેળવી લે.

શિષ્ય —હિંદુ શાસ્ત્રકારોએ તો તેનો નિષેધ કર્યો છે.

ગુરુ —મારા વિચાર પ્રમાણે હિંદુ શાસ્ત્રકારોએ મદ્ય–માસનો નિષેધ કરવામાં ખોટું કર્યું નથી "અનુશીલન" તત્ત્વ એજ તેમના ધર્મોપદેશનુ મૂળ હતુ, કારણ કે મદ્ય–માસ અનિષ્ટકારી, અનુશીલનને હાનિકર તથા જેને તમે ધર્મ કહો છો તેને વિઘ્નકર હોવાથી એનો નિષેધ કરવામા તેઓએ વાજબીજ કર્યું છે

શિષ્ય —કોઇ પણ અવસ્થામાં શુ મદ્યનો વ્યવહાર નજ કરવો?

ગુરુ —જે પીડિત વ્યક્તિની પીડા મદ્ય સિવાય બીજા કશાથી શાંત ન થાય એમ હોય, તેને માટેજ તેનો ઉપયોગ કરી શકાય. તથાપિ એક અવસ્થા એવી પણ છે કે જે સમયે ચિકિત્સકો કે વૈજ્ઞાનિકોની આજ્ઞાની રાહ ન જોતાં પરિમિત મદ્યપાન કર્તવ્ય છે.

શિષ્ય —એવી કયી અવસ્થા છે?

ગુરુ —યુદ્ધ સમયની અવસ્થા એજ મારો કહેવાનો આશય છે યુદ્ધકાળે મદ્યપાન ધર્માનુકૂળ લેખાય છે તેનુ કારણ માત્ર એટલુજ છે કે જે જે વૃત્તિઓના બળથી યુદ્ધક્ષેત્રમા વિજય મળી શકે તે તે વૃત્તિ પરિમિત મદ્યપાનથી વિશેષ બળવાન બને છે આ સિદ્ધાંતને હિંદુશાસ્ત્ર પણ યોગ્ય માન આપે છે મહાભારતમા લખ્યુ છે કે જયદ્રથવધના દિવસે એકલો અર્જુન શત્રુની સેનાને ભેદીને શત્રુઓની મધ્યમાં જઇને ઉભો રહ્યો હતો. યુધિષ્ઠિરને આખા દિવસમાં અર્જુનસંબંધી કાંઇ સમાચાર મળ્યા નહિ તેથી તેઓ વ્યાકુળ ચિત્તે બેસી રહ્યા હતા. તે સમયે પાડવસેનામા સાત્યકિ સિવાય બીજો એકકે એવો વીર યોદ્ધો નહોતો કે જે શત્રુઓની મધ્યમા જઇ અર્જુનના સાચા સમાચાર લઇ આવે યુધિષ્ઠિરે સાત્યકિને આ દુષ્કર કાર્ય કરવાની રજા આપી તેના ઉત્તરમા સાત્યકિએ ઉત્તમ પ્રકારના મદ્યની પ્રાર્થના કરી યુધિષ્ઠિરે પોતે તેને ઉત્તમ પ્રકારનો મદ્ય આણી આપ્યો માર્કંડેય પુરાણમાં પણ જણાવ્યુ છે કે સ્વયં કાલિકાને અસુરોનો વધ કરતાં પહેલા સુરાપાન કરવુ પડયુ હતુ.

૧૮૫૭ નો મહાન્ બળવો થયો તે વખતે ચિનહોરના યુદ્ધમા અંગ્રેજી સેનાને હિંદુ તથા મુસલમાનોની સેનાએ પરાજિત કરી હતી સ્વય સર હેનરી લૉરેન્સ તે યુદ્ધમા અંગ્રેજ સેનાનો નાયક હતો, છતા તેમને હાર ખાવી પડી હતી. અંગ્રેજી ઇતિહાસલેખક સર જોન કે તેના કારણો આપતાં એક કારણ એવું પણ બતાવ્યું છે કે તે દિવસે અંગ્રેજ સેનાને જરૂરજોગો મદ્ય મળી શકયો નહોતો. એ કારણ છેક અસંભવિત નથી

તે ગમે તેમ હો મદ્યસેવનના સબંધમાં મારો મત ટુકમાં આ પ્રમાણે છે-(૧) યુદ્ધકાળે પરિમિત મદ્યસેવન થઇ શકે, (૨) સુયોગ્ય ચિકિત્સકની આજ્ઞાનુસાર રોગાદિમાં તેનો ઉપયોગ કરી શકાય, (૩) તે સિવાય મદ્યપાન કરવુ અનુચિત છે.

શિષ્ય —માસાહારસબધે આપનો શુ મત છે?

ગુરુ —મત્સ્ય-માસ શરીરને ઉપકારી છે કે અપકારી છે તેનો નિર્ણય કરવો તે વૈજ્ઞાનિકોનુ કામ છે × ધર્મવેત્તા તો માત્ર એટલુજ કહી શકે કે મત્સ્ય-માંસનો આહાર કરવાથી મનુષ્યની પ્રીતિવૃત્તિના અનુશીલનને ધક્કો પહોચે છે, તેથી તે નિષિદ્ધ છે ભૂતમાત્રમા પ્રીતિ રાખવી એ હિદુધર્મનો મુખ્ય સિદ્ધાત છે અમારો અનુશીલનવાદ પણ તે સિદ્ધાતનો સ્વીકાર કરે છે, પણ આમ કહેવા ઉપરથી અનુશીલનવાદ હિદુધર્મથી કોઇ જુદોજ મતવાદ છે, એમ માની લઇશ નહિ. અનુશીલનવાદ પણ હિદુધર્મનોજ એક વિષય છે

શારીરિક વૃત્તિના અનુશીલનસબધે વિવેચન કરતાં (૧) વ્યાયામ (૨) શિક્ષણ તથા (૩) આહારના વિષયમાં મે મારા વિચારો જણાવ્યા હવે (૪) ઇન્દ્રિયસયમના સબધમાં મારે બે બોલ કહેવા જોઇએ શારીરિક વૃત્તિના અનુશીલનને માટે ઇન્દ્રિય-સયમની અત્યત જરૂર છે, એ વાત તને વિસ્તારપૂર્વક સમજાવવાની અગત્ય હુ જોતો નથી ઇન્દ્રિયસયમના અભાવે શરીર યોગ્ય પ્રમાણમાં પરિપુષ્ટ થઇ શકતુ નથી, વ્યાયામ કરવા જેટલી ધીરજ રહેતી નથી, શિક્ષણની સાર્થકતા થઇ શકતી નથી, એટલુજ નહિ પણ જે આહાર હોજરીમા જાય તે આહાર પણ સપૂર્ણરીતે પચી શકતો નથી, અને તેને લીધે શરીરમા જેવુ જોઇએ તેવુ બળ આવતુ નથી. તે સિવાય ઈંદ્રિયોને સયમમા રાખવી એજ ઇન્દ્રિયોનુ યોગ્ય અનુશીલન છે, એ વાત હુ ન ભૂલતો હોઉ તો તને આગળ સમજાવી ગયો પણ છુ. આટલે દૂર આવ્યા પછી મારે તને યાદ આપવુ જોઇએ કે ઇન્દ્રિયસયમ એ માનસિક વૃત્તિના અનુશીલનને સપૂર્ણ આધીન છે, કારણ કે જો માનસિક વૃત્તિ નિર્બળ હોય તો શરીર ઉપર જેવો જોઇએ તેવો અકુશ રહી શકે નહિ. સારાંશરૂપે મારે કહેવુ જોઇએ કે હુ આગળ જણાવી ગયો તેમ માનસિક વૃત્તિનુ ઉચિત અનુશીલન, શારીરિક વૃત્તિના અનુશીલનના ઉપર આધાર રાખે છે, તેવીજ રીતે હવે તુ જોઇ શકશે કે શારીરિક વૃત્તિનુ ઉચિત અનુશીલન પણ માનસિકવૃત્તિ ઉપર આધાર રાખે છે આ પ્રમાણે શરીર તથા મન એકબીજા સાથે બહુજ ગાઢ સબધથી જોડાયેલાં છે એકના અનુશીલન સિવાય અન્યનુ અનુશીલન કોઇ કાળે સભવે નહિ. જે ધર્મોપદેશકો કેવળ માત્ર માનસિક વૃત્તિના અનુશીલન ઉપરજ ભાર મૂકીને બેસી રહે છે, તેઓનો

× આ મૂળ પુસ્તક ઘણાં વર્ષપર લખાયલુ હોઇને તે પછી ઘણાખરા વૈજ્ઞનિકોએ માસાહાર નુકશાનકારક હોવાનુજ જાહેર કરેલુ છે સંપાદક

ઉપદેશ અસપૂર્ણ છે જ્ઞાનજ પ્રાપ્ત કરીને બેસી રહેવુ એવો ઉપદેશ અસપૂર્ણ હોવાના કારણે ધર્મવિરુદ્ધ છે કૉલેજના શિક્ષણ માત્રથી વિદ્યાર્થીઓ જેમ યથાર્થ મનુષ્ય બની શકતા નથી, તેમ થોડા ઘણા પુસ્તકો કંઠસ્થ કરવાથી પણ વિદ્યાર્થીઓ યોગ્ય પંડિત બની શકતા નથી આ બન્ને માર્ગો અપૂર્ણ અને તેથી અનિષ્ટકારી છે.

# अध्याय ९ मो–ज्ञानार्जनी वृत्ति

**શિષ્ય**—શારીરિક વૃત્તિઓના સબંધમા તો આપનો ઉપદેશ સાભળ્યો હવે જ્ઞાનાર્જની (જ્ઞાન મેળવનારી) વૃત્તિઓના અનુશીલનસબધે કાઇક કહો તો સાભળવાની ઈચ્છા છે મારા સમજવા પ્રમાણે બીજા પ્રકારની વૃત્તિઓના અનુશીલનથી જે સુખ મળી શકે તે સુખ આ વૃત્તિના અનુશીલનથી પણ પ્રાપ્ત થવુજ જોઇએ, અને જ્યા સુખ ત્યા ધર્મ પણ હોયજ એટલા માટે જ્ઞાનાર્જની વૃત્તિઓનુ અનુશીલન અથવા તો જ્ઞાન પ્રાપ્ત કરવુ એ પણ કર્તવ્ય છે

**ગુરુ**—અલબત્ત તે આવશ્યક કર્તવ્ય છે, કારણ કે જ્ઞાન વિના અન્ય વૃત્તિઓનુ યથાર્થ અનુશીલન થઇ શકે નહિ, એ વાત શારીરિક વૃત્તિના અનુશીલન સમયે હુ તને બરાબર સમજાવી ચૂક્યો છું તે સિવાય બીજી એક બાબતને માટે પણ જ્ઞાનની જરૂર છે, અને તે બાબત ઘણી મહત્ત્વની છે અને તે એ કે જ્ઞાન સિવાય ઇશ્વરને ઓળખી શકાય નહિ, તેમજ વિધિપૂર્વક ઇશ્વરની ઉપાસના પણ થઇ શકે નહિ.

**શિષ્ય**—જ્ઞાન હોય તોજ ઇશ્વરોપાસના થઇ શકે, એમ જો આપ કહેવા માગતા હો તો પછી મૂર્ખ મનુષ્યો ઇશ્વરની ઉપાસના કેવી રીતે કરી શકે? ઇશ્વર શુ કેવળ પંડિત પુરુષોને માટેજ છે?

**ગુરુ**—મૂર્ખ મનુષ્યો માટે ઇશ્વરોપાસના નથી મૂર્ખને માટે તો ધર્મ જેવી કોઇ વસ્તુજ નથી એમ કહુ તોપણ ખોટુ નથી જગતમા જ્ઞાનપૂર્વક જેટલા પાપો થાય છે તેમાંના ઘણાખરાં પાપો પ્રાય મૂર્ખ મનુષ્યો દ્વારાજ થાય છે અત્રે મારે એક સ્પષ્ટીકરણ કરવુ જોઇએ **જેને લખતાં વાંચતાં આવડતું ન હોય તેનેજ મૂર્ખ મનુષ્ય માની લઈશ નહિ, તેમજ જેને લખતાં–વાંચતાં આવડતું હોય તેજ જ્ઞાની એમ પણ માની લેવાનું નથી** પુસ્તકો વાંચ્યા વિના પણ જ્ઞાનની પ્રાપ્તિ થઇ શકે છે પાઠશાળાઓ અને નિશાળોમા ભણ્યા વિના પણ જ્ઞાનની વૃદ્ધિ થઈ શકે છે આપણા દેશની પ્રાચીન સ્ત્રીઓએ તેના ઉત્તમ દૃષ્ટાંતો આપણને પૂરા પાડ્યા છે તે સન્નારીઓમા પ્રાય કોઇને પણ લખતા વાંચતા આવડતુ નહોતુ છતા તેમના જેવી ધાર્મિક વ્યક્તિઓ પૃથ્વીમાં થોડીજ થઈ હશે તે આદર્શ નારીઓએ પુસ્તકોનુ વાંચન કર્યું નહોતુ તેથી તે સર્વ મૂર્ખ હતી, એમ કહેવાનુ કોઇનાથી

સાહસ થઇ શકશે નહિ. આપણા દેશમાં પૂર્વે જ્ઞાન પ્રાપ્ત કરવાના જે કેટલાક ખાસ માર્ગો હતા, તે સર્વ આજે લુપ્તપ્રાય થઇ ગયા છે "કથા" અને હરિકીર્તન એ પૂર્વકાળે જ્ઞાનપ્રાપ્તિનો એક મુખ્ય ઉપાય હતો પ્રાચીન સન્નારીઓ કથાકારોના મુખથી પુરાણ તથા ઇતિહાસની વાતો સાંભળતી અને એથી કરીને પુરાણ–ઇતિહાસમાં જ્ઞાનનો જે ઉત્તમ ભંડાર છુપાયલો છે, તે તેમની પાસે ખુલ્લો થઇ જતો કથાઓના શ્રવણથી તેમની જ્ઞાનાર્જની વૃત્તિઓ બહુ સારી રીતે સ્વચ્છ તથા પરિતૃપ્ત થઇ શકતી હતી તે સિવાય હિંદુધર્મના પ્રતાપે આપણા દેશમાં વંશપરંપરાએ જે જ્ઞાનપ્રવાહ સતત વહ્યા કરતો તે પ્રવાહ ઉપર પણ સન્નારીઓનો અધિકાર રહેતો હતો આ સર્વ કારણોને લઇને અત્યારના આપણા સુશિક્ષિત ગણાતા યુવકો કરતાં પણ અનેક વિષયો પૂર્વકાળની સન્નારીઓ બહુ સારી રીતે સમજી શકતી હતી દાખલાતરીકે અતિથિસત્કારનુ માહાત્મ્ય જ્ઞાનવિના કોઇ કાળે સમજી શકાય નહિ, તેમજ વિશ્વવ્યાપી સત્યની સાથે અતિથિ–સત્કારને કેવા પ્રકારનો સબધ છે, તે પણ જ્ઞાનદૃષ્ટિ વિના જોઇ શકાય નહિ અત્યારનો આપણો સુધરેલો વર્ગ અતિથિનુ નામ સાંભળીને પણ બળી જાય છે! અત્યારના શિક્ષિત વર્ગને જે જ્ઞાન નથી તે જ્ઞાન પૂર્વની અશિક્ષિત સન્નારીઓને હતું, એજ વાત હુ કહેવા માગુ છુ તે સ્ત્રીઓ અતિથિ–સત્કારનુ માહાત્મ્ય બહુ સારી રીતે સમજી શકતી હતી આ પ્રકારનાં એક નહિ પણ સેંકડો ઉદાહરણો આપી શકાય તેમ છે એ દૃષ્ટિથી જોઇએ તો પ્રાચીન કાળની નિરક્ષર સ્ત્રીઓનેજ જ્ઞાની લેખવી જોઇએ, અને અત્યારના આપણા સુશિક્ષિત વર્ગને અજ્ઞાની લેખવો જોઇએ

શિષ્ય —એમાં શિક્ષિત વર્ગનો શો દોષ? ઇંગ્રેજી–શિક્ષાની પદ્ધતિજ એવી એમાં કોઇ શુ કરે?

ગુરુ —અલબત્ત, એ વાત ખરી છે મે જે અનુશીલનવાદ તને સમજાવ્યો, અર્થાત્ સમસ્ત વૃત્તિઓનુ યથાયોગ્ય અનુશીલન થવુ જોઇએ, એમ મે જે કહ્યુ તે વાત અત્યારના શિક્ષણમા યોજાયલી નથી, અને તેને લઇનેજ વર્તમાન શિક્ષણપદ્ધતિ દૂષિત ગણાય છે અગ્રેજી રાજ્યના અધિકારીઓએ સિદ્ધાંત કર્યો કે પાઠશાળામા તો એક ચોક્કસ પ્રકારની વૃત્તિનુજ અનુશીલન થવુ જોઇએ, અને એ પ્રમાણે કાર્યની શરૂઆત થઇ ગઇ! મતલબ કે વર્તમાન શિક્ષણપદ્ધતિ તેમના અમુક ઉદ્દેશો અને આવશ્યકતાઓનેજ આભારી છે, અને તેથીજ તે સદોષ રહી ગઈ છે આજકાલની શિક્ષણપ્રણાલીમાં ત્રણ મહાન્ દોષો ઉંડો વિચાર કરવાથી સહેજે તરી આવે છે.

શિષ્ય —એ દોષો કયા કયા?

ગુરુ —પ્રથમ દોષ તો એજ છે કે જ્ઞાનાર્જની વૃત્તિઓપ્રત્યે બહુજ વધારે લક્ષ આપવામાં આવે છે, અને કાર્યકારિણી અથવા ચિત્તરંજની વૃત્તિની ખીલવણી

માટે કાઇજ પ્રયત્ન થતો નથી, અને તેથી કરીને કેળવણીનુ જોઇએ તેવુ ઉત્તમ ફળ મળી શકયુ નથી હિંદી યુવકો મનુષ્યત્વથી બહુ વેગળા પડી ગયા છે. વકીલ, ડૉક્ટર અથવા સરકારી નોકર બનવુ એનેજ જીવનનુ પરમ લક્ષ્ય તેઓ માની બેઠા છે બીજી તરફ યૂરોપના એક ભાગની પ્રજા જ્યારે શિલ્પકુશળ તથા સંપત્તિપ્રિય બનવાનો પ્રયત્ન કરતી હોય છે તો બીજી તરફ બીજા ભાગની પ્રજા યુદ્ધપ્રિય તથા જુલમી બનવાનો પ્રયત્ન કરી રહી હોય છે આવી દૂષિત શિક્ષણપદ્ધતિના પરિણામે યૂરોપમાં કેટકેટલાં યુદ્ધો તથા અત્યાચારો થયા છે તથા થાય છે તે કોઇથી અજાણ્યુ નથી શારીરિક વૃત્તિ, કાર્યકારિણી વૃત્તિ તથા ચિત્તરંજની વૃત્તિની ખીલવણીની સાથે યોગ્ય પ્રમાણમા જો માનસિક વૃત્તિની પણ ખીલવણી થાય તોજ તે જગતને તથા જનસમાજને ઉપકારી અથવા મંગળકારી થઇ શકે બીજી વૃત્તિઓનો તિરસ્કાર કરી કેવળ માત્ર બુદ્ધિનેજ કેળવ્યા કરવી એ કોઇ રીતે ઇચ્છવાયોગ્ય નથી અમારા જેવા સાધારણ મનુષ્યોની ધર્માનુકૂળ માન્યતાઓ કેવા પ્રકારની છે તે તુ જાણે છે ‘ હિંદુઓ માત્ર રૂપવાન્ ચંદ્ર અથવા બળવાન્ કાર્તિકેયનેજ પૂજનીય માનીને બેસી રહેતા નથી, માત્ર બુદ્ધિમાન બૃહસ્પતિ કિંવા જ્ઞાની બ્રહ્માની ઉપાસનાનેજ સર્વસ્વ માનીને તેટલેથીજ અટકી જતા નથી, એટલુજ નહિ પણ કેવળ રસજ્ઞ ગંધર્વરાજ અથવા સરસ્વતી દેવીનેજ આરાધ્યરૂપે સ્વીકારી શાંત થતા નથી, પરન્તુ હિંદુઓની ભકિત, હિંદુઓની પૂજા, હિંદુઓનુ સર્વસ્વ તે સર્વાંગસંપન્ન—અર્થાત્ સર્વાંગીન પરિણતિયુકત, છ પ્રકારના ઐશ્વર્યયુકત વિષ્ણુ ભગવાનનાજ ચરણમા સમર્પિત થાય છે અનુશીલન—નીતિનો મુખ્ય સિદ્ધાંત પણ એજ છે કે સર્વ પ્રકારની વૃત્તિઓને એવી યોગ્યતાપૂર્વક કેળવવી કે એક વૃત્તિ બીજી વૃત્તિને દાબી દઇ સ્વચ્છંદતાપૂર્વક આગળ વધી શકે નહિ સારાંશ કે પ્રત્યેક વૃત્તિને પોતપોતાની સીમામા રહેવા દઇ તેનુ યોગ્ય અનુશીલન કરવુ એજ વિષ્ણુની આરાધનાનુ મૂળ—પ્રધાન રહસ્ય છે

શિષ્ય —એ તો શિક્ષણના એક દોષની વાત થઇ બીજો દોષ શુ છે ?

ગુરુ —આધુનિક શિક્ષાપ્રણાલીનો બીજો દોષ એ છે કે તે પ્રત્યેક મનુષ્યને એક ખાસ વિષયમા પરિપકવ થવાની ફરજ પાડે છે આથી સર્વ મનુષ્યોને સર્વ પ્રકારના વિષયો જાણવાનો અવકાશ મળતો નથી અર્થાત્ એક મનુષ્ય ધારે તો વિજ્ઞાનશાસ્ત્રમા ખૂબ પારંગત બની શકે, પરતુ તેને માટે સાહિત્યના દ્વાર તો બંધજ રહેવાના એક મનુષ્ય ધારે તો સાહિત્યની શાખામાં પરમ વિદ્વાન બની શકે, પરંતુ વિજ્ઞાનશાસ્ત્રમા પ્રવેશ કરવાની તેને રજા મળતી નથી આવી રીતે એક મનુષ્ય જો એક ખાસ પ્રકારની વૃત્તિનેજ કેળવીને ઉપશાંત થાય તો પછી મનુષ્યની બાકીની વૃત્તિઓને ખીલવવાનો અવકાશજ કયારે મળે ? પરિણામ એ આવે કે જ્યાં જુઓ ત્યા તમને અર્ધ મનુષ્યત્વવાળાજ માણસ મળી આવે—સંપૂર્ણ મનુષ્યત્વવાળા મનુષ્યનુ

તો દર્શન પણ ભાગ્યેજ તમને થવાનું ! એક મનુષ્ય વિજ્ઞાનશાસ્ત્રમાં કુશળ હોય, પણ જો તે કાવ્યરસાદિના આસ્વાદનથી કમનસીબ હોય તો તે અર્ધ મનુષ્યજ છે, એમ કહેવું જોઇએ એવીજ રીતે જે મનુષ્ય સૌંદર્યપ્રિય હોય અને સર્વ સાંદર્યોમાંથી પોતાની રસવૃત્તિને પોષણ આપી શકતો હોય, પરંતુ જગતના અપૂર્વ વૈજ્ઞાનિક તત્ત્વોથી અજ્ઞાન હોય તો તે પણ અર્ધ મનુષ્યજ છે ઉપર કહ્યા તે ઉભય પ્રકારના મનુષ્યો મનુષ્યત્વરહિત છે, અને તેથી તેટલે અંશે ધર્મભ્રષ્ટ છે જે ક્ષત્રિય-પુત્ર પોતે યુદ્ધવિશારદ હોય છતાં રાજધર્મથી અનભિજ્ઞ હોય, અથવા તો રાજધર્મ જાણવા છતા રણવિદ્યામાં અજ્ઞાન હોય તો તે હિંદુધર્માનુસાર ધર્મભ્રષ્ટ છે હિંદુ-શાસ્ત્રનો યથાર્થ મર્મ એજ પ્રમાણે છે

શિષ્ય:—આપની ધર્મવ્યાખ્યા અનુસારે તો સર્વ મનુષ્યોએ સર્વ પ્રકારના વિષયોમાં કુશળતા પ્રાપ્ત કરવીજ જોઇએ

ગુરુ:—નહિ, સર્વ મનુષ્યોએ તેમજ કરવું જોઇએ એવો મારો આગ્રહ નથી. અલબત્ત, એટલુ છે કે પ્રત્યેક મનુષ્યે પોતાની સમસ્ત મનોવૃત્તિઓની ક્રમોટી તેમજ ખીલવણી તો કરવીજ જોઇએ

શિષ્ય.—તે બરાબર છે, પરંતુ સર્વ મનુષ્યોથી તેમ બની શકે એવું આપને લાગે છે ખરૂં ? સર્વ મનુષ્યોની સર્વ વૃત્તિઓ એકસરખી તેજસ્વી હોતી નથી. કોઇની મનોવૃત્તિ વિજ્ઞાનના અભ્યાસમાં વધારે તેજસ્વી હોય છે તો કોઈની વૃત્તિ સાહિત્યના ક્ષેત્રમાં અદ્ભુત કાર્ય કરી શકે તેવી હોય છે સાહિત્યની વૃત્તિવાળો મનુષ્ય વિજ્ઞાનની શાખામા જાય તો તેને પ્રાય નિષ્ફળજ થવુ પડે, તેને બદલે વિજ્ઞાનની વૃત્તિવાળો મનુષ્ય બીજા કોઇ ક્ષેત્રમા પ્રવેશ કરવાનુ સાહસ ન કરતા વિજ્ઞાનની પાછળજ સતત મંડયો રહે તો વખત જતા તે એક મહાન્ વૈજ્ઞાનિક બની શકે એકજ મનુષ્ય સાહિત્યમાં અને વિજ્ઞાનમાં—ઉભયમા કેવી રીતે પારગત બની શકે ?

ગુરુ'—તે ન બની શકે, પરંતુ "પ્રતિભા[1]" વિષે સ્પષ્ટીકરણ કરતા મે જે વિચારો તને અગાઉ જણાવ્યા હતા તે પુન યાદ કર તારા આ પ્રશ્નના ઉત્તરરૂપે મારે જે કાંઈ કહેવુ જોઇએ તે સર્વ તેજ વખતે જણાવી ગયો છુ પુનરુકિતની અત્રે જરૂર નથી હવે ત્રીજો દોષ સાભળ.

વર્તમાન શિક્ષણપદ્ધતિનો એક સાધારણ દોષ એ પણ છે કે તેમાં પાત્રા-પાત્રનો લેશ પણ વિચાર કરવામા નથી આવતો. અર્થાત્ અમુક વિષય વિદ્યાર્થી-ઓના અંતઃકરણમાં વિકાસ પામે છે કે નહિ, તે જોવાની કોઇ તસ્દી લેતુ નથી.

---

૧ આ વિષય પાંચમા અધ્યાયમા શિષ્યના ચોથા પ્રશ્નમા મળી આવશે.

અનુવાદક

એક વૈદ્ય રોગીને ક્ષુધાતુર જોઇ ખાવાની છૂટ આપે, પણ તે દર્દી ખાધેલું અન્ન પાચન કરી શકે તેમ છે કે નહિ તેનો બિલકુલ વિચાર ન કરે તો તેને સુયોગ્ય ચિકિત્સક કહેવાય નહિ તેવીજ રીતે જે શિક્ષક વિદ્યાર્થીની શક્તિનો તોલ કર્યા સિવાય મગજમાં બોજેબોજ ભર્યા કરે તેને પણ સુયોગ્ય શિક્ષક લેખી શકાય નહિ દર્દીને બહુ અનાજ ખાવા બદલ જેમ અજીર્ણનું દર્દ ભોગવવું પડે છે તેમ હદ ઉપરાંત બોજો વિદ્યાર્થીઓના મગજમા ભરવાથી વિદ્યાર્થીઓને પણ માનસિક અજીર્ણને આધીન થવું પડે છે આથી કરીને ક્રમે ક્રમે વિદ્યાર્થીની જ્ઞાનાર્જની વૃત્તિઓની અવનતિ થતી જાય છે "મુખસ્થ કરો, યાદ કરો, ગોખી નાખો, કોઇ કાંઇ પૂછે તો પોપટની માફક એકદમ ઉત્તર આપતા શીખો" એજ પ્રકારનુ શિક્ષણ આજકાલ વિદ્યાર્થીઓને આપવામા આવે છે, પરતુ આવા શિક્ષણથી વિદ્યાર્થીની બુદ્ધિ તીક્ષ્ણ થતી જાય છે કે બુઠ્ઠી થતી જાય છે, સ્વશક્તિ યુક્ત થતી જાય છે, કે પ્રાચીન પુસ્તકોનો પાલવ પકડી પાછળ પાછળ ચાલનારી થતી જાય છે, તેનો તો કોઇ ભૂલે ચૂકે પણ વિચાર કરતુ નથી. અર્થાત્ વિદ્યાર્થીઓને જે માનસિક આહાર આપવામાં આવે છે તે તેમનાથી પાચન થઈ શકે છે કે નહિ તે તરફ તો કોઇ નજર પણ કરતુ નથી બિચારા શિક્ષિત ગર્દભો જ્ઞાનનો ભાર વહન કરી સસારમાં ચોતરફ ભટકીને આયુષ્ય પૂરૂ કરે છે છેવટે વિસ્મૃતિ નામની કરુણામયી દેવી આવીને તેમનો ભાર લઇ લે છે, એટલે પછી તેઓ ટોળામા મળી જઇ સ્વચ્છદતાપૂર્વક ઘાસ ખાવા લાગે છે

શિષ્ય—અમારા દેશના શિક્ષિત વર્ગ પ્રત્યે આપની એટલી બધી કોપદૃષ્ટિ કેમ છે ?

ગુરુ.—હુ માત્ર આપણા દેશનાજ શિક્ષિત વર્ગવિષે બોલતો નથી અહીના અગ્રેજો પણ એક યા બીજા પ્રકારે એવાજ છે આપણે તેમને મહાપ્રભુ માની તેમનુ અનુકરણ કરવા લલચાઇએ છીએ, અને તેમના અનુકરણ માત્રથી મનુષ્યજન્મ સાર્થક થયો માની લઇએ છીએ તેઓ પણ સકીર્ણ બુદ્ધિના છે, તેમનુ જ્ઞાન પણ પીડાદાયક છે

શિષ્ય—અગ્રેજોની બુદ્ધિ સકીર્ણ છે ?

ગુરુ:—શનૈ શનૈ: સર્વ સમજાશે. જે જાતિ દોઢસો વર્ષથી ભારતવર્ષ ઉપર આધિપત્ય ભોગવે છે છતાં ભારતવાસીઓસબધી એક વાત પણ હજીસુધી સમજી શકી નથી, તેમનામા બીજા લાખો ગુણો હશે, તોપણ તેમનામાં વિશાળ બુદ્ધિ હોય એમ તો હુ કહી શકીશ નહિ, પણ બીજી તરફ અગ્રેજોના કરતાં પણ આપણા હિદીઓની બુદ્ધિ વિશેષ સકીર્ણ માર્ગે પ્રવર્તે છે, એમ કહ્યા વિના ચાલતુ નથી અગ્રેજોના શિક્ષણ કરતા આપણુ શિક્ષણ વિશેષ હલકા પ્રકારનુ છે,

એમ પણ સ્વીકારવુ જોઇએ, પરતુ આપણે એ કુસસ્કારોનુ મૂળ જોવા જઇએ તો યુરોપના અનુકરણ સિવાય ભાગ્યેજ બીજુ કાઈ હશે કેમ, તારી પહેલી શકા દૂર થઇને ?

શિષ્ય.—પણ આપે જ્ઞાનને પીડાદાયક કહ્યું તેનો અર્થ શુ સમજવો ?

ગુરુ:—જેવી રીતે આહાર સ્વાસ્થ્યકર હોવા છતા અજીર્ણ થવાથી પીડાદાયક થાય છે તેવીજ રીતે જ્ઞાન સ્વાસ્થ્યકર હોવા છતા જો તેનો દુરુપયોગ થાય તો તે પણ પીડાદાયક થયા વિના રહે નહિ જ્ઞાનનું અજીર્ણ પીડાદાયક છે, અર્થાત્ અમુક અમુક વાતો જાણી લીધા પછી તે પ્રત્યેકને પરસ્પર કેવો સબધ છે, અથવા તો એ જ્ઞાનનુ પરિણામ શુ તેનો વિચાર કરવામા ન આવે ત્યાંસુધી તે નિરર્થકજ છે કોઇ કહે કે ગૃહમા તો ખૂબ પ્રકાશ છે, માત્ર સીડી ઉપરજ અધારૂ છે, તો તેનો અર્થ શુ ? રસ્તોજ ન સૂઝે ! કયા થઇને કયા જવુ તેની કશી માહિતીજ ન મળે ! જ્ઞાનની પીડામા ફસાયલા માણસો અમુક જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી તેનો કેવી રીતે ઉપયોગ કરવો તેજ જાણતા નથી એક સમયે એક અગ્રેજે ઈગ્લાડથી હિંદમા આવી એક બગીચો ખરીદ કર્યો તેને આ દેશ રીતરિવાજોનુ બીલકુલ જ્ઞાન નહોતુ એક દિવસે માળીએ આવીને તેને એક તાજુ નાળીએર ભેટદાખલ અર્પણ કર્યું સાહેબે તો નાળીયેરની છાલ ઉતારી લીધી અને અદરનો ગોટો ફેકી દીધો ! માળીને આ વાતની ખબર પડી એટલે તે સાહેબ પાસે ગયો અને કહ્યુ કે "સાહેબ ! છાલ નહિ પણ તેનો તો અદરનોજ ભાગ ખાવામા વપરાય છે" ત્યાર પછી માળીએ તેજ સાહેબને કેટલીક કેરીઓ બગીચામાથી લાવીને અર્પણ કરી સાહેબ માળીનો ઉપદેશ ભૂલી ગયો નહોતો તેથી તેણે કેરીની છાલ–ગર્ભ વિગેરે ફેકી દીધુ, અને ગોટલીજ ખાવા માટે લઈ ગયો ! સાહેબને ખાત્રી થઇ કે આ હિદુસ્તાની ફળોમા કાંઈ રસજ હોતો નથી ! માળીએ પુન આવીને સાહેબને કહ્યુ કે–"સાહેબ, તેને તો ચૂસીને અથવા ચીરો કરીનેજ ખવાય, અને ગોટલી તો ફેકીજ દેવી જોઇએ" સાહેબે માળીનો ઉપદેશ લક્ષમા રાખી લીધો છેવટે માળીએ એક દિવસે રતાળુની એક ગાઠ મોકલી સાહેબ પેલા માળીનુ શિક્ષણ વિસરી ગયો નહોતો. તેથી તે રતાળુની ચીરો કરી કરીને ખાઇ ગયો, પણ રતાળુએ પેટમા જઇને એવુ તો દર્દ શરૂ કર્યું કે સાહેબ ક્રોધથી લાલ–પીળો થઈ ગયો, અને માળીને મારી–મારીને મરણતોલ કરી નાખ્યો આવો દુખદાયક બગીચો પણ નહિ જોઈએ, એમ ધારીને અર્ધ કિમતે બગીચો પણ વેચી નાખ્યો અનેક મનુષ્યોના માનસક્ષેત્રો આવી રીતે બગીચાની માફક ફળ–ફૂલોથી પરિપૂર્ણ હોય છે, પરતુ તેનો કેવી રીતે ઉપયોગ કરવો તેની

તેમને ખબર ન હોવાથી બિચારાઓ ટોપરાને બદલે કાચલી અને રસને બદલે ગોટલી ખાઇને હેરાન થાય છે. અમુક પ્રકારનુ જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી તેનો કયા અને કેવી રીતે ઉપયોગ કરવો તેની સૂચના ન મળે તો એવુ જ્ઞાન પણ દુઃખદાયક થઇ પડે છે.

શિષ્યઃ—ત્યારે શુ જ્ઞાનાર્જની વૃત્તિઓના અનુશીલનમાટે જ્ઞાનની કશી જરૂરજ નથી ?

ગુરુ—એવકૂફ ! એક અંગ સજાવવુ હોય તો શુ ખાલી જગ્યામા ફેરવવાથીજ તે હેતુ સિદ્ધ થઇ જાય ? જ્ઞેય વસ્તુ સિવાય જ્ઞાનની ખીલવણી થઇજ કેવી રીતે શકે ? છતા એટલુ લક્ષમા રાખવુ જોઇએ કે જ્ઞાન પ્રાપ્ત કરવાની સાથે આપણી જ્ઞાનેચ્છા પણ વિકાસ પામવીજ જોઇએ. અત્યારે જે શિક્ષણપદ્ધતિ આપણામા પ્રચલિત છે તે તો આપણા પેટમા ઠાસી ઠાસીને ખોરાકજ ભર્યા કરે છે ! આપણે તે ખોરાકને પચાવી શકીએ છીએ કે નહિ, અને પછી ક્ષુધા જાગૃત થાય છે કે નહિ, પેટમા વધારે અન્ન રહી શકે તેમ છે કે નહિ, તેનો કાઇ પણ વિચાર નહિ કરતાં, બસ, ઠાસી ઠાસીને ખોરાકજ ભર્યા કરે છે ! કેટલીક મૂર્ખ માતાઓ બાળકને ખૂબ ખવરાવી ખવરાવીને બાળકના શરીરનુ સત્યાનાશ વાળે છે, તેવીજ રીતે અત્યારના પિતાઓ તથા શિક્ષકો પણ પુત્રોની તથા વિદ્યાર્થીઓની ઉન્નતિને બદલે અવનતિજ કરે છે !

જ્ઞાન પ્રાપ્ત કરવુ તે ધર્મનો એક પ્રધાન અંશ છે, પરન્તુ એને બદલે અત્યારે તો જ્યા જોઇએ ત્યાં ઉક્ત ત્રણ દોષો પ્રવર્તી રહ્યા છે ! ધર્મનો યથાર્થ મર્મ જ્યારે લોકો સમજવા લાગશે ત્યારેજ આ કુશિક્ષારૂપી પાપ પણ સમાજમાંથી દૂર થઇ શકશે

# अध्याय १० मो–मनुष्यभक्ति

શિષ્ય—વૃત્તિઓનુ યોગ્ય સ્ફુરણ, સામંજસ્ય તથા સાર્થક્ય એજ સુખ અને એજ મનુષ્યત્વ એ વાત બરાબર સમજાઇ વૃત્તિઓ ત્રણ પ્રકારની તે પણ સમજાયુ, જેમકે (૧) શારીરિક, (૨) જ્ઞાનાર્જની અને (૩) કાર્યકારિણી અથવા ચિત્તરંજની. તેમા શારીરિકી વૃત્તિ તથા જ્ઞાનાર્જની વૃત્તિના અનુશીલનસબંધે આપે જે ઉપદેશ કર્યો તે મે બરાબર સાભળ્યો છે નિકૃષ્ટ કાર્યકારિણી વૃત્તિઓના અનુશીલનની શું જરૂર છે, તે વાત પણ આપે સામંજસ્યનો વિષય સમજાવતી વખતે, ભય–ક્રોધ–લોભ ઇત્યાદિના દૃષ્ટાંતપૂર્વક કહી સભળાવી. હવે નિકૃષ્ટ કાર્યકારિણી વૃત્તિસબંધે આપને વિશેષ બોલવાનુ હોય એમ હુ ધારતો નથી ઉત્કૃષ્ટ વૃત્તિઓના અનુશીલનસબંધે આપને કાઇ કહેવાનુ હોય તો કહો

ગુરુ—હવે કાર્યકારિણી વૃત્તિઓમાં જેને સર્વત્ર ઉત્કૃષ્ટ કહેવામાં આવે છે તે

વૃત્તિવિષે વિવેચન કરૂં તે લક્ષપૂર્વક સાંભળ. જે અર્થમાં વનિતે નિકૃષ્ટ કહેવામાં આવે છે, તેથી છેક જૂદાજ અર્થમા અમુક વૃત્તિઓને ઉત્કૃષ્ટવૃત્તિ કહેવામા આવે છે. દાખલાતરીકે ભક્તિ–પ્રીતિ વગેરે

શિષ્ય —ભક્તિ અને પ્રીતિ એ ઉભય વૃત્તિઓ શુ જૂદી જૂદી છે ? ઇશ્વરમાં જે પ્રીતિનો આરોપ થાય તેને ભક્તિ કહેવાય એમજ હુ તો માનુ છુ

ગુરુ —તારી એ માનીનતાવિષે મારે વાંધો ઉઠાવવાની જરૂર નથી, પરન્તુ અનુશીલન તત્ત્વ સમજતી વખતે તેને પૃથક્ પૃથક્ ઓળખવાથી બહુ સરળતા થાય તેમ છે ખરૂ પૂછે તો ઇશ્વરમા જે પ્રીતિનુ આરોપણુ થાય તેનેજ ભક્તિ કહેવાય એવુ પણુ નથી. મનુષ્યો -અર્થાત્ રાજા, ગુરુ, પિતા, માતા તથા સ્વામી વિગેરે પણુ ભક્તિને પાત્ર છે તે સિવાય એમ પણુ બનતુ જોઇએ છીએ કે અનેકોને ઇશ્વર પ્રત્યે બીલકુલ ભક્તિભાવ નથી હોતો, છતા પ્રીતિ તો હોય છેજ

ઇશ્વરભક્તિની વાતને હાલ તુર્તમાં રહેવા દે પ્રથમ મનુષ્યભક્તિવિષે જે કહુ તે સાંભળી લે આપણા કરતાં જે ઉત્કૃષ્ટ હોય અને જેની ઉત્કૃષ્ટતા આપણુને ઉપકારક થઇ શકે તેજ આપણી ભક્તિને પાત્ર બની શકે છે, એવો ભક્તિનો એક સામાન્ય નિયમ છે ભક્તિની સામાજીક આવશ્યકતા મુખ્ય બે કારણોને આભારી છે (૧) ભક્તિ સિવાય નિકૃષ્ટ મનુષ્ય ઉત્કૃષ્ટ મનુષ્યનુ અનુસરણુ કરી શકે નહિ અને (૨) જો નિકૃષ્ટ મનુષ્ય ઉત્કૃષ્ટ મનુષ્યને અનુસરી શકે નહિ તો સમાજમાં ઐક્ય રહી શકે નહિ સમાજનાં બધનો તૂટી જાય તો સમાજની ઉન્નતિ થઇ શકે નહિ, એ વાત સહેલાઇથી સમજાય તેમ છે

હવે મનુષ્યોમા કોણુ કોણુ ભક્તિને પાત્ર હોઈ શકે તેવિષે વિચાર કરીએ (૧) પિતામાતા આપણી ભક્તિને પાત્ર છે તેઓ આપણા કરતાં શ્રેષ્ઠ છે, એ વાત સમજાવવામાં બહુ સમય વીતાવવાની જરૂર નથી ગુરુ આપણા કરતા જ્ઞાનમાં શ્રેષ્ઠ છે, અર્થાત્ આપણુને જ્ઞાન આપનાર છે, અને તેથી તેઓ પણુ ભક્તિને પાત્ર છે. વસ્તુત. જો ગુરુ ન હોય તો મનુષ્યો મનુષ્યત્વજ પ્રાપ્ત કરી શકે નહિ શારીરિકી વૃત્તિનો વિષય ચર્ચતાં પ્રસગોપાત એ વાત હુ તને કહી ગયો છુ, એટલા માટે ગુરુ તો ખાસ કરીને ભક્તિને પાત્ર છે, એમ વિસ્તારપૂર્વક સમજાવવાની જરૂર નથી. હિંદુધર્મ સર્વતત્ત્વદર્શી છે, એથી કરીને ગુરુભક્તિ ઉપર ભાર મૂકવામાં હિંદુધર્મ જેટલુ અભિમાન લઇ શકે તેટલુ અભિમાન બીજો કોઇ ધર્મ લઇ શકે તેમ નથી. પુરોહિત-અર્થાત્ આપણા કલ્યાણને અર્થે ઇશ્વરની પાસે જે નિત્ય પ્રાર્થના કરે, આપણા હિતને માટે સર્વદા સર્વ પ્રકારના પ્રયત્નો કરે, અને આપણા કરતા પણુ જે અધિક પવિત્ર તથા ધર્માત્મા હોય તે પણુ ભક્તિને પાત્ર છે જે મનુષ્ય કેવળ પેટની ખાતરજ પુરોહિતનો ધધો કરતો હોય તે ભક્તિને પાત્ર નથી. એના કરતાં સ્વામી દરેક

રીતે શ્રેષ્ઠ છે, એટલા માટે સ્વામી પણ ભકિતને પાત્ર છે હિંદુધર્મ એમ પણ કહે છે કે સ્ત્રીઓએ પણ સ્વામીની ભકિતને પાત્ર બનવુ જોઇએ, કારણ કે હિંદુધર્મ સ્પષ્ટ રીતે જાહેર કરે છે કે સ્ત્રીને સાક્ષાત્ લક્ષ્મીસ્વરૂપા માનવી જોઇએ ઘરનાં મનુષ્યો, જો ભકિતને યોગ્ય એવાં વડીલોની ભકિત ન કરે, અર્થાત્ પુત્ર કન્યા અથવા વધૂ જો પોતાના માતા-પિતાની ભકિત ન કરે, જો સ્ત્રી પોતાના સ્વામીપ્રત્યે ભકિત ભાવ ન રાખે, જો સ્ત્રી પોતાના સ્વામીનો તિરસ્કાર કર્યા કરે, વિદ્યાર્થીઓ જો ગુરુનુ અપમાન કર્યા કરે તો તે ગૃહ કોઇ કાળે ઉન્નતિ પ્રાપ્ત કરી શકે નહિ, એવા ગૃહને ગૃહ કહેવા કરતાં નરકજ કહેવુ એ વધારે યોગ્ય છે આ વાત એવી તો સ્વતસિદ્ધ છે કે કષ્ટપૂર્વક સમજાવવાની જરૂર પડે તેમ નથી આવી રીતે ભકિતને પાત્ર એવાં વડીલોપ્રત્યે યોગ્ય ભકિતભાવ વહેવા દેવો એ પણ અનુશીલનવાદનો એક મુખ્ય સિદ્ધાંત છે હિંદુધર્મનો પણ તેજ ઉદ્દેશ છે, એટલુ જ નહિ પણ અન્યાન્ય ધર્મો કરતા હિંદુધર્મ એ વિષયને ઘણુજ અગત્યનુ સ્થાન આપે છે હિંદુધર્મ જગતનો સર્વશ્રેષ્ઠ ધર્મ લેખાય છે તેનુ એ પણ એક કારણ છે

(૨) ગૃહના જેવુ જ સમાજનુ પણ બધારણ સમજી લેવુ ગૃહના સ્વામીની માફક અથવા પિતામાતાની માફક રાજા આપણા સમાજનો અધિપતિ છે તેના ગુણના પ્રતાપે કિવા તેના દડના પ્રતાપે સમાજ સર્વદા પોતાનુ રક્ષણ કરી શકે છે. સતાનોવડે પિતા જેવી રીતે ભક્તિપાત્ર છે તેવીજ રીતે રાજા પણ પ્રજા તરફની ભક્તિને પાત્ર છે ખરી રીતે તો પ્રજાની ભક્તિજ રાજાને બળવાન તથા શક્તિમાન બનાવે છે. નહિ તર એક રાજાના બે બાહુમા તે કેટલુક બળ રહી શકે ?

શિષ્ય—તો પછી બીજા ફીલીપ જેવા તથા ઔરંગઝેબ જેવા રાજાઓની વિરુદ્ધમા લડત ચલાવવી એ પાપરૂપ લેખાય કે નહિ ?

ગુરુ—કદાપિ નહિ રાજા જ્યાસુધી પ્રજાપાલક હોય ત્યાસુધીજ તે રાજા છે. જ્યારે તે પ્રજાપીડક બને ત્યારે તે રાજા નથી, અને તેથી, તે આપણી ભક્તિને પાત્ર નથી આવા રાજાની ભક્તિ કરવાને બદલે તેને પોતાને સારી રીતે રાજ્ય ચલાવવાની ફરજ પડે તેવી રીતનુ વર્તન ચલાવવુ એજ દેશવાસીઓનુ કર્તવ્ય છે, કારણ કે રાજા સ્વચ્છદી હોય તો તેથી પ્રજાનુ કોઇ કાળે કલ્યાણ થાય નહિ, પરન્તુ આ સર્વ વાતો ભક્તિના વિષય સાથે સબધ ધરાવતી નથી, તેથી તે વિષે અહીઆ સમયનો વ્યય કરવો અનુચિત છે પ્રીતિનો વિષય નીકળશે ત્યારે તે વિષે વિસ્તારપૂર્વક હુ બોલીશ અત્યારે તો માત્ર એકજ વાતનો ઉલ્લેખ કરી રાજભક્તિનો વિષય સમાપ્ત કરીશ રાજા જેવી રીતે આપણી ભક્તિને પાત્ર છે તેવીજ રીતે રાજાના પ્રતિનિધિરૂપ રાજ પુરુષો પણ યથાયેગ્ય સન્માનને પાત્ર છે, પરતુ જ્યાસુધી તેઓ રાજકાર્યમા નિયુક્ત હોય અને ધર્મપૂર્વક પોતાની ફરજ બજાવતા હોય ત્યાંસુધીજ તેઓ સન્મા-

નને પાત્ર છે તેમ ન હોય ત્યારે તો તેઓને પણ એક સાધારણ મનુષ્યજ લેખવા જોઇએ.

રાજપુરષોપ્રત્યે યોગ્ય ભક્તિ દર્શાવવી એ ઠીક છે, પરતુ કોઇ પણ બાબતમા હદ ઓળગી જવી એ ઠીક નથી, કારણ કે ભક્તિની માત્રા વધી જાય તો બીજી વૃત્તિઓને હાનિ સહન કરવી પડે એ વાત હુ તને પ્રથમ કહી ચૂકયો છુ **રાજાઓ સમાજના પ્રતિનિધિ સમાન છે અને રાજપુરુષો સમાજના નોકરો છે એ વાત કોઇએ વિસરી જવી જોઇતી નથી.** આપણા દેશી લોકો એ વાતને ભૂલી જઇ, રાજપુરુષોની અપરિમિત ખુશામત કરે છે, તે અનુચિત છે

(૩) રાજાના કરતા પણ સમાજના શિક્ષકો અધિક ભક્તિને પાત્ર છે **જેઓ વિદ્વાન અને બુદ્ધિમાન હોવાની સાથે સમાજને પણ પરિશ્રમપૂર્વક શિક્ષણ આપવાના નિરંતર પ્રયત્નો કરે છે તેઓજ સમાજના યથાર્થ નેતા છે–તેઓજ સમાજના યથાર્થ રાજાઓ છે.** મતલબ કે ધર્મવેત્તાઓ, વિજ્ઞાનવેત્તાઓ, નીતિવેત્તાઓ, દાર્શનિકો, પુરાણવેત્તાઓ, સાહિત્યકારો, તથા કવિઓપ્રત્યે યથોચિત ભક્તિ દર્શાવવી એ પણ પ્રત્યેકનુ કર્તવ્ય છે અત્યારસુધીમાં પૃથ્વીની જે કાંઈ ઉન્નતિ થઇ છે તે આજ મહાપુરુષોને આભારી છે તેઓ જે માર્ગે પૃથ્વીને લઇ જવા માગે તેજ માર્ગે પૃથ્વી ગતિ કરવા લાગે છે તેઓ રાજાઓના પણ ગુરુ છે, કારણ કે રાજાઓ જ્યારે તેમની પાસેથી યોગ્ય શિક્ષણ લે છે, ત્યારેજ તેઓ સારી રીતે રાજ્ય ચલાવવાને યોગ્ય બને છે ભારતવર્ષમાં ભારતીય ઋષિ–મહર્ષિઓની જે કીર્તિ હજી સુધી સચવાઇ રહી છે, અને વ્યાસ, વાલ્મીકિ, વસિષ્ઠ, વિશ્વામિત્ર, મનુ, યાજ્ઞવલ્ક્ય, કપિલ, તથા ગૌતમ આદિ ભારતવર્ષના પૂજ્યપાદ મહર્ષિઓના જે કીર્તિસ્થભો અમર રહી ગયા છે, તે તેમના સામાજીક ગુરુપદનેજ આભારી છે યૂરોપમા પણ ગેલિલીઓ, ન્યૂટન, કોમ્ટ, ડૅન્ટે તથા શેકસપીઅર વિગેરેએ એ મહત્ત્વના આસનો એક કાળે શોભાવ્યાં હતા

**શિષ્ય**—જેનો જેટલા પ્રમાણમા આપણાપર ઉપકાર થાય તેનાપ્રત્યે તેટલોજ ભક્તિભાવ ધરાવવો, એવો આપનો કહેવાનો આશય છે શુ ?

**ગુરુ**—નહિ. ઉપકારીપ્રત્યે પ્રીતિભાવ રાખવો તેને ભક્તિ નહિ, પણ કૃતજ્ઞતા જ લેખવી જોઇએ અનેક સમયે નિકૃષ્ટ મનુષ્યો પણ આપણાપર ઉપકાર કરી શકે છે ભક્તિ આપણી પોતાની ઉન્નતિને અર્થે છે. જેનામાં ભક્તિભાવ નથી હોતો તે પોતાના ચરિત્રની ઉન્નતિ કરી શકતો નથી લોકગુરુપ્રત્યે ભક્તિભાવ રાખવા વિષે મે જે હમણા તને ઉપદેશ કર્યો તે પુન યાદ કર દાખલાતરીકે તુ કોઇ એક ગ્રથકારનો ગ્રથ વાચવા બેઠો છે હવે જો તને તે લેખક કિવા ગ્રથકારપ્રત્યે ભક્તિ ભાવ ન હોય તો તે ગ્રથ તારા ઉપર કોઇ પ્રકારનો ઉપકાર કરી શકે નહિ. ગ્રથમાંનો ઉપદેશ તારા ચરિત્ર ઉપર કશી અસર ઉપજાવી શકે નહિ એટલુજ નહિ પણ

ભક્તિભાવ વિના ગ્રંથકારનો આશય પણ તું યથાર્થ રીતે સમજવાને ભાગ્યશાળી થઇ શકે નહિ ગ્રંથકારની સાથે તારી સહૃદયતા ન હોય તો તેનાં કથનો તારે માટે નિષ્ફળજ થાય એટલાજ માટે મેં કહ્યું હતું કે જો જગતના શિક્ષકો પ્રત્યે આપણને ભક્તિ ન હોય તો તેમનું શિક્ષણ પણ આપણા માટે નિરર્થક થઇ પડે છે સહૃદયતાવાળું શિક્ષણ, અને ભક્તિભાવયુક્ત જ્ઞાન એજ આપણી ઉન્નતિનું મૂળ કારણ છે. ભક્તિ સિવાય કોઇ કાળે કોઇની ઉન્નતિ થઈ નથી તેમ થાય એવો સંભવ પણ નથી શિક્ષકોપ્રત્યે ભક્તિભાવ રાખવો એ પણ પરમ ધર્મ છે

શિષ્ય:—આપ જે ધર્મની અનેકવાર પ્રશંસા કરો છો તે હિંદુધર્મ તો એવા ધર્મનું શિક્ષણ આપતો હોય એમ હું ધારતો નથી

ગુરુ—એવી વાતો તો મૂર્ખ મનુષ્યનાજ મુખમાં શોભે હિંદુધર્મ જેટલે અંશે એવી બાબતોનું શિક્ષણ આપે છે તેવું શિક્ષણ જગતનો અન્ય કોઇ ધર્મ આપતો નથી હિંદુધર્મમાં બ્રાહ્મણો સર્વત્ર પૂજ્ય લેખવામાં આવ્યા છે, તેનું શું કારણ છે, તે તું જાણે છે ? તેઓ વર્ણશ્રેષ્ઠ તથા એક પામરથી લઇ એક શ્રીમંત સુધી પ્રત્યેકની ભક્તિને પાત્ર લેખાય છે તેનું એજ કારણ છે કે ભારતવર્ષમાં એક કાળે બ્રાહ્મણોજ સામાજીક શિક્ષકો હતા ધર્મવેત્તાઓ પણ તેઓ, નીતિવેત્તાઓ પણ તેઓ, એટલુંજ નહિ પણ વિજ્ઞાનવેત્તાઓ, પુરાણવેત્તાઓ, દાર્શનિકો તથા સાહિત્યપ્રણેતાઓ અને કવિઓ પણ તેઓજ હતા એટલાજમાટે હિંદુધર્મના અનંત જ્ઞાની ઉપદેશકોએ તેમની સંપૂર્ણ ભક્તિ કરવાનું લોકોને ફરમાવ્યું છે સમાજના મનુષ્યો બ્રાહ્મણોપ્રત્યે સંપૂર્ણ ભક્તિભાવ ધરાવતા હતાં તેટલાજ માટે ભારતવર્ષ ઉન્નતિ પ્રાપ્ત કરી શકયો હતો ભારતવર્ષીય જનસમાજે બ્રાહ્મણ શિક્ષકોની આધીનતા સ્વીકારી તેથીજ તેઓ અના યાસે ઉન્નતિના શિખરે પહોચ્યા હતા

શિષ્ય—અત્યારે તો ઘણાખરા લોકો એમજ કહે છે કે બ્રાહ્મણોએ ઠગાઈ કરીને પોતાનું પેટ ભરવા માટેજ બ્રાહ્મણભક્તિનો ભારતવર્ષમાં પ્રચાર કર્યો છે

ગુરુ—એમ કહેનારાઓ પોતાની સ્થૂળ બુદ્ધિને લીધે બ્રહ્મભક્તિનું યથાર્થ રહસ્ય જોઇ શકતા નથી, તેથીજ તેઓ બ્રાહ્મણોને શિરે ખોટો આરોપ મૂકે છે તું બરાબર વિચાર કરી જોશે તો તને જણાશે કે પૂર્વે આપણા સમાજનાં સર્વ વિધિવિધાનો તથા વ્યવસ્થાઓ બ્રાહ્મણોનાજ હાથમાં હતાં. આવી રીતે પોતાના હાથમાં દરેક પ્રકારની સત્તા હોવા છતાં પણ બ્રાહ્મણોએ પોતાની આજીવિકાસંબંધે કેવી વ્યવસ્થા રાખી હતી તેનો એકવાર વિચાર કરી જો. બ્રાહ્મણોથી રાજ્યના અધિકારી થવાય નહિ બ્રાહ્મણોથી વાણિજ્ય કે ખેતીવાડીનો ધંધો પણ થાય નહિ એવી વ્યવસ્થા પોતેજ પોતાને માટે બ્રાહ્મણોએ સ્વીકારી લીધી પોતાની ઉપજીવિકા માટે આ પ્રમાણે તેમણે ઇરાદાપૂર્વક અન્ય સર્વ મહત્ત્વના માર્ગો બંધ

કરી દઇને જે એકજ માર્ગ ખુલ્લો રાખ્યો તે કયો માર્ગ ? માત્ર ભિક્ષા. ભિક્ષાના જેવા દુઃખદાયક અને દરિદ્ર માર્ગ ભાગ્યેજ બીજો કોઇ હશે આવા નિસ્વાર્થ અને ઉદારચિત્ત મનુષ્યોને ભારતમાતા સિવાય બીજી કયી માતા જન્મ આપી શકે ? તેઓએ પોતાની બહાદૂરી બતાવવા અથવા તો પુણ્યનો સંચય કરવાના હેતુથી એ ભિક્ષાવૃત્તિનો માર્ગ સ્વીકાર્યો નહોતો, પરંતુ તેઓ સમજતા હતા કે જો ઐશ્વર્ય-સંપત્તિમાં મન જશે તો પછી જ્ઞાનપ્રાપ્તિમા વિઘ્ન નડયા વિના રહેશે નહિ. તેમજ સમાજને પણ જેવુ જોઇએ તેવુ શિક્ષણ મળી શકશે નહિ એકાગ્ર મનથી ઉચ્ચ જ્ઞાન પ્રાપ્ત કરવુ અને એકનિષ્ઠાપૂર્વક લોકશિક્ષણ આપવુ એજ ઉદ્દેશથી તેઓએ સર્વસ્વનો ત્યાગ કરી ભિક્ષાવૃત્તિનો એક માત્ર માર્ગ પોતાને માટે ખુલ્લો રાખ્યો હતો યથાર્થ નિષ્કામ ધર્મ જેમના હાડોહાડમાં વ્યાપ્ત થઇ ગયો હોય તેઓજ આમ પરહિતવ્રતની પ્રતિજ્ઞા લઇ સર્વત્યાગી બનવાની હિંમત કરી શકે તેઓએ પોતાના પ્રત્યે અચળ ભક્તિ રાખવાનુ લોકોને ઉપદેશ્યુ હતું તે પણ કાંઇ તેમના પોતાના સ્વાર્થને માટે નહોતુ. તેઓ સમજતા હતા કે જો સામાજીક શિક્ષકો પ્રત્યે લોકોનો ભકિતભાવ ન હોય તો સમાજની કોઇ કાળે ઉન્નતિ થાય નહિ, અને એટલાજ માટે તેમણે બ્રાહ્મણભકિતનો ભારતવર્ષમા પ્રચાર કર્યો હતો આવી રીતે તેમણે જે એક સમાજ તથા સભ્યતાની સૃષ્ટિ કરી હતી તે આજે પણ જગતમાં અતુલનીય લેખાય છે. હજીસુધી યૂરોપ પણ એ આદર્શનુ અનુકરણ કરી શકયો નથી, કારણ કે હજીસુધી પણ યૂરોપમા યુદ્ધને એક સામાજીક આવશ્યકતા સમજવામા આવે છે આ દેશના બ્રાહ્મણોએજ યુદ્ધનુ ભયંકર દુઃખ, યુદ્ધની ભયંકર ખાનાખરાબી તથા યુદ્ધનો સામાજીક ઉત્પાત પોતાના ચારિત્ર્યબળથી દૂર કર્યો હતો બ્રાહ્મણની નીતિનુ અવલંબન લેવાથી સમાજને યુદ્ધ કરવાની કશી જરૂર રહેતી નથી. પૂર્વના બ્રાહ્મણોના કીર્તિસ્તંભોમાથી હજી એક કાંકરી પણ ખરવા પામી નથી, એજ તેમની અક્ષય કીર્તિનુ જ્વલંત ઉદાહરણ છે જગતમાં જે જે ઉન્નત જાતિઓ અત્યારસુધીમાં થઈ ગઇ છે તેમાં બ્રાહ્મણોના જેવી પ્રતિભાશાળી, શક્તિશાળી, જ્ઞાની તથા ધાર્મિક જાતિ બીજી કોઈ થઇ નથી. પ્રાચીન એથેન્સમાં અથવા રોમમાં, મધ્યકાલીન ઇટાલીમા અથવા વર્તમાન કાલીન જર્મનીમાં કે ઈંગ્લાડમા બ્રાહ્મણ જેવી એક પણ ઉન્નત, પ્રતિભાશાળી તથા ક્ષમતાશાળી જાતિ થઇ નથી રોમના પુરોહિતો, કે બૌદ્ધના ભિક્ષુઓ કે અન્ય કોઈ સંપ્રદાયના ધર્મોપદેશકોમા પણ બ્રાહ્મણોના જેવા જ્ઞાની કે ધાર્મિક હજી સુધી થયા નથી.

શિષ્ય—પરન્તુ અત્યારે તો બ્રાહ્મણો ખુલ્લી રીતે વેપાર–ધંધો કરવા લાગી ગયા છે, એટલુજ નહિ પણ કાલી માતાના નામથી કસાઇનો પણ ધંધો કરવા લાગ્યા

છે શુ તેમની પણ ભક્તિ અમારે કરવી જોઇએ ?

ગુરુ—કદાપિ નહિ જે ગુણને માટે આપણે જેની ભક્તિ કરીએ તે ગુણજ તેનામાં ન હોય તો પછી આપણે શામાટે ભકિત કરવી ? ગુણવિના ભક્તિ કરવી એ તો અધર્મજ છે ભારતવર્ષના મનુષ્યો આ છેલ્લી વાત ન સમજી શક્યા તેથીજ તેમની અવનતિ થઇ જે ગુણના પ્રતાપે બ્રાહ્મણો એકવાર ભક્તિને પાત્ર હતા તે ગુણજ જો તેમનામાં ન રહ્યો તો પછી તેમની ભકિત કરવાની જરૂરજ શુ હોય ? દુર્ગુણી અને દુરાચારી બ્રાહ્મણોની ભકિત કરવાથી લોકો ધીમે ધીમે કુશિક્ષાનાજ સસ્કારો પ્રાપ્ત કરવા લાગ્યા અને એ રીતે સમાજની અધોગતિનો આરભ થયો હવે આપણે સમજ્યા. પછી તો એ રસ્તેથી પાછુજ ફરવુ જોઇએ

શિષ્ય—અર્થાત્ હવે બ્રાહ્મણોની ભક્તિ ન કરવી, એમજ ને ?

ગુરુ—નહિ, તેમ નહિ જે **બ્રાહ્મણમાં સદ્‌ગુણ** હોય,અર્થાત્ જે ધાર્મિક, **વિદ્વાન્, નિષ્કામ અને લોકસેવક હોય તેની ભક્તિ કરવી,** અને જેનામાં એવા ગુણ ન હોય તેની ભકિત ન કરવી તેને બદલે જે શૂદ્રમાં બ્રાહ્મણોના જેવા ગુણો હોય, અર્થાત્ જે વ્યકિત જન્મ**થી શૂદ્ર હોવા છતાં** પણ જે વિદ્વાન્, ધાર્મિક, **નિષ્કામ અને લોકસેવક હોય તો તેની ભક્તિ કરવામાં હવે કોઈએ સકોચ રાખવો નહિ.**

શિષ્ય—આપના સિદ્ધાંત સાથે કોઇ હિદુધર્માવલબી એકમત થાય એમ મને તો લાગતુ નથી

ગુરુ—ભલે ન થાય, તેથી શુ થયુ ? પરન્તુ હિદુધર્મનો યથાર્થ મર્મ તો તેજ છે. મહાભારતના વનપર્વમા માર્કડેય સમસ્યા–પૂર્વાધ્યાય ૨૧૫ મા આ પ્રમાણે ઋષિ વાક્ય છે—"પાતિત્યજનક, કુક્રિયાસક્ત, અને દાભિક બ્રાહ્મણ વિદ્વાન હોય તોપણ તે શૂદ્ર સમાન છે અને જે શૂદ્ર સત્ય, દમ અને ધર્મમા સતત અનુરક્ત હોય તેને બ્રાહ્મણ સમાન હુ લેખુ છુ કારણ કે મનુષ્ય માત્ર વ્યવહારથીજ મનુષ્ય કે શૂદ્ર બની શકે છે" પુન વનપર્વમા અજગર પર્વાધ્યાય ૧૮૦ મા રાજર્ષિ નહુષ આ પ્રમાણે પ્રશ્ન કરે છે—"વેદમા કહેલા ધર્મો જેવા કે—સત્ય, દાન, ક્ષમા, અહિસા અને કરુણા વિગેરે શૂદ્રમાં પણ જોવામાં આવે છે સત્યાદિ બ્રાહ્મણોચિત ધર્મ જો શૂદ્રમા જોવામા આવે તો તે શૂદ્ર પણ શુ બ્રાહ્મણજ ગણાય ?" તેના ઉત્તરમાં યુધિષ્ઠિર કહે છે કે—"અનેક શૂદ્રોમા બ્રાહ્મણોના જેવા લક્ષણો અને અનેક દ્વિજોમા શૂદ્રોના જેવા લક્ષણો જોવામાં આવે છે **માટે બ્રાહ્મણકુલમાં જન્મેલો બ્રાહ્મણજ ગણાય અને શૂદ્ર કુળમા જન્મેલો શૂદ્રજ ગણાય એમ કહેવાય નહિ.** જે જે વ્યકિતઓમાં વૈદિક વ્યવહારો જોવામા આવે તેઓજ બ્રાહ્મણ નામને યોગ્ય છે, અને જેમનામાં એ લક્ષણો જોવામા ન આવે તેઓ શૂદ્ર નામને યોગ્ય છે" એવાં

એવા અન્ય અનેક વાક્યો ઉદ્ધૃત કરી શકાય વૃદ્ધ ગૌતમ સહિતાના ૨૧ મા અધ્યાયમા સ્પષ્ટ રીતે જણાવ્યુ છે કે –

क्षान्तं दान्तं जितक्रोधं जितात्मानं जितेन्द्रियम् ।
तमेव ब्राह्मणं मन्ये शेषा शूद्रा इति स्मृता ॥
अग्निहोत्रव्रतपरान् स्वाध्यायनिरतान् शुचीन् ।
उपवासरतान् दान्तांस्तान् देवा ब्राह्मणान् विदु ॥
न जाति पूज्यते राजन् गुणा· कल्याणकारका· ।
चण्डालमपि वृत्तस्थं तं देवा ब्राह्मणं विदुः ॥

અર્થાત્—ક્ષમાવાન્, યમશીલ, જિતક્રોધ, અને જીતાત્મા તથા જીતેન્દ્રિયનેજ બ્રાહ્મણ કહેવાય તે સિવાયના સર્વને શૂદ્રજ જાણવા જેઓ અગ્નિહોત્ર વ્રતને વિષે તત્પર હોય, સ્વાધ્યાયમા તલ્લીન રહેતા હોય, પવિત્ર હોય, ઉપવાસરત અર્થાત્ સયમી હોય તેઓનેજ દેવતાઓ બ્રાહ્મણુના નામથી ઓળખે છે હે રાજન્ ! જાતિ પૂજ્ય નથી, ગુણુજ કલ્યાણુકારક છે જન્મથી ચડાલ છતા પણુ જો વ્રતશીલ હોય તો દેવતાઓ પણુ તેને બ્રાહ્મણુ સમાનજ માને છે

**શિષ્ય**—અસ્તુ મનુષ્ય-સમાજમાં ત્રણુ વર્ગના મનુષ્યો પ્રતિ ભક્તિભાવ પ્રકટ કરવો એજ આપનુ કહેવાનું તાત્પર્ય છે ને ? (પ્રથમ) ગૃહમાં વસતા મુરબ્બીઓ પ્રતિ, (દ્વિતીય) રાજા પ્રતિ અને (તૃતીય) સમાજ શિક્ષકો પ્રતિ તે સિવાય બીજો કોઇ વર્ગ છે ?

**ગુરુ**—(૪) જે વ્યક્તિ ધાર્મિક અથવા જ્ઞાની હોય તેનો ઉક્ત ત્રણુ વર્ગમાના એકકે વર્ગમાં ઉલ્લેખ કર્યો નથી, છતાં તે ભક્તિને પાત્ર છે ધાર્મિક મનુષ્ય ગમે તેટલો નીચ જાતિનો હોય તોપણુ તે ભક્તિપાત્ર છે

(૫) તે સિવાય પણુ કેટલાક એવા માણુસો છે કે જે કેવળ વ્યક્તિવિશેષરૂપેજ ભક્તિને પાત્ર હોઇ શકે, અથવા તો અવસ્થા વિશેષમા તેમના પ્રત્યે ભક્તિ દર્શાવી શકાય આ પ્રકારની ભક્તિને આજ્ઞાકિતપણુ અથવા સન્માન કહીએ તોપણુ ચાલી શકે કોઇ એક ખાસ કામ પાર પાડવા માટે આપણે બીજા કોઇ મનુષ્યની આજ્ઞા પાળવી પડે તેમ હોય તો તે વ્યક્તિ પ્રત્યે આપણે આપણી ભક્તિ કિંવા સન્માન પ્રદર્શિત કરવુ જોઇએ અગ્રેજીમાં તેનું એક બહુ સુદર નામ છે, અને તે એજ કે 'સબોર્ડીનેશન' એ શબ્દ યાદ આવતાની સાથેજ મને "ઑફીશીયલ સબોર્ડીનેશન" નું સ્મરણુ થઇ આવે છે. આપણા દેશમા એ વસ્તુ છેક નહોતી એમ કહી શકાય નહિ, પરંતુ તે ઇચ્છવાયોગ્ય તો નહોતીજ આપણા દેશમા ભક્તિને બદલે પ્રથમ ભય હતો. ભક્તિ એ મનુષ્યની શ્રેષ્ઠ વૃત્તિ છે, જ્યારે ભય એ નિકૃષ્ટ વૃત્તિ છે. ભક્તિશૂન્ય ભય જેવુ માનસિક અવનતિનુ મહાન્ કારણુ ભાગ્યેજ બીજુ કોઇ

હશે દરેક માણસે પોતાના ઉપરિની આજ્ઞાનુ પાલન કરવુ, તેનુ સન્માન કરવુ, અને તેની ભક્તિ કરવી, પરંતુ કારણ વિના તેનાથી કોઇ પણ પ્રકારે ડરવુ નહિ એક બીજા પ્રકારની આજ્ઞાકિતતા પણ આપણા દેશમાં જરૂરની છે. આપણા ધર્મ–કર્મો તથા આચાર–વ્યવહારો પ્રાય સમાજના હિતાર્થેજ હોય છે સમાજનુ કામ માણસોએ એકસંપીથી એકત્ર થઇને ચલાવવુ જોઇએ પાચ માણસોમા જો એકતા ન હોય તો તેમનાથી સામાજીક હિતનું કોઇ કામ થઈ શકે નહિ એટલા માટે પાંચ જણમાથી એક મનુષ્યે નાયક બનવુ જોઇએ, અને બાકીનાઓએ તેની આજ્ઞાનુ પાલન કરી પોતાનુ કર્તવ્ય બજાવવુ જોઇએ આ સ્થળે પણ આજ્ઞાકિતતા ( સબૉર્ડીનેશન ) ની જરૂર છે કમનસીબે આપણામા અત્યારે એવુ આજ્ઞાકિતપણુ રહ્યુ નથી જે કાર્ય પ્રથમ દશ માણસો એકત્ર થઇને કરતાં તે કાર્ય આજે પ્રત્યેક મનુષ્ય પોતે એકલોજ પાર પાડવા પ્રયત્ન કરે છે આજે કોઇ કોઇની આજ્ઞાને માન આપતુ નથી તેથી અનેકોના પ્રયત્નો નિષ્ફળ થાય છે અનેક સમયે એમ પણ બને છે કે એક નિકૃષ્ટ વ્યક્તિ આગેવાનતરીકે નીમાય છે, અને કેટલાક શ્રેષ્ઠ મનુષ્યોને તેની આજ્ઞા પ્રમાણે ચાલવુ પડે છે આવી રીતે સમાજના હિતને અર્થે શ્રેષ્ઠ મનુષ્યોએ નીચ આગેવાનનુ સન્માન સાચવવુ એ કર્તવ્ય છે, કારણ કે જો તે તે ન કરે તો કાર્યનો ઉદ્દેશ સફળ થાય નહિ, અને સમાજને હાનિ સહન કરવી પડે. આપણા દેશમા આવી ઉદારતા બતાવવામા આવતી નથી, તેથી આપણી સામાજીક ઉન્નતિ સંપૂર્ણરીતે સિદ્ધ થઇ શકતી નથી

( ૬ ) એક મનુષ્ય જે વિષયમા બહુ નિપુણતા ધરાવતો હોય તે વિષયમા તેનુ ખૂબ સન્માન કરવુ એ પણ ભક્તિના વિષયમાં આવી જાય છે ઉમરમા જેઓ મોટા હોય તેમને વયોવૃદ્ધરૂપે ભક્તિપાત્ર લેખવા

( ૭ ) સમાજપ્રત્યે ભક્તિભાવ રાખવો મનુષ્યમા જેટલા ગુણો હોય તે સર્વ ગુણો સમાજમા પણ હોયજ, એ વાત બહુ લક્ષમાં રાખવાયોગ્ય છે. સમાજ આપણને યોગ્ય શિક્ષણ આપી આપણુ ભરણપોષણ કરી આપણી રક્ષા કરે છે, એટલુજ નહિ પણ પ્રસંગોપાત દંડ કરીને આપણને અયોગ્ય માર્ગે જતા રોકે છે. એટલા માટે સમાજ આપણા ગુરુ સમાન પણ છે અને આપણા રાજા સમાન પણ છે જે રીતે સમાજનું કલ્યાણ થાય તે રીતે સંપૂર્ણ ભક્તિપૂર્વક આપણે વર્તવુ જોઇએ આ શિક્ષણનો વિશેષ પ્રચાર કરવા માટે કોમ્ટધર્મે "માનવ–દેવી" ની પૂજા કરવાનો જે ઉપદેશ કર્યો છે, તે બહુ યોગ્ય છે.

આજકાલ ભક્તિના અભાવે આપણા દેશની કેટલી દુર્દશા થઈ છે ! કેટલી બધી ઉચ્છૃંખલતા આવી ગઈ છે ! પૂર્વે હિંદી પુત્રોમાં ભક્તિનો લેશમાત્ર અભાવ જોવામા આવતો નહોતો હિંદુધર્મમા અથવા હિંદુશાસ્ત્રમાં ભક્તિ ઉપરજ મુખ્ય

ભાર મૂકવામાં આવ્યો છે, એમ કહુ તોપણુ અત્યુક્તિ નથી; પરંતુ અત્યારે આપણુ સુશિક્ષિત ગણુાતા વર્ગમા તેમજ અશિક્ષિત વર્ગમાં ભક્તિનો છાંટો પણુ રહ્યો નથી. પાશ્ચાત્ય સામ્યવાદ ( સોશીઆલીઝમ ) નો યથાર્થ મર્મ નહિ સમજી શકવાને લીધે હિંદી યુવકોના મગજમા કાંઈક ઉંધા ખ્યાલોજ ભરાઇ બેઠા છે. અત્યારના સુધરેલા યુવકો એમ માને છે કે મનુષ્યમાત્ર સમાન છે–મનુષ્યમાં ઉચ્ચ-નીચના ભેદો પાડવા અસ્વાભાવિક છે, અને તેથી કોઇએ કોઇની ભક્તિ કરવાની કશી જરૂર નથી મનુષ્યની સર્વશ્રેષ્ઠ વૃત્તિ, જે ભક્તિ, તેને અત્યારના ભણેલા યુવકો નીચતાનુ ચિન્હ સમજવા લાગ્યા છે, તે ખરેખર શોચનીય છે પિતાને અત્યારે " માઇ ડીયર ફાધર " કહેવામાં કોઇને કશો સંકોચ થતો નથી, પણુ એનો ખરો અર્થ તો એટલોજ થઇ શકે કે " બુઢ્ઢો છોકરો " આજકાલ માતાને " ફાધરના ફૅમીલી " તરીકે અર્થાત્–પિતાના પરિવાર તરીકે ઓળખાવવામા આવે છે, અને મોટા ભાઇને તો પોતાની જ્ઞાતિનો એક મનુષ્યજ લેખવામા આવે છે ગુરુને એક સાધારણુ માસ્તરતરીકે ગણી કાઢવામા આવે છે પુરોહિતો તો જાણે કાંઇ કામનાજ નથી ! જે સ્વામીની એક કાળે દેવતા સમાન પૂજા થતી તે સ્વામીને આજકાલ એક સાધારણુ બન્ધુ સમાન લેખવામા આવે છે, એટલુંજ નહિ પણુ ક્વચિત્ ક્વચિત્ તેની પાસેથી નોકરનુ પણુ કામ કરાવવામા આવે છે સ્રીને આપણે લક્ષ્મીસ્વરૂપ માનવી જોઇએ એવુ તો કોઈના મનમા પણુ આવતુ નથી, કારણુ કે લક્ષ્મીને માને છેજ કોણુ ? આ તો જાણે આપણા ગૃહની વાત થઇ ! ગૃહની બહાર જઇને જોઇશુ તો જણુાશે કે રાજાને અનેક માણુસો પોતાના કટ્ટા શત્રુ સમાન માનવા લાગી ગયા છે. રાજપુરુષ એ જાણે કે કોઇ જુલમી રાક્ષસ હોય એમજ સૌ કોઇને ઠસી ગયુ છે સમાજના ગુરુઓ તો આપણી પાસે ઉપહાસ્યા-સ્પદજ બની ગયા છે, અને આપણી સમાલોચના શક્તિ કેટલી તીક્ષ્ણુ છે તે પ્રકટ કરવા માટે સમાજશિક્ષકના વિષય સિવાય બીજો કોઇ વિષયજ આપણુને મળતો નથી. જગતમા કોઇ ધાર્મિક કે જ્ઞાની હોય એમ તો આપણુા સ્વપ્નમાં પણુ આવતુ નથી જો કોઇ ધાર્મિક પુરુષના અનાયાસે દર્શન થઈ જાય છે તો આપ-ણુને ભક્તિભાવ સ્ફુરવાને બદલે તેના પ્રત્યે દયા કિંવા તિરસ્કારજ સ્ફુરે છે ! કોઈ જ્ઞાની પુરુષ મળ્યો તો તેને પરાજિત કેવી રીતે કરવો તેનાજ ખ્યાલો આપણુા મનમાં રમ્યા કરે છે ! હુ કોઇના કરતાં નિકૃષ્ટ છુ અથવા મારા કરતાં અમુક મહાન્ છે, એમ માનવુ એ આ કાળે એક મહાન્ મૂર્ખતા ગણુાય છે આથી કરીને આપણુા જીવનને ઉચ્ચ લક્ષ્યપ્રતિ દોરી શકે એવો કોઇ આદર્શ આપણુને મળી શકતો નથી. આ સર્વનુ પરિણામ એ આવ્યુ છે કે ઐક્યપૂર્વક આપણુાથી જે સામાજીક હિતનાં કાર્યો થવાં જોઇએ તે આપણુાથી બની શકતાં નથી વિદ્વાન

તથા વૃદ્ધ પુરુષોની મશ્કરી કરતાં આપણને સહેજે સંકોચ થતો નથી. સમાજના ભયથી ડરી ડરીને ચાલીએ છીએ, પરંતુ સમાજ પ્રત્યે જે ભકિત જોઇએ તે આપણામાં રહી નથી આ સર્વના પરિણામરૂપે આજે આપણું ગૃહ નંદનવન બનવાને બદલે નરકાવાસ સમાન થઇ પડ્યું છે ! શિક્ષણ અથવા કેળવણી પણ એવી છે કે તે આપણું હિત કરવાને બદલે અહિતજ કરી રહી છે ! રાજનૈતિક પુરુષોમાં પણ અનેક પ્રકારના મતભેદો પડવા લાગ્યા છે ! સમાજમાં અધોગતિ તથા ઉચ્છૃંખલતાએ પ્રવેશ કર્યો છે. આપણા ચિત્તમા મલિનતાએ તથા મગજમાં અભિમાને ઉંડાં મૂળ નાખ્યાં છે

શિષ્ય:—ઉન્નતિને માટે ભકિતની આટલી બધી જરૂર હોય એમ તો મે કદાપિ ધાર્યું નહોતું.

ગુરુ—એટલાજ માટે ભકિતને હું સર્વશ્રેષ્ઠ વૃત્તિ કહેતો હતો હજી તો મેં મનુષ્યભકિતનીજ તને વાત કરી છે. હવે પછી ઇશ્વરભકિતવિષે વિવેચન કરીશ. ત્યાર પછી ભકિતની શ્રેષ્ઠતા વિશેષરૂપે તું સમજી શકશે

## अध्याय ११ मो–ईश्वरभक्ति

શિષ્ય—આજે ઇશ્વરભકિતવિષે કાંઇક ઉપદેશ આપો, એવી મારી પ્રાર્થના છે.

ગુરુ—અત્યાર સુધીમાં તેં જે કાંઇ મારી પાસેથી સાંભળ્યું છે અને હવે પછી જે કાંઇ સાંભળશે તે સિવાય ઇશ્વરભકિતસંબંધે બીજો કાંઇ ખાસ ઉપદેશ નથી. અલબત્ત, સમજાવવા માટે તે વિષયનું અન્ય પ્રકારે વિવેચન કરવું પડે એ જૂદી વાત છે હિંદુધર્મમાં "ભકિત" શબ્દ મહાન્ અર્થસૂચક લેખાય છે, અને તે શબ્દ આપણામાં એટલો બધો પ્રસિદ્ધ છે કે તેને માટે વિશેષ બોલવું અનાવશ્યક છે. ભિન્ન ભિન્ન ધર્મવેત્તાઓએ તેની વિવિધ પ્રકારે વ્યાખ્યાઓ કરી છે. ક્રિશ્ચિયન ધર્મ જેવો આર્યેતર ધર્મ પણ ભકિતને પ્રધાનપદ આપે છે, તે તું જાણતો હઇશ. સર્વ ધર્મોના સિદ્ધાંતોનું મનન કર્યા પછી અને અતિ ઉન્નત ભકતોના જીવનચરિત્રોનો અભ્યાસ કર્યા પછી ભકિતના સ્વરૂપવિષે મે જે નિર્ણય કર્યો છે, તે હું તને આજે જણાવવા ઇચ્છું છું બહુ ધ્યાનપૂર્વક એકાગ્ર મનથી મારી વાત નહિ સાંભળે તો તારો અને મારો ઉભયનો પરિશ્રમ નિરર્થક જશે.

શિષ્ય—ફરમાવો.

ગુરુ—મનુષ્યની સઘળી વૃત્તિઓ ઇશ્વરાભિમુખી થાય અર્થાત્ સકળ વૃત્તિઓ ઇશ્વર તરફ વળે તેને ભકિત કહેવામાં આવે છે.

શિષ્યઃ—બરાબર સમજાયું નહિ.

ગુરુ—અર્થાત્ જ્યારે આપણી જ્ઞાનાર્જની વૃત્તિઓ ઈશ્વરસબંધી અધ્યયન કરવામાંજ પ્રવૃત્ત રહ્યા કરે, કાર્યકારિણી વૃત્તિઓ જ્યારે ઈશ્વરનેજ સમર્પિત થાય, ચિત્તરંજીની વૃત્તિઓ જ્યારે ઈશ્વરના સૌંદર્યનોજ ઉપભોગ કરે, અને શારીરિકી વૃત્તિઓ જ્યારે ઇશ્વરનાં કાર્યો બજાવવામાંજ તલ્લીન રહ્યા કરે, અથવા ઈશ્વરની આજ્ઞાનુંજ પાલન કરવા લાગે, ત્યારે તે અવસ્થાને ભક્તિ કહેવામાં આવે છે જેનું જ્ઞાન પણ ઈશ્વરમાંજ સમાઇ જાય, જેનું કર્મ પણ ઈશ્વરમાંજ સમાઇ જાય, આનંદ પણ ઈશ્વરમાંજ સમાઇ જાય અને જેનો દેહ પણ ઈશ્વરનેજ આધીન રહે તેનામાં ઈશ્વરભક્તિ છે, એમ સમજવું. ઈશ્વરભક્તિનું યોગ્ય સ્ફુરણ તથા ખીલવણી પણ ત્યારેજ થયા ગણાય.

શિષ્ય—આપના આ કથન સામે મારો પ્રથમ વાંધો તો એજ છે કે આપે અત્યારસુધી ભક્તિને અન્ય અન્ય વૃત્તિઓ પૈકીની એક વૃત્તિમાત્રજ જણાવી હતી, અને હવે સઘળી વૃત્તિની સમષ્ટિને—એકત્રતાને ભક્તિ કહો છો. એનો અર્થ શું સમજવો?

ગુરુ—ભક્તિ નામની એકજ વૃત્તિ છે મારો કહેવાનો આશય એવો હતો કે **જ્યારે મનુષ્યની સઘળી વૃત્તિઓ એક માત્ર ભક્તિવૃત્તિનેજ અનુસરે** ત્યારેજ ભક્તિનું યોગ્ય સ્ફુરણ થયું ગણાય અનેક પ્રકારની વૃત્તિઓમાં ભક્તિ વૃત્તિની મે શ્રેષ્ઠતા તને જણાવી તેનું કારણ પણ એજ છે. **ભક્તિ જ્યારે ઈશ્વરમાં સમર્પિત થાય ત્યારે બીજી વૃત્તિઓએ તેને આધીન થવુંજ જોઇએ, ઈશ્વરાર્પિત ભક્તિ જે માર્ગ દર્શાવે તે માર્ગે અન્યાન્ય વૃત્તિઓએ જવુંજ જોઇએ,** એજ મારો કહેવાનો આશય છે ભક્તિ એટલે સઘળી વૃત્તિઓની સમષ્ટિયુક્ત એક શક્તિ, એવો અર્થ કરવો તદ્દન અયોગ્ય છે.

શિષ્ય—તો પછી સામંજસ્ય ક્યાં રહ્યું? આપ અગાઉ કહી ગયા છો કે સઘળી વૃત્તિઓની યથાયોગ્ય સ્ફુર્તિ તેનુંજ નામ મનુષ્યત્વ. યથાયોગ્ય સ્ફુર્તિનો તે સ્થળે આપે એવો અર્થ કર્યો હતો કે કોઇપણ વૃત્તિને એટલી બધી આગળ વધવા ન દેવી કે જેથી કરીને બીજી વૃત્તિઓની સ્ફુર્તિને હાનિ પહોંચે હવે જો સઘળી વૃત્તિઓ એક માત્ર ભક્તિવૃત્તિનેજ આધીન રહે તો પછી બીજી વૃત્તિઓને આજ્ઞાધીન રહેવુંજ પડે, એ સ્વાભાવિક છે, અને જો એમ થાય તો વૃત્તિઓનું પરસ્પરનું સામંજસ્ય ક્યાં રહ્યું?

ગુરુ—ભક્તિને અનુસરવાથી કોઇપણ વૃત્તિની ઉત્કૃષ્ટ સ્ફુર્તિને વિઘ્ન નડતું નથી. મનુષ્યની વૃત્તિને એક ચોક્કસ પ્રકારનો ઉદ્દેશ હોવોજ જોઇએ. તેમાં ઈશ્વર સબંધી ઉદ્દેશ સર્વથી મહાન્ છે, એમ કહેવાની જરૂર નથી. જે વૃત્તિ પોતે આગળ વધવાની શક્તિ ધરાવતી હોય તે વૃત્તિ જો ઈશ્વરાનુવર્તી થાય તો તેના આગળ વધવામાં કોઇ

જાતનુ વિઘ્ન નડે નહિ. ઈશ્વરજ જે વૃત્તિનો ઉદ્દેશ હોય, અર્થાત્ અનંત મંગળ, અનંત જ્ઞાન, અનંત ધર્મ, અનંતસૌંદર્ય, અને અનંત શક્તિ જે વૃત્તિનો ઉદ્દેશ હોય, તેને આગળ વધતી કોણ અટકાવી શકે? માટે ભક્તિવૃત્તિને આધીન રહેવુ એજ સર્વ વૃત્તિઓનુ યથાર્થ સામંજસ્ય છે.

શિષ્ય —આપે જે મનુષ્યતત્ત્વ અને અનુશીલન ધર્મ સમજાવ્યો તેનુ સ્થૂળ તાત્પર્ય, મારા સમજવા પ્રમાણે, એવુ નીકળે કે ઈશ્વરભક્તિ, એજ સંપૂર્ણ મનુષ્યત્વ, એટલુજ નહિ પણ ભક્તિ એજ અનુશીલનનો એક માત્ર ઉદ્દેશ હોવાયોગ્ય છે

ગુરુ —અનુશીલન ધર્મનો એવો આશય છે, એ વાત ખરી વસ્તુત જ્યાંસુધી સઘળી વૃત્તિઓ ઈશ્વરમા સમર્પિત ન થાય ત્યાંસુધી સંપૂર્ણ મનુષ્યત્વજ પ્રાપ્ત ન થઈ શકે. વૃત્તિઓનુ ઈશ્વરને અર્પણ કરવુ તેજ સાચુ કૃષ્ણાર્પણ! એજ સાચો નિષ્કામ ધર્મ! અને એજ સાચુ સુખ! પ્રકારાતરે કહીએ તો ચિત્તશુદ્ધિ પણ એનુજ નામ! ધર્મ પણ એજ! અને ભક્તિ, પ્રીતિ, શાતિ વિગેરે જે લક્ષણો કહ્યાં છે તે પણ તેજ ધર્મના! મે ઉપર કહ્યો તે સિવાય બીજો કોઈ યથાર્થ ધર્મ નથી. મારે જે કાંઈ કહેવાનુ છે તેનુ મૂળ હું તનેજ સમજાવી ગયો, પણ એટલા ઉપરથી તુ એમ માની લઈશ નહિ કે એટલી વાત સમજવા માત્રથીજ અનુશીલનધર્મનુ સંપૂર્ણ રહસ્ય તું સમજી ગયો!

શિષ્ય.—વસ્તુત. હું કાંઈજ સમજ્યો નથી એ વાતનો હું પોતેજ સ્વીકાર કરૂં છુ અનુશીલન ધર્મમાં ભક્તિનુ સ્થાન કયા છે તેવિષે હું હજી તદ્દન અજ્ઞાન છુ. શારીરિક અનુશીલનની વ્યાખ્યા આપે કહી સંભળાવી ત્યારે મારી ખાત્રી થઇ હતી કે શારીરિક બળમાં વૃદ્ધિ કરવી અથવા તો શરીરની માંસપેશીઓને મજબૂત બનાવવી એ કર્તવ્ય છે. હવે, ધારો કે કોઈ મનુષ્ય રોગ, દારિદ્રય કે એવાજ બીજા કોઈ કારણથી પોતાની શારીરિક વૃત્તિઓને સંપૂર્ણ પ્રમાણમા કેળવી ન શકે તો શું તેનાથી ઈશ્વરભક્તિ ન થઈ શકે?

ગુરુઃ—મારે કહેવાનુ માત્ર એટલુંજ છે કે જે અવસ્થામાં મનુષ્યની સઘળી વૃત્તિઓ ઈશ્વરાભિમુખી થાય તે અવસ્થાને ભક્તિ કહેવાય. અમુક વ્યક્તિનુ શારીરિક બળ અધિક ન્યૂન અથવા ગમે તેટલુ હોય પણ જો તે વ્યક્તિ ઈશ્વરાભિમુખ રહે, અર્થાત્ પોતાના શારીરિક બળનો ઉપયોગ ઈશ્વરાનુમત કાર્યમા કરે, તેમજ તેની સાથે પોતાની બીજી વૃત્તિઓને પણ સંયુક્ત કરે તો તેનામાં ઈશ્વરભક્તિ છે, એમ કહી શકાય. જે મનુષ્યમા જેટલુ બળ ન્યૂન હોય તેટલે અંશે તેની કર્તવ્યપાલનતામા ખામી આવે એ વાત તો ખુલ્લીજ છે. અનુશીલનની જરૂર એટલીજ છે કે શરીરને કિંવા મનને બરાબર કેળવી તેનો ઈશ્વરાનુમત (ઈશ્વરે ઉપદેશેલા) કાર્યમાં અંતઃકરણપૂર્વક ઉપયોગ કરવો. દાખલાતરીકે એક લૂટારો એક ભલા—નિર્દોષ માણસને

હેરાન કરે છે આ દેખાવ બે માણસો જુવે છે. ધારો કે આ બન્ને પ્રેક્ષકો ઈશ્વર પ્રત્યે ભક્તિભાવયુક્ત છે, પરંતુ તેમાં એક જણ બળવાન અને બીજો નિર્બળ છે. બળવાન્ માણસે બહાર આવી પેલા લૂટારાના હાથમાંથી પેલા નિર્દોષ માણસને મુક્ત કર્યો, પરંતુ બીજો દુર્બળ મનુષ્ય પ્રયત્ન કરવા છતાં પણ તે કાર્યમાં વિજયી થઇ શક્યો નહિ. આવા પ્રસંગે વૃત્તિવિશેષના અનુશીલનના અભાવે દુર્બળ મનુષ્યમાં મનુષ્યત્વની ખામી હતી, એમ આપણે કહી શકીએ, પરંતુ તેનામા ઈશ્વરભક્તિનો કિંવા મનુષ્યભક્તિનો અભાવ હતો, એમ કહેવુ છાજે નહિ. શારીરિક વિગેરે વૃત્તિઓનુ જ્યાસુધી યોગ્ય પ્રમાણમાં અનુશીલન થાય નહિ ત્યાસુધી કોઇ પણ વ્યક્તિ સંપૂર્ણ મનુષ્યત્વ પ્રાપ્ત કરી શકે નહિ, તેની સાથે મનુષ્ય પોતાની વૃત્તિઓના સામર્થ્યને જ્યાંસુધી ઈશ્વર-ભક્તિ પ્રતિ વહેતુ ન કરે ત્યાંસુધી તેણે મનુષ્યત્વ મેળવેલું હોય તોપણ તે નિષ્ફળ છે, એમ કહેવુ જોઇએ માટે એ ઉભય યોગ્યતાઓનો સમાવેશ એજ સંપૂર્ણ મનુષ્યત્વ. મનુષ્યત્વની પ્રાપ્તિ અર્થે જેમ વૃત્તિઓનું સ્વાતંત્ર્ય સુરક્ષિત રહેવુ જોઇએ તેમ તેની સાથે ભક્તિનું પણ પ્રાધાન્ય રહેવું જોઇએ એટલાજ માટે મે કહ્યુ હતું કે વૃત્તિઓ ઈશ્વરને સમર્પિત કરવા માત્રથીજ સંપૂર્ણ મનુષ્યત્વ પ્રાપ્ત થતુ નથી, પરંતુ તેની સાથે વૃત્તિઓનું સમુચિત અનુશીલન પણ અત્યાવશ્યક છે.

શિષ્યઃ—હજી એક બીજો વાંધો છે. જે ઉપદેશ પ્રમાણે કાર્ય થઇ શકે એવુ ન હોય, તેને હુ ઉપદેશજ કહેતો નથી. હુ પૂછુ છુ કે આપના ઉપદેશ પ્રમાણે શુ સર્વ વૃત્તિઓને ઈશ્વરાભિમુખી કરી શકાય ? ક્રોધ પણ એક પ્રકારની વૃત્તિ છે હવે ક્રોધને ઇશ્વરાનુગામી કેવી રીતે કરી શકાય ?

ગુરુ—જગતની તે અતુલ મહાક્રોધવાણીનુ તને સ્મરણ છે ?

> क्रोधं प्रभो संहर संहरेति यावद्गिरः खे मरुतां चरन्ति ।
> तावत् स वह्निर्भवनेत्रजन्मा भस्मावशेषं मदनं चकार ॥

આ ક્રોધ મહા પવિત્ર ક્રોધ ગણાય, કારણ કે યોગમાં ભંગ કરનારી મદનની કુપ્રવૃત્તિ તે ક્રોધના પ્રતાપે વિનષ્ટ થઇ ગઇ ! આવા ક્રોધને સ્વયં પ્રભુનોજ ક્રોધ કહી શકાય. આવીજ એક નીચ વૃત્તિ કે જેને ઈશ્વરાભિમુખી કરવાથી વ્યાસદેવ મહાભારત જેવો અદ્વિતીય કાવ્યગ્રંથ જગતને આપતા ગયા ! પણ હુ ભૂલુ છુ. તારા જેવા નવા જમાનાની રોશની પામેલા-વીસમી સદીના યુવકોને આ વાત એકાએક ગળે ઉતરશે નહિ. એટલા માટે મારૂં વિશેષ કથન તારા જેવાને માટે નિરર્થક છે.

શિષ્યઃ—બીજો પણ એક વાંધો છે—

ગુરુઃ—તે સ્વાભાવિક છે. જે અવસ્થામાં મનુષ્યની સઘળી વૃત્તિઓ ઇશ્વરમુખી

અથવા ઈશ્વરાનુવર્તી હોય તેને ભક્તિ કહેવાય. આ વાત એટલી બધી ગભીર છે, અને તેની અદર એટલી બધી મહત્ત્વની વાતોનો સમાવેશ થઇ જાય છે કે એક વાર કહેવા માત્રથીજ તુ તે સમજી શકે એવી બિલકુલ સભાવના નથી અનેક શકાઓ થાય, અનેક વાંધાઓ જણાય, અનેક છિદ્રો જણાય, એટલુજ નહિ પણ છેવટે આ ઉપદેશ તને અર્થશૂન્ય પ્રલાપ જેવો ભાસે તો તે પણ સભવિત છે, પરંતુ મારી તને પુન પુન એટલીજ ભલામણ છે કે એટલેથીજ નિરાશ ન થઇ જવુ પ્રતિદિન, પ્રતિમાસ, અને પ્રતિવર્ષ એજ એક તત્ત્વસબધી વિચારો કર્યા કરવા અને એજ એક તત્ત્વને ક્રિયામાં મૂકવાના હૃદયપૂર્વક યત્નો કરી જોવા એથી ક્રમશ એ તત્ત્વ તારી દૃષ્ટિ સન્મુખ દીપકની માફક સપૂર્ણ તેજથી પ્રકાશવા લાગશે, અને જ્યારે એમ થાય ત્યારે સમજજે કે તારૂ જીવન સાર્થક થયુ ! તારો મનુષ્યજન્મ સફળ થયો ! ઉક્ત ગભીર તત્ત્વ સિવાય અન્ય એકકે વાત મનુષ્યે લક્ષપૂર્વક શીખવાની નથી. એક મનુષ્ય પોતાનુ સમસ્ત જીવન સદ્‌વિચાર અને ઉચ્ચ ભાવનાઓમાંજ વ્યતીત કરે અને છેવટે ઉક્ત તત્ત્વ સમજી, તેને ક્રિયામા મૂકવાનો પ્રયત્ન કરે તોજ તેનુ જીવન સફળ થયુ ગણાય

શિષ્ય—આવુ દુષ્પ્રાપ્ય જ્ઞાન આપને કેવી રીતે પ્રાપ્ત થયુ ?

ગુરુ —અતિ તરુણ અવસ્થામાથીજ મારા મનમાં આ એક પ્રશ્ન સદા ઉદ્‌ભવ્યા કરતો કે –"આ જીવન કેવી રીતે સાર્થક થાય ? આ જીવનમાં એવુ શુ કર્તવ્ય કરવુ જોઇએ કે મનુષ્યભવ સફળ થાય ?" સમસ્ત જીવન આ એકજ પ્રશ્નનો સંતોષકારક ઉત્તર મેળવવા અર્થે મે વ્યતીત કર્યુ છે, અને તેના ઉત્તરની શોધમાજ જીવન પ્રાય પૂરૂ થવા આવ્યું છે અનેક પ્રકારના લોકપ્રચલિત ઉત્તરો અત્યાર સુધીમા મને મળી ચૂક્યા છે તેની સત્યતા કિવા અસત્યતાનો નિર્ણય કરવા માટે હુ અનેક ભોગો પણ આપી ચૂક્યો છુ, અનેક કષ્ટો સહન કર્યા છે, યથાશક્તિ વાચવામાં અને વિચારવામા પણ પ્રમાદ કર્યો નથી, અનેક પ્રકારના લેખો પણ લખી વાળ્યા છે, અનેક લોકોની સાથે વાર્તાલાપો અને ચર્ચાઓ કરવામાં પણ કચાશ રાખી નથી, એટલુજ નહિ પણ અનેક પ્રકારની પ્રવૃત્તિઓ પણ કરી ચૂક્યો છુ. સાહિત્ય, વિજ્ઞાન, ઇતિહાસ, દર્શન તથા દેશી-વિદેશી શાસ્ત્રો પણ ઉથલાવી જોયાં છે. ટુકામા, જીવન સફળ કરવા અર્થે પ્રાણાંત પરિશ્રમ કરી ચૂક્યો છુ આ સર્વ પરિશ્રમો અને કષ્ટોના પરિણામે હુ એટલુ સમજી શક્યો છુ કે સઘળી વૃત્તિઓને ઇશ્વરાનુવર્તી કરવી તેજ યથાર્થ ભક્તિ, અને એવી ભક્તિ વિના યથાર્થ મનુષ્યત્વ કોઇ કાળે પ્રાપ્ત થઇ શકે નહિ. "આ જીવન કેવી રીતે સાર્થક કરવુ" એ પ્રશ્નના ઉત્તરમાં એ એકજ ઉત્તર મને યથાર્થ અને સતોષકારક લાગ્યો છે બાકી સર્વ ઉત્તરો મને નિરર્થક જેવાજ જણાયા છે વસ્તુતાએ મનુષ્યના સમસ્ત જીવનનુ –સમસ્ત પરિ-

શ્રમનુ એજ એક અંતિમ ફળ, એજ એક છેલ્લુ સુફળ છે " આપે આવુ જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત કર્યું ?" તેના ઉત્તરમા મારે તને માત્ર એટલુજ જણાવવુ જોઇએ કે સમસ્ત જીવન એ એકજ ગભીર પ્રશ્નનો ઉત્તર પ્રાપ્ત કરવા અર્થે મે વ્યતીત કર્યું છે, અને તેનો જે ઉત્તર આટલા લાંબા કાળે મને પ્રાપ્ત થયો છે, તેજ હુ તને સભળાવવા માગુ છુ. મારા સમસ્ત જીવનના પરિશ્રમોનુ ફળ તુ એકજ દિવસમા કેવી રીતે સમજી શકે ?

શિષ્ય.—આપના કહેવા ઉપરથી મને એમ લાગે છે કે ભક્તિના લક્ષણોસબધી આપે મને જે ઉપદેશ આપ્યો તે આપનો પોતાનોજ એક ખાસ સિદ્ધાંત છે આર્યઋષિઓ તે તત્ત્વ જાણતા નહોતા.

ગુરુઃ—મૂર્ખ ! મારા જેવા ક્ષુદ્ર પ્રાણીમાં તે એવી શુ શક્તિ છે કે આર્ય મહર્ષિઓ જે વાત ન જાણી શક્યા તે વાત હુ જાણી કે શોધી શકુ ? મારા કથનનો સારાંશ માત્ર એટલોજ છે કે સમસ્ત જીવન પર્યંત તેમના શિક્ષણોનો અભ્યાસ કરવાથીજ હુ તેમના આશયો સમજી શક્યો છુ હા, એટલુ છે કે જે ભાષામા હુ તને આજે ભક્તિ તત્ત્વ સમજાવુ છુ તે ભાષામા તેઓએ તે વાત સમજાવી નથી તમારા જેવા વીસમી સદીના નવયુવકોને મારે વીસમી સદીની ભાષામાંજ આ વાત સમજાવવાની જરૂર પડી છે. ભાષામાં ગમે તેટલો પ્રભેદ પડી જાય તોપણુ સત્ય વસ્તુમા કોઇ કાળે ફેરફાર થવા પામતો નથી. સત્ય વસ્તુ નિત્ય છે તેમા વિકાર કે પ્રભેદ કદાપિ થતો નથી. શાંડિલ્યના સમયમાં ભક્તિનું જે સ્વરૂપ હતુ તેજ સ્વરૂપ હજી આ કાળે પણુ વર્તમાન છે ભક્તિનુ યથાર્થ સ્વરૂપ હજી પણુ આર્ય મહર્ષિઓના કથનોમાં અને ઉપદેશોમાં મળી આવે છે જેવી રીતે સમુદ્રમા ડુબકી માર્યા વિના રત્નનુ યથાર્થ સ્વરૂપ જણાતુ નથી, તેવીજ રીતે હિન્દુશાસ્ત્રરૂપી અગાધ સમુદ્રમાં નિમજ્જન કર્યા વિના શાસ્ત્રીય તત્ત્વરત્નોની યથાર્થ પ્રાપ્તિ થઇ શકતી નથી.

શિષ્યઃ—આર્ય મહર્ષિઓએ ભક્તિની જે વ્યાખ્યા કરી છે તેજ વ્યાખ્યા આપની પાસેથી સાભળવાની મારી જિજ્ઞાસા છે.

ગુરુઃ—એવી જિજ્ઞાસા ખરેખર આવકારદાયક છે ભક્તિ ઉપર હિંદુઓનીજ માલેકી છે, કારણુ કે ભક્તિ એ વસ્તુજ હિંદુઓની છે. ક્રિશ્ચિયન ધર્મમા પણુ જો કે ભક્તિવાદ છે, પણુ હિંદુધર્મમાં જે ખુબીથી ભક્તિની સાર્થકતા દર્શાવવામાં આવી છે, તેવી ખુબી બીજા કોઇ ધર્મમા નથી ખેદ માત્ર એટલોજ છે કે આર્ય મહર્ષિઓએ ભક્તિની જે વ્યાખ્યા કરી છે તે વિસ્તારપૂર્વક સાભળવાને તથા સભળાવવાને જોઇએ તેટલો આપણુને અવકાશ નથી આપણો મૂળ ઉદ્દેશ અનુશીલન ધર્મ સમજવાનો હતો, તે તને સ્મરણુમાં હશે. છતાં ભક્તિસંબંધી સ્થૂળ વ્યાખ્યા હુ તને પ્રસંગોપાત્ત સભળાવીશ.

શિષ્ય:—પહેલા મને એ વાત કહો કે શું ચિરકાળથીજ ભક્તિવાદને હિંદુધર્મના એક અ ગરૂપે માનવામા આવ્યો છે ?

ગુરુ:—ના, તેમ નથી. વૈદિક ધર્મમા ભક્તિ નથી. હુ ધારૂ છુ કે વૈદિક ધર્મથી તુ પરિચિત હોઇશજ સાધારણ ઉપાસકોની સાથે ઉપાસ્ય દેવોનો જે સંબધ આજકાલ આપણી નજરે પડે છે તેવોજ સબધ વૈદિક યુગમાં હતો " હે પ્રભુ ! મારા અર્પણ કરેલા આ સોમરસનુ આપ પાન કરો, હવિ ભોજન કરો અને મને ધન આપો, સંપત્તિ આપો, પુત્ર આપો, ગાય આપો, ધાન્ય આપો, તથા મારા શત્રુઓનો પરાભવ કરો. " વિગેરે. આગળ વધીને બહુ બહુ તો તેઓ એટલે સુધી પ્રાર્થના કરતા કે–' હે પ્રભુ ! મારા પાપોનો ધ્વસ કરો. " આ પ્રમાણે દેવોને પ્રસન્ન કરવાની ઇચ્છાથી વૈદિક યુગમાં લોકો યજ્ઞો વિગેરે કરતા એવી રીતે કામ્ય વસ્તુની પ્રાપ્તિઅર્થે જે યજ્ઞાદિ કરવા તેને કામ્ય કર્મ કહેવામા આવે છે જે ઉપાસનામાં કામ્ય કર્મોની મુખ્યતા હોય તેને સાધારણ રીતે " કર્મ " કહેવામાં આવે છે " તમે અમુક કામ કરશે તો તમને અમુક ફળ મળશે, માટે તમારે અમુકજ કર્મ કરવુ, " એવી રીતની ધર્મ કરવાની પદ્ધતિને કર્મ કહેવાય વૈદિક યુગના છેલ્લા સમયમાં આવી રીતના કર્માત્મક ધર્મનુ બળ બહુ વધી પડયુ હતુ. યાગયજ્ઞોની પ્રબળતા એટલે સુધી વધી પડી હતી કે ધર્મના યથાર્થ મર્મનો છેક લોપ થઈ જાય એવો પ્રસગ આવી પહોચ્યો હતો. બરાબર એજ સમયે કેટલાક પ્રતિભાશાળી પવિત્ર પુરુષોને વિચાર થયો, કે આ કર્માત્મક ધર્મ એજ યથાર્થ ધર્મ હોય એમ બને નહિ. તેઓએ વિચાર કર્યો કે વૈદિક દેવ–દેવીઓની કલ્પનામાત્રથીજ આ જગતનુ અસ્તિત્વ બરાબર સમજાય નહિ આ સર્વ કલ્પનાઓની પાછળ એક અનત અને અજ્ઞેય કારણ અવશ્ય હોવુ જોઇએ આ કારણની તપાસ કરવા તેમણે પ્રયત્નો શરૂ કર્યા. લોકોની શ્રદ્ધા પણ ધીમે ધીમે કર્મ ઉપરથી ખસવા લાગી છેવટે ત્રણ પ્રકારના વિપ્લવ ( યુગાતર—અથવા ઉથલપાથલ ) આ દેશમાં ઉપસ્થિત થયા, કે જે વિપ્લવોની સત્તા હજી પણ આપણા દેશમાં પ્રચલિત છે. એ ત્રણ પ્રકારના વિપ્લવોમાં એક વિપ્લવ ચાર્વાકોદ્વારા ઉપસ્થિત થયો. તેમણે એવા ઉપદેશની શરૂઆત કરી કે સઘળા કર્મકાંડો મિથ્યા છે બસ, ખાઓ, પીઓ અને મોજ–મજા ભોગવો. બીજો સપ્રદાય બુદ્ધ અથવા શાક્યસિંહે ઉત્પન્ન કર્યો. તેણે કહ્યુ કે–કર્મનુ ફળ અલબત્ત માનવા યોગ્ય છે, પરંતુ કર્મ એજ દુખના કારણભૂત છે કર્મને લીધેજ પુનર્જન્મો લેવા પડે છે, માટે કર્મનોજ નાશ કરો. વિવિધ તૃષ્ણાઓને શાત કરી ચિત્તસંયમપૂર્વક અષ્ટાંગધર્મના માર્ગે પ્રવૃત્તિ કરી નિર્વાણ પ્રાપ્ત કરો. ત્રીજો વિપ્લવ દાર્શનિકોદ્વારા ઉપસ્થિત થયો. તેઓ પ્રાય બ્રહ્મવાદી હતા. તેમને જણાયુ કે તેઓએ જગતના અનત કારણભૂત જે ચૈતન્યની શોધ કરવા માંડી હતી તે તત્ત્વ અતિશય દુર્જ્ઞેય છે.

આ બ્રહ્મવસ્તુ જો બરાબર સમજાય તો તે પરમાત્મા સાથે કિંવા જગત્‌ના તે અંતરાત્મા સાથે આપણો કેવો સંબંધ છે, તેમજ આ જગતની સાથે પરમાત્માનો અને આપણો શું સંબંધ છે. વિગેરે રહસ્યો સમજી શકાય. આ રહસ્યો સમજાયા પછી " આ જીવન કેવી રીતે સાર્થક થાય " તે કઠિન પ્રશ્નનો ઉત્તર આપોઆપજ મળી જાય છે. એટલા માટે બ્રહ્મનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવું કઠિન છે તોપણ યથાર્થ ધર્મ તેજ છે મતલબ કે જ્ઞાન એજ ધર્મ અને જ્ઞાન એજ નિ:શ્રેયસ્ અથવા પરમ મંગળ છે. વેદના જે અંશને " ઉપનિષદ્ " એવું નામ આપવામાં આવ્યું છે તે આ જ્ઞાનવાદીઓનીજ શોધનું પરિણામ છે ઉપનિષદ્‌મા આપણા મહર્ષિઓની જ્ઞાન-કીર્તિ પૂર્ણ પ્રભાથી પ્રકાશી રહી છે. બ્રહ્મનિરૂપણ અથવા આત્મજ્ઞાન એજ ઉપનિષદોનો ઉદ્દેશ છે. ત્યાર પછી છ દર્શનોમાં આ જ્ઞાનવાદ વિશેષ વૃદ્ધિ પામતો ગયો અને તેનો પ્રચાર પણ વૃદ્ધિંગત થતો ગયો કપિલના સાંખ્યમતમા જો કે બ્રહ્મનો ત્યાગ કરવામા આવ્યો છે તોપણ તે દર્શનશાસ્ત્ર જ્ઞાનવાદાત્મક ગણાય છે દર્શનોમાં કેવળ પૂર્વમીમાંસાજ કર્મવાદી છે. બાકીનાં સર્વ દર્શનો જ્ઞાનવાદી છે

શિષ્ય —જ્ઞાનવાદ તો બહુ અપૂર્ણ હોય એમ મને લાગે છે. જ્ઞાનથી ઈશ્વરને જાણી શકાય પરંતુ જ્ઞાનથી ઈશ્વરની પ્રાપ્તિ કેવી રીતે થાય તે સમજાતું નથી. જાણવામાત્રથી કોઇ વસ્તુની કાંઇ થોડીજ પ્રાપ્તિ થાય ? ધારો કે ઈશ્વરની સાથે આપણા આત્માનું એકત્વ છે એ વાતનો મને નિશ્ચય થયો, પણ તેટલાથીજ ઈશ્વરની પ્રાપ્તિ થઇ જાય એ કેવી રીતે બને ! આત્મા અને પરમાત્માને—ઉભયને એકત્ર કરનાર કોઇ એક વસ્તુ જોઇએ કે નહિ ?

ગુરૂ.—જ્ઞાનવડે જે ઐક્ય નથી પ્રાપ્ત થતું તે ભક્તિથી પ્રાપ્ત થઇ શકે છે. ભક્તિવાદીઓ પણ એમજ કહે છે કે જ્ઞાનથી તો માત્ર ઈશ્વરને ઓળખી શકાય પણ જાણવા માત્રથીજ ઇશ્વરની પ્રાપ્તિ થઇ જતી નથી. જગતમાની અનેક વસ્તુઓને આપણે જાણીએ છીએ, પણ તે જાણવામાત્રથી શું આપણી પાસે આવી જાય છે ? આપણે જેના પ્રત્યે દ્વેષ ધરાવતા હોઇએ તેને પણ ઓળખીએ તો છીએજ, પરંતુ શું તેથી તેની સાથે આપણે આપણું ઐક્ય સ્થાપી શકીએ છીએ ? નહિજ. તેવીજ રીતે જો આપણે ઈશ્વરને જાણીએ અને છતાં તેનાપ્રત્યે દ્વેષ રાખીએ તો તે આપણને કેવી રીતે પ્રાપ્ત થાય ? એથી ઉલટી રીતે જોઇએ તો જેના પ્રત્યે આપણી ચાહના—પ્રીતિ હોય તેને અનાયાસે આપણે મળી શકીએ છીએ. એક શરીરધારી મનુષ્ય પણ જો આપણી અંતઃકરણની પ્રીતિ વિના આપણી સાથે હળીમળી શકતો નથી તો પછી જે અશરીરી છે, અને જે કેવળ અંતઃકરણદ્વારાજ પ્રાપ્ત થઇ શકે તેમ છે તે પ્રીતિ કે ભક્તિ વિના કેવી રીતે પ્રાપ્ત થાય ? મતલબ કે જો આપણો ઇશ્વર પ્રતિ ગાઢ અનુરાગ હોય તોજ આપણે તેનું સત્ય સ્વરૂપ પામી શકીએ. આ પ્રકારનો ગાઢ અનુરાગ

તેનુંજ બીજુ નામ ભક્તિ છે શાંડિલ્યસૂત્રના બીજા સૂત્રમાં કહ્યું છે કે:—

**सा ( भक्तिः ) परानुरक्तिरीश्वरे ॥**

શિષ્ય —આ પ્રમાણે ભક્તિવાદની ઉત્પત્તિનો ઇતિહાસ સાંભળવાથી મને બહુ લાભ થયો આપે જો આટલી પ્રસ્તાવના કરી ન હોત તો હું ભક્તિવાદ યથાર્થ રીતે સમજી શકત નહિ આપની વાત સાંભળ્યા પછી મારા અંતઃકરણના ઉદ્‌ગાર આપની પાસે પ્રકટ કર્યા વિના રહી શકતો નથી યૂરોપીય વિદ્વાનો તથા સ્વામી દયાનંદ સરસ્વતી વિગેરે આ દેશના વિદ્વાનો વૈદિક ધર્મને શ્રેષ્ઠતમ ધર્મ કહી તેની પ્રશંસા કરે છે, પરંતુ તેઓ પૌરાણિક ધર્મને અથવા તો આધુનિક હિંદુધર્મને બહુજ નિકૃષ્ટ ગણી કાઢે છે, તે ઠીક નથી, એમ મને હવે સ્પષ્ટ રીતે જણાય છે વૈદિક ધર્મમાં ભક્તિ નથી, એટલા માટે તેને અસંપૂર્ણ કિંવા નિકૃષ્ટ ગણી શકાય પરંતુ પૌરાણિક અથવા આધુનિક વૈષ્ણવાદિ ધર્મ કે જેમાં ભક્તિની પ્રધાનતા છે તેને અપૂર્ણ કોઇ રીતે કહી શકાય નહિ. જેઓ પૌરાણિક ધર્મનો લોપ કરી વૈદિક ધર્મને પુનરુજ્જીવન આપવા માગે છે તેઓ ગંભીર ભૂલ કરે છે, એમ મારાથી કહ્યા વિના રહેવાતું નથી

ગુરુ —તું જે કહે છે તે એક રીતે ઠીક છે, પરન્તુ વેદમાં ક્યાંઇ ભક્તિવાદ નથી, એમ આપણાથી કહી શકાય નહિ શાંડિલ્ય સૂત્રના ટીકાકાર સ્વપ્નેશ્વરે છાંદોગ્ય ઉપનિષદ્‌માંથી એક વચન ઉદ્ધૃત કરી આ વાત સિદ્ધ કરી છે કે વેદમાં ભક્તિ શબ્દનો સ્પષ્ટ ઉલ્લેખ નહિ હોવા છતાં ભક્તિવાદનો સારાંશ તો કેટલેક અંશે આવી ગયો છેજ. તે વચન આ પ્રમાણે છે –

" **आत्मैवेदं सर्वमिति स वा एष एव पश्यन्नेवं मन्वान एवं विजान-आत्मरति-रात्मक्रीड आत्मामिथुन आत्मानन्द स स्वराड्भवतीति ॥** "

અર્થાત—(પૂર્વે જે કાંઈ કહેવામાં આવ્યું છે તે) સર્વ આત્મામાંજ છે જે તેને નિહાળી, વિચારી અને સમજીને આત્મામાં તલ્લીન થાય, આત્માની સાથેજ ક્રીડા કરે, આત્માની સાથેજ મિથુન (મૈત્રી) કરે અને આત્મામાંજ જે આનંદ મેળવે તે સ્વ-રાજ (પોતે પોતાનો રાજા અથવા પોતે પોતાનામાંજ આનંદ અનુભવનાર) થાય " યથાર્થ ભક્તિવાદ તે એનુંજ નામ

# अध्याय १२ मो-ईश्वरभक्ति-शांडिल्य

ગુરુ:—ભક્તિને માટે શ્રીમદ્ ભગવદ્‌ગીતા એ પ્રધાન ગ્રંથ છે છતાં ગીતામાં પ્રબોધાયેલો ભક્તિવાદ તને કહું તે પહેલાં ઐતિહાસિક પ્રથાને અનુસરી વેદમાં ભક્તિસંબંધે જે કાંઇ કહ્યું હોય તે ટુંકામાં મારે તારી પાસે રજુ કરવું જોઇએ

એમ ધારી અત્યારસુધી તે વિષયની ચર્ચા કરી, તોપણ કેટલુંક કહેવાનું બાકી રહ્યું છે તે આજે સંપૂર્ણ કરીશ. વેદમાં ભક્તિસંબંધી ઉલ્લેખ મળી આવતો નથી એ વાત હું તને અગાઉ જણાવી ગયો છું છાંદોગ્ય ઉપનિષદ્‌માં તે સંબંધી ધસારો છે, એમ પણ મેં કહ્યું છે. છાંદોગ્ય ઉપનિષદ્‌માં જે ઉલ્લેખ છે તેની સાથે શાંડિલ્ય મહર્ષિનું નામ જોડાએલું છે.

શિષ્યઃ—ભક્તિસૂત્રના પ્રણેતા શાંડિલ્ય મહર્ષિ કહેવાય છે તે એજ કે ?

ગુરુઃ—શાંડિલ્ય નામના બે મહર્ષિઓ પૂર્વે થઇ ગયા છે, એમ મારે તને પ્રથમજ કહી દેવું જોઇએ. તેમાં પ્રથમ શાંડિલ્યનું નામ ઉપનિષદ્‌ની સાથે જોડાએલું છે, અને બીજા શાંડિલ્યનું નામ ભક્તિસૂત્રના પ્રણેતાતરીકે પ્રસિદ્ધ છે ઉપનિષદ્‌વાળા શાંડિલ્ય મહર્ષિ જેટલા પ્રાચીન છે તેટલા ભક્તિસૂત્રના પ્રણેતા શાંડિલ્યઋષિ પ્રાચીન નથી ભક્તિસૂત્રના ત્રીજા સૂત્રમાં પ્રાચીન શાંડિલ્યના નામનો ઉલ્લેખ છે.

શિષ્યઃ—કોઇ આધુનિક સૂત્રકારે પ્રાચીન મહર્ષિનું નામ આપી પોતાનો ગ્રંથ જગત્‌મા પ્રસિદ્ધ કર્યો હોય તો તે શું સંભવિત નથી ? હાલ તુર્ત તો પ્રાચીન શાંડિલ્યના મતનીજ વ્યાખ્યા કરો

ગુરુ—કમનસીબે તે પ્રાચીન ઋષિપ્રણીત કોઇ ગ્રંથ અત્યારે મળી આવતો નથી શ્રીશંકરાચાર્યે વેદાન્તસૂત્રનું જે ભાષ્ય રચ્યું છે તેમાંના કોઇ એક સૂત્રના ભાષ્યના ભાવાર્થ ઉપરથી કોલબ્રુક સાહેબે એવું અનુમાન કર્યું છે કે પ્રાચીન ઋષિ શાંડિલ્યે પંચરાત્રની રચના કરેલી હોવી જોઇએ. કોલબ્રુક સાહેબનું આ અનુમાન કદાચ સત્ય હોય અને ન પણ હોય. પંચરાત્રમાં, બેશક ભાગવત ધર્મનું સ્પષ્ટીકરણ કરવામા આવ્યું છે, તથાપિ એવા એક સામાન્ય મૂળ ઉપર વિશ્વાસ રાખી શાંડિલ્ય મહર્ષિનેજ પંચરાત્રના પ્રણેતાતરીકે માની લેવા એ ઠીક નથી. તથાપિ પ્રાચીન ઋષિ શાંડિલ્ય ભક્તિધર્મના એક પ્રધાન પ્રવર્તક હતા તેમ માનવાને આપણી પાસે પૂરતાં કારણો છે જ્ઞાનવાદી શંકરાચાર્યે પોતાના ભાષ્યમા ભક્તિવાદી શાંડિલ્યની નિંદા કરતાં કહ્યું છે કે,—

"वेद प्रतिषेधश्च भवति चतुर्षु वेदेषु परम श्रेयोऽलब्ध्वा शांडिल्य इदम् शास्त्रमधिगतवान् इत्यादि वेदनिन्दादर्शनात् ॥ तस्मादसंगता एषा कल्पना इति सिद्धम् ।"

અર્થાત્—આથી કરીને વેદનો પ્રતિનિષેધ થાય છે ચાર વેદવડે શાંડિલ્યને પરમશ્રેયની પ્રાપ્તિ ન થઇ તેટલા માટે તેણે આ શાસ્ત્રની રચના કરી. તેણે વેદની જે નિંદા કરેલી છે તે ઉપરથી સિદ્ધ થાય છે કે તેની કલ્પનાઓ બિલકુલ અસંગત છે."

શિષ્યઃ—પરંતુ એ પ્રાચીન ઋષિ શાંડિલ્ય ભક્તિવાદમાં કેટલી હદસુધી આગળ

વ્યા હતા તે જાણવાનું કોઈ સાધન મળી શકશે ?

ગુરુઃ—હા, છે. છાંદોગ્ય ઉપનિષદ્‌ના તૃતીય પ્રપાઠકના ચૌદમા અધ્યાયમાંથી સહેજ તને વાંચી સંભળાવું છું તે શ્રવણ કર.

"सर्वकर्मा सर्वकाम सर्वगन्धः सर्वरस· सर्वमिदमभ्यात्तोऽवाक्येना-दर एष मम आत्मान्तर्हृदय एतद् ब्रह्मैतमितः प्रेत्याभिसंभावितास्मीति यस्य स्यादद्धा न विचिकित्सास्तीतह स्माह शांडिल्यः"

અર્થાત્—સર્વકર્મવાળો ( દોષ રહિત ), સર્વ કામવાળો—( સુખકર ) સર્વ ગંધવાળો, સર્વ રસવાળો, સર્વ પ્રતિ અભિવ્યાપ્ત, વાણીરહિત, સંભ્રમરહિત આ મારો આત્મા હૃદયની અંદર છે, આ બ્રહ્મને આ શરીરથી વિયોગ પામીને હું અવશ્ય પ્રાપ્ત થનારો છું, એવો જેનો નિશ્ચય હોય અને તેમાં ( એ નિશ્ચયના એવા ફળના સંબંધમાં ) સંશય ન હોય ( તે વિદ્વાન્ ઇશ્વરભાવને પામે છે. ) એવી રીતે પ્રસિદ્ધ શાંડિલ્ય કહેતા હવા

જો કે આ વાત બહુ મહત્ત્વની નથી. કારણ કે ઉપનિષદ્‌ના જ્ઞાનવાદીઓ પણ એજ વાત કહેતા આવ્યા છે. શ્રદ્ધા શબ્દ ભક્તિવાચક નથી, છતાં જ્યાં શ્રદ્ધા હોય ત્યાં સંશય ન રહે એ વાત માનવા જેવી છે, અને એથી શ્રદ્ધા શબ્દ ભક્તિને ઉદ્દેશીને લખાએલો હોય તો તે બનવાયોગ્ય છે. છતાં મૂળ વાતની શોધ કરવી હોય તો આપણે વેદાન્તસાર ગ્રંથનું મનન કરવું જોઇએ. વેદાન્તસારના કર્તા સદાનંદાચાર્ય ઉપાસના શબ્દની વ્યાખ્યા કરતા કહે છે કે—

" उपासनानि सगुणब्रह्मविषयकमानसव्यापाररूपाणि शान्डिल्य-विद्यादीनि "

હવે બરાબર વિચાર કરી જો હિંદુધર્મમાં ઇશ્વરસંબંધી વિવિધ કલ્પનાઓ કરવામાં આવી છે. હિંદુઓએ ઈશ્વરના મુખ્યત્વે બે સ્વરૂપો કલ્પ્યાં છે. એક નિર્ગુણ ઇશ્વર અને બીજો સગુણ ઇશ્વર. અંગ્રેજીમાં જેને 'એબ્સોલ્યુટ' અથવા 'અનકન્ડીશનલ' કહેવામાં આવે છે તેજ નિર્ગુણ ઇશ્વર. જો ઈશ્વર નિર્ગુણ હોય તેની કોઇ પણ પ્રકારે આપણે ઉપાસના કરી શકીએ નહિ નિર્ગુણ ઇશ્વરની તો સ્તુતિ પણ આપણાથી થઇ શકે નહિ કારણ કે જે નિર્ગુણ છે, જેની 'કન્ડીશન્સ ઑફ ઍકઝીસ્ટન્સ' જ નથી તેને સંબોધનજ કેવી રીતે થઇ શકે ? તેની પ્રાર્થના તથા તેનું સ્મરણ કેવી રીતે કરવું તે પણ આપણે જાણી શકીએ નહિ. એટલા માટે ઉપાસના અર્થે તો સગુણ ઇશ્વરજ ઉપયોગી છે, નિર્ગુણવાદમાં ઉપાસનાને સ્થાન મળતું નથી સગુણવાદીઓ અથવા તો ભક્તિવાદીઓનેજ અર્થાત્ શાંડિલ્ય આદિ પુરુષોનેજ ઉપાસના કરવાનો અધિકાર છે. વેદાન્તસારનું જે વાક્ય મે હમણાં ઉદ્ધૃત કર્યું, તેમાંથી બે મુખ્ય વાતો સિદ્ધ થઈ શકે છે. પ્રથમ તો એજ કે

સગુણવાદનો પ્રથમ પ્રવર્તક જો કોઈ હોય તો તે શાંડિલ્યજ હોવા યોગ્ય છે, અને બીજી વાત એ કે ઉપાસનાનો પ્રથમ પ્રવર્તક જો કોઈ હોય તો તે પણ શાંડિલ્યજ હોવો જોઇએ. ભક્તિ સગુણવાદ વિના ટકી શકે નહિ, એ વાત તો બહુ સરળતાથી સમજાય તેવી છે.

શિષ્યઃ—તો શું સમસ્ત ઉપનિષદો નિર્ગુણવાદી હશે ?

ગુરુ—ઇશ્વરવાદીઓમા કોઇ યથાર્થ નિર્ગુણવાદી હશે કે નહિ તે માટે મને શક છે. વસ્તુત યથાર્થ નિર્ગુણવાદીઓને નાસ્તિક કહીએ તોપણ ખોટું નથી. જ્ઞાનવાદીઓએ માયાનામક એક ઇશ્વરી શક્તિ હોવાની કલ્પના કરી છે, અને જગતની ઉત્પત્તિમા તેનેજ કારણભૂત માની છે. તેઓ કહે છે કે આ માયાને લીધેજ આપણે ઇશ્વરને જાણી શકતા નથી, માયાથી મુક્ત થઇ શકાય તોજ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય અને બ્રહ્મમાં તલ્લીન બની શકાય. મતલબ કે જ્ઞાનવાદીઓ પાસે ઈશ્વર એક માત્ર જ્ઞેય-જાણવાયોગ્ય વસ્તુજ બની રહે છે બ્રહ્મવિષયક જ્ઞાન પ્રાપ્ત કરવા માટે સાધનાની અગત્ય તેઓએ સ્વીકારી છે શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન એ રીતે ૭ પ્રકારની સાધના * તેઓએ પ્રબોધી છે ઇશ્વર સંબંધી શ્રવણ, મનન અને નિદિધ્યાસન સિવાય અન્ય વિષયોનુ ચિંતન ત્યજી દઇ અન્તરિન્દ્રિયોનો નિગ્રહ કરવો તેને શમ કહેવામા આવે છે. ત્યાર પછી બાહ્ય ઇન્દ્રિયોના નિગ્રહને દમ કહેવામાં આવે છે વિષયોમાંથી પાછી વાળેલી બાહ્ય ઇન્દ્રિયોના દમનપૂર્વક અને વિધિપુરસર વ્યાવહારિક ધર્મોનો પરિત્યાગ કરવો તેને ઉપરતિ કહેવામા આવે છે. ટાઢ-તડકો વિગેરે કષ્ટો સહન કરવા તેને તિતિક્ષા કહેવામા આવે છે. દમનની દૃઢતાને સમાધાન અને ગુરુવાક્યાદિમા વિશ્વાસ રાખવો તેને શ્રદ્ધા કહેવામાં આવે છે. પ્રત્યેક શાસ્ત્રમા આ પ્રમાણેજ ૭ સાધનાઓનુ નિરૂપણ કર્યું છે એમ માની લેવાનુ નથી. તથાપિ ધ્યાન-ધારણા અને તપસ્યાદિને જ્ઞાનવાદીઓએ પ્રાય પ્રાધાન્ય આપ્યુ છે એમ કહેવામા હરકત નથી. આથી સિદ્ધ થાય છે કે જ્ઞાનવાદીઓ પણ ઉપાસનાનો સ્વીકાર કર્યા વિના રહી શકયા નથી. સાધારણ રીતે જેને ઉપાસના કહેવામાં આવે છે તેને એક રીતે અનુશીલન કહીએ તો તે અયોગ્ય નથી, પરંતુ તે ઉપાસનાને સંપૂર્ણ તો નજ લેખી શકાય એ વાત હું તને પૂર્વે કહી ચૂકયો છુ. ભક્તિદ્વારા પ્રકટેલી ઉપાસના એજ યથાર્થ ઉપાસના છે. ભક્તિતત્ત્વની વિસ્તૃત વ્યાખ્યા કરતા જ્યારે ગીતોક્ત ભક્તિતત્ત્વ તને સમજાવીશ ત્યારે આ વિષય બની શકશે તેટલો સ્પષ્ટ કરીશ.

* બ્રહ્મજ્ઞાનમાં પ્રવેશવા ઇચ્છનાર માટે વિવેક, વૈરાગ્ય, ષટ્સંપત્તિ અને મોક્ષેચ્છા. એ ચાર સાધનોથી સંપન્ન હોવાની આવશ્યકતા કહેલી છે તે પૈકી ષટ્ સંપત્તિ નામક સાધનનેજ આ ૭ પ્રકારની સાધનારૂપે આ સ્થળે વર્ણવેલું જણાય છે.

શિષ્ય —અત્યારસુધીમાં આપની પાસેથી મે જે કાઇ સાભળ્યુ તે ઉપરથી શુ મારે એમ સમજી લેવુ કે પ્રાચીન મહર્ષિ શાડિલ્ય એજ ભકિતમાર્ગના પ્રથમ પ્રવર્તક છે ?

ગુરુ —છાંદોગ્ય ઉપનિષદ્દમાં જેવી રીતે શાંડિલ્યનુ નામ છે તેવીજ રીતે દેવકી-નદન કૃષ્ણનુ પણ નામ છે. હવે આ બેમા પ્રથમ કાણુ તે પ્રશ્નનો સતોષકારક નિર્ણય થઇ શકયો નથી, અને એટલા માટે ભકિતમાર્ગના પ્રથમ પ્રવર્તકતરીકે શ્રીકૃષ્ણને માનવા કે શાડિલ્યને માનવા એ મારાથી નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી.

# अध्याय १३ मो--भगवद्गीतानो स्थूल उद्देश

શિષ્ય:—હવે ગીતોક્ત ભકિતતત્ત્વવિષે ઉપદેશ આપો તો સાભળવાની ઇચ્છા છે

ગુરુ:--ગીતાના બાર અધ્યાયોને ભકિતયોગના નામથી ઓળખાવવામાં આવે છે, પરન્તુ બારમા અધ્યાયમા ભકિતતત્ત્વની વ્યાખ્યા બહુજ અલ્પ પ્રમાણમા છે. બીજાથી બારમાપર્યંતના સર્વ અધ્યાયોની સૂક્ષ્મ આલોચના કર્યા વિના ગીતોકત યથાર્થ ભકિતતત્ત્વ સમજી શકાય નહિ. ગીતાનો ભકિતવાદ સમજવો હોય તો પ્રથમના અગીઆર અધ્યાયોનું સહજ મનન કરી લેવુ જરૂરનુ છે. આ અગીઆર અધ્યાયોમાં જ્ઞાન, કર્મ અને ભકિત એ ત્રણે વિષયો આવી જાય છે—ત્રણેની પ્રશસા આવી જાય છે અન્ય કોઇ ગ્રથમાં આવી પ્રશસા પણ નથી તેમજ આવુ સામજસ્ય પણ નથી. ગીતાને ધર્મનો સર્વોત્તમ ગ્રંથ માનવામાં આવે છે તેનું એજ કારણ છે કે તેમાં જ્ઞાન, કર્મ અને ભક્તિ ત્રણેને યોગ્ય ન્યાય આપવામાં આવ્યો છે અન્ય કોઇ ગ્રંથમાં આવુ સામંજસ્ય નથી. છતા મે તો એવોજ નિર્ણય કર્યો છે કે આ ત્રણે તત્ત્વોની જે અતિમ અવસ્થા તે ભક્તિતત્ત્વમાંજ પરિસમાપ્ત થાય છે. અને એટલા માટે વસ્તુત: ગીતા એ ભક્તિશાસ્ત્રજ છે, મ કહીએ તો તે અયોગ્ય નથી

શિષ્ય:--આપ શુ કહેવા માગો છો તે હુ બરાબર સમજી શકયો નથી. પોતાના બધુ અને વડીલોનો વધ કરી રાજ્યપ્રાપ્તિ કરવી એ યોગ્ય નથી એવો વિચાર કરી અર્જુન યુદ્ધથી નિવૃત્ત થવા માગે છે તેને ઉપદેશ આપી શ્રીકૃષ્ણ યુદ્ધમાં જોડે છે એજ ગીતાનો મુખ્ય વિષય છે જો આ વાત સત્ય હોય તો ગીતાને ભક્તિશાસ્ત્ર કહેવાને બદલે " ઘાતક શાસ્ત્ર " કહીએ તો શુ ખોટુ છે ?

ગુરુ:—ગ્રથના માત્ર એકાદ બે પાના વાંચવાથી સમસ્ત ગ્રથનો આશય પોતે સમજી ગયા, એવો ખોટો ડોળ કરવાની અનેકોને ટેવ હોય છે. આવા ઉપર-ચોટીઆ વાંચનારાઓ ગીતાને ઘાતકશાસ્ત્ર કહેતા હોય તો ભલે કહે. ટુકામાં, અર્જુનને યુદ્ધમાં પ્રવૃત્ત કરવો એજ કાંઇ ગીતાનો મૂળ—મુખ્ય ઉદ્દેશ નથી, પરન્તુ

હમણાં તે વાતને રહેવા દે બધાજ પ્રકારનાં યુદ્ધ પાપરૂપ નથી એ વાત હું તને પૂર્વે કહી ગયો છું.

શિષ્યઃ—હું ન ભૂલતો હઉં તો આપે એમ કહ્યું હતું કે આત્મરક્ષાઅર્થે અથવા સ્વદેશરક્ષા અર્થે યુદ્ધ કરવું એ પાપ નથી.

ગુરુઃ—આ સ્થળે અર્જુનને પણ આત્મરક્ષાજ કરવાની છે. પોતાની સંપત્તિનો ઉદ્ધાર કરવો તે પણ એક પ્રકારની આત્મરક્ષાજ છે

શિષ્યઃ—કેટલાક નરાધમો પણ યુદ્ધને માટે એવાજ ખોટાં બાનાં કાઢી યુદ્ધમાં પ્રવૃત્ત થાય છે. નેપોલીઅન બોનાપાર્ટનોજ દાખલો લ્યો. ફ્રાંસરક્ષાનું બાનું કાઢી સમસ્ત યૂરોપને નરશોણિતથી કલંકિત કર્યું તેનો બચાવ આપ કેવી રીતે કરશો?

ગુરુઃ—નેપોલીઅનનું જીવનચરિત્ર જ્યારે કોઈ નિષ્પક્ષપાત લેખકદ્વારા લખાશે ત્યારેજ જગત જોઈ શકશે કે નેપોલીઅનનું કથન અસત્ય અથવા બહાનારૂપ તો નહોતું જ. નેપોલીઅનને નરાધમ ગણવો એ ભૂલ છે + પરન્તુ અત્યારે આપણે તે વિષયની ચર્ચામાં ઉતરવાની જરૂર નથી આપણે જે કાંઈ સમજવાનું છે તે એજ કે અનેક સમયે યુદ્ધ પણ પુણ્યકર્મજ હોય છે

શિષ્યઃ—પણ તે ક્યારે?

ગુરુઃ—એ પ્રશ્નના બે ઉત્તરો છે. એક યૂરોપીયન હિતવાદીઓનો ઉત્તર અને બીજો ભારતવર્ષીય ઉત્તર યૂરોપીઅન હિતવાદીઓ તેનો ઉત્તર એવી રીતે આપે છે કે જે સ્થળે એક લાખ માણસોનું અનિષ્ટ થતું હોય અને બીજી તરફ એક કોટી મનુષ્યોનું કલ્યાણ થતું હોય તો તે સ્થળે યુદ્ધ પુણ્યકર્મ છે, પરંતુ આ ઉત્તરની સામે એક એવો પ્રશ્ન ઉદ્ભવે છે કે એક કોટી મનુષ્યોના હિતની ખાતર એક લાખ મનુષ્યોનું અહિત કરવું એ યોગ્ય છે, એ વાત એક ક્ષણભરને માટે માની લઈએ, તો પણ એક કોટી મનુષ્યોના હિતને અર્થે એક લાખ માણસોનો સંહાર કરવાનો આપણને શું અધિકાર છે, તેનો કોઈ ઉત્તર આપશો? યૂરોપીઅન હિતવાદીઓ આ પ્રશ્નનો ઉત્તર આપી શકતા નથી ભારતવર્ષીય ઉત્તર આધ્યાત્મિક કિંવા પારમાર્થિક છે અધ્યાત્મ અથવા પરમાર્થ એજ સમસ્ત આર્યનીતિનું મૂળ છે આ મૂળ સમજાવવા માટે યુદ્ધના નિમિત્ત કોઈ ગમે તેટલા વિસ્તારથી બોલવા ધારે તો બોલી શકે. યુદ્ધ સિવાયના બીજા નિમિત્તો કેટલાએક કઠિન પ્રશ્નોના નિર્ણય માટે બહુ ઉપયોગી થઈ શકતાં નથી. એટલા માટે ગીતાકારે અર્જુનના યુદ્ધથી ઉપરામ થવાના પ્રસંગનિમિત્ત પરમ પવિત્ર ધર્મનો પ્રવાહ વહેતો મૂકી દીધો છે.

શિષ્યઃ—મૂળ વાતની શરૂઆત કેવી રીતે થઈ?

+ વિવિધ ગ્રંથમાળાનું આની આગલું પુસ્તક નેપોલિઅનના ચરિત્રનુંજ હોઈને તે બંકિમ બાબુના આ કથનની પૂરેપૂરી સત્યતા સ્પષ્ટ કરે છે. સંપાદક.

ગુરુ:—ભગવાન્ કર્તવ્ય-અકર્તવ્ય સબધે અર્જુનને પ્રથમ બે પ્રકારનાં અનુષ્ઠાને સમજાવે છે તેમા પ્રથમ આધ્યાત્મિકતા અર્થાત્ આત્માની નિત્યતા—અવિનાશીપણુ-વિષે વિવેચન કરે છે. આ વિષય જ્ઞાનને છે, અને તેથી તેને જ્ઞાનયોગ અથવા સાંખ્યયોગ પણ કહેવામાં આવે છે. તૃતીય અધ્યાયમાં તેઓ કહે છે કે.—

लोकेऽस्मिन् द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ ।
ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ॥

ભાવાર્થ—હે પાપરહિત અર્જુન ! આ લોકમાં જ્ઞાનીઓની જ્ઞાનયોગવડે અને યોગીઓની કર્મયોગવડે એવી બે પ્રકારની નિષ્ઠા મે આગળ કહી છે.

તેમા પ્રથમ જ્ઞાનયોગ સક્ષેપમાં સમજાવ્યા પછી કર્મયોગ વિસ્તારપૂર્વક સમજાવે છે આ જ્ઞાનયોગ અને કર્મયોગ જો તુ બરાબર સમજી શકશે તો તને જણાશે કે ગીતા એ એક ભકિતશાસ્ત્રજ છે. ગીતાને ભકિતવાદ સમજાવવા માટે આજે આટલુ લબાણ કરવુ પડયુ

# अध्याय १४ मो—भगवद्गीता—कर्मयोग

ગુરુ—હવે હુ તને ભગવદ્ગીતામા કહેલો કર્મયોગ સમજાવવા માગુ છુ, પરતુ તે પહેલાં ભકિતની મેં જે વ્યાખ્યા કરી તે પુન યાદ કરી જા. જે **અવસ્થામાં મનુષ્યની સઘળી વૃત્તિઓ ઇશ્વરાભિમુખી થાય તે માનસિક અવસ્થાને ભકિત કહેવામાં આવે છે, અથવા તો જે વૃત્તિની પ્રબળતાને લીધે એવી અવસ્થા પ્રાપ્ત થાય તેને ભકિત કહેવામાં આવે** છે હવે વિશેષરૂપે હુ જે કહુ તે એકાગ્રતાપૂર્વક શ્રવણ કર

શ્રીકૃષ્ણ કર્મયોગની પ્રશસા કરતા અર્જુનને કર્મ કરવા પ્રવૃત્ત કરે છે, તે વખતે તેઓ કહે છે કે—

न हि कश्चित् क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥

કોઇ પ્રાણી ક્ષણવાર પણ નિષ્કર્મ બનીને બેસી રહી શકે નહિ, કારણ કે તે પોતે કદાચ કર્મ ન કરે તોપણ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ગુણોને લીધે તેને કર્મમાં પ્રવૃત્ત થઇ થવુ જ પડે.

મતલબ કે તેણે કર્મ તો કરવાંજ જોઇએ પરન્તુ તે કર્મ કયા ?

હુ પૂર્વે કહી ગયો છુ કે પ્રથમ તો કર્મ કહેવાથી વેદોક્ત કર્મજ સમજાતા; અર્થાત્ પોતાના કલ્યાણની કામનાથી દેવતાઓને પ્રસન્ન કરવા માટે જે યજ્ઞયાગાદિ

કરવામા આવે તેનેજ કર્મ એવુ નામ આપવામા આવતુ. મતલબ કે કર્મ એટલે કામ્ય-કર્મ પ્રાચીન વેદોક્ત કર્મની સાથે કૃષ્ણોક્ત ધર્મની ભિન્નતા તથા ઉત્કૃષ્ટતા અહિ યાંથીજ શરૂ થાય છે વેદોક્ત કામ્યકર્મના અનુષ્ઠાનોની નિંદા કરતા શ્રીકૃષ્ણ કહે છે કે –

यामिमां पुष्पितां वाचं प्रवदन्त्यविपश्चितः ।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥
कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥
भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते (૨-૪૨-૪૪)

ભાવાર્થ –હે પાર્થ ! વેદના વાદમાજ મગ્ન રહેનારા અને ભોગ તથા ઐશ્વર્ય વિના બીજુ કાંઇ મેળવવાનુ જ નથી એવુ બોલનારા અજ્ઞાનીઓ માત્ર પુષ્પના જેવી સુશોભિત વાણીને બોલે છે, અને વિષયોનીજ કામનાવાળા તથા સ્વર્ગનેજ સર્વથી શ્રેષ્ઠ માનનારા તે મનુષ્યો ભોગ તથા ઐશ્વર્યની પ્રાપ્તિ કરવાને માટે જન્મ તથા કર્મના ફળને આપનારી એવી અનેક પ્રકારની બહોળી ક્રિયાઓ કરવાનુ કહે છે એવી વાણી સાંભળીને જેઓનું ચિત્ત તે તરફ ખેચાઇ ગયુ હોય એવા ભોગ અને ઐશ્વર્યમા અતિ આસક્તિવાળા મનુષ્યો એવી ક્રિયાઓ કરે તોપણ કાર્યની સિદ્ધિ–અસિદ્ધિ પ્રત્યે રાખવો જોઇતો સમભાવ તેઓની વ્યવસાયવાળી બુદ્ધિમાં ઉપજતો નથી

અર્થાત્ વૈદિક કર્મ અથવા કામ્યકર્મનુ અનુષ્ઠાન એ કાંઇ ધર્મ નથી છતા કર્મ તો કરવાજ જોઇએ. તો પછી કેવા કર્મો કરવાં એવો સ્વાભાવિક રીતેજ પ્રશ્ન ઉદ્ભવે છે તેના ઉત્તરમા શ્રીકૃષ્ણ કહે છે કે જે કર્મ કામનારહિત હોય તેને નિષ્કામ કર્મ કહેવાય, અને એવા નિષ્કામ કર્મ કરવા તેજ સત્ય ધર્મમાર્ગ છે, તેજ સત્ય કર્મનુ અનુષ્ઠાન છે.

શિષ્ય.—નિષ્કામ કર્મ કોને કહેવાય ?

ગુરુઃ—ભગવાન્ પોતેજ નિષ્કામ કર્મનુ આ પ્રમાણે લક્ષણ બોધે છે –

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥ (૨-૪૭)

અર્થાત્–કર્મમાજ તારો અધિકાર છે, કર્મના ફળમા નહિ. કર્મના ફળની આશા તજી દે. કર્મનો ત્યાગ કરી દઇશ નહિ.

સારાંશ કે કર્મ કરવાને આપણે બધાયેલાજ છીએ, પરંતુ કર્મના ફળસબંધી લેશ પણ આકાંક્ષા ન રાખવી જોઇએ.

શિષ્ય.—ફળની આકાંક્ષા ન રહે તો પછી કર્મ કરવાની પ્રવૃત્તિજ કોણ કરે ?

ગુરુઃ—એ પ્રમાણે શંકા થવી સ્વાભાવિક છે એમ ધારીને ભગવાન્ પોતેજ

બીજા શ્લોકમાં તેનું સ્પષ્ટીકરણ કરે છે:-

**योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ।**

અર્થાત્ હે ધનંજય ! સંગને ત્યાગ કરીને અને યોગમાં સ્થિર થઇને કર્મ કર.

શિષ્ય --કાંઇજ સમજાયું નહિ. સંગ એટલે શું ?

ગુરુ --સંગ એટલે આસક્તિ. કર્મમાં આપણને કોઇ પણ પ્રકારનો અનુરાગ કે આસક્તિ ન હોવી જોઇએ.

શિષ્ય --અને યોગસ્થ એટલે શું ?

ગુરુ —બીજા ચરણમાં તેનું પણ સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે –

**सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥**

અર્થાત્—કર્મ તો કરવાંજ, પરંતુ કર્મ સિદ્ધ થાય કે અસિદ્ધ થાય તેમાં સમાન બુદ્ધિ રાખવી. તમારાથી બની શકે તેટલા કર્તવ્યો કરો પરંતુ તેમાં સફળતા કે નિષ્ફળતા પ્રાપ્ત થાય તેને માટે હર્ષ કે શોક કરશો નહિ. આવી રીતે સિદ્ધિ-અસિદ્ધિમાં સમાન બુદ્ધિ રાખવી તેને ભગવાને "યોગ" કહ્યો છે. આ પ્રમાણે યોગમાં સ્થિર થઇને, કર્મમાં આસક્તિશૂન્ય બનીને કર્મનું જે અનુષ્ઠાન કરવું તેને નિષ્કામ કર્માનુષ્ઠાન કહેવામાં આવે છે.

શિષ્ય:—હજી બરાબર સમજાયું નહિ. ધારો કે હું હાથમાં ખાતરીયું લઇને તમારે ત્યાં ખાતર પાડવા ( ચોરી કરવા ) આવ્યો છું. તમે તે વખતે જાગતા હો છો. આથી કરીને હું ચોરી શક્યો નહિ, તેમજ તે માટે મને કાંઇ દુઃખ પણ ન થયું. મેં વિચાર કર્યો કે–"ભલા, ચોરી થઈ તો ઠીક છે, નહિતર કાંઇ નહિ." તે સ્થળે મેં નિષ્કામ ધર્મનું અનુષ્ઠાન કર્યું એમ કહેવાય ?

ગુરુ:—તેં વિચાર કર્યો કે "ચોરી થઇ શકી તો ઠીક છે, નહિતર કાંઇ નહિ." એ વાત બોલવામાં તો ઠીક લાગે છે, પરંતુ જો તું ચોરી કરવાના ખાસ ઉદ્દેશથીજ આવ્યો હો તો તારા મનમાં એવો વિચાર કદાપિ આવવા પામે નહિ, કારણ કે ચોરી કરવાની આકાંક્ષા રાખીને તું ન આવ્યો હો, અર્થાત્ ધનરૂપી ફળ પ્રાપ્ત કરવાની આસક્તિ તારા હૃદયમાં ન હોય તો ચોરી કરવાનો વિચારજ તારાથી ન થઈ શકે. જેને "કર્મ" કહેવામાં આવે છે તેમાં ચોરી વિગેરેનો સમાવેશ નથી થતો, એ વાત પણ તારે લક્ષમાં રાખવી જોઇએ. "કર્મ" એટલે શું એ વાત તને હવે પછી હું સમજાવીશ. છતાં એક ક્ષણભરને માટે માની લઇએ કે ચોરીનો પણ કર્મમાં સમાવેશ થઇ જાય છે, તોપણ એટલી વાત તો ચોક્કસજ છે કે તું અનાસક્તિપૂર્વક ચોરી કરવાને આવ્યો ન હતો. એટલા માટે એવાં કર્માનુષ્ઠાનને સત્ અથવા નિષ્કામ કર્માનુષ્ઠાન કહી શકાય નહિ.

શિષ્ય:—પણ મારી શંકાનું નિવારણ ન થયું. ધારો કે એક બીલાડીની

મારૂ હું ભાણું ચાટવા બેઠો છુ અથવા તો વીલીયમ પી આઇલેંટની માફક દેશનો ઉદ્ધાર કરવા બેઠો છુ આ બન્ને ક્રિયાઓમાં ફળની આકાંક્ષા રહે તે સ્વાભાવિકજ છે.

ગુરુ:—જે જે કર્મ આપણે માટે કર્તવ્યરૂપ હોય તે તે કર્મ, કર્તવ્યપાલન કરવાની બુદ્ધિથીજ થવુ જોઇએ. આહાર તેમજ દેશોદ્ધાર એ તમારો કર્તવ્યધર્મ છે. એટલા માટે તે ધર્મનુ તમારે પાલન કરવુજ જોઇએ. ચોરી એ કાંઇ કર્તવ્ય ધર્મ નથી.

શિષ્ય.—તો પછી કયુ કર્મ કર્તવ્ય છે અને કયુ નહિ, તે કેવી રીતે જાણી શકાય ? જ્યાંસુધી એ વાતનુ જ્ઞાન ન થાય ત્યાંસુધી નિષ્કામ ધર્મનુ મૂળજ ન સમજાય.

ગુરુ:—એ અપૂર્વ ધર્મપ્રણેતાએ કોઈ વાત બાકી રાખી નથી, અનુષ્ઠેય કર્મના સબધમાં તેણે કહ્યુ છે કે–

**यज्ञार्थात् कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबन्धनः ।**
**तदर्थं कर्म कौन्तेय मुक्तसंगः समाचर ॥**

આ સ્થળે યજ્ઞ શબ્દથી ઇશ્વરનુ સૂચન થાય છે મારી વાત ઉપર તને વિશ્વાસ ન બેસતો હોય તો શકરાચાર્યના પોતાનાજ શબ્દો શુ કહે છે તે લક્ષમા લે ઉક્ત શ્લોકના ભાષ્યમાં તેઓ કહે છે કે–“ **यज्ञो वै विष्णुरिति श्रुतेर्यज्ञ ईश्वरस्तदर्थम् ॥**”

હવે ઉક્ત શ્લોકનો નિ.સશય એવો અર્થ થઇ શકે કે–“ ઇશ્વરાર્થે અથવા ઈશ્વરને ઉદ્દેશીને જે કર્મ–તે કર્મ સિવાયના સમસ્ત કર્મોને બન્ધનમાત્રજ સમજવાં–અર્થાત્ બાકીના કર્મો અનુષ્ઠેય ( કરવા યોગ્ય ) નથી.” સારાંશ એજ છે કે આપણે કેવળ ઇશ્વરનેજ ઉદ્દેશીને કર્મો કરવા જોઇએ. આમ કરવાનુ પરિણામ શુ આવે તેની કાંઇ કલ્પના તુ કરી શકે છે ? એથી કરીને તો સઘળી વૃત્તિઓને ઇશ્વરાભિમુખી થયા વિના ચાલેજ નહિ, કારણ કે જો વૃત્તિઓ ઇશ્વરમુખી ન થાય તો ઈશ્વરોદ્દિષ્ટ કર્મજ ન થઇ શકે. આ નિષ્કામ ધર્મને ભક્તિ કહેવામા કાંઇ જાતની હરકત નથી, કારણ કે ભક્તિ એ નિષ્કામ ધર્મનુ નામાતરમાત્ર છે આ રીતે આપણે ભક્તિ અને કર્મ વચ્ચેનુ સામજસ્ય તપાસી ગયા. કર્મની સાથે ભક્તિને જે ઐક્ય છે તે અન્ય સ્થાને એથી પણ વિશેષ સ્પષ્ટ છે.–**मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा । निराशीर्निर्ममो भूत्वा युद्धयस्व विगतज्वरः ॥** અર્થાત્ વિવેકબુદ્ધિથી સકળ કર્મો મને અર્પણ કર અને નિષ્કામ તેમજ મમતા તથા વિકારશૂન્ય બની યુદ્ધ કરવાને તૈયાર થા.

શિષ્ય:—ઇશ્વરને કેવી રીતે કર્મો અર્પણ થઇ શકે ?

ગુરુ:—“ **अध्यात्मचेतसा** ” એ વાક્યની સાથે “ **संन्यस्य** ” શબ્દનો અર્થ સમજી લેવો જોઇએ. “ **अध्यात्मचेतसा** ” શબ્દની વ્યાખ્યા કરતાં ભગવાન્

શ્રીશંકરાચાર્યે લખ્યું છે કે.—" **अहं कर्तेश्वराय भृत्यवत् करोमीत्यनया बुद्ध्या** " અર્થાત્ કર્તા એટલે ઈશ્વરની ખાતર તેના નોકરતરીકે આ કામ કરૂં છુ, એવી બુદ્ધિપૂર્વક જે કર્મ થાય તેજ કર્મ કૃષ્ણને અર્પણ થયેલું ગણાય.

આટલા વિસ્તાર પછી કર્મયોગનુ રહસ્ય તુ સમજી શક્યો હોઈશ, એમ હુ ધારૂ છુ તોપણ સારાંશરૂપે એકવાર પુન કહી જઈશ પ્રથમ વાત તો એજ કે કર્મ કર્યા વિના કોઈથી રહી શકાય તેમજ નથી. પરતુ કર્મ શબ્દથી અનુષ્ઠેય કર્મજ સમજવા જોઈએ. જે કર્મ ઈશ્વરોદ્દિષ્ટ ( ઈશ્વરાર્પણ બુદ્ધિયુક્ત ) કિંવા ઈશ્વરાભિપ્રેત ( ઈશ્વરે ઉપદેશેલા ) હોય તેજ કર્મ અનુષ્ઠેય અથવા કર્તવ્ય લેખાય. તે કર્મ પણ આસક્તિરહિતપણે કરવા જોઈએ, તેની સિદ્ધિ તથા અસિદ્ધિમા સમાન બુદ્ધિ રાખવી જોઈએ, અને તે કર્મો ઈશ્વરને અર્પણ કરવા જોઈએ, અર્થાત્ મારા સ્વામીની વતી એક નોકરતરીકે હુ આ કામ કરૂં છુ એવી બુદ્ધિથી કર્મ કરવા જોઈએ જ્યારે આ પ્રમાણે કર્તવ્ય-કર્મો થવા લાગે ત્યારે કર્મયોગ સિદ્ધ થયો, એમ સમજી લેવુ

જ્યારે ઈશ્વરાર્થે કર્મો કરવા લાગીએ ત્યારે આપણે આપણી શારીરિક વૃત્તિ ઓને પણ ઈશ્વર પ્રત્યે વાળવી જોઈએ, એ સ્વાભાવિક છે અને તેથી આ પ્રમાણેનો કર્મયોગ તે પ્રકારાંતરે ભક્તિયોગજ બની રહે છે, એમ કહીએ તો અત્યુક્તિ નથી કર્મની સાથે ભક્તિને કેટલુ ઐક્ય છે તે વિચાર કરવાથી બહુજ સ્પષ્ટ થવા યોગ્ય છે આવો અપૂર્વ ધર્મ, આવું અપૂર્વ ઐક્ય કેવળ ગીતામાંજ દૃષ્ટિગોચર થાય છે આવી અદ્ભુત ધર્મવ્યાખ્યા કોઈ પણ દેશમાં, કોઈ કાળે, કોઈએ કરી હોય એમ મારા જાણવામાં નથી ગીતોક્ત ધર્મની વ્યાખ્યા હજી પૂર્ણ થઈ નથી, કારણ કે કર્મયોગમાંજ ધર્મની સમાપ્તિ નથી. કર્મ એ તો ધર્મનુ પ્રથમજ પગથિયુ છે આવતી કાલે હુ તને જ્ઞાનયોગનું રહસ્ય સમજાવવાનો પ્રયત્ન કરીશ

---

# अध्याय १५ मो—भगवद्गीतानुं ज्ञान

ગુરુ—હવે જ્ઞાન સબધી ભગવાન શ્રીકૃષ્ણના ઉપદેશોનો સારાંશ કહું તે શ્રવણ કર કર્મનો વિષય સપૂર્ણ કરી, ચતુર્થ અધ્યાયમાં પોતાના અવતારવિષયક કથન સમયે તેઓ કહે છે કે:—

**वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।**
**बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥**

ભાવાર્થ:—રાગ, ભય અને ક્રોધ જેના ટળી ગયા છે એવા મારારૂપ થયેલા, મારે આશ્રયે રહેલા અને જ્ઞાનરૂપી તપથી શુદ્ધ થયેલા બહુ મનુષ્યો મારા ઇશ્વર સ્વરૂપને પામ્યા છે.

શિષ્ય:—એ જ્ઞાન કેવા પ્રકારનું ?

ગુરુ:—જે જ્ઞાનના પ્રતાપે જીવ સમસ્ત ભૂતમાત્રને પોતાના આત્મામાં અથવા ઇશ્વરમા જોઇ શકે તે જેમકે:—

**येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ।**

અર્થાત્ જે જ્ઞાન સમગ્ર ભૂતમાત્ર મારામાં (ઇશ્વરમાં) તેમજ પોતાના આત્મામા રહેલાં સમજાય તે જ્ઞાન

શિષ્ય:—તે જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત કરવુ ?

ગુરુ:—ભગવાને પોતે તેનો ઉપાય આ પ્રમાણે બતાવ્યો છે:—

**तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया**
**उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥**

અર્થાત્—પ્રણિપાત, પ્રશ્ન, અને સેવાદ્વારા જ્ઞાની–તત્ત્વદર્શીઓ પાસેથી તે શીખવુ જોઇએ.

શિષ્ય:—હું આપને સેવાદ્વારા પરિતુષ્ટ કરી પ્રણિપાત તેમજ પરિપ્રશ્નસહિત પ્રાર્થના કરૂં છુ કે મને તે જ્ઞાનનો ઉપદેશ આપો.

ગુરુ:—મારાથી તે બની શકે નહિ, કારણ કે હું જ્ઞાની નથી તેમજ તત્ત્વદર્શી પણ નથી. છતા સ્થૂળ વાત કહેવામા હરકત નથી હુ તને પૂછુ છુ કે "જ્ઞાનદ્વારા સમસ્ત ભૂત માત્રને પોતાનામા તેમજ ઇશ્વરમા જોઇશ" તે વાક્યમા કયા કયા પદાર્થોનો પરસ્પર સબધ છે

શિષ્ય:—ભૂત, હું, અને ઇશ્વર.

ગુરુ:—ભૂતને જાણવાનું શુ સાધન છે ?

શિષ્ય:—બાહ્યવિજ્ઞાનશાસ્ત્ર.

ગુરુ:—અર્થાત્ આ વીસમી સદીમાં ગણિત, જ્યોતિષ, પદાર્થતત્ત્વ અને રસાયણ. ('મેથમેટીક્સ, એસ્ટ્રોનોમી, ફીઝીક્સ, કેમીસ્ટ્રી.') આદિ શાસ્ત્રો જાણવાં આવશ્યક છે. એવા શાસ્ત્રીય જ્ઞાન માટે આપણે પાશ્ચાત્ય વિદ્વાનોને ગુરુપદે સ્થાપવા જોઇએ. ત્યાર પછી હવે કહે જોઇએ કે "આપણને–પોતાને" જાણવાનુ શુ સાધન છે?

શિષ્ય—બહિર્વિજ્ઞાન અને અતર્વિજ્ઞાન.

ગુરુ:—અર્થાત્ છેલ્લાં બે શાસ્ત્રો (બાયોલોજી, સોશીયોલોજી) પ્રકૃતિવિજ્ઞાન તથા સમાજવિજ્ઞાનનું જ્ઞાન આવશ્યક છે. આ જ્ઞાન પણ આપણને પાશ્ચાત્ય ગુરુઓ પાસેથીજ મળી શકે તેમ છે

શિષ્ય —હવે, ઇશ્વરને જાણવાનુ શુ સાધન છે ?

ગુરુ —હિદુશાસ્ત્ર ઉપનિષદો, દર્શનશાસ્ત્રો, પુરાણો, ઇતિહાસગ્રથો તથા મુખ્યત ગીતા

શિષ્ય—એટલે કે જગતમાં જે જે જ્ઞેય પદાર્થો છે તે સર્વ આપણે જાણવાં જોઇએ આજપર્યંત પૃથ્વીમા જેટલા પ્રકારનુ જ્ઞાન પ્રચલિત થયુ છે તે સર્વ જ્ઞાન આપણે સપાદિત કરવુ જોઇએ ત્યારે શુ જ્ઞાન શબ્દનો અહીંઆ બહુ સાધારણ અર્થમા વ્યવહાર થયો છે ?

ગુરુ —હુ પૂર્વે કહી ગયો છુ તેનુ પુન સ્મરણ કર મેં કહ્યુ હતુ કે જ્ઞાનાર્જની વૃત્તિઓની બરાબર સ્ફુર્તિ તથા ઉન્નતિ થવી જોઇએ જ્યાંસુધી સર્વ પ્રકારનાં જ્ઞાનોની આંપણે ચર્ચા ન કરીએ અથવા રસપૂર્વક તેમાં ભાગ ન લઇએ ત્યાંસુધી જ્ઞાનાર્જની વૃત્તિઓનુ સપૂર્ણ અનુશીલન અથવા ખીલવણી થાય નહિ. હવે જ્ઞાનાર્જની વૃત્તિનુ યોગ્ય સ્ફુરણ થયા પછી જો અનુશીલન-ધર્મની વ્યવસ્થાને અનુસરી તે જ્ઞાનાર્જની વૃત્તિઓ ભક્તિને આધીન થઇ ઈશ્વરમુખી થાય તોજ તે ગીતોક્ત જ્ઞાનની પ્રાપ્તિ કરી શકે કર્મયોગ જેવી રીતે અનુશીલનધર્મમા સમાઇ જાય છે તેવીજ રીતે જ્ઞાનયોગ પણ અનુશીલનધર્મમાજ સમાઈ જાય છે.

શિષ્ય:—અનુશીલનધર્મનુ રહસ્ય હવે કાઇક સમજાય છે અત્યારસુધી અનુશીલનવાદને હુ જૂદાજ રૂપમા સમજ્યો હતો.

ગુરુ:—હમણાં વિષયાતરને રહેવા દે આપણે આજે જ્ઞાનયોગ સમજવાનોજ પ્રયત્ન કરવો જોઇએ.

શિષ્ય:—જ્ઞાનમાજ ધર્મની સપૂર્ણતા જો આવી જતી હોય તો તો પછી પડિતોનેજ ધાર્મિક પુરુષો માની લેવા જોઇએ

ગુરુ —પાંડિત્યમા અને જ્ઞાનમા જમીન આસમાન જેટલો તફાવત છે એ વાત હુ તને પૂર્વે કહી ગયો છુ જે વ્યક્તિ ઇશ્વરનુ સ્વરૂપ સમજે છે તથા ઈશ્વર અને જગત્ ની સાથે પોતાને કેવો સબધ છે તે જાણે છે, તે વ્યક્તિ કેવળ પંડિતજ નથી, પરન્તુ જ્ઞાની પણ છે પાંડિત્ય વિના અનેક સત્પુરુષો જ્ઞાનીનું પવિત્ર પદ શોભાવી ગયા છે. કેવળ જ્ઞાનવડેજ તેને પોતાને (ઇશ્વરને) પામી શકાય છે, એમ શ્રીકૃષ્ણે પોતે પણ ક્યાંઇ કહ્યુ નથી તેઓ ખુલ્લા રીતે જાહેર કરે છે કે:—

**वीतरागभयक्रोधाः मन्मया मामुपाश्रिताः ।**
**बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥**

અર્થાત્—જેઓએ પોતાના ચિત્ત ઉપર સયમ કર્યો છે, ઇશ્વરપરાયણ છે, તેઓ જ્ઞાનદ્વારા પવિત્ર બનીને મારા ભાવને પ્રાપ્ત કરી શકે છે. મતલબ કે કેવળ જ્ઞાનદ્વારાજ તેની પ્રાપ્તિ થઇ શકે છે, એવો કૃષ્ણોક્ત ધર્મનો મુદ્દલ આશય નથી.

જ્ઞાન અને કર્મ ઉભયનો સંયોગ જોઇએ. એકલું જ્ઞાન જેમ ઉપયોગી નથી તેમ એકલું કર્મ પણ ઉપયોગી નથી.* કર્મદ્વારાજ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે, એટલાજ માટે સ્વયં ભગવાન્ કહે છે કે:—

आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।

અર્થાત્—જ્ઞાનયોગમાં આરૂઢ થવા ઇચ્છનારને માટે કર્મજ ઉપયોગી-કારણભૂત છે. મતલબ કે કર્માનુષ્ઠાનદ્વારા જ્ઞાનપ્રાપ્તિ કરવી જોઇએ આ સ્થળે ભગવદ્વાક્યનો અર્થ એવો કરવાનો છે કે કર્મયોગ સિવાય ચિત્તશુદ્ધિ થઇ શકે નહિ, અને ચિત્તશુદ્ધિ ન થઇ હોય ત્યાંસુધી જ્ઞાનયોગપ્રતિ ગતિ થઇ શકે નહિ.

શિષ્ય:—તો શું કર્મદ્વારા જ્ઞાનની પ્રાપ્તિ કર્યા પછી કર્મનો ત્યાગ કરી દેવો જોઇએ?

ગુરુ:—નહિ, બન્નેનો સંયોગ તથા બન્નેની યથાયોગ્યતા સાચવવી જોઇએ ગીતામાં કહ્યું છે કે:—

योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।
आत्मवंतं न कर्माणि निबध्नन्ति धनंजय ॥

અર્થાત્—હે ધનંજય! જેણે યોગવડે કર્મોનો સંન્યાસ (ત્યાગ) કર્યો છે તેને, અને જ્ઞાનવડે જેના સંશયો છેદાઈ ગયા છે તેને તથા આત્મામાં નિષ્ઠાવાળા પુરુષને કર્મો બાંધી શકતા નથી.

એટલાજ માટે મુખ્યત બે વસ્તુઓ જરૂરની છે (૧) કર્મનો સંન્યાસ અથવા ઇશ્વરાર્પણ, અને (૨) જ્ઞાનદ્વારા સંશયછેદન આ પ્રમાણે જ્ઞાનવાદ અને કર્મવાદના વિવાદનો નિવેડો આણી શકાય તેમ છે, તેમજ ધર્મની વ્યાખ્યા પણ તેથી સંપૂર્ણ થાય છે. ગીતાકારે સઘળા વિવાદોના નિર્ણયપૂર્વક જે અપૂર્વ-નૂતન ધર્મ પ્રબોધ્યો છે તેનું યથાર્થ માહાત્મ્ય આવાજ સ્થળે સ્પષ્ટ થાય છે તમારા કર્મો ઇશ્વરને અર્પણ કરો, અને કર્મદ્વારા જ્ઞાનપ્રાપ્તિ કરી પરમાર્થ-તત્ત્વસંબંધી તમારા સંશયોને છેદી નાખો, એ પ્રમાણેના ઉપદેશમાં જ્ઞાન અને ભક્તિ ઉભયનો સંયોગ થઇ જાય છે, એમ કહેવાની જરૂર નથી.

* આ સિદ્ધાંત જ્ઞાનવાદી શ્રીશંકરાચાર્યના મતથી વિરુદ્ધ છે એમ કહેવાની જરૂર નથી. તેમના મતાનુસાર જ્ઞાનમાં કર્મને તિલમાત્ર સ્થાન નથી. ઉદાર વિચારવાળા સુશિક્ષિત વર્ગો સિવાય, શ્રીશંકરાચાર્યના મતથી વિરુદ્ધ જણાતું અમારું આ કથન વર્તમાનકાળે કોઇ સાંભળશે નહિ, એ અમારા લક્ષ બહાર નથી શ્રીધર સ્વામી જેવા ભક્તિવાદીઓ શ્રીશંકરાચાર્યના અનુવર્તી નથી, એટલુંજ નહિ પણ પોતાના પૂર્વગામી આચાર્યોના મતનું ખંડન કરવા કિંવા પોતાના પક્ષનું સમર્થન કરવા શ્રીશંકરાચાર્યને પોતાના ભાષ્યમાં અનેક સ્થળે વિસ્તાર કરવો પડ્યો છે, એ વાત પણ પ્રસંગોપાત અમારે કહી દેવી જોઇએ.

तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।
गच्छन्त्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥

ભાવાર્થ:-ઇશ્વરમાંજ જેમની બુદ્ધિ છે, ઇશ્વરમાંજ જેમનો આત્મા છે, ઇશ્વરમાંજ જેમની નિષ્ઠા છે, અને જેઓ ઇશ્વરપરાયણજ છે, તેમના પાપો જ્ઞાનવડે ધોવાઇ જાય છે અને તેઓ પુનર્જન્મરહિત મોક્ષપદને પામે છે

શિષ્ય:—જ્ઞાન અને કર્મની સાથે-સમવાયપણેજ ભક્તિ રહેલી છે, એ વાત હવે મારાથી સમજાય છે કર્મને માટે કાર્યકારિણી અને શારીરિક વૃત્તિઓની ઉપયુક્ત સ્ફુર્તિ તથા પરિણતિ જરૂરની છે તેની સાથે તે વૃત્તિઓને ઇશ્વરાનુગામી બનાવવાની પણ તેટલીજ જરૂર છે. જ્ઞાનને માટે પણ જ્ઞાનાર્જની વૃત્તિઓની તેજ પ્રમાણે સ્ફુર્તિ તથા પરિણતિ જેટલી જરૂરની છે, તેટલીજ તેને ઇશ્વરમુખી બનાવવાની જરૂર છે આ બને વિષયો બહુજ સ્પષ્ટ થયા પણ ચિત્તરંજિની વૃત્તિનુ શુ કરવુ ?

ગુરુ—તેનુ પણ તેજ પ્રમાણે સમજી લેવુ. પરંતુ તે વિષે વિસ્તારથી બોલવાનુ હજી બાકી છે હાલ તુરત તો મે ઉપર કહ્યુ તેજ ચિત્તરંજિની વૃત્તિસબંધે પણ સમજી લેવુ

શિષ્ય—આપણી સમસ્ત વૃત્તિઓને યથાયોગ્ય સ્ફુર્તિ તથા પરિણતિયુક્ત કરી તેમને ઇશ્વરમુખી કરવી, એજ ગીતોક્ત જ્ઞાનયોગ અને કર્મયોગ એ વાત હવે સ્પષ્ટ જણાય છે અને જ્ઞાન તથા કર્મનો સયોગ તેજ ભક્તિ મનુષ્યત્વ અને અનુશીલનધર્મસબધે પૂર્વે મને જે આપે ઉપદેશ કર્યો હતો તે આ ગીતોક્ત ધર્મનીજ નૂતન વ્યાખ્યા હોય એમ મને લાગે છે

ગુરુ—ક્રમે ક્રમે એ વાત વધારે સ્પષ્ટ થતી જશે

# अध्याय १६ मो-भगवद्गीतानो संन्यास

ગુરુ—ત્યાર પછીની એક વાત સાંભળી લે. યુવાવસ્થામા જ્ઞાનાર્જન કરવુ અને મધ્યવયે ગૃહસ્થાશ્રમમાં રહી કર્મ કરવાં એવી હિંદુશાસ્ત્રની આજ્ઞા છે, પરંતુ ગીતોક્ત ધર્મમાં તેવી ખાસ આજ્ઞા નથી ગીતોક્ત ધર્મ તો કર્મદ્વારા જ્ઞાનની પ્રાપ્તિ કરવી એજ ઉપદેશ આપી રહ્યો છે અને એ વાત સત્ય પણ લાગે છે; કારણ કે કેવળ અધ્યયનવડે જ્ઞાનની પ્રાપ્તિ થઇ શકતી નથી. તે ગમે તેમ હો. મનુષ્યને માટે જીવનમાં એક સમય એવો આવે છે કે જે સમયે તેને જ્ઞાનની પ્રાપ્તિ થઇ ચૂકી હોય છે, અને કર્મ કરવાનો અવકાશ અથવા તો શક્તિ કે આવશ્યકતા તેને હોતી નથી. આવી અવસ્થામાંજ તૃતીય અથવા ચતુર્થ આશ્રમનો સ્વીકાર કરવાનુ હિંદુશાસ્ત્રો

કહે છે. સાધારણ રીતે તેને સન્યાસ કહેવામાં આવે છે. " કર્મનો ત્યાગ કરવો " એ સન્યાસીઓનુ સ્થૂલ કર્તવ્ય છે. મુક્તિના ઉપાય તરીકે સ્વય ભગવાને પણ તેજ માર્ગનો ઉપદેશ કર્યો છે. તે સિવાય તેમણે એમ પણ કહ્યુ છે કે " જો તમારે જ્ઞાનયોગમાં આરૂઢ થવુ હોય તો 'કર્મ' એજ તમારે માટે આવશ્યક છે, પરતુ જો જ્ઞાનયોગમા આરૂઢ થઇ ચૂક્યા હો તો 'કર્મત્યાગ' એજ સહાયરૂપ છે "

आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥

અર્થાત્—યોગની ઇચ્છાવાળા મુનિને માટે નિષ્કામ કર્મજ સાધન કહેવાય છે, અને યોગમાં આરૂઢ થયેલા મુનિને માટે શમ–સકલ્પનો ત્યાગ–એજ સાધન કહેવાય છે.

શિષ્યઃ—પરતુ કર્મત્યાગ અને સસારત્યાગ એ બન્ને શું એકજ અર્થનું સૂચન કરે છે? જો તેમજ હોય તો તો સસારત્યાગ પણ એક પ્રકારનો ધર્મજ ગણાય! જ્ઞાનીને માટે શુ તેજ કર્તવ્ય છે?

ગુરુઃ—પૂર્વગામી શાસ્ત્રોનો સિદ્ધાંત તો તેજ છે. જ્ઞાનીની સાધનામાં તેનો પોતાનો કર્મત્યાગ સહાયભૂત બને છે એ વાત સત્ય પણ છે સ્વયં ભગવદ્દવાક્ય તેને ટેકો આપે છે, પરંતુ કર્મયોગવડે ચિત્તશુદ્ધિરૂપ યોગ્યતા મેળવ્યા વિનાજ હરકોઇએ કર્મનો ત્યાગ કરી દેવો અથવા સસારને તિલાંજલિ આપી દેવી, એવી કૃષ્ણોક્ત પુણ્યમય ધર્મની શિક્ષા નથી. ભગવાને કર્મયોગ અને કર્મત્યાગ એ ઉભયને મુક્તિનાં સાધન કહ્યાં છે, પરતુ તેમાં શ્રેષ્ઠતા તો કર્મયોગનેજ આપવામાં આવી છે.

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।
तयोस्तु कर्मसंन्यासात् कर्मयोगो विशिष्यते ॥

ભાવાર્થઃ—કર્મસન્યાસ અને કર્મયોગ એ બને માર્ગો નિશ્ચય કલ્યાણને કરનારા છે, પણ તેમા કર્મસન્યાસથી કર્મયોગ–કર્મ કરવાં તેજ શ્રેષ્ઠ છે.

શિષ્ય—એવુ તો કોઈ કાળે બને નહિ. રોગને દૂર કરવો એ જો ઇચ્છવા યોગ્ય હોય તો રોગનો હુમલો કદાપિ આવકારદાયક લેખી શકાય નહિ. કર્મત્યાગનો માર્ગ જો ઠીક ગણાતો હોય તો પછી કર્મયોગનો માર્ગ કદાપિ શ્રેષ્ઠ હોઇ શકે નહિ.

ગુરુઃ—કર્મ કરવા છતાં જો કર્મત્યાગનુ ફળ મળી શકતુ હોય તો?

શિષ્ય.—તો તો પછી કર્મયોગજ શ્રેષ્ઠ; કારણ કે તેમ કરવાથી તો કર્મયોગ અને કર્મત્યાગ ઉભયનું એકીસાથે ફળ મળી જાય.

ગુરુઃ—ત્યારે યથાર્થ વસ્તુ પણ તેજ છે. પૂર્વગામી હિંદુધર્મનો ઉપદેશ એવો છે કે કર્મત્યાગપૂર્વક સંન્યાસ ગ્રહણ કરો. ગીતા એવો પ્રબોધ કરે છે કે કર્મ એવા ચિત્તથી કરો કે કર્મ કરવા છતા સંન્યાસનું ફળ મળી શકે. નિષ્કામ કર્મ કરવાં એજ યથાર્થ સંન્યાસ છે.

ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न कांक्षति ।
निर्द्वन्द्वो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते ॥
सांख्ययोगौ पृथग् बालाः प्रवदंति न पंडिताः ।
एकमप्यास्थितः सम्यगुभयोर्विंदते फलम् ॥
यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥
संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।
योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥ ( અ. ૫-૩થી૬.)

અર્થાત્ જે મનુષ્ય દ્વેષ કરતો નથી તેમજ ઇચ્છાયે કરતો નથી તેને સદાએ સન્યાસીજ જાણુવો, કેમકે હે મહાબાહો ! એવો રાગદ્વેષરહિત નિર્દ્વંદ્વ પુરુષ સુખપૂર્વક બંધથી મુક્ત થાય છે. ( સાંખ્ય ) સન્યાસ અને ( કર્મ ) કર્મયોગ એ બને જૂદા જૂદા છે એવુ તો બાળકો એટલે અજ્ઞાની મનુષ્યોજ કહે છે– પંડિતો નહિ, કારણુ કે એ બેમાંથી કોઇ પણુ એક માર્ગને યથાર્થ રીતે આચરનારો મનુષ્ય બને માર્ગના ફળને પામે છે. જે મોક્ષસ્થાન× સાંખ્ય–સંન્યાસ–વડે પમાય છે તે સ્થાન યોગથી ( કર્મયોગથી ) પણુ પમાય છે, માટે સાંખ્યને અને યોગને જે એક જાણે છે તેજ યથાર્થ જાણે છે, છતાં હે મહાબાહો ! કર્મયોગ વિનાનો સંન્યાસ તો દુઃખ પામવાને માટેજ છે. કેમકે કર્મયોગવાળો સન્યાસી થોડા વખતમાજ બ્રહ્મને પામે છે મતલબ કે જે મનુષ્ય અનુષ્ઠેય કર્મો કરવા છતાં ચિત્તથી નિષ્કામ રહે છે, અથવા તો હૃદયમા કર્મસબધે સન્યાસી બની રહે છે તેજ યથાર્થ ધાર્મિક મનુષ્ય છે

શિષ્ય —આવો પરમ પવિત્ર વૈષ્ણુવ ધર્મ ત્યજી દઇને લંગોટીવાળા બાવાઓ શામાટે આમ તેમ રખડવા બહાર નીકળી પડયા હશે તે સમજાતુ નથી પાશ્ચાત્યો જેને 'અૅસેટીસીઝમ' કહે છે તેવો અર્થ વૈરાગ્ય શબ્દમાંથી નીકળતો નથી એ વાત હવે મને સમજાવવાની જરૂર નથી ગીતોક્ત પરમ પવિત્ર ધર્મમાં વૈરાગી આચાર્યના જુલમને સ્થાન નથી, તેમજ તેના જેવો પવિત્ર, સર્વવ્યાપી અને ઉન્નતિશીલ વૈરાગ્યધર્મ જગતમાં અન્ય કોઇ નથી એવો હવે મારો વિશ્વાસ બધાયો છે. ગીતોક્ત પવિત્ર વૈરાગ્ય પાસે કિવા સકર્મ વૈરાગ્ય પાસે ધર્માચાર્યોની જુલમી સત્તા નભી શકતી નથી ગીતા જેવા સરળ–અપૂર્વ ધર્મશાસ્ત્રને એક બાજુએ મૂકી દઇને લોકો વેદમાં, સ્મૃતિમાં, બાઇબલમા તથા કુરાનમાં શામાટે ધર્મની શોધ કરતા હશે તે મારાથી સમજાતુ નથી. ગીતોક્ત ધર્મના પ્રચારક જેવા ધર્મવેત્તા પુરુષ પાસે બીજો કોઈ ધર્મવેત્તા ઉભો રહી શકે નહિ. ભલા, એ દૈવીધર્મપ્રણેતા કોણુ હશે ?

×"સાંખ્ય" એ શબ્દના અર્થ માટે જેને શકા હોય તેણે શાંકરભાષ્ય જોવુ.
મૂળ લેખક

ગુરુઃ—કુરુક્ષેત્રના યુદ્ધ સમયે શ્રીકૃષ્ણે અર્જુનના રથ ઉપર ચઢી આવો ઉપદેશ કર્યો હતો, એમ જે કહેવાય છે તે ઉપર મને વિશ્વાસ નથી, કારણ કે વિશ્વાસ નહિ રાખવાના અનેક સબળ હેતુઓ મળી આવે છે ગીતા એ મહાભારતમા પ્રક્ષિપ્ત અંશ છે, એમ મારૂ માનવુ છે, પણ ગીતોક્તધર્મના કર્તા કૃષ્ણજ છે એ સબંધે મને લેશમાત્ર શકા નથી. તેના અનેક સબળ કારણો પણ છે. અત્યારે તુ જોઇ શકશે કે એ પવિત્ર–પુણ્યમય ઉપદેશના પ્રતાપે નિષ્કામ ધર્મનો જગતમાં વિશાળ પ્રચાર થતો જાય છે. માનવ–જીવન નિષ્કામધર્મની આરાધનાવડે સફળ કરવાની પવિત્ર ભાવનાઓ પ્રસરતી જાય છે, એટલુંજ નહિ પણ નીતિ અને ધર્મમા પણ એજ નિષ્કામ ધર્મના પવિત્ર અંશો પ્રવેશ કરી ચૂક્યા છે. વસ્તુત કામ્ય કર્મનો ત્યાગ એજ સન્યાસ અથવા તો નિષ્કામ કર્મ કરવાં તેનુજ બીજુ નામ સંન્યાસ નિષ્કામ કર્મનો પણ ત્યાગ કરવો એને સન્યાસ કહી શકાય નહિ.

**काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।**
**सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणा ॥**

અર્થાત્ વિદ્વાનો સકામ કર્મોના ત્યાગને સન્યાસ જાણે છે, અને વિચક્ષણ પુરુષો સર્વ કર્મના ફળના ત્યાગને સન્યાસ કહે છે.

જે દિવસે યૂરોપીય વિજ્ઞાન અને શિલ્પ, તથા ભારતવર્ષનો આ નિષ્કામધર્મ એ બન્ને એકત્ર થશે ત્યારે આ સસાર સ્વર્ગ સમાન બનશે, અને મનુષ્યો દેવ સમાન બનશે. ત્યાર પછી વિજ્ઞાન અને શિલ્પના નિષ્કામ પ્રયોગો થવા લાગશે, અને વિજ્ઞાનાદિ વિદ્યાઓનો સકામ વ્યવહાર કેવી રીતે કરવો તેની કોઇને કલ્પના પણ આવશે નહિ

શિષ્યઃ—મનુષ્યોના ભાગ્યમાં એવો દિવસ કોઇ કાળે આવશે ખરો ?

ગુરુ—તમે લોકો આર્યપુત્રો છો, તે કેમ ભૂલી જાઓ છો ? તમારાથી શુ અસાધ્ય છે ? તમે જે કાંઇ ધારો તે કરી શકો તેમ છો તમે દઢ ધારણા કરો તો સમસ્ત પૃથિવીના દોરનાર બની શકો. જો તમારા હૃદયમા આવી મહત્ત્વાકાંક્ષા તથા આત્મબળ ન હોય તો મારો આ સર્વ બકવાદ નિષ્ફળ છે અસ્તુ. હવે, ગીતોક્ત સન્યાસવાદનું યથાર્થ તાત્પર્ય તુ શુ સમજ્યો ? કર્મરહિત સન્યાસ એ હલકી કોટીનો સંન્યાસ છે, એજ આજની આપણી ધર્મવ્યાખ્યાનો નિષ્કર્ષ છે. ભક્તિયુક્ત કિવા ભક્ત્યાત્મક કર્મો આપણે કરવાં જોઇએ એ વાત હું તને પૂર્વે કહી ગયો છુ એટલા માટે ગીતોક્ત સંન્યાસનું પણ અંતિમ તાત્પર્ય તો એજ નીકળી શકે કે ભક્ત્યાત્મક કર્મયુક્ત સંન્યાસ એજ યથાર્થ સંન્યાસ છે

# अध्याय १७ मो–भक्ति–ध्यान–विज्ञानादि



ગુરુ —ભગવદ્‌ગીતાના પ્રથમ પાંચ અધ્યાયોવિષે હુ વિવેચન કરી ચૂક્યો છુ. પ્રથમ અધ્યાયમાં સૈન્યદર્શન, બીજા અધ્યાયમાં જ્ઞાનયોગનો સ્થૂલ આભાસ, અથવા તો સાંખ્ય યોગ ત્રીજા અધ્યાયમાં કર્મયોગ, ચોથા અધ્યાયમાં જ્ઞાન–કર્મસન્યાસયોગ, અને પાંચમા અધ્યાયમાં સન્યાસયોગ વિગેરે વિષયો આવી જાય છે છઠ્ઠો અધ્યાય ધ્યાનયોગનો છે ધ્યાન એ જ્ઞાનવાદીઓનુ અનુષ્ઠાન છે, તેથી તેનુ જૂદુ વિવેચન કરવાની જરૂર રહેતી નથી આ અધ્યાયમાં યોગ કોને કહેવાય તેનાં લક્ષણો આપવામાં આવ્યાં છે જે અવસ્થામા યોગાનુષ્ઠાનદ્વારા ચિત્તનો નિરોધ થાય, જે અવસ્થામા વિશુદ્ધ અત - કરણદ્વારા આત્મદર્શન થવાથી, આત્મામાજ પરિતૃપ્તિ અનુભવાય અને જે અવસ્થામાં કેવળ બુદ્ધિવડેજ પ્રાપ્ત થઇ શકે એવુ અતીન્દ્રિય–આત્યતિક સુખ પ્રાપ્ત થાય, એટલુજ નહિ પણ જે અવસ્થામાં એક સમય સ્થિતિ થયા પછી પાછુ ફરવાપણું રહેતું નથી અને જે અવસ્થામા પ્રાપ્ત થતા સુખની તુલના કોઇ પણ વસ્તુની સાથે થઇ શકતી નથી, તેમજ ગમે તેવુ ભારે દુ ખ પણ જે અવસ્થામાંથી મનુષ્યને વિચલિત કરી શકતુ નથી, તે અવસ્થાને " યોગ " એવું નામ આપવામાં આવ્યુ છે. કેવળ નેતી–ધોતી, મુદ્રા, આસન, કે પ્રાણાયામ જેવાં સ્થૂળ સાધનોથીજ યોગદશા પ્રાપ્ત થતી નથી; પરતુ

योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।
श्रद्धावान् भजते यो मां स मे युक्ततमो मतः ॥

અર્થાત્ જે યોગી મારામાંજ મન રાખીને શ્રદ્ધાપૂર્વક મને ભજે છે તેને મે યોગયુક્ત વ્યક્તિઓમાં સર્વોત્તમ યોગી માનેલો છે આ ભગવદુક્તિ સાભળ્યા પછી હવે તને ખાત્રી થઇ હશે કે ગીતોક્ત જ્ઞાન, કર્મ, ધ્યાન કે સંન્યાસ વિગેરે ધર્મોમાંનો એકકે ધર્મ ભક્તિવિના સપૂર્ણતા પ્રાપ્ત કરી શકે નહિ. ભક્તિ એજ સર્વ રહસ્યોનો અને સર્વ તત્ત્વોનો એકમાત્ર નિષ્કર્ષ છે

સાતમો અધ્યાય વિજ્ઞાનયોગસબધી છે. તેમા ઇશ્વર પોતે પોતાના સ્વરૂપનુ સ્પષ્ટીકરણ કરી બતાવે છે જો કે તે સ્થળે ભગવાન્ પોતે પોતાના નિર્ગુણ અને સગુણ ભાવનુ વર્ણન કરે છે, તથાપિ તેની સાથે એટલુ પણ ખુલ્લી રીતે કહી દે છે કે ભક્તિ સિવાય મને પ્રાપ્ત કરવાનો એકકે ઉપાય નથી. મતલબ કે ભક્તિ બ્રહ્મજ્ઞાનમા પણ સહાયક છે.

આઠમા અધ્યાયમાં તારકબ્રહ્મયોગ આવે છે એ પણ એક પ્રકારનો સપૂર્ણ ભક્તિયોગ છે આ અધ્યાયમા મુખ્યત્વે ઇશ્વરપ્રાપ્તિના સ્થૂલ ઉપાયોનુ વર્ણન છે.

તે ઉપરથી પણ સિદ્ધ થાય છે કે ભક્તિ સિવાય તેને પ્રાપ્ત કરવાનો બીજો એકકે ઉત્તમ માર્ગ નથી.

નવમા અધ્યાયમાં વિખ્યાત રાજગુહ્યયોગને સ્થાન આપવામા આવ્યુ છે આ અધ્યાયમાં ઘણીખરી વાતો અતિશય મનોહારિણી છે અત્યાર પૂર્વે જગદીશ્વર એક અતિશય મનોહર ઉપમાદ્વારા, જગતની સાથેનો પોતાનો સબધ દર્શાવી ચૂક્યા છે. અર્થાત્—એક સૂત્રના દોરામા જેવી રીતે અનેક મણિઓ ગુથાયલા હોય છે, તેવીજ રીતે આ સમસ્ત વિશ્વ એક મારાવડેજ ગ્રથિત થયેલુ છે એમ કહ્યુ છે પ્રસ્તુત નવમા અધ્યાયમા એક બહુજ સુદર ઉપમા આપવામા આવી છે જેમ –

" સર્વ ભૂતમાત્રનુ પાલન તથા ધારણ મારો આત્માજ કરી રહ્યો છે છતા મારો આત્મા કોઇ ભૂતોમાજ આવી રહેતો નથી જેમ મહાન્ અને સર્વત્ર ગતિ કરનારો વાયુ તેથી પણ મહાન્ એવા આકાશમાં નિત્ય રહેલો છે તે રીતે સર્વ ભૂતો મારામા સમાઇ રહેલાં છે, પણ હુ ભૂતોમાં સમાઇ રહેલો નથી. " હર્બર્ટ સ્પેન્સરની નદી ઉપરના પાણીના પરપોટાઓની ઉપમા કરતાં આ ઉપમા કેટલી બધી શ્રેષ્ઠ છે '

શિષ્ય—મારી આંખ ઉપરના પાટાઓ ધીમે ધીમે દૂર થતા જાય છે નિર્ગુણબ્રહ્મવાદ એક પ્રકારનો 'પાન્થેઇઝ્' માત્ર છે, એવી મારી આજપર્યંત માન્યતા હતી. હવે મારી એ માન્યતામા મોટો ફેર પડી ગયો છે

ગુરુ—એકવાર અગ્રેજી સસ્કારો પ્રાપ્ત કર્યા, એટલે પછી આર્યશાસ્ત્રોનુ અવલોકન કરવા છતા પણ યથાર્થ સત્યની પ્રાપ્તિ થતી નથી, એમ જે કહેવાય છે તે સત્ય છે, અને તારા આ વાક્યો પણ એજ વાતને સિદ્ધ કરે છે આપણામાં અનેક માણસો એવા મળી આવે તેમ છે કે જેઓને કાચના ગ્લાસમા પાણી ભરીને ન આપીએ તો તેમને તે પાણી પીવાની ઇચ્છાજ ન થાય ! અત્યારનો સુધરેલો વર્ગ મલિન પાણી પણ કાચના ગ્લાસમાં ગટગટાવી જાય છે ! તમે લોકો તો એમજ માની બેઠા છો કે સામ્યવાદ અથવા સમાનભાવના સિદ્ધાંતો બુદ્ધધર્મ કે ક્રીશ્ચિયન ધર્મ સિવાય બીજે ક્યાંઇ છેજ નહિ. ! એક માત્ર શાક્યસિહ કિવા ઇસુખ્રિસ્તજ જગતના મનુષ્યોનો ઉદ્ધાર કરવાનેજ સમર્થ છે, એવુ ભૂત તમારા મનમાં ભરાઇ પેઠુ છે ! તમને એવા સસ્કારો વળગી ગયા છે કે હિન્દુધર્મમાં વર્ણભેદ સિવાય બીજી કોઇ મહત્ત્વની વાતજ નથી, અને એટલા માટે મૂર્ખ તથા જ્ઞાની, ધની તથા દરિદ્ર પુરુષ તથા સ્ત્રી, અને વૃદ્ધ તથા બાળક વિગેરેનો સમાનભાવે ઉદ્ધાર કરવાને બુદ્ધધર્મ કે ક્રિશ્ચિયન ધર્મ સિવાય હિંદુધર્મ કોઇ રીતે ઉપકારક થઇ શકે નહિ, પરંતુ પ્રસ્તુત અધ્યાયના માત્ર બેજ શ્લોકોનું શ્રવણ કર—

समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः।
ये भजंति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥

\+ + + + +

मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यांति परां गतिम् ॥ (૯-૩૨)

અર્થાત્ યદ્યપિ હુ સર્વ પ્રાણીઓમા સમાન રહ્યો છુ, ને મારે કોઈ પ્રિય કે અપ્રિય નથી; તોપણ જેઓ મને ભક્તિથી ભજે છે તેઓ મારામાં અને હુ તેઓનામાં વિશેષ ભાવે રહેલા છીએ. × × × × જેઓ પાપકર્મથી નીચ યોનિમા જન્મેલા હોય, તેમજ સ્ત્રીઓ, વૈશ્યો કે શુદ્રો હોય તોપણ તેઓ મારો આશ્રય કરવાથી પરમ ગતિ ( મોક્ષ ) ને પામે છે

શિષ્યઃ—ઘણુ કરીને આ આશય તો બૌદ્ધ ધર્મમાથીજ ગ્રહણ કરવામા આવ્યો હશે.

ગુરુઃ—અત્યારના ભણેલા ગણાતા વર્ગમાં એજ એક મોટામાં મોટી બેવકુફી પ્રચલિત છે. યૂરોપીયન પડિતો તમને શીખવે છે કે ઇ સ પૂર્વે ૫૪૩ વર્ષે શાકયસિંહ મૃત્યુ પામ્યો હતો. એટલા ઉપરથી તમે આખો મીચીને એવો સિદ્ધાત કરી બેઠા છો કે ભારતવર્ષમાં જે કાઇ સારૂ તત્ત્વ જોવામાં આવે તે સર્વ બુદ્ધધર્મનુજ હોવુ જોઇએ. તમને એવો દઢ નિશ્ચય થઇ ગયો છે કે હિદુધર્મ એવો નિકૃષ્ટ છે કે તેમાથી કોઇ સારી વસ્તુ કોઇ કાળે ઉત્પન્નજ થઇ શકે નહિ, પરતુ બૌદ્ધધર્મ પોતેજ હિદુધર્મનો એક ફાંટો છે, એ વાત અત્યારનો ભણેલો વર્ગ ભૂલી જાય છે હિદુધર્મમાથી બુદ્ધધર્મ જેવો એક પ્રબળ ધર્મ ઉત્પન્ન થવા પામ્યો તો પછી તેજ હિદુધર્મમા બીજા કેટલાયે મહત્ત્વના સિદ્ધાતો ભર્યા હશે, તેનો કાઇ વિચાર કરી શકો છો ?

શિષ્ય—આપનુ કહેવુ યોગ્ય છે જો આપને ઠીક લાગે તો હવે રાજગુહ્યયોગની વ્યાખ્યા સભળાવવા કૃપા કરો.

ગુરુ—રાજગુહ્યયોગને સર્વપ્રધાન સાધન માનવામાં આવ્યુ છે. તેનો સ્થૂલ આશય એવો છે કે – જો કે ઇશ્વરની પ્રાપ્તિ સર્વને માટે સભવિત છે, તથાપિ જે મનુષ્ય જે ભાવે તેનુ ધ્યાન કરે તેને તેવાજ રૂપે તે પ્રાપ્ત થાય, એવો પણ એક સામાન્ય નિયમ છે જેઓ દેવ–દેવીઓની સકામ ઉપાસના કરે છે, અને તેદ્વારા ઈશ્વરાનુગ્રહ પ્રાપ્ત કરે છે તેઓ સ્વર્ગે જઈ શકે છે, પરતુ તેમને ઈશ્વરની પ્રાપ્તિ થતી નથી. જેઓ નિષ્કામપણે દેવ–દેવીઓની ઉપાસના કરે છે, તેઓની ઉપાસના નિષ્કામ હોવાથી એક રીતે તેઓ ઇશ્વરનીજ ઉપાસના કરે છે, એમ કહી શકાય, કારણ કે ઇશ્વર સિવાય બીજો દેવજ કયાં છે ? અને તેથી તેઓ નિષ્કામ ઉપાસનાના ફળરૂપે સાક્ષાત્ ઇશ્વરત્વને પ્રાપ્ત કરે છે. અહીં આં એવી શંકા થવી સભવિત છે કે જો દેવ–દેવીઓમાં પણ ઇશ્વર વ્યાપ્ત છે, તો પછી સકામ ઉપાસનાદ્વારા તે

કેમ પ્રાપ્ત થતો નથી ? તો તેનું સમાધાન માત્ર એટલુંજ છે કે સકામ ઉપાસના એ ઇશ્વરની આરાધનાનો સત્ય માર્ગ નથી. જો કે દેવ—દેવીઓની ઉપાસના કરનારાઓ પણ પ્રકારાંતરે તો ઇશ્વરનીજ ઉપાસના કરે છે, તોપણ વસ્તુત. ઇશ્વરની નિષ્કામ ઉપાસના એજ મુખ્ય ઉપાસના છે તે સિવાય ઇશ્વરપ્રાપ્તિનો એકકે રાજમાર્ગ નથી. એટલાજ માટે સર્વ કામનાઓનો ત્યાગ કરી, ઇશ્વરનેજ સર્વ કર્મો અર્પણ કરવા અને ઇશ્વરમાં દૃઢ ભક્તિભાવ રાખવો એજ ધર્મ અને એજ મોક્ષનો ઉપાય છે. આ રાજગુહ્યયોગ ભક્તિરસથીજ પરિપૂર્ણ છે.

સાતમા અધ્યાયમા ઇશ્વરનુ સ્વરૂપ વર્ણવવામા આવ્યુ છે, અને દશમા અધ્યાયમાં તેની વિભૂતિઓનુ વર્ણન છે. આ વિભૂતિયોગ બહુ વિચિત્ર છે, પરંતુ અત્યારે તે વિષયમાં ઉતરવાની જરૂર નથી. દશમા અધ્યાયમા વિભૂતિઓનુ વિવરણ કરી તેનુ પ્રત્યક્ષ સ્વરૂપ વિશ્વરૂપ દર્શનના આકારમા અર્જુનને અગીઆરમા અધ્યાયમા ભગવાન્ દર્શાવે છે. ત્યાર પછી બારમા અધ્યાયમાં ભક્તિનો પ્રસંગ નીકળે છે આવતી કાલે હુ તને એ ભક્તિયોગ સંભળાવીશ.

---

# अध्याय १८ मो—भगवद्गीतानो भक्तियोग

શિષ્ય:—ભક્તિયોગ વિષયક વ્યાખ્યા કરવા પહેલાં મને એક વાત સમજાવો. ઇશ્વર એક છે તો પછી તેની પ્રાપ્તિના સાધનોમા આટલો બધો વિવાદ કેમ ? સીધો માર્ગ તો સર્વદા એકજ હોવો ઘટે છે. એક ગ્રામમાં જવાને માટે સીધા પાચ માર્ગ હોય એમ બનેજ નહિ.

ગુરુ—સીધા માર્ગ પાંચ ન હોય, પરંતુ એકજ હોય એ વાત સત્ય છે. પરંતુ પ્રત્યેક માણસને સીધો માર્ગજ પ્રાપ્ત થાય એમ બનતુ નથી. એક પહાડના શિખરે પહોચવા માટે જે એક સીધો માર્ગ હોય તે માર્ગે થઇને કેવળ એક—બે બળવાન્ વ્યક્તિઓ સિવાય ભાગ્યેજ બીજુ કોઇ ઉપર ચઢી શકે સાધારણ માણસોને માટે એવા સ્થળોએ ધીમે ધીમે ચડતા ફાવે એવા લાંબા માર્ગે થઇને ધીમે ધીમે ચડવુ એજ વધારે માફક હોય છે. આ સંસારમાં અનેક પ્રકારનાં મનુષ્યો વસે છે. તેઓનુ શિક્ષણ, તેઓના સંસ્કાર તથા તેઓની પ્રકૃતિ પણ અનેક પ્રકારે ભિન્ન ભિન્ન હોય છે. કેટલાકો સંસારી હોય છે, તો કેટલાકોએ સંસારક્ષેત્રમાં પ્રવેશ પણ કર્યો હોતો નથી, કેટલાઓ સંસાર ભોગવીને તેથી વિરક્ત બની ગયા હોય છે, તો કેટલાકો સંસારમાંજ રહેવાનું પસંદ કરે છે. સંસારીઓને માટે કર્મ, તેમજ અસંસારીઓને માટે સંન્યાસ એજ ઉપયુક્ત છે. જે મનુષ્ય

જ્ઞાની હોવા છતા સસારમ'જ રહ્યો હોય તેને માટે જ્ઞાન તથા વિજ્ઞાનયોગ એજ પ્રશસ્ત છે. તેવીજ રીતે જે મનુષ્ય જ્ઞાની હોવાની સાથે સસારનો ત્યાગ કરી ચૂકયો હોય, તેને માટે અર્થાત્ જ્ઞાની યોગીને માટે ધ્યાનયોગ એજ ઉત્તમ છે. તે સિવાયના પામરથી લઇને ઉચ્ચ કોટી સુધીના સર્વ મનુષ્યોને માટે સર્વ શ્રેષ્ઠ એવો રાજગુહ્યયોગજ ઠીક છે. સારાશ કે સર્વ પ્રકારના મનુષ્યો ઉન્નતિ પ્રાપ્ત કરી શકે તેટલાજ માટે સ્વય જગદીશ્વરેજ આવા આશ્ચર્યમય અપૂર્વ ધર્મનો પ્રચાર કર્યો છે પરમાત્મા પોતે અનત કરુણામય છે, તેથીજ તેમણે સર્વને અનુકૂળ આવે એવા ઉદ્દેશથી આવા સીધા માર્ગો દર્શાવ્યા છે

શિષ્ય:—પરતુ આપની ધર્મવ્યાખ્યા જો સત્ય હોય તો તો પછી ભક્તિજ સર્વ સાધનાઓનુ મૂળ છે, અને જો પ્રત્યેકને માટે ભક્તિયોગજ ઉત્તમ હોય તો તેનેજ એક સીધા માર્ગરૂપે શામાટે ન લેખી શકાય ?

ગુરુ.—ભક્તિનુ અનુશીલન અત્યાવશ્યક છે, એટનાજ માટે અનેક પ્રકારની સાધનાઓ તથા અનુશીલનપદ્ધતિઓ પ્રચલિત થઇ છે મારો અનુશીલનવાદ જો તુ બરાબર સમજી શકશે તો પછી તે ઉપર કહી તેવી શકાનુ તુ પોતેજ સમાધાન કરી શકશે. ભિન્ન ભિન્ન પ્રકૃતિનાં મનુષ્યોને માટે ભિન્ન ભિન્ન અનુશીલન પદ્ધતિઓ જરૂરની છે યોગ એ કેવળ અનુશીલનપદ્ધતિનુ નામાંતર માત્રજ છે.

શિષ્ય —પરતુ સકળ યોગોનુ જે પ્રકારે વર્ણન કરવામા આવ્યુ છે તે ઉપરથી પાઠકવર્ગને સ્વાભાવિકરીતેજ એક પ્રશ્ન ઉદ્દભવવા યોગ્ય છે નિર્ગુણબ્રહ્મની ઉપાસનાને—અર્થાત્ જ્ઞાનને એક પ્રકારનુ' સાધન ગણાવવામા આવ્યુ છે, તેવીજ રીતે સગુણબ્રહ્મની ઉપાસનાને—અર્થાત્ ભક્તિને પણ એક પ્રકારના સાધનરૂપે ગણાવવામાં આવી છે અનેક મનુષ્યોને માટે આ બન્ને સાધનો ઉપયોગી તેમજ સાધ્ય હોવા યોગ્ય છે તો જેમને માટે બન્ને માર્ગો એકસરખા ઉપયોગી હોય તેમણે એમાંના કયા માર્ગનુ અવલબન લેવુ ? બન્ને સાધનાઓમા ભક્તિ તો રહેલીજ છે, એ વાત મારા લક્ષબહાર નથી, તથાપિ પ્રશ્ન એ છે કે જ્ઞાનમયી ભક્તિ અને કર્મમયી ભક્તિ એ બેમાં શ્રેષ્ઠ કોણ ?

ગુરુ:—બારમા અધ્યાયની શરૂઆત થતાની સાથેજ અર્જુને એ પ્રશ્ન શ્રીકૃષ્ણને પૂછ્યો હતો—શ્રીકૃષ્ણ પરમાત્માએ તેનો જે ઉત્તર આપ્યો હતો, તેજ આ બારમા અધ્યાયના ભક્તિયોગરૂપે આપણી પાસે પ્રગટ છે. અર્જુનના પ્રશ્નનુ અને તેના ઉત્તરનુ રહસ્ય તુ બરાબર સમજી શકે તેટલાજ માટે ગીતાના પૂર્વગામી અગીઆર અધ્યાયો હુ તને ટુકામા સમજાવી ગયો. કારણ કે જ્યાંસુધી પ્રશ્નનુ સ્વરૂપ ન સમજાય ત્યાંસુધી ઉત્તર પણ બરાબર બુદ્ધિમાં ન ઉતરી શકે એ સ્વાભાવિક છે.

શિષ્ય:—શ્રીકૃષ્ણે તેનો શુ ઉત્તર આપ્યો ?

ગુરુ—તેમણે સ્પષ્ટ રીતે કહી દીધું કે નિર્ગુણબ્રહ્મના ઉપાસકો તથા સગુણ ઇશ્વરભક્તો ઉભય ઇશ્વરને પ્રાપ્ત કરી શકે છે, પરંતુ તેઓમાં તફાવત માત્ર એટલોજ છે કે બ્રહ્મના ઉપાસકોને અનેકાનેક કષ્ટો તથા દુઃખો સહન કરવા પડે છે, જ્યારે ભક્તો બહુજ સહેલાઇથી ઉદ્ધાર પામી જાય છે.

क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥
ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायंत उपासते ॥
तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥

અર્થાત—જેઓ અવ્યક્તમા (જ્ઞાનોપાસનામાં) આસક્તચિત્તવાળા છે તેમને અતિ ઘણો ક્લેશ થાય છે, કારણ કે દેહધારીઓ અવ્યક્તની ગતિને બહુ દુખથી પ્રાપ્ત કરી શકે છે, પરંતુ જેઓ સર્વ કર્મો મને અર્પણ કરીને મત્પરાયણ થઇ અનન્ય યોગવડે મારૂ ધ્યાન કરે છે, અને મનેજ ઉપાસે છે, તેવા મારામાંજ આવેશયુક્ત ચિત્તવાળાઓનો આ મૃત્યુયુક્ત સસારસમુદ્રમાથી હુ સત્વર અને રૂડી રીતે ઉદ્ધાર કરૂ છુ.

શિષ્યઃ—ભલા, તે ભક્તો કેવા હશે?

ગુરુ—સ્વયં ભગવાન્ તેનુ સ્પષ્ટીકરણ આ પ્રમાણે કરે છે—

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥
संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः स मे प्रियः ॥
यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥
अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥
यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति ।
शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥
समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।
शीतोष्णसुखदुःखेषु समः संगविवर्जितः ॥
तुल्यनिंदास्तुतिर्मौनी संतुष्टो येनकेनचित् ।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥

ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते।
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः॥

અર્થાત્—જેને મારૂ-તારૂ એવી મમત્વબુદ્ધિ નથી, જે નિરહંકાર છે, જેને સુખ અને દુઃખ ઉભય સમાન છે, જે ક્ષમાવાન છે, જે કોઇનો પણ દ્વેષ કરતો નથી, જે સર્વભૂતોનો મિત્ર છે, જે દયાળુ છે, જે સર્વદા સંતુષ્ટ છે, જે સ્થિરચિત્તવાળો (યોગી) છે, જેણે પોતાના મનનો સંયમ કર્યો છે, જે બળવાન્ નિશ્ચયવાળો છે, અને જેણે પોતાનું મન તથા બુદ્ધિ મને અર્પણ કર્યાં છે, એવો જે મારો ભક્ત તેજ મને પ્રિય લાગે છે. જેનાથી લોકોને ઉદ્વેગ થતો નથી, અને લોકોથી જેને સંતાપ થતો નથી તેમજ જે હર્ષ-ક્રોધ તથા ભય-ત્રાસથી મુક્ત હોય છે તેજ મને પ્રિય લાગે છે. મારો જે ભક્ત નિસ્પૃહ, પવિત્ર, દક્ષ, ઉદાસીન, દુઃખરહિત, અને સર્વ આરંભોનો પરિત્યાગ કરવાને શક્તિમાન હોય છે તેજ મને પ્રિય થઇ પડે છે. જેને કોઈ પણ વસ્તુપ્રત્યે દ્વેષ નથી તેમજ આસક્તિ પણ નથી, જે કદાપિ શોક કે આકાંક્ષા કરતો નથી, અને જે શુભ કે અશુભનો ત્યાગ કરવાને સમર્થ હોય છે તેજ મને પ્રિય હોય છે જે શત્રુ અને મિત્ર પ્રત્યે એકસરખોજ વ્યવહાર રાખે છે, માન અને અપમાનમાં સમાન ભાવ રાખે છે, ટાઢ-તડકો કે સુખ-દુઃખને પણ સમાન ગણે છે, જે કોઈ પણ વસ્તુપર આસક્તિ ધરાવતો નથી, જેને નિંદા અને સ્તુતિ સમાન છે, જેણે પોતાની વાણી ઉપર કાબૂ મેળવ્યો છે, યદચ્છયા જે પ્રાપ્ત થાય તેથીજ જે સંતુષ્ટ રહે છે, જેનું કોઇ નિશ્ચિત સ્થાન નથી, જેની બુદ્ધિ સ્થિર છે, અને જે મારી ભક્તિ કરે છે, તેજ મને પ્રિય થઇ પડે છે મારાપર શ્રદ્ધા રાખી મત્પરાયણ થઈ મારા જે ભક્તો ઉપર વર્ણવેલા ધર્મામૃતનું સેવન કરે છે તે મને અતિશય પ્રિય છે.

હવે ભક્તિનું સ્વરૂપ સમજાયું ને? દેવપૂજાનો ડોળ કરવામાત્રથીજ કોઇ સાચો ભક્ત બની શકતો નથી માત્ર માળાના મણકા ફેરવવાથી કે માત્ર હરિ! હરિ! શબ્દોના ઉચ્ચારથી ભક્ત થવાતું નથી હા ઇશ્વર! અરે પ્રભુ! એવી બીજાઓને સંભળાવવા માટે ખાલી બૂમો પાડવાથીજ સત્ય ભક્તનું બીરદ પ્રાપ્ત થતું નથી. જેણે પોતાની ઇંદ્રિયો ઉપર વિજય મેળવ્યો હોય, જેનું ચિત્ત સંયમમા રહી શકતું હોય, જે સમદર્શી હોય, અને જે પરહિત કરવાને સદા તત્પર રહેતો હોય, તેજ યથાર્થ ભક્ત પુરુષ છે પોતાના તેમજ સર્વના અંતઃકરણમાં સર્વદા ઇશ્વર વિરાજી રહ્યો છે એમ દઢતાપૂર્વક વિશ્વાસ રાખી, પોતાના ચરિત્રને સંપૂર્ણ નિર્દોષ બનાવવાનો જે પ્રયત્ન કરે તેમજ પોતાની સમસ્ત વૃત્તિઓને ઇશ્વરાભિમુખી કરે છે, તેજ યથાર્થ સંતપુરુષ કે ભક્ત મહર્ષિ છે. જેના ચરિત્ર ઉપર ભક્તિનો પ્રભાવ નથી, તે કદાપિ ભક્તના પદને માટે યોગ્ય નથી. જેની સમસ્ત વૃત્તિઓ ઇશ્વરાભિમુખી નથી, તે પણ પોતે ભક્ત હોવાનો કદિ દાવો કરી શકે નહિ.

ગીતોક્ત ભક્તિયોગનો એજ સ્થૂલ આશય છે, શ્રીમદ્ ભગવદ્ગીતાને જગત્નો સર્વશ્રેષ્ઠ ધર્મગ્રંથ કહેવામાં આવે છે તેનું કારણ એ છે કે આવો ઉદાર અને ઉત્તમ ભક્તિવાન્ જગત્માં બીજે ક્યાંય નથી.

# अध्याय १९ मो–ईश्वरभक्ति–विष्णुपुराण

ગુરુ.—ભગવદ્ગીતાના બાકી રહેલા અંશનું વિવેચન કરવાની હવે જરૂર નથી. અત્યાર પૂર્વે જે કાંઈ હું કહી ચૂક્યો છું તેને વિશેષ સ્પષ્ટ કરવાને માટે, હવે વિષ્ણુપુરાણમાંથી પ્રલ્હાદચરિત્ર લઈ તેનીજ સમાલોચના કરીશ. વિષ્ણુપુરાણમાં પ્રલ્હાદ અને ધ્રુવ એ બે જગપ્રસિદ્ધ ભક્તાત્માઓનાં જીવનચરિત્ર છે આ બન્ને ભક્તાત્માઓની ભક્તિ છેક ભિન્ન ભિન્ન પ્રકારની હતી. હવે તું એટલું તો સમજી શક્યો હોઈશ કે ભક્તિ મુખ્યત્વે બે પ્રકારની છે—(૧) સકામ, અને (૨) નિષ્કામ સકામ ઉપાસનાને કામ્યકર્મ કહેવામા આવે છે અને નિષ્કામ ઉપાસનાને ભક્તિ કહેવામા આવે છે ધ્રુવની ઉપાસના સકામ હતી, કારણ કે તેણે ઉચ્ચ પદની પ્રાપ્તિઅર્થે વિષ્ણુની આરાધના કરી હતી એટલા માટે તેની ઉપાસનાને યથાર્થ ભક્તિ કહી શકાય નહિ જો કે ઈશ્વરમાં તેને દૃઢ વિશ્વાસ હતો, એટલુંજ નહિ પણ પોતાનાં મનબુદ્ધિ પણ તેણે ઈશ્વરનેજ અર્પણ કરી દીધાં હતાં, છતાં તેની ઉપાસનાને ભક્તની ઉપાસના કહી શકાય નહિ પ્રલ્હાદની ઉપાસના નિષ્કામ હતી, કારણ કે તેણે કાંઈ પણ પ્રાપ્ત કરવાની અભિલાષાથી ઈશ્વરની ભક્તિ કરી નહોતી. બલ્કે ઈશ્વરપ્રત્યે ભક્તિભાવ રાખવા માટે તેને અનેક પ્રકારની આપત્તિઓમાંથી પસાર થવું પડ્યું હતું, છતાં તેણે ઈશ્વરભક્તિમાં મહેજ પણ સંકોચ સેવ્યો નહોતો તે જાણતો હતો કે કેવળ ભક્તિની ખાતરજ તેને આ સર્વ આપત્તિઓ સહન કરવી પડે છે, તે છતાં તેણે ભક્તિનો છેક છેલ્લી ઘડી સુધી ત્યાગ કર્યો નહોતો આવો નિષ્કામ પ્રેમ તેજ યથાર્થ ભક્તિ છે, તેમજ પ્રલ્હાદ જેવો નિષ્કામ પ્રેમીજ સાચા ભક્તના પવિત્ર નામને સંપૂર્ણ યોગ્ય છે. વિષ્ણુપુરાણના ગ્રંથકર્તાએ સકામ ઉપાસના અને નિષ્કામ ઉપાસનાનાં ઉદાહરણો પૂરાં પાડવાઅર્થે તેમજ એક-બીજા જીવનચરિત્રની પરસ્પર તુલના કરવાઅર્થેજ આવા બે ચરિત્રોની-ધ્રુવ તથા પ્રલ્હાદનાં ઉપાખ્યાનોની-રચના કરેલી હોવી જોઈએ. ભગવદ્ગીતાના રાજયોગસંબંધે મેં જે કાંઈ કહ્યું હતું, તે જો તને યાદ હશે તો તું સમજી શકશે કે સકામ ઉપાસના પણ છેક નિષ્ફળ તો નથીજ હોતી. જે મનુષ્ય જેવી કામનાપૂર્વક ઈશ્વરની ઉપાસના કરે છે તેને તે કામનાઅનુસારજ

ફળની પ્રાપ્તિ થાય છે, પણ ખુદ ઇશ્વરની પ્રાપ્તિ થતી નથી ધ્રુવે ઉચ્ચપદની કામના રાખી ઇશ્વરની ઉપાસના કરી હતી તેથી તેને પણ તેવુજ ફળ મળ્યુ. તેની ઉપાસનાને નીચલી શ્રેણીની ઉપાસના કહી શકાય, પરતુ તેને ભક્તિ તો નજ કહી શકાય પ્રહ્લાદની ઉપાસના સપૂર્ણ ભક્તિમય હતી, તેથી તેને મુક્તિ મળી.

શિષ્ય —કેટલાકો તો એમ કહે છે કે ખરો લાભ તો તેમાં ધ્રુવનેજ થયો મુક્તિ એક પ્રકારનો પારલૌકિક લાભ છે, અને તેની સત્યતા કે યથાર્થતા માટે પણ અનેક સશયો છે આવા ભક્તિમય ધર્મની લોકો કદર કરે એવી મને તો સભાવના જણાતી નથી

ગુરુ —મુક્તિનુ સત્ય સ્વરૂપ તુ ભૂલી ગયો જણાય છે આજ લોકમાં અનેક મનુષ્યો મુક્તિ પ્રાપ્ત કરી ચૂકયા છે અને કરી પણ શકે છે જેનુ ચિત્ત શુદ્ધ હોય અને દુ:ખનો જેને સ્પર્શ થતો ન હોય તે આ લોકમા પણ મુક્તાત્માજ છે એક મહાન્ ચક્રવર્તી રાજા પાસે અતુલ સત્તાસપત્તિ હોય છે તોપણ તે દુ ખથી મુક્ત રહી શકતો નથી, પરતુ એક મુક્ત જીવ પાસે એક કોડી ન હોવા છતાં પણ તે સુખી રહી શકે છે, કારણ એનુ સ્પષ્ટ તેમજ બુદ્ધિમા ઉતરી શકે તેવુ છે જે મનુષ્ય પોતાના આત્મા ઉપર વિજય મેળવે તે મનુષ્ય વિશ્વ ઉપર વિજય મેળવી શકે એમા આશ્ચર્ય જેવુજ શુ છે ? ચક્રવર્તી રાજાને કેવા પ્રકારનુ સુખ હોય તે કોઇથી કહી શકાય નહિ, અથવા તો તે બહુ સુખીજ હોય એ બનવાયોગ્ય નથી; પરતુ મુક્તાત્મા અર્થાત્ સયમી–વિશુદ્ધ ચિત્ત મહાત્મા પોતાના હૃદયમા કેવુ અને કેટલુ સુખ ભોગવે છે તેનુ વાણીથી વર્ણન થઇ શકે નહિ મુક્તાત્મા આ જગતમાં પણ સુખપૂર્વક રહી શકે છે એટલાજ માટે મે તને એક પ્રસગે કહ્યુ પણ હતુ કે ધર્મ સિવાય સુખ પ્રાપ્તિનો અન્ય એકે ઉત્તમ માર્ગ નથી મુક્તાત્માની સકળ વૃત્તિઓ સપૂર્ણ સ્ફુર્તિ પામી ચૂકી હોય છે, અને તેની સાથે તેનુ સામજસ્ય પણ સુરક્ષિત રહેલુ હોય છે, તેથીજ તેને મુક્ત કહેવામાં આવે છે જેની વૃત્તિઓ સપૂર્ણ સ્ફુર્તિ નથી પામી હોતી તે કા તો અજ્ઞાન હોય છે, કાં તો અસમર્થ હોય છે અને કા તો મલિન ચિત્તવાળો હોય છે તેથી તે મુક્ત થઇ શકતો નથી

શિષ્ય —મને તો એમ લાગે છે કે એવી જીવન્મુક્તિની કામનાએજ ભારતવર્ષને અધોગતિની ઉંડી ખાઇમાં ફેંકી દીધુ છે, કારણ કે જેઓ જીવન્મુક્ત બને છે અથવા તો જીવન્મુક્ત બનવાની સાધનાઓ કરે છે તેઓ સાંસારિક બાબતોમાં જેવુ જોઇએ તેવુ લક્ષ આપી શકતા નથી, અને તેથી પરિણામે દેશની અવનતિ થાય છે ભારતવર્ષની અવનતિનું પણ તેજ કારણ હોય એમ મને લાગે છે.

ગુરુ —મુક્તિનુ યથાર્થ તાત્પર્ય નહિ સમજી શકવાને લીધેજ એવા ભૂલભરેલા ખ્યાલો તમારામા ભરાઇ પેઠા છે જેઓ મુક્તાત્મા હોય છે, અથવા તો જેઓ

મુક્તિમાર્ગના મુસાફરો હોય છે, તેઓ સંસારમાં નિર્લેપભાવથી રહે છે, એ વાત સત્ય છે, પરંતુ તેઓ નિષ્કામભાવથી પણ પોતાનાં કર્તવ્યો કર્યા વિના તો રહેતા નથીજ, એ વાત ખાત્રીપૂર્વક માની લેવી મહાત્માઓનાં નિષ્કામ કર્મો સ્વદેશનું તથા જગતનું જેટલું કલ્યાણ કરી શકે છે તેટલું સકામ કર્મ કરનારાઓનાં કામોથી દેશનું કે જગતનું મંગળ થઈ શકતું નથી. નિષ્કામ કર્મવીરોની સમસ્ત વૃત્તિઓ વિકસિત તેમજ સ્ફુર્તિયુક્ત બની ચૂકી હોય છે તેથી તેઓ જેટલા દક્ષ તથા પ્રબળ પરિશ્રમી હોય છે તેટલા બીજા કોઈ હોઈ શકે નહિ. અગાઉ શ્રીમદ્ ભગવદ્ગીતાનું એક વાક્ય ઉધ્ધૃત કરીને મેં તને બતાવી આપ્યું છે કે દક્ષતા એજ ખરા ભગવદ્ભક્તોનું એક લક્ષણ છે અને જેઓ દક્ષ હોવાની સાથે નિષ્કામ કર્મયોગી હોય તેઓ સ્વજાતિનું તથા જગતનું જેટલું હિત કરી શકે તેટલું અન્ય કોઇથી કોઇ કાળે નજ થઈ શકે, એમ કહેવાની જરૂર નથી. આ દેશનાં સમસ્ત મનુષ્યો જ્યારે મુક્તિમાર્ગનું અવલંબન લેશે ત્યારેજ ભારતવર્ષીય પ્રજા જગતમાં શ્રેષ્ઠ પ્રજાતરીકેનું ઉચ્ચ પદ દીપાવશે મુક્તિતત્ત્વનો યથાર્થ ભાવ આજકાલ આપણામાં વિલુપ્ત થઈ ગયો છે, તેટલાજ માટે આ અનુશીલનવાદદ્વારા તેનો પુનરુદ્ધાર કરી તારા જેવા યુવકોના હૃદયમાં તેનો અભિષેક કરવા માગું છું.

**શિષ્ય**—પ્રલ્હાદચરિત્રની જે સમાલોચના આપ કરવાના હતા, તે તો એક બાજુએજ રહી ગઇ !

**ગુરુ**:—પ્રલ્હાદચરિત્ર વિષે વિસ્તારથી બોલવાની મને ઇચ્છા નથી, તેમજ તેટલી જરૂર પણ નથી. માત્ર પ્રલ્હાદના જીવનની એક વાત બહુ લક્ષમાં લેવા જેવી છે, તેજ કહીશ. મેં કહ્યું છે કે—"હે ઇશ્વર, અરે પ્રભુ !" એવી માત્ર મોઢાની બૂમો પાડવાથીજ ઇશ્વરની પ્રાપ્તિ થઇ જતી નથી. જે આત્મજ્ઞ્યી પુરુષ સર્વ ભૂતમાત્રને પોતાનાજ આત્મા સમાન લેખે અને સર્વજનના હિતાર્થે તલ્લીન રહ્યા કરે, એટલુંજ નહિ પણ શત્રુ તથા મિત્રમાં સમાનભાવ રાખી શકે, તેજ નિષ્કામકર્મી અને યથાર્થ ભક્ત પુરુષ છે ભગવદ્ગીતામાં પણ એજ મહત્ત્વની વાત ઉપર ભાર મૂકવામાં આવ્યો છે. પ્રલ્હાદચરિત્ર તેનુજ એક જ્વલંત ઉદાહરણ છે. બીજા શબ્દોમાં કહું તો ભગવદ્ગીતામાં જે વાત ઉપદેશના રૂપમાં છે તેજ વાત વિષ્ણુ-પુરાણમાં વાર્તાના રૂપમાં છે + શ્રીમદ્ ભગવદ્ગીતામાં ભક્તાત્માનાં જે લક્ષણો કહ્યાં છે તે તું ભૂલી ગયો હોઇશ એમ ધારી પુન: એકવાર તારી પાસે કહી જાઉં છું નીચેનાં લક્ષણો તારી યાદશક્તિમાં બરાબર સંગ્રહી લે.—

+ અહીં આ વાત પણ વાચક બંધુઓના ખાસ લક્ષપર લાવવા જેવી છે કે શ્રીમદ્ભાગવતમાં તો વળી ભગવદ્ગીતાના ઉપદેશનેજ અમલમાં આવેલો દર્શાવી આપ-

अद्वेष्टा सर्वभूतानां मैत्र करुण एव च।
निर्ममो निरहंकारः समदुःसुखः क्षमी ॥
संतुष्ट सततं योगी यतात्मा दृढनिश्चय ।
मय्यर्पितमनोबुद्धिर्यो मद्भक्तः स मे प्रियः ॥
यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो य स च मे प्रिय ॥
अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारंभ परित्यागी योमद्भक्त॰ स मे प्रिय ॥
यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति।
शुभाशुभपरित्यागी भक्तिमान् यः स मे प्रिय॰ ॥
समः शत्रौ च मित्रे च तथा मानापमानयो ।
शीतोष्णसुखदुःखेषु समः संगविवर्जितः ॥
तुल्यनिंदास्तुतिर्मौनी संतुष्टो येनकेनचित् ।
अनिकेत स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः॥
ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।
श्रद्दधानामत्परमा भक्तास्तेऽतीव मे प्रिया ॥ (૧૨ ૧૩થી૨૦)×

પ્રારંભમાંજ પ્રલ્હાદને સર્વત્ર સમદર્શી અર્થાત્ સમાન દૃષ્ટિવાળો જણાવવામાં આવ્યો છે પ્રલ્હાદના ગુણોવિષે ચરિત્રકાર આ પ્રમાણે લખે છે —

समचेता जगत्यस्मिन् य सर्वेष्वेव जन्तुषु।
यथात्मनि तथान्यत्र परं मैत्रगुणान्वित॰॥
धर्मात्मा सत्यशौचादिगुणानामाकरस्तथा ।
उपमानमशेषाणां साधूनां यः सदाभवत् ॥

અર્થાત્—ગ્રંથકારે પ્રલ્હાદને સર્વ ભૂતમાત્રમાં સમાનબુદ્ધિ રાખનાર, પોતાનાજ સમાન અન્ય પ્રાણીઓને ગણનાર તથા સત્ય-શૌચાદિ અનેક ગુણગણાલંકૃત જણાવ્યો છે, પરંતુ કેવળ ગુણવાદ કરવાથી શું વળે? જેની સ્તુતિ કરવામાં આવે તેના જીવન ચરિત્રમાં તેવા ગુણો સ્પષ્ટ ન થાય તો તે ગુણાનુવાદ કશી અસર કરી શકતા નથી. પ્રલ્હાદનો સૌથી પ્રથમ ગુણ તેના જીવન-ચરિત્રમાં એ જોવામાં આવે છે કે તે પરમ સત્યવાદી હતો. સત્ય બોલવાના સંબંધમાં તે એટલો બધો દૃઢ હતો કે ગમે

નારી એવી અનેક વાતો આવેલી છે. ભાગવતનો એકાદશ સ્કંધ તો એવી થોડીક વાર્તાઓ ધરાવવા ઉપરાંત શ્રીમદ્ભગવદ્ગીતાની એકાદ ઉત્તમ ટીકા જેવોજ છે.
સંપાદક

×આ શ્લોકોનો ભાવાર્થ પૂર્વના અધ્યાયમાંજ જોઇ લેવો.

તેવા દુઃખના પંજામાં સપડાવા છતાં તેણે સત્યનો લેશમાત્ર પરિત્યાગ કર્યો નહિ. ગુરુ પાસેથી પ્રલ્હાદને જ્યારે તેના પિતા-હિરણ્યકશિપુ પાસે લઇ જવામાં આવ્યો ત્યારે તેના પિતાએ તેને પૂછ્યું કે. " બોલ, તું અત્યારસુધીમાં શું શીખ્યો ? કહે જોઇએ ? "

પ્રલ્હાદે ઉત્તરમાં જણાવ્યું કે " હું જે કાંઇ શીખ્યો છું તેનો સારાંશ એટલોજ છે કે જેને આદિ નથી, અંત નથી, મધ્ય નથી, વૃદ્ધિ નથી, અને ક્ષય નથી અર્થાત્ જે અચ્યુત છે, જે મહાત્મા છે, અને જે સર્વકારણોનું પણ કારણ છે, તેને નમસ્કાર હો "

આ શબ્દો પુત્રના મુખથી સાંભળી હિરણ્યકશિપુ ક્રોધથી લાલચોળ જેવો બની ગયો. તેનાં નેત્રોમાંથી અગ્નિની ચીણગારીઓ બહાર નીકળવા લાગી ! તેણે ધ્રૂજતા અવાજે પ્રલ્હાદના ગુરુનો સખ્ત તિરસ્કાર કર્યો. ગુરુએ કહ્યું કે " એમાં મારો લેશ પણ દોષ નથી. મેં તેમ'ની એક પણ વાત તેને શીખવી નથી. "

ત્યારબાદ હિરણ્યકશિપુએ પ્રલ્હાદને પ્રશ્ન કર્યો કે —" તો પછી બોલ ! પ્રલ્હાદ' તને આ સર્વ વાતો કોણે શીખવી ?"

પ્રલ્હાદ બોલી ઉઠ્યો કે " પિતા ! જે વિષ્ણુ ભગવાન્ આ અનંત જગત્ ઉપર પોતાનો અધિકાર વર્તાવી રહ્યા છે, અને જે મારા હૃદયને વિષે પણ વિરાજી રહ્યા છે તેના સિવાય બીજું કોણ શીખવી શકે તેમ છે ? "

હિરણ્યકશિપુએ કહ્યું કે " અરે બેવકૂફ ! આ જગતનો ઇશ્વર તો હું જ છું ! વિષ્ણુ તે વળી કોણ ?"

પ્રલ્હાદે જવાબ આપ્યો કેઃ " જેના પરમપદને વ્યક્ત કરવાને વાણી અશક્ત બની રહે છે, યોગીઓ જેના પરમપદનું નિત્ય ધ્યાન કરે છે, જેનાવડે આ સમસ્ત વિશ્વ ઉત્પન્ન થયું છે, અથવા જે પોતેજ વિશ્વસ્વરૂપ છે, તે વિષ્ણુજ પરમેશ્વરના નામને યોગ્ય છે."

હિરણ્યકશિપુનો ક્રોધ હવે અતિશય વેગથી વધવા લાગ્યો તેણે કહ્યું કે." પુનરપિ એજ વાત ! તારા માથા ઉપર મોતજ ભમતું જણાય છે ! પરમેશ્વર કોને કહેવાય તે તું જાણે છે ? મારી હયાતિમાં તારો પરમેશ્વર મારા સિવાય બીજો કોણ હોઇ શકે ? "

પ્રલ્હાદે નિડરતાપૂર્વક જણાવ્યું કે " પિતા ! તે શું કેવળ મારો એકલાનોજ પરમેશ્વર છે, એમ આપ માનો છો ? જગતનાં સર્વ પ્રાણીમાત્રનો તેજ એક પરમ ઇશ્વર છે આપનો પણ તેજ ઇશ્વર છે. ધાતા કહો, વિધાતા કહો, ગમે તે કહો, તે સર્વ એક માત્ર તેજ પરમેશ્વરમાં આવી જાય છે ! પિતાજી ક્રોધ કરશો નહિ. પ્રસન્ન થાઓ !

હિરણ્યકશિપુએ કહ્યું કેઃ " કોઈ પાપાત્માએજ આ બેવકૂફ બાળકના હૃદયમાં

પ્રવેશ કર્યો હોય તેમ જણાય છે "

પ્રહ્લાદે ઉત્તર આપ્યો કે:- " નહિ પિતાજી ! આપ ભૂલો છો તે કેવળ મારા એકલાનાજ હૃદયમા વસતો નથી, પરંતુ તે સર્વ લોકમાં વ્યાપી રહ્યો છે તેજ એક સર્વના સ્વામી સમાન વિષ્ણુભગવાને મને, આપને તથા સર્વને સર્વ કર્મોમાં નિયુક્ત કરી દીધા છે."

હવે પેલું ભગવદ્‌વાક્ય યાદ કર. *यतात्मा दृढनिश्चय । એમા ભકતને દૃઢ નિશ્ચયવાળો શામાટે જણાવવામા આવ્યો તેનો ભેદ અહીંઆં સ્પષ્ટ થાય છે " हर्षामर्षभयोद्वेगैर्मुक्तो य स च मे प्रिय: " એ વાક્યનું પણ સ્મરણ કર ભક્તાત્મા ભયથી નિરંતર મુક્ત હોવો જોઇએ એમ શામાટે કહેવું પડયુ તેનો અર્થ પ્રહ્લાદના ઉક્ત જીવનપરથી સમજાયોને ? ભયથી મુક્ત, તથા દૃઢ નિશ્ચયવાળો ભક્ત કેવો હોય તેવિષે શું હવે વિશેષ કહેવાની જરૂર રહી છે ? मय्यर्पितमनो बुद्धि: એટલે શું તે પણ સમજાઇ ગયું ને ? એક ભકતાત્માનાં યથાર્થ લક્ષણો આ પ્રમાણે પ્રહ્લાદચરિત્રમા જ્વલતપણે પ્રકાશી રહ્યાં છે, એમ કહેવાની જરૂર નથી

હિરણ્યકશિપુએ પ્રહ્લાદનો તિરસ્કાર કર્યો અને તેને ત્યાથી હાંકી કહાડયો પ્રહ્લાદ પુન ગુરુગૃહે ગયો. કેટલોક સમય વીત્યા બાદ પુન તેના અભ્યાસની પરીક્ષા કરવા પિતાએ તેને સભામા બોલાવી મગાવ્યો પ્રહ્લાદે પ્રથમ પ્રશ્નનાજ ઉત્તરમા પુનરપિ પોતાનો પુરાણો નિશ્ચય તેટલીજ પ્રબળતાથી પ્રકટ કર્યો, અને તે નિશ્ચય બીજો કાઇજ નહિ, પણ આપણે સૌ કોઇ જાણીએ છીએ તેજ એટલે કે—कारणं सकलस्यास्य स नो विष्णु: प्रसीदतु ।

પ્રહ્લાદને મારી નાખવાનો હિરણ્યકશિપુએ હુકમ ફરમાવ્યો. સેંકડો અને હજારો દૈત્યો તેને કચડી નાખવા એકત્ર થયા, પરંતુ પ્રહ્લાદ ईश्वरार्पितमनोबुद्धि "— અર્થાત્ પોતાનું સર્વસ્વ જેણે ઇશ્વરનેજ સમર્પિત કર્યું છે તે પ્રહ્લાદ—દૃઢ નિશ્ચયવાળો પ્રહ્લાદ—ગભીરતાપૂર્વક જ્યનિ ત્યાંજ સ્થિર થઇને ઉભો રહ્યો અને કહ્યું કે તમારાં શસ્ત્રોમાં પણ તેજ વિષ્ણુ ભગવાનનો નિવાસ છે, અને મારામાં પણ તેજ ભગવાન વિરાજી રહ્યા છે તમારાં અસ્ત્ર—શસ્ત્રો મને કશી હાનિ કરવાને સમર્થ નથી." દૃઢ નિશ્ચય તે એનુંજ નામ !

શિષ્ય:—વિષ્ણુપુરાણ એક પ્રકારની નવલકથા છે અને તેમાં અસ્ત્ર—શસ્ત્રો વિગેરે પ્રહ્લાદને સ્પર્શી શક્યાં નહિ એવી વાત આવે છે, એ વૃત્તાંત હું સારી રીતે જાણું છુ, પરંતુ નવલકથામાં જે વાત સારી લાગતી હોય તે વ્યવહારમાં પણ યથાર્થરૂપે

* सन्तुष्टः सततं योगी यतात्मा दृढनिश्चय'।
मय्यर्पितमनोबुद्धियो मद्भक्तः स मे प्रियः ॥

બની શકે એમ હુ માની શકતો નથી. એક મનુષ્ય ગમે તેટલો ઇશ્વરભક્ત હોય તો પણ કુદરતી નિયમો તેની પાસે નિષ્ફળ હોય એમ માનવું યોગ્ય નથી પરમ ભક્ત પુરુષને પણ જો એક તલવારનો ઘા લાગે તો રુધિર નીકળવુ જોઇએ.

ગુરુ:—અર્થાત્ તુ ' મીરેકલને ' ( અદ્ભુત વ્યાપારોને ) માનતો નથી, એજ વાત તારે કહેવાની છે ? વિષ્ણુપુરાણવાળી ઘટના બહુ પુરાતન છે. ઇશ્વરની શક્તિને તુ જેવી સીમાબદ્ધ માને છે તેવી હુ માની શકતો નથી વિષ્ણુપુરાણમાં પ્રહ્લાદની જેવી રીતે રક્ષા થયાનુ જણાવવામા આવ્યુ છે, તેવી રીતની રક્ષા આજકાલ આપણી દૃષ્ટિ સન્મુખ કોઇની થતી નથી, એટલુજ નહિ પણ એવી રક્ષા એક માત્ર નવલકથામાજ શોભા પામે એ વાતનો હુ સ્વીકાર કરૂ છુ, પરતુ ઇશ્વરકૃપાના પ્રતાપે કોઇ એક ખાસ કુદરતી નિયમદ્વારા બીજા કુદરતી નિયમોમાં ફેરફાર નજ થઈ શકે એમ તો તારાથી કહી શકાય નહિ એકાદ અસ્ત્રના આઘાતથી પરમ ભક્તના શરીરમાથી રુધિર વહેવા લાગે એ ખરૂ, પણ ભક્તપુરુષ ઈશ્વરકૃપાપ્રતાપે પોતાની શક્તિ તથા બુદ્ધિનો એવો સરસ ઉપયોગ કરે કે અસ્ત્રના આઘાતો પણ નિષ્ફળ થાય, તો તે શુ બનવાયોગ્ય નથી ? ભક્તાત્મા ખાસ કરીને " દક્ષ " પુરુષ હોવો જોઇએ એ વાત હુ તને સૌ પ્રથમજ કહી ગયો છુ જે પુરુષ દક્ષ હોય તેની સર્વ પ્રકારની વૃત્તિઓ સપૂર્ણ અનુશીલિત થઇ હોય છે, અને તેથી તે અતિશય કાર્યક્ષમ હોય છે. તે ઉપરાત તેના ઉપર ઈશ્વરનો પણ સપૂર્ણ અનુગ્રહ હોય છે ઇશ્વરાનુગ્રહ હોય તો ગમે તેવા દુખના પ્રસગોમા પણ મનુષ્ય કુદરતી ઉપાયોવડેજ પોતાની આત્મરક્ષા કરી શકે એમા તને અસભવિતતા જેવુ શુ જણાય છે ? પણ તે વાતને હમણાં જવા દે અત્યારે એ વાતને ચર્ચવાની કાંઇ જરૂર નથી, કારણ કે હુ અત્યારે ભક્તિનુ સ્વરૂપ સમજાવવા માગુ છુ. ભક્ત ઈશ્વરાનુગ્રહ કેવી રીતે પ્રાપ્ત કરી શકે અથવા પ્રાપ્ત કરી શકે કે નહિ તેવિષે હુ અત્રે બોલવા માગતો નથી ભક્તાત્માએ કોઇ પણ પ્રકારના ફળની કામના રાખવી ન જોઇએ, કારણ કે કામનાયુક્ત ભક્તિને નિષ્કામ ભક્તિ કહેવાય નહિ

શિષ્ય:—પરતુ પ્રહ્લાદે તો તે સમયે પોતાની રક્ષા થાય એવી કામના રાખેલી–

ગુરુ:—નહિ. તેણે એવી લેશમાત્ર ઇચ્છા રાખી નહોતી. માત્ર એવો દૃઢ સંકલ્પ તેણે કર્યો હતો કે જો મારા આરાધ્ય વિષ્ણુભગવાન મારા પોતાનામા વાસ કરી રહ્યા છે તો પછી તેઓ આ અસ્ત્રમાં પણ હોવાજ જોઇએ. એથી કરીને આ અસ્ત્ર વિગેરે મને કશી હાનિ કરવાને સમર્થ નથી. તેનો આ પ્રકારનો દૃઢ નિશ્ચય ધીમે ધીમે અધિક સ્પષ્ટ અને બળવત્તર થતો ગયો છે, એજ એક વાત મારે ભાર મૂકીને કહેવાની છે.

હવે મૂળ કથા ઉપર આવીએ. અસ્ત્ર–શસ્ત્રના આઘાતોથી પણ જ્યારે પ્રહ્લાદના

શરીરને કાઇ ક્ષતિ ન થઇ ત્યારે હિરણ્યકશિપુએ પ્રલ્હાદને કહ્યું કે –" અરે દુર્બુદ્ધિ ! હજી પણ શત્રુની સ્તુતિ કરવી ત્યજી દે મૂર્ખાઇની પણ હદ હોય છે જો મારા શત્રુના ગુણગાન કરવા ત્યજી દે તો હુ તારા સર્વ અપરાધોની ક્ષમા આપવા તૈયાર છુ."

ક્ષમાની વાર્તા સાભળી પ્રલ્હાદ બોલી ઉઠયો કે:–" જેઓ સર્વના ભયોને હરવાને સમર્થ છે, જેઓનુ સ્મરણમાત્ર કરવાથી જન્મ–જરા–મૃત્યુના ભયો નાશ પામે છે, તે અનત ઈશ્વરને હૃદયમાં સ્થાન આપ્યા પછી મને કોઇ જાતનો ભય લાગતો નથી–હું નિર્ભય–નિડર છુ "

ગીતાની " **भयोद्वेगैर्मुक्त** " વાળી વાણી યાદ કર. ત્યાર પછી હિરણ્યકશિપુએ તેના ઉપર સર્પો છોડી મૂકાવ્યા પરતુ સર્પદશથી પ્રલ્હાદ મૃત્યુ પામ્યો નહિ. આ વાત ઉપર તને શ્રદ્ધા ઉપજતી ન હોય તો મને તેથી કશી હાનિ નથી; પરતુ પુરાણકારને આ સર્પદશવાળી વિગત શામાટે લખવી પડી તેનો આપણે વિચાર કરવો જોઇએ –

**सत्त्वासक्तमति· कृष्णे दश्यमानो महोरगै·।**
**न विवेदात्मनो गात्रं तत् स्मृत्याल्हादसंस्थित ॥**

તે સમયે પ્રલ્હાદનું મન કૃષ્ણમાં એટલુ બધુ આસક્ત હતુ કે અનેક મહા ભયકર સર્પોએ તેને ડસ માર્યા તથાપિ કૃષ્ણ–સ્મરણના આનદમા તેને તેની કશી વ્યથા જણાઇ નહિ. આવો ભક્તિપૂર્ણ આનદ, નિર્મળ આલ્હાદ, હૃદયમા જાગૃત થાય છે ત્યારે સુખ–દુખમાં કાંઈ ભેદ જણાતો નથી પેલુ ભગવદ્‌વાક્ય પુન સ્મૃતિમા લાવ –" **समदु:खसुखः क्षमी** " ક્ષમી એટલે શુ એ વાત હુ હવે પછી કહીશ. હાલ તુર્ત તો " **समदुःखसुखः** ' એ કથનનુ રહસ્ય સમજી લે

શિષ્ય:—સમજ્યો. ભક્તાત્માના મનમા રાત્રિદિન એક એવુ મહાન્ સુખ રહ્યા કરે છે કે જેથી અન્ય પ્રકારના સુખ–દુખોને તે ગણતરીમાં લેખતો નથી

ગુરુ —હા સર્પદશથી પણ જ્યારે પ્રલ્હાદનુ મૃત્યુ ન થયુ, ત્યારે હિરણ્યકશિપુએ તેનાપર મદોન્મત્ત હસ્તિઓને છોડી મૂકાવ્યા હસ્તિઓના દાંત ભાંગી ગયા, પણ પ્રલ્હાદને કશી હાનિ થઇ નહિ તે પ્રસગે પ્રલ્હાદ પોતાના પિતાને શુ કહે છે તે એક વખત સાંભળી લે –

**दन्ता गजानां कुलिशाग्रनिष्ठुरा शीर्णायदेते न बलं ममैतत् ।**
**महाविपत् पापविनाशनोऽयम् जनार्दनानुस्मरणानुभावः ॥**

અર્થાત્—વજ્રના અગ્રભાગ જેવા કઠિન ગજદતો ભાંગીને તૂટી પડયા એ કાંઇ મારા બળથી થયુ નથી. જેઓ મહા વિપદ્ અને મહાપાપથી રક્ષણ કરવાને સમર્થ છે તે એક જનાર્દન પ્રભુના સ્મરણનાજ પ્રતાપે તેમ બન્યુ છે.

પુન પેલુ ભગવદ્‌વાક્ય યાદ કર. " **निर्ममो निरहंकारः** " + ઇત્યાદિ ભગવદુક્તિમાં જે નિરહકાર શબ્દ વાપરવામા આવ્યો છે તે આવા સ્થળે સાર્થક થાય છે ભક્તાત્મા આ વાત બહુ સારી સમજે છે કે વિશ્વમાં જે કાંઇ બને છે તે કેવળ પરમાત્માની ઇચ્છાથીજ બને છે, અને તેથી તે ભક્ત પુરુષ હમેશા અહકાર રહિત રહે છે

હસ્તિઓ પણ પ્રલ્હાદના અંગને કશી હાનિ કરી ન શકયા, ત્યારે હિરણ્યકશિપુએ તેને આગમા બાળીને ભસ્મ કરવાનો હુકમ કર્યો પ્રલ્હાદને ધગધગતા અગ્નિમાં નાખવામાં આવ્યો, પરતુ ત્યાંથી પણ તે જેવોને તેવોજ બહાર નીકળ્યો ભક્તાત્મા ટાઢ-તડકામાં તથા સુખ-દુ:ખમાં સમાનભાવવાળો હોય છે, એ વાત અગાઉ કહી ચૂકયો છુ પ્રલ્હાદને તે અગ્નિકુડ પણ કમળપત્રના જેવો શીતળ જણાયો.

ત્યારબાદ દૈત્યપુરોહિત ભાર્ગવોએ દૈત્યપતિને જણાવ્યુ કે " આપ ક્રોધને શાત કરી પ્રલ્હાદને અમારે હવાલે કરી દ્યો. અમારી પાસે રહ્યા પછી પણ જો તે વિષ્ણુભક્તિનો પરિત્યાગ નહિ કરે તો અમે અમારા જાદુઇબળથી તેનો વધ કરી નાખીશુ. અમારા રાક્ષસી પ્રયત્નો કદાપિ નિષ્ફળ થતા નથી "

દૈત્યેશ્વર આ પ્રસ્તાવને સમ્મત થયો ભાર્ગવો પ્રલ્હાદને પોતાની સાથે લઇ ગયા અને દૈત્યપુત્રો જ્યાં ભણુતા હતા ત્યા પ્રલ્હાદને પણ ભણવા બેસવાનુ કહ્યુ. પ્રલ્હાદ આ દૈત્યશાળામા બેઠો તો ખરો, પણ ત્યાંયે એક જૂદો વર્ગ ખોલી, દૈત્યપુત્રોને એકત્રિત કરી, તેમને વિષ્ણુભક્તિસબધી ઉપદેશ આપવા મડી ગયો. પ્રલ્હાદની વિષ્ણુભક્તિ એ માત્ર તેનુ પરહિતવ્રત હતુ એમ કહીએ તોપણ ચાલે -

**विस्तारः सर्वभूतस्य विष्णोर्विश्वमिदं जगत् ।**
**द्रष्टव्यमात्मवत्तस्मादभेदेन विचक्षणैः ॥**
**सर्वत्र दैत्याः समतामुपेत्य समत्वमाराधनमच्युतस्य ॥**

અર્થાત્ આ સમગ્ર જગત્ એ સર્વ ભૂતસ્વરૂપ વિષ્ણુનો વિસ્તારમાત્ર છે. એટલા માટે વિચક્ષણ વ્યક્તિએ સર્વને પોતાની સાથે અભેદભાવવાળા માનવા જોઇએ. × × × × હે દૈત્યગણુ ! તમે સર્વત્ર સમાન બુદ્ધિ રાખતા જાઓ. આનુ સમાનત્વ-એટલે કે-સર્વ ભૂતમાત્રને પોતાના આત્મવત્ લેખવા-એજ ઇશ્વરની આરાધના-પ્રભુની ભક્તિ છે.

પ્રલ્હાદના પોતાના શબ્દો ખાસ કરીને વિષ્ણુપુરાણુમાંથી વાંચી લેવાની હું તને ભલામણ કરૂં છુ. નમુનાતરીકે અહિઆં એક-બે શ્લોકો આપ્યાવિના રહી શકતો નથી -

**अथ भद्राणि भूतानि हीनशक्तिरहं परम् ।**
**मुदं तथापि कुर्वीत हानिर्द्वेषफलम् यत ॥**

+" **निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ।**"

**बद्धवैराणि भूतानि द्वेषं कुर्वन्ति चेत्तत ।**
**शोच्यान्यहोऽतिमोहेन व्याप्तानीति मनीषिणा ॥**

અર્થાત્--જેથી કરીને આપણે શક્તિરહિત બનતા હોઇએ, પરન્તુ બીજાનુ મ ગળ થતું હોય તો તેથી આપણે આનન્દિત થવુ જોઇએ કોઈના પ્રત્યે કદાપિ દ્વેષભાવ રાખવો નહિ, કારણ કે-દ્વેષ એ અનિષ્ટનુ મૂળ છે જેઓ પોતાના શત્રુઓ પ્રત્યે દ્વેષ રાખે છે તેઓ મોહથી વ્યાપ્ત થઇ ગયેલા હોય છે, એમ ધારી જ્ઞાની પુરુષો તે માટે દુ ખી થાય છે

હવે પેલુ ભગવદ્વચન યાદ કર ભકતાત્માના લક્ષણો ગણાવતાં પ્રભુ પોતેજ કહે છે કે:—

**यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च य ।**
**यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति ॥**

એમાંના "ન દ્વેષ્ટિ" શબ્દ ઉપર વિચાર કરી જો ઉક્ત ભગવદ્વાક્યસબધે પુરાણકાર આ પ્રમાણે સ્પષ્ટીકરણ કરે છે:—

પ્રલ્હાદે વિષ્ણુભક્તિનો ઉપદ્રવ પુન: ચાલુ કર્યો છે એમ હિરણ્યકશિપુના જાણવામા આવતા તેણે તેને ઝેર આપવાનો હુકમ ફરમાવ્યો વિષયપાનથી પણ પ્રલ્હાદ મૃત્યુ પામ્યો નહિ. ત્યાર બાદ દૈત્યેશ્વરે પોતાના પુરોહિતોને બોલાવી કોઇ પણ મ ત્ર-ત ત્ર કે જાદુપ્રયોગથી પ્રલ્હાદને મારી નાખવાની આજ્ઞા કરી. તે પુરોહિતો પ્રલ્હાદને પોતાની સાથે લઇ ગયા અને એકાંતમાં કેટલોક ઉપદેશ આપ્યો. તેઓએ પ્રલ્હાદને કહ્યુ કે: "તારો પિતા પોતે જગતનો ઈશ્વર છે, તો પછી અનત પરમાત્મા જેવાઓનાં ગુણગાન કરવાથી તારૂ શુ કલ્યાણ થવાનું હતુ ?" પ્રલ્હાદના વિચારોમાં કે વિશ્વાસમાં એથી પણ લેશમાત્ર ફરક ન પડયો મતલબ કે પ્રલ્હાદ "* સ્થિરમતિ" જ રહ્યો, અને પુરોહિતોના ઉપલા શબ્દો સાભળીને માત્ર હસ્યો છેવટે દૈત્યપુરોહિતોએ અભિચાર ક્રિયા અજમાવવાનો આરભ કર્યો. અગ્નિમય સ્વરૂપવાળી અભિચાર-ક્રિયાએ પ્રલ્હાદના હૃદયમા ત્રિશૂળ માર્યું, છતાં પ્રલ્હાદને તેથી કશી હાનિ થઇ નહિ, ઉલટુ ત્રિશૂળ ભાગીને ચૂરેચૂરા થઇ ગયુ. ત્યાર પછી તે મૂર્તિમાન અભિચાર ક્રિયાને પોતાનેજ નિર્દોષ પ્રલ્હાદ પ્રતિ પ્રેરવામાં આવી તેનો બદલો લેવા ક્રોધાવેશમા અભિચાર ક્રિયા કરનારા દૈત્યપુરોહિતો તરફ પાછી ફરી અને તેમનો પોતાનોજ ધ્વસ કરવા લાગી આ દેખાવ જોઇ પ્રલ્હાદ કરુણ સ્વરે પ્રાર્થના કરવા લાગ્યો કે: "હે કૃષ્ણ ! હે અનત ! આ જીવોની રક્ષા કરો !" એટલી પ્રાર્થના કરીને શાંત બેસી ન રહેતાં તે પે તે દૈત્યપુરોહિતોને બચાવવા આગળ દોડયો અને પરમાત્માને સબોધીને કહેવા લાગ્યો કે "હે સર્વવ્યાપિન્, હે જગત્-

* अनिकेत स्थिरमतिर्भक्तिमान् मे प्रियो नरः ।

સ્વરૂપ! હે જગત્ કર્તા! હે જનાર્દન! આ બ્રાહ્મણોને આવા અસહ્ય દુઃખમાંથી મુક્ત કરો. સકળ ભૂતમાત્રમા આપજ એક સર્વત્ર વ્યાપક છો એવી મારી દૃઢ માન્યતા હોવાથી એ બ્રાહ્મણો મારા શત્રુ બનીને મને મારવા આવ્યા હતા, પરંતુ તેમને હું શત્રુરૂપે માની શક્યો નથી. તેમની રક્ષા કરો! જેઓ મને વિષપાન કરાવવા માગતા હતા, જેઓ મને હાથી નીચે ચગદી નાખવા માગતા હતા, અને જેઓ મને બાળીને ભસ્મ કરવા ચાહતા હતા, તેઓ પણ મારા મિત્રોજ છે! તેઓપ્રત્યે જો મને અત્યારપર્યંત દ્વેષભાવ ઉત્પન્ન થયો ન હોય અને મારો મૈત્રીભાવ આદિથી અંતપર્યંત જેવોને તેવોજ જળવાઇ રહ્યો હોય તો હે પ્રભો! મારા એ સત્યના બળથી એ બ્રાહ્મણોનો ઉદ્ધાર કરો" તે પછી ઇશ્વરકૃપાથી બ્રાહ્મણો જીવતા થયા અને પ્રલ્હાદને આશીર્વાદ આપી પોતાના ગૃહ તરફ વિદાય થયા.

આવી ઉદારકથા બીજા કોઇ ધર્મસાહિત્યમા મળવી અશક્ય છે. આવો ઉન્નત ભક્તિવાદ આર્યધર્મ સિવાય બીજે કોઈ પણ સ્થળે તુ બતાવી શકશે? આવા ઉન્નત ધર્મનો અન્ય કોઇ પણ દેશમા કોઇ પણ કાળે પ્રચાર થયો હોય, એમ હજી સુધી મારા જાણવામાં નથી *

શિષ્ય —આપનુ કહેવુ યથાર્થ છે. સ્વધર્મના ગ્રન્થોનો ત્યાગ કરીને સૌ પહેલાં અંગ્રેજી સાહિત્યનો અભ્યાસ કરવાથી અમારૂં વિશેષ અનિષ્ટ થયું છે, એ વાતનો હુ સ્વીકાર કરૂં છુ.

ગુરુ:—ભગવદ્ગીતામાં જે ભક્તાત્માને ક્ષમાશીલ-તેમજ-શત્રુમિત્રમા તુલ્ય જ્ઞાની જણાવવામા આવ્યો છે તે ભક્તાત્મા વસ્તુતઃ કેવા પ્રકારનો હોવો જોઇએ, તેનો તને કાંઈક ખ્યાલ આવી ગયો હશે.

હિરણ્યકશિપુ પોતાના પુત્રનો આવો અપૂર્વ પ્રભાવ જોઇને બહુજ ચકિત થયો, અને તેણે પ્રલ્હાદને પૂછ્યુ કે "તારામાં આવો પ્રભાવ કેવી રીતે આવી શક્યો?" તેના ઉત્તરમાં પ્રલ્હાદે જણાવ્યુ કે:-"જેઓના હૃદયમાં અચ્યુત હરિ વિશેષરૂપે અવસ્થાન કરે છે તેમનામાં સ્વાભાવિકરીતેજ એવા પ્રભાવનો પ્રવેશ થાય છે. જે મનુષ્ય બીજાનુ અનિષ્ટ કરવાનો સ્વપ્ને પણ વિચાર કરતો નથી, તેનુ કદાપિ કોઇ

* સુપ્રસિદ્ધ વિદ્વાન્ બાબુ પ્રતાપચંદ્ર મજુમદાર પોતાના 'ઓરિયેન્ટલ ક્રાઇસ્ટ' નામના ઉત્કૃષ્ટ ગ્રન્થમાં એવા ભાવનુ લખે છે કે. " જેઓ પોતાના પ્રાણ લેવા માગતા હતા, તેઓપ્રત્યે દયા કરી ઇસુખ્રિસ્તે પ્રભુને પ્રાર્થના કરી કે: " પિતા! તેઓને ક્ષમા આપો, કારણ કે તેઓ પોતે શુ કરે છે, તેનુ તેમને પોતાને ભાન નથી. આવી આદર્શ ક્ષમા બીજી કયી હોઇ શકે?"પરંતુ ઇસુખ્રિસ્તની દયા કરતાં પ્રલ્હાદની દયા કેટલી બધી ઉચ્ચ આદર્શસ્વરૂપ છે, તેનો તોલ ઉપલા જીવન-ચરિત્ર ઉપરથી વાચકોએ કરી લેવો.

અનિષ્ટ કરી શકતું નથી, કારણુ કે ત્યાં મૂળ કારણુનોજ અભાવ હોય છે. જે મનુષ્ય પોતાના કર્મોદ્વારા, અથવા તો મન કે વાણીદ્વારા બીજાને પીડા આપે છે તે મનુષ્ય હાથે કરીને પોતાનાજ વિનાશના બીજ વાવે છે, એમ સમજવુ."

"જે કેશવ મારામાં વ્યાપ્ત છે તેજ કેશવ સર્વ ભૂતમાત્રમા રહેલો છે, એમ માની હુ કોઇનુ બુરૂ ઇચ્છતો નથી, તેમજ કોઇનુ અનિષ્ટ કરતો નથી. પ્રત્યેક પ્રાણીનું કલ્યાણુ કેવી રીતે થાય તેજ સંબંધી વિચારો હુ રાત્રીદિન સેવ્યા કરૂં છું તો પછી કોઇ પણુ શક્તિ મારૂ શારીરિક કે માનસિક અથવા ભૌતિક કે દૈવી અશુભ કેવી રીતે કરી શકે ? પરમાત્મા સર્વમય છે, એમ માની ભૂતમાત્રની અવ્યભિચારિણી ભક્તિ કરવી તે પંડિતોનું કર્તવ્ય છે.

આથી અધિક ઉન્નત ઉપદેશ બીજો કયો હોઇ શકે ? આપણા વિદ્યાલયોમા કિવા કૉલેજોમા આવા ઉપદેશનાં મૂળતત્ત્વો પણુ સમજાવવામાં આવતાં નથી આપણી ઉદાર ધર્મકથાઓને ત્યજી દઈ મેકૉલેકૃત વૉર્ન હેસ્ટીંગ્સ કે લૉર્ડ ક્લાઈવના પાપપૂર્ણ ઉપન્યાસોજ આપણી સન્મુખ ધરવામાં આવે છે, અને જાણે કે એ ઉપન્યાસોજ આપણામા ઉચ્ચ સસ્કારો પ્રેરી શકે છે, એમ માની આપણા શિક્ષકો અભિમાન લે છે, એ કેટલુ બધુ શોચનીય છે ?

પ્રલ્હાદના ઉપલા શબ્દો સાંભળી દૈત્યપતિ અત્યત ક્રુદ્ધ થયો અને તેણે પ્રલ્હાદ ને અગાસીએથી નાખી દઈને મારી નાખવાનો આદેશ કર્યો, એટલુજ નહિ પણુ વાયુદ્વારા, માયાદ્વારા તથા બીજા અનેક ઉપાયોદ્વારા તેનો જીવ લેવાનો હિરણ્ય-કશિપુએ પ્રયત્ન કરી જોયો, પરતુ પ્રલ્હાદને કશી હાનિ થઇ નહિ દૈત્યપતિએ વિચાર કર્યો કે જો પુન પ્રલ્હાદને વિદ્યાલયમા મોકલી તેના હૃદય ઉપર અન્ય પ્રકા-રના સસ્કારોની છાપ પાડવામા આવે તોજ તે કદાચિત સુધરી શકે બાકી આવી શિક્ષાઓથી તેને કાંઇ અસર થાય તેમ લાગતુ નથી. છેવટે તેને નીતિશિક્ષણુ આપવા પુન ગુરુ-ગૃહે મોકલવામાં આવ્યો. નીતિનુ શિક્ષણુ સપૂર્ણ થયુ એટલે દૈત્યગુરુ પોતે પ્રલ્હાદને સાથે લઇ દૈત્યેશ્વરની પાસે આવ્યા દૈત્યેશ્વરે પ્રલ્હાદની પરીક્ષા કરવા પ્રશ્ન કર્યો કે –

"હે પ્રલ્હાદ ! મિત્રો તથા શત્રુઓપ્રત્યે રાજાઓએ કેવા પ્રકારનો વ્યવહાર કરવો જોઇએ ? યુદ્ધક્ષેત્રમા રાજાઓએ કેવી રીતે વર્તવુ ઉચિત છે ? પોતાના પ્રધાન મત્રીઓ તથા અમાત્યોપ્રત્યે કુશળ રાજાઓએ કેવા પ્રકારનું વર્તન રાખવુ જોઇ-એ ? ચોરો, આરોપીઓ, ગુન્હેગારો તથા રાજ્યના શત્રુઓપ્રતિ રાજાએ કેવી દૃષ્ટિથી જોવુ જોઇએ ? સધિસમયે, વિગ્રહસમયે તેમજ રાજ્યના રિપુઓના દમન સમયે રાજાનું શુ કર્તવ્ય છે ? મારા આ પ્રશ્નોના ઉત્તરો આપ ?"

પ્રલ્હાદે સૌ પ્રથમ પિતૃદેવને પ્રણામ કર્યાં અને કહ્યુ કે "ગુરુદેવે મને એ સર્વ

પ્રશ્નોના ઉત્તરો શીખવ્યા છે, અને હુ તે શીખ્યો પણ છુ–પરતુ તેમણે શીખવેલી રાજનીતિ મને સતોષપ્રદ જણાઇ નથી. શત્રુઓ તથા મિત્રોપ્રત્યે પ્રસગોપાત સામ–દામ–દડ–ભેદ વિગેરે ઉપાયો અજમાવવા એમ મને કહેવામાં આવ્યુ છે, પરન્તુ, પિતાજી ! મારાથી જો કાંઇ અપરાધ કે અવિનય થતો હોય તો તેની ક્ષમા યાચીને મારે કહેવુ જોઇએ કે હુ તો શત્રુઓ અથવા મિત્રોમાં કશો ભિન્નભાવજ નિહાળી શકતો નથી–મારી દૃષ્ટિએ તો ઉભય એકસમાન છે મને કાંઇ કરવાપણુ હોય એમજ હુ તો માની શકતો નથી, અને તેથી રાજનીતિ જેવાં સાધનોની મને સહાય લેવાની જરૂર પડે એમ માનતો નથી જો જગન્મય જગન્નાથ પરમાત્મા ગોવિન્દ પોતેજ સર્વભૂતોના અતઃકરણમાં નિવાસ કરીને રહેલા છે તો પછી શત્રુ–મિત્ર જેવા ભેદો પાડવા એ એક જાતની મૂર્ખતા નહિ તો બીજું શું છે ? આપનામાં જે ભગવાન વ્યાપ્ત છે તેજ વિભૂતિ મારામા અને સર્વ પ્રાણીમાત્રમા વ્યાપ્ત છે વસ્તુત શત્રુ અથવા મિત્ર એવા ભેદ આપણે શામાટે પોષવા, તેજ હુ તો સમજી શકતો નથી, અને એથી કરીને દુષ્ટ વિધિ–વિધાનવાળી નીતિશિક્ષા મને લેશ માત્ર આવશ્યક નથી ”

હિરણ્યકશિપુની ક્રોધજ્વાળા નખથી શિખાપર્યંત ભભૂકી નીકળી તેણે એકદમ ઉભા થઈ પ્રલ્હાદની છાતીમા લાત મારી અને પોતાના અનુચરોને ફરમાવ્યુ “ જાઓ, આ દુષ્ટને નાગપાશથી બાંધી સમુદ્રમાં ફેકી દો ” અનુચરોએ તુરતજ દૈત્યપતિની આજ્ઞાનુ પાલન કર્યું અને પ્રલ્હાદને નાગપાશથી બદ્ધ કરી, સમુદ્રમા ફેકી તેના ઉપર પત્થરો દાબી દીધા. તે વખતે પ્રલ્હાદ ઇશ્વરની સ્તુતિ કરવા લાગ્યો. કારણ કે અતિમકાળે ઇશ્વરસ્તુતિ કરવી એ પ્રત્યેક મનુષ્યની પવિત્ર ફરજ છે પ્રલ્હાદે આવા કષ્ટના સમયમા પણ પોતાની આત્મરક્ષા કરવા પ્રભુને પ્રાર્થના કરી નહિ. ઇશ્વરમા તલ્લીન થવુ એજ આપણુ કર્તવ્ય છે, એમ માની તે ધ્યાન કરતો કરતો ઇશ્વરસ્તુતિમા એકાગ્ર થઇ ગયો. આ દૃષ્ટિએ જોઇએ તો પ્રલ્હાદ એક યોગી હતો, એમ કહીએ તોપણ કાંઇ દોષ નથી. × અતે તેના બધનો શિથિલ થઇ ગયાં, સમુદ્રનુ પાણી સુકાઇ ગયુ, અને તેના શિર ઉપરના પત્થરો એક બાજુ ખસી ગયા. પ્રલ્હાદ વિષ્ણુસ્તવન કરતો કરતો ત્યાંથી ઉભો થયો. આ સર્વ સમયે પ્રલ્હાદ જે સ્તુતિ કરતો હતો તે તેના પોતાના આત્મરક્ષણ અર્થે કરતો હતો તેમ માનવાનુ એકક કારણ આપણને મળી આવતુ નથી. નિષ્કામપણે ઇશ્વરનુ ભજન કરવુ તે પ્રત્યેકનુ કર્તવ્ય છે, એ વાત તે પોતે બહુ સારી રીતે સમજતો હતો. વિષ્ણુ પરમાત્માએ તેને આખરે પોતાનાં દર્શન આપી કૃતાર્થ કર્યો. પરમાત્માએ તેના ઉપર પ્રસન્ન થઇ વર માગવાનો આદેશ કર્યો. પ્રલ્હાદ હમેશા સતુષ્ટજ હતો,

× संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।

તેથી તેને કાંઇ માગવાપણુ હતુ જ નહિ. છતાં પ્રભુની આજ્ઞાને માન આપી પ્રલ્હાદે એટલીજ યાચના કરી કે –" જે હજારો યોનિઓમા મારે પરિભ્રમણ કરવુ પડે તે સર્વ જન્મોમાં આપના પ્રત્યેની મારી ભક્તિ અચળ રહે એવી મને આશિષ આપો " ભક્તાત્મા ભક્તિ સિવાય બીજા કોઇ પણ વસ્તુની કામના કરતો નથી

ભગવાને કહ્યુ " જે વસ્તુ તારામા છે, તે તો સર્વદા રહેવાનીજ છે તો પછી ભક્તિ સિવાય બીજી કોઇ વસ્તુની માગણી કર. "

પ્રલ્હાદે બીજી વાર પ્રાર્થના કરી કે –" હુ આપની ભક્તિ કરૂ છુ તેથી મારા પિતાજીએ દ્વેષ અને ક્રોધથી જે પાપનો ભાર સચિત કર્યો છે, તે પાપભર તેમના શિરેથી દૂર થાય, એવી કૃપા કરો "

ભગવાને તે યાચનાનો સ્વીકાર કર્યો, અને તૃતીય વર માટે પ્રાર્થના કરવાનો આદેશ કર્યો, પરતુ નિષ્કામ પ્રલ્હાદ માટે તૃતીય પ્રાર્થના કરવા જેવી કોઇ પણ વસ્તુ જગતમા નહોતી, કારણ કે તે સર્વારંભપરિત્યાગી–હર્ષ–શોક–દ્વેષ–તથા રાગથી સપૂર્ણ મુક્ત હતો, એટલુજ નહિ પણ શુભાશુભપરિત્યાગી × પણ હતો. છેવટે તેણે પ્રભુની પાસે એવી યાચના કરી કે " પ્રભુ, આપના પ્રત્યેની મારી ભક્તિ સર્વદા અવ્યભિચારિણી રહે એવો આશીર્વાદ આપો. "

× सर्वारंभपरित्यागी यो मद्भक्त स मे प्रियः ॥
यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति,
शुभाशुभपरित्यागी भक्तिमान् य स मे प्रियः ॥

શ્રીવિષ્ણુ ભગવાન્ છેવટનો વર પ્રદાન કરી ત્યાંથી અતર્હિત થયા ત્યાર પછી હિરણ્યકશિપુએ પણ પ્રલ્હાદ ઉપર અત્યાચાર કરવો ત્યજી દીધો.

શિષ્ય —હુ ધારૂ છુ કે ત્રાજવાના એક પલ્લામા વેદ, બાઇબલ, કુરાન તથા જગતનાં સર્વ ધર્મશાસ્ત્રોને મૂકીએ અને બીજા પલ્લામા જો પ્રલ્હાદચરિત્ર મૂકીએ તો એ બેમા પ્રલ્હાદચરિત્રજ વધી જાય

ગુરુ —ખરૂ છે કે પ્રલ્હાદકથિત આર્ય ધર્મ સકળ ધર્મોમાં એક શ્રેષ્ઠ ધર્મ છે. આર્ય ધર્મ એ સર્વ ધર્મોનો એક માત્ર નિષ્કર્ષ (સારાશ) છે, અને તેથીજ તે સર્વ વિશુદ્ધ ધર્મોમાં વ્યાપ્ત છે જે ધર્મ જેટલે અશે વિશુદ્ધ જણાય તેટલે અંશે તે આર્ય ધર્મ છે એમજ આપણે તો સમજવુ જોઇએ ક્રિશ્ચિઅન ધર્મ કહો કે બ્રાહ્મણધર્મ કહો કે બીજો ગમે તે ધર્મ કહો, પરતુ તે સર્વ એક આર્યધર્મમાજ પરિસમાપ્ત થઇ જાય છે " ગૉડ "ના નામથી ઈશ્વરની પ્રાર્થના કરનાર, "અલ્લાહ" ના નામથી પ્રભુને સબોધનાર અથવા "બ્રહ્મ" શબ્દથી ઇષ્ટદેવનુ આરાધન કરનાર એકમાત્ર જગન્નાથનેજ બોલાવે છે સર્વ ભૂતના અતરાત્મસ્વરૂપ જ્ઞાન જેણે જાણ્યુ છે, તથા જેણે આનદમય ચૈતન્યને પામવાનો પ્રયત્ન કર્યો

છે, અથવા તો કરે છે, અને જે સર્વ ભૂતોમાં પોતાના આત્મા જેવી અભેદ બુદ્ધિ રાખે છે, તે પુરુષ ગમે તે દેશમાં જન્મ્યો હોય કે ગમે તે ધર્મ પાળતો હોય તો પણ તે હિંદુ–આર્ય તથા વૈષ્ણવ છે, એમ કહેવામાં કશી અત્યુક્તિ નથી. જેઓ મહાક્લેશ તથા દ્વેષ–પ્રપંચમાં અહોનિશ તલ્લીન રહેતા હોય, પોતાના માનવબંધુઓનું જ ગળું કાપવા તૈયાર હોય અને જનસમાજનું અનિષ્ટ કરવામાં જેમને લેશ પણ સંકોચ રહેતો ન હોય, તેઓ ગળામાં સુતરનો તાંતણો તથા કંઠમાં રુદ્રાક્ષમાળા રાખવા છતાં પણ હિંદુ–આર્યના નામને યોગ્ય નથી એકબીજાનો દ્વેષ કરનાર તથા માનવબંધુઓપ્રત્યે ક્રૂરતાથી વર્તનાર મનુષ્યો મ્લેચ્છથી પણ અધમ છે, અને તેથી તેઓનો સ્પર્શ કરનાર પવિત્ર મનુષ્ય પણ દૂષિત થાય છે

# अध्याय २० मो–भक्तिनुं साधन

શિષ્ય:—હવે મારો પ્રશ્ન માત્ર એટલોજ છે કે આપે ભક્તિની જે વ્યાખ્યા કહી તે ભક્તિને મારે સાધનરૂપે માનવી કે સાધ્યરૂપે માનવી ?

ગુરુ.—ભક્તિને સાધનરૂપે તેમજ સાધ્યરૂપે પણ માની શકાય. ભક્તિથી મુક્તિની પ્રાપ્તિ થાય છે, એટલા માટે ત્યાં ભક્તિ સાધનરૂપે છે. વળી, ભક્તિ મુક્તિપ્રદ હોવા છતાં તે પોતે મુક્તિની કે બીજી કોઈ પ્રકારની કામના રાખતી નથી, એટલા માટે તે સાધ્ય પણ છે.

શિષ્ય:—ભક્તિને જો સાધ્યરૂપે લેખીએ તો પછી તેનાં સાધનો પણ હોવાં જોઈએ આપે કહી તે અનુશીલનપદ્ધતિને શું તેના સાધનરૂપે માની શકાય ? ઉપાસનાને ભક્તિના સાધનરૂપે ઘણા કાળથી સ્વીકારવામાં આવી છે, પરંતુ આપે હમણાં જે વ્યાખ્યા કરી બતાવી તેને લક્ષમાં લેતાં ભક્તિમાં ક્યાંય ઉપાસનાને સ્થાન હોય તેમ હું જોઈ શક્યો નથી

ગુરુ:—ભક્તિમાં પણ ઉપાસનાને યોગ્ય સ્થાન છેજ; પરન્તુ ઉપાસના શબ્દ વિવિધ અર્થોમાં વપરાતો હોવાથી અલબત ગેરસમજ ઉત્પન્ન થવાનો ભય રહે છે સકળ ચિત્તવૃત્તિઓને તેમજ શારીરિક વૃત્તિઓને ઈશ્વરાભિમુખી કરવી તે સિવાય બીજી એકકે ઉત્તમ ઉપાસના નથી. તું જ્યાંસુધી તારાં નિત્ય–નૈમિત્તિક કાર્યો કરતાં અંતઃકરણ પૂર્વક ઈશ્વરનું સ્મરણ ન કરે ત્યાંસુધી તારાથી એ ઉપાસના થઈ શકે નહિ.

શિષ્ય —તથાપિ હિંદુશાસ્ત્રમાં ભક્તિની અનુશીલનપદ્ધતિવિષે જે કાંઈ નિયમો પ્રબોધવામાં આવ્યા હોય તેવિષે હું આપની પાસેથી યત્કિંચિત સાંભળવા ઇચ્છું છું.

આપે જે ભક્તિતત્ત્વ મને સમજાવ્યું તે હિંદુશાસ્ત્રને અનુકૂળ તો છે, પરંતુ વર્તમાન કાળે તેનો પ્રચાર નથી એટલે કે અત્યારે હિંદુઓમાં ભક્તિભાવ તો છેજ, પરંતુ તેનું સ્વરૂપ કંઇક જૂદાજ પ્રકારનું જણાઇ આવે છે. આજકાલ તો એક પ્રતિમાની સ્થાપના કરી, તેની પાસે બે હાથ જોડી, ગદ્‌ગદ્‌ભાવે અશ્રુમોચન કરતાં "હે પ્રભુ ! હે હરિ ! હે માતા !" ઇત્યાદિ શબ્દોનો ઉચ્ચસ્વરે ઉચ્ચાર કરવો અને પ્રતિમાનાં ચરણોમાં મસ્તક નમાવી, પ્રતિમાનું ચરણામૃત માથે-મુખે-કાને-નાકે આંખે લગાડી-

ગુરુ—તું જે કાંઇ કહેવા માગે છે તે હું સમજી ગયો છું. પ્રતિમા પાસે એવો ભાવ દર્શાવવો તે પણ ચિત્તની એક પ્રકારની ઉન્નત અવસ્થા છે માટે મશ્કરી કરીને તેને ઉડાવી દઇશ નહિ. તારા હકસલી અથવા ટીંડલ કરતાં એવા ભક્તાત્મા પ્રત્યે હું વધારે માનની દૃષ્ટિથી જોઉં છું; પરંતુ તે જે વાત કરી તે ગૌણ ભક્તિસંબંધી છે

શિષ્ય—આપની પ્રથમની વાતો સાંભળવાથી તો મને એમજ લાગ્યું હતું કે આપ એવી ભક્તિને ભક્તિરૂપેજ નહિ સ્વીકારતા હો.

ગુરુઃ—અવશ્ય, એ ભક્તિને હું મુખ્ય ભક્તિરૂપે સ્વીકારતો નથી, તોપણ તે ગૌણ અથવા નિકૃષ્ટ ભક્તિ તો છેજ. આધુનિક હિંદુશાસ્ત્રોમાં પ્રાય. એવી ભક્તિને બહુજ અગત્યનું સ્થાન આપી દેવામાં આવ્યું છે, તે પણ મારા લક્ષ બહાર નથી

શિષ્ય—ગીતા જેવા પ્રાચીન શાસ્ત્રમાં મુખ્ય ભક્તિતત્ત્વના સિદ્ધાંતો મળી આવવા છતાં આધુનિક શાસ્ત્રોમાં ગૌણભક્તિને એટલું બધું મહત્ત્વ શામાટે આપી દેવામાં આવ્યું હશે ?

ગુરુ—હું ધારૂં છું કે જ્ઞાનાત્મક અને કર્માત્મક એવી રીતે ભક્તિના બે પ્રકાર છે, તે વાત તું અત્યાર પૂર્વે સમજી ચૂકયો હોઇશ. ભક્તિ ઉભયાત્મક હોવાથી તેના અનુશીલન પ્રસંગે મનુષ્યોએ પોતાની સમસ્ત વૃત્તિઓને ઇશ્વરાભિમુખી કરવી જોઇએ, એવો એક સામાન્ય નિયમ છે અર્થાત્ સકળ વૃત્તિઓ ઇશ્વરને અર્પણ કરવી એ ભક્તિમાર્ગનું પ્રધાન રહસ્ય છે હવે જો આપણી ભક્તિ કર્માત્મિકા હોય, અથવા આપણે આપણાં સર્વ કર્મો ઇશ્વરને અર્પણ કરવાના હોય તો પછી એ સ્વાભાવિક છે કે આપણે આપણી સમસ્ત કર્મેન્દ્રિયો પણ ઇશ્વરને અર્પણ કરી દેવી જોઈએ અર્થાત્ હું તને કહી ગયો છું કે જગતમાં જેટલાં કરવા યોગ્ય કર્મો છે, જેટલાં ઇશ્વરાનુમોદિત કર્મો છે, અથવા તો જેટલાં કર્તવ્ય કર્મો છે તે સઘળાં એવાં છે કે તેમાં આપણી શારીરિકવૃત્તિને યોજ્યા વિના આપણાથી રહી શકાય નહિ, અને શારીરિકવૃત્તિ ઇશ્વરાનુમોદિત (ઇશ્વરે ગીતાદિ સત્ શાસ્ત્રદ્વારા અનુમોદન આપેલાં) કર્મમાં જોડાય, એટલે તે શારીરિકવૃત્તિ પણ ઇશ્વરાભિમુખી થઇ, એમજ લેખી શકાય, પરંતુ કેટલાએક શાસ્ત્રકારો આ વાતને જૂદાજ પ્રકારે સમજ્યા છે. તેઓ

પોતાની કર્મેન્દ્રિયો કેવી રીતે ઇશ્વરને અર્પણ કરવા માગતા હતા, તેનુ ઉદાહરણ આપવા ભાગવત પુરાણમાંથી અત્રે કેટલાએક શ્લોકો આપુ છુ. ભગવત્કીર્તન સબંધે તેમા જણાવવામાં આવ્યુ છે કે—

बिले बतोरुक्रमविक्रमान् ये न श्रृण्वतः कर्णपुटे नरस्य।
जिह्वासती दर्दुरिकेव सूत, न चोपगायत्युरुगायगाथा ॥
भारः परं पट्टकिरीटजुष्टमप्युत्तमांगं न नमेन्मुकुन्दम्।
पावौ करौ नो कुरुत सपर्या हरेर्लसत्कांचनकंकणौ वा ॥
बर्हायिते तेनयने नराणां लिङ्गानि विष्णोर्न निरीक्षते यत्।
पादौ नृणां तौ द्रुमजन्मभाजौ क्षेत्राणि नानुव्रजतो हरेर्यौ ॥
जीवञ्छवो भागवताङ्घ्रिरेणुं न जातु मर्त्योऽभिलभेत यस्तु।
श्रीविष्णुपद्या मनुजस्तुलस्याः श्वसञ्छवो यस्तु न वेद गन्धम् ॥
तदश्मसारं हृदयं बतेदं यद्गृह्यमाणैर्हरिनामधेयैः।
न विक्रियेताथ यदा विकारो नेत्रे जलं गात्ररुहेषु हर्षः ॥

અર્થાત્—જે મનુષ્ય કર્ણવડે શ્રીહરિના ગુણાનુવાદનુ શ્રવણ ન કરે, તેના બન્ને કર્ણો વૃથા ગર્ત (ખાડા) માત્ર છે હે સૂત ! જે હરિકીર્તન કરે નહિ તેની અશુભ જીહ્વા દેડકાની જીહ્વા સમાન છે મસ્તકવડે જે મુકુન્દને નમસ્કાર નથી કરતો તેનુ મસ્તક મુગટવડે ભલે સુશોભિત હોય તોપણ તે નિષ્ફળ ભારરૂપ છે જે પોતાના હસ્તદ્વયવડે હરિની પૂજા ન કરે તેના હાથ કનક–કંકણથી શોભતા છતાં પણ મુડદાના હાથ સમાન છે. જે ચક્ષુઓવડે વિષ્ણુમૂર્તિનુ દર્શન ન થાય તે ચક્ષુઓને ચક્ષુ નહિ સમજતાં મોરના પીછામાના ડાઘ સમાન સમજવા. જેનાં ચરણો હરિતીર્થમા પર્યટન ન કરે તે ચરણો નિષ્ફળ છે. પ્રભુની ચરણરજ જે મનુષ્ય ધારણ કરતો નથી તે જીવવા છતાં પણ શબસમાન છે વિષ્ણુના ચરણમા અર્પણ કરેલી તુલસીની ગધ જે મનુષ્ય નથી લેતો, તેના શ્વાસોચ્છવાસ ચાલતા હોય તોપણ તે મૃતવત્ છે. હરિના નામનુ કીર્તન સાભળી જેનુ હૃદય ઉન્મત્ત ન થાય અને જેની આંખમાં પાણી ન આવે તથા જેનુ અગ રોમાંચિત ન થાય તેનુ હૃદય લોહમય છે, એમ સમજવુ.

આ પ્રમાણે એક શ્રેણીના ભક્તો ઇશ્વરને પોતાની બાહ્યેન્દ્રિયો સમર્પણ કરવાનો માર્ગ દર્શાવતા ગયા છે, પરન્તુ એ ઉપાસના મૂર્તિની અપેક્ષાવાળી છે નિરાકાર પ્રભુ પ્રત્યે ઉપર કહ્યો તેવો આંખ–કાનનો નિયોગ થઇ શકવો અસભવિત છે.

શિષ્યઃ—પરન્તુ મારા પ્રશ્નનો ઉત્તર હજી મને મળ્યો નહિ. ભક્તિનુ યથાર્થ સાધન શું ?

ગુરુ—ભગવાન્ પોતે ગીતાના બારમા અધ્યાયમાં આ પ્રમાણે કહે છે—

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः।
अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते॥
तेषामहं समुद्धर्ता मृत्युसंसार सागरात्।
भवामि न चिरात् पार्थ मय्यावेशितचेतसाम्॥
मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय।
निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः॥ (૬-૭-૮)

અર્થાત્—હે અર્જુન! સર્વ કર્મો મારેવિષે અર્પણ કરીને, મત્પરાયણ રહીને, અને મારા સિવાય અન્ય આલંબન નથી એમ માનીને જેઓ ભક્તિયોગ સેવે છે, અર્થાત્ મારૂં ધ્યાન અને ઉપાસના કરે છે, તેવા મુમુક્ષુઓનો—મારેવિષે જેઓનું ચિત્ત છે એવા ભક્તોનો—આ મૃત્યુયુક્ત સંસારમાંથી હું સત્વર ઉદ્ધાર કરૂં છું. મારેજવિષે તું તારા મનની સ્થિરતા કર, અને બુદ્ધિને પણ મારેજ વિષે તું સ્થાપન કર એમ કહેવાથી દેહ છૂટયા પછી પણ તું મારા વિષેજ વસીશ.'

શિષ્ય—બહુ કઠિન વાત જણાય છે. એવી રીતે કેટલાં માણસો ઇશ્વરને વિષે પોતાનું ચિત્ત સ્થિર કરી શકે?

ગુરુ—ધારે તો સર્વ કોઇ કરી શકે. પ્રયત્ન કરવો જોઇએ.

શિષ્ય—પણ એવો પ્રયત્ન કરવો કેવી રીતે?

ગુરુ—શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતેજ તે વાતનો ખુલાસો કર્યો છે. સાંભળ—

अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम्।
अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनंजय॥

અર્થાત્—"હે અર્જુન! મારેવિષે ચિત્તને સ્થિર કરવા જેટલું તારામાં સામર્થ્ય ન હોય તો યોગાભ્યાસવડે મને પામવાની ઇચ્છા કર." મતલબ કે ઇશ્વરને વિષે ચિત્તની સ્થિરતા ન થાય તો પુનઃ પુનઃ પ્રયત્નોદ્વારા તેવો અભ્યાસ કરવો જોઇએ.

શિષ્ય—અભ્યાસમાત્ર કઠિન છે, અને તેમાં પણ આવો અભ્યાસ તો બહુજ કઠિન કામ છે. મારા ધારવા પ્રમાણે આવો અભ્યાસ સર્વ કોઇથી થઇ શકે નહિ. જેમનાથી આવા અભ્યાસ ન થઇ શકે તેમણે શું કરવું?

ગુરુ—જેઓ કર્મ કરવાને શક્તિમાન્ છે તેમણે ઇશ્વરોદ્દિષ્ટ કર્મ અથવા ઇશ્વરાનુમોદિત કર્મો કરવાનો અભ્યાસ કરવો. આ પ્રમાણે સર્વદા કર્મો કરતા રહેવાથી ક્રમે ક્રમે ઇશ્વરમાં મનની સ્થિરતા થશે. એટલા માટે ભગવાન્ પોતે કહી ગયા છે કે:—

अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव।
मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि॥ (૧૨ અ. ૧૦ શ્લો.)

અર્થાત્—જો અભ્યાસ કરવા જેટલું તારામાં સામર્થ્ય ન હોય તો મારે વાસ્તેજ સર્વ કર્મ કરવા લાગ—અર્થાત્ મત્પરાયણ થઈ ને કર્મો કરવા લાગ મારે વાસ્તે કર્મ કરતો થકો પણ તું સિદ્ધિને પામશે

શિષ્ય—પરંતુ કેટલાએક વી તો કર્મ પણ થઈ શકતા નથી અને છેક અકર્મણ્ય બેસી રહે છે, તેમને માટે કાંઈ ઉપાય ખરો ?

ગુરુ.—એવા પ્રશ્નની આશંકા કરી ભગવાન્ પોતેજ કહે છે કે.—

**अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः।**
**सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान्॥**

અર્થાત્—જો એ પ્રકારે મને ઉદ્દેશીને કર્મ કરવાનું તારામાં સામર્થ્ય ન હોય તો નિયત ચિત્તવાળો થઈ સર્વ કર્મનાં ફળનો ત્યાગ કર.

શિષ્ય:—એમ કેવી રીતે બની શકે ? જે કર્મ કરવાને અશક્ત છે, તેમજ જેને માટે કાંઈ કર્મ નથી, તે પોતે કર્મના ફળનો ત્યાગ કેવી રીતે કરી શકે ?

ગુરુ:—કોઈ પણ જીવ તદ્દન કર્મશૂન્ય હોઈ શકે નહિ. જે સ્વતઃપ્રવૃત્ત થઈને કર્મ ન કરે, તેને પણ કંઈક ને કંઈક તો કરવુંજ પડે. આ સબંધી ભગવદ્વચન હું તને પૂર્વે કહી ચૂક્યો છું એક મનુષ્ય પોતે જે કર્મ કરે, તે કર્મના ફળની આકાંક્ષા ન રાખે તો તેથી અન્ય કામનાના અભાવે ઈશ્વર પોતેજ તેનો એકમાત્ર કામ્ય પદાર્થ બની રહે; અને જો એમ બને તો અનાયાસેજ ચિત્ત ઈશ્વરમા સ્થિર થઈ જાય

શિષ્ય:—એ ચતુર્વિધ સાધનો તો બહુ કઠિન હોય તેમ મને લાગે છે એટલુંજ નહિ પણ તેથી ઉપાસનાનો કોઈ હેતુ સિદ્ધ થતો હોય એમ પણ મને લાગતું નથી.

ગુરુ:—એ ચતુર્વિધ સાધનજ શ્રેષ્ઠ પ્રકારની ઉપાસના છે. જે સાધકો એવી સાધના અથવા ઉપાસના કરી શકે તેમને માટે અન્ય પ્રકારની સાધનાની કે ઉપાસનાની કશી જરૂર નથી.

શિષ્ય.—પરંતુ અજ્ઞાની, દુરાચારી, તથા બાળકો માટે આપે કહી તે સાધના કાંઈ ઉપયોગી થઈ પડે એમ હું ધારતો નથી શું તેઓને ભક્તિ કરવાનો અધિકાર નથી ?

ગુરુ:—મેં કહ્યું તેવા મનુષ્યોને માટે ઉપાસનાત્મક ગૌણભક્તિ ઉપયોગી થઈ શકે ગીતામાં કહ્યું પણ છે કે—

**ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्।**

અર્થાત્—જે પ્રકારે જે મારો આશ્રય લે છે, તેને હું તેજ પ્રકારે પ્રાપ્ત થઉં છું.

વળી, બીજે સ્થળે તેઓ કહે છે કે—

**पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति।**

तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥

અર્થાત્—પત્ર, પુષ્પ, ફળ, જળ ઇત્યાદિ વસ્તુઓ ભક્તિવડે જે પુરુષ મને આપે છે, તે શુદ્ધ વૃત્તિવાળા પુરુષે ભક્તિભાવવડે આપેલુ તે સર્વ હુ ગ્રહણ કરૂ છુ.

શિષ્યઃ—ત્યારે શુ ગીતામા પણ સાકાર મૂર્તિની ઉપાસના કરવાનુ વિધાન છે ?

ગુરુ—ફળ-પુષ્પાદિ અર્પણ કરવા યોગ્ય સ્થૂળ પદાર્થો, કેવળ પ્રતિમાનેજ અર્પણ થઇ શકે એવો કાંઇ નિયમ નથી ઇશ્વર સર્વત્ર છે એટલે જ્યા આપણે અર્પણ કરીશુ ત્યાં તે પોતે તે સ્વીકારી લેશે

શિષ્યઃ—પ્રતિમા આદિની પૂજાવિષે વિશુદ્ધ હિંદુધર્મમા નિષેધ હશે કે વિધાન હશે ?

ગુરુ—અધિકારીભેદે તે નિષિદ્ધ તેમજ વિહિત પણ છે તે સબધી ભગવાન કપિલદેવનુ કથન હુ ભાગવત-પુરાણમાથી અહી ઉધ્ધૃત કરૂ છુ. ભાગવત-પુરાણમાં કપિલને ઇશ્વરનો અવતાર માનવામાં આવ્યા છે તેઓ પોતાની માતા-દેવહૂતિને નિર્ગુણ ભક્તિયોગના સાધનો કહી બતાવે છે તેમા તેઓ એક રીતે સર્વભૂતમાત્રપ્રત્યે પ્રીતિભાવ રાખવાનુ તથા દયા-મૈત્રી અને યમ-નિયમ પાળવાનુ કહે છે, તો બીજી રીતે પ્રતિમાની પૂજા-દર્શન કરવાનુ પણ કહે છે. પરતુ વિશેષમા તેઓ કહે છે કે —

अहं सर्वेषु भूतेषु भूतात्मावस्थित सदा ।
तमवज्ञाय मा मर्त्यः कुरुतेऽर्चाविडम्बनम् ॥
यो मां सर्वेषु भूतेषु सन्तमात्मानमीश्वरम् ।
हित्वार्चाम् भजते मौढ्याद् भस्मन्येव जुहोति सः ॥ ३ स्कं. १७

અર્થાત્—હુ સર્વભૂતમાત્રમાં તેમના આત્મસ્વરૂપે રહેલો છુ. મારી અવજ્ઞા કરીને-અર્થાત્ ભૂતમાત્રની અવજ્ઞા કરીને જેઓ પ્રતિમાપૂજા કરે છે, તેઓ વ્યર્થ વિડબના પામે છે સર્વ ભૂતોના આત્મસ્વરૂપ જે હુ ઇશ્વર તેનો પરિત્યાગ કરીને જે મનુષ્યો પ્રતિમાને ભજે છે, તેઓ ભસ્મમાં વ્યર્થ ઘી હોમે છે

વળી,

अर्चादावर्चयेत्तावदीश्वरम् मां स्वकर्मकृत् ।
यावन्न वेद स्वहृदि सर्वभूतेष्ववस्थितम् ॥

" જે વ્યક્તિ પોતાનાં કર્મોમાંજ તલ્લીન રહે અને સર્વ ભૂતમાત્રમાં ઇશ્વર રહેલો છે એવી શ્રદ્ધા પ્રાપ્ત ન કરે, ત્યાસુધી તેણે પ્રતિમાની પૂજા કરવી જોઇએ."

હવે તારી ખાત્રી થઇ હશે કે શાસ્ત્રોમાં પ્રતિમા પૂજાની જેમ વિધિ છે તેમ નિષેધ પણ છે. જ્યાસુધી મનુષ્યોપ્રત્યે પ્રેમભાવ ન ઉદ્ભવે અને ઇશ્વરસબધી જ્ઞાનની પ્રાપ્તિ ન થાય ત્યાંસુધી પ્રતિમાની પૂજા એ એક પ્રકારના સાધનરૂપ છે. જેના હૃદયમા સર્વ જનપ્રત્યે પ્રીતિભાવ રહ્યા કરતો હોય, અને જેને ઇશ્વરજ્ઞાન પ્રાપ્ત થયુ હોય તેને માટે પ્રતિમાપૂજા આવશ્યક નથી જ્યાંસુધી ઉપર કહ્યુ તેવુ

જ્ઞાન પ્રાપ્ત ન થાય ત્યાંસુધી વિષયી લોકો માટે પ્રતિમાપૂજા જરૂરની છે, કારણ કે તેથી કરીને ક્રમે ક્રમે ચિત્તની શુદ્ધિ થતી ચાલે એવો સંભવ છે. પ્રતિમાપૂજાને ગૌણભક્તિમાં મૂકવી જોઇએ

શિષ્ય —ગૌણભક્તિ કોને કહેવી તેજ હું તો બરાબર સમજતો નથી.

ગુરુ:—મુખ્યભક્તિમાં અનેક વિઘ્નો રહેલાં છે. આ વિઘ્નોનો જેવડે નાશ થાય તેને શાંડિલ્યસૂત્રના પ્રણેતાએ "ગૌણભક્તિ" એવું નામ આપ્યું છે ઇશ્વરનું નામકીર્તન, ફલ-પુષ્પાદિદ્વારા તેની પૂજા-અર્ચના, વંદના અને પ્રતિમાપૂજન, વિગેરેને ગૌણભક્તિના લક્ષણો ગણાવવામાં આવ્યાં છે. સૂત્રના ટીકાકારે પોતે પણ એટલી વાત તો સ્વીકારી છે કે ઉક્ત અનુષ્ઠાનો ભક્તિભાવ ઉત્પન્ન કરવામાં સાધનભૂત છે, અને તેટલા માટે તેને ભક્તિજનક સાધનો કહીએ તો તે અયોગ્ય નથી ઉક્ત અનુષ્ઠાનોનું તે સિવાય બીજું કાંઇ ફળ નથી. *

શિષ્ય:—તો હું ધારૂં છું કે પૂજા-હોમ-યજ્ઞ-નામકીર્તન તથા સંધ્યાવંદનાદિ, વિશુદ્ધ હિંદુ-ધર્મથી વિરુદ્ધ નથી, એવો આપનો મત છે. તેની સાથે આપનો એવો પણ આશય છે કે એ સર્વની માત્ર ભક્તિના સાધનોતરીકે જેટલી કિંમત આંકી શકીએ તેટલીજ આંકી શકાય.

ગુરુ:—તે સાધન તો છે, પણ નિકૃષ્ટ સાધન છે, એમ પણ મારે કહી દેવું જોઇએ. ઉત્કૃષ્ટ સાધન કોને કહેવાય તે વાત પણ કૃષ્ણવાક્ય ઉધ્ધૃત કરી તને જણાવી ગયો છું. જેઓ ઉત્કૃષ્ટ સાધનો પ્રાપ્ત કરવાને અશક્ત હોય તેમને માટેજ પૂજાદિનું વિધાન છે. છતાં સ્તુતિ વિગેરે માટે મને થોડું બોલવાનું પ્રાપ્ત થાય છે, તે ખાસ લક્ષપૂર્વક સાંભળી લે. જ્યારે ઇશ્વરસ્મરણના ઉદ્દેશપૂર્વક પૂજા-હોમ વગેરે થાય ત્યારે તેને ગૌણભક્તિના લક્ષણરૂપે નહિ સ્વીકારતાં મુખ્ય ભક્તિનુંજ લક્ષણ માનવું જોઇએ દાખલાતરીકે જીવન્મુક્ત પ્રલ્હાદે જે વિષ્ણુસ્તુતિ કરી હતી તેને મુખ્યભક્તિજ કહેવી જોઇએ, પરંતુ અમારાં પાપોનો ધ્વંસ થાઓ, અમારૂં જીવન સુખમાં પસાર થાઓ, એવી રીતની સકામ પ્રાર્થનાઓ તથા સંધ્યા-વંદનાદિ ક્રિયાઓ ગૌણભક્તિમાંજ ગણાવાયોગ્ય છે મારી તો તને એટલીજ ભલામણ છે કે કૃષ્ણવાકયને હૃદયમાં ધારણ કરી, ઇશ્વરાભિમુખી વૃત્તિઓદ્વારા બની શકે તેટલા કર્મો કરવાનો તારે પ્રયત્ન કરવો

શિષ્ય:—પૂજા-હોમ-યાગ-યજ્ઞ વિગેરે પણ ઇશ્વરને અર્થેજ —

ગુરુ:—એ તારી ભૂલ છે. પૂજા-હોમ વિગેરે કર્મો ઇશ્વરાર્થે નથી હોતાં, પણ સાધકના પોતાના કલ્યાણને માટે હોય છે. કોઇ એમ કહે કે એ સર્વ કર્મો કેવળ

---

* भक्त्या कीर्तनेन भक्त्या दानेन परा भक्तिं साधयेदिति× × × × न फलान्तरार्थम् गौरवादिति ॥

ભક્તિની વૃદ્ધિ અર્થે થાય છે તો તેને 'ઇશ્વરાર્થ કર્મો' કેમ ન કહેવાય ' તેનો ઉત્તર માત્ર એટલોજ છે કે સાધક પોતે પોતાની ભક્તિમાં વૃદ્ધિ કરવા સારૂ જે કર્મ કરે તે કર્મ પણ સાધકના પોતાના કલ્યાણને અર્થે થતું હોવાથી તેને ઇશ્વરોદ્દિષ્ટ કર્મ કહી શકાય નહિ ઇશ્વર જગત્મય છે અને તેથી જગતનું જે કાર્ય, તેજ તેનું કાર્ય, એમ આપણે દઢ વિશ્વાસ પૂર્વક માનવું જોઇએ જે કાર્ય કરવાથી જગતનું કલ્યાણ થાય તેજ કાર્યને કૃષ્ણોક્ત સત્કર્મ કહી શકાય. એવા જગત્હિતનાં કાર્યો કરવાને તત્પર થા, અને સમસ્ત વૃત્તિઓને સુંદરરૂપે કેળવી તે દ્વારા જગતનું કલ્યાણ કરવાને યોગ્ય થા જગતનું કલ્યાણ કરવું તેજ ઇશ્વરનો ઉદ્દેશ છે. જો આપણે પણ એવા ઉદ્દેશપૂર્વક કર્મો કરવા લાગીએ તો સ્વાભાવિક રીતેજ આપણું મન ઇશ્વરી સ્વરૂપમા સ્થિર થાય અને ક્રમે ક્રમે જીવન્મુક્ત અવસ્થા પ્રાપ્ત કરી શકીએ

જેઓ એમ કરવાને અશક્ત હોય તેઓ ગૌણ ઉપાસના અર્થાત્ પૂજા-નામકીર્તન તથા સંધ્યાવંદનાદિદ્વારા ભક્તિના નિકૃષ્ટ અનુશીલનમાં પ્રવૃત્ત થાય, તે પણ ઇચ્છવાયોગ્ય છે, તોપણ એટલું લક્ષમાં રાખવું જોઇએ કે જે કાંઇ સાધના કરવી તે અંતઃકરણપૂર્વક કરવી જોઇએ. શુદ્ધ હૃદયપૂર્વક જ્યાસુધી કોઇ અનુષ્ઠાન થાય નહિ ત્યાસુધી ભક્તિનું લેશમાત્ર અનુશીલન થતુ નથી કેવળ બાહ્ય આડંબરોથી અનેક મનુષ્યો હિતને બદલે અહિતજ કરી બેસે છે. ઘણીવાર બાહ્ય આડંબરો ભક્તિના સાધનરૂપ બનવાને બદલે ઠગાઇના સાધનરૂપ બની જાય છે, એ વાત પણ વિસરી જવી જોઇતી નથી. આવી શઠતા કરવા કરતાં તો કાંઇ કરવું નહિ એજ બહેતર છે. કેમકે જેઓ કોઇ પણ પ્રકારનું અનુષ્ઠાન અથવા ભક્તિનું સાધન કરતા નથી, તેઓ અલબત્ત ઠગબાજકનો કરતાં શ્રેષ્ઠ છે, તોપણ તેમનામાં અને પશુઓમા કાંઇ ભેદ હોય એમ હું માનતો નથી.

શિષ્ય — તો પછી અત્યારના અનેક હિંદુઓને આપણે ઠગ, શઠ અને પશુ-સમાનજ લેખવા પડે.

ગુરુ --હિંદુધર્મની અવનતિનું એજ એક મુખ્ય કારણ છે, પરંતુ મને આશા છે કે જ્યારે હિંદુઓમાં વિશુદ્ધભક્તિનો પ્રચાર થશે ત્યારે તેઓ નવજીવન પ્રાપ્ત કરી, ક્રોમ્વેલના સમયના અંગ્રેજો જેવા તથા મહમદના સમયના આરબો જેવા અતિશય પ્રતાપાન્વિત બન્યા વિના રહેશે નહિ; અને એ દિવસ પણ હવે બહુ દૂર નથી

શિષ્ય:—મન-વચન-કાયાથી જગદીશ્વરને પ્રાર્થના કરૂં છું કે આપની એ આશા શીઘ્ર ફલીભૂત થાય !

# अध्याय २१ मो--प्रीति

શિષ્ય —હવે ભિન્ન ભિન્ન હિંદુગ્રન્થોમા ભક્તિની કેવી રીતે વ્યાખ્યા કરવામાં આવી છે તે સમજવાની મારી ઇચ્છા છે

ગુરુઃ—હું જે અનુશીલનધર્મની વ્યાખ્યા કરવામાં પ્રવૃત્ત છુ, તેમાં તે વિષય અગત્યનો નથી ભાગવત-પુરાણમા પણ ભક્તિતત્ત્વ સબધે અનેક કથાઓ છે. છતાં તે સર્વમા શ્રીમદ્ ભગવદ્ગીતાજ એક માત્ર મૂળસ્વરૂપ છે. અન્યાન્ય ગ્રન્થોમા પણ ભક્તિતત્ત્વવિષે જે કથન મળી આવે છે તેને હુ તો ગીતામૂલકજ સમજુ છું. એટલામાટે સર્વ ગ્રન્થોની અને કથાઓની પર્યાલોચના કરી કાળક્ષેપ કરવો તે હુ ઉચિત સમજતો નથી. માત્ર ચૈતન્યદેવનો ભક્તિવાદ કાંઇક જૂદા પ્રકારનો જણાય છે, પરતુ આપણા અનુશીલનધર્મ સાથે તે ભક્તિવાદને સબધ નથી. ઉલટો સહેજ વિરોધ આવે છે, અને એ કારણને લીધે હુ તે ભક્તિવાદની આલોચનામાં ઉતરવા માગતો નથી.

શિષ્યઃ—તો પછી હવે પ્રીતિવૃત્તિના અનુશીલનસબધે ઉપદેશ આપવાની કૃપાકરો.

ગુરુ —ભક્તિવૃત્તિના સબધે બોલતાં પ્રીતિના મૂળતત્ત્વવિષે પણ હુ બોલી ગયો છુ મનુષ્યોપ્રત્યે પ્રીતિભાવ ન ઉદ્ભવે ત્યાસુધી ઈશ્વરપ્રત્યે ભક્તિભાવ સ્ફુરતો નથી પ્રલ્હાદચરિત્રની આલોચના સમયે પ્રલ્હાદના પોતાના શબ્દોમાં આ સિદ્ધાતની ચમત્કારકતાવિષે હુ વિવેચન કરી ચૂકયો છુ અન્ય ધર્મો મનુષ્યપ્રીતિ ઉપર આટલુ વજન મૂકે છે કે નહિ તે હુ જાણતો નથી, પરતુ હિંદુધર્મ તો તેના ઉપર ખાસ ભાર મૂકે છે. પ્રીતિના અનુશીલનમાટે બે માર્ગો છે એક તો પ્રાકૃતિક માર્ગ અથવા યુરોપીય માર્ગ અને બીજો આધ્યાત્મિક અથવા ભારતવર્ષીય માર્ગ આધ્યાત્મિક માર્ગની ચર્ચાને હમણા આપણે મુલતવી રાખીશુ, અને પ્રાકૃતિક માર્ગવિષે હુ જે કાંઈ સમજ્યો છુ, તેજ હુ તને સમજાવવાનો પ્રયત્ન કરીશ

પ્રીતિ બે પ્રકારની છે (૧) સહજ અને (૨) સસર્ગજ કેટલાએક મનુષ્યોપ્રત્યે આપણી પ્રીતિ સ્વભાવસિદ્ધ હોય છે દાખલાતરીકે માતાપિતાની પોતાના સતાન પ્રત્યેની પ્રીતિ, અથવા સંતાનની માતાપિતાપ્રત્યેની પ્રીતિ. આ પ્રીતિને સહજ પ્રીતિનુ નામ આપવામા આવે છે બાકી કેટલીક પ્રીતિવૃત્તિ સસર્ગજ હોય છે ઉદાહરણતરીકે સ્વામીની સ્ત્રીપ્રત્યેની પ્રીતિ અથવા સ્ત્રીની સ્વામી પ્રત્યેની પ્રીતિ. બન્ધુઓની પરસ્પરની પ્રીતિ તથા શેઠ અને નોકરની પરસ્પરની પ્રીતિ, વિગેરેને પણ એજ પેટામાં મૂકી શકાય આ સહજ અને સસર્ગજ પ્રીતિ ધીમે ધીમે પારિવારિક બધનમાં પરિણમે છે, કિવા એ ઉભય પ્રીતિને લીધેજ આપણા પારિવારિક

જીવનો બધાય છે, એમ કહુ તો અયોગ્ય નથી. આ પરિવાર એજ આપણી પ્રીતિવૃત્તિને કેળવવાનુ પ્રથમ અને યોગ્ય શિક્ષાસ્થળ છે, કારણ કે જે ભાવને આપણે વશીભૂત થઇ અન્યની ખાતર આત્મત્યાગ કરવાને તૈયાર થઇએ તેનુ નામજ પ્રીતિ એવી પ્રીતિની સામાન્ય વ્યાખ્યા છે પુત્રાદિને અર્થે આપણે આત્મત્યાગ કરવા નિત્ય તૈયાર રહીએ છીએ, એટલામાટે સસારમાં આપણી પ્રીતિવૃત્તિને ખીલવાનો પ્રથમ પ્રસગ ત્યાજ પ્રાપ્ત થાય છે ધાર્મિક પુરુષો પારિવારિક જીવનની મહત્તા ગાય છે, તેનુ પણ એજ કારણ છે હિંદુશાસ્ત્રકારોએ વિદ્યાર્થી અવસ્થામાથી પસાર થયા પછી ગૃહસ્થાશ્રમમા જોડાવાનુ ફરમાવ્યુ છે, તેનુ પણ એજ કારણ છે

જો પરિવારિક જીવનમાં યોગ્ય અશે પ્રીતિવૃત્તિનુ અનુશીલન (ખીલવણી) થાય છે તો તે પ્રીતિવૃત્તિ પરિવારની સીમાબહાર વિસ્તરવાનો સ્વાભાવિક રીતે પ્રયત્ન કરે છે. હુ પૂર્વે કહી ગયો છુ કે અન્યાયશ્રેષ્ઠ વૃત્તિઓની માફક પ્રીતિવૃત્તિ પણ અતિશય સ્ફુરણક્ષમ એટલે કે અધિક વિસ્તાર પામવાના સ્વભાવવાળી હોય છે, અને તેથી તે ગૃહ અથવા પરિવારની નાની નાની દીવાલોને તોડી નાખી બહાર નીકળવાનો પ્રબળ પ્રયત્ન કરે છે આવી રીતે આ પ્રીતવૃત્તિ જ્યારે વિશેષ વિકસીત થતી જાય છે, ત્યારે તે ક્રમે ક્રમે બધુવર્ગ, સ્નેહીવર્ગ, અનુચરવગ તથા આશ્રિતવર્ગ પ્રત્યે પણ ગતિમાન થાય છે અને તે પ્રસગે પણ જો તેનુ બરાબર અનુશીલન (ખીલવણી) થાય તો તે સ્વાભાવિક રીતે ગામનાં મનુષ્યો, પ્રાતના મનુષ્યો અને છેવટે દેશના મનુષ્યો ઉપર પણ ફરી વળે છે આ પ્રમાણે પ્રીતિવૃત્તિ જ્યારે સમસ્ત દેશના મનુષ્યો ઉપર વિસ્તાર પામે છે, ત્યારે તેને "દેશવાત્સલ્ય" ના નામથી ઓળખવામા આવે છે આ અવસ્થામાં એ પ્રીતિ બહુજ બળવાન્ બને છે, અને બનવી પણ જોઇએજ. આ પ્રીતિવડે દેશની પ્રજાના અનેક માગલિક તથા કલ્યાણકારક કાર્યો થયાં છે તથા થાય છે યૂરોપિયન પ્રજામા આ પ્રીતિવૃત્તિનુ બહુજ પ્રાબલ્ય જોવામાં આવે છે, અને એજ પ્રબળતાને લીધે તે પ્રજા આજે ઉન્નતિના શિખરે પહોચી છે.

શિષ્ય:—યૂરોપમા એવી પ્રબળ સ્વદેશપ્રીતિ જોવામાં આવે છે અને આપણા દેશમા નથી જોવામાં આવતી તેનુ શુ કારણ હશે ?

ગુરુ —મે એ વિષે બહુ ગભીરતાપૂર્વક વિચારો કરી જોયા છે યૂરોપનો ધર્મ વિશેષે કરીને આધુનિક યૂરોપનો ધર્મ—આપણા હિંદુધર્મ જેટલો ઉન્નત નથી, એમ મને વિચાર કરતા લાગ્યુ છે આ વાત તારી બુદ્ધિમાં ઉતરે તેટલા માટે મારે જરા વિસ્તારથી બોલવુ પડે તેમ છે

પ્રીતિવૃત્તિની સ્ફુર્તિ ( ખીલવણી ) દેશવાત્સલ્યપર્યંત પહોચે એટલે તેને પ્રીતિની અતિમ સીમારૂપે માની લેવી એ એક ગભીર ભૂલ છે દેશવાત્સલ્યની ઉપર પણ પ્રીતિને માટે એક પગથીઉ ચડવાનુ બાકી હોય છે સમસ્ત જગત્ ઉપર પ્રીતિ-

ભાવ ઉપજવો એજ પ્રીતિવૃત્તિની છેલ્લી સીમા છે, અને યથાર્થ ધર્મ પણ તેજ છે જ્યાસુધી સમસ્ત જગત્પ્રત્યે આપણી પ્રીતિ સમાનભાવે ન સ્ફુરે ત્યાં સુધી એ પ્રીતિ અપૂર્ણ રહે છે, અને તેથી ધર્મ પણ અપૂર્ણજ રહી જાય છે.

અત્યારે આપણે એટલુ સ્પષ્ટ રીતે જોઇ શકીએ છીએ કે યુરોપીય પ્રજાની પ્રીતિવૃત્તિ પોતાના સ્વદેશથી એક પણ પગલુ આગળ વધી શકતી નથી જે પ્રીતિએ સમસ્ત જગત્ અને સમસ્ત મનુષ્યો ઉપર ફરી વળવુ જોઇએ, તે પ્રીતિ તેમનામા માત્ર સ્વદેશની સકુચિત સીમામાંજ અટકી ગઇ છે પોતાના દેશનાં મનુષ્યો ઉપર પ્રેમ રાખવો અને અન્ય દેશનાં મનુષ્યોનો તિરસ્કાર કરવો, એવો પાશ્ચાત્ય પ્રજાનો સામાન્ય સ્વભાવ બંધાઈ ગયો છે. તે સિવાય બીજી કેટલીએક પ્રજાઓ એવી પણ છે કે જે પોતાના સ્વધર્મીઓને પ્રેમપૂર્વક ચાહે છે, પરતુ વિધર્મીઓપ્રત્યે સ્નેહભરી નજરથી જોઇ શકતી નથી, દાખલાતરીકે મુસલમાન પ્રજા એક મનુષ્ય જો મુસલમાન ધર્મ પાળતો હોય તો પછી તે કયા દેશનો છે, તે જાણવાની પરવા નહિ રાખતા મુસલમાનો તેને પ્રેમપૂર્વક ચાહવા લાગશે. મતલબ કે ધર્મની એકતા જોયા પછી તેઓ જાતિને માટે દ્વેષભાવ રાખતા નથી. મુસલમાન દૃષ્ટિ સર્વ મુસલમાન પ્રજાને એકસમાન લેખે છે, પરતુ અગ્રેજ-ક્રિશ્ચીયનો અને રુસ-ક્રિશ્ચીયનોમા ભારે વિરોધભાવ જોવામાં આવે છે.

શિષ્ય —આપે કહ્યુ તે રીતે તો જેમ મુસલમાન પ્રજાની પ્રીતિ * જાગતિક નથી તેમ યુરોપીયન પ્રજાની પ્રીતિ પણ જાગતિક નથી

ગુરુ —મુસલમાનોના પ્રીતિ-વિસ્તારમાં પણ અતરાય કરનાર તેમની અમુક માન્યતા છે ખરી, પરતુ જો સમસ્ત જગત્ મુસલમાન ધર્મનો અગીકાર કરે તો મુસલમાન પ્રજા પણ સમસ્ત જગતને પ્રેમથી ચાહવા લાગે × પરતુ ક્રિશ્ચિયનોથી

---

* સમસ્ત જગત્ અથવા સમસ્ત મનુષ્યોપ્રત્યેની પ્રીતિને જાગતિક પ્રીતિ કહેવામા આવે છે અનુવાદક

× દિલગીરી સાથે જણાવવુ પડે છે કે છેલ્લા મહાયુદ્ધમાં સ્વાર્થી ખ્રિસ્તી પ્રજાઓની હલકી અસર મુસલમાનો ઉપર પણ પહોચી ગઇ, અને લાખો મુસલમાનોએ સામા પક્ષમાંના પોતાના ધર્મબધુઓ ઉપર હથીઆર ચલાવ્યાં. હિદુઓની તો આ વિષયમાં અવદશા સેકડો વર્ષથીજ ચાલુ થઇ ચૂકેલી છે. પરદેશીઓના ઘર ભરવા સારૂ ભારતવર્ષની અન્નજેની સપત્તિ લૂટી આપવા માટેના કાપડ વગેરેના ધધા કરીને પોતાનાં પાપી પેટ ભરવાનુ અધમ કાર્ય કરવાવાળા, મોટા મોટા ટીલાવાળા અને ધર્માત્મામા ગણાયે જતા લાખો હિદુઓ મુબઇ અને બીજાં શહેરો તેમજ ગામોમાં આજે પણ પડેલાજ છેને ! કરોડો લૂટી આપી તેમાંથી લાખોની મળતર મેળવવી અને તેમાંથી થોડા સો કે થોડા હજારનુ દાન કરી પોતાને ધર્માત્મા માની

તેવું બની શકે એમ નથી સમસ્ત જગત્ જો ક્રિશ્ચિયનધર્માવલંબી થાય તો પણ જર્મનો જર્મનક્રિશ્ચિયનને અને ફ્રેંચો ફ્રેંચક્રિશ્ચીઅન સિવાય અન્ય કોઈને ચાહી શકવાના નહિ હવે પ્રશ્ન એ છે કે યૂરોપીય પ્રીતિ દેશવ્યાપક બનવા છતાં શામાટે વિશેષ આગળ ગતિ કરી શકતી નથી?

આ પ્રશ્નનો ઉત્તર મેળવવા માટે સૌ પ્રથમ પ્રીતિસ્ફુર્તિમાં મુખ્ય વિરોધી વસ્તુ કઈ છે તેનો આપણે વિચાર કરવો જોઈએ મને વિચાર કરતાં એમ જણાયું છે કે આત્મપ્રીતિ એ તેમની પ્રીતિસ્ફુર્તિમાં મુખ્ય વિઘ્નસ્વરૂપ છે પશુ-પક્ષીઓની માફક મનુષ્યોમાં પણ આત્મપ્રીતિની અતિશય પ્રબળતા જોવામાં આવે છે તેમનામાં કુદરતી રીતેજ પરપ્રીતિ કરતાં આત્મપ્રીતિ બહુજ બળવાન્ હોય છે. એટલા માટે **જો ઉન્નત ધર્મદ્વારા આપણા સ્વાર્થી જીવનને અંકુશમાં ન રાખીએ તો પ્રીતિનો વિસ્તાર આત્મપ્રીતિની સીમા બહાર એક પગલું પણ આગળ વધી શકતો નથી** જ્યાંસુધી પોતાના સ્વાર્થને ધક્કો ન લાગતો હોય અને આગળ પાછળ કાંઈ બદલો મળ્યો હોય કે મળવા સંભવ હોય ત્યાંસુધી જ આત્મપ્રીતિની ખીલવણી માણસથી થઈ શકે છે, એથી લેશ પણ તે આગળ વધી શકતો નથી આપણી પારિવારિક પ્રીતિને આત્મપ્રીતિ સાથે બિલકુલ વિરોધ આવતો નથી, કારણ કે આ મારો પુત્ર, આ મારી ભાર્યા, અને આ સર્વ મારા સુખનાં સાધનો છે, એમ માની તેમને ચાહવાનો આપણને સ્વભાવ પડી ગયો હોય છે તેથી આપણા કુટુંબ, મિત્રમંડળ, આશ્રિતવર્ગ તથા અનુચરવર્ગને આપણે પ્રેમથી ચાહીએ છીએ એજ પ્રમાણે ગામ, નગર કે દેશને પણ આપણા સુખને માટે આપણે ચાહી શકીએ છીએ પરંતુ જગત્‌ની સાથે આપણે કશો સંબંધ હોય એમ આપણને સમજાતું નથી અને તેથી સમસ્ત જગત્‌ને આપણે પ્રેમપૂર્વક ચાહી શકતા નથી આ પૃથ્વી ઉપર લાખો અને કરોડો મનુષ્યો વસે છે, તેમનો દેશ-પ્રાંત અલ-

---

લેનારા ઓ બગભગતો! તમારા જેવાઓના પ્રતાપેજ દેશ નિર્ધન બની જઈને દર વરસે લાખો અને કરોડો માણસો ભુખમરાથી, દુષ્કાળોથી અને વ્યાધિઓથી મરે છે એ શું ચોખ્ખીને ચટ્ટ વાત નથી? શું એ બધાઓના ખુની તમે નથી? આ મહા ઘોર ગુન્હાથી બચવા માટે શું ઈશ્વરની આંખોમાં પણ તમે ધૂળ નાખી શકશો? જ્યાંસુધી ગાંધી જેવો ગુરુ આવી બાબતો ચોકખી રીતે સમજાવનારો તમને નહોતો મળ્યો, ત્યાંસુધી તો અજાણપણુનો પણ બચાવ કદાચ ચાલી શકે, પણ હવે તો ચોકખા-દગાબાજીપૂર્વકનાજ ખુનીઓ તમે ખરા કે નહિ? જાગો, અને તમારૂં ભલું તાકીને એવા ધંધાથી છેટા રહો! ચાર દહાડાનું ચાંદરણું તો કાલે ટળી જશે અને પછી દીર્ઘકાળ સુધી ઘોર નર્કમાં સડવાનું અને નીચ યોનિઓમાં રવડવાનું આવશે

સંપાદક

બત્ત આપણા દેશ અથવા પ્રાંતથી ભિન્ન હોય છે પરંતુ તેઓ જે પૃથ્વી ઉપર વસે છે તે પૃથ્વી કાંઇ આપણી પૃથ્વીથી ભિન્ન હોતી નથી, પરંતુ તે છતા પણ આપણે પૃથ્વીને આપણી પોતાની માની શકતા નથી, અને તેથી પૃથ્વીપરના મનુષ્યોને આપણે ચાહી શકતા નથી.

શિષ્ય —એવી માનિનતા બધાઇ જવાનુ શુ કારણ હશે ? તેનો ઉત્તર શુ હજી કોઇએ નહિ આપ્યો હોય ?

ગુરુ —યૂરોપમા એ પ્રશ્નના અનેક પ્રકારે ઉત્તરો આપવામાં આવે છે યૂરોપમાં હિતવાદની બહુજ પ્રબળતા છે તેઓનો મુખ્ય સિદ્ધાંત જનસમાજના મોટા ભાગનુ અધિક કલ્યાણ થવા દેવુ, એવા પ્રકારનો છે. તે ઉપરાંત ઇસુ ખ્રિસ્તનો જાગતિક પ્રીતિવાદ પણ એવુ કહે છે કે સર્વ મનુષ્યમાત્ર ઇશ્વરના પુત્રસ્વરૂપ છે, તેથી પ્રત્યેકે મનુષ્યો પ્રતિ ભાઇ સમાન આચરણ રાખવુ જોઇએ

શિષ્ય —આવા સતોષકારક ઉત્તરો વર્તમાન હોવા છતાં, અને તે ઉપરાંત ક્રાઇસ્ટ ધર્મનો ઉન્નત નીતિવાદ પ્રચલિત હોવા છતા, યૂરોપીયન પ્રજાની પ્રીતિ પોતાના દેશની બહાર કેમ વિસ્તાર નહિ પામી શકતી હોય ?

ગુરુ —તેના કારણોની તપાસ કરવા આપણે પ્રાચીન કાળના ગ્રીસ તથા રોમ તરફ જવુ પડશે પ્રાચીન ગ્રીસ તથા રોમમા પ્રથમ કોઇ પ્રકારનો ઉન્નત ધર્મ નહોતો જે કાંઇ સુદર અને શક્તિમાન હોય તેની મૂર્તિપૂજા સિવાય તેઓ કાંઇ વિશેષ જાણતા નહોતા, અને તેથી તેઓ ઉચ્ચ ધર્મના સિદ્ધાંતોથી છેક વિમુખ હતા જગતનાં મનુષ્યો પ્રતિ શામાટે પ્રેમ રાખવો તે પ્રશ્નનો તેઓની પાસે એકકે ઉત્તર નહોતો એટલા માટે તેમનો પ્રીતિભાવ દેશની સીમાને ઓળગી બહાર જઇ શકયો નહોતો પરંતુ મે જે બે જાતિઓનો ઉલ્લેખ કર્યો તે બન્ને જાતિઓ ઉન્નતસ્વભાવવાળી આર્યવંશમાથી ઉદ્ભવેલી હતી, તેથી તેમનામા સ્વાભાવિક રીતેજ મહત્ત્વના ગુણો રહેલા હતા આ મહત્તાને લઇને તેમની પ્રીતિ સ્વદેશની સીમાપર્યંત વિસ્તરવા પામી હતી, અને એ દેશપ્રીતિએ બહુજ મનોહર તથા આકર્ષક સ્વરૂપ પકડયુ હતું. દેશવાત્સલ્યના ગુણમાં ઉક્ત બન્ને જાતિઓ પૃથ્વીમા અમર કીર્તિ પ્રાપ્ત કરી ગઇ છે.

આધુનિક યૂરોપમા વર્તમાન કાળે, એક મનુષ્ય પોતે ક્રિશ્ચિયન હોય કે ગમે તે હોય તોપણ તેને મુખ્યત્વે પ્રાચીન ગ્રીસ અને રોમમાંથી ઉતરી આવેલુ શિક્ષણ આપવામાં આવે છે. ટુકામા, પ્રાચીન ગ્રીસ અને રોમ અત્યારના યૂરોપને માટે આદર્શ સ્વરૂપ મનાઇ ગયા છે. આ આદર્શોએ આધુનિક યૂરોપમા એટલુ બધુ આધિપત્ય મેળવ્યુ છે કે તેની પાસે મહાત્મા ક્રાઇસ્ટની નીતિ પણ ઝાંખી પડી ગઇ છે. તે સિવાય આધુનિક યૂરોપ ઉપર એક બીજી જાતિની પણ સજ્જડ અસર જોઇ શકાય છે હુ યાહુદીજાતિ વિષે બોલવા માગુ છુ તે તુ સમજી ગયો હોઇશ. યાહુદી

પ્રજા ખાસ કરીને બહુજ દેશવત્સલ હોય છે, પરતુ દેશવાત્સલ્ય અને જગત્ વાત્સલ્યને અતિશય છેટુ છે, એ વાત પુન કહેવાની જરૂર નથી. જે દેશવત્સલ હોય તે જગતવત્સલ પણુ હોય એમ ભાગ્યેજ બનતુ જોવામા આવે છે. આ પ્રમાણે ત્રણ પ્રકારની અસરો પ્રધાનત યૂરોપીય પ્રજા ઉપર થઇ છે, અને તેથી તે લોકવત્સલ બનવાને બદલે દેશવત્સલ બનવા પામી છે. તેમાં પણુ ખૂબી તો એજ છે કે આટલુ છતા યૂરોપનો ધર્મ ક્રિશ્ચિયન ધર્મ ગણાય છે. બિચારો ક્રિશ્ચિયન ધર્મ પણુ ઉકત ત્રણુ અસરોને લીધે એટલો બધો નિર્બળ થઇ ગયો છે કે હવે તે માત્ર વાણીમાજ રહી ગયો છે તેના જગત્ હિતના સિદ્ધાતો તરફ કોઇનું લક્ષ ખેચાતુ નથી યૂરોપીય પ્રજા મોઢેથી તો પોતાને જગતવત્સલ બતાવવાનો ડોળ કરે છે, પરતુ તેઓનાં અ ત કરણોમા જો ઉંડા ઉતરીને તપાસીએ તો દેશવાત્સલ્ય સિવાય બીજું કાઇ દેખાશે નહિ મારા કથનનો આશય સમજાય છે ને ?

શિષ્ય —પ્રીતિવૃત્તિનું પ્રાકૃતિક અથવા યૂરોપીય અનુશીલન તો જાણે માગ સમજવામા આવ્યુ. આત્મપ્રીતિરૂપી અતરાય નડવાથી યૂરોપીયન પ્રજાની પ્રીતિવૃત્તિ દેશવાત્સલ્યથી વિશેષ આગળ વધી શકતી નથી, અને તેથી તેઓ પ્રીતિની સપૂર્ણ ખિલવણી કરી શકતા નથી, એ વાતમા મને હવે કાંઇ શકા રહી નથી. જે પ્રજા જગતની સાથે પોતાનો અમુક સબંધ છે, એ વાત શ્રદ્ધાપૂર્વક ન સ્વીકારે, તે પ્રજા જગતનાં મનુષ્યોનુ હિત સાધવાને તત્પર ન થાય, એમા હવે મને કાંઇ આશ્ચર્ય જેવુ જણાતુ નથી હવે પ્રીતિનો પારમાર્થિક અથવા ભારતવર્ષીય અનુશીલનનો મર્મ સમજાવવાની કૃપા કરશો ?

ગુરુ —પરતુ તે પહેલાં તારે ભારતવર્ષીય દૃષ્ટિએ ઇશ્વરનુ સ્વરૂપ વિચારી લેવુ જોઇએ ક્રિશ્ચિયનોનો ઇશ્વર જગતથી તદ્દન સ્વતત્ર છે અલબત્ત તે જગતનો ઇશ્વર છે, એમ મનાય છે, પરતુ જર્મની અથવા રૂશીયાનો ગજા જેવી રીતે સમસ્ત જર્મન પ્રજા અથવા રૂશીઅન પ્રજાથી એક સ્વતત્ર વ્યકિત છે, તેવીજ રીતે ક્રિશ્ચિયનોનો ઇશ્વર પણુ જગતથી એક પૃથક-જૂદીજ વ્યકિત ગણાય છે આ પૃથ્વીના રાજાઓની માફક તે ઇશ્વિર પણુ જગતથી ભિન્ન રહી રાજ્યપાલન તથા રાજ્યશાસન ચલાવે છે, અર્થાત્ દુષ્ટોનું દમન, શિષ્ટોનું પાલન, તથા લોકોની સાર સભાળ પણુ તે લે છે. તેમનો ઇશ્વર પોલીસની માફક મનુષ્યો ઉપર દેખરેખ રાખે છે. પૃથ્વીના રાજાની કૃપા પ્રાપ્ત કરવા જેવી રીતે આપણે પ્રયત્ન કરીએ છીએ તેવીજ રીતે તે જગતના ઇશ્વિરની કૃપા પ્રાપ્ત કરવા માટે મનુષ્યોએ તેના પ્રતિ પ્રીતિ તથા ભકિતભાવ દર્શાવવો જોઇએ.

હિંદુઓનો ઇશ્વર તેવો નથી. તે તો સર્વ ભૂતમય-સર્વ પ્રાણીમાત્રના અ તરાત્મા સ્વરૂપ છે તે જડ જગતમય નથી-પણુ જગતથી પૃથક્ છે, છતાં તેના વડેજ આ

જગતની સ્થિતિ તથા ગતિ છે. જેવી રીતે એક સૂત્રના આધારે મણિનો હાર શોભે છે, અને જેવી રીતે આકાશને વિષે વાયુ ગતિ કરે છે તેવીજ રીતે આ જગત્ ઈશ્વરનાજ આધારે ટકી રહ્યું છે. કોઈ પણ મનુષ્ય એવો નથી કે જેનામાં ઇશ્વરનો વાસ ન હોય તે પ્રત્યેક પ્રાણીમાત્રમાં વિદ્યમાન છે મારામાં પણ તેનોજ નિવાસ છે મને પ્રેમથી ચાહનાર મનુષ્ય ઇશ્વરનેજ ચાહે છે ઇશ્વરને નહિ ચાહનાર મનુષ્ય મને પણ ચાહી શકતો નથી, અને ઇશ્વરને ચાહનાર મનુષ્ય સકળ મનુષ્ય જાતિને પણ પ્રેમથી ચાહી શકે છે જે કોઇ, ઇશ્વરને ચાહી શકતુ નથી તે ઇશ્વરને કે પોતાને પણ ચાહી શકતો નથી. અર્થાત્ સમસ્ત જગત્ જ્યાંસુધી પ્રીતિની અતર્ગત થઈ ન જાય ત્યાંસુધી પ્રીતિનુ અસ્તિત્વજ સ્વીકારી શકાય નહિ. આ સમસ્ત જગત્ ઈશ્વરમય અથવા મારા પોતામયજ છે-હું પોતેજ છું એમ જ્યાં સુધી આપણે સમજી શકીએ નહિ, ત્યાંસુધી આપણે આપણને સંપૂર્ણ જ્ઞાન, નિર્મળ બુદ્ધિ, પવિત્ર ભક્તિ કે મનોહર પ્રીતિભાવ પ્રાપ્ત થવાની આશા રાખવી નિષ્ફળ છે. આ પ્રકારની જાગતિક પ્રીતિ એજ હિંદુધર્મનું મૂળ છે. આવી અછેદ્ય અને અભિન્ન જાગતિક પ્રીતિ સિવાય હિન્દુત્વ પણ સંભવતું નથી.

શ્રીકૃષ્ણ પરમાત્માના તે મહામહિમામય વાક્યોનુ પુનઃ સ્મરણ કરઃ—

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥
यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥ *

અથાત્—જે યોગયુક્ત આત્મા સર્વ પ્રાણીમાત્રમાં પોતાનેજ રહેલો સમજે છે અને પોતાનામાંજ સર્વભૂતોનો વાસ છે, એમ માને છે, તથા જે મને સર્વત્ર વ્યાપક સમજે છે અને મારામાજ સવને રહેલા જુવે છે તેનાથી હુ અદૃશ્ય રહેતો નથી તેમજ તે પણ મારાથી અદૃશ્ય રહેતો નથી

ટુંકામા એટલુજ કહેવુ બસ થશે કે હિન્દુશાસ્ત્ર અનુસાર મનુષ્યપ્રીતિ એ ઈશ્વરભક્તિની અંદરજ સમાવેશ પામી જાય છે. મનુષ્યપ્રીતિ ન હોય તો ઇશ્વરભક્તિ પણ અસંભવિત છે. ભક્તિ અને પ્રીતિ, હિન્દુશાસ્ત્રની દૃષ્ટિએ તદ્દન અભિન્ન

* વૈદિક ધર્મ પણ તેજ છે. વાજસનેય સંહિતોપનિષદ્માં કહ્યુ છે કેઃ—

यस्तु सर्वाणि भूतान्यात्मन्येवानुपश्यति ।
सर्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते ॥
यस्मिन् सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः ।
तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥

અને અચ્છેદ્ય છે–ભક્તિ વિના પ્રીતિ રહીજ ન શકે તેમ પ્રીતિ વિના ભક્તિ પણ રહી શકે નહિ ભક્તિતત્ત્વનુ સ્પષ્ટીકરણ કરતી વળા આ વાત હુ તને કહી ગયો છુ ભગવદ્ગીતા તેમજ વિષ્ણુપુરાણુવાળા પ્રલ્હાદચરિત્રમાથી મે જે વાક્યો તારી પાસ ઉધ્ધૃત કર્યા હતા, તે ઉપરથી પણ તુ જોઇ શકયો હોઈશ કે ભક્તિ અને મનુષ્ય પ્રીતિને બહુજ નિકટનો સબધ છે

જ્યારે હિરણ્યકશિપુએ પ્રલ્હાદને પ્રશ્ન કર્યો કે—" શત્રુની સાથે રાજાએ કેવા રીતે વર્તવુ જોઇએ ?" ત્યારે પ્રલ્હાદે ઉત્તરમા કહ્યુ —" શત્રુ હોઇજ કેમ શકે ? પ્રાણીમાત્ર વિષ્ણુમય–ઇશ્વરમય છે. શત્રુ અને મિત્ર એવા ભેદ કેવી રીતે પાડવ તેજ હુ તો સમજતો નથી " પ્રીતિતત્ત્વ સબધે આપણે જે વિચાર કરવાનો હતો તેનો થોડો અશ તો અહિજ સમાપ્ત થાય છે વસ્તુત પ્રલ્હાદના છેલ્લા શબ્દો એવા મહત્ત્વના છે કે એટલા શબ્દો ઉપરથીજ હિદુધર્મની શ્રેષ્ઠતા તથા મહત્તાનુ સંપૂર્ણ માપ કાઢી શકાય છે. પ્રલ્હાદના સકળ ઉત્તરો તથા ભગવદ્ગીતામાથી ચુટી કઢાડેલા વાક્યોનુ આ સ્થળે એકવાર પુન: સ્મરણ કરી લે જો તે વાકયો તારા સ્મરણમા ન રહ્યા હોય તો તેનું ઉક્ત ગ્રન્થોમાથી પુન: અધ્યયન કરી લે જ્યા સુધી એ વાકયોનુ મહત્ત્વ તારા હૃદયમા અકિત નહિ થાય ત્યાસુધી હિદુધર્મનુ પ્રીતિતત્ત્વ તુ સપૂર્ણ રીતે સમજી શકશે નહિ. આ પ્રીતિવડેજ જગત્ ટકી રહ્યુ છે જો આવી પ્રીતિ આપણામા સ્વાભાવિક રીતેજ ન હોત તો જગત્ કયારનુયે અવ્યવસ્થિત અને છિન્નભિન્ન થઇ ગયુ હોત પ્રીતિ વિના આ જગત્ કેવળ જડપિડ જેવુ જ બની ગયુ હોત મનુષ્યોમાં પ્રીતિતત્ત્વનો છેક અભાવ હોત તો બે વિદ્વેષી મનુષ્યો આ જગત્ ઉપર એક ક્ષણ માત્ર પણ જીવી શકત નહિ પ્રીતિના અભાવે આ સસાર કયારનો મનુષ્યશૂન્ય બની ગયો હોત, અને કદાચ તેમ ન બન્યુ હોત તો આ મનુષ્યલોકે અસહ્ય નરકનુ ભયકર રૂપ ધારણ કર્યું હોત ભક્તિ પછી પ્રીતિની આગળ બીજી એક ઉચ્ચવૃત્તિ નથી જેવી રીતે ઇશ્વરને વિષે આ જગત્ ગુથાયેલુ છે, તેવીજ રીતે પ્રીતિવડે આ જગત્ ગતિમાન થઇ રહ્યુ છે ઇશ્વર પોતેજ પ્રીતિ અને ઇશ્વર પોતેજ ભક્તિ સ્વરૂપે જગતનો એક માત્ર આધાર છે. પ્રાણીમાત્રના હૃદયમા જે પ્રીતિ તથા ભક્તિ રહેલી છે તે ઇશ્વરરૂપજ છે અજ્ઞાનને લીધે આપણે ઇશ્વરને ઓળખી શકતા નથી, તેમજ અજ્ઞાનને લીધે આપણે પ્રીતિ તથા ભક્તિનુ સપૂર્ણ માહાત્મ્ય સમજી શકતા નથી એટલાજ માટે મે કહ્યુ છે કે ભક્તિ તથા પ્રીતિના યોગ્ય અનુશીલન અર્થે મનુષ્ય માત્રે પોતાની જ્ઞાનાર્જની વૃત્તિઓને યથા યોગ્ય પ્રમાણમા કેળવવી જોઇએ. જ્ઞાનાર્જની વૃત્તિ જો કેળવાય નહિ તો ભક્તિ પ્રીતિ આદિ વૃત્તિઓ પણ વિકસિત થઇ શકે નહિ પ્રત્યેક વૃત્તિનુ યોગ્ય પ્રમાણમાં અનુશીલન અથવા ખીલવણી કરવી એ મનુષ્ય માત્રની પવિત્ર ફરજ છે, એમ કહ્યુ

હતુ તે એટલાજ માટે કે સમસ્ત વૃત્તિઓની યથાયોગ્ય સ્ફુતિ ન થાય તો ધર્મની પ્રાપ્તિ પણ થઇ શકે નહિ

શિષ્ય:—પ્રીતિવૃત્તિની ભારતવર્ષીય અથવા પારમાર્થિક અનુશીલન પદ્ધતિ મારા જાણવામા આવી ગઇ. જ્ઞાનદ્વારા ઇશ્વરનુ સ્વરૂપ સમજી જગતની સાથે તેની તથા આપણી અભિન્નતા છે, એવી ક્રમે ક્રમે આપણે દઢ શ્રદ્ધા પ્રાપ્ત કરવી જોઇએ છેવટે જ્યારે સર્વ લોકને આપણે આપણા આત્મા સમાન લેખતાં શીખીએ ત્યારેજ પ્રીતિવૃત્તિની સપૂર્ણ સ્ફુર્તિ થઇ એમ ગણાય. આત્મપ્રીતિ (સ્વાર્થવૃત્તિ) પણ એ જાગતિક પ્રીતિની વચમા વિઘ્ન નાખી શકતી નથી કારણ કે સમસ્ત જગત્ જો પ્રભુમય અથવા આત્મમય જણાવા લાગે તો પછી આત્મપ્રીતિ કોઇ હાનિ કરી શકે એવો સભવ રહેતો નથી. આવી પ્રીતિસ્ફુર્તિનુ પરિણામ છેવટે માત્ર દેશવાત્સલ્યમાંજ આવીને નહિ અટકતાં જગત્ વાત્સલ્યમાંજ પરિણામ પામે છે પ્રાકૃતિક (ભૌતિક અથવા સ્થૂલ) ઉન્નતિના પરિણામે યૂરોપમાં તો દેશવાત્સલ્યનો જન્મ થયો છે, પરન્તુ હું જાણવા માગુ છુ કે આપણા ભારતવર્ષમાં જગત્ વાત્સલ્ય ક્યાર જન્મ લીધો છે?

ગુરુ —આજકાલ એવુ બનતુ જોવામાં આવતુ નથી પાશ્ચાત્ય શિક્ષણના સસ્કારોએ આપણા ઉપર એવી તો સજ્જડ અસર કરી છે કે હવે આપણે જગતવત્સલ થવાને બદલે દેશવત્સલ થવા લાગ્યા છીએ. અત્યારે આપણને અન્ય પ્રજાઓ ઉપર તિરસ્કાર આવવા લાગ્યો છે, પરતુ અત્યાર સુધી આ દેશમાં એવુ કાંઇજ નહોતું. "દેશવાત્સલ્ય" એવી વસ્તુજ આ દેશમાં નહોતી. અન્ય પ્રજાપ્રતિ ભેદભાવે વર્તવુ, એવો કોઇને કદાપિ ખ્યાલ પણ આવતો નહોતો. હિંદુ રાજાઓની પછી મુસલમાન રાજાઓ થયા તોપણ હિદુઓએ તેમની સામે કશો વાંધો ઉઠાવ્યો નહિ. હિદુઓને મન હિદુ તથા મુસલમાન એક સમાન હતા. મુસલમાન પછી અગ્રેજો આવ્યા, તો પણ હિદુઓએ એકકે શબ્દ ઉચ્ચાર્યો નહિ, એટલુજ નહિ પણ હિદુઓએજ અગ્રેજોને બોલાવી રાજ્ય ઉપર બેસાર્યા. હિદુ સીપાઇઓ અગ્રેજોની તરફથી લડયા અને હિદુઓનુ રાજ્ય તેમનેજ અર્પણ કર્યું કારણ કે અગ્રેજો પોતાનાથી ભિન્ન જાતિના છે, એવો ખ્યાલજ હિદુ પ્રજાને આવી શક્યો નહોતો. અગ્રેજો પ્રત્યે તેમને મુદ્દલ દ્વેષભાવ નહોતો. આજે પણ ભારતવર્ષ અગ્રેજી રાજ્યપ્રત્યે સપૂર્ણ વફાદાર છે અગ્રેજ પ્રજા હિંદુજાતિની આવી પ્રભુભક્તિ–રાજભક્તિ સમ્યક્‌રૂપે સમજી શકતી નથી, અને તેથી તે હિદુજાતિને દુર્બળ માની કૃત્રિમ પ્રભુભક્ત જાતિ માને છે. પરતુ અગ્રેજી પ્રજાની તે એક ગભીર ભૂલ છે, એમ કહેવાની જરૂર નથી.*

* અગ્રેજ પ્રજાની એ ભૂલ, અને તે લોકોને શ્રેષ્ઠ માની લેવાની હિદીઓની ભૂલ, એ બન્ને ભૂલો અથવા ભ્રમણાઓનો ઘટસ્ફોટ હવે કેવી રીતે થવા માંડયો છે તે વાત હવે પ્રસિદ્ધજ છે સંપાદક

શિષ્યઃ—પરતુ હિંદુ પ્રજા અથવા અગ્રેજોના હિદુ સીપાઇઓ " ઇશ્વર સર્વ ભૂતમાત્રમા છે, સર્વત્ર આત્મતત્ત્વ છે " એમ માનીનેજ અગ્રેજો તરફથી લડયા હોય એમ હુ તો માની શકતો નથી.

ગુરુઃ—સાધારણ જનસમાજ એવી તાત્ત્વિક વાતોને સમજી ન શકે. એ વાત તો તદ્દન સ્પષ્ટજ છે પરતુ જાતીય ચરિત્ર સર્વદા જાતીય ધર્મનેજ અવલબી રહ્યુ હોય છે, એ સિદ્ધાંત વિસરી જવો જોઇતો નથી. જેઓ પોતાનો જાતીય ધર્મ સમજતા નથી તેઓને પણ જાતીય ધર્મને અધીન રહ્યા સિવાય ચાલતુ નથી. અર્થાત્ જાતીયધર્મદ્વારાજ જાતીય ચરિત્ર ઘડાય છે ધર્મનો ગૂઢ મર્મ તો બહુજ અલ્પ મનુષ્યો સમજી શકે છે; પરતુ જેઓ તે ગૂઢ મર્મ સમજી શકે છે તેમની આજ્ઞાથી અને તેમના અનુકરણદ્વારા તે દેશનુ જાતીય ( સામાજીક ) ચરિત્ર પણ ક્રમે ક્રમે ગઠિત તથા શાસિત થતુ ચાલે છે હુ તને જે અનુશીલન ધર્મ આજે સમજાવવા બેઠો છુ તે ધર્મ પણ સર્વ સાધારણ હિદુ પ્રજાને માટે સહજે સમજાય એમ હુ માનતો નથી, પરતુ એટલુ તો નિશ્ચિતજ છે કે જો વિદ્વાન્ પુરુષો આ ધર્મના રહસ્યને બરાબર સમજીને ગ્રહણ કરે તો તેમની આજ્ઞા અને અનુકરણદ્વારા સમસ્ત હિદુજાતીનું જાતીય ચરિત્ર પણ ગઠિત થયા વના રહે નહિ જાતીય ધર્મનુ મુખ્ય ફળ બહુજ અલ્પ મનુષ્યોને પ્રાપ્ત થાય છે પરતુ તેનુ ગૌણ ફળ તો સૌ કોઇને અવસ્યજ પ્રાપ્ત થાય છે

શિષ્ય—એક વાત હજી બરાબર સમજાઇ નહિ આપે પ્રીતિની જે પારમાર્થિક અનુશીલનપદ્ધતિ દર્શાવી તેના પરિણામે જગત્ વાત્સલ્યમાં દેશવાત્સલ્ય સમાઇ જાય, એ વાત તો હુ સમજી ગયો પણ દેશવાત્સલ્યના અભાવે આ ભારતવર્ષ સાતસે વર્ષથી પરાધીનપણે અવનતિ પામતો જાય છે, તેનો કાંઇ વિચાર કર્યો ? આપે કહી તે પારમાર્થિક પ્રીતિ સાથે જાતીય ઉન્નતિને કાંઇ સબધ છે ખરો ?

ગુરુઃ—નિ'કામ કર્મયોગદ્વારાજ જાતીય ઉન્નતિ થઈ શકે. પોતાના સર્વ કર્તવ્ય-કર્મ નિષ્કામપણે કરવા જોઇએ જે કર્મો ઇશ્વરાનુમોદિત એટલે કે શાસ્ત્રસમ્મત હોય તેજ કર્મો અનુષ્ઠેય છે, એ વાત તો પૂર્વે હુ કહીજ ગયો છુ. આત્મરક્ષા, દેશરક્ષા, પરપીડિતની રક્ષા, અને પતિતોનો ઉદ્ધાર–એ સર્વ ઈશ્વરાનુમોદિત કર્મો છે, અને તેથી તે આચરવા યોગ્ય છે અર્થાત્ નિષ્કામ ચિત્તે આત્મરક્ષા, દેશરક્ષા, પીડિત બન્ધુઓની રક્ષા તથા દેશીય લોકોની ઉન્નતિ કરવાના પ્રયત્નો અત:કરણ પૂર્વક કરવા જોઇએ.

શિષ્યઃ—નિષ્કામપણે આત્મરક્ષા કેમ થઇ શકે, તે સમજાતુ નથી. આત્મરક્ષા પોતેજ સકામ છે.

ગુરુ—તે પ્રશ્નનો ઉત્તર હવે પછી આપીશ.

# अध्याय २२ मो–आत्मप्रीति

શિષ્ય—નિષ્કામ આત્મરક્ષા કેવી રીતે થઇ શકે એ પ્રશ્નનો ઉત્તર આપે આજે આપવાનુ કહ્યુ છે. કૃપા કરીને તેનુ સમાધાન કરો તો સાભળવાની ઇચ્છા છે.

ગુરુ—આપણા ભક્તિવાદના સમર્થન માટે કોઈ પાશ્ચાત્ય પડિત પ્રમાણ આપે એવી આશા હુ રાખતો નથી. છતા હર્બર્ટસ્પેન્સરની એક યુક્તિનો ભાવાર્થ હુ તને કહુ તે સાભળ—

"ઇશ્વરની સૃષ્ટિની રક્ષામાટે પ્રત્યેક પ્રાણીએ પોતાની આત્મરક્ષા કરવી જોઇએ. સૃષ્ટિ રક્ષા અર્થે આત્મરક્ષા અત્યત પ્રયોજનીય છે, અને તેથી તે ઇશ્વરોદ્દિષ્ટ કર્મ છે એ ઈશ્વરાનુમોદિત કર્મ સર્વદા નિષ્કામપણે કરવુ જોઇએ આત્મરક્ષા પણ નિષ્કામપણે થઇ શકે છે, અને તેમ કરવુ એ પ્રાણીમાત્રની ફરજ છે."

હવે, પરહિત અને પરરક્ષાની સાથે આ આત્મરક્ષાની સરખામણી કરી જો. પરહિત ધર્મ કરતાં પણ આત્મરક્ષાધર્મનુ ગૌરવ અધિક છે જો જગતના લોકો પરસ્પરનુ હિત ન કરે, અથવા પરસ્પરની રક્ષા ન કરે તો તેથી જગત્ મનુષ્ય-રહિત થઇ જાય એવો સભવ નથી. ઉદાહરણ તરીકે અસભ્ય કિંવા જગલી મનુષ્યો પરહિત ધર્મને લેશ પણ સમજતા નથી. છતાં પણ જગત્માથી જગલી જાતિઓ હજી નષ્ટ થઈ નથી, અને થઈ શકે પણ નહિ, પરતુ કોઇ પણ સભ્ય અથવા અસભ્ય સમાજ જો આત્મરક્ષામાં બેદરકાર રહે તો તેનો નાશ તો વહેલો મોડો થયા વિના રહેજ નહિ જો પ્રત્યેક મનુષ્ય અથવા પ્રત્યેક પ્રાણી પોતાની આત્મરક્ષા અર્થે સર્વદા તત્પર ન રહે તો જગત્માં એક પણ મનુષ્ય કે એક પણ પ્રાણી બચી શકે નહિ મતલબ કે પરહિત કરતા પણ પોતાના પ્રાણની રક્ષા કરવી એ અત્યત પ્રયોજનીય છે.

શિષ્ય—આપના આ સિદ્ધાતો મને તો નાસ્તિક જેવા જણાય છે કેમકે હુ કોઇને કાઇ પણ આપ્યા વિના મારૂ પેટજ ભર્યા કરૂં તો તેનુ પરિણામ શુ આવે?

ગુરુઃ—તુ તારા માટે જે કાંઇ ખાવાની સામગ્રી એકત્ર કરી શકે, તે સર્વ સામગ્રી જો તુ દરરોજ અન્યને વહેચી દે તો, બહુ બહુ તો સાત–આઠ દિવસે તારા દાનધર્મનો અત આવ્યા વિના રહે નહિ, કારણ કે તુ પોતે ખાઈ ન શકે તો તારો દેહ પણ ટકી શકે નહિ. પરાર્થે કાંઇ પણ વાપરવુ નહિ, એમ હું કહેવા માગતો નથી, પરતુ પોતાની આત્મરક્ષાઅર્થે પણ પ્રત્યેકે ખાવુ તો જોઇએ, એજ હું કહેવા માગું છું. પરાર્થે કાંઇ પણ વાપરી શકે એવી જેની સ્થિતિ ન હોય, તેણે પરને આપ્યા વિના પોતેજ પોતાનો નિર્વાહ ચલાવી લેવો જોઇએ. અહીંઆં કેટ-

વીક ગેરસમજ ઉત્પન્ન થવાનો ભય છે ખરો. જેઓ પોતાના મોજશોખની ખાતર બખલૂટ ખર્ચ કર્યા કરતા હોય, તેઓ પરાર્થે કાંઇ પણ દાન આપી શકે નહિ, તો તે તેમને માટે કોઇ પણ રીતે ક્ષતવ્ય લેખી શકાય નહિ જેઓ ભૂતમાત્રમાં આત્મબુદ્ધિ રાખતા હોય, તેમણે તો પોતાના આહારમાં અને પરના આહારમાં કોઇ પણ પ્રકારનો ભેદભાવ રાખવો ઉચિત નથી; કારણ કે પોતાનામા અને અન્યમાં સમાન બુદ્ધિ રાખવી એજ શ્રેષ્ઠ ધર્મ છે

શિષ્ય—ઉદાહરણ આપવામાંજ મારી ભૂલ થઇ ગઇ પરોપકારાર્થે પોતાના પ્રાણનો ભોગ આપવો એ શું આપણું કર્તવ્ય નથી ?

ગુરુ—અનેક સમયે તેમ કરવું એ પણ આવશ્યક કર્તવ્ય છે, અને તેવે સમયે તે કર્તવ્ય નહિ બજાવવું એ અધર્મ છે.

શિષ્ય.—એ વિષે કૃપા કરીને એક બે દષ્ટાંતો આપો તો સાભળવાની ઇચ્છા છે

ગુરુ—જે માતાપિતાના પ્રતાપે તને આ દેહ પ્રાપ્ત થયો છે, અને જેમના પ્રતાપે તું કર્મ તથા ધર્મ કરવાને યોગ્ય બન્યો છે, તે માતાપિતાની રક્ષાર્થે પ્રસગોપાત પ્રાણ અર્પણ કરવો પડે તો કરવો એ ધર્મ છે, અને તેવે પ્રસગે તે કર્તવ્ય ન બજાવવું તે અધર્મ છે

તેવીજ રીતે તને પ્રાણદાન આપવાનો જો અન્ય કોઇએ પ્રયત્ન કર્યો હોય, તો તેમને માટે પણ તારે પ્રાણનું બલિદાન આપવાને તત્પર રહેવું જોઇએ

તેજ પ્રમાણે જેઓના રક્ષકતરીકે તારે તારૂં કર્તવ્ય બજાવવાનું હોય, તેમને માટે પણ પ્રાણ આપવો એ પણ તારૂં આવશ્યક કર્તવ્ય છે હવે, તું કોનો કોનો રક્ષક છે, તે વિષે વિચાર કરી જો. એક તો તારા સ્ત્રી–પુત્રાદિનો અને તારા પરિવાર વર્ગનો, (૨) સ્વદેશનો, (૩) તારા સ્વામીનો—અર્થાત્ જેઓ તને પગાર આપી પોતાના કાર્યમા યોજે છે તે શેઠનો, અને (૪) શરણાગતનો એટલા માટે સ્ત્રીપુત્રાદિ પરિવાર, સ્વદેશ, સ્વામી તથા શરણાગત વિગેરેની રક્ષાઅર્થે તારે તારા પ્રાણની આહુતી આપવી એ તારો ધર્મ છે

જેઓ પોતાની રક્ષા કરવાને અશક્ત હોય, તેમની રક્ષા મનુષ્યમાત્રે કરવી જોઇએ. સ્ત્રીઓ, બાળકો, વૃદ્ધો, રોગીઓ તથા આંધળા–અપગો વિગેરે પોતાની રક્ષા કરી શકતા નથી આવા મનુષ્યોની રક્ષાઅર્થે પણ આપણે પ્રાણનો ત્યાગ કરવો પડે તો તે કરવો એ ધર્મ છે

એ સિવાય પણ પ્રાણપરિત્યાગ કરવાના અનેક પ્રસગો આવે છે, કે જેની અત્યારે ગણત્રી થવી અશક્ય છે, તેમજ તેની એટલી બધી આ પ્રસગે જરૂર પણ નથી જેની જ્ઞાનાર્જની તથા કાર્યકારિણી વૃત્તિઓ યથાયોગ્ય વિકાસ પામી હોય છે, તેઓ કેવે પ્રસગે પ્રાણપરિત્યાગ કરવો તે ધર્મ છે, અને કેવે પ્રસગે તેમ કરવું એ

અધર્મ છે તે વાત બહુ સારી રીતે સમજી શકે છે

શિષ્ય:—આપનો કહેવાનો આશય એવો છે કે આત્મપ્રીતિ એ અન્ય પ્રત્યેની પ્રીતિવૃત્તિની વિરોધી હોવા છતા તે તિરસ્કારને પાત્ર તો નથીજ, પરતુ આત્મપ્રીતિને યોગ્ય નિયમોથી સીમાબદ્ધ કરીનેજ તેનુ ઉચિત અનુસરણ તથા વિકાસ કરવો જોઇએ. એમજને ?

ગુરુ:—વસ્તુત. જો સ્વ-પરમાં કાંઇ ભેદ ન લાગતો હોય અને સર્વ કોઇ સમાન છે, એવી વૃત્તિ સતત રહ્યા કરતી હોય, તો તો પછી સ્વ અને પર એવા ભેદો પાડવા એજ અનુચિત છે આત્મપ્રીતિને યોગ્યરૂપે કેળવવાથી તથા તેને વ્યવસ્થિત બનાવવાથી ક્રમે ક્રમે તેનો સમાવેશ જાગતિક પ્રીતિમા થઈ જાય છે, કારણ કે આપણે કાંઈ આ જગતની બહાર નથી ધર્મનુ, અને તેમા પણ ખાસ કરીને હિંદુધર્મનું મૂળ એક માત્ર ઈશ્વર છે. ઈશ્વર સર્વ ભૂતમા વ્યાપ્ત છે, અને તેથી પ્રાણીમાત્રનું હિત સાધવુ એજ આપણો ધર્મ છે હુ પૂર્વેજ કહી ગયો છુ કે સર્વ વૃત્તિઓને ઇશ્વરમુખી કરવી એ મનુષ્યજન્મનો અતિમ ઉદ્દેશ છે જો પ્રાણીમાત્રના હિતસાધનમાં ધર્મ હોય તો પછી પરનુ હિતસાધન કરવુ એ પણ ધર્મકર્તવ્ય છે, એમ કહેવાની જરૂર રહેતી નથી તેવીજ રીતે પોતાનુ હિત સાધવુ એ પણ આપણું ધર્મકર્તવ્ય છે, કારણ કે આપણે પણ સર્વ ભૂતના અંતગતજ છીએ જેવી રીતે અન્ય પ્રાણીઓમા ઇશ્વરનુ અસ્તિત્વ છે, તેવીજ રીતે આપણામા પણ છે, એ વાતનો અસ્વીકાર કેવી રીતે થઇ શકે ? સારાશ કે પરપ્રાણીની રક્ષા કરવી એ જેમ આપણો ધર્મ છે, તેવીજ રીતે પોતાની રક્ષા કરવી એ પણ આપણો ધર્મ છે

શિષ્ય—પણ મૂળ વાતમાજ મોટો વાધો આવે છે, તેનુ કેમ ? જે સ્થળે આત્મહિત અને પરહિત વચ્ચે પરસ્પર વિરુદ્ધતા ઉપસ્થિત થાય ત્યારે આત્મહિત સાધવુ કે પરહિત સાધવુ તેનો નિર્ણય કેવી રીતે કરવો ? અત્યાર પૂર્વેના ધર્મવેત્તાઓ એમજ કહી ગયા છે કે જ્યાં આવો વિરોધ ઉત્પન્ન થાય ત્યાં પરહિત સાધવું એજ ધર્મ છે તે વિષે આપનો શુ અભિપ્રાય છે ?

ગુરુ:—તેં જે છેલ્લી વાત કહી તેવી વાત કોઇ ધર્મમા હોય એમ મારા જાણવામાં નથી ક્રિશ્ચિયન ધર્મ કહે છે કે બીજાઓ તરફથી જે પ્રકારના વર્તનની ઇચ્છા તમે રાખતા હો તેવા પ્રકારનુ વર્તન તમે તેમના પ્રત્યે કરો આ વચન ઉપરથી એટલુ તો સમજી શકાય છે કે તેમા પરહિતને પ્રાધાન્ય આપવાને બદલે સ્વહિત તથા પરહિત એ ઉભયને એકસરખુ મહત્ત્વ આપવામા આવ્યુ છે પરતુ એ વાતને આપણે હમણાં રહેવા દઇએ, કારણ કે આપણે પણ આ અનુશીલન તત્ત્વની વ્યાખ્યામાં, ખાસ પ્રસગે પરહિતનેજ અગત્યનુ સ્થાન આપવુ પડશે, પરતુ તારા પ્રશ્નનો નિર્ણય તો બહુજ સરળ રીતે થઇ શકે તેમ છે. તારા પ્રશ્નના ઉત્તરમાં

સર્વથી પ્રથમ મારે એટલું કહી દેવું જોઇએ કે પરનું અનિષ્ટ થાય એ તો સદાય અધર્મજ છે એટલે કે અન્યનું અનિષ્ટ કરી પોતાનું હિત સાધવાનો કોઇને પણ અધિકાર નથી હિંદુધર્મ તથા ક્રિશ્ચિયનધર્મ તથા બીજા ધર્મો પણ આમાં સમ્મત થયા વિના રહેશે નહિ વર્તમાન દાર્શનિકો તથા નીતિવેત્તાઓ પણ તેથી જુદા પડી શકે તેમ નથી અનુશીલન તત્ત્વ તું જો બરાબર સમજી શકયો હોઇશ તો તારા લક્ષમાં આટલી વાત તો ખાસ કરીને આવીજ હશે કે પરનું અનિષ્ટ ચિંતવવું એ પણ ભક્તિ, પ્રીતિ આદિ શ્રેષ્ઠ વૃત્તિઓના અનુશીલનમાં મહાન્ વિઘ્નરૂપ છે, એટલુંજ નહિ પણ સમાનભાવ કે જેને ભક્તિ તથા પ્રીતિના લક્ષણરૂપ માનવામાં આવે છે, તે સમાનભાવનો પણ એ દુષ્ટવૃત્તિ ઉચ્છેદ કરે છે પરનું અનિષ્ટ કરવાની ભાવનાથી ભક્તિ–પ્રીતિ–દયા આદિ શ્રેષ્ઠ વૃત્તિઓ લુપ્ત થઇ જાય છે, એટલા માટે અન્યનું અહિત કરીને પણ પોતાનું હિત સાધી લેવું એ તો છેકજ અનુચિત છે હિંદુશાસ્ત્રની તથા આપણા અનુશીલન ધર્મની પણ એજ આજ્ઞા છે આત્મપ્રીતિનો ઉપર કહ્યો તે એક મુખ્ય નિયમ છે.

શિષ્ય·—આ નિયમનો અમલ કેવી રીતે કરવો, તે સમજાવો દાખલાતરીકે એક માણસ ચોર છે, અને તેનાં સ્ત્રીપુત્રાદિ કુટુંબીઓ ભુખથી ટળવળી રહ્યાં છે ચોરી કરનારા મનુષ્યો ઘણું કરીને એવી અવસ્થાજ ભોગવતા હોય છે, એમ કહેવાની જરૂર નથી એવો કોઇ ચોર, ધારો કે મારે ત્યાં રાત્રે ખાતર પાડવા આવે, અને તાળાં તોડવા માંડે તો તે વખતે મારે શું તેને ન પકડવો? ચોરી કરવાનો તેનો ઉદ્દેશ પોતાના પરિવાર વર્ગને અન્ન–વસ્ત્ર આપવા સિવાય બીજો કાંઇજ નથી, એ વાતનો હું અસ્વીકાર નથી કરતો, પરંતુ એવા ચોરને જતો કરવો, અથવા તો તેને ઇનામ આપીને વિદાય કરવો, એને આપ શું યોગ્ય ધારો છો?

ગુરુ—નહિ, એવાઓને તો પકડી યોગ્ય સજા અપાવવી જોઇએ

શિષ્ય—એમ કરવાથી મારી સંપત્તિની તો રક્ષા કરી શકું અને મારૂં પોતાનું હિત સાધી શકું, પણ પેલા ચોરનું તથા તેના કુટુંબીઓનું ભયંકર અનિષ્ટ થાય તેનું શું કરવું? આપનો પ્રથમ નિયમ હવે કયાં ગયો?

ગુરુ:—ચોરનાં નિરપરાધી સ્ત્રીપુત્રાદિ જો ભુખથી રીબાતાં હોય અને તેમને ખાવા માટે તું કાંઇ આપે તો તે કાર્ય અયોગ્ય નજ કહેવાય. ચોર પોતે પણ ક્ષુધા–તૃષાથી પીડાતો હોય તો તેને પણ અન્ન–પાણી આપવું જોઇએ, પરંતુ તેને તેની ચોરીના અપરાધ માટે તો અવશ્ય દંડ મળવોજ જોઇએ, કારણ કે ચોર વિગેરેને જો ઉચિત શિક્ષા ન કરવામાં આવે તો તેથી આપણું એકલાનુંજ નહિ પણ સમસ્ત મનુષ્યજાતિનું અનિષ્ટ થાય છે ચોરોને આશ્રય આપવાથી ચૌર્યવૃત્તિને ઉત્તેજન મળે છે અને તેથી એકંદરે સમાજનું અહિતજ થાય છે

શિષ્ય —આ તો આપે વિલાયતી હિતવાદનો સિદ્ધાંત રજુ કર્યો જનસમાજના મોટા ભાગનું મોટું હિત થાય એ સૂત્રનું આવા પ્રસંગે અવલમ્બન લેવું જોઇએ, એમજ આપ કહેવા માગો છો ને ?

ગુરુ —હિતવાદનો સિદ્ધાંત મશ્કરીમાં ઉડાવી મૂકવા જેવો નથી હિતવાદીઓની એક મહાન્ ભૂલ છે તે આપણે સુધારી લેવી જોઇએ તેઓ એમ કહે છે કે હિતવાદની અંદરજ સમસ્ત ધર્મોનું રહસ્ય સમાઇ જાય છે, પણ તે તેમનો ભ્રમ છે. હિતવાદ તો ધર્મતત્ત્વનો એક સામાન્ય અંશમાત્ર છે મે હિતવાદને ઉપર જે મહત્ત્વ આપ્યું તેને તો આપણા અનુશીલનવાદના એક ખુણામાજ હું સ્થાન આપું છું. હિતવાદનો સિદ્ધાંત સત્ય છે, પણ તે ધર્મતત્ત્વના સમસ્ત ક્ષેત્ર ઉપર પ્રસરી જાય એટલો બળવાન નથી ધર્મ જોઇએ તો ભક્તિમા અથવા સર્વભૂતમાત્રમાં સમદૃષ્ટિ રાખવામાં છે એ ભક્તિ કિંવા સમદૃષ્ટિરૂપી મહાશિખરમાથી જે હજારો નદીઓ તથા ઝરાઓ વહે છે તે પૈકી હિતવાદ તો એક નજીવામાં નજીવો ઝરો માત્ર છે પરંતુ તે ઝરાનું જળ પવિત્ર છે હિતવાદ પણ ધર્મનો છેજ હિતવાદને અધર્મ કહેવાનું સાહસ કરવું એ મૂર્ખતા છે

વિશેષ સ્પષ્ટ રીતે કહું તો અનુશીલન ધર્મમા "જનસમાજના મોટા ભાગનું મોટું હિત થાય" તે સિવાય અન્ય કોઈ વાત કહેવાની નથી. દાખલાતરીક ભૂતમાત્રનું હિતસાધન કરવું એ જો ધર્મ હોય તો પછી એક જણનું હિતસાધન કરવું એ પણ ધર્મજ છે. એક જણને બદલે જો દશ જણનું એક સરખું હિત થતું હોય તો તે વળી એકના હિતની અપેક્ષાએ દશ ગણો ધર્મ છે જો એક તરફ એકજ વ્યક્તિનું હિત સધાતું હોય અને બીજી તરફ દશ જણનું તેટલુંજ હિત સધાતું હોય તો એક જણના હિતના ભોગે પણ બીજા દશ જણનું હિત સાધવું એ ધર્મ-કર્તવ્ય છે. આવા સ્થળે દશ જણના હિતના ભોગે એક વ્યક્તિનું હિત થવા દેવું એ અધર્મ છે * મોટા ભાગના હિતનો સિદ્ધાંત આવા સ્થળે સફળ થાય છે.

બીજી રીતે કહીએ તો એક તરફ એક જણનું સ્વલ્પ હિત સધાતું હોય અને બીજી તરફ એક જણનું વિશેષ હિતસધાતું હોય તો આવા સ્થળે અલ્પ હિતનો પરિત્યાગ કરી વિશેષ હિતસાધન થવા દેવું એજ ધર્મ છે, અને તેથી વિરુદ્ધ વર્તવું એ અધર્મ છે મહાન્ હિતનો સિદ્ધાંત આવા સ્થળે સ્પષ્ટ થાય છે

શિષ્ય —આ વાતો તો બહુજ સરળ અને સ્પષ્ટ છે

ગુરુઃ—આ વાતો અત્યારે જેટલી સ્પષ્ટ જણાય છે તેટલી કાર્ય કરતી વેળા

* દશ જણના હિતાર્થે એક જણનું અનિષ્ટ કરવું, એવો અર્થ મહેરબાની કરીને આ ઉપદેશમાંથી કોઇએ કહાડવો નહિ, કારણ કે એવો અર્થ યથાર્થ ધર્મથી વિરુદ્ધ છે, એમ કહેવાની જરૂર નથી

સ્પષ્ટ જણાતી નથી. દૃષ્ટાંતતરીકે એક તરફ એક કુલીન બ્રાહ્મણ ગરીબાઇને લીધે પોતાની કન્યા મોટી વયની થઇ જવા છતાં પરણાવી શકતો ન હોય અને બીજી તરફ એકાદ ગરીબનું કુટુંબ ભુખમરાથી અધમુવા જેવી અવસ્થા ભોગવતુ હોય, એવા પ્રસંગે મોટું હિત પેલા ગરીબના પક્ષમાં હોવા છતાં તેને પૂરો એક આનો પણ તું આપી શકશે નહિ અને પેલા બ્રાહ્મણને પાંચ રૂપીયા આપવા છતાં પણ તને તે રકમ નજીવી જણાશે. આ પ્રમાણે અનેક પ્રસંગોએ બને છે વિશેષ હિત કોના પક્ષમાં છે, તેનો યથાવત્ તોલ અથવા વિવેક બહુજ ઓછા મનુષ્યો કરી શકે છે

શિષ્ય —એ વાતને જવા દો. થોડાં મનુષ્યો કરતાં વધારે મનુષ્યોનું હિત-સાધન એ ધર્મ છે, તેમજ એક મનુષ્યના અલ્પહિતને બદલે બીજા મનુષ્યોનું તેથી વધારે હિત થતું હોય તો તે વિશેષ હિત કરવું એ ધર્મ છે, એ વાત સમજાઇ, પરંતુ જે સ્થળે એક મનુષ્યનું વધારે હિત સધાતું હોય અને બીજી તરફ દશ મનુષ્યોનું અલ્પ હિત સધાતું હોય ત્યાં શું કરવું ?

ગુરૂ —એવે સ્થળે માર્ક મૂકવા, અર્થાત્ આંકડાની ગણત્રીથી કામ કરવું જોઇએ. ઉદાહરણતરીકે કલ્પના કર કે એક તરફ એક મનુષ્યનું જેટલું હિત સધાતું હોય તેના ચોથા ભાગ જેટલું હિત જો સો મનુષ્યોનું-પ્રત્યેકનું સધાતું હોય તો એકંદરે પચીશ મનુષ્યોનું હિતસાધન એક મનુષ્યના હિતસાધન કરતાં ઘણુંજ વધી જાય. આવા પ્રસંગે એક જણનું વિશેષ હિતસાધન રહેવા દઇ સો જણનું અલ્પ હિતસાધન કરવું, એ ધર્મ છે. બીજી રીતે જોતાં એક મનુષ્યનું જેટલું હિત સધાતું હોય તેના હજારમા ભાગ જેટલું હિતસાધન જો સો મનુષ્યોનું સધાતું હોય તો તેવે સ્થળે સો જણના હિતને રહેવા દઇ એક મનુષ્યનું સંપૂર્ણ હિત સધાતા દેવું એ કર્તવ્ય છે કારણ કે સો મનુષ્યોના હિતની પેલા એક મનુષ્યના સુખની સાથે તુલના કરીએ તો માત્ર એક દશાંશજ થાય

શિષ્ય:—હિતાહિતનું એવી રીતે માપ થઇ શકે એ સંભવિત નથી. પ્રત્યેક પ્રસંગે જો એમ હિસાબ કરવા બેસીએ તો હિસાબમાં ને હિસાબમાંજ સમય નીકળી જાય.

ગુરૂ —અનુશીલનતત્ત્વના અભ્યાસીઓને માટે એ કાર્ય બહુ સરળ છે. જેઓની સર્વ પ્રકારની વૃત્તિઓ અને તેમાં પણ વિશેષે કરીને જેઓની જ્ઞાનાર્જની વૃત્તિઓ સારી રીતે કેળવાઇને સ્ફુર્તિપાત્ર (સૂક્ષ્મ) થઇ હોય તેઓ હિતાહિતનો નિર્ણય બહુ સારી રીતે કરી શકે છે જેઓ અનુશીલનપદ્ધતિથી વિમુખ છે તેઓનેજ એ કામ કઠિન જેવું જણાય છે વસ્તુત એવા મનુષ્યોને માટે સર્વ પ્રકારનો ધર્મ દુસાધ્ય છે, એ વાત હું તને પૂર્વે જણાવી ગયો છું. યૂરોપીય હિત-વાદીઓ એ વિષે બહુજ સ્પષ્ટ રીતે પોતાના સિદ્ધાંતો પ્રતિપાદન કરે છે, તેથી મારે તે વિષયપરત્વે વિશેષ વિસ્તારથી બોલવાની જરૂર નથી. અનુશીલનવાદ તથા હિત-

વાદના સ્થાનો તારાથી નિશ્ચિત થઇ શકે એટલા માટેજ મે હિતવાદસબધી અત્રે પસારો કર્યો છે.

શિષ્ય —એ સ્થાનોનુ જરા સ્પષ્ટીકરણ કરો

ગુરુ—હિતવાદ તથા અનુશીલનવાદ, બંનેનો પ્રીતિવૃત્તિના સામજસ્યમાં સમાવેશ થઇ જાય છે સર્વ ભૂતપ્રત્યે સમાન ભાવ રાખવો જોઇએ; પરતુ જે સમયે વ્યક્તિ-વિશેષનુ હિત પરસ્પર વિરોધી જણાય તે સમયે આંકડા મૂકીને તથા નિષ્પક્ષપાત બુદ્ધિએ તુલના કરીને જનસમાજના મોટા ભાગનુ વિશેષ હિત ક્યાં સમાયેલુ છે, તેનો નિર્ણય કરવો જોઇએ તટસ્થપણે રહી બે વ્યક્તિઓના હિતાહિતનો નિર્ણય કરવો એ કાર્ય બહુ કઠિન નથી, પરતુ જ્યારે આત્મહિત અને પરહિત વચ્ચે વિરોધ ઉત્પન્ન થાય છે, ત્યારે મનુષ્ય પોતાની સમતોલન વૃત્તિને ગુમાવી બેસે છે એટલા માટે એવે સ્થળે નીચેના નિયમો સદા સ્મરણમાં લાવવા જોઇએ –

(૧) જ્યારે એક તરફ તારૂ પોતાનુ હિત સમાયેલું હોય અને બીજી તરફ એક કરતાં વધારે મનુષ્યોનુ સરખુ હિત રહેલું હોય, ત્યારે તારે આત્મહિત ત્યજી દઈ પરહિત કરવુ એ ધર્મ છે

(૨) જ્યારે એક તરફ તારૂં પોતાનુ હિત સમાયેલુ હોય અને બીજી તરફ બીજા કોઇએક મનુષ્યનુ અધિક હિત સમાયેલુ હોય, તો તે સ્થળે પણ તારે પરહિતજ કરવા તત્પર થવુ જોઇએ

(૩) જ્યારે એક તરફ તારૂં વિશેષ હિત સમાયેલુ હોય અને બીજી તરફ બીજાનુ અલ્પહિત સમાયેલુ હોય તે સ્થળે જે તરફની હિતની માત્રા એકદરે વિશેષ જણાય તે તરફનુ હિતસાધન કરવુ એજ કર્તવ્ય છે. જો સામા પક્ષના હિતની માત્રા એકદરે વિશેષ પ્રમાણમા જાય તો સામા પક્ષનુ હિત થવા દેવુ અને જો તારા પક્ષનુ હિત વિશેષ પ્રમાણમાં થતું હોય તો તારે પોતાનુ હિત સાધવુ

શિષ્ય —પણ (૪) જે સ્થળે બન્ને પક્ષનુ હિત સમાનભાવે રહેલુ હોય ત્યાં શુ કરવુ ?

ગુરુ —તે સ્થળે પરહિત થવા દેવુ એજ ધર્મ અથવા કર્તવ્ય છે

શિષ્ય.—કેમ ? જો સર્વ ભૂતમાત્ર સમાનજ હોય તો પછી ઉક્ત પ્રસગે પણ સ્વ તથા પર પ્રત્યે સમાન ભાવ કેમ ન રાખવો ?

ગુરુ —તેનો ઉત્તર અનુશીલનવાદ બહુ યોગ્ય પ્રકારે આપે છે પ્રીતિવૃત્તિ પરાનુરાગિણી હોય છે કેવળ આત્માનુરાગિણી (સ્વાર્થી) પ્રીતિને પ્રીતિ કહી શકાય નહિ પોતાનુજ હિત સાધીને બેસી રહેવાથી પ્રીતિનુ અનુશીલન, સ્ફુરણ તથા સાર્થક્ય થતુ નથી. પરહિત સાધનાર્થે જો પ્રીતિનો ઉપયોગ થાય તોજ તે પ્રીતિવૃત્તિ વિશેષ ઉન્નત તથા દિવ્ય બની શકે એટલા માટે જ્યારે સ્વાર્થ તથા

પરાર્થ વચ્ચે ખેચાખેચી થાય તે સમયે પરપક્ષનું હિતસાધન કરવું, અને તેમા પણ આત્મહિત થયા વિના રહેતું નથી. કારણ કે પરહિત કરવામાં જ્યારે માણસની પ્રીતિવૃત્તિ યોજાય છે ત્યારે તેની પોતાની પ્રીતિનુ અનુશીલન સ્ફુરણ તથા સાર્થક્ય થયા વિના રહેતું નથી; અને એવી રીતે પરહિત કરવામાં પણ તેનું પોતાનું હિત તો સમાયેલુ જ રહે છે. મતલબ કે નિરંતર પરપક્ષનુ હિત કરવા ઉદ્યમશીલ રહેવુ

મે જે ત્રણ નિયમોનો ઉલ્લેખ કર્યો તેમાનો પ્રથમ નિયમ બહુજ સ્પષ્ટ છે અર્થાત્ જ્યા અન્યનુ અનિષ્ટ થતુ હોય ત્યા પોતાના સ્વાર્થને તિલાંજલિ આપવી આ નિયમની સીમા નક્કી કરવા હિતવાદીઓએ દ્વિતીય નિયમનો સ્વીકાર કર્યો છે

તે સિવાય એક બીજો નિયમ પણ લક્ષમા રાખવા યોગ્ય છે અનેક સમયે આપણુ આત્મહિત જેટલુ આપણા હાથમા હોય છે તેટલુ અન્યનુ હિત આપણા હાથમા હોતુ નથી ઉદાહરણતરીકે આપણે આપણી માનસિક ઉન્નતિ જેટલી ધારીએ તેટલી સાધી શકીએ, પણ અન્ય કોઇ વ્યક્તિની માનસિક ઉન્નતિ કરવાનું કામ આપણા હાથમા તેટલે અશે હોતુ નથી. આવા પ્રસગે સૌ પ્રથમ આપણે આપણી માનસિક ઉન્નતિ સાધી લેવી એજ આપણુ પ્રથમ કર્તવ્ય છે. કારણ કે તેમા સિદ્ધિની–સફળતાની સભાવના વિશેષ રહેલી છે. વળી અનેક સ્થળે એવુ પણ બને છે કે જો સૌ પ્રથમ આપણે આપણુ હિત ન સાધી શકીએ તો પરહિતનુ એક પણ કાર્ય આપણાથી થઇ શકે નહિ. એવે સ્થળે પરહિત પૂર્વે આત્મહિતજ સાધી લેવુ જોઇએ દૃષ્ટાંતરૂપે જો હુ મારી માનસિક ઉન્નતિ પ્રાપ્ત ન કરૂ તો તારી માનસિક ઉન્નતિ કરવાને કદાપિ સશક્ત બની શકુ નહિ મતલબ કે આવા સયોગોમા સૌ પ્રથમ આપણે આપણુ હિત સાધવા તરફજ દૃષ્ટિ કરવી જોઇએ વૈદ્ય પોતેજ માંદગીની પથારીએ પડયો હોય તો તે પોતે આરોગ્ય થવા પહેલાં અનેક દરદીઓને આરામ આપવાનુ કર્તવ્ય બજાવી શકે નહિ માટે એવા સયોગોમાં પ્રથમ આત્મહિતજ સાધી લેવુ, એ આવશ્યક કર્તવ્ય છે

અત્યાર પૂર્વે જે કાઇ હું તને કહી ગયો તેનો સક્ષિપ્ત સાર પુન કહી સભળાવુ છુ તે સારીપેઠે ધ્યાનમાં રાખજે

પ્રથમ—આત્મ તથા પરનુ અભેદ જ્ઞાન એજ પ્રીતિવૃત્તિનુ યથાર્થ અનુશીલન છે.

દ્વિતીય—પરન્તુ તેથી કરીને આત્મપ્રીતિનો છેક નિષેધ થાય છે, એમ સમજવાનુ નથી અમુક સીમામા યોગ્ય પ્રકારે આત્મહિત પણ કર્તવ્ય છે, કારણ કે સર્વ ભૂતમાં પોતાનો પણ સમાવેશ છે

તૃતીય—વૃત્તિઓના અનુશીલનનો છેલ્લો ઉદ્દેશ એજ હોવો જોઇએ કે ક્રમે ક્રમે સર્વવૃત્તિઓ ઇશ્વરોન્મુખી થઇ શકે ઇશ્વરોદ્દિષ્ટ કર્મોજ નિરતર કર્યા કરવા કરવા

યોગ્ય કર્મોમાં સંયોગોને અનુસરીને તથા ખૂબ વિચાર કર્યા પછી યોગ્ય લાગે ત્યારે આત્મહિતને તથા પરહિતને પણ પ્રાધાન્ય આપવું જોઇએ

ઉક્ત નિયમોના પાલનથી હિંદુધર્મમાં કહેલા સમભાવને કશું વિઘ્ન થતું નથી જે સ્થળે આત્મરક્ષા કરવાનો એક માણસને અધિકાર હોય છે તે સ્થળે અન્ય માણસને પણ આત્મરક્ષા કરવાનો તેટલોજ અધિકાર છે જે સ્થળે પરહિતાર્થે આત્મભોગ આપવાને તું બંધાયેલો હોય છે તે સ્થળે અન્ય પણ તારે માટે આત્મવિસર્જન કરવાને બંધાએલો છે આ પ્રકારનું જ્ઞાન એજ સમત્વ જ્ઞાન છે. મેં અનેક વાતો બહારથી લાવી અહીં બંધબેસતી કરી છે તેથી ગીતોક્ત સામ્યજ્ઞાનને કશી હાનિ થતી હોય એમ માનીશ નહિ

શિષ્ય—પરન્તુ મેં પૂર્વે જે એક પ્રશ્ન કર્યો હતો તેનો તો યોગ્ય ઉત્તર મળ્યો નહિ. મેં જિજ્ઞાસાપૂર્વક એમ પૂછ્યું હતું કે હિંદુઓની પારમાર્થિક પ્રીતિની સાથે જાતીય ઉન્નતિને કેવા પ્રકારનો સંબંધ રહેલો છે ?

ગુરુ—તે પ્રશ્નના ઉત્તરનું પ્રથમ સૂત્ર નક્કી થઇ ગયું. હવે, ધીમે ધીમે એજ પ્રશ્નનો ઉત્તર આપવાનો પ્રયત્ન કરીશ.

---

# अध्याय २३ मो–स्वजनप्रीति

ગુરુ:—હવે હર્બર્ટ સ્પેન્સરનું પેલું વચન પુનઃ યાદ કર. તેણે કહ્યું છે કે –

"પ્રત્યેક પ્રાણી જો પોતાની સંભાળ ન લે તો બીજાની સંભાળ લેવા નીકળવાનું પરિણામ પોતાના મૃત્યુમાંજ આવે, અને પ્રત્યેક પ્રાણી જો આ પ્રમાણે પોતાનું જીવન ગુમાવે તો પછી સંભાળ લઇ શકે એવા કોઇ પ્રાણી જગતમાં રહે નહિ"

જગદીશ્વરે જે સૃષ્ટિ ઉત્પન્ન કરી છે તે સૃષ્ટિની રક્ષા કરવી, એવો ઇશ્વરનો ઉદ્દેશ હોવો જોઇએ. આ સિદ્ધાંત સ્વીકારવામાં આવે તો આત્મરક્ષા કરવી એ પણ ઇશ્વરોદ્દિષ્ટ કર્મ છે, એ વાતમાં લેશ પણ સંશય રહેતો નથી, કારણકે તે સિવાય સૃષ્ટિરક્ષા અસંભવિત છે, પરંતુ એટલા ઉપરથી એમ સમજી લેવાનું નથી કે ગમે તે પ્રકારે આત્મરક્ષા કરવી એજ કર્તવ્ય છે જેઓ પોતાની આત્મરક્ષા કરવાને અશક્ત હોય, અને જેઓની આત્મરક્ષા કરવાની જવાબદારી આપણા ઉપર રહેલી હોય તેઓની રક્ષા પણ આત્મરક્ષા જેટલીજ પ્રયોજનીય છે, કારણ કે તે સિવાય જગત્‌રક્ષા પણ સંભવે નહિ.

શિષ્ય:—આપ બાલબચ્ચાં વગેરેને ઉદ્દેશીને એ વાત કહો છો ?

ગુરુ—હા. હું પ્રથમ એ વિષેજ બોલવા ઇચ્છું છું. બાળકો પોતાનું રક્ષણ અને

પાલન કરવાને શક્તિવાન હોતા નથી જો તેઓની રક્ષા તથા લાલન–પાલન કરવાનો બોજો બીજાઓ પોતાના માથે ન લે તો તે બાળકો જીવી શકે નહિ. જો સમસ્ત બાળકો પાલન અને રક્ષા વગર રહે તો તેઓને માટે મુવા સિવાય બીજો રસ્તો રહે નહિ, અને એથી પરિણામે જગત જીવ શૂન્ય બની જાય એટલા માટે આત્મરક્ષા કરવાની જેટલી ગભીર જવાબદારી આપણા શિરે રહેલી છે, તેટલીજ ગભીર જવાબદારી સતાનાદિના પાલન માટે આપણા શિરે રહેલી છે આત્મરક્ષાની માફક સતાનરક્ષા પણ ઈશ્વરોદ્દિષ્ટ (ઈશ્વરનાઉદ્દેશમુજબનુ) કર્તવ્ય છે તેથી તે કર્મને પણ નિષ્કામકર્મમા પરિણત કરી શકાય, એટલુંજ નહિ પણ આત્મરક્ષાની અપેક્ષાએ સતાનાદિનુ પાલન તથા રક્ષણ વિશેષ જવાબદારીવાળુ છે, એમ કહું તોપણ અતિશયોક્તિ નથી, કારણ કે જો સમસ્ત જગત્ આત્મરક્ષા માટે છેક ઉદાસીન બની જાય, અને કેવળ સતાનાદિની રક્ષામાંજ સપૂર્ણ લક્ષ્ય આપે તો તેથી પણ સૃષ્ટિ સુરક્ષિત રહી શકે, પરન્તુ જો સમસ્ત જીવો સતાનાદિની રક્ષા નહિ કરતાં પોતાની આત્મરક્ષાજ કર્યા કરે તો તો સતાનાદિના અભાવે જીવસૃષ્ટિનો લોપજ થઇ જાય. મારો કહેવાનો આશય એટલોજ છે કે આત્મરક્ષા કરતાં પણ સતાનરક્ષા એ વધારે મહત્ત્વનુ ધર્મકર્તવ્ય છે

આ સ્થળે એક મહત્ત્વની વાત પ્રત્યે તારૂં લક્ષ ખેચવુ જોઇએ, અને તે એજ કે સંતાનાદિની રક્ષા અર્થે પોતાનો પ્રાણ આપવાનો પ્રસગ આવે તોપણ તે ધર્મસગત હોઇ કર્તવ્ય છે આ વાત હુ તને પૂર્વે કહી ગયો છુ, પરન્તુ આ સ્થળે પુન કહેવાનો પ્રસગ લીધો તેનુ કારણ એટલુજ છે કે આ વાત આ સમયે પ્રમાણપૂર્વક રજુ થાય છે.

પશુ–પક્ષીઓ પણ પોતાનાં સતાનોની રક્ષા કરે છે ધાર્મિક જ્ઞાનને લીધે તેઓ એમ કરે છે, એમ કહી શકાય નહિ, પણ અપત્યપ્રીતિ એ એક સાધારણ વૃત્તિ છે, અને તે વૃત્તિને વશીભૂત થઇ તેઓ તેમ કરે છે પુત્રપ્રેમ જો સ્વતત્ર સ્વાભાવિક વૃત્તિ હોય તો તે સાધારણ પ્રીતિવૃત્તિની વિરોધી થાય એ બનવાયોગ્ય છે, અને ઘણીવાર તેમ બનતું જોવામા પણ આવે છે કટલીક વાર આપણે જોઇએ છીએ કે અનેક પ્રાણીઓ સતાનસ્નેહને વશીભૂત થઇ અન્યનુ અનિષ્ટ કરતાં આચકો ખાતા નથી. જાગતિકપ્રીતિ અને આત્મપ્રીતિ વચ્ચે વિરોધ ઉત્પન્ન થવાનો ભય મે પૂર્વે દર્શાવ્યો હતો તેજ પ્રમાણે જાગતિકપ્રીતિ અને અપત્યપ્રીતિ વચ્ચે પણ એવો ભય તથા સશય ઉભો થાય છે

જાગતિકપ્રીતિ અને સતાનપ્રીતિ વચ્ચે વિરોધ ઉત્પન્ન થવાનો ભય રહે છે, એટલુજ નહિ પણ ઘણીવાર સતાનપ્રીતિની સાથે આત્મપ્રીતિ પણ જોડાયલી હોય છે, એમ ન્યાયની ખાતર કહી દેવુ જોઇએ. 'આ મારો પુત્ર છે' માટે બીજાની

પાસેથી પડાવી લઇને પણ તેને આપવું એવી ભાવના મનુષ્યોને તથા પ્રાણીઓને રહ્યા કરે છે પુત્રના હિતમા માતપિતાઓ પોતાનુજ હિત માને છે, અને તેથી ગમે તે રીતે પુત્રનુ હિત સાધવા તૈયાર રહે છે અનેક મનુષ્ય તથા પ્રાણીઓ આવીજ બુદ્ધિથી પ્રેરાઇને કામ કરે છે એમ કહેવાની જરૂર નથી એટલા માટે અપત્યપ્રીતિની યથાયોગ્યતા સાચવવા સર્વદા સાવચેત રહેવાની જરૂર છે

શિષ્ય —એવી સાવચેતી કેવી રીતે રાખવી ?

ગુરુઃ—હિંદુધર્મનુ કિવા પ્રીતિતત્ત્વનુ પેલુ મૂળ સૂત્ર યાદ કર. 'સર્વભૂત પ્રત્યે સમાનભાવ' સમાનપ્રીતિનો સમાવેશ જાગતિકપ્રીતિમા કરી દઇ અપત્યપાલન તથા રક્ષણ એ ઇશ્વરોદ્દિષ્ટ કર્મ છે માટેજ તે આચરવા યોગ્ય છે એમ માનીને "જગદીશ્વરની સેવા બજાવવા ખાતર આ કર્મ-કર્તવ્ય કરૂ છુ, મને તેમા ઈષ્ટ કે અનિષ્ટ જેવુ કઇજ નથી" એવી બુદ્ધિ રાખીને કરવાયોગ્ય કર્મો કરવા જોઇએ જો આમ બની શકે તો સતાનના પાલન તથા રક્ષણનો ધર્મ પણ નિષ્કામધર્મમાં પરિણત થઇ શકે આવી રીતે નિષ્કામ ધર્મમા યોજાવાથી મનુષ્ય એક તરફ પોતાનાં કર્તવ્યકર્મોને સુદરભાવે કરી શકે તેમ બીજી તરફ શોક-મોહાદિથી નિર્લિપ્ત રહી પાપ તથા દુષ્ટ વાસનાઓના પજામાથી પણ મુક્ત રહી શકે

શિષ્ય —આપ શુ આ સતાનસ્નેહરૂપી વૃત્તિનો ઉચ્છેદ કરી તે સ્થળે જાગતિક પ્રીતિને સ્થાપવાનો ઉપદેશ કરો છો ?

ગુરુ —નહિ હુ કોઇ પણ વૃત્તિનો ઉચ્છેદ કરવાનો ઉપદેશ કરતો નથી, એ વાત મારે પુન પુન ભાર મૂકીને જણાવવી જોઇએ. છતા પાશવવૃત્તિ સબધે મેં જે કાઇ કહ્યુ છે તેનુ ફરી સ્મરણ કર. પાશવવૃત્તિઓનુ દમન કરવાનો ઉપદેશ તારા સ્મરણમાં હોવો જોઇએ. સતાનસ્નેહરૂપીવૃત્તિ એક પ્રકારની પરમ રમણીય તથા પવિત્ર વૃત્તિ છે. પાશવવૃત્તિ સાથે તેની સરખામણી કરીએ તો માત્ર એટલુજ મળતા-પણુ મળી આવે કે તે વૃત્તિ જેમ મનુષ્યોમા દષ્ટિગોચર થાય છે તેજ પ્રમાણે પશુ-ઓમા પણ દષ્ટિગોચર થાય છે. આવી વૃત્તિઓ સ્વતસ્ફુર્ત (પોતાની મેળેજ સ્ફુરવા-વાળી) લેખાય છે, એ વાત પુન જણાવવાની જરૂર નથી. એટલા માટે સતાન-સ્નેહરૂપી પ્રીતિવૃત્તિ પણ સ્વતસ્ફુર્ત છે, અને તેથી સમસ્ત માનસિક વૃત્તિઓ કરતાં તેનુ બળ અતિ દુર્દમનીય છે, એમ પણ કહી દેવુ જોઇએ. સતાનપ્રીતિ ગમે તેટલી રમણીય તથા પવિત્ર હોય તોપણ તેની અનુચિત સ્ફુર્તિ ઘણીવાર વિઘ્નરૂપ થઇ પડે છે સ્વતઃસ્ફુર્ત વૃત્તિને સયમમા રાખવામાં ન આવે તો તે એકદમ અનુચિતપણે બળવાન થઈ બેસે છે, એટલા માટે તેના ઉપર અકુશ રાખવાની જરૂર છે. જો તેના ઉપર અકુશ ન રહે તો તે વૃત્તિના પ્રવાહમાં ઇશ્વરભક્તિ તથા મનુષ્યપ્રીતિ પણ તણાઇ જાય છે. હુ પૂર્વેજ કહી ગયો છુ કે ઇશ્વરપ્રત્યે ભક્તિ તથા મનુષ્યોપ્રત્યે

પ્રીતિ એજ ધર્મનો મુખ્ય સાર, અનુશીલનનો મુખ્ય ઉદ્દેશ તથા સુખનું મૂળ છે. મનુષ્યત્વની અંતિમ અવસ્થા પણ એજ હોવા યોગ્ય છે. માટે સંતાનપ્રીતિના અનુચિત સ્ફુરણથી ધર્મનાશ, સુખનાશ તથા મનુષ્યત્વનાશ ન થાય તે માટે સર્વદા સાવચેત રહેવાની જરૂર છે જનસમાજનો મોટો ભાગ આવી વૃત્તિઓની ગુલામગીરીમાં સપડાઇ જાય છે, અને ઇશ્વરત્વ તથા મનુષ્યત્વને છેક વિસરી જાય છે તેઓ એમજ માની બેસે છે કે સંતાનસ્નેહવિના ઇશ્વર કે જગત્ જેવી બીજી કોઇ વસ્તુજ નથી પોતાના પુત્ર–પરિવાર સિવાય અન્યને માટે કાંઇ કર્તવ્ય હોય એવો તેને ખ્યાલ પણ આવતો નથી આ સર્વ પરિણામ સ્વતઃસ્ફુર્ત વૃત્તિઓના અનુચિત સ્ફુરણમાં થીજ પ્રકટે છે, એ વાત તું સમજી શક્યો હોઈશ. આની સાથે બીજી પણ એક વાત લક્ષમાં રાખવા જેવી છે. અવસ્થાવિશેષમાં પુત્રસ્નેહરૂપી વૃત્તિનું દમન કરવાને બદલે તેને વિશેષ પ્રદીપ્ત કરવી એ પણ કર્તવ્ય છે અન્યાન્ય પાશવવૃત્તિઓની સાથે તેની સરખામણી કરતાં એક બહુજ મહત્ત્વનો ભેદ સ્પષ્ટ થઇ શકે છે, અને તે એજ છે કે તે પુત્રસ્નેહવૃત્તિ કામાદિ નીચવૃત્તિની માફક સર્વદા તેમજ સર્વત્ર સ્વતઃસ્ફુર્ત હોતી નથી એવા પણ નરપિશાચો તથા નારીપિશાચણીઓ જોવામાં આવે છે કે જેઓની આ અપત્યસ્નેહરૂપી પરમ રમણીય, પવિત્ર તથા સુખકર સ્વાભાવિક વૃત્તિ છેક લુપ્ત થઇ ગઇ હોય છે કેટલીક સામાજીક કુરીતીઓને લઇને પણ આ વૃત્તિનો લોપ થાય છે. તે જોયું હશે કે અનેકવાર માતાપિતારૂપી પિશાચો ધનની આશાથી પોતાના પુત્રને કે કન્યાને વેચવામાં સહેજ પણ આચકો ખાતા નથી ત્યા તેઓનામાં અપત્યપ્રીતિ હોય છે, એમ કોણ કહી શકે? લોકમાં પોતાની અપકીર્તિ થશે એવા ભયથી ઘણી કુલકલંકિનીઓ પોતાના સંતાનોનો નાશ કરવા તૈયાર થઇ જાય છે. અનેક વ્યભિચારિણીઓ સંતાનનો પરિત્યાગ કરી નાસી જાય છે મારી કહેવાની મતલબ એટલીજ છે કે અપત્યપ્રીતિ કિંવા સંતાનપ્રીતિનો અભાવ અથવા લોપ એ પણ અતિ ભયંકર અધર્મનું કારણ છે જે સ્થળે આ વૃત્તિ યોગ્ય રીતે સ્વતઃસ્ફુર્ત ન થઈ હોય તે સ્થળે અભ્યાસદ્વારા તેની સ્ફુર્તિ થવા દેવી એ આવશ્યક કર્તવ્ય છે જો યથાયોગ્ય રીતે આ વૃત્તિને કેળવી હોય તો ઈશ્વરભક્તિ સિવાયની બીજી કોઇ વૃત્તિ એટલી સુખદાયી થતી નથી. સુખદાયીપણામાં સંતાનપ્રીતિ (એક માત્ર ઇશ્વરભક્તિને બાદ કરતાં) સર્વ શ્રેષ્ઠ છે

સંતાન પ્રીતિના સંબંધમાં જેટલું કહ્યું તેટલુંજ દાંપત્યપ્રીતિના સંબંધમાં પણ કહી શકાય તેમ છે. અર્થાત્ (૧) સ્ત્રીના પાલન તથા રક્ષણનો ભાર આપણા શિરે રહેલો છે સ્ત્રી પોતે પોતાનું આત્મરક્ષણ અથવા પાલન કરી શકે તેટલી અશક્ત હોતી નથી, તેથી તેના રક્ષણ તથા પાલનની જવાબદારી પુરુષો ઉપર રહેલી છે સ્ત્રીનું પાલન તથા રક્ષણ ન થાય તોપણ પરિણામે જગદીશ્વરની સૃષ્ટિને લુપ્ત

થવાનો પ્રસંગ આવે, એટલા માટે જગદીશ્વરના હેતુની સિદ્ધિ અર્થે સ્ત્રી-પુત્રાદિની રક્ષા કરવી એ મનુષ્યોનું અનુષ્ઠેય કર્મ છે આ અનુષ્ઠેય કર્મ બજાવતાં સ્વામીને પ્રાણત્યાગ કરવો પડે તો તે પણ ધર્મસંગત છે

(૨) સ્વામીનું પાલન તથા રક્ષણ સ્ત્રીથી થઇ શકે નહિ, પરંતુ પતિની સેવા-ચાકરી તો સ્ત્રીથી બની શકે તેમ છે. માટે સ્ત્રીઓના પક્ષે પતિસેવા એ ધર્મકર્તવ્ય છે. હિંદુધર્મમાં સ્ત્રીને સહધર્મિણીતરીકે ઓળખાવવામાં આવી છે. હિંદુધર્મ બીજા સર્વ ધર્મો કરતાં શ્રેષ્ઠ તથા સંપૂર્ણ હોવાનું એ પણ એક કારણ છે, પરંતુ દાંપત્યપ્રીતિને જો પાશવવૃત્તિમાં ફેરવી નાખવામાં ન આવે, તોજ સ્ત્રીને આપવામાં આવેલું સહધર્મિણીનું પદ સાર્થક્ય થાય સ્ત્રી સ્વામીના ધર્મની સહાયક છે, તેથી તેણે સ્વામીની સેવા કરવી, સ્વામીના સુખદુઃખમાં ભાગ લેવો તથા તેના કર્તવ્યોમાં સહાયતા આપવી એજ સ્ત્રીનું મુખ્ય કર્તવ્ય છે.

(૩) જગતની રક્ષા કરવી તથા ધર્માચરણ કરવું એજ દંપતીપ્રીતિનો ઉદ્દેશ છે. આ વાત નિરંતર સ્મરણમાં રાખી દાંપત્યપ્રીતિનું અનુશીલન કરવામાં આવે તો તે વૃત્તિ પણ નિષ્કામ ધર્મમાં પરિણત થઇ શકે છે, અને તેમ કરવું એ ઉચિત પણ છે. જો ઉક્ત ઉદ્દેશ ભૂલી જવામાં આવે તો તેને પાશવવૃત્તિનું નામ આપવામાં બહુ હરકત નથી

શિષ્ય:—હું તો એ દાંપત્યપ્રીતિનેજ પાશવવૃત્તિ માનું છું. જો કે સંતાનપ્રીતિને એટલે અંશે પાશવવૃત્તિ લેખવા તૈયાર નથી, કારણ કે પશુઓમાં પણ દાંપત્યપ્રેમ હોય છે, અને તે પ્રેમ પણ બહુ તીવ્ર હોય છે

ગુરુ:—પશુઓમાં દાંપત્યપ્રેમ નથી હોતો. જે સ્થળે રતિ સાથે કામદેવ હાજર થાય છે તે સ્થળેજ એવા પાશવ પ્રેમનો વિકાસ થાય છે પશુઓમાં જે અનુરાગ જોવામાં આવે છે તે ભોગની કામનાથી ઉત્પન્ન થયેલો હોય છે આવો અનુરાગ જેમ મનુષ્યોમાં હોય છે તેમ પશુઓમાં પણ હોય છે આવા અનુરાગને મેં પૂર્વે કામવૃત્તિરૂપે ઓળખાવ્યો છે, તે તારા સ્મરણમાં હશે. એ અનુરાગને હું દંપતિપ્રેમતરીકે ઓળખાવવા માગતો નથી આ અનુરાગ સ્વતંસ્ફુર્ત હોવાથી તેનું પણ દમન કરવું એ અનુશીલનમાં અંતર્ગત થઇ જાય છે. કામવૃત્તિ સહજ છે, જ્યારે દંપતિપ્રીતિ સંસર્ગજ (સંસર્ગથી ઉત્પન્ન થયેલી) હોય છે. કામથી ઉદ્ભવેલો અનુરાગ ક્ષણિક હોય છે, જ્યારે દંપતિપ્રીતિ ચિરસ્થાયી હોય છે. એટલું છતાં અનેક સમયે દંપતીપ્રીતિનું સ્થાન કામવૃત્તિ પડાવી લે છે, એ વાતનો હું અસ્વીકાર કરતો નથી. તેની સાથે એટલું પણ કહી દેવું જોઇએ કે કેટલીકવાર કામવૃત્તિ દંપતિપ્રીતિ સાથે જોડાયેલી પણ હોય છે. જે અવસ્થામાં જેટલે અંશે ઇન્દ્રિયવાસનાની પ્રબળતા જોવામાં આવે તે અવસ્થામાં તેટલે અંશે દંપતિપ્રીતિને પાશવવૃત્તિ કહી

આશ્રય. આવા પ્રસગે દપતિપ્રીતિ પણ બહુજ બળવાન વૃત્તિનુ સ્વરૂપ ધારણ કરી લે છે પરતુ તેમ થવા દેવુ એ યોગ્ય નથી સર્વ વૃત્તિઓની યથાયોગ્યતા સચવાવી જોઇએ મે ઉપર જે નિયમોને ઉલ્લેખ કર્યો છે, તે નિયમોને અનુસરીને વૃત્તિઓ ઉપર અકુશ રાખવો એજ વિધેય છે

શિષ્ય:—મને તો એમજ લાગે છે કે કામવૃત્તિ એજ સૃષ્ટિરક્ષામાં કારણભૂત છે દપતિપ્રીતિ ન હોય અને એકલી કામવૃત્તિજ હોય તોપણુ તેનાથી જગતની રક્ષા થઈ શકે, અને એ વૃત્તિને પણ નિષ્કામ ધર્મમા પરિણત કરી શકાય, એમ હુ માનું છુ. દપતિપ્રીતિને નિષ્કામ ધર્મમાં પરિણત કરી શકાય એવી કોઇ વિચાર પ્રણાલી મારી બુદ્ધિમા આવતી નથી.

ગુરુ—સ્મરજ (કામથી ઉત્પન્ન થયેલી) વૃત્તિ પણ નિષ્કામ ધર્મમા પરિણત થઇ શકે તે સબધે મારો ભિન્ન અભિપ્રાય નથી, પરંતુ તારી વાતનો મૂળ પાયોજ કાચો છે દાપત્યપ્રીતિવિના કેવળ પાશવવૃત્તિથી જગતની રક્ષા થઇ શકે એમ માનવુ એજ ભૂલ છે.

શિષ્ય.—કેમ ' પશુસૃષ્ટિ શુ કેવળ પાશવવૃત્તિથીજ નથી જીવતી '

ગુરુ—પશુસૃષ્ટિ જીવિત અને રક્ષિત રહી શકે, પરતુ મનુષ્યસૃષ્ટિ એવી રીતે જીવિત તથા સુરક્ષિત રહી શકે નહિ, કારણ કે પશુઓમા સ્ત્રીજાતિને પોતાની રક્ષા તથા ભરણપોષણ કરવાની શક્તિ રહેલી હોય છે, અને મનુષ્ય-સ્ત્રીજાતિમા તેવુ કાંઈ હોતુ નથી માટે જો મનુષ્યજાતિમા પુરુષો સ્ત્રીજાતિનુ રક્ષણ તથા પાલન કરે નહિ તો સ્ત્રીજાતિનો લોપ થવાનો સભવ રહે છે

શિષ્ય—મનુષ્યજાતિમા જેઓ જગલી અવસ્થા ભોગવે છે, તેમનુ શુ થતુ હશે?

ગુરુ—જગલી અવસ્થા ભોગવતાં મનુષ્યો તો એક રીતે પશુસમાનજ હોય છે. તેઓમાં વિવાહ પ્રથા જેવુ કાઇ હોતુ નથી તેમજ જગલી અવસ્થામા રહેતી સ્ત્રીઓ પોતાનુ પાલનપોષણ તથા રક્ષણ કરવાને કેટલી સશક્ત હોય છે, તેવિષે વિસ્તારથી બોલવાની જરૂર નથી. જગલી મનુષ્યોના જીવનને ધર્મની સાથે કોઇપણ પ્રકારનો સબધ હોતો નથી જ્યાસુધી મનુષ્યો સમાજના બધારણતળે નથી આવતાં ત્યાસુધી તેમને શારીરિક ધર્મ સિવાય અન્ય કોઇ ઉન્નત ધર્મનો ખ્યાલ પણ હોતો નથી ધર્માચરણ થઇ શકે તેટલા માટે સમાજરૂપી બધારણની જરૂર છે સમાજ સિવાય જ્ઞાનોન્નતિ થઇ શકે નહિ, અને જ્ઞાનોન્નતિ સિવાય ધર્માધર્મનો વિવેક થઇ શકે નહિ. ધર્મજ્ઞાન સિવાય ઈશ્વરભક્તિ પણ અસભવિત છે. જે સ્થળે મનુષ્યોમા પોતાનામાજ જ્યાંસુધી કોઈ પણ પ્રકારના સબધો ન થાય અને તેઓ સમાજના છત્ર તળે ન આવે ત્યાંસુધી તે સ્થળે મનુષ્યપ્રીતિ આદિ ધર્મોની આશા રાખવી એ પણ વ્યર્થ છે મતલબ કે જગલી અવસ્થામાં શારીરિક ધર્મ સિવાય

અન્ય કોઇ ધર્મ હોય એ સંભવિત નથી

મનુષ્યો ધર્માચરણ કરી શકે તેટલા માટે સમાજની આવશ્યકતા છે સમાજની સ્થાપના કરવા પહેલાં વિવાહપ્રથા સુદૃઢ થવી જોઇએ સ્ત્રી અને પુરુષ એકત્ર થઇ સાંસારિક વ્યવહાર પોતપોતાની જવાબદારી પ્રમાણે ચલાવે એ માટે વિવાહપ્રથા ચાલુ કરવાની સમાજને જરૂર જણાય છે વિવાહ કર્યા પછી પુરુષે સ્ત્રીના પાલન તથા રક્ષણની જવાબદારી પોતાના શિરે રાખવી સ્ત્રી પોતે પાલન તથા રક્ષણ માટે ગમે તેટલી સશક્ત હોય તોપણ તેણે તે કાર્યથી વિમુખ રહેવું એજ યોગ્ય છે કારણ કે સ્ત્રીને બીજા વિવિધ કર્તવ્યો બજાવવાના હોય છે અત્યારે આપણે જોઇએ છીએ કે લાંબા કાળથી જે પદ્ધતિ ચાલી આવે છે તેને લઇને સ્ત્રીઓ પોતાનું રક્ષણ પોષણ કરવાની શક્તિ ધરાવતી હોતી નથી આવા સંયોગોમાં જો પુરુષવર્ગ સ્ત્રીઓનું પાલન-પોષણ ન કરે તો સ્ત્રીવર્ગનું અસ્તિત્વ વિનાશ પામવાની હદ આવ્યા વિના રહે નહિ. આ સ્થળે જો કોઇ એવી શંકા કરે કે સ્ત્રીઓને સંપૂર્ણ સ્વતંત્રતા આપવામાં આવે અને લાંબા કાળથી પરાધીન રહેવાનો જે અભ્યાસ તેમને પડી ગયો છે તે દૂર કરવામાં આવે તો શું તેઓ પોતાનું પાલન-પોષણ ન કરી શકે? આ સંબંધે મારું કહેવું માત્ર એટલું જ છે કે વિવાહપ્રથાનો નાશ કર્યા વિના અથવા તો સમાજના બંધારણને છિન્નભિન્ન કર્યા વિના એ વ્યવહાર નભી શકે નહિ. અર્થાત્ સ્ત્રીઓને સ્વતંત્રતા અર્પવાની સાથેજ સમાજનો નાશ પણ અવશ્યંભાવી છે

શિષ્ય —પાશ્ચાત્ય પ્રજા કે જે સ્ત્રી અને પુરુષો વચ્ચે સમાનતા સ્થાપવાનો પ્રયત્ન કરે છે તે શું વ્યર્થ વિડંબનામાત્ર છે?

ગુરુ —બીજું શું ' પુરુષો શું કોઇ કાળે પુત્ર પ્રસવ કરી શકે? અથવા શું શિશુઓને સ્તનપાન કરાવી શકે? બીજી રીતે શું સ્ત્રીઓ પલટનમાં દાખલ થઇ યુદ્ધક્ષેત્રમાં લડાઇ કરી શકે? ×

શિષ્ય —આપનું કથન મને પરસ્પર વિરુદ્ધતાવાળું જણાય છે આપ પૂર્વેજ કહી ચૂક્યા છો કે પ્રત્યેક પુરુષે તથા સ્ત્રીએ પોતાની શારીરિકવૃત્તિ યોગ્ય પ્રકારે ખીલવવી જોઇએ. હવે જો આપ સ્ત્રીઓને યુદ્ધમાં મોકલવાની વિરુદ્ધમાં હો તો શું સ્ત્રીઓએ પોતાની શારીરિકવૃત્તિને બને તેટલે અંશે ન ખીલવવી?

ગુરુ —શામાટે ન ખીલવવી? જેની જેટલી શક્તિ હોય તેણે તે શક્તિ બહાર આણવાનો પ્રયત્ન કરવોજ જોઇએ. સ્ત્રીઓમાં યુદ્ધ કરવાની શક્તિ હોય તો ભલે તે શક્તિને યોગ્ય પ્રકારે ખીલવે, અને પુરુષોમાં સ્તનપાન કરાવવાની શક્તિ હોય

× અપવાદરૂપે કોઇ કોઇ સ્ત્રીઓ તેમ પણ કરી શકે, પરંતુ આ તો સામાન્ય ધોરણની વાત છે.

તો ભલે તેઓ પણ તે શકિત ખોવે !

શિષ્ય —યૂરોપમા અનેક સ્ત્રીઓ અશ્વારોહણ કરી નિશાનબાજી ચલાવતા શીખે છે, અને પુરુષોના જેટલીજ પ્રવીણતા પ્રાપ્ત કરે છે, તે સબધે આપ શુ ખુલાસો આપો છો ?

ગુરુ—અભ્યાસજનિત એવાં વિકૃત દૃષ્ટાતો સમસ્ત મનુષ્યસમાજને માટે બધ બેસતા થઇ શકતાં નથી અભ્યાસમા અને અનુશીલનમા મે જે ભેદ દર્શાવ્યો છે, તેનુ સ્મરણ કર વિકૃત દૃષ્ટાતોની ઉપેક્ષા કરવામાજ લાભ છે જેટલી જરૂરની વાત હતી તેટલી તને આ પ્રસગે કહી દીધી હવે, સતાનપ્રીતિ તથા દપતિપ્રીતિસબધે બે બોલ કહી આ વિષય સમાપ્ત કરીશ

પ્રથમ કહી ગયો છુ કે સતાનપ્રીતિ સ્વતઃસ્ફુર્ત છે દપતિપ્રીતિ સ્વતસ્ફુર્ત નથી, તોપણ ઇન્દ્રિયવાસના કે જે સ્વતઃસ્ફુત હોય છે તેની તૃપ્તિની લાલસા દપતિપ્રીતિની સાથે સયુકત હોવાથી એ દપતિપ્રીતિ પણ સ્વતઃસ્ફુર્ત વૃત્તિની માફક બળવતી જેવામા આવે છે આને લઇને એ ઉભય વૃત્તિઓ અતિ દુર્દમનીય બનવા પામે છે અપત્યપ્રીતિ જેવી દુર્દમનીય વેગવાળી વૃત્તિ મનુષ્યોમા અન્ય કોઇ હોય એમ હુ ધારતો નથી

બીજુ—એ બન્ને વૃત્તિઓ અતિશય રમણીય છે એ વૃત્તિઓના જેટલુ બળ અથવા વેગ બીજી કોઇ વૃત્તિમા હોય તો તે બનવાયોગ્ય છે, પરતુ તેના જેવી પરમ રમણીય વૃત્તિ તો બીજી નથી, એમ સ્પષ્ટતાથી કહી દેવુ જેઇએ પોતાની સ્વાભાવિક રમણીયતાને લીધે આ ઉભય વૃત્તિઓએ મનુષ્યની શેષ વૃત્તિઓ ઉપર એટલો બધો કાબૂમા મેળવ્યો છે કે સસારની સમસ્ત પ્રજાના કાવ્યસાહિત્યમા એ બન્ને વૃત્તિઓને–તેમા પણ વિશેષે કરીને દપતિપ્રીતિને–બહુજ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત થયુ છે દપતિપ્રીતિ અથવા સતાનપ્રીતિ સિવાય જગતનુ કોઇ પણ કાવ્ય ખાલી રહ્યુ હોય એમ ભાગ્યેજ કોઈ કહી શકશે

ત્રીજુ—સાધારણ મનુષ્યોને માટે એ બે વૃત્તિઓ જેટલી બીજી કોઇ વૃત્તિ સુખદાયી થતી નથી અલબત્ત, ભક્તિ અને જાગતિકપ્રીતિનુ સુખ સૌથી વિશેષ તીવ્ર તથા ઉચ્ચ છે, તોપણ અનુશીલનાવના તે સુખની પ્રાપ્તિ અસભવિત છે એ અનુશીલન પણ કઠિન જ્ઞાનનુ સહયોગી છે સતાનપ્રીતિનુ જે સુખ છે તેને માટે અનુશીલનની જરૂર રહેતી નથી દપતિપ્રીતિનુ સુખ જે કે કેટલે અશે અનુશીલનની અપેક્ષા રાખે છે, તો પણ તે અનુશીલન બહુ સહજ અને સુખકર હોવાથી તેમાં વિશેષ શ્રમ પડતો નથી

ઉપર જણાવેલાં કારણોને લીધે અનેક સમયે ઉક્ત બન્ને વૃત્તિઓ મનુષ્યના ધર્મપાલનમા વિઘ્નભૂત થાય છે ઉક્ત વૃત્તિઓ પરમ રમણીય અને સુખદાયક

હોવાથી મનુષ્યો તેની અપરિમિત ખીલવણી કરવા પ્રયત્ન કરે છે, અને એ વૃત્તિઓનો પોતાનો વેગ સ્વાભાવિકરીતેજ બહુ પ્રબળ હોવાના કારણે તે દુર્દમનીય થઇ પડે છે. આથી એનું પરિણામ એવું આવે છે કે એ બે વૃત્તિઓ અન્ય સર્વ વૃત્તિઓ ઉપર કાબૂ મેળવી જાય છે, અને કોઇને આગળ વધવા દેતી નથી. પછી ભક્તિ, પ્રીતિ અને અન્ય સમસ્ત ધર્મો તેનાજ વેગમાં સપડાઇ જઇ પોતાની સત્તા ગુમાવી બેસે છે અનેક મનુષ્યો સ્ત્રી–પુત્રાદિની પાછળ ગાંડા જેવા બની જાય છે અને ધર્મકર્મને તિલાંજલિ આપી બેસે છે, તેનું પણ એજ કારણ છે આપણી હિંદી પ્રજા ઉપર આ કલંક ખાસ કરીને બળવાન થયેલું જણાવવામાં આવે છે, તે અસત્ય નથી

સંન્યાસ ધર્મના પ્રવર્તકો અથવા ઉપદેશકો અપત્યપ્રીતિ તથા દંપતિપ્રીતિ પ્રત્યે તિરસ્કારની દૃષ્ટિથી નીહાળે છે, તેનું પણ એજ કારણ છે સંન્યાસીઓ સ્ત્રીમાત્રને પિશાચીરૂપે માને છે, પરંતુ હું તને આગળ કહી ગયો છું કે જો સંતાનપ્રીતિ તથા દંપતિપ્રીતિને તેની યોગ્ય સીમામાં કેળવવામાં આવે તો તે પરમ ધર્મ છે તેમ કરવાને બદલે સ્ત્રી–પુત્રાદિનો નિર્દયપણે ત્યાગ કરી દેવો એ પરમ અધર્મ છે તે ઉપરાંત જાગતિક પ્રીતિ સંબંધે વિવેચન કરતી વેળા હું તને કહી ગયો છું કે જાગતિક પ્રીતિપર્યંત પહોંચવાને માટે પારિવારિક પ્રીતિ એક પગથીઆ સમાન છે જેઓ પારિવારિક પ્રીતિરૂપી પ્રથમ પગથીઆનો ત્યાગ કરી જગત્ સાથે પ્રીતિ જોડવાનો દેખાવ કરે છે તેઓ તેમાં અનેકવાર નિષ્ફળ થયા વિના રહેતા નથી

શિષ્ય —ઇસુના સંબંધમાં એ કથન કેવી રીતે લાગુ પાડશો ?

ગુરુ —ઇસુ અથવા શાક્યસિંહની માફક જેઓ એવું પરાક્રમ દાખવી શકે તેઓને હું ઈશ્વરાંશી લેખું છું તે સાથે એટલું પણ કહેવું જોઇએ કે ઇસુ અથવા શાક્યસિંહ જેવા મનુષ્યો સિવાય એ નિયમનું ઉલ્લંઘન કરી આગળ વધવાને ભાગ્યેજ કોઇ સમર્થ થઇ શકે છે હું એમ માનું છું કે જો ઇસુ અથવા શાક્યસિંહે ગૃહસ્થાવસ્થામાં રહી ધર્મ પ્રવર્તાવ્યો હોત તો તેઓની ધાર્મિકતા અત્યારે છે તેના કરતાં પણ અધિકતાપાત્ર થઇ હોત, એમાં શક નથી. શ્રીકૃષ્ણ જેવા આદર્શ પુરુષો ગૃહસ્થાશ્રમમાંજ રહ્યા હતા ઇસુ અથવા શાક્યસિંહ માત્ર સંન્યાસીઓ હતા–આદર્શ પુરુષો નહોતા

સંતાનપ્રીતિ અને દંપતિપ્રીતિ સિવાય સ્વજનપ્રીતિના સંબંધમાં પણ થોડું બોલવાનું રહી જાય છે (૧) જેઓ વસ્તુત આપણાં સંતાન ન હોય પણ સંતાનના સ્થાને હોય તેઓ પણ આપણી સંતાનપ્રીતિના હકદાર છે. (૨) જેઓ આપણી સાથે એક વંશના લોહીથી જોડાયેલા હોય, તેઓ અર્થાત્ ભાઇ–બેન

વિગેરે પણ આપણા પ્રીતિપાત્ર છે સંસર્ગને લઇને હોય કે આત્મપ્રીતિની ઉદારતાને લઇને હોય, પણ તેઓના પ્રત્યે પ્રીતિભાવ રાખવો એ આપણું કર્તવ્ય છે. (૩) આ પ્રમાણે પ્રીતિનો વિસ્તાર થતાની સાથેજ આપણા કુટુંબ તથા આડોશીપાડોશીપ્રત્યે પણ પ્રીતિભાવનો નિર્મળ ઝરો વહેવા લાગે છે પ્રીતિનો સ્વાભાવિક વિકાસ કેવી રીતે થતો જાય છે, તે વાત હુ તને પૂર્વે જણાવી ગયો છુ (૪) અનેક સમયે આપણે એવા મનુષ્યોના સમાગમમા આવીએ છીએ કે તેઓ આપણાં સ્વજન ન હોય તોપણ તેમના ગુણોપ્રત્યે મુગ્ધ થઇને તેમના પ્રત્યે ખાસ પ્રીતિભાવ રાખ્યા વિના આપણે રહી શકતા નથી આવી રીતની બન્ધુપ્રીતિ પણ કેટલીક વાર બહુ બળવતી થયેલી અનુભવવામા આવે છે

ઇશ્વરપ્રીતિની પણ યોગ્ય પ્રકારે ખીલવણી થવી જોઇએ, કારણ કે તે મનુષ્યોનો ઉત્કૃષ્ટ ધર્મ છે કયા કયી પ્રીતિને બળવાન બનાવવી તેનો શુદ્ધ હૃદયથી નિર્ણય કરીને, અથવા ઉપર જણાવ્યા તે સાધારણ નિયમોને લક્ષમા રાખીને પ્રીતિવૃત્તિનુ અનુશીલન કરવુ એજ યોગ્ય અને ઉત્તમ છે

# अध्याय २४ मो—स्वदेशप्रीति

ગુરુ:—સમસ્ત વૃત્તિઓને જાગૃત તથા ઉન્નત કરી ઇશ્વરમુખી કરવી એ અનુશીલનનો ઉદ્દેશ છે, અને તેને માટે સાધકે ઇશ્વરોદ્દિષ્ટ કર્મો કરવાં જોઇએ ઇશ્વર પ્રાણીમાત્રમા વ્યાપક છે, તેથી સમસ્ત જગતને પોતાના આત્માસમાન લેખી તેને ચાહતા શીખવુ જોઇએ જગતને આત્મવત્ લેખવામા આવે તોજ મનુષ્યના હૃદયમાં જાગતિક (સમગ્ર જગત્ ઉપરની) પ્રીતિનો ઉદય થાય કોઇ એમ પૂછે કે સમસ્ત જગત્‌ને આત્મવત્ શામાટે માનવુ ? તો તેનો એજ ઉત્તર આપી શકાય કે તેમ કરવુ એ ઇશ્વરોદ્દિષ્ટ કર્તવ્ય છે, અને તેથી તે ધર્મકાર્ય છે છતા એવી શંકા કરવામા આવે કે જે કોઇપણ ઇશ્વરોદ્દિષ્ટ કર્મ જાગતિક પ્રીતિથી વિરુદ્ધ જતુ હોય તો ત્યા શુ કરવુ ? આવા સ્થળે બે દિશાઓની સંપૂર્ણ રક્ષા થવી અશક્ય છે તો પછી ત્યાં કયી દિશામા કર્તવ્ય કરવુ ?

શિષ્ય:—તે સ્થળે નિષ્પક્ષપાતપણે વિચાર કરી બે ત્રાજવામા જે ત્રાજવુ નમતુ જણાય, તેજ દિશાનુ અવલંબન લેવુ જોઇએ, એમ મને લાગે છે.

ગુરુ:—એ વાત ખરી છે તોપણ એ સંબધે હુ કહુ તે બરાબર શ્રવણ કર. દંપતિપ્રીતિનો વિષય સમજાવતી વેળા મે તને કહ્યુ હતુ કે જેઓ સમાજની બહાર હોય છે તેઓનુ જીવન પશુવત્ હોય છે દાખલાતરીકે જંગલી મનુષ્યો સમાજમા

હોતાં નથી, તેથી તેમનુ જીવન લગભગ પશુ જેવુજ હોય છે સમાજ સિવાય મનુષ્ય યથાયોગ્ય પ્રકારે ધાર્મિક જીવન ગાળી શકે નહિ, એટલુજ નહિ પણ સમાજ સિવાય મનુષ્ય કોઇપણ પ્રકારનુ મગળ અથવા આત્મશ્રેય સાધી શકે નહિ, એમ કહુ તોપણ અત્યુક્તિ નથી હવે જો સમાજનો ધ્વસ થાય તો મનુષ્યના ધર્મનો પણ ધ્વસ થયા વિના રહે નહિ, અને ધર્મનો ધ્વસ થાય તો પછી સર્વ પ્રકારનાં મગળ કાર્યોનો ધ્વસ પણ તેની સાથેજ થાય, એ સ્વાભવિક છે આ વિષે વધારે વિસ્તારથી તારા જેવા સમજુને સમજાવવાની જરૂર નથી

શિષ્ય –વાચસ્પતિ મહાશય જો આ પ્રસગે હાજર હોત તો તેઓ એ દલીલની નામે વાંધો ઉઠાવત, પણ મને તેમા કાંઇ સશય નથી.

ગુરુ—અસ્તુ જો એમજ હોય, એટલે કે જો સમાજના ધ્વસની સાથે ધર્મ-ધ્વસ જોડાયેલો હોય અને ધર્મધ્વસની સાથે સર્વ મગળ કાર્યોનો ધ્વસ અનિવાર્ય હોય તો એટલુ તો ચોક્કસ છે કે ગમે તે પ્રકારે સમાજની રક્ષા કરવી એ આપણું ગભીર કર્તવ્ય છે હર્બર્ટ સ્પેન્સર પણ કહે છે કે “આત્મરક્ષા કરતા પણ દેશરક્ષા એ શ્રેષ્ઠ ધર્મ છે અને એટલા માટે હજારો તથા લાખો મનુષ્યો પોતાના આત્માનો ભોગ આપીને પણ દેશની રક્ષા કરવાનો પ્રયત્ન કરે છે”

આત્મરક્ષા જે કારણે ધર્મ લેખાય છે તેજ કારણે દેશરક્ષા પણ શ્રેષ્ઠ ધર્મ લેખાય છે સ્વજનરક્ષાને પણ ધર્મનુ અગ લેખવામાં આવ્યુ છે, તેનુ એજ કારણ છે,કારણ કે આપણો પરિવાર એ પણ સમાજનુ એક અગ છે, પરતુ સમુદાયના હિતની ખાતર પારિવારિક હિતની પણ ઉપેક્ષા કરવી એ કર્તવ્ય છે

આત્મરક્ષા અને સ્વજનરક્ષાની પેઠે સ્વદેશરક્ષા એ પણ ઇશ્વરોદ્દિષ્ટ કર્મ છે, કારણ કે તેમા સમસ્ત જગતના હિતનો સમાવેશ થઈ જાય છે સામાજીક મનુષ્યો અથવા દેશના મનુષ્યો આંતરવિગ્રહથી લડી મરતાં હોય તે સમયે જો કોઇ પાપિષ્ટ જાતિનો આગેવાન આવીને દેશજનોને દબાવી દે તો પૃથ્વીમાથી ધર્મ તથા ઉન્નતિનો ઉચ્છેદ થયા વિના રહે નહિ. એટલા માટે ભૂતમાત્રના હિતની ખાતર સ્વદેશ-રક્ષણ કરવું એ પણ ધર્મ છે

સ્વદેશરક્ષાને જો આત્મરક્ષા તથા સ્વજનરક્ષાની પેઠે ઇશ્વરોદ્દિષ્ટ કર્મ માનવામાં આવે તો તેને પણ નિષ્કામ કર્મ બનાવી શકાય આત્મરક્ષા તથા સ્વજનરક્ષા કરતા સ્વદેશરક્ષાના કર્મને વિશેષ સહેલાઈથી નિષ્કામ કર્મ બનાવી શકાય, એ વાત હવે તને બહુ શ્રમપૂર્વક સમજાવવાની જરૂર હુ ધારતો નથી.

શિષ્ય—આ પ્રશ્નની શરૂઆતમાજ આપે કહ્યુ હતુ કે “વિચાર કરીનેજ નિર્ણય કરવો.” તો હવે હુ જાણવા ઇચ્છુ છુ કે આટલા વિચારના પરિણામે આપણે શુ નિર્ણય ઉપર આવ્યા ?

ગુરુ—એજ કે સર્વ ભૂતપ્રત્યે સમદૃષ્ટિ રાખવી એ જેમ આપણું કર્તવ્ય કર્મ છે, તેજ પ્રકારે આત્મરક્ષા સ્વજનરક્ષા તથા દેશરક્ષા પણ આપણાં કર્તવ્ય કર્મો છે. એ ઉભયની અંદર જ્યારે પરસ્પર વિરોધ ઉત્પન્ન થાય ત્યારે કયા તરફનું ત્રાજવું ભારે છે, તે બારીકીથી–નિષ્પક્ષપાતપણે જોઈ જવું આત્મરક્ષા તથા સ્વજનરક્ષાની જરૂર એટલા માટે છે કે તેનાથી દેશરક્ષામાં તથા જગતરક્ષામાં બહુ મોટી સહાય મળે છે, માટે બની શકે ત્યાંસુધી દેશરક્ષા કિંવા જગતરક્ષા તરફજ વિશેષ લક્ષ આપવું.

વસ્તુત જાગતિક પ્રીતિની સાથે આત્મપ્રીતિ, સ્વજનપ્રીતિ તથા દેશપ્રીતિને વિરોધ ઉત્પન્ન થાય એવો સંભવજ લાગતો નથી. દૃષ્ટાંતતરીકે ધારો કે કોઈ એક મનુષ્ય આપણા ઉપર હલો કરે, તો તેનાથી આપણે આપણું આત્મરક્ષણ કરવું પરન્તુ તેની સામે નિર્દયતા કિંવા દ્વેષ દાખવવાની જરૂરજ શું છે? ક્ષુધાતુર ચોરના સંબંધમાં જ્યારે આપણે પ્રસંગ નીકળ્યો ત્યારે આ વાત હું તને સમજાવી ચૂક્યો છું તે વખતે મેં તને એવા આશયનું કહ્યું પણ હતું કે જાગતિક પ્રીતિ અથવા સર્વત્ર સમાનભાવનો અર્થ એવો નથી કે આપણે મૂગે મોઢે માગજ ખાધા કરવો મારું કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે જો સર્વ પ્રાણીમાત્ર આપણા પોતાના આત્મા-સમાનજ છે, તો પછી આપણે કોઈનું કદાપિ અનિષ્ટ ન કરવું કોઈ મનુષ્યનું તો શું પણ કોઈ સમાજનું પણ કદાપિ અનિષ્ટ કરવા તૈયાર થવું નહિ આપણા સ-માજનું જેવી રીતે યથાશક્તિ ઇષ્ટસાધન કરવું, તેવીજ રીતે બની શકે તો પરસમાજ-નું પણ ઇષ્ટ કરવા ચૂકવું નહિ શક્તિ પ્રમાણે ઇષ્ટ કરવું તેનો અર્થ માત્ર એટ-લોજ કરવાનો છે કે કોઈ સમાજનું અનિષ્ટ કરી અન્ય સમાજનું ઇષ્ટ કરવું એ બીલકુલ ઉચિત નથી પરસમાજનું અનિષ્ટ કરી આપણા સમાજનું ઇષ્ટ ન સાધવું તેજ રીતે આપણા સમાજનું અનિષ્ટ કરી પરસમાજનું ઇષ્ટ સાધવું એ પણ યોગ્ય નથી આમ થાય તોજ યથાર્થ સમાનભાવ, જાગતિકપ્રીતિ તથા સ્વદેશપ્રીતિની યથાયોગ્યતા સચવાય

કેટલાએક દિવસો ઉપર તેં એક પ્રશ્ન પૂછ્યો હતો, તેનો ઉત્તર આપવાનો હવે યોગ્ય પ્રસંગ આવી લાગ્યો છે હું ધારું છું કે તારા મનમાં યૂરોપીય "પૅટ્રીયોટી-ઝમ" (સ્વદેશવાત્સલ્ય) ના સંસ્કારો બહુ દૃઢ થઈ ગયેલા હોવા જોઈએ, અને તેનેજ લીધે તેં એવો પ્રશ્ન મૂક્યો હશે મેં તને આજે જે સ્વદેશપ્રીતિસંબંધે ઉપદેશ કર્યો છે, તેને યુરોપની સ્વદેશવાત્સલ્યતા સાથે લેશ પણ સંબંધ નથી યૂરોપીય પૅટ્રી-યોટીઝમ (સ્વદેશવાત્સલ્ય) ને એક પ્રકારના મહાઘોર પૈશાચિક પાપરૂપેજ હું તો ઓળખું છું. પાશ્ચાત્ય સ્વદેશવત્સલતાનો અર્થ માત્ર એટલોજ છે કે પરસમાજની પાસેથી જે કાંઈ હોય તે છીનવી લ્યો અને પોતાના સમાજમાં લાવો. તે પૅટ્રીયોટીઝમ ધર્મ કહે છે કે અન્ય સમસ્ત જાતિઓનું સત્યાનાશ કાઢીને પણ

સ્વદેશની શોભા વધારો આવા ભયકર સ્વદેશપ્રેમરૂપી ધર્મને લઇને અમેરિકાની અસલી જાતિઓ આજે પૃથ્વીમાથી લગભગ લુપ્ત થઇ ગઇ છે. આવો દેશવાત્સલ્યરૂપી ધર્મ ભારતવર્ષીય પ્રજાના હૃદયમા કોઇ કાળે સ્થાન ન પામો, એજ મારી જગદીશ્વર પ્રત્યે પ્રાર્થના છે બોલ, પ્રીતિતત્ત્વનો સ્થૂલ આશય હવે સમજ્યો ને ?

શિષ્ય:—હા જી મનુષ્યની સર્વ વૃત્તિઓ ખીલે અને તે ઇશ્વરાનુવર્તિની થાય તે અવસ્થાને ભક્તિ કહેવાય, એ વિષય હવે હુ બરાબર સમજી ગયો છુ આવી અવસ્થાનુ પરિણામ જાગતિક પ્રીતિરૂપેજ ફળે, કારણ કે ભૂતમાત્રમા ઇશ્વર વ્યાપી રહ્યો છે, એ વાત પણ મારાથી સમજી શકાય છે તેની સાથે એટલી વાત પણ નક્કી થઇ ગઈ કે જાગતિકપ્રીતિ સાથે સ્વજનપ્રીતિ અથવા સ્વદેશપ્રીતિને વિરોધ આવવાનો ભય પણ અસ્થાને છે જે કઇ વિરોધ કવચિત્ જોવામાં આવે છે, તે તો આપણી સકામવૃત્તિનેજ આભારી હોય છે જે નિષ્કામપણે કર્તવ્યો બજાવવામાં આવે તો એવો વિરોધ કદાપિ ઉત્પન્ન થાય નહિ.

તે સાથે એટલુ પણ સમજી શકયો છુ કે આત્મરક્ષા કરતા સ્વજનરક્ષાનુ કર્તવ્ય વધારે મહત્ત્વનુ છે, અને સ્વજનરક્ષા કરતા પણ સ્વદેશરક્ષાનુ કર્તવ્ય વિશેષ મહત્ત્વનુ છે જ્યારે અત કરણમાં ઇશ્વરભકિત તથા સર્વ લોકપ્રીતિના સસ્કારો દઢ થાય, ત્યારે તો દેશપ્રીતિ એ માત્ર ઇશ્વરભકિત કરતાજ ઉતરતુ અને અન્ય સર્વ કરતા અધિક મહત્ત્વનું કર્તવ્ય બની રહે છે.

ગુરુ—ભારતવર્ષીય પ્રજાની સામાજીક તથા ધાર્મિક અવનતિનુ કારણ હવે સ્પષ્ટ થઇ શકશે ભારતવર્ષની આર્યપ્રજામા ઇશ્વરપ્રીતિ તથા સર્વલોક પ્રત્યે સમદષ્ટિ હતી, પરતુ તેઓએ દેશપ્રીતિને સાર્વલૌકિક પ્રીતિની અદરજ ડૂબાડી દીધી

આથી પ્રીતિવૃત્તિની ક્રમે ક્રમે જે ખીલવણી થવી જોઇએ તેવી થઇ શકી નહિ દેશપ્રીતિ તથા સાર્વલૌકિક પ્રીતિ એ બન્ને યથાસ્થાને યોગ્ય ખીલવણી થવી જોઇએ જ્યારે આ વાત આર્ય પ્રજાના હૃદયમા ઉતરવા પામશે ત્યારે ભારતવર્ષ પુન પૃથ્વીની શ્રેષ્ઠ જાતિના ઉચ્ચ સિહાસને વિરાજશે એમાં મને જરા પણ સશય નથી.

શિષ્ય:—આપે જે ધર્મતત્ત્વની વ્યાખ્યા કરી છે, તે ધર્મતત્ત્વ જો આર્યપ્રજા સમજી શકે અને તેને કાર્યમાં પરિણત કરી શકે તો કેટલો બધો લાભ થાય ?

---

×આ વાકયને સ્થાને આવુ વાકય ઠીક ગણાત કે 'કાળે કરીને ભારતવર્ષની આર્ય પ્રજાનાં આચરણોમાંથી ઇશ્વરપ્રીતિ તથા સર્વ લોકપ્રત્યેની સમદષ્ટિ નીકળી ગઈ અને દેશપ્રીતિનુ સ્થાન પણ સ્વાર્થ અને વિષયલોલુપતાએ લીધુ.

# अध्याय २५ मो–पशुप्रीति

ગુરુ:—પ્રીતિતત્ત્વ સંબંધી હજી એક વાત કહેવાની બાકી છે અન્ય સર્વ ધર્મોની અપેક્ષાએ હિંદુ ધર્મ શ્રેષ્ઠ ગણાય છે, તેનાં હજારો ઉદાહરણો આપી શકાય તેમ છે પ્રીતિતત્ત્વ સમજાવતી વેળા હિંદુધર્મની શ્રેષ્ઠતા હું પ્રસંગોપાત સિદ્ધ કરી ચૂક્યો છું હિંદુધર્મ જાગતિકપ્રીતિનો જેવો ઉપદેશ કરે છે તેવો ઉપદેશ અન્ય કોઇ ધર્મમાં નથી. ન્યાયની ખાતર મારે આ સ્થળે કહેવું જોઇએ કે અલબત્ત અન્યાન્ય ધર્મો પણ સર્વ લોકપ્રત્યે પ્રીતિભાવ રાખવાની ભલામણ તો કરે છે, પરંતુ તેમ કરવાનું જે યથાયોગ્ય મૂળ કારણ દર્શાવવું જોઇએ તે તેઓ દર્શાવી શક્યા નથી, અને તેથી તેમની તે ભલામણ સાર્થક થઇ શકી નથી ત્યારે ઈશ્વર સર્વવ્યાપક હોવાથી સર્વભૂતપ્રત્યે સમાનભાવ રાખવાનો હિંદુધર્મનો ઉપદેશ તરતજ હૃદયમાં ઉતરી જાય છે. હિંદુધર્મે ઉપદેશેલી દંપતિપ્રીતિ પણ અન્ય જાતિઓમાટે આદર્શરૂપ છે તેમજ વિવાહપ્રથા પણ કોઇ રીતે ઓછી અનુકરણીય નથી આ ઉપરાંત હિંદુધર્મના પ્રીતિતત્ત્વનું એક વિશેષ ઉદાહરણ–પ્રમાણ આપું છું તે લક્ષ પૂર્વક સાંભળ

ભૂતમાત્રમાં ઇશ્વરનો નિવાસ છે, એટલા માટે પ્રાણીમાત્રપ્રત્યે સમદૃષ્ટિ રાખવી એ કર્તવ્ય છે, પરંતુ જેઓ એમ સમજતા હોય કે "ભૂતમાત્ર" કહેવાથી કેવળ મનુષ્યોનોજ તેમાં સમાવેશ થાય છે તો તે ભૂલ છે ભૂતમાત્ર કહેવાથી જગતના સર્વ પ્રાણીઓ તેમાં આવી જાય છે અર્થાત્ પશુઓ પણ મનુષ્યોની પ્રીતિને પાત્ર છે મનુષ્યોપ્રત્યે જેમ પ્રીતિભાવ રાખવાનો છે, તેજ પ્રકારે પશુઓપ્રત્યે પણ પ્રીતિભાવ રાખવો જોઇએ. આવો અભેદભાવ હિંદુધર્મ અથવા તો હિંદુધર્મમાંથી ઉત્પન્ન થએલ બૌદ્ધધર્મ સિવાય અન્ય સ્થળે નથી

શિષ્ય:—એ અભેદભાવ બૌદ્ધધર્મે હિંદુધર્મ પાસેથી લીધો હશે કે બૌદ્ધધર્મ પાસેથી હિંદુધર્મે લીધો હશે ?

ગુરુ:—અર્થાત્ તું એમ પૂછવા માગે છે કે પિતાની મીલકતનો વારસદાર પુત્ર થયો કે પુત્રની મીલ્કતનો વારસદાર પિતા થયો ?

શિષ્ય:—પિતાને પણ કેટલીકવાર પુત્રની સંપત્તિ મળે છે

ગુરુ:—કુદરતી નિયમથી વિરુદ્ધ વાત જે કોઇ સિદ્ધ કરવા ઇચ્છે, તેણે પૂરાવો રજુ કરવો જોઇએ બૌદ્ધધર્મ પાસેથી હિંદુધર્મે ઉક્ત અભેદજ્ઞાન લીધું, એમ કહેવામાં તું શું પ્રમાણ આપી શકશે ?

શિષ્ય:—મારી પાસે તો એવું કાંઇ પ્રમાણ નથી, પણ બુદ્ધધર્મે હિંદુધર્મ પાસેથી એ અભેદજ્ઞાન લીધું એમ આપ કેવી રીતે પૂરવાર કરો છો ?

ગુરુ:—પિતાની માલ–મીલકત પુત્રને મળે એ એકજ પ્રમાણ મારે માટે બસ છે. તે સિવાય વાજસનેય ઉપનિષદની શ્રુતિ ઉદ્ધૃત કરી મે તને બતાવી આપ્યુ છે કે સર્વ ભૂતપ્રત્યે સમાનભાવ રાખવો એજ પ્રાચીન વેદોક્ત ધર્મ છે

શિષ્ય —પરન્તુ વેદમા તો અશ્વમેધાદિની પણ વિધિ મળી આવે છે તેનુ કેમ ?

ગુરુ:—વેદ જો કોઇ એકજ વ્યક્તિવિશેષનો રચેલો ગ્રથ હોત તો અસગતિ દોષનો આરોપ તેના ઉપર મૂકી શકાત ટોમ્સ એકવીન્સના કથનની સાથે હર્બર્ટ સ્પેન્સરના સિદ્ધાતોનુ મળતાપણુ તપાસવુ એ જેમ વિચિત્ર છે, તેજ પ્રકારે વેદના ભિન્ન ભિન્ન અશોનુ પરસ્પર મળતાપણુ શોધવુ એ વિચિત્ર છે એટલુ જ નહિ પણ અસભવિત છે હિંસામાથીજ અહિંસાની ઉત્પત્તિ છે, પરંતુ તે વાતને હમણા રહેવા દઇશુ "પશુઓપ્રત્યે દયા કરવી" એ હિંદુધર્મનો ઉપદેશ પરમ રમણીય છે, એમા તો કાંઈજ શક નથી હિંદુઓ આ ઉપદેશનુ લાબા કાળથી પાલન કરતા આવ્યા છે જેઓ હિંદુઓ નથી તેઓ પણ અહિંસાધર્મનુ અનુસરણ યથાશક્તિ કરે છે કેવળ ખેતી અર્થે અથવા સ્વારી કરવા માટે પશુઓનુ પાલન કરે છે, તેમનેજ ઉદ્દેશીને હુ આ વાત કહેતો નથી કૂતરાનુ માસ કાંઈ ઉપયોગમાં આવતુ નથી, છતાં કેટલાકો કૂતરાને બહુ પ્રેમથી ઉછેરે છે, કારણ કે તેમાથી જે આનદ-સુખ તથા પ્રેમનો બદલો મળે છે, તે તેઓ બહુ સારી રીતે જાણતા હોય છે. આપણા દેશમાં કેટલીએક બાઇઓ બિલાડી પાળી સતાનહીનતાના દુખને ભૂલી જવાનો પ્રયત્ન કરે છે મે એક અગ્રેજી પુસ્તકમાં વાચ્યુ છે કે "જે ઘરમાં પાંજરામાં પક્ષી આનદથી નાચતુ હોય તે ગૃહમા કોઇ પ્રેમી અથવા સુજ્ઞ મનુષ્ય રહે છે, એમ સમજવુ" આ પુસ્તકનુ નામ મને અત્યારે સ્મરણમા નથી, પણ વાત ઘણીજ મહત્ત્વની છે

હિંદુઓમા ખાસ કરીને ગાયને સર્વથી વિશેષ પ્રીતિપાત્ર માનવામા આવે છે હિંદુઓને માટે ગાયના જેવી અન્ય એકે પરોપકારી વસ્તુ નથી. ગાયનુ દૂધ હિંદુઓના જીવનસ્વરૂપ છે. આપણે હિંદુઓ માંસભોજન કરતા નથી જે અન્નભોજન આપણે આહારમાં લઇએ છીએ તેમાં પુષ્ટિકર દ્રવ્ય બહુ અલ્પ પ્રમાણમાં હોય છે, તેથી જો ગાયનું દૂધ ન વાપરીએ તો એ દ્રવ્યની ખોટ કોઈ રીતે પૂરી થાય નહિ. ગાય કેવળ દૂધ આપીને આપણને ઉછેરે છે, એટલુંજ નથી, પણ જે ધાન્ય ઉપર આપણો સપૂર્ણ આધાર છે તે ધાન્ય પણ એક રીતે ગાય–માતાનેજ આભારી છે, અને એટલા માટે ગાયને અન્નદાતા કહેવામા અતિશયોક્તિ નથી. બળદોદ્વારા ખેતરો ખેડાય છે, અને ભારે બોજાઓ એક ગામથી બીજે ગામ લઇ જવામાં આવે છે જો ગાયોનુ રક્ષણ ન થાય તો કેટલાં બધા ખેતરો ખેડાયા વિના પડયા રહે ગાડાં ભરી ભરીને જે માલ પરગામ મોકલવામાં આવે છે, તે કોણ વહન કરી શકે?

ટુકામા, ભારતવર્ષમા ઘણુ ખરૂ ક્રમ ગાય અને તેની સતતિ ઉપરજ નિર્ભર રહે છે ગાય અને બળદો મૃત્યુ પામ્યા પછી પણ દધીચિની માફક પોતાનાં હાડ, ચામ તથા શીગડાદ્વારા આપણા ઉપર ઉપકાર કરતાં જાય છે કેટલાએક મૂર્ખ મનુષ્યો કહે છે કે – ' ગાય તો હિદુઓનો એક દેવતા છે " વસ્તુત તે દેવતા નથી, પણ દેવતા જેટલો ઉપકાર આપણા ઉપર કરે છે, એટલાજ માટે તેને દેવતાસમાન લેખવામાં આવે છે વૃષ્ટિદેવતા આપણા ઉપર જેટલો ઉપકાર કરે છે તેના કરતા પણ ગાય વિશેષ ઉપકાર કરે છે ઇન્દ્ર જો પૂજ્ય હોય તો ગાય પણ પૂજવાયોગ્ય છે જો આપણા દેશમાથી ગાયનો લોપ થઇ જાય તો હિદુપ્રજા પણ તેની સાથેજ લોપ થઇ જાય, એમાં શક નથી મુસલમાનોની દેખાદેખીથી જો હિદુઓ પણ ગોમાસ ભક્ષણ કરવા લાગ્યા હોત તો અત્યાર પૂર્વે હિન્દુ નામનો ક્યારનોયે લોપ થઇ ગયો હોત, અથવા તો હિદુઓ અત્યત દુર્દશા ભોગવતા હોત, એમ વિચાર કરવાથી સ્પષ્ટ થયા વિના રહેશે નહિ હિદુઓના અહિસાધર્મેજ હિદુઓની રક્ષા કરી છે અનુશીલનનું પ્રત્યક્ષ ફળ જોવુ હોય તો પશુપ્રીતિના સાક્ષાત્ ઉપકારોપ્રત્યે એકવાર દષ્ટિપાત કરી જા પશુપ્રીતિના અનુસરણના પ્રતાપેજ હિદુપ્રજા આજે જીવતી રહી ગઇ છે

શિષ્ય:—ઘણા મુસલમાનો પણ ગોમાંસ નથી ખાતા

ગુરુ—એ પ્રતાપ હિદુઓના સહવાસનો છે જેઓ હિદુ વશમા જન્મવા છતા ગોમાસ ભક્ષણ કરતા હોય તેઓ કુલાંગાર છે—નરાધમ છે એથી વધારે સખ્ત શબ્દો મારી પાસે નથી.

શિષ્ય.—કેટલાક પાશ્ચાત્ય પડિતો કહે છે કે "હિદુઓ જન્માંતર માને છે તેથી રખેને આપણો કોઇ પૂર્વપુરુષ દેહાતર પ્રાપ્ત કરીને પશુરૂપે આપણે ત્યાં આવ્યો હોય તો ? એવા ભયથી હિદુઓ પશુઓપ્રતિ દયાવાન્ રહે છે."

ગુરુ—પાશ્ચાત્ય પડિતો અને પાશ્ચાત્ય ગર્દભો વચ્ચેનો ભેદ ભૂલવો જોઇએ નહિ હિદુધર્મનો યથાર્થ મર્મ મે તને કહી દીધો છે હજી પણ તુ શુ ગર્દભ કોને કહેવાય અને પડિત કોને કહેવાય તેનો નિર્ણય કરી શકયો નહિ ? ગર્દભ તો એના અવાજ ઉપરથીજ પકડાઇ જાય ઉક્ત કથન કોઇ પાશ્ચાત્ય પડિતનુ હોવા સભવ નથી

# अध्याय २६ मो—दया

ગુરુ—ભક્તિ અને પ્રીતિ પછી દયાનુ સ્થાન આવે છે આર્ત અથવા દુખી પ્રાણીપ્રત્યે જે વિશેષ પ્રીતિભાવ તેને દયા કહેવામાં આવે છે ભક્તિના પેટામાં જેમ

પ્રીતિનો સમાવેશ છે, તેવીજ રીતે દયા પણ પ્રીતિનો એક ખાસ પેટા ભાગ છે. સર્વ ભૂતમાત્રમા જે પોતાનાજ આત્માને જોતો હોય અથવા સર્વ ભૂતમાત્રનો પોતાનામાંજ અનુભવ કરતો હોય તે મનુષ્ય નિરતર દયામયજ હોય છે એટલા માટે ભક્તિના અનુશીલન ( અનુસરણ અને વિકાસ) થી જેમ પ્રીતિનુ અનાયાસે અનુશીલન થાય છે તેવીજ રીતે પ્રીતિના અનુશીલનની સાથે દયાનુ અનુશીલન પણ રહેલુજ હોય છે. ભક્તિ, પ્રીત અને દયાને હિદુ ધર્મે એવા સૂત્રથી એક બીજા સાથે ગુથેલી છે કે તેને જૂદી પાડી બતાવવાનુ કામ સહજ નથી હિદુધર્મ જેવા સર્વાગસપન્ન ધર્મ અન્ય કોઇ નથી, એવા ઉદ્ગારો આવા પ્રસગે બળપૂર્વક બહાર આવ્યા વિના રહેતા નથી

શિષ્ય —છતાં દયાનુ અનુશીલન પૃથક્ રીતે કરવાનુ હિદુધર્મમા કહેલુ છે

ગુરુ–એકવાર નહિ પણ હજારવાર પુનઃ પુન દયાના વિષય ઉપર ભાર મૂકવામાં આવ્યો છે વસ્તુત જેનામા દયા નથી તેને હિદુ એવુ નામજ આપી શકાય નહિ. તોપણ એટલુ છે કે હિદુધર્મમા દાન શબ્દનો જેટલો છૂટથી ઉપયોગ થયેલો આપણા જોવામાં આવે છે તેટલો દયા શબ્દનો વ્યવહાર થએલો જોવામા આવતો નથી ખરી રીતે તો દાનમાંજ દયાનુ સત્ય અનુશીલન રહેલુ છે, પરન્તુ "દાન" શબ્દના અર્થ તરફ બરાબર લક્ષ આપવામાં આવતુ નથી "દાન" કહેવાથી માત્ર અન્નદાન, વસ્ત્રદાન અથવા ધનદાનજ સર્વત્ર સમજવામાં આવે છે; પરતુ એ અર્થ તો બહુજ સાકડો છે દાનનો ખરો અર્થ ત્યાગ છે ત્યાગ અને દાન એક બીજાના માત્ર પ્રતિશબ્દોજ છે દયાના અનુશીલનાર્થે ત્યાગ શબ્દનો પણ અનેક સ્થળે ઉપયોગ કરવામાં આવ્યો છે આ ત્યાગ શબ્દથી કેવળ ધનત્યાગજ સમજવો, એ યોગ્ય નથી ત્યાગ શબ્દથી સર્વ પ્રકારના ત્યાગોનુ સૂચન થાય છે, અને તેમાં પ્રાણત્યાગ પણ સમાઈ જાય છે મતલબ કે જ્યા દાનધર્મનો આદેશ કરવામા આવ્યો હોય ત્યાં આત્મત્યાગ કરવાનો ઉપદેશ પણ સાથેજ રહેલો છે એમ સમજી લેવુ આ પ્રકારનુ દાન કરવુ તેમાજ યથાર્થ દયાના અનુશીલનનો માર્ગ રહેલો છે. એક માણસ પાસે પુષ્કળ ધન–સંપત્તિ હોય, અને તે સપત્તિનો અમુક અંશ કોઈ દીન–દરિદ્રીને અર્પણ કરે તો તેથી તેણે દયા કરી એમ કહી શકાય નહિ; કારણ કે એક તળાવમાથી કોઇ પ્રવાસી ખોબો ભરીને પાણી પીવે તેથી તળાવને કાઇ ખોટ જતી નથી, તેમ તારા ઉક્ત પ્રકારના દાનથી તને કાંઇ કષ્ટ થતુ નથી. તેણે જેવો સ્વાર્થત્યાગ કરવો જોઇએ તેવો સ્વાર્થત્યાગ એથી થતો નથી. આ ઉપરથી એવા દાનની પણ જરૂર નથી એમ માની લઈશ નહિ. જેઓ એવુ નજીવુ દાન પણ કરી શકતા નથી તેઓ ઘોરતર નરાધમથી કોઈ રીતે

ચડીયાતા નથી પરંતુ જેઓ એવું દાન કરતા હોય તેઓએ તેમાં પોતાની દાનવીરતા અથવા બહાદૂરી સમજી લેવી એ પણ ભૂલ છે એવી દાનવૃત્તિથી દયાનું યથાર્થ અનુશીલન ( અનુસરણ અને ખીલવણી ) થઇ શકતું નથી **પોતે કષ્ટ સહીને પણ પરોપકાર કરવો તેજ ખરૂં દાન છે.**

શિષ્ય —જો આપણને કષ્ટ સહન કરવું પડે તો પછી શુભ વૃત્તિના અનુશીલનમાં સુખ રહેલું છે, એમ આપે કહ્યું તેનો શું અર્થ ?

ગુરુ —શુભ વૃત્તિનું અનુશીલન ( અનુસરણ અને વિકાસ ) થવાથી તે કષ્ટજ સુખના રૂપમાં ફેરવાઇ જાય છે શ્રેષ્ઠ **વૃત્તિઓ ભક્તિ–પ્રીતિ–દયા વિગેરેનું** આ એક ખાસ લક્ષણ છે કે **તેના અનુશીલનથી દુઃખ પણ સુખરૂપેજ અનુભવાય છે** ઉક્ત વૃત્તિઓ સર્વ પ્રકારના દુખોને સુખમાં ફેરવી નાખવાનું સામર્થ્ય ધરાવે છે. ધર્મ એજ સુખનો એકમાત્ર ઉપાય છે, એમાં શંકા રાખવા જેવું નથી સંસારી મનુષ્યો જેને કષ્ટ કહે છે તેની ઉત્પત્તિ "આ મારૂં અને આ પારકું" એવા ભેદજ્ઞાનમાંથીજ થાય છે ધર્માનુકૂળ આત્મ–પ્રીતિની સાથે યોગ્ય પ્રમાણમાં આત્મત્યાગ રહેલો હોય તો પછી તેમાં કષ્ટ કે દુખ જેવું કશુંજ જણાતું નથી એટલું ખરૂં કે એવું પ્રત્યેક અનુષ્ઠાન–કર્તવ્યકર્મ કે ઇશ્વરાનુમોદિત કર્તવ્ય નિષ્કામ ભાવથી કરવું જોઇએ

હિંદુશાસ્ત્રકારોએ દાનધર્મની જે સ્થાપના કરી છે, તેવિષે મને આ પ્રસંગે બોલવાનું પ્રાપ્ત થાય છે હિંદુધર્મના કેટલાક સાધારણ દર્શનકારો કહે છે કે ' દાન કરવાથી પુણ્ય થાય માટે દાન કરો " કહેવાની જરૂર નથી કે આ સ્થળે પુણ્યને સ્વર્ગાદિ કામ્ય વસ્તુઓના ઉપાયરૂપે સૂચવવામાં આવ્યું છે દાન કરવાથી અક્ષય સ્વર્ગની પ્રાપ્તિ થાય એટલા માટે દાન કરવું એવોજ સાધારણ હિંદુશાસ્ત્રકારોનો મત હોય છે આવા દાનને હું ધર્મનું નામ આપી શકતો નથી સ્વર્ગની પ્રાપ્તિ માટે ધનનું દાન કરવું તેનો અર્થ માત્ર એટલોજ કે સ્વર્ગમાં રહેવાની સારી જગ્યા મળે એટલા માટે અત્યારથીજ મૂલ્ય આપીને ત્યાં જમીન ખરીદી લેવી. આ દાનને ધર્મ કહી શકાય નહિ. એ તો એક પ્રકારનો વેપાર અથવા વિનિમય છે એવા વાણિજ્ય-વ્યાપારને ધર્મનું નામ આપવું ઠીક કહેવાય નહિ. ×

દાન કરવું તે નિષ્કામપણેજ કરવું ઉચિત છે નિષ્કામ દાન કરવાથીજ દયાવૃત્તિનું અનુશીલન થાય છે, અને દયાવૃત્તિના અનુશીલનથી પ્રીતિવૃત્તિનું પણ અનુશીલન થાય છે, તથા પ્રીતિના અનુશીલનથી ભક્તિનું અનુશીલન થાય છે

× પરંતુ સ્વર્ગ સુખના હેતુથી પણ દાન કરવામાં આવે, એ કાંઇ પણ દાન ન કરવા કરતાં તો સારૂંજ છે એટલુંજ નહિ પણ એવાં દાન પણ વધતે વધતે નિષ્કામ કર્મમાં દોરવનારાં થઈ રહે છે, એ પણ ભૂલવું જોઇયે નહિ — સંપાદક

એ પ્રમાણે એક માત્ર દાનવૃત્તિના અનુશીલનથી ( પાલન અને વિકાસથી ) ઉત્તરોત્તર અનેક ઉત્તમ વૃત્તિઓનુ સ્વાભાવિક રીતેજ અનુશીલન થાય છે માટે જેથી કરીને દયાનુ અનુશીલન થાય તેજ સ્થાન, સમય અને પાત્રમા દાન કરવુ એ આપણી પવિત્ર ફરજ છે વૃત્તિના અનુશીલનમાં કર્તવ્ય અથવા ધર્મ રહેલો છે માટે તે ધર્માર્થેજ દાન કરવુ એ ઉત્તમ છે સ્વર્ગાર્થે અથવા બીજો કોઇ બદલો મેળવવા માટે દાન કરવુ એ તેવુ ઉત્તમ નથી. ઇશ્વર સર્વ ભૂતમાં છે માટે સર્વભૂતને દાન આપવુ, જે ઇશ્વરનુ છે તે ઇશ્વરનેજ આપવું, અથવા તો ઇશ્વરાર્થે સર્વસ્વનો ભોગ આપવો એ મનુષ્યોનુ પરમ કર્તવ્ય છે સર્વભૂતમા અને તારામા તત્ત્વદષ્ટિથી જોતા કશો ભેદ નથી, એટલા માટે તારી પાસે જે કાંઇ છે, તેના ઉપર તારો પોતાનો તેમજ સર્વ પ્રાણીનો હક્ક છે, અને જે વસ્તુ ઉપર પ્રાણીમાત્રનો અધિકાર છે, તે વસ્તુ પ્રાણીમાત્રને અર્પણ કરવા સદૈવ તત્પર રહેવુ જોઇએ ગીતોક્ત ધર્મમા જે દાનનો ઉપદેશ કરવામાં આવ્યો છે, તથા યથાર્થ હિન્દુધર્મ જે દાનની મહત્તા ગાય છે, તે દાન મે ઉપર કહ્યુ તેજ પ્રકારનુ સમજવુ એવી ભાવનાથી જે દાન થાય તેજ યથાર્થ દાનધર્મ છે રસ્તે ચાલતા એકાદ ભિક્ષુક તરફ અમુક વસ્તુ ફેંકી દેવી તે કાંઇ દાન નથી કેટલાંએક મનુષ્યો તો એવુ નિકૃષ્ટ દાન પણ કરી શકતાં નથી, એ જોઇ મને બહુ આશ્ચર્ય થાય છે

શિષ્યઃ—સર્વને સમાન રીતે દાન આપવામા આવે તો પછી પાત્રાપાત્રનો વિચાર ક્યા રહ્યો ? આકાશસ્થ સૂર્ય પૃથ્વી ઉપર સર્વ સ્થળે કશાપણ ભેદભાવ વિના પોતાના કિરણો ફેંકે છે, એ વાત ખરી, પણ તેનાથી કેટલા પ્રદેશો દગ્ધ થઇ જાય છે ? આકાશનો મેઘ સર્વત્ર જલ વર્ષાવે છે પણ તેથી કેટલા ગામડાઓ તથા શહેરો તણાઇ જાય છે ? એવી રીતના વિચારશૂન્ય દાનથી લાભને બદલે હાનિ થવાનો શુ ભય નથી રહેતો ?

ગુરુઃ—હુ પૂર્વેજ કહી ચૂક્યો છુ કે દાન કરવુ તે એટલાજ માટે કે તેથી આપણી દયાવૃત્તિનુ અનુશીલન થાય જે દયાપાત્ર હોય, અને જે આર્ત્ત અથવા પીડિત હોય તેનેજ દાન આપવુ–અન્યને નહિ સર્વભૂતપ્રત્યે દયા કરવી એમ કહેવામાં મારો એવો મુદ્દલ આશય નથી કે જેને કોઈ પણ પ્રકારનુ દુખ ન હોય તેને માટે પણ આપણે સર્વસ્વનો ભોગ આપવા તૈયાર થઇ જવુ તથાપિ એટલુ તો કહેવુ જોઇએ કે જેને કોઈ પણ પ્રકારનું દુખ ન હોય એવો મનુષ્ય આ સસારમા દુર્લભ છે જેને દારિદ્ર દુખ ન હોય તેને ધનનુ દાન આપવુ નિષ્ફળ છે. તેવીજ રીતે જેને કોઇ પણ પ્રકારનો રોગ ન હોય તેને દવાનુ દાન આપવું એ નિરર્થક છે. અનુચિત દાનથી અનેકવાર પૃથ્વીમાં પાપની વૃદ્ધિ થાય

છે, એ પણ લક્ષમાં રાખવાયોગ્ય છે અનેક લોકોમાં અનુચિત દાન કરવાની પ્રવૃત્તિ વધી પડેલી હોવાથી, જે મનુષ્યો પૃથ્વીમાં સત્કાર્યપરાયણ રહીને જીવન ગાળી શકે તેવા હોય તેવાઓ પણ ભિક્ષુક અથવા પ્રપચકનો વેશ ધારણ કરે છે અનુચિત દાન કરવાની પ્રવૃત્તિને લીધે સસારના પ્રપચોમા ઘટાડો થવાને બદલે ઉલટી વૃદ્ધિ થાય છે સશક્ત ભિખારીઓને દાન આપવાથી આળસને ઉત્તેજન મળે છે, એમ માનીને પણ કેટલાકો દાન કરતાં અચકાય છે આ પ્રમાણે બન્ને બાજુઓ તપાસીને યોગ્ય પાત્રે યોગ્ય દાન આપવુ એજ ઉત્તમ છે જેઓની જ્ઞાનાર્જની અથવા કાર્યકારિણી વૃત્તિઓ યોગ્ય પ્રમાણમા વિકસિત થએલી હોય છે, તેમને પાત્રાપાત્રનો વિચાર બહુ મુશ્કેલીભર્યો નથી લાગતો, કારણ કે તેઓ દયાશીલ હોવાની સાથે વિચારવાન્ પણ હોય છે મતલબ કે મનુષ્યની સર્વવૃત્તિઓ સુદર રીતે વિકસિત ન થાય ત્યાંસુધી તેની કોઇ એક વૃત્તિ સપૂર્ણતા પ્રાપ્ત કરી શકતી નથી

ગીતાના સપ્તદશ અધ્યાયમા દાનસબધે ભગવાનનુ જે કથન છે, તેનુ તાત્પર્ય પણ એવુ જ છે.

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥२०॥
यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुन ।
दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥२१॥
अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥२२॥

અર્થાત્—"આપવુ એજ કર્તવ્ય" છે એમ માનીને જે દાન આપવામા આવે, જેના બદલાનો હેતુ ન રાખવામાં આવે, અને જે દાન દેશ, કાળ, પાત્રનો વિચાર કર્યા પછીજ આપવામા આવે, તેજ યથાર્થ–સાત્ત્વિક–દાન છે. બદલાની આશાથી જે દાન આપવામાં આવે, અમુક ફળની આશાપૂર્વક જે દાન આપવામા આવે, અથવા અપ્રસન્ન થઇને જે આપવામાં આવે તે રાજસ દાન છે દેશ-કાળ-પાત્રનો વિચાર કર્યા વિના, અથવા અનાદર અને અવજ્ઞાપૂર્વક જે દાન આપવામા આવે તે તામસદાન છે

શિષ્ય —દાન આપતી વેળા દેશ–કાળ–પાત્રનો કેવી રીતે વિચાર કરવો, તે વિષે ગીતામા કાઇ ઉપદેશ કરવામા આવ્યો છે ?

ગુરુ —ગીતામાં નથી, પણ ભાષ્યકારોએ તે વિષય ચર્ચ્યો છે, પણ અત્યારે તેવી લબાણ ચર્ચામા ઉતરવાની જરૂર નથી કોઇ પણ કર્મ એવુ નથી કે જેમા દેશ–કાળ–પાત્રનો વિચાર કરવાની આવશ્યકતા ન હોય દાનને માટે પણ તેમજ છે

દેશ કાળ પાત્રનો વિચાર કર્યા વિના જે દાન કરવામા આવે તેને સાત્ત્વિક નહિ, પણ તામસ દાન કહેવામાં આવ્યુ છે આમ કહેવાનુ કારણ એટલુ બધુ સ્પષ્ટ છે કે તે સમજવાને માટે હિંદુધર્મની કોઈ વિશેષ વિધિ શોધી કાઢવાની જરૂર રહેતી નથી દાખલાતરીકે આપણા ગુજરાત પ્રાંતમા દુષ્કાળ પડયો હોય અને તેજ વખતે માંચેસ્ટરની કાપડની મીલો પણ બધ પડી ગઇ હોય, અર્થાત્ બન્ને જગ્યાએ કારીગરો અને મજુરો દુ ખી સ્થિતિમા આવી પડયા હોય તે પ્રસગે આપણે કાંઇ પણ આપી શકીએ એવી અવસ્થામાં હોઇએ તો આપણી પ્રથમ ફરજ છે કે સૌ પહેલાં આપણે આપણા પ્રાંતના કષ્ટનિવારણાર્થેજ હાથ લબાવવો. બની શકે તો બન્ને સ્થાનોમા અમુક અમુક સહાયતા આપવી એ પણ ઉત્તમ છે, પરતુ જો ગુજરાતનાં મનુષ્યોને સહાય આપવાને બદલે માચેસ્ટર તરફજ પક્ષપાત રાખીએ તો દેશનો વિચાર આપણે રાખ્યો છે, એમ ન કહેવાય કારણ કે માચેસ્ટરના દુ ખી મનુષ્યોને મદદ કરે એવા અનેક પુરુષો બહાર આવ એવો સભવ છે, પણ ગુજરાતનાં મનુષ્યો તરફ કોઈની દ્રષ્ટિ પડવાનો સભવ નથી કાળનો પણ તેજ પ્રકારે વિચાર કરવાનો છે, આજે જે વ્યક્તિને તે તારા પ્રાણના ભોગે બચાવ્યો હોય તેજ વ્યક્તિને કદાચ આવતી કાલે સજા કરવાની ફરજ તારે શિરે આવી પડે તો તેને તુ કોઈ પણ રીતે પ્રાણદાન આપી શકે નહિ પાત્રાપાત્રનો વિચાર પણ સ્પષ્ટજ છે–પ્રાય સર્વ તેનો વિચાર કરી શકે છે એક દુ ખી મનુષ્યને દાન આપવા અનેક માણસો તૈયાર થાય છે, પણ કોઇ ચોર કે જુગારીને આપવાને તત્પર થતુ નથી એટલા માટે **देशे कालेच पात्रे च** એની સૂક્ષ્મ વ્યાખ્યામાં ખાસ કરીને ઉતરવાની જરૂર નથી જે ઉદાર જાગતિક મહાનીતિ સર્વના હૃદયમા રહેલી છે, તેને અનુસરીનેજ દેશ કાળ પાત્રના ભેદો દર્શાવવામા આવ્યા છે, પરતુ વિવિધ ભાષ્યકારોએ એ સ્પષ્ટ અને સરળ વાતના પણ કેવા વિચિત્ર અર્થો કર્યા છે, તે પણ જોવા હોય તો એક નમુનો આપુ શ્રીશકરાચાર્ય તથા શ્રીધરસ્વામી કહે છે કે દેશે એટલે કુરુક્ષેત્ર આદિ તીર્થસ્થાનોમા જે દાન થાય તેજ દાન યોગ્ય દેશે થયેલુ ગણાય. કાળનો કેવો વિચિત્ર અર્થ કર્યો છે, તે જો શકરાચાર્ય કહે છે કે સક્રાન્તિ આદિ પર્વને વિષે જે દાન થાય તેજ યોગ્ય દાન કહેવાય, તથા શ્રીધર સ્વામી કહે છે કે ગ્રહણ પ્રસંગે જે દાન કરવામાં આવે તેજ શ્રેષ્ઠ છે, પાત્ર એટલે શ્રી શકરાચાર્ય કહે છે કે જે વેદમા પારગત હોય, છ અગોનો સારી રીતે જાણકાર હોય, તથા આચારમાં નિષ્ઠાવાળો હોય તેને યોગ્ય પાત્ર સમજવો તેજ સબધે શ્રીધર સ્વામી કહે છે કે જે તપ જપ વ્રત આદિ કરતો હોય એવા બ્રાહ્મણનેજ યોગ્ય પાત્ર માનવો જોઇએ. સર્વનાશ ! હુ મારા દેશમાં રહી દીનદુખી પીડિત મનુષ્યોની સેવા પહેલી તારીખથી ૩૧ મી તારીખપર્યંત કર્યા કરૂં તો,

તેમના અભિપ્રાય પ્રમાણે ભગવદભિપ્રેત દાન થયુ એમ નજ ગણાય ! ભાષ્યકારોના વિચાર પ્રમાણે તો ગરીબ રોગી કે દુખીને સહાય કરવી એ યોગ્ય દાન ન લેખાય આ પ્રમાણે કોઇ કોઇ ભાષ્યકારે અતિ ઉન્નત ઉદાર તથા સાર્વલૌકિક હિન્દુધર્મને એવો તો સકીર્ણ, અનુદાર તથા ઉપધર્મ બનાવી દીધો છે કે તે ભાષ્યકારોના વિચારોને યથાર્થ હિંદુધર્મના વિચારો કહેવાની હિમત કોઇથી થઇ શકે નહિ મને એમ લાગે છે કે સ્મૃતિને અનુમોદન આપવા માટેજ ભાષ્યકારોએ ભગવાનના ઉદાર વાકયને એટલુ બધુ સકીર્ણ રૂપ આપી દીધુ હશે જો કે ઉક્ત સર્વ અને મહા પ્રતિભાસપન્ન, સર્વશાસ્ત્રવિત્ ભાષ્યકારોની પાસે હુ કશીજ બિસાતમા નથી, તોપણ મારે એટલું તો કહેવુ જોઇએ કે,—

**केवलं शास्त्रमाश्रित्य न कर्तव्यो विनिर्णय ।**
**युक्तिहीनविचारे तु धर्महानि प्रजायते ॥***

અર્થાત્ માત્ર શાસ્ત્રના આધારેજ કર્તવ્યનો નિર્ણય કરવો યોગ્ય નથી યુક્તિહીન-વિચારશૂન્ય બનીને કર્તવ્ય કરવાથી તો ધર્મહાનિજ થાય છે વિચાર કર્યા વિના, આંખો મીચીને ધર્મગ્રથોનુ અનુસરણ કરવા જતાં આજકાલ આપણે કેવી દુર્દશા–અધર્મ અથવા વિશૃખલાવાળી સ્થિતિએ પહોંચ્યા છીએ તેનો વિચાર કરતા ત્રાસ થયા વિના રહેતો નથી હજી પણ વિના વિચારે એવુ જ કર્યા કરીએ તો એ ઉચિત નથી. પોતપોતાની બુદ્ધિ પ્રમાણે સર્વેએ વિચાર કરવો જોઇએ, નહિતર ચદનવાહી ગર્દભ જેવીજ આપણી સ્થિતિ રહી જવાની–અર્થાત્ ચદનનો મહિમા સમજવાને બદલે ચદનનો ભાર વહન કરીનેજ જીવન વીતાવી દઇશુ

શિષ્યઃ—તો પછી ભાષ્યકારોના પજામાથી યથાર્થ હિદુધર્મનો ઉદ્ધાર કરવો એ આપણુ પ્રધાન કર્તવ્ય નથી શુ ?

ગુરુઃ—પ્રાચીન ઋષિ-મહર્ષિ તથા પડિતો અતિશય પ્રતિભાસપન્ન તથા મહા જ્ઞાની હતા તેમનાપ્રત્યે વિશેષ ભક્તિભાવ રાખવો, અને તેમનો અનાદર અથવા અમર્યાદા કદાપિ ન થાય તેનુ સતત લક્ષ રાખવુ એ આપણો ધર્મ છે. છતાં જે સ્થળે તેમનુ વાકય ઇશ્વરના અભિપ્રાયથી વિરુદ્ધતાવાળુ જણાય તે સ્થળે તે વાકયનો પરિત્યાગ કરી ઇશ્વરાભિપ્રાયનુજ અનુસરણ કરવુ, એજ મારો કહેવાનો મર્મ છે

---

* મનુ ૧૨ મો અધ્યાય, ૧૧૩ મા શ્લોકની ટીકામા બૃહસ્પતિનુ વચન

# अध्याय २७ मो–चित्तरंजिनी वृत्ति

શિષ્ય—હવે અન્યાન્ય કાર્યકારિણી વૃત્તિઓની અનુશીલન–પદ્ધતિ સાંભળવાની ઇચ્છા રાખુ છુ

ગુરુ—એ વિષય શિક્ષણશાસ્ત્રનો છે, તેથી તેવિષે અત્રે વિસ્તારથી બોલવાનો પ્રસગ નથી શારીરિક વૃત્તિ તથા જ્ઞાનાર્જની વૃત્તિસબધે હુ કેવળ સાધારણ અનુશીલન પદ્ધતિ તને કહી ગયો છુ–વૃત્તિવિશેષને ખાસ કરીને કેવી રીતે કેળવવી તે વિષે મે કાઇ કહ્યુ નથી. બીજા શબ્દોમા કહુ તો શરીરને કેવી રીતે બળવાન બનાવવુ, કેવી રીતે અસ્ત્રશસ્ત્ર ચલાવવા, કેવી રીતે બુદ્ધિને તીક્ષ્ણ બનાવવી તથા મગજને ગણિતશાસ્ત્ર સમજી શકે એવી યોગ્યતાવાળુ કેવી રીતે બનાવવુ, એ સર્વ વિષયોને મે સ્પર્શ કર્યા વિનાજ રહેવા દીધા છે, કારણ કે એ વિષય કેળવણીશાસ્ત્રનો છે અનુશીલન તત્ત્વનો સ્થૂલ મર્મ સમજવાને માટે કેવળ સાધારણ વિધિનુ જ્ઞાનજ બસ છે એટલા માટે શારીરિક તથા જ્ઞાનાર્જનીવૃત્તિના અનુશીલનસબધે મે સાધારણ વિધિજ દર્શાવવાનો પ્રયત્ન કર્યો છે, પરતુ કાર્યકારિણી વૃત્તિની અનુશીલન પદ્ધતિ–સાધારણ વિધિ–ભક્તિના વિષયમા સમાવેશ પામી જાય છે પ્રીતિતત્ત્વ ભક્તિતત્ત્વની અદર સમાવેશ પામે છે તથા દયાતત્ત્વ પ્રીતિતત્ત્વની અદર સમાવેશ પામી જાય છે, એ વાત હુ તને પૂર્વે કહી ગયો છુ સમસ્ત ધર્મો ઉક્ત ત્રણ તત્ત્વોની અદરજ સમાવેશ પામે છે, એમ કહુ તોપણ અતિશયોક્તિ નથી એટલા માટે મે ભક્તિ, પ્રીતિ તથા દયાનો વિષય બની શકે તેટલા વિસ્તારથી ચર્ચ્યો છે નહિતર ઉક્ત સર્વ વૃત્તિઓની ગણના કરાવવી તેમજ તેની અનુશીલનપદ્ધતિનો નિર્ણય કરવો એ મારો ઉદ્દેશ નથી, તેમજ તેટલી શક્તિ પણ નથી. શારીરિક, જ્ઞાનાર્જની અને કાર્યકારિણી વૃત્તિસબધે મારે જે કાઇ બોલવા યોગ્ય હતુ તે બોલી ગયો છુ હવે, ચિત્તરજિની વૃત્તિસબધે સક્ષેપમાં કહુ તે સાભળ

જગતના સર્વ ધર્મોમાં એક અપૂર્ણતા રહી ગઇ હોય, એમ મને લાગે છે, અને તે એજ કે ચિત્તરજિની વૃત્તિઓના અનુશીલનમાટે ખાસ કરીને કોઇએ ભાર મૂક્યો નથી, પરતુ એ ઉપરથી એવો સિદ્ધાંત કરી લેવો યોગ્ય નથી કે પ્રાચીન ધર્મવેત્તાઓ તેની આવશ્યકતા બરાબર સમજી શક્યા નહિ હોય, અથવા તો તેઓએ એ વિષયનો બીલકુલ ઉપદેશ નહિ કર્યો હોય હિંદુઓની પૂજાની સામગ્રી–પુષ્પ, ચદન, ધૂપ, દીપ, નૃત્ય, ગીત તથા વાદ્ય આદિનો ઉદ્દેશ ભક્તિના અનુશીલનપૂર્વક ચિત્તરજિની વૃત્તિના અનુશીલનનો પણ હોવો જોઇએ, અથવા

તો ઉક્ત સાધનોદ્વારા ભક્તિનેજ જાગૃત કરવાનો હોવો જોઇએ, એમ વિચાર કરતા લાગ્યા વિના રહેતુ નથી પ્રાચીન ગ્રીક પ્રજાના ધર્મમાં તથા મધ્યકાળના યૂરોપીય રોમન ક્રિશ્ચીઅન ધર્મમા ઉપાસનાની સાથે ચિત્તરજિની વૃત્તિઓની સ્ફુર્તિ અર્થે ખાસ પ્રયત્નો કરવામા આવતા હતા આપિલીસ અથવા રાફેલનાં ચિત્રો, અને જર્મનીના વિખ્યાત સગીતશાસ્ત્રીઓનુ સગીત એ સર્વની ઉપાસના સમયે સહાયતા લેવામા આવતી, એટલુજ નહિ પણ ચિત્ર–શિલ્પ તથા સગીત આદિ લલિત કળાઓ ધર્મના ચરણ પાસે મસ્તક નમાવીને ઉભી રહેતી ભારતવર્ષમા પણ ચિત્રકળા, શિલ્પકળા, તથા સગીત વિદ્યાને ઉપાસના અર્થે સહાયક સામગ્રી માનવામા આવે છે.

શિષ્ય.—ઉપાસનાની સાથે ચિત્તરજિની વૃત્તિને તૃપ્ત કરવા માટેજ મૂર્તિપૂજા વિગેરેનો શાસ્ત્રમા ઉપદેશ કરવામા આવ્યો હોય, એમ મને લાગે છે.

ગુરુ.—એ વાત કેટલેક અશે સત્ય છે, પણ તે સિવાય મૂર્તિપૂજાની ઉપયોગિતા અન્ય કોઇ કારણે સિદ્ધ થતી નથી, એમ કહી શકાય નહિ મૂર્તિપૂજાની ઉત્પત્તિ કેવી રીતે થઈ તે વિષે વિચાર કરવાનો અત્રે અવકાશ નથી ચિત્રવિદ્યા, શિલ્પવિદ્યા તથા સગીત વિદ્યા વિગેરે ચિત્તરજિની વૃત્તિને તૃપ્તિ તથા સ્ફુર્તિ અર્પી શકે છે, એ વાત સત્ય છે, પરંતુ કાવ્યના જેવો ચિત્તરજિની વૃત્તિને ખીલવવાનો અન્ય એકકે શ્રેષ્ઠ ઉપાય નથી. ગ્રીક અને રોમન ધર્મોએ પણ કાવ્યની સહાય લીધી હતી, કિન્તુ હિદુધર્મે કાવ્યનો જે પ્રભાવ સ્વીકાર્યો છે, તે તો ઇતિહાસમા અપૂર્વજ છે રામાયણ અને મહાભારત જેવા કાવ્ય ગ્રથો એજ હિદુઓના પ્રધાન ધર્મગ્રથો મનાય છે વિષ્ણુપુરાણ તથા ભાગવતાદિ ગ્રથોમા એવાં એવાં વાક્યો મળી આવે છે કે અન્ય કોઈ દેશના ધર્મસાહિત્ય સાથે તેની તુલના થઇ શકે નહિ આ ઉપરથી એમ જણાય છે કે ચિત્તરજિની વૃત્તિની ખીલવણી સબધે હિદુધર્મે કાઇજ લક્ષ આપ્યુ નથી, એમ તો આપણાથી કહી શકાય નહિ. છતાં એટલું છે કે પૂર્વે જે શુભ પ્રવૃત્તિ વિધિરૂપે નહિ પણ લોકાચારરૂપે ચાલતી હતી, તે પ્રવૃત્તિને આ કાળે આપણે વિધિબદ્ધ કરવી જોઇએ, અને શારીરિક તથા જ્ઞાનાર્જની વૃત્તિના અનુશીલન ઉપર જેટલો ભાર મૂકવામાં આવ્યો છે તેટલોજ ભાર ચિત્તરજિની વૃત્તિના અનુશીલન ઉપર પણ મૂકાવો જોઇએ

શિષ્ય —અર્થાત્ આપ એમ કહેવા માગો છો કે શાસ્ત્રમા જેવી રીતે ગુરુજનની ભક્તિ કરવાનુ, દયા રાખવાનુ, દાન કરવાનુ તથા શાસ્ત્રાધ્યયન કરવાનું કહેવામાં આવ્યુ છે, તેજ પ્રકારે ચિત્રવિદ્યા–શિલ્પવિદ્યા–નૃત્યગીત–તથા કાવ્ય આદિ લલિતકળાઓની પણ ખીલવણી કરવા શાસ્ત્રદ્વારા લોકોને પ્રેરણા કરવી જોઇએ ?

ગુરુ:—હા, નહિતર મનુષ્યોનો ધર્મ અપૂર્ણજ રહી જાય.

શિષ્ય —ને કેવી રીતે ?

ગુરુ —આપણે પ્રત્યક્ષ જે કાંઈ જોઈ શકીએ છીએ તે ઉપરથી તો જગત્ એટલે જડ શરીરો અને બીજી વસ્તુઓની સમષ્ટિ, એટલુ જ કહી શકાય, પરંતુ આ જગતમા આપણે જે વિવિધ પ્રકારની, વિવિધ પ્રકૃતિવાળી તથા વિવિધ ગુણોવાળી વસ્તુઓ નિત્ય અનુભવીએ છીએ, તે સર્વ અનેકતાની અદર તને કાંઇ ઐક્ય જેવુ જણાય છે? વિશૃખલની મધ્યમા કાઇ શૃખલા જેવુ જણાય છે?

શિષ્ય —હા

ગુરુ —કેવી રીતે, કહે જોઇએ

શિષ્ય.—એક અનત સત્ય અથવા અનિર્વચનીય શક્તિ—જેને હર્બર્ટ સ્પેન્સર 'ઇન્ટેલેક્ચુઅલ પાવર ઇન નેચર' કહે છે, તેમાંથીજ સર્વ વસ્તુઓ જન્મે છે, જીવે છે અને છેવટે તેમાંજ વિલીન થઇ જાય છે

ગુરુ —એ સર્વોપરિ તત્ત્વને અથવા શકિતને આપણે વિશ્વવ્યાપી ચૈતન્યના નામથી ઓળખીશુ તે ચૈતન્યરૂપિણી શક્તિને ચિત્શક્તિ કહીશુ તો તે યોગ્ય થઇ પડશે હવે, કહે જોઇએ એ સત્મા ચિત્ના અવસ્થાનનુ ફળ શુ?

શિષ્ય —ફળ તો આપે હમણાજ સ્પષ્ટ દર્શાવ્યુ, અને તે એજ કે આ જાગતિક શૃખલા—વ્યવસ્થા, કિંવા અનિર્વચનીય ઐક્ય

ગુરુ —હવે જરા વિચાર કરીને જવાબ આપ કે જીવના સબધે આ અનિર્વચનીય શૃખલાનુ પરિણામ શુ?

શિષ્ય —જીવનની ઉપયોગિતા અથવા જીવનુ સુખ

ગુરુ —તેનુ જ નામ આનદ એ સચ્ચિદાનદનુ જ્ઞાન થાય એટલે જગતનુ પણ સાથેજ જ્ઞાન થાય, પરતુ પ્રશ્ન એ છે કે તેને જાણવુ શી રીતે? હવે ક્રમે ક્રમે આપણે તેનો વિચાર કરીશુ પ્રથમ તો એ સત્ અર્થાત્ જે ત્રિકાલાબાધ્ય છે, તેનું અસ્તિત્વ કેવી રીતે જાણવુ?

શિષ્ય —એ સત્ની સાથે સત્ના ગુણો પણ આવી જાયને?

ગુરુ —હાજ તો

શિષ્યઃ—તો પછી સત્ અથવા સત્યને પ્રમાણદ્વારા જાણવુ જોઇએ

ગુરુ —પ્રમાણ કેટલા છે?

શિષ્ય.—મુખ્યત્વે તો પ્રત્યક્ષ અને અનુમાન બાકીનાં પ્રમાણોનો સમાવેશ અનુમાનમાંજ સમજીને તેને પૃથક્રૂપે ગણાવ્યાં નથી

ગુરુઃ—ઠીક. અનુમાનનુ મૂળ પણ પ્રત્યક્ષપ્રમાણ છે, અથવા તો સત્યજ્ઞાન પણ હમેશાં પ્રત્યક્ષમૂલક હોવા યોગ્ય છે, એ વાત સ્મરણમાં રાખજે જ્ઞાનેન્દ્રિયદ્વારા કોઇ પણ વસ્તુ પ્રત્યક્ષ થઇ શકે છે. એટલા માટે પ્રથમ તો યથાર્થ પ્રત્યક્ષજ્ઞાનની પ્રાપ્તિઅર્થે ઇન્દ્રિયોની—અર્થાત્ શારીરિકી વૃત્તિઓની ખીલવણી થવી જોઇએ, અને જતે

પ્રમાણે અનુમાનજ્ઞાનની પ્રાપ્તિ અર્થે જ્ઞાનાર્જનીવૃત્તિઓની યોગ્ય સ્ફુર્તિ તથા ખીલવણી થવી જોઇએ જેને આપણે જ્ઞાનાર્જનીવૃત્તિ કહીએ છીએ તેમાની કેટલીક વૃત્તિને મન એવુ નામ આપણા દર્શનશાસ્ત્રમા આપવામાં આવ્યુ છે, તથા કેટલીક વૃત્તિઓને બુદ્ધિ એવુ પણ નામ આપવામા આવ્યુ છે સકલ્પવિકલ્પની એટલે કે વિચારક વૃત્તિઓને 'મન' એવુ' નામ અપાયલુ છે અને નિર્ણયાત્મક વૃત્તિ 'બુદ્ધિ' નામથી ઓળખાય છે એ પૈકી અનુમાનજ્ઞાનને માટે મનોમય વૃત્તિઓનીજ સ્ફુર્તિ ખાસ કરીને જરૂરની છે હવે કહે જોઇએ એ સદ્વ્યાપી ચિદ્‌ને–ચૈતન્યને–કેવી રીતે જાણી શકાય ·

શિષ્યઃ—અનુમાનપ્રમાણદ્વારા

ગુરુ—એમ કહેવુ તે ઠીક નથી. જેને બુદ્ધિ અથવા વિચારકવૃત્તિ એવુ નામ આપવામા આવ્યુ છે તેદ્વારા–અર્થાત્ જ્ઞાનદ્વારાજ સતને જાણવુ જોઇએ, અને ધ્યાનદ્વારા 'ચિત્'ને જાણવુ જોઇએ, પરન્તુ ત્યારબાદ આનદને કેવી રીતે જાણવો ʻ

શિષ્ય'—'આનદ, એ તો અનુમાનગમ્ય નથી, પણ અનુભવગમ્ય છે આપણે આનદને અનુમાનથી જાણી શકતા નથી, પણ અનુભવથી–ભોગથી–જાણી શકીએ છીએ એ આનદનો અનુભવ જ્ઞાનાર્જનીવૃત્તિથી થવો અશકય છે આનદની પ્રાપ્તિ અર્થે તો કોઇ એક ખાસ પ્રકારની વૃત્તિ જોઇએ

ગુરુ—જે વૃત્તિની હુ વાત કરવા માગુ છુ તેજ તે વૃત્તિ, અર્થાત ʻ ચિત્તરજિની ʼ વૃત્તિ તેના સમ્યક્ અનુશીલનથીજ આ સચ્ચિદાનદમય જગત્ અથવા જગત્મય સચ્ચિદાનદનો સ્વરૂપાનુભવ થઈ શકે છે જ્યાંસુધી તેવો અનુભવ ન થાય ત્યાંસુધી ધર્મ અપૂર્ણ લેખાય છે ચિત્તરજિની વૃત્તિની ખીલવણી ન થાય ત્યાસુધી સપૂર્ણ ધર્મની પ્રાપ્તિ થઇ, એમ કહેવાય નહિ આપણા સર્વાગમપન્ન હિન્દુધર્મનો ઇતિહાસ જો તુ બરાબર લક્ષમા લેશે તો આ વાત તુ બહુ સારી રીતે સમજી શકશે આપણા ધર્મમા જેટલા જેટલા ફેરફારો થયા છે તે સર્વ હિદુધર્મને સપૂર્ણ બતાવવા માટેજ થયા છે, એમ તને લાગ્યા વિના રહેશે નહિ આપણી પ્રથમાવસ્થામા ઋગ્વેદમહિતાનો ધર્મ બહુ પ્રબળ હતો તે ધર્મની આલોચના કરવાથી તને જણાશે કે જે કાઇ શક્તિમાન્, જે કાઈ ઉપકારી અથવા જે કાંઇ સુદર હોય તેનીજ ઉપાસના કરવી એ આદિ વૈદિક ધર્મ હતો તેમા અલબત્ત આનદનો ભાગ યથેષ્ટ પ્રમાણમાં હતો, પરતુ સત્ તથા ચિત્‌ની ઉપાસનાનો કિવા જ્ઞાન તથા ધ્યાનનો પ્રાયઃ અભાવ હતો એટલાજ માટે ઉપનિષદોએ તેમાં સુધારો કર્યો. ઉપનિષદ્‌નો ધર્મ પરબ્રહ્મની ઉપાસનાની વિધિ દર્શાવે છે એટલામાટે તેમા જ્ઞાન અથવા ધ્યાનનો અભાવ નથી, પરતુ આનદનો અભાવ છે, × એમ તો મારે કહેવુ જોઇએ.

× આ બને કથન યોગ્ય જણાતાં નથી. પરમાત્મા સચ્ચિદાનદસ્વરૂપ છે, તો પછી આનદ તો એના પેટામાજ આવી ગયો એ સચ્ચિદાનદની નિત્યપ્રાપ્તિ

સર્વ ઉપનિષદોનો ઉદ્દેશ બ્રહ્માનંદની પ્રાપ્તિનો છે, એ વાતનો હું અસ્વીકાર નથી કરતો, પરંતુ તે જ્ઞાન તથા ધ્યાનમય ધર્મમાં ચિત્તરંજિનીવૃત્તિને ખીલવવાની કાંઇ વ્યવસ્થા દર્શાવવામાં આવી હોય એમ મારા જાણવામાં નથી + બૌદ્ધોમાં ઉપાસના નથી. બૌદ્ધો સત્‌નેજ માનતા નથી, તો પછી તેમના ધર્મમાં આનંદ હોયજ ક્યાંથી ? ઋગ્વેદ, ઉપનિષદ્ તથા બૌદ્ધ એ ત્રણે ધર્મોમાંથી એકકે ધર્મ સચ્ચિદાનંદપ્રયાસી હિંદુજાતમાં સંપૂર્ણ સ્થાયીરૂપે નભી શક્યો નહિ, પરિણામે એ ત્રણે ધર્મનો સારભાગ ગ્રહણ કરી પૌરાણિક હિન્દુધર્મ બહાર આવ્યો આ પૌરાણિક ધર્મમાં સત્‌ની ઉપાસના, ચિત્‌ની ઉપાસના તથા આનંદની ઉપાસના બહોળા પ્રમાણમાં છે તેમાં પણ ખાસ કરીને આનંદભાગ વિશેષરૂપે સ્ફુર્તિ પામ્યો છે, અને એટલાજ માટે તે જાતીય ધર્મતરીકેનું અચળ સ્થાન હજી પણ સાચવી રહ્યો છે કોઇ પણ વિજાતીય અસંપૂર્ણ ધર્મ તેના ઉપર હુમલો કરીને હજીસુધી ફાવી ગયો નથી આજકાલ જેઓ ધર્મસંસ્કાર અર્થે પ્રયત્ન કરી રહ્યા છે તેઓએ આ એક વાતનું નિરંતર સ્મરણ રાખવું જોઇએ કે ઇશ્વર જેવી રીતે સત્‌રૂપ છે, જેવી રીતે ચિત્‌રૂપ છે તેવીજ રીતે આનંદસ્વરૂપ પણ છે માટે જ્યાંસુધી ચિત્તરંજિનીવૃત્તિઓના અનુશીલનની વિધિ તથા ઉપાય દર્શાવવામાં ન આવે ત્યાંસુધી સંસ્કાર પામેલો ધર્મ પણ કદાપિ સ્થાયીરૂપે ટકી શકે નહિ

શિષ્ય.—પરન્તુ પૌરાણિક હિંદુધર્મમાં આનંદનો ભાગ હદ કરતાં વધારે છે, અને તેથી આનંદની યથાયોગ્યતા સચવાઇ નથી, એ સંબંધે આપનો શું અભિપ્રાય છે?

ગુરુ.—એ વાત સત્ય છે હિંદુધર્મમાં અનેક જાળા–ઝાંખરા બાઝી ગયા છે

---

માટે અને દુઃખમાત્રની આત્યંતિકી નિવૃત્તિને માટે તો કર્મ ઉપાસનાદિ સાધનો કહેલા છે સાધન એજ સાધ્ય નથી, મુંબઇની ટીકીટ લઇ રેલ્વેના ડબામાં બેઠા, તે ડબોજ મુંબઇ નથી કે તેમાં મુંબઇનો અનુભવ થાય એમાં તો ઉલટું ઘરમાં સુખ સગવડ હશે તેટલાં પણ નહિ મળતા કેટલુંક કષ્ટ પણ વેઠવું પડશે, અને મુંબઇ તો તે સમયે માત્ર ઉદ્દેશમાં સમાયલું રહીને તેનો સાક્ષાત્કાર તો એ પ્રયત્નની છેવટે–ફળરૂપેજ થવાનો આંબાના થડ, ડાળ, પાંદડાં, વગેરેમાં કેરીનો સ્વાદ નજ હોય, પણ ઉલટી તુરાશજ હોય એ બધાથી આગળ વધી ડાળની છેવટે પહોંચવાથીજ કેરી અને તેનો ઉમદા સ્વાદ મેળવી શકાય આવી રીતે વિચાર કરવાથી સમજાશે કે ઉપનિષદે ઉપદેશેલા ધર્મમાં આનંદનો અભાવ નથી પણ આનંદ તો (કેવળ આનંદજ નહિ પણ અનંત પ્રકારની અનુપમ અતુલ્ય મહત્તાઓ) તેના ઉદ્દેશમાં અને ફળમાં રહેલોજ છે, અને એ સચ્ચિદાનંદને પ્રાપ્ત કરવાના શિક્ષણથીજ ગીતા ઉપનિષદ્ ભરપૂર છે બાહ્ય પદાર્થોદ્વારા મેળવી શકાતા આભાસમાત્ર વિષયાનંદ કે જેની ઇચ્છાવાળાનો બ્રહ્મવિદ્યામાં અધિકારજ નથી એમ એ વિદ્યાના ગ્રંથો પ્રથમથીજ કહી દે છે તેમાં–ગીતા ઉપનિષદાદિમાં વિષયાનંદનું શિક્ષણ કે વ્યવસ્થા ન હોય એ તો સ્વાભાવિકજ છે સંપાદક.

એ હું કબુલ કરૂં છું, અને તેને ખખેરી નાખવાની પણ તેટલીજ જરૂર છે, એમ પણ હું માનું છું હિંદુધર્મનો યથાર્થ મર્મ જેઓ સમજી શકશે તેઓ ધર્મના આવશ્યક તથા અનાવશ્યક અંશોને પણ બહુ સારી રીતે સમજી શકશે. તેથી તેઓ આવશ્યક અંશોનો સ્વીકાર તથા અનાવશ્યક અંશોનો પરિહાર બહુજ સહેલાઈથી કરી શકશે, એમાં શક નથી આમ નહિ થાય ત્યાં સુધી હિંદુજાતિની ઉન્નતિ થવી અસંભવિત છે હવે, આપણે આ સ્થળે જે કાંઈ વિચારવાનું છે, તે એજ છે કે જે ઈશ્વર અનંત સૌંદર્યમય હોય તે ઈશ્વર જો સગુણ હોય તો તેનામાં સકળ ગુણોનો સમાવેશ હોય એ તદ્દન સ્વાભાવિક છે કારણ કે તે સર્વમય છે, એટલુંજ નહિ પણ તેના સકળ ગુણો પણ અનંત છે જે અનંત હોય તેના ગુણ અંતવાળા કે પરિમાણવાળા હોઈ શકે નહિ મતલબ કે ઈશ્વર અનંત સૌંદર્યવિશિષ્ટ હોઈને તે મહાન, પવિત્ર, પ્રેમમય, વિચિત્ર છતાં એક, સર્વાંગસંપન્ન તથા નિર્વિકાર પણ છે તેના આ સર્વ ગુણો અમાપ હોવાથી એ સકલ ગુણોનું સમવાયસ્વરૂપ જે સૌંદર્ય તે પણ અનંત હોવા યોગ્ય છે આપણી જે વૃત્તિઓદ્વારા સૌંદર્યનો ઉપભોગ કરી શકીએ તે વૃત્તિઓને જો આપણે યોગ્ય પ્રકારે ન કેળવીએ તો તે સૌંદર્ય કેવી રીતે અનુભવી શકીએ ? તેટલાજ માટે હું કહું છું કે જેમ બુદ્ધિ આદિ જ્ઞાનાર્જનીવૃત્તિઓને અને ભક્તિ આદિ કાર્યકારિણીવૃત્તિઓને કેળવવાની, ધર્મપ્રાપ્તિ અર્થે જરૂર છે, તેજ પ્રમાણે ચિત્તરંજિનીવૃત્તિને પણ કેળવવાની તથા ખીલવવાની જરૂર છે જ્યાંસુધી પરમાત્માના સૌંદર્યનો સમુચિત અનુભવ ન થાય ત્યાંસુધી તે પરમાત્માપ્રત્યે આપણો સમ્યક્પ્રેમ અથવા સમ્યક્ભક્તિ સ્ફુરી શકે નહિ આધુનિક વૈષ્ણવધર્મે કૃષ્ણોપાસનાની સાથે વ્રજલીલા-કીર્તનનો સંયોગ કર્યો છે, તેનું કારણ હવે તું સમજી શકશે

**શિષ્ય**—પણ એ વ્રજલીલાનું ફળ શું સારૂં આવ્યું છે, એમ આપ કહી શકશો ?

**ગુરુ.**—જેઓ આ વ્રજલીલાનું યથાર્થ તાત્પર્ય સમજી શક્યા છે, અને જેઓનું ચિત્ત શુદ્ધ થયું હોય છે, તેમને માટે એ વ્રજલીલાનું પરિણામ બહુ ઉત્તમ થયું છે, એમ કહેવામાં દોષ નથી, પરન્તુ જેઓ અજ્ઞાન હોય, વ્રજલીલાનો યથાર્થ આશય સમજવાને જેઓ અશક્ત હોય, અથવા જેઓની ચિત્તવૃત્તિ મૂળથીજ કલુષિત હોય તેમને માટે એનું પરિણામ ખરાબજ આવે છે ચિત્તશુદ્ધિ સિવાય, કિંવા જ્ઞાનાર્જની, કાર્યકારિણી અને ચિત્તરંજિની વૃત્તિના ઉચિત અનુશીલન સિવાય કોઈપણ મનુષ્ય યથાર્થ વૈષ્ણવ થઈ શકે નહિ વૈષ્ણવ ધર્મ અજ્ઞાન અથવા પાપાત્માઓ માટે નથી. **જેઓ રાધાકૃષ્ણને ઇન્દ્રિયસુખમાં તલ્લીન માની તેમને ઉપાસે છે, તેઓ યથાર્થ વૈષ્ણવ નથી-પણ પિશાચ છે**

ઘણાખરા લોકો તો એમજ માને છે કે રાસલીલા એ એક પ્રકારનો અત્યંત

અશ્લીલ અથવા ખરાબ વ્યાપાર છે અલબત્ત, વખત જતાં લોકોએ રાસલીલાને એક રીતનો નીચ વ્યાપારજ બનાવી દીધો છે, પરન્તુ ખરૂં જોઇએ તો મૂળમાં તો તે માત્ર ઇશ્વરોપાસનાનોજ એક પ્રકાર હતો અનંત સુંદર એવા પરમાત્માના સૌંદર્યની ઉપાસના સિવાય અને ચિત્તરંજિની વૃત્તિને ઇશ્વરાભિમુખી કરવા સિવાય એ રાસલીલાનો અન્ય એક ઉદ્દેશ નથી

શિષ્ય:—હવે, એ ચિત્તરંજિના વૃત્તિના અનુશીલનસબંધે કાંઇક ઉપદેશ આપો.

ગુરુ:—જગતના સૌંદર્ય તરફ ચિત્તને આકર્ષવું અને જોડવું, એજ ચિત્તરંજિની વૃત્તિને કેળવવાનું પ્રધાન સાધન છે જગત્ સૌંદર્યમય છે, બાહ્ય પ્રકૃતિ જેમ સૌંદર્યમય છે તેવીજ રીતે આન્તરપ્રકૃતિ પણ સૌંદર્યમય છે બાહ્ય પ્રકૃતિ ચિત્તને બહુજ સહેલાઇથી આકર્ષી શકે છે એ આકર્ષણને વશીભૂત થઇ સૌંદર્યગ્રાહી વૃત્તિઓના અનુશીલનમાં (તે વૃત્તિઓને જગાડવા અને ખીલવવામાં) નિત્ય તત્પર રહેવું. એ વૃત્તિઓ જેમ જેમ વિકાસ પામતી જશે તેમ તેમ આંતરપ્રકૃતિના સૌંદર્યનો પણ અનુભવ થવા લાગશે, એટલુંજ નહિ પણ જગદીશ્વરના અનંત સૌંદર્યનો આભાસ સુદ્ધાં આવશે સૌંદર્ય ગ્રાહિણી વૃત્તિઓનો એક એવો સ્વભાવ છે કે તેદ્વારા પ્રીતિ, દયા અને ભક્તિ આદિ શ્રેષ્ઠ વૃત્તિઓ પણ સાથે સાથે જાગૃત તથા પરિપુષ્ટ થયા વિના રહેતી નથી છતાં એક વાતમાં બહુ સાવચેતી રાખવાની જરૂર છે ચિત્તરંજિની વૃત્તિઓના અનુચિત અનુશીલન તથા સ્ફુર્તિથી અન્ય કેટલીક કાર્યકારિણી વૃત્તિઓ દુર્બળ થઇ જાય છે એટલા માટે ઘણાખરા મનુષ્યોનો એવો દઢ વિશ્વાસ બધાઇ ગયો છે કે કવિઓ વિગેરે કાવ્યો સિવાય અન્ય વિષયોમાં છેક નિરુપયોગી જેવા થઇ જાય છે એક રીતે આ વાત સત્ય પણ છે, જેઓ ચિત્તરંજિનીવૃત્તિનું અયોગ્ય અનુશીલન કરે છે, અને અન્ય વૃત્તિઓ સાથે તેન યથાયોગ્યતા કિંવા સામંજસ્ય સાચવવાની કાળજી રાખતા નથી, અથવા "હું પ્રતિભાશાળી હોવાથી કવિતા લખવા સિવાય બીજું કામ મારાથી કરાયજ નહિ." એમ માની જેઓ વૃથા ગર્વથી ફૂલી જાય છે, તેઓ સંસારમાં પ્રાય નિરુપયોગી થઇ પડે છે, એ વાત સત્ય છે. પરંતુ જે શ્રેષ્ઠ કવિઓ પોતાની અન્ય વૃત્તિઓ કેળવવાની સાથે સાથે ચિત્તરંજિનીવૃત્તિને પણ કેળવતા રહે છે તેઓ તો નિરુપયોગી થવાને બદલે સામાન્ય મનુષ્યો કરતાં પણ અધિક કુશળતા દાખવી શકે છે. યૂરોપના કવિઓ—શેક્સપીઅર, મિલ્ટન, ડેંટે, ગેટે વિગેરે શ્રેષ્ઠ રસિકાત્માઓ સંસારવ્યવહારમાં પણ અતિ નિપુણ હતા, એમ કહેવાય છે. કાલિદાસે કાશ્મીરનું રાજતંત્ર પોતાના હાથમાં લીધું હતું, તે શું વ્યવહારદક્ષતા સિવાય ' લૉર્ડ ટેનીસનની કુકીર્તિ પણ શું સિદ્ધ કરે છે? ચાર્લ્સ ડીકન્સ વિગેરેના જીવનચરિત્રો પણ એની એજ વાત કહે છે.

શિષ્ય:—કેવળ નૈસર્ગિક સૌંદર્યપ્રત્યે ચિત્તને સંયુક્ત કરવાથી, ચિત્તરંજિની

વૃત્તિઓની શું સમુચિત સ્ફુર્તિ થઇ શકે ?

ગુરુ—એ વિષયમાં તો મનુષ્યોજ મનુષ્યોને ઉત્તમ સહાય આપી શકે છે શિલ્પવિદ્યા ચિત્રવિદ્યા, સંગીતવિદ્યા, તથા નૃત્યવિદ્યા વિગેરે વિદ્યાઓ મનુષ્યદ્વારાજ ઉદ્ભવી છે, અને તે વિદ્યાઓ ચિત્તરંજિનીવૃત્તિને કેળવવામાં અમૂલ્ય સહાય આપી શકે છે ઉક્ત વિદ્યાઓના અભ્યાસથી બાહ્ય સૌંદર્યનો અનુભવ કરવાની શક્તિ ખાસ કરીને સતેજ થયા વિના રહેતી નથી વસ્તુત કાવ્ય એ એક અતિઉપયોગી સાધન છે. કાવ્યથી ચિત્ત વિશુદ્ધ થાય છે, અને હૃદય આંતર પ્રકૃતિના સૌંદર્યમાં રસ લેતા શીખે છે. કવિને ધર્મનો પ્રધાન સહાયક લેખવામાં આવ્યો છે, તે પણ એટલાજ માટે. મનુષ્યત્વની ખીલવણી માટે વિજ્ઞાન અથવા ધર્મોપદેશ જેટલો જરૂરનો છે, તેટલુંજ કાવ્ય પણ જરૂરનું છે જેઓ ઉકત ત્રણ વસ્તુઓમાંની એક વસ્તુ ઉપર હદ કરતાં વધારે ભાર મૂકી દે છે તેઓજ મનુષ્યત્વ અથવા ધર્મનો યથાર્થ લહાવો લઇ શકતા નથી.

શિષ્ય—પરંતુ કાવ્યમાં તો કેટલાક કુવાક્યો પણ હોય છે

ગુરુ—ખરી વાત, પણ એથી કરીને તેનો ત્યાગ કરવો, તેના કરતા વિશેષ સાવચેતીપૂર્વક કાવ્યોનો અભ્યાસ કરવો એજ હિતકારક છે જેઓ કુકાવ્યો રચી જનસમાજની વૃત્તિને કલુષિત કરવાનો પ્રયત્ન કરતા હોય તેઓ ચોર અને લુટારાઓની પેઠે મનુષ્યજાતિના શત્રુઓ છે એમ ગણી એવા કુકવિઓને પણ શિક્ષા કરવી જોઇએ.

## अध्याय २८ मो—उपसंहार

ગુરુ—અનુશીલનસંબંધી મારૂં વક્તવ્ય હવે સમાપ્ત થાય છે મારે જે કાંઇ કહેવા યોગ્ય હતું તે સર્વે કહી ચૂક્યો છું. એમાં કેટલીક વાતો અપૂર્ણ તેમજ અસ્પષ્ટ રહી ગઇ હશે, તોપણ મેં મારી શક્તિ પ્રમાણે એ વિષય ચર્ચ્યો છે, એમ કહેવાની જરૂર નથી જો પ્રત્યેક વાતનો નિર્ણય કરવા બેસીએ તો મૂળ વાતનો કોઈ દિવસે ઉકેલ આવે નહિ એટલા માટે ન છૂટકે કેટલીક વાતો અસ્પષ્ટ તથા અપૂર્ણ રાખીને આગળ ચાલવાની મને જરૂર પડી છે હું આશા રાખું છું કે અત્યાર સુધીમાં મેં જે કાંઈ કહ્યું છે તે સર્વં તું યથાયોગ્ય રીતે સમજી શક્યો હોઇશ, અને જે વાત બરાબર સમજવામાં આવી ન હોય તે સમજવાનો પ્રયત્ન ભવિષ્યમાં ચાલુ રાખીશ. મને વિશ્વાસ છે કે એમ કરવાથી કાળક્રમે તે વાત તારા સમજવામાં આવ્યા વિના રહેશે નહિ. ઘણું કરીને સ્થૂલ વાતો તો તારા સમજવામાં બરાબર આવી ગઇજ હશે.

શિષ્યઃ—કેટલીક મર્મકથાઓ સંક્ષિપ્તમાં બો' જઉં છું, તે કૃપા કરીને એકવાર

સાંભળી જાઓઃ-

( ૧ ) મનુષ્યમાં કેટલીક શક્તિઓ હોય છે, તેને આપે " વૃત્તિ " એવુ નામ આપ્યુ તે વૃત્તિઓનુ અનુશીલન-એટલે કે તેની જાગૃતિ, અનુસરણુ અને ઉન્નતિ કરીને તે શક્તિઓ અથવા વૃત્તિઓને ચરિતાર્થ કરવી તેજ મનુષ્યત્વ, એમ આપ સિદ્ધ કરી ગયા છો

( ૨ ) મનુષ્યત્વની પ્રાપ્તિ એજ ધર્મ છે

( ૩ ) તે અનુશીલનની સીમા, અને વૃત્તિઓનુ પરસ્પરનુ સામંજસ્ય સાચવવુ જોઇએ

( ૪ ) વૃત્તિઓનુ સામંજસ્ય તથા સ્ફુરણુ એજ સુખ

( ૫ ) સમસ્ત વૃત્તિઓનુ યથાયોગ્ય અનુશીલન કરી, તેને ઇશ્વરમુખી કરવી જોઇએ, અને વૃત્તિઓને ઇશ્વરમુખી કરવી એજ યથાર્થ અનુશીલન છે એ અવસ્થાને ભક્તિ પણુ કહી શકાય.

( ૬ ) ઇશ્વર સર્વ ભૂતમાત્રમાં છે, એટલા માટે સર્વ પ્રાણીપદાર્થ પ્રત્યે ભક્તિ તથા પ્રીતિ રાખવી એ અત્યાવશ્યક છે ભૂતમાત્રપ્રત્યે ભક્તિભાવ ન જન્મે ત્યાં સુધી ઇશ્વરપ્રતિ પણુ ભક્તિભાવ ઉદ્ભવે નહિ, એટલુજ નહિ પણુ મનુષ્યત્વ તથા ધર્મ પણુ અપૂર્ણુજ રહી જાય

( ૭ ) આત્મપ્રીતિ, સ્વજનપ્રીતિ, સ્વદેશપ્રીતિ, પશુપ્રીતિ તથા દયા એ સર્વ પ્રીતિની અંદર સમાવેશ પામે છે. તેમા પણુ મનુષ્યની અવસ્થાનો વિચાર કરતા સ્વદેશપ્રીતિ એ સર્વ શ્રેષ્ઠ ધર્મ છે, એમ કહી શકાય બસ, આપના કથનનો એટલો સ્થૂળ મર્મ મારા હૃદયમાં સુવર્ણાક્ષરે કોતરાઇ ગયો છે

ગુરુઃ—પણુ શારીરિક વૃત્તિ, જ્ઞાનાર્જની વૃત્તિ, કાર્યકારિણી વૃત્તિ તથા ચિત્તરંજિની વૃત્તિ વિગેરેનું તો તે નામ પણુ ન લીધુ ?

શિષ્યઃ—એની કાંઇ જરૂર નથી અનુશીલનતત્ત્વના સ્થૂલમર્મનુ વર્ણુન કરતા એવા વિભાગો પાડવા અનાવશ્યક છે હવે હુ બરાબર જોઇ શકુ છુ કે કેવળ મને સમજાવવા માટેજ આપે એવા વિભાગો પાડયા હતા

ગુરુઃ—હવે તું અનુશીલનતત્ત્વ સમજ્યો છે તારી ઇશ્વરભક્તિ દૃઢ થાય તથા તારો સ્વદેશપ્રેમ સવિશેષ પવિત્ર થાય એવી મારી આશિષ છે

---

# અનુશીલન અથવા તત્ત્વની સાથે જાતિભેદ અને કર્મનો સંબંધ

આપણે આપણી તમામ વૃત્તિઓદ્વારા શુ કરીએ છીએ ? કેટલીક વૃત્તિઓ વડે કેટલાંક કર્મ કરીએ છીએ, અને કેટલીક વૃત્તિઓવડે કેટલુક જાણીએ છીએ, મનુ-

ષ્યના જીવનમા વૃત્તિ માત્રનું કર્મ અને જ્ઞાન સિવાય બીજુ પરિણામ અથવા ફલ નથી, એટલા માટેજ જ્ઞાન અને કર્મ મનુષ્યોનો સ્વધર્મ છે જો સર્વ મનુષ્યો પોતપોતાની સમગ્ર વૃત્તિઓને વિહિત માર્ગમા અભ્યાસવાળી કરે તો જ્ઞાન અને કર્મ બને સર્વ મનુષ્યોના સ્વભાવરૂપજ થઇ જાય, પરતુ મનુષ્યસમાજની અપરિપક્વ દશામાં સાધારણ રીતે તેમ બનવુ સભવતુ નથી. કેટલાક કેવળ જ્ઞાનનેજ પ્રધાન ગણી સ્વધર્મરૂપ માને છે, અને કેટલાક કેવળ કર્મનેજ પ્રધાન ગણી લઇ સ્વધર્મરૂપે સ્વીકારે છે

જ્ઞાનનો ઉદ્દેશ બ્રહ્મસાક્ષાત્કાર છે સમસ્ત જગત્ બ્રહ્મમા છે, એટલા માટેજ જ્ઞાનપ્રાપ્તિ કરવી એ જેમનો સ્વધર્મ છે, તેમને બ્રાહ્મણ કહેવામા આવે છે. બ્રાહ્મણ શબ્દ બ્રહ્મન્ શબ્દમાંથી થયેલો છે

કર્મને ચાર શ્રેણીમાં વિભક્ત કરી શકાય, પરતુ તે સમજવા પૂર્વે કર્મના વિષયને સારી રીતે જાણી લેવો• જોઇએ જગત્મા આતરિક વિષય અને બાહ્ય વિષય એમ બે પ્રકારના વિષય છે અતર્વિષયને કર્મો વિષય કરી શકે નહિ બાહ્ય વિષયજ કર્મોનો વિષય છે તે બાહ્ય વિષયોમાના કેટલાક સર્વભોગ્ય છે મનુષ્યોના કર્મ મનુષ્યોના ભોગ્ય વિષયનોજ આશ્રય કરી શકે છે તે આશ્રય ચાર પ્રકારનો છે (૧) ઉત્પન્ન કરવુ અથવા બનાવવુ, (૨) યોજના કરવી અથવા સગ્રહ કરવો, (૩) રક્ષા કરવી, અને (૪) સેવા કરવી.

(૧) એમા જેઓ ઉત્પન્ન કરે તેઓ કૃષિધર્મી ખેડુત, (૨) જેઓ સયોજન અથવા સગ્રહ કરે તેઓ શિલ્પી અથવા વ્યાપારી, (૩)જેઓ રક્ષા કરે તેઓ યુદ્ધધર્મી અને જેઓ સેવા ચાકરી કરે તે સેવાધર્મી (૪) જ્યારે જ્ઞાનધર્મવાળા, યુદ્ધધર્મવાળા અને વાણિજ્ય અથવા કૃષિધર્મવાળાઓને પોતપોતાનાં કાર્યો એટલાં વધી પડે, કે જેથી તેઓ પોતાના દેહવ્યવહાર આદિ અગત્યના કાર્યોને ન પહોચી વળે, ત્યારે કેટલાક લોકો તેમની સેવામા નિયુક્ત થાય છે તેમને શૂદ્ર કહે છે આમ હોઇનેજ (૧) જ્ઞાનપ્રાપ્તિ અથવા લોકશિક્ષણ, (૨) યુદ્ધ અથવા સમાજ રક્ષણ, (૩) શિલ્પ અથવા વ્યાપાર, (૪) ઉત્પાદન અથવા ખેતી અને (૫) પરિચર્યા—સેવા આ પાચ પ્રકારનાં કર્મો છે હિદુધર્મશાસ્ત્રમા એમાની પહેલી બાબત તે બ્રાહ્મણના સ્વધર્મરૂપ કહી છે બીજી બાબતને ક્ષત્રીયના સ્વધર્મરૂપ, ત્રીજી અને ચોથી બાબતને વૈશ્યના સ્વધર્મરૂપ અને ચોથી બાબતને શૂદ્રના સ્વધર્મરૂપ કહેલી છે.

ભગવદ્ગીતાની ટીકામાં મે જે લખ્યુ છે, તેમાથી આ કેટલીક વિગત લીધેલી છે અહિ એ સ્મરણમા રાખવુ અગત્યનુ છે, કે સર્વ પ્રકારના કર્માનુષ્ઠાન માટે અભ્યાસનો ઉપયોગ કરવો જરૂરનો છે. જેનો જે સ્વધર્મ છે, તેને અનુસરતો અભ્યાસ કર્યા વિના તેનાથી તે સ્વધર્મનુ સારી રીતે પાલન થઇ શકતુ નથી.

સ્વધર્મને અનુસરતો અભ્યાસ જોઈએ, એમ કહેવાનો અર્થ એ છે, કે સ્વધર્મની આવશ્યકતાને અનુસરીને તેણે કર્મનો અથવા વૃત્તિનો અમુક સમય સુધી વિશેષ અભ્યાસ કરવો જોઈએ.

યોગ્યતાની રક્ષાદ્વારા અમુક કર્મ અથવા વૃત્તિનો વિશેષ અભ્યાસ શી રીતે થઇ શકે તે મારા લખેલા 'શિક્ષાતત્ત્વ' મા આવી ગયેલુ છે એથી આ ગ્રંથમાં તે વિષયના વિશેષ અભ્યાસની વાત લખવામા આવી નથી મે આ ગ્રંથમાં સાધારણ અભ્યાસનીજ વાત કહી છે, કેમકે તેનોજ ધર્મતત્ત્વમા સમાવેશ થઇ શકે એમ છે વિશેષ અભ્યાસની વાત કહી નથી, કેમકે તે શિક્ષણતત્ત્વનો વિષય છે. બનેમા કાંઇ પણ વિરોધ નથી, અને હોઈ પણ ન શકે, એટલું મારે અહિં કહેવુ અગત્યનુ છે



